Reg No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૫, અંક ૨. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૬૨.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ., એલ્ એલ્. બી.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં, રૂા ૦-૮-

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે

છુટક નકલના રૂ ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ
વસન્ત ઑફિસ—અમદાવાદ

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ-એ લેખ 'વસન્ત'માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી

---

વ્યવસ્થાપક

Reg. No. B. 465

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૧. [ માસિક ] માઘ, સંવત ૧૯૬૨.

## હિંદી સંસારસુધારાસમાજ.

"These are your ideals—"Children of Light" that you were, sanctify yourselves as a people consecrated to the cause of the Social Conference because it draws its inspiration from the genuine *Sanatana Dharma* of the *Rishis* and is broad-based upon the great truth illustrated by the rise and fall of nations"

—Mr. Justice Chandavarkar.

"The duty of the educated classes who are naturally expected to take the lead in such matters is manifest. They must try to educate public opinion and should gently help their backward brethren to see where reform is badly needed. In effecting this, success cannot be hoped for by harsh and violent urging of unpleasant truths so much as by gradually leading the backward classes to evolve the ideas so to speak out of their own minds. Such is the perversity of human nature that—what it can be persuaded to believe is the outcome of its own deliberations is always acceptable—what is supposed to be the opinion of another is always viewed with doubt and misgiving."

—Pandit Jwalaprasad.

હિન્દી સંસારસુધારાસમાજનો ઓગણીસમો મેળાવડો હિન્દી રાજકીય સમાજની સાથે બનારસમાં મળ્યો હતો. એ પ્રસંગે થએલાં સર્વ ભાષણોમા ન્યા. ચંદાવરકરનું સમાજના સામાન્ય મન્ત્રી તરીકેનુ, અને પંડિત જ્વાલાપ્રસાદનું એ મેળાવડાના પ્રમુખ તરીકેનું—એ બે સારી રીતે મનન કરવા જેવાં છે.

ન્યા. ચંદાવરકરનાં ભાષણોમાં મહર્ષિ રાનડેના ભાષણ જેવું અર્થગૌરવ, ભાષાની પ્રૌઢતા, કે વિચારની ગંભીર વ્યાપકતા જોવામાં આવતી નથી. તેમ આત્મામા સતત ઘોળાયા કરવાથી, તથા જગતના ઇતિહાસના નિત્ય ચિન્તનથી, રાનડેના વિચારમાં જે પરિપાક નજરે પડતો હતો તે પણ મિ. ચન્દાવરકરના ભાષણોમાં પ્રતીત થતો નથી. પરન્તુ એકાદ સુન્દર વિચાર લઈ એને વિવિધ સુભાષિતોથી ચમકતી છટાદાર ભાષામાં શ્રોતાઓ આગળ મૂકવાની એમનામાં સારી શક્તિ છે. આ વખતે મેળાવડાનું સ્થાન બનારસ હોવાથી, બનારસને શોભતો "સનાતન ધર્મ" નો વિચાર એમને સ્ફુરી આવ્યો હતો, અને એ "સનાતન ધર્મ" નુ ખરૂં રહસ્ય શુ છે એ બહુ અસરકારક રીતે એમણે બતાવ્યું હતું. તથા એ "સનાતન ધર્મ" ઉપર સંસારસુધારાસમાજની પ્રવૃત્તિ રચાએલી છે એમ પ્રતિપાદન કર્યું હતું. એમના ભાષણનો સાર નીચે આપીએ છીએ.

મિ. જોન મોર્લિએ એક પ્રસગે કહ્યુ છે કે પ્રાચીન જગત્ માનતું કે માણસ રાજ્ય માટે છે અને અર્વાચીન સમયમા આપણે માનીએ છીએ કે રાજ્ય માણસ માટે છે.' એમ કહેવાય છે કે ઍરિસ્ટોટલને રાજ્યના એક અવયવ તરીકે જ માણસના કર્તવ્યનું ભાન હતું. જો કે મનુષ્યસામાન્યની નીતિ તરફ સોક્રેટિસે પ્રયાણ કર્યું હતું ખરૂં, તો પણ માણસનો સમસ્ત મનુષ્યજાતિ સાથે, બલ્કે જે વિશ્વનુ મનુષ્યજાતિ પણ એક અવયવ છે તેની સાથે, સંબન્ધ છે એ વાત પ્રાચીન જગતના નીતિ વિષેના વિચારમા સાધારણ રીતે આવી નહતી. અર્વાચીન સમયના બીજા વિદ્વાનો પણ પ્રાચીન કાળના નીતિ વિચાર વિષે આવો જ મત ધરાવે છે. મિ. બર્નાર્ડ બોસાંકવે પણ "ક્રિશ્ચનિટિની જનસમૃતિ" નામના પુસ્તકમાં લખે છે કે મનુષ્યસમષ્ટિની ભાવના, મનુષ્યનો મનુષ્ય તરીકે આજન્મ સિદ્ધ અધિકાર એ વાત, તદ્દન અર્વાચીન છે; અને તે એવા નિશ્ચયમાથી ઉદ્દભવેલી છે કે—વિશ્વમા વ્યાપી રહેલી પ્રકૃતિના મૂળમાં એક જ તત્ત્વ-ઇચ્છાશક્તિ-વસેલી છે, અને તે જ મનુષ્યના વિચારમાં અને આચારમાં પ્રકટ થાય છે, અને એ નિશ્ચય દરેક ઉચ્ચગામિની પ્રજાના વિચારમાં અને આચારમાં પ્રાણ પૂરે છે.

આ વિવેચન વાંચી પ્રશ્ન થાય છે—જે સંસારસુધારાના કાર્યમા ગુથાએલા સર્વજનોએ વિચારવા જેવો છે—તે એ કે મિ. જૉન મોર્લિ અને મિ. બર્નાર્ડ બોસાંકવેએ પ્રાચીન વિચારના સ્વરૂપનું જે વર્ણન આપ્યું તે અસલના હિન્દુઓને પણ લાગુ પડે છે કે કેમ? આમ પ્રશ્ન ઉઠાવી મિ. ચન્દાવરકર એનો ઉત્તર કરે છે કે—અત્યારે આપણી અભિમાનવૃત્તિને ગમે એવું છે તેટલા માટે પ્રાચીન હિન્દુસ્તાનના વખાણ કરવામા ગાંડો બની જાઉં કે એને અતિશયોક્તિના રંગથી ચીતરૂં એવો હું માણસ નથી. પણ શાન્તિથી વિચાર કરતાં તથા કેટલીક ખામીઓ માટે યોગ્ય છૂટ મૂકતાં, મને લાગે છે કે—પ્રાચીન ઋષિઓ, જેમણે આપણાં ધર્મશાસ્ત્રો રચ્યાં છે અને જેમણે કરેલા વિચારમાંથી પ્રાચીન હિન્દુજનસમાજ ઉદ્દભવ્યો

હતો, તેઓને મનુષ્યજીવનના ઊંડા પાયા રૂપે મનુષ્યસમષ્ટિનો (મનુષ્ય માત્રને મનુષ્ય તરીકે લાગુ પડતી એવી) નીતિનો, મનુષ્યના આજન્મસિદ્ધ અધિકારનો વિચાર હતો. આજ કાલ જે આપણને "Eternal verities" ને નામે—અથવા તો કાર્લાઇલની સુવાચ્ય ભાષામાં, "the Everlasting Yea" અને "the Everlasting Nay" "નિત્ય હકાર", અને "નિત્ય નકાર"—એટલે કે ત્રિકાલાબાધ વિધિનિષેધને નામે—પરિચિત છે, તેનું પ્રાચીન ઋષિઓએ બહુ અસરકારક ભાષામાં નિરૂપણ કર્યું છે: તેઓને મનુષ્યના આચાર-વિચારમાં, તેમ જ પ્રકૃતિના હૃદયમાં અને ક્રિયામાં જે એક સર્વવ્યાપી તત્ત્વ વસેલું છે તેમાં અશ્રાન્ત શ્રદ્ધા હતી. એને તેઓ "**સનાતન ધર્મ**" અથવા તો "**શાશ્વત ધર્મ**" કહેતા. "વર્ણાશ્રમ ધર્મ"—કે જેમાં અમુક વર્ણના અને આશ્રમના લોકો માટે ધર્મ બતાવ્યા છે તેનાથી આ "સનાતન" યા "શાશ્વત" ધર્મને જુદો પાડ્યો છે; અને એમાં સર્વ વર્ણ આશ્રમ અને પન્થના લોકને લાગુ પડે એવો, સર્વવ્યાપક ચૈતન્યનો ધર્મ બતાવ્યો છે. મહાભારતના શાન્તિપર્વમાં આપદ્ધર્મપ્રકરણમાં, "**સત્ય**" ને સનાતન ધર્મ કહ્યું છે;* અને એ **સત્ય** માં સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી, તિતિક્ષા, અનસૂયતા, ત્યાગ, ધ્યાન, આર્યત્વ, ધૃતિ, દયા અને અહિંસાનો સમાવેશ કરવામાં આવ્યો છે. અને શ્રીમદ્‌ભગવદ્ગીતામાં ભગવાન "ગુણ અને કર્મ પ્રમાણે"—જન્મની જાતિ પ્રમાણે નહિ, હો!—"ચાર વર્ણના ધર્મ મેં સર્જ્યા છે" એમ કહી, આગળ જણાવે છે કે "શાશ્વત ધર્મનો સ્થાપક હું છું." એમર્સન પણ સ્વીકારે છે કે સર્વસામાન્ય ધર્મના સર્વોત્તમ શુદ્ધ અને ભવ્ય સૂરો વેદ ભગવદ્ગીતા અને વિષ્ણુપુરાણમાં સંભળાય છે. સ્મૃતિકારો પણ એની નોંધ લેતા, એમ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઉપરથી જણાય છે.

મનુષ્યમાત્રનો એક સામાન્ય ધર્મ છે એ વિચારથી ઉપક્રમ કરી, ઋષિઓએ મનુષ્યને જગતના આધ્યાત્મિક હિતનું રક્ષણ કરવા ઉભો રહેલો સ્વતન્ત્ર આત્મા માનેલો છે. આસપાસના જગત્ સાથે મનુષ્યનો શો સંબન્ધ છે એ વિષેનાં એમનાં ઉત્તમોત્તમ વર્ણનના હાર્દમાં ઉતરશો, અને એની પ્રવૃત્તિઓના અને નિવૃત્તિઓના તેઓએ કરેલા સૂક્ષ્મ વિવેચનનું મનન કરશો—તો તમને જણાશે કે તેઓ માણસને જનસમાજનો ફક્ત એક ટુકડો માનતા નહિ; મિ. મોર્લિના ધારવા પ્રમાણે પ્રાચીન ગ્રીક અને રોમન લોકો માણસને જેમ સમાજરૂપી યન્ત્રનું એક અંગ જ માનતા તેમ એ ઋષિઓ માનતા નહિ—પણ મનુષ્ય તે સમાજ અને રાજ્યનું એક સારભૂત અધ્યાત્મસ્વરૂપ છે એમ માનતા. તેથી આપણી પ્રાચીન સ્મૃતિઓ રાજા પ્રજાના ધર્મોથી

---

* अविकारितमं सत्यं सर्ववर्णेषु भारत ।
सत्यं नामाव्ययं नित्यमविकारि तथैव च ।
सत्यं सत्सु सदा धर्मः सत्यं धर्मः सनातनः ।
सत्यं च समता चैव दमश्चैव न संशयः ।
अमात्सर्यं क्षमा चैव ह्रीस्तितिक्षाऽनसूयता ।
त्यागो ध्यानमथार्यत्वं धृतिश्च सततं दया ।
अहिंसा चैव राजेन्द्र सत्याकारास्त्रयोदश ।

અથવા તો ન્યાય-વ્યવહારના નિયમોથી શરૂ ન કરતાં, આત્મા (વ્યક્તિ) ના અને કૌટુમ્બિક જીવનના ઉત્કર્ષને પ્રથમ સ્થાન આપે છે. આ ક્રમનો ઊંડો અર્થ એ છે કે પ્રાચીન ઋષિઓના મત પ્રમાણે નીતિની ભાવના એ સમાજરૂપે વ્યક્તિઓને એકત્ર બાંધનાર ગ્રન્થિ છે, તથા આધ્યાત્મિક સમાજનો અને રાજ્યનો ઉદ્દિષ્ટ હેતુ છે; અને નીતિની ભાવના સિદ્ધ કરવા રૂપી જે ઉત્કર્ષ તે વ્યક્તિ અને કુટુમ્બ દ્વારા પ્રાપ્ત કરવાનો છે.

તેથી વ્યક્તિના કલ્યાણ ઉપર ઋષિઓનું પ્રથમ લક્ષ ચોંટ્યું છે. તેઓ એમ કહેતા જણાય છે કે "પહેલું વ્યક્તિનું શ્રેય કરો એટલે સમાજનું અને રાજ્યનું શ્રેય એની મેળે થઈ જશે." તે માટે તેઓએ બ્રહ્મચર્યના, ગૃહસ્થાશ્રમના, અને વૃદ્ધાવસ્થાના સમયના નિયમો રચ્યા. આ નિયમો કેટલીક બાબતોમાં આપણને બહુ ઝીણા અને કંટાળો ઉપજાવે એવા લાગશે. પણ કોઈ પણ પ્રજાની સંસ્કૃતિ વિષે, એની અભિવૃદ્ધિના અમુક સમય માટે કરેલા નિયમોની વિગત ઉપરથી, વિચાર બાંધવાનો નથી. મુદ્દાની વાત, એ વિગતની મધ્યમાં રહેલો મુખ્ય વિચાર શો છે એ શોધી કાઢવાની છે. તે તે વખતે જીવનના જે વ્યવહારો હતા તેને પૂર્વોક્ત ભાવના લાગુ પાડવા માટે એ નિયમો કરવામાં આવ્યા હતા. એ નિયમો તે ફક્ત બહારનો આકાર, અમુક કામ કરવા માટે ઊભા કરેલા સાંચા જ, હતા. આ બાહ્યસ્વરૂપ અને સાંચા તે ક્ષણિક છે એમ તેઓ જાણતા હતા; અને એના મધ્યમાં વિરાજતી મનુષ્યઉત્કર્ષની મૂલભૂત જે વિચારભાવના તે જ શાશ્વત છે એમ તેઓ સમજતા.

ત્યારે માણસને માથે ઋષિઓના મત પ્રમાણે યન્ત્રના મધ્યબિન્દુ સ્થાને રહેલો વિચાર શો હતો? નિયમસર વિવિધ ધર્મક્રિયાઓ કરવાની કહી છે તેમાં સ્તુતિ-પ્રાર્થના-'જ્યોતિ'ની લિપ્સા એ મોથી ઉપર તરી આવે છે. ગાયત્રી જેનો નિત્ય સવાર સાંઝ જપ કરવાનો કહ્યો છે એ મનુષ્યઆત્માની "ભર્ગ" એટલે કે જ્યોતિ માટેની અભિલાષા છે. એમાં ઇશ્વર પોતાનું તેજ મનુષ્યઆત્મા ઉપર પાડી એને પ્રકાશિત કરે એવી પ્રાર્થના છે. એ આખી પ્રજાની પ્રાર્થના છે, કારણ કે તે દરેક વ્યક્તિને વિહિત છે. એમાં અન્નની માગણી કરવાનું આપણને ઉપદેશેલું નથી, કારણ કે "માણસ ફક્ત ખાવા માટે જ જન્મેલો નથી," પણ પરમાત્મ-જ્યોતિ જ્યાં દોરે ત્યાં જવાને જન્મેલો છે. પૂર્વ સમુદ્રમાંથી નિત્ય નીકળતા જ્યોતિના પ્રભાતમાં ન્હાવા, અને જ્યોતિના બાલકો થવા આપણે સર્જાએલાં છીએ એમ એ ઉપદેશ કરે છે. માત્ર ગાયત્રી કે સન્ધ્યામાં જ આ ભાવનાનો અભિલાષ જોવામાં આવે છે એમ નથી. ઉપનિષદો પણ એ જ વસ્તુ ઉપર ભાર મૂકે છે—અને હમેશાં સત્યના પ્રકાશ માટે પ્રાર્થવાનું એમાં કહેલું છેઃ "**असतो मां सद्गमय तमसो मां ज्योतिर्गमय**" "અસત્‌માંથી મને સત્‌માં લઇ જાઓ, અન્ધકારમાંથી પ્રકાશમાં લઇ જાઓ" એમ પ્રાર્થના કરવામાં આવી છે. પ્રકાશ માટે તેઓ એટલા તલસતા હતા કે ભગવદ્ગીતા પ્રમાણેઃ—

"अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः"

"અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, અને ઉત્તરાયણના છ માસ-એમાં મરણ પામેલા

બ્રહ્મતાની જનો બ્રહ્મને પામે છે." ભગવાને અર્જુનને પોતાનું વિશ્વરૂપ દેખાડ્યું ત્યારે પણ "તેજોરાશિ" રૂપે પોતે દેખાયા હતા. અને સત્યના નિરૂપણમાં પ્રતીક (symbol) ની કિંમત ધ્યાનમાં લઈ ઋષિઓએ કર્મકાંડ રૂપે આ ભાવના ગોઠવી હતી. યજ્ઞોપવીત સંસ્કાર અગ્નિ એટલે કે જ્યોતિના એક પ્રતીકની સાક્ષીએ કરવામાં આવે છે, એમાં એવો ઉપદેશ રહેલો છે કે વિદ્યાર્થીએ જ્યોતિના બાલક થવું. લગ્નવિધિ પણ અગ્નિની જ સાક્ષીએ કરવામાં આવે છે. અને જે અગ્નિ સમક્ષ પતિપત્ની પરસ્પર જોડાયાં છે તે અગ્નિને "અગ્નિહોત્ર" માં નિત્ય ઉપાસવાનું કહેલું છે. આ રીતે કુટુમ્બજીવનને આખા સમાજતન્ત્રનું મધ્યબિન્દુ ગણવામાં આવતું. ગૃહ એ એક મન્દિર છે, વિશ્રામસ્થાન છે, અને એમાં પરમાત્મા વસે છે કારણ કે એમાં અગ્નિનું તેજ પ્રકાશે છે—આવી આપણા પ્રાચીન ઋષિઓની સમજણ હતી.

પ્રકાશ માટે આ અભિલાષનો અર્થ એવો થાય છે કે આપણે વિદ્યા અનુભવ અને બનતા બનાવોના પ્રકાશથી હમેશાં વખતની સાથે ચાલવું જોઇએ, જડની માફક ઊભા થઇ ન રહેતાં આગળ વધ્યાં કરવું જોઇએ. આનું નામ જ "આર્ષ જ્યોતિ" (light of the seer)—ઋષિની અન્તર્દૃષ્ટિ (insight) અને રાજ્યતન્ત્રીની પુરોદૃષ્ટિ (foresight). અત્યારે આપણે જ્યોતિના ઉપાસક છીએ? પ્રાચીન ઋષિઓએ પોતાના સમયાનુસાર એ જ્યોતિના પ્રકાશમાં રહી તે તે સંસ્થાઓ અને ધારાઓ બાંધ્યા હતા—અત્યારે આપણે પણ એ જ જ્યોતિના પ્રકાશથી આપણા સમયની જરૂરિયાતો અને ભાવનાઓ સમજવી જોઇએ. તેમ ન કરતાં આપણે અન્ધ રૂઢિને વળગી રહીએ છીએ—એનો અર્થ એ કે આપણે અન્ધકારના ઉપાસક થઇએ છીએ. આપણું જીવન એક કૃત્રિમ ઘટમાળ જેવું થયું છે, અને ચૈતન્યની પવિત્રતા—જે પ્રજાની મહત્તા અને અભિવૃદ્ધિ ઉપજાવે છે—તે અસ્ત થઈ ગઈ છે. ઋષિઓ તેજની ઉપાસના કરવાનું કહેતા, અને તદનુસાર પ્રાચીન કાળમાં હિન્દુઓ પરદેશ મુસાફરીએ જતા, સંસ્થાનો સ્થાપતા, ધર્મ પ્રસારતા, અને પહેલા કરતાં અધિક પ્રેમથી ઘેર પાછા આવતા. ઘરકુકડી માણસ કેવો અન્ધકારથી ભરેલો હોય છે એ આપણે સહુ કોઈ જાણીએ છીએ. પણ આપણે તો પરદેશની મુસાફરીને અટકાવી બેઠા છીએ! ઋષિઓ કહેતા કે પતિ-પત્ની એ બે એક જ શરીર છે, અને સત્ય સમતા અને અહિંસાનો પ્રકાશ બંનેએ એકઠાં રહી પ્રાપ્ત કરવાનો છે. તેથી બંને—એકઠાં ઉપર ગૃહાગ્નિની ઉપાસના કરવાનું મૂક્યું છે. બંનેના આ "સહધર્મચાર" માટે ઋષિઓનો એટલો બધો આગ્રહ હતો કે એક પત્ની ગુજરી ગઈ હોય તો બીજી પરણીને પણ પતિ-પત્નીએ એકઠાં થઇને જ અગ્નિની ઉપાસના કરવી એમ વિધિ કર્યો. પણ તે સાથે પહેલા ઘરનો પુત્ર હોય તો ફરી ન પરણવું એમ નિયમ પણ બાંધ્યો. પણ હવે આ "ગૃહાગ્નિ" ની કોણ દરકાર કરે છે? હવે તો મ્હોટા મ્હોટા છોકરાઓવાળો બુઢ્ઢો મસાણમાં જતાં જતાં પણ એકાદ કુમળા વયની બાલિકાને પરણી લે છે—અને એમ કરવું તે "સનાતન ધર્મ" કહેવાય છે! અહિંસા એ સનાતન ધર્મનું પ્રથમ અંગ છે, છતાં રૂઢિએ કરી નીચી ગણાતી જાતિના ઉદ્ધાર અર્થે આપણે કાંઈ જ કરતા નથી. "સનાતન ધર્મ" માં અહિંસા અને સમતાનું આટલું મહત્ત્વ છતાં, નીચે પડેલાઓની આપણે અવગણના કરીશું, બાલવિધવાઓને આખો જન્મારો દુઃખમાં નાંખી મૂકીશું? જે પ્રજાના પૂર્વજોએ તેજની પ્રાર્થનાને એના હમેશના જીવનનું તત્ત્વ કરી મૂક્યું છે, અને એ તેજના પ્રકાશમાં રહી વર્તમાન જનોત્કર્ષનો પાયારૂપ સર્વસામાન્ય

ધર્મની અને મૈત્રી ( સર્વ જન્તુ ઉપર પ્રેમ ) ની ભાવના કલ્પી છે, તે પ્રજાને પહેલાંની સ્થિતિ પ્રાપ્ત કરવામાં બહુ મુશ્કેલી પડવી ન જોઇએ—માત્ર એટલું કે, એના કેળવાએલા જનોએ સમસ્ત પ્રજા માટે જ્યોતિની લિપ્સા કરવી જોઇએ, અને "સનાતન ધર્મ" એ પવિત્ર શબ્દો જેમ તેમ ન વાપરતાં એના ગંભીર અર્થમાં વાપરવા જોઇએ, અને નાતજાતની સાંકડી રૂઢિઓને એ લગાડવો ન જોઇએ. પણ જ્યાં સુધી કુટુમ્બજીવન એટલે કે ગૃહિણી સાથે સહચાર અને ગૃહસ્થાશ્રમ એ આખા જનસમાજનું અને રાજ્યનું ઉપાદાનકારણ છે—એનાં જ જનસમાજ અને રાજ્ય બનેલાં છે—એ સત્ય આપણે નહિ સમજીએ, ત્યાં સુધી આપણે એ પ્રાચીન ભાવના સિદ્ધ કરી શકીશું નહિ. આપણે સંસારસુધારકો એ જ ખરા "સનાતન ધર્મ" તરફ વળવાનું કહીએ છીએ—આપણે કાંઈ નવું જોઇતું નથી; માત્ર નવા સમયના બીબાંમાં જૂનામાં જૂની ભાવના ઢાળવા માગીએ છીએ.

માણસે પોતાને સત્ય લાગે તેમ ન કરવું, પણ રૂઢિને તાબે થઈ રહેવું—પછી ભલે તે ખરાબમાં ખરાબ હોય—એ હિન્દુને છાજતું નથી. આપણા હિન્દુધર્મશાસ્ત્ર—ભગવદ્ગીતામાં—કહેલું છે કેઃ—

" सांख्ययोगौ पृथग् बालाः प्रवदन्ति न पण्डिताः "

"વિચાર અને આચારને અણસમજુ લોક છૂટા પાડે છે, વિદ્વાન છૂટા પાડતા નથી." આ તમારી ભાવના છે. તમે "જ્યોતિ" ના ઉપાસકો છો. પ્રાચીન ઋષિઓએ પ્રતિપાદન કરેલું સનાતન ધર્મનું મહાન સત્ય, જે પ્રજાનાં ઉદયાસ્તનું સાક્ષી છે એ ઉપર સંસારસુધારાસમાજ રચાએલી છે. એ ખરા "સનાતન ધર્મ" નો પ્રાણ સંસારસુધારાસમાજમાં ઉતર્યો છે, એ સમાજના કાર્યની દીક્ષા ધરો અને પવિત્ર થાઓ.

આ રીતે મિ. ચન્દાવરકરે સંસારસુધારાસમાજના મન્ત્રી તરીકે પ્રસ્તાવના રચ્યા બાદ—પંડિત જ્વાલાપ્રસાદે પ્રમુખ તરીકે ભાષણ આપ્યું. પ્રમુખ પંડિત જ્વાલાપ્રસાદનું ભાષણ શ્રોતાજનના વિચારને ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જાય, કે એની પ્રતિભાચક્ષુને ઉઘાડી દે, તેવું નહતું. પણ જેમ મિ. ચન્દાવરકરે સંસારસુધારાની પીઠિકારૂપે ખરા સનાતન ધર્મની ભવ્ય ભાવનાનો અંગુલિનિર્દેશ કર્યો, તેમ મિ. જ્વાલાપ્રસાદે દરેક સંસારસુધારકે પોતાના કાર્યમાં યાદ રાખવા જેવી બે ડહાપણની સલાહ આપીઃ-(૧) જેઓ જ્ઞાતિનાં મંડળોદ્વારા સંસારસુધારો કરવામાં નુકશાન માને છે તેઓ ભૂલ કરે છે; હિન્દુસ્તાનના જનસમાજનું બંધારણ જ જ્ઞાતિઓનાં મંડળનું છે, એટલે એ મંડળોને જગાડીને એના બળથી સંસારસુધારાનું કાર્ય સિદ્ધ કરવું ઇષ્ટ છે. (૨) કોઈ પણ સુધારો પૂરેપૂરો થાય અને હમેશ માટે ટકે તેટલા માટે કેળવાએલા વર્ગનું કર્તવ્ય એ છે કે લોકના **નિશ્ચયો ફેરવવા;** આપણા સ્વદેશબન્ધુઓને સુધારાની ક્યાં ક્યાં ખરી જરૂર છે એ, **કોમળતાથી, જોતા કરવા;** કડવો સત્યો સખ્ત રીતે કહેવાથી ફતેહમન્દ થવાતું નથી—અજ્ઞાન લોકોને જાણે પોતાના હૃદયમાંથી એ વિચારો ઉદ્‌ભવતા હોય એમ કરી આપવું જોઇએ. કારણ કે મનુષ્યસ્વભાવ એવો છે કે જ્યાં સુધી અમુક મત બીજાનો છે એમ એને લાગે છે ત્યાં સુધી એ તરફ માણસ શંકાની દૃષ્ટિએ જુવે છે; જે એના પોતાના મનમાં ઉદય પામે છે તે જ એ માને છે.

અમે આમાં એટલું ઉમેરીશું કે માત્ર સુક્તિ તરીકે મીઠા શબ્દો બોલવાથી કે પ્રાચીન સનાતન ધર્મની મ્હોંએ પ્રશંસા કરવાથી ફળ નથી. (મિ. ચંદાવરકરે એમ કરેલું છે એવું અમારૂં કહેવું નથી: એમનામાં પ્રાચીન ભાવના માટે અમે કાંઈક સાચી લાગણી જોઈએ છીએ) પણ મિ. ચંદાવરકરે એમના ભાષણના અંતભાગમાં વિચાર અને આચારની જે એકતા ઉપદેશી છે તદનુસાર પ્રાચીન ઋષિઓના વચન માટેનું માન એક બે ઘડીના વિચારમાં પૂરાઈ ન રહેતાં આચારમાં પરિણમશે અને સંસારસુધારકો પ્રાચીન ઋષિઓનાં વાક્યો તરફ પૂર્ણ માનથી વર્તશે, અને એ જ વચનોનો ઉદ્ઘોષ ખરા ભાવથી આખા દેશમાં ફેલાવશે તો સંસારસુધારાના તત્ત્વનો જય સમીપમાં છે. પણ સંસારસુધારકો એમ કરશે ખરા?

[ **વસન્ત ઑફિસ.** ]

---

## "શું"—એ શું છે?

મહેરબાન 'વસન્ત' પત્રના તન્ત્રી સાહેબ—,

આ વિષયના મ્હારા ચર્ચાપત્રના ગુજરાત શાળાપત્રના તન્ત્રીના પ્રત્યુત્તર વિશે બે શબ્દ લખવા આવશ્યક છે.

'શું વિચાર' ઇત્યાદિ પ્રયોગોમાં 'શું' ને નામ તરીકે લઈને સમર્થન કરવું હોય તો થઈ સકે, પરંતુ નામ લેવું પડે જ એમ નથી—ઇત્યાદિ એમની કોટિનું સાર્થક્ય સમઝાવું કઠણ છે. 'નામ લેવું' અને 'નામ તરીકે વપરાયલા જેવું ગણવું' એ બે વચનમાં શો ફેર તેઓ આણે છે તે કળી સકાતું નથી. નામ તરીકે વપરાયલા જેવું અર્થાત્ તે પ્રસંગ માટે તો નામ જ ગણવું એમ થવાનું. નહિં તો તો અર્થહીન વચન થઈ જશે. 'સમર્થન કરવા માટે 'શું' ને નામ લેવું પડે જ એમ નથી'—એટલે શું? નામ ના લ્યો તો બીજું શું લેવું? વિશેષણ? તો તો પછી અર્થાત્ જ 'વિચાર' વગેરે શબ્દો તે જ વિશેષ્ય છે અને થાય, અને તે પ્રમાણે વિભક્તિ વચન પ્રાપ્ત થશે.

"'શું વિચાર' એ પ્રયોગમાં 'શું' ને સમનાધિકરણ કોઈ નામ ન હોવાથી"— ઇત્યાદિ એ લખે છે. આ વચનમાં સામાનાધિકરણ્યતાનું તત્ત્વ ભૂલી જવાય છે. બાહ્ય રૂપમાં વિભક્તિ વગેરેનું સરખાપણું તે જ સામાનાધિકરણ્ય નથી; એ તો સામાનાધિકરણ્યનું ફળ છે; સામાનાધિકરણ્ય તો અર્થમાં સમાય છે. ઉદા૰—જેમ 'કાળો ઘોડો' હેમાં 'કાળો' તથા 'ઘોડો' એ બે પદાર્થ સમાનાધિકરણ છે, (અર્થાત્ 'કાળાપણું' અને 'ઘોડાપણું' એ બે ગુણ તથા જાતિનું અધિકરણ-સ્થળ સમાન છે; એ બે એક વસ્તુમાં સ્થિત છે), તેમ જ 'લાલ ઘોડો' હેમાં પણ 'લાલ' અને 'ઘોડો' એ બંને સમાનાધિકરણ છે. પ્રથમના ઉદાહરણમાં 'કાળો' એ વિશેષણ વિકારી હોવાથી વિશેષ્યનાં લિંગ વચન લે છે તેથી સામાનાધિકરણ્યનું બાહ્ય ફળ દૃષ્ટિગોચર થાય છે, અને બીજામાં 'લાલ' એ અવિકારી હોવાથી નજરે નથી પડતું; છતાં બંનેમાં વિશેષણ અને વિશેષ્યનું અર્થગત સામાનાધિકરણ્ય છે જ. આ ઉપરથી જણાશે કે 'શું વિચાર' એ પ્રયોગમાં 'શું' એ વિશેષણ અને 'વિચાર' એ વિશેષ્ય વચ્ચે સામાનાધિકરણ્ય અર્થગત છે જ; અને 'શું' તે અવિકારી નહિં પણ વિકારી હોવાથી 'શો' ઇત્યાદિ રૂપાન્તર અવસ્ય થવાં જોઈએ; અને 'શું' એમ રાખવાથી અશુદ્ધ પ્રયોગ જ થાય છે એમ ગણવું વાજબી છે.

‘ શુ ’ એ વિશેષણ અને ‘ વિચાર ’ એ વિશેષ્ય એ બેને ગુજરાતશાળાપત્રના તત્રીના સમર્થનમા ‘ નામ તરીકે વપરાયલા જેવુ ગણવા ’ને પરિણામે વિશ્લેષ થઈ, વાક્યમા અન્વયનો ભગ થાય છે તે હુ પ્રથમ બતાવી જ ચૂક્યો છુ એ ભગનુ અસભવિતપણુ ઉપર બતાવેલા સામાનાધિકરણ્યના સ્વરૂપમા જણાઈ આવશે

**સ્થિતેષુ સમર્થનમ્** એ ન્યાયનો આ સ્થળે ઉપયોગ કરવો તે દુરુપયોગ છે જેઘ પ્રયોગ શિષ્ટ લખાણમા **સ્થાપિત** થઈ ગયો હોય, અથવા લૌકિક રીતે પણ અતિ રૂઢ થઈ ગયો હોય, તો તે પ્રસગે એ ન્યાયનો ઉપયોગ કરાય બાકી મુબાઈ જેવા નગરમા અનેક ભાષા, અનેક સાક્ષર નિરક્ષર ઇત્યાદિ વર્ગનુ સઘર્ષણ, વગેરેથી ઉત્પન્ન થયેલા સકરમા કાઇ દેખાદેખી, કાઈ બેદરકારી, કાઇ નિરક્ષરતા, વગેરે બળોને પરિણામે પ્રચાર પામેલા અશુદ્ધ પ્રયોગોને એ ન્યાયથી સમર્થન કરવાનું માન આપવુ અનુચિત છે એ રીતે તો “ કેમ છે ? ઉ૦ ‘સારૂ’ ને બદલે “ કેમ છો ? ’—એ અગ્રેજીના શબ્દશઃ ભાષાન્તર થયેલા મુબાઇગિન આ મુખ્યત્વે પારસી પ્રયોગને પણ શુદ્ધતાની છાપ આપી દેવાશે હેવા અનેક અશુદ્ધ પ્રયોગો એ રીતે શુદ્ધિના વર્ગમા ઘુશી જવા લાગશે આ ન્યાયનો ઉપયોગ કર્યાનું એક ઉદાહરણ એમણે ‘ સશક્ત ’ અને ‘ અશક્ત ’ એ બે શબ્દોનું આપ્યુ છે હેમા ‘ સશક્ત ’ તે પ્રયોગ ‘ અશક્ત થી ઉલટો નથી, પણ અન્ય રીતે હેનુ તેઓ સમર્થન કરે છે પરતુ એ સમર્થનમા ઐતિહાસિક અને વાસ્તવિક સત્ય કરતા વિદ્યાચાતુર્યનો અશ વિશેષ જણાય છે ‘ શક્ત ’ને **भावे क्त** થી ‘શક્તિ’ના અર્થમા ગણવામા ઉઘાડી રીત્યે તાણી તૂશીને બધ બેસાડવાની ક્રિયા જણાય છે વસ્તુસ્થિતિ તો બાકી એ છે કે ‘ સશક્ત ’ એ પ્રયોગ મરાઠીમાથી ગુજરાતીમા પેસે છે—અને ખરૂ જોતા ગુજરાતીમા એ પ્રયોગ હજી સુધી જોવામા આવ્યો નથી—મરાઠીના સસર્ગીઓ વખતે બોલવામા વાપરતા હશે અસ્તુ પરતુ એ પ્રયોગ મરાઠીમા પણ એક પ્રકારના ભ્રમનું જ પરિણામ છે અશક્ત એમ પ્રચલિત જોઈ ‘ અભાગ ’થી ઉલટો ‘ સભાગ ’ ‘ અજ્ઞાન ’ થી ઉલટો ‘ સજ્ઞાન ’ ઇત્યાદિ પ્રયોગોના બાહ્ય સામ્યને લીધે ‘ અશક્ત ’ થી ઉલટુ ‘ સશક્ત ’ એમ પેશી ગયેલુ છે આ રૂપનો આ ઇતિહાસ ખરો સભવે છે હાવી રીતે અનેક પ્રયોગ ભ્રમને લીધે પેશી ગયેલા જોવામા આવે છે તો તે ઐતિહાસિક સત્ય સ્વીકારવાને બદલે કૃત્રિમ સમર્થન કરવુ એ સરલ માર્ગ નથી. બાકી હેવા સમર્થન માટે સસ્કૃત વ્યાકરણમા સૂત્રોના હથિયાર ઘણાએ મળે—પણ તે એ હથિયારનો દુરુપયોગ થયો કહેવાય આટલુ પ્રસગવશાત્ કહેવુ પડ્યુ

‘ શુ વિચાર ’ એ પ્રયોગનુ સમર્થન કરવાને ‘ શુ ’ ને નામ તરીકે વપરાયલા જેવુ ગણવાનુ તેઓ કહે છે અને **सामान्ये नपुंसकम्** કહીને સમર્થન કરે છે છતા પોતે જ તત્ત્વબોધિનીકારનો મત સ્વીકારી કબુલ કરે છે કે **सामान्ये नपुंसकम्** એ વાર્તિક ‘ વિશેષણને જ લાગે છે ’ અર્થાત્ એ સમર્થનને પ્રસગે પણ ‘ શુ ’ તે વિશેષણ જ છે—નામ નહિ જ પછી નામ **તરીકે વપરાયલા જેવુ ગણવુ**—એમ ચાર શબ્દોથી વિશેષ લૂલા કરેલા વચનથી ખરી મદદ મળવાની આશા વ્યર્થ છે.

રત્નાગિરિ જિલ્લો
તા ૨૮-૧-૦૬

લિ. નરસિંહરાવ ભોળાનાથ.

## નળ-દમયન્તી.

ધપતી ધપતી વેગે રાત્રિ ધીમી પડી જાય છેઃ
  ઉડુગણભરી પાંખો પ્હોળી કરી ઉડી જાય છેઃ
અનહદ ધ્વનિ ઉંડે ઉંડે ગભીર સુણાય છેઃ
  ધીમું વિકસતું શીળું વ્હાણું, શિશુસમ, વાય છેઃ

અણુસમજુ એ બાલુડું તો અબોલ હસ્યા કરે
  બટુક ગભરૂ પાવો ગેબી બજાવી રમ્યા કરેઃ
બની રમકડું હીંચે ઝૂલે ઉષા રવિને કરે
  સ્મિતથી સૂચવેઃ " મોંઘા લ્હાવા કસોટી પછી મળે. "

હૃદય સરસાં રાખી શાંતિ અને સુનકારને-
  હસતી રમતી ગાતી ગાતી નદી વહી જાય છે.
સુરખી નભની હાથેલીમાં વધાવી નચાવતી—
  મુદિત મુખડે આશા ઘેલી વધે કુદી નાચતીઃ

સ્થિર નજરને ન્હાના ધોધે નચાવતું આ સમે—
  અહીં ઉભુ હશે ઉત્કંઠાથી ઉષા સમ કોણ એ !
નીરપર ઝૂકે આરાવાળી અલૌકિક વાટિકા-
ભવન વચમાંઃ ત્યાંથી આવે ઉજાસભરી શું આ ?

વિમલ વસનો ધોળાં વાળી સુમંગળ મૂર્તિને—
  ઝલક, વદને નિરાશાની કરૂણ છવાઇ છેઃ
ઉર ઉછળતી ઉંડી આશા છતાં સ્મિત છાય, ને—
  પ્રણયપુતળી ગાતાં-રૂવે; રડી વળી ગાય છેઃ—

(ભૈરવીના લયમાં.)

હો ! ભલા ભગવાન ! દેવા ! હો ! ભલા ભગવાન !
  દુઃખીના વિશ્રામ, દેવા—ધ્રુવ.

ભૂલી પણ ગઈ કાલ, જાતાં વ્હાણાં, ઉડયાં કૈંક વાતાં,
  લ્હાયે આવી "આજ" આ કાં ?–હો ભલા ભગવાન ! ૧

દારૂણ દુઃખના પ્રતાપે કે વળે અંધારાં આંખે !
  ના સૂઝે ભવને ભુલાવે !—હો ભલા ભગવાન ! ૨

વૃત્તિ વહતાં, વહાલાં વછોડે વિમારે વ્હાતાં:
તે્હાયે કાં ન મટે મનમાન્યા ?—હો ભલા ભગવાન ! ૩

વ્હાલાને વિચારવાની ઉરની અમી સરવાણી
જીવતી સુકાય શાની ?—હો ભલા ભગવાન ! ૪

ભીના મર્મ જન ભોળાના કૈં ઘટે સતેજ થાવા—
ઉરાડી અમીના છાંટા—હો ભલા ભગવાન ! . ૫

પ્રતિ સમય આ નાહી, આવુ સ્તવી, નમી તેજ્ઞને—
તટ-પગથીયે ઊન્હા ઊંડા નિમામથી એ ચ્હડે:
ઉર ધડકતે ભીની આંખે રહે નિરખી બધે
જડસમી દિશે સૃષ્ટિ નિત્યે છતાં ઉભી કાં રહે ?

મુખ ગરીબડે ગેયા જોવે કરે કંઈ શોધ ત્યા
લહરી શ્રવણે છાનુ કૂજી ગઈ સખીકૃત્ય કૈં
પીગળી પુલકે વ્હીલી મુગ્ધા "વિભુ દીનના" ! લવી
વિરહિણી ગઈ ભૂલી રોવુ શુણી કંઈ વ્હાવરી !

ચપલ ચતુરા એવુ એ શું હશે ચમકે ભલા !
પરિચિત સ્મરે પૂર્વાવસ્થા ચકિત જ ચંચલા —
"સ્વજન મૂર એ એનો એ ! હા ! ખચિત મધુર એ"
વહી ઊમળકે આવે ત્યાથી જવા વધી સૂર એ.

ચારી સમીપની ઊંડી ખીણો ભયાનક ભેખડો—
પતિત જનની પીડાનો શુ અવાજ હશે થતો ?
ખડક મભી એ કાળી કાળી કઠિન જ ભેખડે:
મંઇ અમયનુ કો એ જોતુ ઉભેવ લચ્યા કરે ?

સ્મિત-રુદનના ભૂલી ભેદો ગઈ હતી આખ એ !
તહીં લીસરડા ઝાખા આશા ઉકેલ તણા વસે !
વિતક વરસ્યા કૈંયે તેથી ફરી ગઈ આકૃતિ
સ્વજન પરખે એવી મુદ્રા ન જેની ધ તે લવે—

"શુ ઉડી ગયું એ ? પંખી-મ્હારા ! ઉડી ન જઈશ તુ !
લલિત મધુરી આ લીલાના અમાનુષી મસ્ત તું !
કરણ ગીતડા ગાને ! ગાયા ન કાં કર તુ હજી ?
મુજ ગરીમની ઓછી ઇચ્છા ન કાં કર તુ પુરી ?"

" વિદય નવ થા; છૂપી ગાજે ભલે, સ્વર-મૂર્તિ ! તું:
  સહચરી ઉડી સ્વપ્નું ઊડયું જશે પણ ઊડી તું ?
સ્મરણ ઉપજાવ્યા તું ગાશે તો મણો શમશે કંઈ
  વ્યથિત જનની તપ્તિ ટાળો ન સાંત્વન કાં દઈ ?

" પ્રતિપળ દિને કે રાત્રીયે સુતાં ત્યમ જાગતાં—
  તરવરી રહે વસ્તુ વ્હાલી તણી પ્રતિમા સદા!
મુજ અધમતા કેરાં ચિત્રો ચીરે ઉર હોય ત્યાં—
  સુખ અધિક હું માનું: છાજે ઘડીક ન એ છતાં!

" પ્રિય સ્વજનના મીઠા સ્વપ્ને મથું શમવાય ત્યાં—
  સડ પજવતાં ત્રાસે પ્રાણી ભરે અળખામણું:
અજબ સૂર એ ઊંડો ગેબી સમીપ શુણાય ક્યાં !
  પરિચિત સમી સીંચી શાંતિ ગયો શમી એય ક્યાં ?

" રહી હદ હવે આવી ! ત્રાહિ સહી ન શકાતું કૈં:
  પ્રિયજન વિના હૈયું ખાલી કરી ન શકાતું કૈં:
પ્રણયી જનને વ્હાતાં પાછું જુએ નવ પાતકી—
  ઘટતી જ દશા આવી એવા કઠોર નઠોરની !

" કંઈ સમજતાં શીખ્યો ત્યાંથી તવાય જ્વરે તનુ:
  અનુભવ મને વ્હાલાંઓના વિયોગ તણો બહુ !
નથી વિરહ કે ઊંડી પીડા ખમાતી જરી હવે:
  રતિ નથી રહી નીચોવાતાં ભવે કંઇની મને !

" વળી હદ, વિધિ ! જોને, બાપુ ! દયા કરી દે ક્ષમા !
  ઘસડી ઘસડી છોલે છૂંદે: છતાં તું જુવે ન કાં ?
નવ ઘસડ તું ! અધી આવે અશક્તિ અકાળથી:
  વિવિધ દમને શાંતિ સ્વપ્ને દીઠી ન કદી જરી:

" વિધિ ! ઘસડતાં વ્હાલાંઓને જરા સ્મરવા જ દે:
  પ્રણયસુખની યાદી મીઠી પજેક છજાવને:
મુજ અધમને આવી ઓછી વસે ફિર વાસના:
  કૃપણ ક્યમ થા બાપુ ! તેને ઘડીક નિભાવવા ?

" કંઈ નહિ, ભલે વ્હાલાં સત્વો અલૌકિક વિશ્વનાં !
  રમત રમજો ગાતાં નાચી અજાયબ રાસમાં !
કુસુમ સ્મિતનાં લીલા લીલી ધરે તમને જ ત્યાં:
  ઉર-ઉકળતાં આંસુ ઉન્હાંની અંજલિ અર્પું કાં ?

" ગુણીયલ સખિ ગૌરી રાણી ! ગણું પરિણામ આ—
  સુખદ તુજ સૌ ઇચ્છાને હો અધીન થતાં સદા
સ્થિતિ અવનવીઃ એ ક્યાં ! આ ક્યાં ? જડી વિકૃતિ જગેઃ
  સમજી ન શકું આ ત્રાસેથી અનુગ્રહ શું થશે ?

" સ્મરૂં છું દિન એ કલ્યાણીને જરી કચવાવતાં
  વિપરીત દશા વ્હોરી લીધી પડ્યાં દુઃખજાળમાં
જગકપટમાં ભોળે ભાવે ભમાઈ જગ જતાં—
  અધમ જનના સંગે પામ્યો અધોગતિ ખેલતાં:

" સમજ વિફરી પોતાનાંને પીડા આપી સામટી
  શતમુખ ગતિ આ પાપીના થઈ વિનિપાતની
વિષ જગતના દર્શે વ્યાપ્યું ફરી મુજ આકૃતિ
  જીવિત ભરમાં જાણે કોઈ ન આદરને કરી

" પ્રિય પ્રિયતમા ! દેવી ! આ શું ? બની મુજ માન્યા તું !
  કથી ન શકું ગૂઢ હૈયું અજ્ઞતથી આજની !
પૂછવું પણ કાં ? મ્હેં પે શું શું અકાર્ય નથી કર્યાં !
  વિપરીત બને બુદ્ધિ મ્હેરી વિનાશ કરાવતાં :

" કંઈ નહિ ભલે ! ઘેલાં લોકો ગમે ત્યમ છો ગણે !
  મુજ મનગમી હેતુ ઇચ્છે બીજાને ન કહી મને !
ન વનવગડે મેં શું ! કેહાર થયો ન શું !
  દુઃખી મુજ દુઃખે એવી જો મ્હે ડુબાવી ન એમ શું ?

" સહૃદય પ્રિયે તારા જેવી તું મ્હારી અરૂંધતી !
  તુજ મન થકી હું જેવાને વસિષ્ઠ બનાવતી:
કુલ તુજ સમી આ લીલાનાં ધરીશઃ સુલક્ષણી !
  ચરણ-રજને વંદી ત્હારી, લક્ષ્મી જ નિરખી

" લઈ તુજ રજા જોતાં રોતાં પગીશ રથમેં કંઈ:
  કમનસીબને સારૂં છે કે શકાશ ન ઓળખી:
નળ તુજ બની પુણ્યશ્રેણી અમોલ અજાણ્યું આ
  જીવિત કરશે પૂરૂં ઝાંખી કરી તુજ આજ ! હા !

" મુજ ઉરસમાં બાહુડાં હો સર્યું જ જૂતી જેવું
  ફર સમયજે દેતાં દેવી ! ક્ષમા ! દમયંતી ! તું
જીવન મુજ છે નીચે નીચે જ 'બેરવનપણું:
  મલિન જીવને પ્રાયશ્ચિત્ત નથી નિજ પાપનું:

" મૃદુ ઉર બને શાને કર્મો કોરકર્યા છતાં ?
બળ સળગી જો ત્હારી રાખે સમાધ ચણાય કાં ?

સ્મરણ રસગે વ્હાલાઓનું ઉરે પડ ઉપજે
શરણ તુજ લે ! મૃત્યુ મીઠા ! ન આશ હતાશને !

' પથિક વદતા આની રીતે નિરાશ અતિ થયે—
શિરખડકમા કટાળાથી અફાળી પડે નીચે
શિર થકી વહે લોહી ઉન્હૂં ! ન્હડે ચમરી હજો !
સહૃદય ઉરે ભૂલોના વા રૂઝાય ન આ ભવે !

' કુદરત અની ! આની મા તુ અજાણુ સમી ઉભે ?
હ્રદયભગિની ! ત્હારે ના શું નમેરી થવુ ઘટે
ગરમીં ભરતા દર્દી દીને ધરે દ્રુક આણુની
શરણહીનને પપાગી ચે સ્વજન દયા ધરી

લહરી પર કેં વેળા વાધે સ્હવાર વળી ધપે
પ્રિયમય થવા ધીમે ધીમે વિરામ ઉભા ઘટે
કુદરત સમુ સ્પર્શે ત્યા મા ધનાથન નીરને
વળગી વળગી જોતા રૂવે ન બાળક તે ગુણે —

( માનીગડાના લયમા )

' શાંત થાવ સ્વસ્થ થાવ
સ્વામી મ્હારા સ્યામ ! હો !—ધ્રુવ
વિતર્કને વિસારીને
વાક ન વસાડીને
વિસરીયે વિભુને ના, હો ! નાથ–હો !—૧

દ ખને પ્રજાળવા
ઉરને ઉજાળવા
ઉગે જુઓ આશાનો ઉજાસ–હો—૨ "

ઉકળી ઉછળ્યુ હૈયુ ગાતા બળી દમયતી એ
વિનવી વિનવી દૂભાવેલા જગાડની કથને
અશરણ મતી હૈયાસતી અધીરી બ્હીતા રૂવે
કઈ ન સમજજે ઘેલી એ તો લવેલ લવ્યા કરે

" રસજીવનના ! વ્હાલા ! વ્હાલા ! ન આમ ઘટે કદીઃ
  અધીન નજરે ના જુઓ કાં ? ઉભી તુજ આ સખી
પ્રિય ટળવળે ત્હારી જો આ બળીઝળી વેલડી
  ઉભળ બળતાં મુંગા મારે ! ન બસ્મ ઘટે થવી.

" તુજ હૃદયની ઊંડાઇનો ઉકેલ મને જ છે
  પ્રકૃત ઋષિને લાગ્યા ધાનો ઉકેલ મને જ છે
મુજ વિણ ન તું ! ઓ વ્હાલા ! ઓ ! ન નૈષધ વિણ હું
  ધિરજ નથી હો ! જાગો ! વ્હાલા ! હવે ન ઘટે સુતું !"

પરિચિત થતાં ઝંખેલું એ રસાયન સ્પર્શનુંઃ
  રુધિરધડકો થંભ્યાં ! શાંતિભર્યું શીર તો થયુંઃ
નયન ફરક્યાં ને સાથે કૈં ઉંડી પડ છાય, ને—
  નળ વિમળ એ એનો એ તો નમે દમયંતીનેઃ

ભૂલ સમજતાં સર્જેલી કૈં રૂઝાય વ્રણો ઉંડા !
  સહૃદય ઉરે સંધાશે કૈં સજોસળ સાંભટા !
પટપર આંકે કૈં કૈં રંગો અનંત વસંતમાં !
  લલિત ફુલડાં મધ્યે નાચે વિભુમય વિરલાં !

" લલિત."

# એક દેશ–એક ભાષા

## ( આખા હિન્દુસ્થાન માટે એક સામાન્ય ભાષાની જરૂરીઆત. )

સ્વદેશી હિલચાલ સબધમા ચર્ચા ચાલતી હતી દરમીઆન મ્હારા સ્નેહી એક એમ. એ. બેરીસ્ટર એવી મતલબનુ બોલી ઉઠયા કે "અરે આપણે તે કેવા મોટા મૂર્ખ હોઈશુ કે પરદેશી માલની સૂગ રાખી બનતા સુધી સ્વદેશી માલ જ વાપરવાથી આપણા દેશને ઘણો જ ફાયદો છે એવી સ્પષ્ટ બાબતમા પણ ઉલટી રીતે સ્વદેશી માલ માટે સૂગ બતાવી પરદેશી માલ સસ્તાના કરતા ઘણો વધારે અને વધારે કીંમતનો વાપરૂ છુ એમ કહી આપણે તેમા મગરૂર થવાનુ પણ માનતા અને જે લોકો તેની વિરૂદ્ધ પડતા વર્તતા જણાતા તેઓને જંગલી ગામડીઆઓ વિગેરે વિશેષણો આપી આપણે તિરસ્કાર બતાવતા હતા." આમા કેટલી સત્યતા છે તથા આમ સ્પષ્ટ બોલનારની લાગણી તથા હૃદય વિષે શુ ધારવુ તે તુરત જ સમજી શકાય તેવુ છે.

ઉપર પ્રમાણે બનવા પામે તેમા કાંઈ નવાઈ જેવુ નથી. લગભગ દરેક સત્ય સબધે એમ જ બને. સત્ય સમજાયુ એટલે તેથી વિરૂદ્ધ વર્તાતુ [illegible] માન્યતા પણ આવી રીતે થવા પામ્યા એ સમજવાનુ પણ ઘણીવાર બહુ મુશ્કેલ થઈ પડે છે. સત્યમા જો આવી ચમત્કૃતિ ન હોત તો જેટલા સત્યો હાલ જાણવામા છે તથા સમજવામા સમાય છે તેમાના બહુ જ જુજ આજ દિવસ સુધી નભી શક્યા હોત.

[illegible] ભૂમિભાગોને એક દેશ થવાને તથા તેમા વસતા લોકોને એક પ્રજા બની રહેવા માટે બીજી બાબતો સાથે **એક સામાન્ય ભાષાની** ખાસ જરૂર છે એટલું કહેવાથી સાથે જ તે સત્ય એટલુ તો મનોહર જણાય છે કે આપણે તથા આપણા મોટેરાઓ તથા નેતાઓ આજ દિવસ સુધી કાંઈ ખાસ પ્રયાસ આ સબધમા કેમ કરતા રહ્યા નથી એમ આપોઆપ મનમા થઈ આવે છે. આજે વીશ વીશ વર્ષ થયા નેશનલ કોંગ્રેસ હિન્દુસ્થાનનુ જાગૃત સ્વરૂપ બતાવતી રહી છે છતા આ સબધમા તેમના તરફથી કેમ કાંઈ ખાસ કરવામા આવતું નથી ( કાંઈ ખાસ પગલા લેવામા આવ્યા હોય તો તે મ્હારી જાણમા નથી ) એમ મનમા થઇ આવતા તેનો એવો જ ખુલાસો મળી શકે છે કે અંગ્રેજી ભાષા દ્વારા કામ શરૂ થયુ તથા ચાલતુ રહે છે તેથી સામાન્ય ભાષા તરીકે તે કામ કરે છે અને તેથી પુરતી રીતે કામ થઈ જશે એમ મનાયા જેવુ થઈ કાંઈ વિશેષ કરવામા આવ્યુ નહિ હશે. હવે અંગ્રેજી ભાષાથી એક સામાન્ય ભાષા તરીકેનુ આખા હિન્દુસ્થાન સબધે કામ લેવાનુ શરૂ થયુ છે એ વાત ખરી છે પરતુ આટઆટલા વર્ષ થયા અંગ્રેજી ભાષાનુ જ્ઞાન આપણા લોકોને દેવામા આવે છે છતા કુલ વસ્તીના સેંકડે કેટલા ટકા અંગ્રેજી પુસ્તકો વિગેરે વાચી લખી શકતા હશે અને કેટલા અંગ્રેજીમા થતા ભાષણો કે સામાન્ય વાતચીત પણ સમજી શકતા હશે એ સબધે જરા વિચાર કરવામા આવશે તો જણાશે કે જે કામ એક સામાન્ય ભાષા પાસેથી લેવાવાની જરૂર છે તેનુ [illegible] એક સોમા જેટલુ પણ ભાગે જ લઈ શકાતુ હશે અને જો આ જ

સ્થિતિથી સરતોનું પકડવામાં આવે તો આવતાં બસો ચારસો વર્ષમાં પણ અંગ્રેજી ભાષા આખા હિન્દુસ્થાન માટે એક સામાન્ય ભાષાનું કામ કરી શકે એવી સ્થિતિ આવશે એ કલ્પનામાં પણ આવતું નથી.

આવી સ્થિતિમાં હાલ બોલાતી તથા વપરાતી ભાષામાં જો કોઈ એવી એક હોય કે જે હિન્દુસ્થાનના તમામ કે લગભગ તમામ લોકોને સ્હેલાઈથી સમજી બોલતા કરી શકાય તો તે ભાષાને હિન્દુસ્થાનની એક સામાન્ય ભાષા બનાવવા તરફ પ્રયાસ થવો જોઇએ. જો કોઈ આવી ભાષા હોય તો તે **હિન્દી** જ છે. એ બાબત તો બિનતકરાર જેવી ગણાવી જોઇએ.

પૂરતાં કે સારાં જેટલાં પણ સાધનો વિના આવાં વિદ્વત્તાભરેલાં પત્ર માટે લખવુ એ વધારે પડતી હિંમત ગણાય, પરંતુ જ્યારે આ સંબંધે જોઇએ તેવી ચર્ચા થતી જોવામાં આવતી નથી અને તેમ થવાની ખાસ જરૂર જણાય છે ત્યારે જેટલું બને તેટલું કરવું આવશ્યક ગણ્યુ છે તે એવી ઉમેદથી કે વધારે સાધનવાળા તથા શક્તિ તથા વજનવાળા ગૃહસ્થો આ વિષય એકદમ ઉપાડી લેશે.

સા. રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીના અમદાવાદવાળી તાજેતરની સાહિત્યપરિષદ્ ઉપરના પત્રથી ( મુંબઈ સમાચાર, તા. ૧-૭-૧૯૦૫ નું ) જણાય છે કે સંસ્કૃત સાથે સંબંધ ધરાવતી એવી આર્ય ભાષા બોલનારા હિન્દીઓની સંખ્યા ૨૧ કરોડ અને ૯૭ લાખની છે. આમાંના ૬ કરોડ ૨૮ લાખ પૂર્વ તથા પશ્ચિમ હિન્દી, ૩ કરોડ ૧૨ લાખ પૂર્વ તથા પશ્ચિમ મધ્ય પહાડી, ૧ કરોડ ૭૦ લાખ પંજાબી, ૧ કરોડ ૯ લાખ રાજસ્થાની, ૪ કરોડ ૪૬ લાખ બંગાળી, ૧ કરોડ ૮૨ લાખ મરાઠી, ૧ કરોડ ગુજરાતી અને અઢી કરોડ પરચુરણ ભાષાઓ બોલનારા છે. આખા હિન્દુસ્થાનની વસ્તી છેવટની ગણત્રી પ્રમાણે ૨૮ અને ૨૯ કરોડ વચ્ચેની છે એટલે કુલ વસ્તીના સેંકડે પોણોસો ઉપરાંત જેટલાં માણસો જે ભાષા બોલે છે તે એક જ ભાષા ઉપરથી નીકળી છે એટલું જ નહિ પરંતુ તે ભાષાઓમાંની હિન્દી ભાષા બોલનારાઓની સંખ્યા જો ઉપરનો એક જ આંકડો લઇએ તો પણ ૬ કરોડ ૨૮ લાખની થાય છે અને જો તેમાં પંજાબી ( હિન્દી તથા પંજાબી ઘણી મળતી હોવી જોઇએ ) ભાષા બોલનારાઓની સંખ્યા ઉમેરીએ તો લગભગ ૮ કરોડ અથવા સેંકડે ૨૮ માણસો આ એક જ ભાષા બોલતાં જણાશે. આ આઠ કરોડ સિવાયની જે લગભગ ૧૪ કરોડની વસ્તી રહી તે તમામ એટલે કુલ વસ્તીનાં લગભગ ૫૦ ટકા જેટલા હાલ જ થોડું ઘણું હિન્દી સમજી શકે છે એટલું જ નહિ પરંતુ ભાંગ્યું તૂટ્યું બોલી પણ શકે છે.

બીજી ગણત્રી પ્રમાણે આર્ય ભાષા બોલનારાઓની સંખ્યા ૧૮ કરોડ ૨૦ લાખની છે જેમાંના હિન્દી ભાષા બોલનારાની સંખ્યા ૮ કરોડ ૨૦ લાખની ગણવામાં આવી છે; જો તેમ હોય તો આખી વસ્તીમાંથી સેંકડે ૨૮ ટકા ઉપરાંતના લોકો હાલ જ હિન્દી બોલે છે તથા બીજા ૩૫ જેટલા થોડું ઘણું સમજી તથા બોલી શકે છે અને કુલ ૬૩ ટકા જેટલા કુલ વસ્તીના ભાગ સબંધે હિન્દી ભાષાથી એક સામાન્ય ભાષાનું કામ ઘણી મેહનત સિવાય જ થઈ શકાય તેમ છે.

ઉપરની એ ગણત્રીમાંથી જેમાં આર્ય ભાષા જાણનારાની સંખ્યા ઓછી આપેલ છે તે લઇએ તો પણ દર સેંકડે ૬૩ માણસ સંબંધે હિન્દી ભાષા પાસેથી એક સામાન્ય ભાષા તરીકેનું કામ લેવા પ્રયાસ કરવામાં આવે તો અવશ્ય ટુંકી જ મુદતમા અને થોડી જ મહેનતે અને ખર્ચે તે બની શકે તેવી સ્થિતિ લાવી શકાય તેમ જણાય છે. બીજી કોઈ પણ ભાષાને હિન્દુસ્થાનની સામાન્ય ભાષા તરીકેનું માનનીય પદ આપવા કરતાં હિન્દીને તે આપવામાં જ સરળતા છે એમ ઉપરના આકડાથી સ્હેજ જણાઈ રહેશે.

વસ્તુસ્થિતિથી જ આટલી હાલ સગવડ છે છતા તેનો લાભ લઈ હિન્દુસ્થાનને એક સામાન્ય ભાષા આપવાનો લાભ આપવામાં ન આવે તો આપણા જેવા હતભાગી બીજા કોને કલ્પવા!

આ સબંધમા એક બીજી એવી સબળ સરળતા અનાયાસે જ મળી આવે છે કે તેની હયાતી છતા કઈ કરવામા ન આવે તો હિન્દુસ્થાનના ઉદયની શરૂઆતને પણ હજુ ઘણો લાંબો કાળ જોઇશે એમ જણાના કયા દેશભક્તના મુખમાંથી ઊંડો નિઃશ્વાસ નીકળી ગયા વિના રહેશે? તે સરળતા સામાન્ય લિપિની છે. હિન્દી તથા ઉર્દૂ એ ભાષાઓમાં જો કે મુદ્દાનો એ તફાવત છે કે હિન્દીમા સંસ્કૃત ઉપરથી નીકળતા શબ્દો વિશેષ હોય છે તથા ઉર્દૂમાં પર્સ્યન ઉપરથી નીકળતા શબ્દો વિશેષ હોય છે, છતા હિન્દી માતૃભાષાવાળો ઉર્દૂ માતૃભાષાવાળા સાથે ઘણી સ્હેલાઇથી વાતચીત કરી શકશે તથા જો બન્ને ભાષાઓ એક જ લિપિમાં લખવામાં આવે અને તે લિપિ બન્નેને આવડતી હોય તો બન્ને તે બરાબર વાચી શકે. મુખ્યત્વે કરીને લિપિભેદથી જ તે બે ભાષા જુદી જુદી જણાય છે, અને જો તે ભેદ કાઢી નાંખવામાં આવે તો ઘણો લાંબો કાળ ન જાય તેટલામા જ તે બન્ને મળી જઈ લગભગ એક ભાષા જેવી જ થઈ જાય. આર્ય ભાષાઓ બોલનારાઓના સબંધમાં લિપિની એકતા કરવી એ બહુ મુશ્કેલ વાત નથી. જેમ ફક્ત ગુજરાતી બોલી જાણનારા થોડી જ મહેનતે હિન્દીમા બોલી ચાલી શકે તેમ ફક્ત ગુજરાતી લિપિ જાણનારાને થોડા જ મહેનતે નાગરી લિપિથી વાકેફ કરી શકાય. મરાઠી ભાષાના પુસ્તકોની લિપિ તથા હિન્દીની લિપિ પણ નાગરી જ છે. રજપુતાના માટે ગુજરાતી પ્રમાણે, બલકે તેથી વધારે સરળતાવાળી સ્થિતિ છે. બગાળી લિપિ જો કે તદ્દન જુદી જ છે તો પણ એવા થોડા જ બગાળી હશે કે જેઓ સામાન્ય ગણાતી કેળવણીવાળા હોવા છતા નાગરી લિપિથી અજાણ્યા હોય.

લિપિની એકતા એ ભાષાની ઐક્યતા માટે એક મુદ્દાની આવશ્યકતા છે, અને ઉપરની સ્થિતિમાં તે સાધન પણ તૈયાર સરખુ છે. વળી બનારસ તરફ નાગરી પ્રચારિણી સભાના ઉત્સાહને લઇને તે બાબત ઉપર સારૂ લક્ષ અપાય છે. તાજેતરની અમદાવાદવાળી સાહિત્ય-પરિષદે પણ તે વિષય ચર્ચેલ છે, તથા કોંગ્રેસ વખતે નાગરી પ્રચારિણી સભાએ બનારસમાં આ હિલચાલને મનેજ કરી હતી અને આપણી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના માનવતા પ્રમુખ દિ. બા. અંબાલાલભાઇએ આ હિલચાલને ગુજરાતમા ટેકો આપવાનું વચન આપ્યુ હતું એમ વર્તમાનપત્રોથી જણાય છે. તે સબધમાં અહીં કઈ વિશેષ લખવાપણું નથી.

વસન્ત, સાહિત્ય, સમાલોચક, સુદર્શન વિગેરે માસિક વિગેરેની ભાષા તથા વિષયો જેના

તે એવાઓને માટે લખાતાં જણાતાં નથી કે જેઓ નાગરી લિપિથી અણવાકેફ હોય; વાતો કરતાં વૃદ્ધ થઈ જઈશું એવી ધાસ્તી રાખી તેવાં પત્રો નાગરી લિપિમાં જ છપાવાં શરૂ કરવાને શી હરકત છે? આજે નાગરી લિપિ આવાં પેપરો માટે શરૂ કરી દેશું તો તેટલે દરજ્જે એક લિપિ તથા એક ભાષાનો લાભ મળવો આપોઆપ નજીક આવશે તે દેખીતું જ છે.

દરેક દેશ માટે એક સામાન્ય ભાષા ન હોવાથી કેટલા અને કેવા ગંભીર પ્રકારનાં ગેરફાયદા ભોગવવા પડે છે તથા એક સામાન્ય ભાષા હોય તો તે ગેરફાયદાઓ દૂર થતાં કેટલો ફાયદો આપોઆપજ થાય એ કંઈ ગણી બતાવવી પડે એવી બાબત નથી. નીચે જે આ સંબંધમાં થોડાએક દાખલા બતાવવામાં આવશે તે સાથે આ પણ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે જ્યારે યુરોપીયનો આખી દુનીયાં માટે અમુક પ્રસંગો માટે એક જ ભાષાથી કામ લેવાની ઇચ્છા રાખતા થયા છે એટલું જ નહિ પરંતુ તેઓની શક્તિ અને પ્રવૃત્તિ અનુસાર એક તેવી નવી જ ભાષા ઉપજાવી કાઢી તેમાં સભાઓ ભરવા મંડી પડયા છે ત્યારે આપણે આપણાં ગજા પ્રમાણે નવી ભાષા ઉપજાવી કાઢવાને બદલે હાલ જે સાધનો હાજરજ છે તેનો ઉપયોગ કરવામાં પણ પછાત રહેવુ એવો તો કોઈ પણ દેશભક્ત માણસે આગ્રહ રાખવો જોઇએ નહિ.

આખા હિન્દ માટે એક સામાન્ય ભાષા એટલે શું? બાળકોને બોલતાં શીખવાનો વખત થાય એટલે હિન્દી જ શીખવવી, અગર તેને કાને બીજી ભાષાના શબ્દો ન જ પડે તે ખાતર ઘરનાં સહુએ હિન્દી જ બોલવી શરૂ કરવી, અને માતૃભાષામાં થતા તમામ વ્યવહારો હિન્દીમાં જ કરવા જોઇએ એવો આનો અર્થ નથી; અને તેવો અર્થ ન કરવાનાં કારણુની જરૂર હોય તો આ જ બસ થશે કે તે હાલની સ્થિતમાં બની શકે તેવું જ નથી. હાલ તેનો અર્થ એટલો જ કરવા જેવું છે કે માતૃભાષાની પહેલી ચોપડીથી માંડી તમામ પુસ્તકો નાગરી લિપિમાં જ લખવાનું તથા બણાવવાનું શરૂ કરવું; સરકારને યોગ્ય રુને અરજ કરવામાં આવશે તો આ કામમાં મદદ ન જ કરે તેમ નથી. નહિતર અને જ્યાં સુધી તેમ ન થઈ શકે ત્યાં સુધી ખાનગી શાળાઓ માટે તેમ કરવું, અને દરેક માતૃભાષાની ત્રીજી કે ચોથી ચોપડીથી અમુક પ્રમાણના પાઠો હિન્દીમાં લખાએલા જ નાંખવા તથા આગળ ચાલતાં તેનું પ્રમાણુ વધારતાં જવાય એવી સગવડ રાખવી.

એક તરફથી ઉપર પ્રમાણેનો પ્રયાસ શરૂ કરતાં બીજી તરફથી રોજીંદા, અઠવાડીક, માસિક વિગેરે પત્રો તથા ન્હાનાં મ્હોટાં તમામ પુસ્તકો નાગરી લિપિમાં છાપવાં શરૂ કરી દેવાં અને તેના તેના લખનારાઓ હિન્દીમાં સારી રીતે લખી શકે તેવી સ્થિતિ થાય કે તુરત તે તમામ હિન્દીમાં જ લખાવા છપાવાનું શરૂ કરી દેવું.

એટલે ઘરમાં, બજારમાં વિગેરેનું કામકાજ માતૃભાષાથી જ લેવું; પરંતુ છાપાઓમાં, ગ્રન્થોમાં, જાહેર સભાઓ વખતે, ન્હાની મ્હોટી જુદા જુદા પ્રસંગોની મંડળીઓ ભરાય ત્યારે એક માતૃભાષાવાળાને જુદી જ માતૃભાષાવાળા સાથે પ્રસંગ પડે ત્યારે એવે એવે પ્રસંગે જ્યાં હાલ માતૃભાષાથી કે અંગ્રેજીથી કામ લેવામાં આવે છે ત્યાં સર્વ પ્રસંગે હિન્દીથી જ કામ

લેવું. ધીમે ધીમે નિશાળો, કૉલેજો વિગેરેમાં પણ ભાષણો પરત્વે હિન્દીથી જ કામ લેવું. પરિણામે હાલ વપરાતી તમામ માતૃભાષાઓ પણ કાયમ રહેશે અને સર્વને માટે સામાન્ય એવી એક ભાષા પણ મેળવી શકાશે. અલબત્ત હાલની માતૃભાષાઓને વિશેષ રીતે ખીલવવા તરફ લક્ષ કોઇક જ દેશે પરંતુ માતૃભાષાની ખીલવણી એ પણ દેશોન્નતિનું એક સાધન હોવાથી, સામાન્ય ભાષા અને તેની ખીલવણી રૂપી મહા પ્રબળ મનવાર હાથ આવતાં ન્હાનાં ન્હાનાં વેપારી બારકસોને છોડી દેવા પડે તો તેથી થતા નુકસાન કરતાં ફાયદો અસંખ્યગણો થશે અને કાંઠે પહોંચવા માટે જોઇએ તેટલાં ન્હાનાં ન્હાનાં વહાણો ઉપરની મનવારની સાથે જ રાખી શકાશે એટલે હિન્દુસ્થાનની ઉન્નતિ થવાના માર્ગ રૂપી સમુદ્ર સ્હેલાઇથી, નિર્ભયતાથી તથા થોડા જ કામમાં તરી શકાશે. જ્યા ઉદ્દેશ વધારે સરળતાથી તથા જલદીથી પાર પડતો હોય અને જ્યાં વિશેષ બળવત્તર સાધનો હાજર હોય ત્યાં એકાદ વહાલું સાધન છોડી દેવું પડે તો તેથી પ્રમાણ બહારનો શોક થવો જોઇએ નહિ. આ રીતે એક હથીયાર ગુમાવવું નહિ તે બરાબર છે પરતુ જો ન્હાનુ અને પ્રમાણમા નિર્બળ હથીયાર છોડીશું નહિ તો મ્હોટું અને પ્રબળ હથીયાર હાથથી જશે જ એવી ખાત્રી હોય ત્યાં પ્રબળ સાધન હાથમાં આવ્યા પછી તો ન્હાનાને છોડતાં અચકાવુ એ બહુ ડહાપણવાળું ગણાવુ જોઇએ નહિ.

માતૃભાષા જુદી હોવા છતા પુસ્તકો ભાષણો માટે એક બીજી જ ભાષા રાખવી એ બાબત આપણે માટે કાંઈ નવી જ છે એમ નથી. કચ્છી, જાડેજી, કાઠીયાવાડી, ચરોતરી, ડુંગરી ( ભીલો વિગેરેની ) એ ભાષાઓ અથવા ( ખરૂ જોતા ) બોલીઓમા માંહેં માંહેં એક બીજાથી ઘણો ફેર છે. કચ્છી તથા ડુંગરી જેમ એક બીજાથી તેમ પુસ્તકોમાં વપરાતી શુદ્ધ ગુજરાતી ભાષાથી ઘણી જુદી છે, તે એટલે સુધી કે સામાન્ય ગુજરાતી જાણનારો ઘણી મુશ્કેલીથી અને તે પણ ભાગ્યુ તુટ્યુ જ સમજી શકે, તેમ કચ્છી જાણનારો ડુંગરી સમજી જ શકે એવુ પણ નથી કાઠીયાવાડી અને ચરોતરી એ વચ્ચે તો થોડો જ ફેર છે, પરંતુ તે બન્ને સપર્ણ રીતે જાણનારો પણ કચ્છી કે ડુંગરીમા થતી વાતચીત તુરત સમજી શકશે નહિ, છતાં આ ભાષાઓ જેમની માતૃભાષાઓ છે તેઓ છાપાં, પુસ્તકો, ભાષણો વિગેરેને પ્રસંગે શુદ્ધ ગુજરાતી જ વાપરે છે. મુંબઇના લાખોપતિ ભાટીઆઓ તથા ખોજા મેમણો વિગેરે ઘરમા તથા અરસ્પરસ " ફરો કજાડો મા જ બોલે છે જ્યારે બાકી પ્રસંગે શુદ્ધ ગુજરાતીમાં જ વ્યવહાર ચલાવે છે. આવી સ્થિતિ થોડે ઘેન દરજ્જે દરેક મ્હોટી માતૃભાષા સબધે હશે. આવી સ્થિતિમાં ઉપરના અર્થવાળી એક સામાન્ય ભાષા માટે પ્રયાસ કરનાર કંઈ નવું જ ભૂત ઉભુ કરે છે એમ કહી શકાશે નહિ.

હિન્દુસ્થાન સિવાયના દેશો સબધે જોતાં ફક્ત આપણી રાજકર્તી પ્રજા સંબધે જ જોશું તો પણ જણાશે કે વેલ્સની, આયર્લેન્ડની તથા સ્કૉટલેન્ડની ભાષાઓમાંની દરેક ઇંગ્લંડની ભાષાથી એટલે દરજ્જે જુદી છે કે ઇંગ્લંડની ( અંગ્રેજી ) ભાષાના ઘણા સારા જ્ઞાનવાળો પણ પરદેશી આયર્લેન્ડ, વેલ્સ કે સ્કૉટલેન્ડની ભાષાઓ બરાબર સમજી શકશે નહિ. આ ચારેમાં " બાર ગાઉએ બોલી બદલે " એવા વિશેષના ભેદો તો ઘણા હોવા જોઇએ, છતાં ઉપર ગણાવ્યાં તેવા પ્રજાકીય કામો માટે શુદ્ધ અંગ્રેજી ભાષા જ વપરાય છે.

જો કે હાલમાં વેલ્સ તથા આયર્લેન્ડવાળાઓ પોતપોતાની ભાષા નિશાળો વિગેરેમાં જેમ

બંને તેમ વધારે દાખલ કરવા કરાવવાના પ્રયાસમાં પડયાં છે તો પણ ઇંગ્લંડની ભાષા તેઓ સમજી વાંચી લખી શકે નહિ એમ તો થવાનું જ નહિ. એટલે ત્રણે એટો માટે મુદ્દે તો એક જ ભાષા રહેવાની.

આપણા બીજા ભાગવાળાઓ પોતપોતાની ભાષા માટે જેટલો આગ્રહ રાખે છે તેના કરતાં બંગાળી લોકો વિશેષ લાગણી ધરાવતા જણાય છે. પરંતુ જો ચારે તરફથી આ સવાલ ઉપાડાઈ ધીમે ધીમે તેનો અમલ થવા માંડે તો મોડા વહેલા બંગાળીઓ પણ આ હિલચાલથી, થતો લાભ જોઈ તેમા દાખલ થશે જ એમ સામાન્ય ગણત્રીથી આશા રાખી શકાય. જો કે સામાન્ય રીતે અને વિશેષે કરીને બંગાળાના કે મદ્રાસ જેટલે છેટેના લોકો આપણી વચ્ચે આવી કમાઈ જાય અને આપણે પછાત રહીએ તો ઇર્ષ્યા થતી નથી એમ નથી, છતાં આ વખતની સ્વદેશી હિલચાલથી થતો ફાયદો જ્યારે સહુ જોઈએ છીએ ત્યારે સ્વદેશી માલ તે ઢાકાનો છે. કે દ્વારકાંનો છે કન્યાકુમારીનો છે કે કાશ્મીરનો એવો સવાલ જ ઉત્પન્ન થતો નથી, તેમ જ જ્યારે આ એક-ભાષાનું સત્ય આટલી સચોટ રીતે દેખાશે ત્યારે પોતપોતાની ભાષાને વળગી રહેવાનો વધારે પડતો આગ્રહ આપોઆપ છૂટી જશે.

આખા હિન્દુસ્થાન માટે આવી એક ભાષા રખાયાથી જે અસંખ્ય ફાયદાઓ થાય તેમ છે તેમાંના થોડા બાબત તપાસીએ.

હાલ જે સ્વદેશી હિલચાલ ચાલી રહી છે તે સબંધે જ એક સામાન્ય ભાષાની ગેરહાજરીથી કેટલી હરકત વેઠવી પડે છે તે જ જોઈએ. બંગાળીમાં ઓલાય લખાય છે તેનું અંગ્રેજીમાં ભાષાન્તર થયા વિના બંગાળી નહિ જાણનારા તે જાણી શકતા નથી. અંગ્રેજીમાંથી પાછું સહુ સહુની માતૃભાષામાં ભાષાન્તર કરવું પડે છે. બંગાળી ઉપરથી કેટલીએક હકીકત ઉપરને ધોરણે મરાઠી લેખક પાસે આવે તે ગુજરાતી વાંચક પાસે આવવા માટે પાછું તેનું રૂપાન્તર થવું જોઈએ વિગેરે. આમ કેટલો વખત જાય છે, કેટલું ખર્ચ થાય છે, કેટલી શક્તિનો નકામો વ્યય થાય છે, અને તે ઉપરથી તેનો અમલ થતાં કેટલીવાર લાગે તે સહેજ સમજાય તેવું છે.

સામાન્ય સ્થિતિમાં પણ એક માતૃભાષાવાળા ભાગના વેપારીને જુદી માતૃભાષાવાળા ભાગના વેપારી સાથે કોઈ પણ બાબતનો પત્રવ્યવહાર કે વાતચીત કરવાં હોય ત્યારે હાલ ઘણું ખરૂં અંગ્રેજી મારફત થાય છે. અંગ્રેજી જાણનારા થોડા હોવાથી તે રસ્તો મોંઘો પડે છે. હિન્દી જેવી સામાન્ય ભાષાથી કામ લેવાય તો ખર્ચમાં કીફાયત થતાં વચલાં માણસોની સમજફેરથી કે કમઅક્કલથી વિગેરે કારણે થતી ગેરસમજ થવાજ પામે નહિ.

હિન્દુસ્થાનની સ્થિતિ સંબંધેનાં, પદાર્થવિજ્ઞાન (" સાયન્સ ") વિગેરે સંબંધેનાં, ધર્મ સંબંધનાં, ઇતિહાસ સંબન્ધનાં, તથા વેપારી હકીકત સંબંધેનાં વિગેરે ગમે તેવી અગત્યનાં તથા તુરતમાં તુરત લોકો તેથી વાકેફ થાય ત્યારે ખરો અગર સારે અંશે ફાયદો થાય તેમ હોય તેવાં પુસ્તકો, ભાષણો, પત્રો વિગેરે ૧૦-૧૨ જુદી જુદી ભાષામાં જ્યારે તેના તરજુમા થાય ત્યારે જ સામાન્ય રીતે લોકોપયોગી નીવડી શકે. જ્યારે જો હિન્દીમાં જ લખાય ; અગર અંગ્રેજી,

જાપાની વિગેરે ભાષાઓમાં લખાએલા હોય તેનો હિન્દીમાં જ તરજુમો થઈ ચાલી શકે તો કેવી સરળતાઈ તથા ઝડપથી તે સંબંધેનું જ્ઞાન સામાન્ય લોકોમાં ફેલાય અગર ફેલાવી શકાય તે દેખીતું જ છે જુદી જુદી દશબાર ભાષાઓમાં તરજુમો કરાવતા કેટલા વધારે માણસો તેના તે કામમાં રોકાય છપામણી ખર્ચ કેટલું વધે, તરજુમો કરાવવાનું ખર્ચ કેટલું બધું વધુ થાય ભૂલો થવાનો સંભવ કેટલા ગણો વધી જાય એ વિગેરે સંબંધે જરા ધીરજથી વિચાર કરવામાં આવે તો તુરત જણાશે કે હાલની સ્થિતિમાં કેટલું નુકસાન આપણને ખમવું પડે છે

જુના તથા નવા ધર્મ સંબંધી પુસ્તકોનો પ્રચાર કરવો ઉપરને ધોરણે કેટલો બધો સરલ તથા સસ્તો થાય, તથા ધર્મ સંબંધીના કે વેપાર નીતિ કેળવણી વિગેરે સંબંધેના "મીશનો" કેટલી સહેલાઇથી મોકલી શકાય તથા તેમનું કામ કેવી સરલતાથી થઈ શકે એ સમજાવવું મુશ્કેલ નથી દાખલા તરીકે "સત્યપ્રકાશ" ના બીજી ભાષાઓમાં તરજુમો થયા પડેલા પણ તે પુસ્તક કેટલા ગુજરાતી, મરાઠી રજપુતાના વિગેરે ભાઇઓએ વાંચેલ વિચારેલ જ્યારે "સિદ્ધાન્તસાર" કેટલાના (ગુજરાતી નહિ જાણનારાના) વાંચવા સમજવામાં આવ્યો હશે એ જ જો જોવામાં આવશે તો ઉપરની બાબત તુરત જ સ્પષ્ટ થઈ જશે

નેશનલ કૉન્ગ્રેસ જુદી જુદી જાતની સભાઓની કોન્ફરન્સો જે સંબંધેનું કામકાજ અંગ્રેજી અગર જુદી જુદી માતૃભાષાઓમાં ચલાવવામાં આવે છે તે જો એક સામાન્ય ભાષામાં ચલાવવામાં આવે તો હાલ જેટલા લોકો હાજરીથી તથા બીજી રીતે તેમાં જે ભાગ લે છે તેના કરતા ઘણો વધારે અને ઘણા ઉત્સાહવાળા નગરનો ભાગ ઘણા સારે લઈ શકે આ તો ગમે તે તે હિલચાલ ભણેલા થોડાની જ કહેવાને બદલે આખી પ્રજાની જ હિલચાલ છે એમ કહેવાના સબળ કારણ સર કહી શકાય તથા બીજાઓએ તે કબુલ રાખવું જ જોઈએ એવી સ્થિતિ આવે અને તેને પરિણામે તે તે સંસ્થાઓ જે કહે અગર તેને કેટલાગણું વધારે વજન પડે તથા તેના ઉદ્દેશો કેવી ઝડપથી તથા સહેલાઇથી સફળ થતા વખત આવે એ સંબંધ ખાસ કહેવું પડે તેમ નથી

આવી સંસ્થાઓમાં શું શું થાય છે તે સંબંધે તેના ટુંકા ટુંક હેવાલો છાપાઓમાં આવે છે પરંતુ જેવા રીપોર્ટો અંગ્રેજીમાં અગર તે તે માતૃભાષામાં બહાર પડે છે તેવા જ હિન્દીમાં બહાર પડતા હોય અને હિન્દી વધારે સમજતી લોકોની હોય તો હાલના કરતા લોકોના તે તે સંસ્થા, તેના ઉદ્દેશ, તેના કાર્યો વિગેરે સંબંધેના જ્ઞાનમાં કેટલો વધારો થાય તથા તેથી કેટલો ફાયદો થાય એ દેખીતું જ છે

એક બંગાળી ભાષા સિવાય બીજી એવી હિન્દુસ્થાનની કઈ ભાષા છે કે જેમાં લખનાર ગ્રન્થકારો પછી તે ગમે તેવા બાહોશ હોય તો પણ તેમની શક્તિને છાજતી કમાણી ગ્રન્થકારના જ ધંધાદ્વારા કરી યોગ્ય ગુજરાન ચલાવી શકે છે? આનું કારણ એટલું જ છે કે તે તે માતૃભાષાના વાંચનારાની અને તેમાં ઉત્તમ પુસ્તકો વાંચનારાઓની સંખ્યા જુજ હોય છે અને તેથી ગ્રન્થકાર તરીકેનો સ્વતન્ત્ર ધંધો આપણામાં છે જ નહિ એમ કહીએ તો ચાલે

"સિદ્ધાન્તસાર" તથા "સરસ્વતીચંદ્ર" જેવા પુસ્તકો હિન્દીમાં અગર હિન્દુસ્થાનની

બીજી, કોઈ સામાન્ય ભાષામાં લખાયાં હોત અને તે ભાષા આપણે ઇચ્છીએ છીએ તેટલે દરજ્જે ખરેખર સામાન્ય ભાષા તરીકે પ્રસરેલ હોત, અગર તેમ બને, તો તે પુસ્તકના લખનારને કેટલું ઉત્તેજન મળે (હાલ જ્યાં એક નકલ ખપતી હોય ત્યાં આ સ્થિતિમાં ઓછામાં ઓછી એકવીશ ખપે.) અને પરિણામે તેવા લેખકોની તથા તેમની કૃતિઓની સંખ્યામાં વધારો થતાં જુદી જુદી જુદી માતૃભાષા બોલનારાઓમાંના ઉત્તમોત્તમ પુરુષોનું કહેવું બતાવવું આખા હિન્દુસ્થાનને કેટલું સુલભ થઈ પડે, અને તેથી આખા દેશને કેટલો લાભ થાય તે સ્હેજ સમજાય તેમ છે. સારાં સારાં અઠવાડીક માસિક પત્રો સંબંધે પણ આનું આ લાગુ પડે છે.

ગમે તે જાતનું ઐક્ય ઉત્પન્ન કરવું હોય ત્યારે જે લોકો એક જ ભાષા બોલતા હોય અગર એક જ ભાષાથી પરસ્પરનો વ્યવહાર ચલાવતા હોય તેવાઓમાં તેમ કરવું ઘણું સુલભ થઈ પડે એ પણ દેખીતું જ છે.

સરકાર તથા પ્રજા વચ્ચેનો સંબંધ સુધારવાનાં સાધનોમા એક સામાન્ય ભાષાથી તે રૂપી એક સાધન વધશે. બ્રિટિશ અમલદારો જુદી જુદી માતૃભાષાથી અજાણ હોવાથી લોકોને બરાબર સમજી શકતા નથી, પરંતુ જો આખા દેશ માટે એક જ સામાન્ય ભાષા હોય તો તમામ અમલદારો તે ભાષા સારી રીતે શીખી શકે અને તેથી વાતચીતથી તથા તમામ છાપાંઓ તેઓ તમામ જાતે વાંચી શકે એમ હોવાથી લોકોને વધારે સારી રીતે સમજી શકે એ કાંઈ જેવો તેવો લાભ નથી. જુદી જુદી ભાષાઓ શીખવામાં જે વખત જાય છે તથા કડાકુટ ભોગવવી પડે છે તથા દરમીયાન માટે જે જે ભૂલો થાય છે તે તમામ ઉપરની સ્થિતિમાં દૂર થતાં ઘણી સગવડતા આપોઆપ વધી જાય.

શંકરપ્રસાદ નવલશંકર ધોળકીયા.

# વિશ્વરચના

' આ વિશ્વ શેનું બનેલું છે ? " આ પ્રશ્ન દરેક જમાનામાં અને દરેક દેશમાં, તારાથી ચળકતા આકાશના ઘુમટ તરફ દૃષ્ટિ ફેંકી મનમાં ઊંડો વિચાર કરનાર પ્રત્યેક જિજ્ઞાસુને ઉત્પન્ન થયો હશે આ પ્રશ્નનો ઉત્તર હાલની શાસ્ત્રીય શોધે ખરતા તારાઓમાંથી કાઢ્યો છે જેમને ખરતા તારાઓ એ અંધારામાંથી ઉડતી હવાઈના પ્રકારનું કંઈક છે એટલું જ જ્ઞાન છે તેમને આ વિચાર બહુ જ નવાઈ જેવો ને વિચિત્ર લાગશે પણ આ વાત ઘણા વિદ્વાનોએ બહાર પાડી છે અને તેમને શાસ્ત્રીય દલીલોનો ઉત્કૃષ્ટ આધાર મળેલો છે

જે બાબતો આપણે ખરતા તારાઓ માટે ચોક્કસ રીતે જાણીએ છીએ તે નીચે પ્રમાણે છે —

૧ જેમણે ઘણી રાતો સુધી આ ખરતા તારાઓની તપાસ કરી નથી તેમના મગજમાં જે ખ્યાલ તેમની સંખ્યા વિષે હોય છે તેના કરતા તેમની સંખ્યા ઘણી જ મોટી છે ખગોળવેત્તાઓ ઘણા વર્ષો સુધી હિસાબ રાખી એવી ખાત્રી કરે છે કે એક સાફ ચોખ્ખી અંધારી રાત્રે એક માણસ એક કલાકમા સરાસરી ૧૪ ખરતા તારા જુવે છે જેનો હિસાબ કરતા એમ સાબીત થાય છે કે હરરોજ આખી પૃથ્વી ઉપર બે કરોડ તારાઓ દેખાવમા આવતા જોઈએ પરંતુ જે તારાઓ આપણને આ દુનીઆમા મળે છે તે તો આખા વિશ્વમા ખરતા તારાઓનો ઘણો જ નાનો ભાગ છે અને જે ભાગમા આપણે આ તારાઓને આકાશમા ફરતા જોઈએ છીએ તે ભાગ આપણા સૂર્યની આસપાસના ભાગની સાથે મળતો આવતો નથી પણ તેની સાથે જુદા જુદા ખુણાઓ કરે છે આ ઉપરથી સાબીત થાય છે કે આ તારાઓને સૂર્ય કે સૂર્યમંડળની સાથે કંઈ સંબંધ નથી પણ આકાશમા તે સર્વવ્યાપી છે અને એક અમુક તારાને કે અમુક તારાઓના સમૂહને આપણી નાનકડી પૃથ્વીને મળવાનો સંભવ ઘણો જુજ છે, છતા એક વર્ષમા આપણે આવા ૭૦૦ કરોડ ખરતા તારાઓની ભેટ લઈએ છીએ જે ઉપરથી એમ જ સિદ્ધ થાય છે કે તેમની સંખ્યા આ વિશ્વમા અગણિત છે વળી આપણો સૂર્ય પોતાના મંડળ સહિત આકાશમા દર સેકન્ડે ૨૦ માઈલના વેગથી આગળ વધે છે અને તેને લઈ દર વર્ષે લગભગ ૬૦ કરોડ માઈલ આકાશના નવા નવા પ્રદેશમા આપણે આગળ જઈએ છીએ અને ત્યા આ નવા પ્રદેશમા પણ ખરતા તારાઓ એટલી જ મોટી સંખ્યામા માલૂમ પડે છે એમ ધારીએ પ્રત્યેક ખરતો તારો ઘણો જ નાનો છે અને તેનું વજન સરાસરી રૂપિઆભાર કરતા પણ થોડું છે અને વળી જેમ ઘણા ખગોળવેત્તા સાબીત કરે છે તેમ તેમની વચ્ચેનું અંતર ૨૦૦ માઈલનું લઈએ તો પણ આખા વિશ્વમા આ ખરતા તારાઓનો પદાર્થ અકલ્પ્ય થઈ પડે છે

૨ આ તારાઓ કંઈ આપણા વાતાવરણમા જ ફરતા પદાર્થો નથી પણ તેઓ આકાશમા સમૂહમા એકત્ર મળી ગ્રહ કે ધૂમકેતુના જેટલા વેગથી આગળ ધસે છે તેમનો વેગ સેકન્ડના દસ માઈલથી માંડીને ૫૦ માઈલ જેટલો હોય છે એટલે સરાસરી ૩૦ માઈલની થાય છે જ્યારે આપણી પૃથ્વી સૂર્યની આસપાસ ૧૮ માઈલના વેગથી ફરે છે

૩. આ તારાઓ જુદા જુદા પદાર્થોના પરમાણુઓના બનેલા છે. તે જેવા આપણા વાતાવરણમાં દાખલ થાય છે કે તરત જ તેની સાથે ઘસારામાં આવવાથી સળગી ઉઠે છે અને આપણી ભૂમિ ઉપર આવે તે પહેલાં વરાળ રૂપે હવામાં મળી જાય છે. પણ કેટલાક તો એવા મોટા હોય છે કે તેઓ ગરમીથી માત્ર નરમ પડે છે અને થોડો જ ભાગ બળી જાય છે અને બાકીનો ભૂમિ ઉપર પથરાના રૂપમાં પડેલો માલુમ પડે છે.

૪. આ તારાઓ વિશ્વમાં ચારે મેર સરખે અંતરે પ્રસરેલા નથી પણ સમૂહમાં ભેગા આમ તેમ ફર્યા કરે છે. આવાં બે ટોળાં સૂર્યની આસપાસ ચક્કરમાં ફરે છે અને તેમનો માર્ગ આપણા માર્ગને મળે છે તેને લઇને આપણે ઑગસ્ટ અને નવેમ્બર મહિનામાં આવા ઘણા તારાઓનો સુંદર દેખાવ જોઇએ છીયે.

૫. આ તારાઓને ધૂમકેતુ સાથે કઈંક સંબંધ છે. સ્કીઆપારેલી નામના ખગોળવેત્તાએ બતાવ્યું છે કે જે ધૂમકેતુ ૧૮૬૬ માં દેખાતો હતો તેનો માર્ગ અને જે ખરતા તારાઓનું ટોળું આપણને ઑગસ્ટ મહિનામાં મળે છે તેનો માર્ગ એક જ છે. અને આવો સંબંધ બીજા ત્રણ ધૂમકેતુ અને ખરતા તારાના ટોળાંએ માટે બતાવેલ છે. આ ઉપરથી એમ માનવામાં આવે છે કે ધૂમકેતુ બીજું કંઈ નહિ પણ ખરતા તારાઓ જ છે જે બહુ જ પાસે આવી જવાથી એક બીજાની અથડાઅથડીથી ઉત્પન્ન થયેલી ગરમીને લઇને પ્રકાશિત થાય છે.

૬. જે મોટા ખરેલા તારાઓ આપણી દુનીઆની સપાટી ઉપર પથરા રૂપે પડેલા છે તેની જ્યારે તપાસ કરીએ છીએ ત્યારે માલુમ પડે છે કે તેમની રચના લગભગ પૃથ્વીના ઉંડા ભાગમાંથી નીકળતા જ્વાળામુખીના રસ જેવી જ છે. ઘણું કરીને બે જ જાતના પ્રકાર માલુમ પડે છે. એક જાત નીકલના ભેગવાળા લોઢાની બનેલ હોય છે અને બીજી જાતમાં સીલીકોન અને મેગ્નેસીયમના બનેલા પથરાઓ હોય છે. ઘણા તારાઓ આ બન્ને જાતના બનેલા હોય છે, જેમાંનો પથ્થર જેવો પદાર્થ ઘસારાથી બળી જાય છે અને બાકીનો લોઢાવાળો ભાગ ઘણો નરમ પડી જઈ ચીકણી સ્થિતિમાં નીચે પડે છે.

ખરતા તારાઓનું સ્પષ્ટ નિરીક્ષણ કરવાથી મળેલું આપણું જ્ઞાન આટલે અટકે છે અને તે વિષે વધુ તપાસ "સ્પેક્ટ્રોસ્કોપ" નામના યન્ત્રની મદદથી કરવી પડે છે. આ અદ્‌ભુત યન્ત્રની મદદથી આપણે સઘળા તેજવાન પદાર્થોના પ્રકાશનું પૃથક્કરણ કરી શકીયે છીયે અને તેને લઈ આ પદાર્થો ગમે તેટલા દૂર હોય કે ગમે તેટલી વિચિત્ર રચનાના હોય તો પણ જાણે કે આ દુનીયાપર તે પદાર્થોને આપણે નીચે લાવ્યા હોઇએ અને પછી જાણે કે તેનું પ્રયોગશાળામાં પૃથક્કરણ કરતા હોઇએ તેવી રીતે આપણે તેની રચના વિગતવાર જાણી શકીએ છીયે. આ યન્ત્રથી ખાત્રી કરી શકીએ છીયે કે આ પદાર્થો વાયુમય, પ્રવાહી કે જડ એ ત્રણમાંની કઈ સ્થિતિમાં છે, ને તેઓ સ્વપ્રકાશક છે કે તેઓનું તેજ માત્ર પ્રતિબિંબ છે અને તેમના પૃથક્કરણ કરેલા તેજના પટામાં જે જુદી જુદી લીટીઓ દેખાય છે તેને આપણી પૃથ્વી ઉપરના પદાર્થોથી ઉત્પન્ન થયેલી લીટીઓ સાથે સરખાવતાં આપણને માલુમ પડે છે કે તે પદાર્થોમાં આપણા જાણીતા અમુક પદાર્થો છે કે નહિ કે તેમની સ્થિતિ આપણે જાણીએ છીયે તે કરતાં કંઈ જુદા જ પ્રકારની બનેલી છે. સ્પેક્ટ્રોસ્કોપના શોધનું પહેલું પરિણામ એ

આવ્યુ કે સૂર્યો, ગ્રહો, ઉપગ્રહો, વાયુમય પ્રકાશિત તારાઓ ( nebulae ), ધૂમકેતુઓ અને ખરતા તારાઓ એ સઘળાના પ્રકાશના પૃથક્કરણમા ને પૃથ્વી ઉપરના પદાર્થોના પૃથક્કરણમા એટલુ બધુ મળતાપણુ આવ્યુ છે કે એ ઉપરથી એમ સાબીત થયુ છે કે આખા વિશ્વમા જડ પદાર્થની રચના નિઃસશય એકસરખી જ છે

રૉયલ સોસાએટી પાસે જે લેખ સર નૉરમન લૉક્યરે વાચ્યો હતો તેમા તેણે વધારે અખ્તરાઓ કરી આ વિષે સપૂર્ણ નોધ લીધી છે અને આપણા તે વિષયના જ્ઞાનમા ઘણો જ વધારો કર્યો છે આ લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ સર્વ દિવ્ય પદાર્થોના પ્રકાશના પૃથક્કરણના પટા કઈ સ્થિર નથી પણ ગરમી, દબાણ અને બીજા એવા સજોગોને લઈ તેમા વારવાર ફેરફાર થયા કરે છે, દાખલા તરીકે, જ્યારે એક ધૂમકેતુ સૂર્યની બહુ જ નજદીક આવે છે અને તેથી જ્યારે તેના પરમાણુઓ ઘણા પાસે આવી જાય છે અને સૂર્યની ગરમીથી તપી જાય છે ત્યારે તેના પટામા અને જ્યારે તે જ ધૂમકેતુ સૂર્યથી ઘણો દૂર હોય છે ( પછી ભલે તે સૂર્ય તરફ આવતો હોય કે તેનાથી વેગળો જતો હોય ) ત્યારે તેના પટામા ઘણો જ ફેર હોય છે આ પ્રમાણે જ્યારે ૧૮૮૨ નો મોટો ધૂમકેતુ સૂર્યની બહુ પાસે આવ્યો ત્યારે તેના પટામા જે લીટીઓ આપણે સોડીયમ, મેગ્નેસીયમ અને લોઢાની વરાળની બન્યના દીવામા જોઈએ છીએ તેવી જ લીટીઓ દેખાતી હતી અને જ્યારે તે ધૂમકેતુ ધીમે ધીમે દૂર ગયો ત્યારે લીટીઓ પણ ધીમે ધીમે દેખાતી બધ પડતી ગઈ અને આખરે ૧૮૮૬–૮૭ મા આની તપાસ કરી તો માલૂમ પડયુ કે બધી લીટીઓ દેખાતી બધ પડી હતી અને માત્ર મેગ્નેસીયમની એક ઝાખી લીટી દેખાતી હતી આ પ્રમાણે નર્મન (કાલમો) જે સર્વ જીવમય પદાર્થની પહેલી જરૂરીઆતની ચીજ છે તે પણ ધૂમકેતુમા ગરમી ને દબાણને લઈને દેખાય છે–નથી દેખાતો એમ થયા કરે છે સર નૉરમન લૉક્યર જે સિદ્ધ કરવા માગતા હતા તે એ હતુ કે જે જુદા જુદા પટા આપણે સૂર્યો તારાઓ વાયુમય તારાઓ ધૂમકેતુઓ અને ખરતા તારાઓના પ્રકાશને લઈને જોઈએ છીએ તેવા જ પ્રકારના પટા આપણે આપણી પ્રયોગશાળામા જે ખરેલા તારાઓ આપણી ભૂમિ ઉપર પડેલા છે તેના જ પદાર્થોથી મેળવી શકીએ છીએ માત્ર અપવાદ રીતે તો, આપણા સૂર્યથી ઘણા જ વધારે તપ્ત તારાઓ જેમાનો આપણા ખગોળમા સર્વથી દીપ્તિમાન તારો ' સીરીયસ ' એ એક છે તેમના પ્રકાશના પટા આપણે અહી મેળવી શકતા નથી કારણ કે આપણી પાસે આ દુનીઆ ઉપર જે કઈ ગરમી પેદા કરવાને માટે વિદ્યુતપ્રવાહ વગેરે સાધનો છે તેનાથી ઉત્પન્ન થાયે તેટલી ગરમી કરતા પણ આમની ગરમી ઘણી જ વધારે છે આ પ્રમાણે આપણે જુદા જુદા પ્રકારના ખરેલા તારાઓ લઈને વિદ્યુત્પ્રવાહથી ગરમ કરીને તેમના પૃથક્કરણના પટાઓનો સાથે ફોટોગ્રાફ લઈએ છીએ તો તે લગભગ સૂર્યના પટાની સાથે બરોબર મળતા આવે છે અને એમાનો કેટલોક ભાગ તો અશે અશ એ જ છે એમ માલૂમ પડયુ છે

હવે આપણે વિશ્વરચના માટે ખરતા તારાના નિયમને સમજવા માટે વધારે સારી સ્થિતિમા આવ્યા છીએ વિશ્વમા આવા તારાઓ અગણિત છે અને તેમના ટોળા એક બીજા સાથે પૂર જોસમા અથડાય છે તેને લઈ અમાપ્ય ગરમી તેમાથી ઉત્પન્ન થાય છે, જેથી આ

પણે સધળું સિદ્ધ કરી શકીયે એમ છીયે. જે ગરમી અથડાઅથડીથી ઉત્પન્ન થાય છે તે બીજું કંઈ નહિ પણ તેમની વેગમય શક્તિનું માત્ર રૂપાંતર જ છે. આ શક્તિ અને તેને લઇને ગરમી જેટલો વેગ તેના વર્ગ (square)ના પ્રમાણે જેમ વધતી જાય છે. દાખલા તરીકે, જો એક પવનનું તોફાન કલાકના સો માઇલના વેગથી ચાલતું હોય અને તેને લઇને સર્વ ઝાડ તથા ઘરો ઉખેડી નાંખતું હોય તો તે જ તોફાન ખરતા તારાના દર સેકન્ડે ૩૩ માઇલના સરાસરી વેગથી ચાલે તો તેનું બળ આગળના કરતાં ૧૪૪૦૦૦૦ ગણું થાય. આપણે "ડાયેનામાઇટ" ના ફાટવા ઉપરથી જાણી શકીયે છીયે કે જ્યારે કોઈ પણ ગૅસ એટલા બધા જોરથી કદમાં વધે કે હવાને તેને માટે રસ્તો કરવા ખસતાં વાર લાગે તો તેની અસર એક ઘણા જ કઠણ લોઢાના એરણ ઉપર વરાળના જોરથી અથડાતા હથોડાના જેવી થાય. અને આ ઉપરથી આપણને સમજણ પડે છે કે કેવી રીતે ખરતા તારાઓ વાતાવરણના ઉપલા ભાગની પાતળી હવામાં દાખલ થતાં બળી જાય છે અને કેવી રીતે આકાશમાં તેમના વારંવાર અથડાવાથી જોઇએ તેટલી ગરમી ઉત્પન્ન થઈ શકે છે.

એટલા માટે એમ ધારો કે વિશ્વની શરૂઆતમાં આકાશમાં ચારેમેર બે ત્રણ મૂળ પદાર્થના બનેલા આવા નાના પથરા જેવા પદાર્થોના અગણિત ટોળાં વ્યાપી રહેલાં છે. અને તેઓ ચારેમેર જુદા જુદા પણ ઘણા જ વેગથી ફરતા હોય છે અને વચ્ચે વચ્ચે પ્રવાહની પેઠે ભેગા થતા જાય છે. આ પ્રમાણે આપણને સૂર્યો, ગ્રહો, ઉપગ્રહો વાયુમય તારાઓ અને ધૂમકેતુઓ માટે મૂળ પાયો મળે છે. જે ટોળાંઓમાં આ પદાર્થો જરા દૂર દૂર વીખરાયેલા છે ત્યાં અથડાઅથડી થોડી થાય છે અને એને લઇને ગરમી પણ ઓછી ઉત્પન્ન થાય છે તેથી આપણને વાયુમય તારાઓ અને ધૂમકેતુઓ મળે છે. અને જ્યારે આ ટોળાંઓ ઘણા જોરથી અથડાય છે ત્યારે આપણને "શીરીયસ" જેવા ઘણા ઉગ્ર તેજને ગરમીવાળા તારાઓ મળી શકે છે. અને આ તારાઓ જ્યારે આકાશમાં તેમની ગરમી કિરણ રૂપે ફેંકી નાંખે છે ત્યારે તેઓ ઠંડા પડે છે, અને કદ નાનું થતું જાય છે, તો પણ તેમાં હજી ગરમી ને પ્રકાશ રહેલાં હોય છે. પણ તેઓ એટલી સ્થિતિએ પહોંચ્યા છે કે તેમાંના મૂળ પદાર્થોમાંથી બીજા પદાર્થો ઉત્પન્ન થાય છે કે જે આપણે સ્પેક્ટ્રોસ્કોપવતી જોઈ શકીયે છીયે અને આપણી પૃથ્વી ઉપરના રાસાયનિક પદાર્થોની સાથે સરખાવી શકીયે છીયે. આવા પ્રકારની સ્થિતિ આપણા સૂર્યની છે. હજી પણ જેમ જેમ તે સૂર્ય કે તારો ઠંડો પડતો જાય છે તેમ તેમ શ્વેતતમ સ્થિતિમાંથી રક્તતમ સ્થિતિમાં આવે છે ને આખરે સાવ ઠંડો થઈ મૃતવત્ અંધકારરૂપી થઈ જાય છે. અલબત્ત તેઓ કંઈ મરી જતા નથી, કારણ કે અનંત કાળમાં તેઓને બીજા કોઈ પદાર્થના સમૂહની સાથે અથડાવાથી પુનર્જન્મ મેળવવાનો સંભવ છે. જ્યારે આવા જ પ્રકારનો નિયમ ભૌતિકશાસ્ત્રમાં જોઇયે છીયે ત્યારે આપણને બહુ જ ચમત્કાર લાગે છે. આ નિયમ વાયુની ગતિમાન સ્થિતિ (Kinetic theory of gases) વિષેનો છે. એમાં માનવામાં આવે છે કે વાયુનાં ઘણાં જ નાનાં અણુઓ કે જે પૃથ્વીની સાથે સરખાવતાં માત્ર ક્રિકેટના દડા જેવડા છે તેઓ એક બીજા સાથે અથડાય છે, અને તેને લઇને આપણને તેની ગરમી ને દબાણ માલૂમ પડે છે. અહીંયાં માત્ર ફેર એટલો જ છે કે વાયુના અણુને બદલે આપણે માટે મોટા મોટા પથરાના ઢગલા લેવાના છે અને કાચની બરણી કે રબરની કોથળીને બદલે સર્વ વિશ્વ ધ્યાનમાં લેવાનું છે.

આ તો હજી આ નિયમનુ પહેલુ પગથીયુ છે. "આ નાના પથરાએ શુ છે ને ક્યાથી આવ્યા ?" આ સવાલ ઉપરથી આપણને ડૉ ક્રોલે પોતાના "તારાઓની ઉત્ક્રાન્તિ" નામના પુસ્તકમા બહાર પાડેલા અથડાઅથડીના નિયમ ઉપર જવાની ફરજ પડે છે. એમા એમ માનેલુ છે કે અનાદિ કાળમા કેટલાએક ઠંડા ને ઝાખા પડી ગયેલા તારાઓ અનંત સ્થળમા ચારેમેર ઘણા જ વેગથી ફરતા હતા, વચ્ચે વચ્ચે એક બીજા સાથે અથડાતા અને યાન્ત્રિક નિયમાનુસાર તેમાથી અતિશય ગરમી ઉત્પન્ન થતી, જેથી આ તારાઓ એકદમ વાયુમય થઈ જતા, અને આ ગરમીથી તેનો પદાર્થ માત્ર અણુમય થઈ જતો અને આમ એકાએક વાયુમય થઈ જતા કેટલોક ભાગ માત્ર ટુકડા રૂપે એમનો એમ અપવાદ રૂપે રહી જતો, અને આ રહી ગયેલા ટુકડાઓ તે હાલના ખરતા તારાઓ છે. હજી પણ આવા ઠંડા ને ઝાખા તારાઓ છે એમ સિદ્ધ કરીએ એવી સ્થિતિમા આપણે છીયે. આપણે જે જે તારાઓ જોઇએ છીયે તે સૌ જુદી જુદી ગરમીના માલૂમ પડે છે. કોઈ "સીરીયસ" જેવા ઘણા જ શ્વેતોષ્ણ તો કોઈ વૃષભરાશિ માહેલા "આલ્ડેબેરાન" જેવા રક્તોષ્ણ. આપણો ચદ્ર જુઓ સાવ ઠંડો ને મૃતવત્ થઈ ગયો છે. જેવી ચદ્રની સ્થિતિ થઈ તેવી જ સ્થિતિ રાતા તારાઓની હમણા નહિ તો ક્રોડ વર્ષે પછી પણ થવાની—અલબત જો કુદરતના આ નિયમો નિરતર ચાલુ રહેશે તો અને જ્યા લગી ન્યૂટનનો ગતિનો પહેલો સિદ્ધાત સાચો છે ત્યા સુધી તો આ તારાઓ જેમનો વેગ સેકન્ડના ૪૦૦ માઇલનો છે તે આકાશમા તેમના માર્ગમા આગળ વધે જવાના. આમાના ઘણા અડખે પડખેના તારાઓના આકર્ષણથી વાકાચૂકા રસ્તામા ચાલે છે અને ભાગ્યે થોડા જ સાવ સીદ્ધી લીટીમા ચાલતા હશે

આ પ્રમાણે જ્યારે આવડા મોટા પદાર્થના સમૂહો ચોગરદમ જુદી જુદી દિશાઓમા ફર્યા કરે છે તો તેમનો એક બીજાની સાથે અથડાવવાનો સભવ વધે છે અને હવે તો માત્ર યાન્ત્રિક નિયમની ગણત્રી જ કરવાની રહી કે તેમના અથડાવાથી કેટલી ગરમી પેદા થવી જોઇએ, તે આ સમૂહોને વાયુમય તારા કે કોઈ નવા સૂર્યમડળ બનાવવાને માટે પુરતી છે કે નહિ, અને બસ થયુ—આપણી પાસે જે વિશ્વરચના જોવામા આવે છે તેનો પુરતો ખુલાસો કરવા આપણે સમર્થ છીયે.

વળી આપણે આવા પ્રકારના ઝાખા તારા છે એમ સીદ્ધી રીતે પણ સાબીત કરી શકીયે એમ છીયે. આ તો પ્રત્યક્ષ વાત છે કે કેટલાએ મણ વજનના આમાના ભાગી ગયેલા ટુકડાઓ આપણી પૃથ્વી ઉપર પડે છે અને આ પણ પ્રત્યક્ષ છે કે કેટલાએક બહુ ચળકતા તારાઓ એકદમ જોરથી ચળકી ઉઠે છે અને ધીમે ધીમે ઓલવાતા હોય એમ દેખાય છે. આનો દાખલો જોવો હોય તો હાલમા આવી સ્થિતિ "કેસીઓપીયા" નક્ષત્રમાના એક મોટા તારાની હમણા જ થઈ છે આમ થવાનુ કારણ આપણને આ અથડાઅથડીના નિયમથી મળી આવે છે. પણ વાયુમય તારાનો નિયમ (nebular theory) કે એવો બીજો કોઈ ગુરુત્વાકર્ષણના સિદ્ધાતથી વાયુમય પદાર્થના સાકડા થવા ઉપર બધાયેલો નિયમ કઈ મદદ કરી શકતો નથી

વળી આપણે જે તારાઓનો પ્રકાશ ઓછો વધતો થતો જોઇએ છીયે તેનો પણ આથી

ખુલાસો થઈ શકે છે કે કેટલાએક તારાઓ વચ્ચે વચ્ચે કોઈ મોટા આથડતા તારાના ટોળામાં આવી જાય છે, જેથી તેનો પ્રકાશ વધે છે અને કેટલીકવાર તેમની આડા કાળા ઝાંખા તારાઓ આવી જવાથી તેમનો પ્રકાશ કમી થએલો માલૂમ પડે છે. હાલના ખગોળશાસ્ત્રીઓ એમ માનવા લાગ્યા છે કે ઝાંખા તારાઓની સંખ્યા ચળકતા તારાઓ કરતાં વધી જાય છે. અને વળી કોઈ વખતે તો આપણે કાળા ઝાંખા તારાની એટલી બધી માહીતી મેળવી શકીએ છીયે કે તેનું વજન ને કદ પણ કાઢી શકાય. ધૂમકેતુનું જે નિરીક્ષણ આપણે સ્પેક્ટ્રોસ્કોપથી કરીયે છીયે તેથી આપણને તેની રચનાનો જે ખ્યાલ મળે છે તેનો ખુલાસો આ અથડાઅથડીનો નિયમ ( Theory of impact ) વધારે સારી રીતે કરી શકે છે. ખરૂં પુછો તો ધૂમકેતુ, ખરતા તારા વિગેરે બીજા સઘળાનો ખુલાસો વાયુમય તારાનો નિયમ ભાગ્યે જ કરી શકે. કારણ કે એમાં એમ માનવામાં આવે છે કે આ બધાઓ પદાર્થના છુટા પડી ગયેલા ટુકડાઓ છે તે આકાશમાં જેમ તેમ આડા અવળા બટક્યા કરે છે અને તેમને અને કુદરતના નિયમસર ચાલુ રહેતા સૂર્યમંડળ વગેરેને કંઈજ સંબંધ નથી. પણ સૂર્યમંડળની અંદર પણ કેટલીએક એવી વાતો છે કે જેનો ખુલાસો આપણે અથડાઅથડીનો નિયમ વધારે સારી રીતે આપી શકે એમ છે;–દાખલા તરીકે, ગ્રહો ને ઉપગ્રહોની ધરીયો તેઓની સૂર્યની આસપાસ ફરવાની સપાટી સાથે જે ખુણાઓ કરે છે તેમાં નજરે પડી જતા મોટા તફાવતો—આનો ખુલાસો ભાગ્યે વાયુમય તારાનો નિયમ કરી શકશે.

પણ ખરૂં જોતાં તો વાયુમય તારાના નિયમને આપણા અથડાઅથડીના નિયમ વચ્ચે બહુ ભેદભાવ છે જ નહિ. પહેલા નિયમ કરતાં આપણો બીજો નિયમ વિશ્વના ઇતિહાસને જરા વધારે વહેલો ઉપાડે છે. પહેલા નિયમમાં લાપ્લાસે જેટલી મૂળ પદાર્થની વાયુમય સ્થિતિની ગરમી કલ્પી હતી તેના કરતાં આપણા નિયમથી વધારે ગરમી છે એમ માનવામાં આવ્યું છે અને તે ગરમી બીજા પદાર્થોના સમૂહના અથડાવાથી વધારે લાંબા વખત સુધી જળવાઈ રહે એમ માનવામાં આવ્યું છે. પણ આખરે તો આ વાયુમય પદાર્થ લાપ્લાસે બતાવ્યું છે તે જ પ્રમાણે સંકડાતો જાય છે અને ગુરુત્વાકર્ષણના નિયમથી ચક્કર ચક્કર ફરવા માંડે છે. ન્યુટનના ગુરુત્વાકર્ષણથી જે વિજય ગણિતશાસ્ત્રે મેળવ્યો છે તે એટલો તો સંપૂર્ણ છે કે એમ જ માનવામાં આવે કે આખા વિશ્વમાં ગુરુત્વાકર્ષણ જ માત્ર એવો સિદ્ધાંત છે કે જેમાં સર્વ વાતનો ખુલાસો થાય છે તો તેમાં રજ પણ વિસ્મય પામવા જેવું નથી. પણ ઘણીવાર એવું બને છે કે જેમ જેમ આપણું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ જે વાતો આગળ ચોકસ છે એમ લાગતી તે ધીમે ધીમે અચોકસ લાગવા માંડે છે; જે વિષયો પહેલાં સહેલા લાગતા તે હવે કઠણ લાગવા માંડ્યા છે, અને આટલું તો નક્કી થયું છે કે આ વિશ્વમાં ગતિનાં એવા કેટલાએક રૂપો છે અને શક્તિનાં બીજાં એવાં પણ રૂપાંતરો છે કે જેને વિષે ગુરુત્વાકર્ષણ કંઈ કહી શકે એમ નથી. દાખલા તરીકે, નાશી જતા તારાઓની ગતિ, સમગ્ર અણુ ( molecule ) અને મૂળદ્રવ્યઅણુ ( atom ) ની ગતિ, ભૂસ્તરવિદ્યાએ સિદ્ધ કરેલી બાબતોનો ખુલાસો કરે એવી સૂર્યની ગરમીની યોગ્ય મુદત વિગેરે વિગેરે.

વિશ્વરચનાને એક સામાન્ય નિયમમાં જોડવાની ગુરુત્વાકર્ષણે અને વાયુમય તારાના

નિયમે એક મોટી સેવા બજાવી છે પણ અથડા અથડીના નિયમે વધારે વ્હેલી સ્થિતિમાં વિશ્વનો ઇતિહાસ શરૂ કર્યો છે. આપણને આ નિયમ અનંતતામાં એક પગથીયુ આગળ લઈ જાય છે. કારણ કે જો એમ માલૂમ પડ્યું કે આખુ તારાઓનુ વિશ્વ કંઈ એક ઋતુનુ ફળ નથી પણ એક પછી એક ચાલી આવતી ઋતુઓના જુદાં જુદાં ફળ છે, જન્મે છે અને મૃત્યુ પામે છે, મૃત્યુ પામે છે અને વળી પુનર્જન્મ પામે છે, તો પછી કંઈ આદિ પણ દેખાતો નથી તેમ અંત પણ દેખાતો નથી અને આ પ્રમાણે આપણી દૃષ્ટિ અનંતમા ધમડાઇ જાય છે.

( અપૂર્ણ. )

પુના કૉલેજ ઑફ સાયન્સ, }
૧૦ ડિસેમ્બર ૧૯૦૫. } વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

## આત્મનિરીક્ષણ અને મારૂં સરવૈયું.

વિદ્યા અને કેળવણી તે આધુનિક દુનીઆની મુખ્ય ઉત્થાપનશક્તિઓ છે. પ્રાચીન સુધરેલી પ્રજાઓને પડોશની જંગલી પ્રજાઓથી નિરંતર ડરમા રહેવુ પડતુ. પુરાતની સુધારાની આગેવાન હિંદુ, પારસી અને રોમન પ્રજાઓનો પરાભવ અફઘાન આરબ અને ગોથ જેવા રાની લોકોથી થયો હતો પરંતુ અર્વાચીન પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની શોધોથી અને તોપ, બંદુક, રેલવે, તાર વીગેરે હાલના યુદ્ધવિદ્યાના સાહિત્યોથી ઉપરની સ્થિતિ હાલ તદ્દન પલટાઈ ગઇ છે. જંગલી પ્રજાઓના ત્રાસમા રહેવાને બદલે સુધરેલી પ્રજાઓ ઉલટુ પોતે જંગલી પ્રજાઓને હેરાન કરતી જોવામા આવે છે. આફ્રિકાના ગાઢ જંગલોમા અને એશિઆના અગમ્ય પર્વતોની એકાંતતામા વસનારાઓને સ્વેચ્છાનુસાર ભટકતા પણ યુરોપની ગોરી પ્રજાઓ અંકુશમા રાખવા માગે છે. સપાટાથી ચાલતી તોપ આગળ જંગલી પ્રજાનુ પ્રચંડ શરીર અને ઝનુની બળ કંઈ કામમા આવતા નથી. દારૂગોળાની શોધે સુધરેલી પ્રજાને મિત્રતાની જે સેવા બજાવી છે તેવી ભાગ્યે બીજા કોઇથી થઇ હોય. તરવાર કે ભાલાનુ આયુધ એકનુ એક લાંબા વખત સુધી સેવા બજાવે વાપરેલા તીર પણ એકઠા કરીને તેને તે જ વારંવાર ફરીથી ઉપયોગમા લેવામાં આવતાં. પ્રાચીન લડાઇમા પૈસાની જરૂર કરતા બાહુબળની વિશેષ જરૂર હતી. પરંતુ દારૂગોળો તો એક જ વાર ભડાકો થયો એટલે બસ. ચૌદમો લુઇ હમેશાં કહેતો કે લડાઇમા છેવટે જય વધારે પૈસાદાર પક્ષનો જ થવાનો. હાલની લડાઇમા પૈસાની જે આવ-

સ્થકતા છે તે જો પ્રાચીન વખતમાં હોત તો હિંદુ રાજાઓ કોઇ દિવસ હિંદુસ્તાનનું રાજ્ય ખુઅત જ નહિ. દારૂગોળાને બદલે અસલી તરવાર ભાલા યા તીરથી જો એોમદુરમાનની લડાઈ, થાણેશ્વરની લડાઈ માફક, લડવામાં આવી હોત તો તેનું પરિણામ કેવું આવત? ગયા ચારસો વરસોમાં પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં યુરોપે અદ્‌ભુત શોધો કરી છે અને તેને લીધે જ યુરોપના વતનીઓ હાલ આખી દુનીઆનું આધિપત્ય ભોગવે છે અને અન્ય પ્રજાઓને પોતાના તાબેદાર નોકર હોવાનો દાવો કરે છે. પ્રજાઓ અને દુનીઆની સ્થિતિમાં અસંખ્ય ઉથલપાથલો વિદ્યા અને કેળવણીએ કરી છે.

પાશ્ચાત્ય કેળવણી લીધાનો હક હું પણ રાખું છું. અંબીમચંદ અને મહાદેવ ગોવિંદ વીગેરે મારા બંધુઓ શેકસપીઅર અને મિલ્ટનનો અભ્યાસ કરવામાં એશિઆના વતનીઓમાં સૌથી પહેલા હતા. પાશ્ચાત્ય કેળવણી લેવાની આવશ્યકતાની સમજ રાજા રામમોહનરાયને મારક્વીસ ઈટીની અગાઉ ઘણા વર્ષ ઉપર થઈ હતી. મારો ઘણો વખત મે યુરોપના પ્રાચીન અને અર્વાચીન સાહિત્યનો અભ્યાસ કરવામાં ગાળ્યો છે. હોમર અને ડેન્ટી, સરવેન્ટીસ અને શેકસપીઅર મેં સારી રીતે વાંચ્યા છે. પેટ્રાર્ક અને બાયરન, શેલી અને વર્ડ્સવર્થ, હીન અને હ્યુગોનાં સંગીતકાવ્યોથી મેં ઘણો આનંદ મેળવ્યો છે. ડીમોસ્થિનીસ અને સીસેરો, બર્ક અને ગ્લેડસ્ટન, બુસો અને ફેનલોનનાં ભાષણોથી મારો આત્મા ઘણીવાર ઉશ્કેરાયો છે. થ્યુસીડીડીઝ અને હિરોડોટસ, ટેસીટસ અને લીવી, રેન્કી અને મીલમેન, ગીબન અને મોમ્સન, ગ્રિટ્રો અને થીઅર્સ, મેકોલે અને કારલાઇલનાં તવારીખપુસ્તકોથી વિવિધ સ્થલ અને સમયના જનસ્વભાવનાં લક્ષણોનું પરિજ્ઞાન મેળવ્યાની મગરૂરી હું ધરાવું છું. ગ્રીસના અને કદાચ દુનીઆના સર્વોત્તમ રાજ્યનીતિનિપુણ પેરીકલીસ, વિશ્વજીત સીકંદર બાદશાહ, પરાક્રમી અગ્રેસરોના અગ્રણી જ્યુલીઅસ સીઝર, ગંભીર ડહાપણવાળા વિદ્યાના મહાશયો ઓગસ્ટસ અને શાર્લમેન બાદશાહો, ચક્રવર્તી સામ્રાજ્યના અધિકારી છતાં યોગીની પ્રકૃતિવાળા માર્કસ ઓરીલીઅસ, જગતને આંજી નાખનાર અદ્‌ભુત યોદ્ધા હાનીબલ અને નેપોલીઅન, દેશભક્ત વાશિંગટન અને ગેરીબાલ્ડી, દીર્ઘ રાજ્યદૃષ્ટિવાળા પ્રધાનો રિશેલ્યુ અને બીસ્માર્ક, પ્રતાપી રાજા પાંચમો ચાર્લ્સ અને ચૌદમો લુઇ, પ્રજાપક્ષના હિમાયતી મીરાબો અને ગ્લેડસ્ટન, જનમંડલના આચાર્યો રૂસો અને વોલટેર, મનુષ્યજાતિના દુશ્મનો જંગીઝખાન અને નાદીરશાહ, જાતિ યા ધર્મના ભેદોથી વિમુખ જગન્મિત્રો અબ્રહામ લીન્કન અને અકબર—વિગેરે ઐતિહાસિક પાત્રોનાં ચારિત્ર્ય મારા મનમાં રમી રહ્યાં છે. પ્લેટો અને એરીસ્ટોટલ, ડેકાર્ટ અને સ્પાઇનોઝા, લોક અને હ્યુમ, કેન્ટ અને હીગલ, કોમ્ટ અને હરબર્ટ સ્પેન્સરનાં મુખ્ય શિક્ષણનાં ધોરણોનું પણ મેં અધ્યયન કર્યું છે.

શું ત્યારે મેં વાસ્તવિક કેળવણી લીધી છે?

"A man who has been so trained in youth that his body is the *ready servant of his will, one* who no stunted ascetic is full of life and fire but whose passions are trained to come to heel by a vigorous will, the servant of a tender conscience" is defined by Huxley as having received liberal education."

હક્‌સલી અને હરબર્ટ સ્પેન્સરે જે ઉચ્ચ કેળવણીના ધોરણો બતાવ્યા છે તે મેં મારામા સિદ્ધ કર્યા છે ? મારી જુવાનીમા મને એવી તાલીમ મળેલી છે કે જેથી મારા શરીરના અવયવો મારી સકલ્પશક્તિના તાબેદાર નોકર થયા હોય ? ચીમળાઇ ગએલા જતી જેવા ન હોતા, મારી રગો ઉત્સાહ અને તીવ્રતાથી ભરાઇ છે ? મારી ઇચ્છાશક્તિ દૃઢ થઈ છે ? અને તે શુ ઝીણા અને તીક્ષ્ણ કર્તવ્યભાનની સેવક બની છે ? અને આવી ઇચ્છાશક્તિના અકુશમા ભાન સર્વે મનોવિકારો આવ્યા છે ? પાશ્ચાત્ય પ્રજાના કેટલા ગુણો મારા વર્તનમા ઉતરવા પામ્યા છે ? જીવનના આધારભૂત હેતુ તથા નિયમોમા મારી અને મારા અજ્ઞાન બન્ધુની વચ્ચે કેટલો તફાવત પડેલો છે ? અને જે છે તે કેટલે દરજ્જે પ્રશસનીય છે ? કિસ્મતમા યા નશીબમા હશે તેમ થશે એવી શ્રદ્ધા ઉપર આધાર રાખીને ચાલવાની પૂર્વદેશવાસીઓની સુપ્રસિદ્ધ ટેવમાથી હુ કેટલો મોકળો થયો છુ ? માત્ર ચર્મચક્ષુની દૃષ્ટિ ટુકી થઈ છે તેને બદલે માનસિક યા નૈતિક દૃષ્ટિ મારી કેટલી વધારે તીક્ષ્ણ થઈ છે ? ટુકામા મહાન્ કવિ મિલ્ટનના કેળવણીના ધોરણાનુસાર, સુલેહ અને લડાઇના સર્વે પ્રસગોમા ખાનગી અને સાર્વજનિક સર્વે હોદ્દાઓનુ કામકાજ કાબેલયતથી અને દૃઢ પ્રમાણિકપણાથી કરવા કેટલી લાયકાત હુ ધરાવુ છુ ?

સ્વવિષયક સદ્‌ગુણો સબધીના પ્રશ્ન અલગ રાખતા, પરહિતના મારા ગુણો કેટલા વધવા પામ્યા છે ? મારાથી દેશની દોલતની નીપજમા કેટલો વધારો થયો છે ? દેશના હુન્નર કારીગીરીઓને મે કઇ મદદ આપી છે, અગર તો આપવાને શક્તિ સપાદન કરી છે ? ‘ અનાજનો એક દાણો પહેલા પાકતો ત્યા બે દાણા પાકે ’ એવી કયી હીકમતમા મે ફતેહ મેળવી છે ? હિંદુસ્તાનનો પરદેશ સાથેનો કરોડો રૂપીઆનો વ્યાપાર છે તે વ્યાપારનો હુ કેટલો લાભ લેઉં છુ ? લોઢુ, કોલસા, સોનુ વિગેરે દેશમા અસખ્ય કુદરતી દ્રવ્યોત્પાદનના સાધનો છે તે ખીલવવામા મે કઈ પણ ભાગ લીધો છે ? પરદેશથી જે કરોડો રૂપીઆનો માલ આ દેશમા આવે છે તેની આયાત બધ થાય એવા કેટલા કારખાના મે કાઢ્યા છે ? લોકહિત માટે સહકારી મડળો મે કેટલા સ્થાપ્યા છે ? અને તેમાથી કોઈ કેટલુ ફતેહમદ નીવડ્યુ છે ? કોઇ શાસ્ત્રીય નવી શોધ અગર અત્યારે વિસર્જન પામેલી આ દેશની કોઈ પ્રાચીન વિદ્યાનુ પુનરુજ્જીવન મારાથી થયુ છે ? મારી માતૃભાષાનુ ખેડાણ યા સશોધન કરવામા મેં કઈ શ્રમ લીધો છે ? સ્વભાષાના સાહિત્યમા કેટલો કીમતી વધારો કર્યો છે ? જુના તામ્રપટો, સિક્કા શિલાલેખો, ગુફામા આવેલા લેખો, પુરાતની મકાનો અને ખડેરો વિગેરે પુરાણવસ્તુશાસ્ત્રનો અભ્યાસ કરી ભારતના ઇતિહાસ ઉપર કેટલુ અજવાળુ મેં નાંખ્યું છે ?

ઉપરના પ્રશ્નોનો ઉત્તર આપવાનુ કામ તે મારી પાશ્ચાત્ય કેળવણીનું સરવૈયુ કાઢવા જેવુ છે આ સરવૈયુ સાચે સાચુ કાઢીને પ્રસિદ્ધ કરવું તે બહુ મુશ્કેલી ભરેલુ છે અને કેટલેક દરજ્જે અશક્ય પણ છે. સયોજિત દભ ઢોંગની વ્યવસ્થાઓ ચોતરફ પૂર્ણ વેગથી ચાલી રહી છે. આવી બાબતમા સત્ય હકીકત બહાર પ્રકટ કરવાથી શાણા અને ડાહ્યા માણસ તરીકેની જે પ્રતિષ્ઠા હાલમા હુ ભોગવુ છુ તેને ઘણો ધોકો પહોચવાનો સભવ છે માન્ય મિત્રો કે જેઓ મિથ્યાભિમાનની માયામા હજુ લપટાયેલા છે તેઓ આ મારા કૃત્યથી ગુસ્સે થાય એવી ભારે દહેશત છે. પરન્તુ ‘ सत्यात् नास्ति परो धर्म ’ એ પુરાતની

સૂત્રને આધારે જે વ્યક્તિઓ યા પ્રજાઓ ચાલતી નથી તેમનો પરાભવ છેવટે થવાનો જ. શરીર તે આત્મા અને મનનું નિવાસસ્થાન છે. ગમે તેટલી સુધરેલી પ્રજા હોય, સાહિત્ય સંગીત કલા વિગેરેમાં તે અતિ કુશલ હોય તો પણ જ્યારથી તે પોતાનું શારીરિક બળ ખોવા માંડે છે ત્યારથી જ તેની પડતી શરૂ થાય છે અને પોતાના અસ્તિત્વનો હક ગુમાવી બેસે છે. આત્માનો ઉત્કર્ષ કરવામાં હિંદુઓના પૂર્વજો એટલા બધા ગુંથાઈ ગયા કે આત્માને શરીર છે એ વાત જ તદન ભૂલી ગયા, અને તે ભૂલના પરિણામે જ હિંદને જંગલી બલવાન પ્રજાઓના દાસત્વમાં જવું પડ્યું. આવી સર્વોપરિ અગત્યવાળી શારીરિક સ્થિતિ હાલ મારી કેવી છે ? કેટલાક વિદ્વાન વૈદો અને શારીરશાસ્ત્રીઓના મત પ્રમાણે દુનીઆની અતિ બલવાન પ્રજાઓ ફક્ત વનસ્પતિના ખોરાક ઉપર ગુજરાન ચલાવનાર હોય છે. દઘેસ્તાન અને લેસગીઆના પહાડી લોકો, સેનેગેમ્બીઆના મેન્ડીંગો લોકો, જાપાની સામુરી કોમ વીગેરે જે દુનીઆની મજબુત પ્રજાઓ ગણાય છે તેમની માફક હું પણ તદન વનસ્પતિના ખોરાક ઉપર જ માર્‌ પોષણ કરૂં છું. તે ઉપરાંત વળી સર્વે માદક પદાર્થો મારે વર્જિત છે. પરંતુ દીલગીરીથી મારે કહેવું જોઇએ કે વાસ્તવિક રીતે શરીરસંપત્તિમાં મારા અને મારા સહાધ્યાયીઓ જેવા નિર્માલ્ય દુનીઆમાં ભાગ્યે જ કોઈ હશે. દસ માઇલ મજલ કરવાની મને તાકાદ હોય એમ જણાતું નથી. શારીરિક હિમ્મત બતાવવાનો પ્રસંગ મને મળ્યો નથી તેમ જ તેવા પ્રસંગોથી હું અલગો અને અલગો રહેવા હમેશાં તજવીજ કરૂં છું. ટુંકામાં આંખો શિવાય બીજા કોઈ શરીરના અવયવને મેં કસરત આપી નથી. એક અગર બે રાસવા ઉપરાંત સૃષ્ટિમાં બધે ધુમસ ભરેલું હોય એમ મારી આંખ્યોને આભાસ થાય છે અને કંઇ પણ દૂર જોવું તે મારી આંખ્યને તસ્દી આપ્યા જેવું થવાથી અવલોકન કરવાની મારી કેટલી શક્તિ હશે તેનો સ્હેજ ખ્યાલ આવશે. ભવિષ્યની ઉનતિ માટે શરીરનું બંધારણ અવલની જરૂરીઆતનું (condition precedent) જો હશે તો ઝુલ્લુ, સોમાલી, કાબુલી, આફ્રિદી જેવી પ્રજાઓને માટે ભવિષ્ય મારા કરતાં વધારે આશાભરેલું છે.

મારી માનસિક સ્થિતિ ઉપર વિચાર કરતાં બંદીખાનાના પાંજરાને રમણીય હવેલી માનતા પોપટની સરખામણી મને યાદ આવે છે. મારૂં સર્વ જ્ઞાન પરભાષાદ્વારે હોવાથી તે ધુળ ઉપર લીંપણ સરખું છે એમ મારા કેટલાક પ્રતિસ્પર્ધીઓનું દરરોજ કહેવું છે. દુનીઆનાં મહાકાવ્યો પૈકીના 'પેરેડાઇઝ લોસ્ટ'ના કર્તા મિલ્ટનનો પરભાષામાં (લેટીનમાં) કાવ્યો રચવાનો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો હતો. ગમે તેવી બુદ્ધિવાળો પુરુષ હોય તેનાથી પણ પરભાષામાં સારો સાહિત્યનો ગ્રંથ યા તત્ત્વશાસ્ત્રની શોધ થએલી હજુ સુધી જાણવામાં નથી. ખરેખર મારા મનની સ્થિતિ 'ત્રિશંકુ જેવી છે. હું વિચાર ઘણો કરૂં છું પણ તે મારી માતૃભાષામાં થાય છે કેપર ભાષામાં થાય છે તે મારે પણ નક્કી કરવું મુસ્કેલ પડે છે. એક જ વિચારનો કેટલોક ભાગ ગુજરાતીમાં થાય છે અને કેટલોક ભાગ ઇંગ્રેજીમાં થાય છે: જેમકે, " હાલની Sociology નો expounder ફ્રેંચ ફીલોસોફર કોમ્ત હતો. તેમણે *Biology* અને Comparative History ઉપરથી Sociology એ નામે નવું સાયન્સ ઉત્પન્ન કર્યું. એમની ફીલસુફીનો underlying idea એવો હતો કે human thought ની ત્રણ stages છે; Theological, Metaphysical અને Positive. Different nations નાં

rise and fall નાં causes investigate કરવા માટે દરેક nation ને organism તરીકે ગણવામા આવે છે. life ની mental અને moral side ને દૂર મુકતા ફક્ત material element ની જે side રહી તેને economic condition કહેવાય. આ condition determine કરવા માટે private capital નો amount અને particularly લોકોની annual production of wealth અને તે કેવી રીતે લોકોમા distribute થાય છે તે જોવાય છે. અને after a certain limit is reached વાર્ષિક production કરતા તે produce થએલી wealth બરાબર distribute થાય છે કે કેમ તે test ઉપરથી લોક વધારે ઓછા સુખી કહેવાય છે. ઇંગ્લંડ દેશમા ફ્રાન્સ કરતા wealth નુ annual production બહુ વધારે છે. notwithstanding this, economic sense મા, ફ્રાન્સને વધારે સુખી ગણવામા આવે છે અને ઇંગ્લંડમા poor લોકોની poverty ની limit નથી " આ ફકરાઓ+ મારા વિચારોના યથાર્થ નમુનાઓ છે. યથાર્થ સાધન વિના કોઈ પણ કારીગરથી સારી કારીગીરીનુ કામ થઇ શકે જ નહિ તેમ જ જ્યા સુધી મારૂ આ વિચારનુ વાહન સુધરશે નહિ ત્યા સુધી સંગીન વિચારનું કાર્ય મારાથી નહિ જ થવાનુ જ્યા સુધી શાસ્ત્રો, તત્ત્વજ્ઞાન અને બીજી વિદ્યાઓ મારી માતૃભાષામા જ શીખવાનુ મને નહિ મળે ત્યા સુધી મારી 'ઢેડગુજરાતી' સ્થિતિ કાયમ જ રહેવાની

અને વિશેષમા, આવા પ્રકારના વિચારોથી પણ મારી કાર્યશક્તિ ખવાઇ ગઇ છે એમ મારા કેટલાક મિત્રોનુ માનવુ છે મોટા કાર્ય સિદ્ધ કરવાના વિચારો મારા મનમા હમેશા ઘોળાયા જાય છે પરંતુ શેકસ્પીઅરના હેમલેટ માફક તેમનો અમલ કરવાની સંકલ્પદૃઢતા મને આવતી નથી તે મહાન્ કવિના રોઝેનક્રેન્ઝ ગિલ્ડનસ્ટર્ન... ફોરટીનબ્રાસ જેવા મારાથી ઓછી બુદ્ધિવાળા મારા દેશીઓ મોરીશીઅસ, કેપ કોલોની, નાતાલ, બરમા અને શીયામમા અને આ દેશમા પણ વિશાળ વ્યાપાર અને કારખાના ચલાવે છે તે હુ ટગર ટગર જોયા કરૂ છુ. મારા છિદ્ર શોધનાર મિત્રો ઘણા છે તેઓ વળી એમ પણ માને છે કે વર્તનની દૃઢનિશ્ચયતા અને સાહસિક હિમ્મત મારામા નથી તેનુ આ પરિણામ છે જોખમ અને જુમ્મેદારી વિનાના સરકારી નોકરી, વકીલાત, દાકતરી કામ અને નિશાળ જેવુ શિક્ષણનુ કામ કે જેમા સાહસિક હિમ્મત અને સંકલ્પદૃઢતાની વિશેષ જરૂર નથી તેવા જ ધધાઓ માટે ફક્ત હુ લાયક છુ કાળજે ધક્કો પહોચે એવા જોખમી ધધામા હુ કોઇ દિવસ પડતો નથી બનતાસુધી 'બેશ' ને 'ઠેકુ' કહેવાનુ જ હુ પસન્દ કરૂ છુ લાયકાતનો સવાલ દૂર મૂકતા, મારે એટલુ તો કબુલ કરવુ પડે છે કે સરકારી નોકરી અને તે જો સારી ના મળે તો વકીલાત, દાકતરનુ કામ કે છાપુ કાઢવામા જ ફક્ત હાલમા હુ રોકાએલો છુ આનો બધો દોષ મારા માનવા પ્રમાણે મારે શીર નથી સરકાર તરફથી અદ્યાપિ સુધી જે પાશ્ચાત્ય કેળવણી આપવામા આવે છે તે ઘણે અંશે ભાષા અને સાહિત્યને લગતી છે તે એટલે સુધી

+ આવી મિશ્ર ભાષામા મારા દરરોજના વિચારો થાય છે એટલુ જ નહિ પણ જાહેર સભાઓમા પણ આવી ભાષા હું વાપરૂ છુ અને આ મારી સ્વાભાવિક ભાષામા પુસ્તકો રચવાની હિમત થોડા વખતમા હું બતાવવાનો છું "Decline and Fall of the Empire of Faith and Honesty of Purpose" એ નામનુ પુસ્તક આ મિશ્રભાષાદ્વારે રચવામાં હાલમા જ હું ગુંથાયો છુ.

છે કે એ ઉપરથી મારા કેટલાક મિત્રો માને છે કે સરકારને પોતાના રાજ્યકારભારની સરલતા થાય તે માટે અંગ્રેજી સારી રીતે સમજી લખી શકે તેવા કારકુનો અને હલકી પાયરીના નોકરો (જેને મારા એક તીખા સ્વદેશભક્ત બન્ધુએ જરા અતિશયોક્તિથી 'ભણેલા હમાલો' કહ્યા હતા) તેની જરૂર હતી, તે ખોટ પુરી પાડવાને જ કોલેજો અને યુનીવરસીટીઓ સ્થાપવામાં આવેલી હતી.

આ માનવું પાયાવાળું હોય કે ન હોય તો પણ એ તો સત્ય છે કે આવા કલમ ધસડવાના ધંધા શિવાય બીજામા મને પ્રીતિ નથી. ગમે તે ધંધો જેમાં આપણને રોજી મળે અને જે નીતિના નિયમોથી વિરૂદ્ધ ન હોય તે કરવો જોઈએ અને સર્વે ધંધા સરખા માન, મરતબાને પાત્ર છે એમ સમજી પશ્ચિમની પ્રજાઓ મારફ વર્તન ચલાવવાનું મને બીલકુલ પસંદ નથી. નિખાલસ પણ અજ્ઞાન ગામડાના ખેડુતો જોઈને મને તેમની જડતાની ભરેલી રીતભાત અને બોલી ઉપર ઘણું હસવું આવે છે. દુકાનદારોની જીંદગી ખચ્ચર જેવી હલકી પાયરીની મને લાગે છે. પહેલાંના મુત્સદ્દી વર્ગના લોકો વાણીઆને 'દિંગતોલુજ' કહેતા અને ખેડુતને 'ગામડાના રોજ'નું માનવંતું પદ આપતા. અને આ મુત્સદ્દી વર્ગનો હાલના જમાનાનો વારસ અને પ્રતિનિધિ હું જ છું. મુત્સદ્દી વર્ગના ગુણદોષનો સ્વાર્થરહિત પરીક્ષક મને ગણી શકાય નહીં. પરંતુ તે મુત્સદ્દી વર્ગથી નિરાળા રહેલા સભ્યોનું એમ માનવું છે કે તે વર્ગના ગુણદોષ કીડીઓના જેવા હતા. કીડી એક કામેલ અને ડાહ્યું પ્રાણી છે. પોતાના અને પોતાના વર્ગના હિત માટે તેની કરણી બહુ વખાણવા લાયક છે. પરંતુ અન્ય પ્રાણીઓને તે બહુ બહુ નુકશાનકારક અને સતત ત્રાસ જ આપનાર જીવ છે. પોતાનું હિત સાચવવામાં તે મુત્સદ્દી વર્ગ બહુ ખંતીલો અને દીર્ઘ દૃષ્ટિવાળો હતો. પોતાનાં સગાંવહાલાં અને જાતભાઈઓને તે વખત આવે મદદ કરતા એટલું જ નહિ પણ પોતાના તાબાની નોકરીઓ બધી તેમને એકલાને જ આપતા અને પોતાના અધિકારની તમામ સત્તા પણ તેમના જ હિત માટે વાપરવામાં આવતી. ખેડુત, વેપારી અને બીજા મજુરીઆ લોકોના ભલા માટે તેમને બીલકુલ દરકાર હતી નહીં પણ તે બાબત તેમને એક વાજબી સબબ હતો, તે એ કે રૈયતને રાજા અને રાજના નોકર તથા આશ્રિતોને માટે જ ઇશ્વરે સર્જેલી છે.

આ વર્ગનો આધુનિક પ્રતિનિધિ હોવા છતાં તેમના સર્વે ગુણદોષોનો વારસો મેં લીધો નથી. હું બરોબર પ્રમાણિકપણું જાળવું છું એટલે આડકતરી રીતે મારી જાતને માટે પૈસા ખાવાની મને લાલચ નથી. પણ મામાફોઈનાંઓને મારી સત્તાનો લાભ આપવાની ટેવ મારામાં હજુ જારી રહી છે. અને જ્યાં સુધી જાતિ, ધર્મ અને ચામડીના ભેદ ન રાખનાર વિશાળ મનના અંગ્રેજને હિંદુસ્તાનનું આખું રાજ્યતંત્ર પોતાના ગોરા જાતિભાઈઓથી જ ચલાવે

* ઉંચામાં ઉંચા રાજદ્વારી કામદારો પૈકીના એક દેશી અમલદારને ઘેર સલામ જ કરવા માટે એક વિલાયત જઈને અભ્યાસ કરી આવેલો મારો મિત્ર જે ખેડુત વર્ગનો હતો તે થોડાક વખત ઉપર ગયો હતો, ત્યારે 'ખેડુત વર્ગના વીલાયત ભણવા જશે તો હલ કોણ ખેડસે' એવો માનભરેલો આદરસત્કાર મારા મિત્રને તે દેશી અમલદાર કે જેમણે આ દેશમાં અપાતી પાશ્ચાત્ય કેળવણીની ઉંચી ડીગ્રીઓ મેળવી હતી તેમના તરફથી મળ્યો હતો.

છે ત્યાં સુધી આ મારી ટેવ જવાનો સંભવ નથી. મારા પૂર્વગામીઓ ઉપર એક બાબતમાં મેં ખાસ સુધારો કર્યો છે. સારાં કપડાં પહેરવાં અને ચાલાકી ભરેલી ગોષ્ઠી–સંભાષણ કરવાં આ જમાનામાં અવશ્ય જરૂરનાં જણાયાથી મેં તેમનો બહુ ખુશીથી અંગીકાર કર્યો છે. અંદરના ગુણો કરતાં બહારનો પહેરવેશ અને ચપલતા દર્શાવે એવી વાતચીત મને બહુ લાભકારક નીવડ્યા છે. બહારની ટાપટીપ અને પ્રવીણતા મેળવવામાં હું એટલો ગુંથાયો રહ્યો કે રૈયતના સતત સમાગમ છતાં મારૂં માનવું અંગ્રેજ અમલદારો અને અંગ્રેજી છાપાના અધિપતિઓને અનુસરીને એવું હતું કે આ ગુજરાત દેશ હિંદુસ્તાનની ‘બગીચા–ભૂમિ’ છે અને તેમાં ગરીબાઇ અને ભુખમરો દક્ષિણ જેવો બીલકુલ નથી, તેમ તેવો થવાનો સંભવ પણ નથી. પરંતુ સંવત ૧૯૫૫ નું એક જ ચોમાસું વરસાદ આવ્યો નહીં ત્યારે મને ગુજરાતની ભયંકર ગરીબાઇનું ભાન થયું. ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ વાંચતાં ગુજરાતની હૃદયવેધક નિર્ધનતા જે મને જણાઇ તેનો સ્વપ્ને પણ ખ્યાલ મને પ્રથમ હતો નહીં. અને છેવટે જ્યારે સરકારે નીમેલું દુષ્કાળકમીશન ગુજરાતમાં આવ્યું ત્યારે ગુજરાતની વાસ્તવિક હકીકત શી છે અને ભવિષ્યના દુષ્કાળો નિવારણ કરવા માટે શા શા ઇલાજ લેવા જોઇએ તે બાબત કંઇ પણ ઉપયોગી સૂચનાઓ હું સર એન્ટની મેકડોનેલ સાહેબ આગળ રજુ કરી શક્યો નહોતો તેથી તેઓ સાહેબને મારી શક્તિ અને સાર્વજનિક હિત માટેની લાગણી માટે કેવો અભિપ્રાય થયો હશે એ હું કલ્પી શકું છું.

સચાની માફક ચોકસતા અને નિયમિતતાથી કામ કરવાની ટેવ પૂર્વદેશવાસીઓમાં નથી. મારી કેળવણી છતાં તે ટેવ મારામાં આવી નથી અને આવવાની આશા પણ નથી. જેમ બને તેમ કોઇ જાતની તસદી મન અગર શરીરને ન પડે તેવું આચરણ મારા લોહી જોડે ઘાડો સંબંધ ધરાવે છે. ગાદી તકીએ આખો વખત પડી રહેવાનું મળે અને કોઇ જાતની મહેનત કરવી ન પડે તે જ ગૃહસ્થાઇના લક્ષણો છે. સ્ટેશન ઉપર ગાડીમાં બેસતાં બંગેર બાન્ની બન્ચકી જાતે ઉંચકવી પડે તો કંટાળો અને શરમ મને આવે છે. જાતે કામ ન કરતાં બધું કામ હું પારકાઓ અને નોકરો મારફતે લઉં છું. નોકરો જે હકીકત કહે તે ઉપર જ ભરોસો રાખીને હું ચાલું છું. લેખી પુરાવો મળે તેમ હોય તો પણ મહોડાની હકીકતથી હું સંતોષ માનીને બેસી રહું છું. વખતની મને ખરી કીમત બીલકુલ નથી. વ્યવસ્થા અને નિયમ મુજબ ચાલવાથી થતા ફાયદા જાણ્યા છતાં તે મુજબ હું ચાલતા નથી. આવી ખામીઓ બાગમા મારા મિત્રો કહાડે છે. ખરી હકીકત એ છે કે મારે મદદ કરનાર મિત્રો કરતા ખોડો કહાડનાર મિત્રોની સંખ્યા બહુ વધારે છે. તાબાની નોકરીઓ માટે જેટલા અંગ્રેજી ભણેલા દેશીઓની સરકારને જરૂર હતી તે કરતાં અતિશય સંખ્યા વધી પડવાથી મારી કીમત સરકારમાં હાલ ઘટી ગઇ છે. મારા દેશના ખરા મિત્ર હોવાનો દાવો કરનાર કેટલાક અંગ્રેજો તો હું સ્વાર્થી છું, નિર્માલ્ય છતા અસંતુષ્ટ છું, એવી મારી મશ્કરી કરવામાં પરમ આનંદ માને છે.

હું હજુ તેમ છતા નિરાશ થયો નથી. ભવિષ્ય માટે આશા ખોવી તે આત્મઘાત કર્યા બરાબર છે તે હું સારી રીતે સમજું છું. મારે તનમનથી મહેનત કર્યા જવી (પ્રસંગોપાત્ત કહી લઉં કે ધન નથી એટલે તન અને મન એ જ ગણાવું છું, અને આશા રાખું છું કે તન અને મન હશે તો ધન પણ આવશે.) અને ભવિષ્યમાં સર્વે સારાં વાનાં થશે એવી શ્રદ્ધામાંથી કોઇ દિવસ લેશ પણ ડગવું નહીં આવો ઉપદેશ મને એક મહર્ષિએ તેમની

મરણપથારીએ કર્યો છે. વળી એક મારો મિત્ર જે જાપાનનો વતની છે તેણે મને હાલમાં એક દીલાસો મોકલ્યો છે કે આજ સુધી મેં મારી પાશ્ચાત્ય કેળવણી ખોટે રસ્તે દોરવાઇને લીધેલી છે તે રસ્તો પડતો મુકીને મારે જાપાનીઝે જે રસ્તે કેળવણી લીધી છે તે રસ્તે લેવી, અને તેમ જો હું કરીશ તો છેવટે જેવી રીતે મારા સીખ અને ગુરખા બંધુઓ પાશ્ચાત્ય લસ્કરી કવાયત લઇને દુનીઆના બહાદુર લડવૈયામાં અગ્રેસરતા ધરાવે છે તેવી જ રીતે હું પણ ઉચ્ચ સ્થિતિએ પહોંચીશ. હું અંતઃકરણપૂર્વક આશા રાખું છું કે આ મારા જાપાનીઝ મિત્રની મારા માટેની ભવિષ્ય આશા ફલીભૂત થાય. પરંતુ હાલમાં તો મારૂં એમ ધારવુ છે કે qualities of intelligence ફક્ત education થી impart થઇ શકે but qualities of character આ પ્રમાણે education થી impart કોઇ દિવસ થાય જ નહીં. Moreover એક લીંબુ જે ripe થઇને decay ઉપર આવે છે તે decay ને set back કરવા કોઇ human agencyને સત્તા નથી તેમ જ પ્રજાઓનું પણ માની લેવું જોઇએ; કારણ કે a nation એક organism જેવી છે અને તે organism ના laws ને subject છે; nation ને organism માફક organic growth, maturity અને decay થાય છે અને તે એકવાર decay ની સ્થિતિએ આવી જાય એટલે પછીથી તે પ્રજા organism માફક નાશ જ થવાની અને તેને revive કરવાની ઉમેદ રાખવી તે સડી ગએલા લીંબુને પાછું સારૂં લીંબુ કરવા જેવી છે. અને અને એકવાર decay માં પડેલી nation ફરીથી revive થઇ હોય એવો એકે historical examble આજ સુધી બન્યો નથી.

"ગુર્જર ગ્રેજ્યુએટ.*"

---

## રોમના તત્ત્વજ્ઞાનીઓઃ તે ઉપર બે બોલ.

ઈ. સ. ના બીજા સૈકામાં રોમના રાજ્યાસન ઉપર ફ્લેવીયન કુળના પ્રખ્યાત શહેનશાહોનો અમલ ચાલતો હતો. આ રાજાઓએ જો કે પોતે વિદ્યા સંપાદન કરેલ નહોતી તોપણ તેમણે વિદ્યા-કળા વિગેરેને ઘણું ઉત્તેજન આપેલું હતું એમ ઇતિહાસ ઉપરથી સમજાય છે. પણ આ સૈકામાં વિદ્વાનોનો ખાસ શોખ "લેટીન" ભાષા—કે, જે તેમની જન્મભૂમિની ભાષા ગણાય—તેની તરફ નહતો. પણ તેઓ ગ્રીક ભાષામાં લખવામાં ખાસ મ્હોટાઇ સમજતા હતા. આથી કરીને આ સૈકામાં ગ્રીસની ભાષાનો, તેમજ ગ્રીસની વિદ્યાકળાનો, અને તેમાં ગ્રીસનાં પ્રાચીન તત્ત્વજ્ઞાનનો મુખ્યત્વે કરીને, રોમમાં વધારે પ્રસાર થયો. આ પ્રમાણે ગ્રીસની વિદ્યાકળાની અસર માત્ર રોમમાં જ જોવામાં આવતી એટલું જ નહિ પણ ઉત્તરમાં છેક કોકેસસ લગી અને પૂર્વમાં એશીયા માઇનરના મૂલકમાં અને છેક સીરીયામાં થઈ તેની કાંઇક અસર હિંદુસ્તાનના પશ્ચિમ તરફના શીમાડા ઉપરના દેશમાં પણ જણાતી હતી. હવે આ ગ્રીક વિદ્યા અને તે સાથે ગ્રીક તત્ત્વજ્ઞાનનો રોમમાં કોની દ્વારા, ક્યારે, અને કેવી

---

* જણાવવાની જરૂર પડે એમ નથી, છતાં જણાવું છું કે આ "ગુર્જર ગ્રેજ્યુએટ" એક પ્રતિષ્ઠિત અને પુખ્ત સ્વદેશહિતચિન્તક છે અને એમણે દર્શાવેલી આપણી કેળવણીની ખામીભરેલી બાજુ ઉપર સર્વેએ વિચાર કરવા જેવો છે.

તન્ત્રી.

રીતે, અથવા કેટલે અંશે પ્રસાર થયો તે આપણે તપાસીએ જે વિદ્વાનો આ તત્ત્વજ્ઞાન સમજતા હતા તેઓ રોમમા આવી પુસ્તકો રચીને આ સિદ્ધાતો લોકોને સમજાવતા નહિ પરંતુ તેઓ તો જે કાંઈ ગ્રીક તત્ત્વજ્ઞાનનુ જાણતા અથવા શીખી લાવતા તે વિષે રોમમા આવી લોકોની મોટી સભાઓ સમક્ષ મોટે સાદે મોટેવી ભાષણો આપતા. બીજા શબ્દોમા કહીયે તો આ તત્ત્વવેત્તાઓ ગ્રંથકર્તા નહોતા પણ સભાપણકર્તા અથવા જેને આપણે અંગ્રેજીમા હાલમા 'પ્રોફેસર્સ' કહીયે છિયે તે હતા. આ તત્ત્વજ્ઞાની પુરુષો એકને એક ઠેકાણે રહી પુસ્તકો લખી પોતાની કીર્તિ ફેલાવવાનો યત્ન જરાયે કરતા નહિ પરંતુ તેઓ દૂરના દેશોમા રટણ કરતા અને ત્યા અખ્યાબંધ એકઠા થયેલા લોકોના ટોળાની સમક્ષ પોતાની અસ્ખલ અને મુખવાણી ( વક્તૃત્વ શક્તિ ) નો ઉપયોગ પૂર્ણ ઉત્સાહથી કરતા. જેમ પ્રાચીન કાળમા ગ્રીસમા સોક્રેટીસ અને પ્લેટોની વિરુદ્ધ મત દર્શાવનારા વિદ્વાનો સોફિસ્ટ્સ" (Sophists) ના નામથી ઓળખાતા હતા તેમ આ વિદ્વાનોને પણ લોકો સોફિસ્ટ્સ્ નામે જ ઓળખતા હતા. પણ તફાવત માત્ર એ હતો કે સોક્રેટીસના વખતમા "સોફિસ્ટ્સ્" શબ્દ પાંડિત્યના ડોળઘાલુના અર્થમા નિન્દાર્થરૂપ તો હતો, અને આ કાળમા 'સોફિસ્ટ્સ્' શબ્દ ઉલટો ડાહ્યો જ્ઞાની એવા પ્રશંસનીય અર્થમા વપરાતો હતો આ વિદ્વાનો પોતાનો અભ્યાસ આથેન્સની પ્રખ્યાત યુનીવર્સીટીમા કરતા હતા અને આપણા "विद्या सर्वत्र पूज्यते" એ સંસ્કૃત પાદના ટેમ્પલ એક એવો સિદ્ધાત ઉપસ્થિત થયેલો જોઈ આપણને બેશ આનંદ થાય છે * ગ્રીસે ઘણા વર્ષો લગી દુનિયાના મોટા ભાગ ઉપર સામ્રાજ્ય ભોગવ્યુ અને આખરે જો કે તેની ચડતીનો સૂર્ય પણ કાળે કરી અસ્ત પામ્યો તોપણ તેની ચડતીના વખતમા વિદ્યાક્ષેત્રમા તેણે અદ્ભુત કાર્યો કરી જે કીર્તિ સંપાદન કરી હતી તે સઘળી કીર્તિ, તેની ચડતીના સૂર્યને અસ્ત થયે આજ કાલ હજારો વર્ષ થઈ ગયા છતા પહેલાના તેના જેવી ને જેવી જ ઉજ્જ્વળ છે ! ધન્ય છે વિદ્યાક્ષેત્રને આવુ ઉત્તેજન આપી પોતાનુ નામ દુનિયાપર અમર કરનાર આથેન્સ શહેરને !— Athens the eye of Greece mother of arts and sciences' એમ સહજ ઉદ્ગાર થઇ આવે છે આ પ્રમાણે આથેન્સની કીર્તિ ઈસ ના બીજા સૈકામા રોમમા અમર હતી અને તે છેક એટલે સુધી કે અમુક વિદ્વાન આથેન્સની યુનીવર્સીટીમા શિક્ષણ પામેલો છે એટલુ જ જો લોકોને કાને આવે તો આપણે ત્યાના કાશીએ ભણી આવેલાની માફક તરત જ તેને યોગ્ય અભિનંદન મળ્યા વિના રહેતું નહિ આ વિદ્વાનો આપણા 'પરિવ્રાજકો"ની માફક દેશ વિદેશમા ફરતા હતા, અને લોકોની સમક્ષ મોટા ભાષણો આપતા હતા. તેમને ઘણીવાર રાજ્યના અધિકારી વર્ગ તરફથી માન મળતું હતુ અને કેટલીકવાર તો તેઓ ખુદ શહેનશાહની તરફથી મળતા આદર સત્કારના ભાગ્યશાળી થતા હતા! આ સોફિસ્ટ્સના નામથી ઓળખાતા વિદ્વાનોમા મુખ્યત્વે કરીને બે વર્ગ જોવામા આવતા હતા. તેઓ એક બીજાના સિદ્ધાતનું ખંડન કરતા હતા. તોપણ ઉભય વર્ગના વિદ્વાનોનો ઉદ્દેશ લોકોના મનને સુધારી તેમના અંતઃકરણમાથી પાપરૂપી મલિનતા દૂર કરી તેમને સ્વચ્છ કરી તેમના અન્તર્ગતમાને ઉત્કૃષ્ટ સ્થિતિમા આણવો એવો હોવાને લીધે તેઓ સામાજિક અથવા સામાન્ય નીતિનિયમમા બહુ જુદા નહોતા.

આપણે જે કાળને ઉદ્દેશીને વાત કરીયે છિયે તે કાળના વિદ્વાનોમા એપીક્ટીટસ નામનો

* Milton

વિદ્વાન પુરુષ હતો. એપીકટીટસ એ તેનું મૂળ નામ નહોતું. પણ તેને ગુલામ તરીકે કોઇકે વેચાતો લીધેલો હતો તે વખતે તેનું મૂળ નામ તેને પોતાને પણ યાદ નહિ હોવાથી તેના શેઠે તેનું નામ "એપીકટીટસ" એટલે " નવો વેચાતો લીધેલો ગુલામ" એવું આપેલું હતું. એપીકટીટસ મૂળ વતની ફીજીયાનો હતો. પણ તેનો શેઠ રોમન હોવાથી તેણે રોમનાં રીતરિવાજ સ્વીકાર્યાં હતાં. તેની તરફની તેના શેઠની વર્તણુક ઘણીજ નિર્દય હતી એવું ઇતિહાસ ઉપરથી સમજાય છે. તેના શેઠની ક્રૂરતાનો એક દાખલો એ હતો કે એક દિવસે શેઠે પોતાના ક્રોધના આવેશમાં તેનો પગ પણ ભાગી નાંખ્યો હતો. જેનું પરિણામ એ આવેલું કે જન્મ પર્યન્ત એપીકટીટસ લંગડો જ રહ્યો ! એપીકટીટસને સુભાગ્યે તેના શેઠે તેને સ્ટોઇક શિક્ષકોની નિશાળમાં મોકલ્યો, કારણ તે લંગડો અને માંદલો હોવાથી બીજું કામ કરવા અશક્ત હતો. તે છોકરાએ આ અમૂલ્ય અવસરનો પૂર્ણ લાભ લીધો. શાંત મનથી સઘળાં શિક્ષણો સાંભળ્યાં અને આગળ ઉપર તે ગુલામ અવસ્થાથી મુક્ત થયો ત્યારે તેણે પોતે બાલ્યાવસ્થામાં સંપાદન કરેલી વિદ્યાનો સ્વતંત્રતાથી ઉપયોગ કર્યો ! તે વખતના વિદ્વાનોના રિવાજ અનુસાર તે દેશે દેશ ફરવા લાગ્યો. તેની રહેણી એવી તો સાદી હતી કે તેની ઝુંપડીમાં એક સુવાને વાસ્તે કામળી અને બીજું લોઢાનું ફાનસ તે શિવાય ત્રીજી વસ્તુ નહોતી. અને તે લોઢાનું ફાનસ એક દિવસે ચોર તેની ઝુંપડીમાંથી ચોરી ગયો ત્યારે તે શાંત મનના મહા પુરુષે તે લોઢાના ફાનસને બદલે એક માટીનો દીવો આણ્યો ! એપીકટીટસ ચોપડીઓ લખતો નહિ તેમ મોટાં ભાષણો પણ આપતો નહિ. પણ પોતાના ખાસ મિત્રમંડળની આગળ છૂટથી વાત કરતો અને પ્રસંગાવશાત્ પોતાના મનના સિદ્ધાંત તેમની આગળ મૂકતો. તેના મિત્રમંડળમાંના કેટલાક તે બોલતો તેમાંનું કાંઇક કાંઇક ઉપયોગી લાગતું તે ઉતારી લેતા અને પોતાના બીજા ઓળખીતાઓની આગળ તે વાંચી સંભળાવતા હતા. આ પ્રમાણે તેની કીર્તિ કર્ણપરંપરાએ દૂર દેશ સુધી પ્રસરી ગઇ. તેના મિત્રોમાંનો એક " એરાયન " નામે તેનો ખાસ અનુયાયી અને શ્રદ્ધાળુ મિત્ર હતો. તે એપીકટીટસને ગુરુસમ માનતો અને તેની પ્રતિ માનથી જોતો. તેણે પોતાનાં ગુરુનાં વચનોનો બે પુસ્તકોમાં સંગ્રહ કર્યો છે. એક પુસ્તકનું નામ " તેની જીંદગીના નિયમોનું વર્ણન" એવું આપેલું છે. જેવી રીતે એક લશ્કરનો સરદાર દારૂગોળાનો માર ચાલી રહ્યો હોય તે વખતે પોતાના સિપાઇને ઉભો ઉભો ટુંકા હુકમો આપતો હોય તેવી રીતના ટુંકા શબ્દોમાં લખેલા હુકમનો સંગ્રહ આ પુસ્તકમાં કરેલો છે. બીજા પુસ્તકનું નામ ' ટેબલ ટૉક '( Table-talk ) એટલે કે ' મેજ ઉપરની વાતચિત ' આપેલું છે. " બધી વખતે સહનશીલતા અને ક્ષમા દેખાડવી. " " નશીબના ક્ષણિક લાભ ગેરલાભનો વિચાર નહિ કરવો. " " મન અને સ્વભાવ ઉપર ખૂબ અંકુશ રાખવો " " મનના આવેશને દબાવી મનની સમતા સ્થાપવી. " અને " બાહ્ય ઉપાધિથી મનને નિરંતર મુક્ત રાખતાં શીખવું "—આવા સિદ્ધાંતો એપીકટીટસના હતા. આ મતાનુસારી વિદ્વાનોમાં હાયન પ્લુટાર્ક અને એરીકસ વિગેરે હતા. મ્યુસોનીયસ એ એપીકટીટસનો ગુરુ હતો. સોક્રેટીસ એમ કહેતો કે મનુષ્યે જ્ઞાન સંપાદન કરવું હોય તો તે પહેલાં પોતે પૂર્ણ અજ્ઞાન જ છે એવું પ્રથમથી જ ધારી બેસવું જોઇએ. એપીકટીટસ કહેતો કે માણસે સદાચારમાં સુધરવું હોય તો પોતે પૂરો પાપી છે એમ માનવું જરૂરનું છે. ઇશ્વરના અસ્તિત્વ વિષે એપીકટીટસને દૃઢ શ્રદ્ધા હતી. અને આત્મા અમર છે તેવું પણ તે માનતો હતો. તે એમ

કહેનો કે આ દુનિયામાં ખરૂં સુખ સંપાદન કરવાનાં બે મુખ્ય સાધનો છે; તેમાં પ્રથમ એ કે "અન્ય વસ્તુ તરફ મોહ રાખવો નહિ", અને બીજું એ કે "બાહ્ય વસ્તુસ્થિતિને શાંત મનથી સહન કરવી."

હવે એપીક્યુરીયન્મ નામના તત્ત્વજ્ઞાનીઓ અને સ્ટોઇક્સ નામના તત્ત્વજ્ઞાનીઓના સિદ્ધાંતોમાં ખાસ કરીને શો ભેદ જોવામા આવતો હતો તે આપણે તપાસીએ. એપીક્યુરીયન્સ એમ સમજતા કે સુખ એટલે કે મનનું સુખ, એ સર્વોત્કૃષ્ટ વસ્તુ છે. અને આવું સુખ મનને આનંદમાં જ રાખ્યાથી મળે છે. પરંતુ ક્ષણિક આનંદ કરતાં નિરંતર ચાલે તેવા આનંદને તેઓ વધારે પ્રશંસનીય ગણે છે। બાહ્ય વસ્તુઓથી મળતા તથા માત્ર ક્ષણવાર ચાલે તેવા તુચ્છ આનંદને તેઓ ધિક્કારી કાઢે છે. અને જીવાત્માને આનંદ મળે તે માટે મહા યત્ન કરે છે. જીવાત્માને નિરંતર આનંદમાં રાખવા શાંત મનોવૃત્તિની જરૂર છે. તેથી મનને દરેક રીતે દરેક વસ્તુને અનુકૂળ થઈ રહે એમ કેળવે છે. મત્યુનો લેશ માત્ર પણ ડર રાખવો નહિ એવું આ વિદ્વાનો કહેતા હતા. અને આ દુનિયામાં અદૃશ્ય રૂપે મનુષ્યને મદદ કરે એવા દેવતાના અસ્તિત્વને તેઓ માનતા નહિ. પ્રખ્યાત કવિ લ્યુક્રિસ્યમના કાવ્યમાં આ વિદ્વાનોનાં મતનુ વર્ણન વાચવામા આવે છે.

સ્ટોઇક તત્ત્વજ્ઞાનનુ પ્રચલન કરનાર "ઝેનો" અને "ક્રિસીપ્પસ" નામના બે વિદ્વાનો હતા. સ્ટોઇક વિદ્વાનો એવું માનતા કે જગતની સર્વ વસ્તુ પ્રકૃતિની બનેલી છે; પ્રકૃતિથી જુદી ચેતન (spiritual) વસ્તુ નો છે જ નહિ. તેથી તેઓ ઇશ્વર (God) અને પ્રકૃતિ (Nature) ને બેઉને ભિન્નરૂપે માનતા નહોતા પણ તે એક એક જ છે એમ સમજતા. ઇશ્વર એ પ્રકૃતિનો આત્મા છે અને પ્રકૃતિ એ ઇશ્વરરૂપી આત્માનુ બાહ્ય રૂપ છે અને આખુ વિશ્વ ઇશ્વરમય વા પ્રકૃતિમય છે એમ તેઓ કહેતા. આ પ્રાકૃતિક જગતના પ્રત્યેક ભાગો અન્યોન્યની સાથે એક મોટા નિયમાનુસાર એવી તો રીતે જોડાએલા છે કે તેમાંથી એક ભાગ તૂટે તો આખા યન્ત્રને વાંધો આવી જાય છે. મનુષ્ય એ પણ પ્રાકૃતિક જગતનો એક ભાગ છે તેથી તેણે પણ આ નિયમો પ્રમાણે સંભાળીને અને વખતો વખત બદલાતી બાહ્ય વસ્તુસ્થિતિને અનુકૂળ રહીને જ પોતાનું વર્તન રાખવાનુ જરૂરનુ છે. અને આ નિયમથી તે અવળો ચાલ્યો છે અને એથી આખી સૃષ્ટિના યન્ત્રમાં તે નિરુપયોગી થઈ પડ્યો છે એવું તેને લાગે તે ક્ષણથી તેણે પોતાના આત્માનો અંત આણવો જોઇએ એમ માનતા. આત્મઘાત (suicide) ના રિવાજને તેઓ ઉત્તેજન આપતા હતા. આ દુનિયાના સર્વ વૈભવોને ક્ષણભંગુર સમજી તેમનો ત્યાગ કરવાનો માણસને તેઓ બોધ આપતા હતા અને સદાચાર એ મનુષ્યનું સર્વોત્તમ કાર્ય છે અને કુકર્મ દુરાચાર એ પાપ છે એવું તેઓ ખરા હૃદયથી સમજતા હતા.

તેઓના કોઇ કોઇ સિદ્ધાન્ત બાદ કરતાં, મને કેટલીકવાર વિચાર આવે છે કે, આપણા દેશમાં આજકાલ આવા ઉપદેશકો થાય તો તેઓ દેશનું કેટલું બધુ કલ્યાણ કરી શકે।

લીનકરરાય અચરતલાલ સૈયદ.

---

અખુટ કાવત આપનારી.

# આતંક નિગ્રહ ગોળીઓ.

કિંમતગોળી ૩૨ ની ડબી ૧ ના રૂપીઆ ૧

## વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

માલિક, આતંકનિગ્રહ ઔષધાલય—સ્થાપિત છસ્વીસન ૧૮૮૧.

હેડ ઓફીસ—જામનગર-કાઠિયાવાડ.

બ્રાંચ ઓફીસ મુબાઈ. કાલકાદેવી રોડ.

---

### આયુર્વેદ રહસ્ય.

( હવેથી દરમાસે બહાર પડે છે )

ટપાલ ખર્ચ સહિત વાર્ષિક લવાજમ ૦-૧૧-૦ તે ન ભરી શકે તેવાઓની પાસેથી ટપાલ ખર્ચનાજ માત્ર ત્રણ આના અને તદન ગરીબને માત્ર નામ નોંધાવવાથી મફત જ મોકલવામાં આવે છે.

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

શુદ્ધ ગુજરાતી ભાષાંતર તથા પૂરતા વ્યાખ્યાન સાથે.

---

Pay-Nothing-A guide to Health, Wealth and Prosperity (In English p. p 100) Gratis Post free, Apply to,

Vaidya Shastri Manishanker Govindji
Jamnager, Kathiawad

### ભગવદ્ગીતા.

કદ ઉભી આઠ પેજી લગભગ ૮૦ ફારમ. કિંમત રૂ. ૪ ચાર રખા આનાની ટીકીટ મોકલી નમુનો મંગાવી તેનાં ઉત્તમપણાની ખાત્રી કરો

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

જામનગર—કાઠિયાવાડ.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એના પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફિકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂ ૦-૮-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે

છુટક નકલના રૂ. ૦-૪-૦ ,,

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ.

મુંબઇના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—કાલબાદેવીરોડ મુંબઈ.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અમલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ થયો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક

Reg No B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૫, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત ૧૯૬૨.

## " હોરી "

राग—( काफी—ताल दीपचंदी )

कृष्ण कैसी होरी मचाई मचाई, अचरज लखियो न जाइ;
अमत सत कर दिखलाई, रे कृष्ण कैसी ( टेक. )

एक समय श्रीकृष्णदेवके, होरी खेलन मन आई,
एकसे होरी मचे नहि कबहु, यातें करूं बहुताई,
यहि प्रभुने ठहराई, रे कृष्ण कैसी० १

पांच भूतकी धातु मिलाकर, अंड पचकारी बनाई,
चौद भुवन रंग भीतर भरकर, नाना रूप धराई;
प्रकट भये कृष्ण कन्हाई, रे कृष्ण कैसी० २

पाच विषयकी गुलाल बनाकर, बीच ब्रह्मांड उडाई,
जिस जिस नैन गुलाल पडी वह, सुध बुध सब बिसराई;
नहि सूझत अपणाई. रे कृष्ण कैसी० ३

वेद–भत अंजनकी सिलाका, जिसने नैनमें पाई,
ब्रह्मानद तिसकी तम नाश्यो, सूझ पडी अपणाई;
होरी कछु बनी न बनाई, रे कृष्ण कैसी० ४

( અધ્યાત્મભજનમાલા. )

## ( મનન. )

યુરોપમાં સોળમી સદીના આરમ્ભમાં શરૂ થએલી અને દિનપ્રતિદિન વધતી જતી જડ પ્રકૃતિના અચળ નિયમોની શોધોથી મુગ્ધ બની અગણીસમી સદીનું યુરોપ પ્રકૃતિમાં પરમાત્માને જોઈ શક્યું નહિ, તેથી તે સમયના યુરોપની ઉન્મત્ત મનુષ્યબુદ્ધિએ કાં તો પરમાત્માનો સર્વથા નિષેધ કર્યો, અથવા તો, એક વખત એનાથી શક્તિ પામેલી પ્રકૃતિ ત્યાર બાદ હમેશાં સ્વતન્ત્ર નિયમોથી પ્રવર્ત્યા કરે છે અને પરમાત્મા તો કોણ જાણે ક્યાં યોગનિદ્રામાં પડ્યો હશે એવી અર્ધનાસ્તિકતાથી ભરેલો દ્વૈતવાદ સ્વીકાર્યો. આપણે ત્યાં નૈયાયિક દ્વૈતવાદીઓ પરમાત્માને આ કરતાં વધારે નિકટ સમજતા હતા, તથાપિ તેઓ પણ ‘ ઘટોના નિર્માતા ’ અને ‘ ત્રિભુવન–વિધાતા ’ નો પોતાના કાર્ય સાથેનો સમ્બન્ધ એક સરખો જ કલ્પતા. જેઓ પરમાત્માને એક કુમ્ભકારવત્ બહાર રહ્યો રહ્યો ત્રિલોકીને પોતાની ઇચ્છાશક્તિ વડે કાલમહાચક્ર ઉપર ફેરવતો જોતા હોય, અને તેમાં જેમની બુદ્ધિને કે હૃદયને સન્તોષ થતો હોય, તેઓ ભલે એ કલ્પનાને વળગી રહે. અમારી બુદ્ધિ તો પરમાત્માના સ્વરૂપની બહાર, એની અનન્તતામાં વિરોધી એવા પરિચ્છેદનો પ્રસંગ ઉત્પન્ન કરનારી, કોઈ પણ વસ્તુને માની શકતી નથી; અને અમારૂં હૃદય પણ સહી શકતું નથી કે બ્રહ્માણ્ડરૂપી ઉમરડામાં કોટિ જીવને પૂરી પરમાત્મા એની બહાર એ જીવોથી અલગો પડી રહ્યો હોય. અમે તો જગત્‌માં સર્વત્ર પરમાત્માની **“ હોરી ”** મચી રહેલી જોઇએ છીએ. એ “ હોરી ” એ પોતે પૂર્ણરસથી રમે છે, અને જીવને રમાડે છે. એ “ હોરી ”ની અદ્ભુતતા વર્ણવી જાય એવી નથી. એના આશ્ચર્યને ફેડવાનો સાયન્સનો પ્રત્યેક પ્રયત્ન એ આશ્ચર્યને વધારે ગભીર અને વધારે ઉદ્દીપ્ત કરતો આવે છે. કવિ યથાર્થ કહે છે—**“ अचरज लखियो न जाई. ”**

પરમાત્મા દેશકૃત કાલકૃત અને વસ્તુકૃત એમ ત્રિવિધ પરિચ્છેદ રહિત છે, એટલે કે, એ અહીં છે ને ત્યાં નથી વા ત્યાં છે ને અહીં નથી એમ નથી; એટલું જ નહિ પણ સર્વ સ્થળે છે એમ કહેતાં પણ સ્થળ એનું અધિષ્ઠાન બની જાય છે એ ખોટું થાય છે, દેશ–સ્થળમાં એ

આશ્રય કરી રહેલો નથી, ઉલટો દેશ એને લીધે બન્યો રહે છે. એ જ પ્રમાણે, પરમાત્મા ભૂત ભવિષ્ય કે વર્તમાન કોઈ પણ કાળે નહોતો નથી વા નહિ હોય એમ નથી; એટલું જ નહિ પણ કાળમાં એને રહેલો માનવાથી કાળ એનો આશ્રય બને—જે પરમાત્માની સર્વાશ્રયતા સાથે અસંગત છે. વળી સૌથી મ્હોટી સમજવાની વાત એ છે કે પરમાત્માથી ભિન્ન કોઈ પણ વસ્તુ નથી કે જેના અસ્તિત્વનો ખુલાસો પરમાત્મામાંથી ન નીકળતો હોય, વસ્તુમાત્ર પરમાત્મામાંથી અસ્તિત્વ પામે છે એમ જો કબુલ કરતા હો તો પરમાણુઓ કે પ્રકૃતિ એવી કોઈ પણ વસ્તુ પરમાત્માની સાથે સાથે પોતીકું સ્વતન્ત્ર સ્વભાવસિદ્ધ અસ્તિત્વ ભોગવતી માની *શકાતી નથી. આનો અર્થ એ થયો કે જગત્ અણુઓમાંથી કે પ્રકૃતિમાંથી નીપજેલું નથી*—અસત્‌માંથી સત્ થએલું છે. પણ તે ઉપર પ્રશ્ન થશે કે "**कथमसतः सज्जायेत**"*—અસત્‌માંથી સત્ કેમ થાય? પ્રશ્ન બરાબર છે. પણ આ અસત્ તે શું છે? પ્રકૃતિનું ન હોવું, અણુઓનું ન હોવું, જગત્‌નું ન હોવું, એ જ કે બીજું કાંઈ? પરમાત્મા પોતે સત્ ક્યાં નથી કે અસત્‌માંથી સત્ થાય છે એમ માનવાનો પ્રસંગ આવે? અર્થાત્ પરમાત્મા પોતામાંથી જ, એક અદ્વિતીય સત્‌માંથી, જગત્ ઉપજાવે છે. શ્રુતિએ એ માટે ઊર્ણનાભિ—કરોળીઆ—નું દૃષ્ટાન્ત આપ્યું છેઃ કરોળીઓ જેમ પોતામાંથી જાળ પસારે છે તેમ પરમાત્મા પણ પોતામાંથી જગતની જાળ પાથરે છે. પણ ખરૂં જોતાં આ દૃષ્ટાન્ત પણ પૂર્ણ રીતે લાગુ પાડવાનું નથી; કરોળીઓ પોતાના શરીરમાંથી જાળ કાઢે છે, અને પરમાત્માને તો શરીર નથી; તેમ પરમાત્મા પોતે વિકાર પામીને જગત્‌રૂપ બને એમ પણ નથી કહેવાતું, કારણ કે પરમાત્મામાં વિકાર સંભવતો નથી. માટે માનવું પડે છે કે એ અસત્‌ને સત્ કરતો નથી, માત્ર સત્ કરી દેખાડે છે. "**असत सत कर दिखलाई**" પોતે પોતામાંથી—એક અદ્વિતીય સત્‌માંથી—કાંઈ વિકાર, ઉપજાવતો નથી, ઉપજાવતો દેખાય છે. આને કોઈ પરમાત્માની 'પ્રભુતાઈ' કહે છે, કોઈ 'લીલા' કહે છે, કોઈ 'માયા' કહે છે, યા માયાની એક કલા—'વિક્ષેપશક્તિ'—કહે છે. આપણે એને આજ "હોરી" ને નામે ઓળખીશું.

જે દેખાય છે તેને દેખાવા પૂરતું સત્ય માની લઈ એને પરમાત્માએ શા માટે ઉત્પન્ન કર્યું અને શી રીતે ઉત્પન્ન કર્યું એ વિચારીએ. કવિ કહે છે કે—

"एकसमय श्री कृष्णदेवको, होरी खेलन मन आई,
एकसें होरी मचे नहि कबहुं, यातें करुं बहुताई;
यहि प्रभुने ठहराई."

શ્રુતિ પણ કવિતાની વાણીમાં કહે છે—"**प्रजापतिर्वा एकोऽग्रेऽतिष्ठत् स नारमत**" "**एकोऽहं बहु स्यां प्रजायेय.**" તાત્પર્ય કે "પરમાત્માને એકલા ગમ્યું નહિ" ત્યારે "એણે વિચાર કર્યો કે હું એક છું તે બહુ થાઉં." અને ક્રિશ્ચનો પણ માને છે કે પ્રભુએ પ્રેમથી ઉભરાઈ સૃષ્ટિ ઉત્પન્ન કરી. એ સર્વ વચનનું તાત્પર્ય એ છે કે જગત્ ઉપર વિચાર કરી જોનારને સમજાયા વિના રહે એવું નથી કે જગત્ પરમાત્માથી નિષ્પન્ન, શુષ્ક અરણ્ય

* ઉપનિષદ્.

જેવુ નથી બ'કે એના અણુઅણુમા એની જ સત્–ચિત્–અને આનન્દસની મૂર્તિ પ્રકટ થાય છે, એના જ પ્રેમની મધુર અને લલિત લહરીઓ સર્વત્ર રમ્યા કરે છે આ બહુ" થઈ પોતાનો આનન્દ આપવા-લેવાની–આપનામા લેવાની અને લેનામા આપવાની— ઇચ્છાથી એણે પચમહાભૂતની ધાતુ મેળવીને બ્રહ્માડરૂપી પિચકારી બનાવી એમા ચૌદ ભુવનરૂપી વિવિધ રગ ભર્યા અને એની રગબેરગી સેરાથી જીવમાત્રને ન્હવરાવ્યા વચમા શબ્દ-સ્પર્શ-રસ-અને ગ ધ એ પાચ વિષયોનો ગુલાલ પણ ઉગડયો–અને આમ રસમૂર્તિ '**શ્રી કૃષ્ણ કન્હાઈ**' હોળી એ ખો ! જેની આખમા એ વિષયરૂપી ગુલાલ પડયો તે 'સુધ-બુધ' ખોઈ પોતાપણાને–આત્મસ્વરૂપને ભૂલી બેઠા આ એની આવરણશક્તિ વિક્ષેપશક્તિ એક ડાખળી અને આ બીજી ખળી એ બે શક્તિઓનુ સ્વરૂપ અને એમનો પરસ્પર સબન્ધ વિચારીએ

સામાન્ય રીતે પરમાત્માની સર્જરી ( સદ્યુત્પાદક ) શક્તિ તેને વિક્ષેપશક્તિ કહે છે અને ઢાકરી (સ્વસ્વરૂપ-આચ્છાદ ) શક્તિ તેને આવરણશક્તિ કહે છે પરમાત્માએ જગત 'મૅજિક લૅ ટર્ન' એકને જ જાતના ચિત્ર માફક આપણી દૃષ્ટિ આગળ ખડુ કર્યું છે અને મજિક લ ટનના મજિક (જાદુ) કરતા એના મજિકનો તગાડુ અધિક છે એકને યોગ વાસિષ્ઠમા કહ્યુ છે તેમ વગર ભીંતે આ ચિત્ર ઊભુ કર્યું છે આ એની વિક્ષેપશક્તિનુ પરિણામ છે અને આપણી આખો એની વચ્ચે એ ચિત્ર આડુ પડેલુ હોવાથી એનુ ખરૂ સ્વરૂપ સમજાતુ નથી એ એની આવરણશક્તિનુ પરિણામ છે આવરણ વિના વિક્ષેપ એકલો રહી શકતો હોય તો ભલે રહે આપણુ કામ માત્ર આવરણ ફેડવાનુ છે વિદ્યારણ્યમુનિ પણ ઈશ્વર સૃષ્ટિ અને જીવસૃષ્ટિ એવા સૃષ્ટિના બે ભેદ પાડીને કહે છે કે જ્ઞાને કરીને જીવસૃષ્ટિનો નાશ કરી શકાય છે ઈશ્વરસૃષ્ટિનો કરી શકાતો નથી કરવાની જરૂર પણ નથી જ્ઞાન થતા આ જગત તો તે તે પદાર્થો નાશ પામશે વા દેખાતા અટકશે એમ સમજવાનુ નથી પદાર્થો તો રહેશે અને દેખાશે પણ એ પદાર્થોમાથી જ્ઞાનીને મોહ ઊડી જશે એકને પછી એ બધનકર્તા રહેશે નહિ વિષયનુ ઝેર નીકળી ગયુ એકને બસ ઉપરની હોળીનુ રૂપક લઇએ તો પરમાત્માની આ બ્રહ્માડરૂપી પીચકારી ભલે પોતાનુ કામ કર્યા જાય એથી હાનિ નથી એ 'પીચકારી મા' જે ગુલાલ ભરેલો છે એ જ માણસને અધ કરી નાખે છે માટે એ ગુલાલને આખમાથી કાઢવો એમ ઉપદેશ લેવાનો છે

અને પ્રશ્ન થશે કે પરમાત્મામા આવરણશક્તિ કેમ સભવે ? કેમ સભવે એનો વિચાર આપણે પછીથી કરીશુ—પ્રથમ તો એની ખાતરી કરી લઇએ કે એ અનુભવાય છે કે નહિ અનુભવાય છે એ વાતની કોઈ જ ના નહિ કહી શકે જેઓ શાંકરવેદાન્તનો આ શબ્દ નહિ વાપરતા હોય તેઓ બીજા શબ્દમા પણ એની એ જ વાત કહેતા જણાશે ક્રિશ્ચયનો કહે છે કે પરમાત્માએ મનુષ્યને કસવા માટે Temptations જગતની લાલચો ઊભી કરી છે અને એમાથી શુદ્ધ થઈ મનુષ્ય પરમાત્માની સમીપે જાય છે પ્રાર્થનાસમાજના પથના આ પણા વર્તમાન કવિ રા નરસિંહરાવ પણ ગભીર સ્વરે કવે છે કે—

વિરલભી વિષયમોહની મધુસ્વરા
વિધામપથ જતા આવી વિષધરા
વપથ દોરવા મથે

એ 'વિષધરા' મનુષ્યે પોતે બનાવેલી નથી. તેમ, મનુષ્યને 'વિપથ દોરવા' મથવાની એની શક્તિ, વા એ જ વસ્તુની બીજી બાજુ—મનુષ્યની વિપથ દોરાઈ જવાવાની શક્તિ—એ મનુષ્યે પોતે કરેલી નથી. એકની દોરવાની શક્તિ અને બીજાની દોરાવાની શક્તિ—જે એક જ વસ્તુસ્થિતિની બે બાજુઓ છે—તેની કારણતા અન્યને—પરમાત્માને—આરોપ્યા શિવાય ચાલતું નથી. અર્થાત્ કે પરમાત્મામાં આવરણશક્તિ છે એ સિદ્ધ વાત છે.

આ આવરણશક્તિનું અસ્તિત્વ સિદ્ધ કર્યા પછી બીજો પ્રશ્ન એ ઊઠે છે કે પરમાત્મામાં એ સંભવે કેમ? સગુણબ્રહ્મવાદની ભાષામાં બોલીએ તો, પરમ 'દયાકરા' પ્રભુ સાથે મનુષ્ય પ્રત્યે આવી વિપ્રલંભી ક્રૂરતા કેમ ઘટી શકે? એનો ઉત્તર સગુણબ્રહ્મવાદી એવો કરે છે કે વિષયની લાલચોને તાબે થવું કે નહિ એ બાબત પ્રભુએ મનુષ્યને સ્વતન્ત્રતા બક્ષી છે. શાંકર-વેદાન્તીઓમાંના કેટલાક માયા અને અવિદ્યા એમ બે ભેદ પાડીને માયા પ્રભુની ગણે છે અને અવિદ્યા જીવની ગણે છે—એટલે માયામાં લપટાવા રૂપી અવિદ્યામાં જીવ પોતે જ કારણ રહે છે, અને ઈશ્વરને માથે એનો દોષ ચઢતો નથી. વિષય પ્રત્યેના રાગદ્વેષાદિને જીવની સૃષ્ટિરૂપે માનવાથી પણ એ જ કાર્ય સધાય છે. પણ ખરું જોતાં આ ઉત્તરથી છેવટનું સમાધાન થઈ જતું નથી. આ લાલચોને તાબે થવું, રાગદ્વેષાદિ ધરવા—એમાં જીવ કારણ છે ખરો; પણ આપણો પ્રશ્ન તો એ છે કે જીવ ઉપર એ તોફાન આવે છે ક્યાંથી? એ તોફાન વચ્ચે અડગ રહેવું એ ભલે જીવના સામર્થ્યની વાત હો; પણ આપણે તો એ તોફાનના કારણનો વિચાર કરવા બેઠા છીએ, તેનો ખુલાસો ઉપરના જવાબમાં આવતો નથી.

કેટલાક આ તોફાન ઈશ્વરથી જુદી 'શેતાન' નામની શક્તિથી ઉત્પન્ન થએલું માને છે. કેટલાક ઈશ્વરનો છેવટનો ઇરાદો મનુષ્યને વિજયી કરવાનો હોવાથી અત્યારના તોફાનનો પરિણામની દૃષ્ટિએ બચાવ કરે છે. પણ આ બંને માર્ગ ખામી ભરેલા છે. શેતાન નામની ઈશ્વરે ઉત્પન્ન ન કરેલી એવી શક્તિ માનવાથી ઈશ્વરની અપરિચ્છિન્ન પ્રભુતાને બાધ આવે છે. વળી, પરિણામ (સાધ્ય)ની દૃષ્ટિએ સાધનનો બચાવ કરવો, એ મનુષ્ય માટે ચાલે—પણ તે પ્રભુમાં શોભતો નથી: માત્ર પરિણામ સારૂં આવશે એટલાથી સન્તોષ માનવા કહેવું એ તો અત્યારની સ્થિતિને ક્ષન્તવ્ય ગણવાની ઈશ્વર તરફથી વિનંતિ કરવા જેવું, ક્ષમા યાચવા જેવું, થાય છે.

આ છેવટની મુશીબતોની જાળ કેવી ગુંચવણભરેલી છે એ આટલા મનનથી સમજાયું હશે જ. એ જાળના છેદન માટે બીજા જે જે યત્નો થયા છે તે બધાનું એક માસિક પત્રમાં નિરૂપણ કરવાનો લોભ રાખવો અયોગ્ય છે. તથાપિ છેવટ જતાં જતાં બે મહત્ત્વના ખુલાસા નોંધીશું.

એક ખુલાસો એવો છે કે રાગદ્વેષાદિ વૃત્તિઓ અવિદ્યાથી ઉપજેલી છે, અને એ અવિદ્યા જીવના પોતાના જ પૂર્વ પૂર્વ જન્મનાં કર્મોનું ફળ છે. પણ તે સ્હામે એક વાંધો મુકાય છે: અત્યારની અવિદ્યા એ પૂર્વ જન્મના કર્મથી; પૂર્વ જન્મનું કર્મ તે પહેલાંની અવિદ્યાથી; એ અવિદ્યા તે પહેલાંના કર્મથી એમ પાછળ અનવસ્થા ચાલશે! આ દોષનો પરિહાર શાંકર-વેદાન્તી એવો કરશે કે—અનવસ્થા ભલે ચાલે; ચાલવી જ જોઈએ: જગતની કોઈ પણ

કાળે શરૂઆત થએલી માનીએ તો તે પહેલાનો કાળ કેમ ખાલી પડી રહ્યો હતો એમ નિરંતર પ્રશ્ન થાય, માટે પાછળ જન્મોજન્મની હાર ચાલ્યા કરવી જ જોઇએ, એટલે પૂર્વોક્ત અવિદ્યા અને કર્મની કાર્યકારણતાની લીટી પાછળ લબાયા જ કરે તો તેથી બાધ નથી. પણ આ ખુલાસો ઉપર જણાવેલા ખુલાસાથી બહુ આગળ વધતો નથી એમા મનુષ્ય, અજ્ઞાન માટેની જવાબદારી પરમાત્માને વળગવા ન દેતા, પોતાને માથે રાખવાનો યત્ન કરે છે; અને જેમ રજ્જુને સર્પ જાણનાર મનુષ્યની ભ્રાન્તિ માટે રજ્જુ જવાબદાર નથી તેમ ગગદ્દેપરૂપી પરમાત્મવિષયક અજ્ઞાનને માટે પરમાત્મા જવાબદાર નથી એમ બતાવે છે. પણ ખરૂ જોતા, હજી મ્હોટો પ્રશ્ન તો રહે છે જ કે કર્મ અને અવિદ્યાની ગડમથલ જીવને વળગાડનાર કોણ? આ વૃક્ષનુ બીજ પહેલાંના વૃક્ષમાથી, એ વૃક્ષ તેનાથી પણ પહેલાંના બીજમાંથી, એમ હાલની અવિદ્યા પૂર્વજન્મના કર્મોથી, એ કર્મો તે પહેલાની અવિદ્યાથી, એમ જવાબ દેવામા આવ્યો ખરો, અને એવી અનવસ્થામા ઇષ્ટાપત્તિ છે એ ઉત્તર પણ ઠીક છે, પરન્તુ જરા અવિદ્યાનું સ્વરૂપ તપાસી જોશો તો જણાશે કે એક અવિદ્યા બીજી અવિદ્યા ત્રીજી અવિદ્યા એવા, એક બીજ બીજુ બીજ ત્રીજુ બીજ એના જેવા, જુદા જુદા નબરો નથી કે જે પૂર્વ જન્મના કર્મોનો ખુલાસો આપી શકે. અવિદ્યા એક જ ચાલી આવે છે, અને અવિદ્યાથી બનેલા કર્મોને અવિદ્યાના કારણરૂપે સ્થાપવા એમા અન્યોન્યાશ્રય દોષ રહેલો છે તેથી શાકરવેદાન્તી રામાનુજાચાર્યની માફક અવિદ્યાને પૂર્વ જન્મના કર્મની કરેલી ન માનતા અનાદિ માને છે

હવે આપણે પૂર્વોક્ત દૂષણનુ છેવટનુ સમાધાન સાભળીએ. શાકરવેદાન્તી કહે છે કે—તમે જે દૂષણ બતાવ્યુ એ જ મારૂ ભૂષણ છે. હુ કબુલ કરૂ છુ કે પરમાત્મા અવિદ્યાને ઉત્પન્ન કરે એ સભવતુ નથી, તેમ, પરમાત્માની સામે બાથ ભીડીને સરખા અસ્તિત્વના હકથી અનાદિ કાળથી એ ચાલતી આવતી હોય એ પણ સભવતુ નથી પરમાત્માની સાથે એને જોડતા પગલે પગલે દોષ આવે છે એમા પણ ના કહેવાય એમ નથી, પણ એ સાથે એ પણ સિદ્ધ વાત છે કે અવિદ્યા અનુભવાય છે તો ખરી, તો હવે, આ બે વાત જેવી છે તેવી લો, અને એને સાથે મૂકી એમાથી જે ફલિત થતુ હોય તે બેધડક કાઢો અવિદ્યા અનુભવાય છે અને છતા એનુ અસ્તિત્વ અસખ્ય દૂષણોથી ભરેલુ છે—એનુ જ નામ 'Irrationality','Unreason' 'અવિદ્યા' જેનો ખુલાસો થઈ શકે, જેને કાર્યકારણની સાકળમા જોડી શકાય, જેને પરમાત્મામાથી ફલિત કરી શકાય, એ 'અવિદ્યા' જ ન કહેવાય. એ પરમ સત્‌માથી ફલિત નથી થતી, અને છતાં પ્રતીત થાય છે, માટે જ એને અમે 'સત્‌–અસત્ અનિર્વચનીય' જેને સત્ પણ ન કહેવાય અને અસત્ પણ ન કહેવાય એવી વર્ણવીએ છીએ. તમે કહેશો કે આ તો યથાર્થ જવાબ ન થયો. ન થયો, જો તમે જેવા જવાબની આશા રાખી બેઠા હતો તેવો જ જવાબ યથાર્થ ગણાતો હોય તો. બાકી ખરી વાત તો એ છે કે જેવી વસ્તુ હોય તેવી કહેવી એ જ યથા–અર્થ જવાબ છે અવિદ્યાનુ ખરૂ સ્વરૂપ જ અનિર્વચનીય હોવું ઘટે છે, અને છે પણ તેવુ જ, એટલે અમારો ઉત્તર સર્વથા બરાબર છે." નિર્ગુણબ્રહ્મવાદીના આ અનિર્વચનીયતાવાદને સગુણબ્રહ્મવાદીના અજ્ઞેયતાવાદથી પૃથક્ કરીને સમજવો જોઇએ સગુણવાદી વિશ્વમા અવિદ્યાનું અસ્તિત્વ સ્વીકારે છે, અને જ્યારે એ અવિદ્યા પરમાત્માની દયા સાથે અસગત છે એમ બતાવવામા આવે છે ત્યારે એ એવો ઉત્તર વાળે છે કે પરમ દયાળુ પરમાત્માનો એ અવિદ્યા સર્જવામા શો હેતુ હશે એ આપણે આપણી અલ્પજ્ઞતાને લીધે સમજતા નથી–પણ

માની લેવું જ જોઈએ કે એ 'દયાઘનનો હેતુ કાંઈક સારો જ હશે. પણ મનુષ્યબુદ્ધિને આમ એક વખત ઉત્થાન પામવા દઈ પછી એને એકદમ દબાવી દેવી એ અયોગ્ય છેઃ 'આપણે જાણતા નથી' એવા અજ્ઞેયતાવાદનું જ જો છેવટે શરણ લેવું વાજબી હોય તો તે આરંભમાં જ કેમ ન લેવું? જગતનો કર્તા ઈશ્વર છે એટલે સુધી જવાની પણ શી જરૂર! આપણે અલ્પજ્ઞ મનુષ્ય જાણતા નથી કે આ જગત કોણે ઉત્પન્ન કર્યું વા શી રીતે ઉત્પન્ન થયું—એમ અજ્ઞેયતાવાદ પ્રાપ્ત થઈ ઈશ્વરના અસ્તિત્વના સિદ્ધાન્તને બાધ આવે. માટે મનુષ્યબુદ્ધિરૂપી જે ડાળ ઉપર આપણે બેઠા છીએ તે જ ડાળને કાપવી એ બરાબર નથી. નિર્ગુણબ્રહ્મવાદીનો અનિર્વચનીયતાવાદ આવો નથી. એ વાદ પ્રમાણે, આપણે અવિદ્યાના અસ્તિત્વમાં પરમાત્માનો શો હેતુ રહેલો હશે એ સમજતા નથી એમ નહિ, પણ અવિદ્યાને વાસ્તવિક અસ્તિત્વ જ નથીઃ અને જે મિથ્યા છે તેના ખુલાસાની જરૂર નથી, અને તેનો ખુલાસો સંભવતો નથી.

અનિર્વચનીય અસ્તિત્વ એ અસ્તિત્વ જ નથી, છતાં એમાં સહજ પણ અસ્તિત્વનો ગન્ધ રહેલો હોય તો તેનો નિષેધ કરી બીજા શાંકરવેદાન્તીઓ એ કરતાં પણ આગળ જાય છે તેઓના સિદ્ધાન્ત પ્રમાણે આ અવિદ્યા જેમ પરમાત્માની કરેલી નથી, અને મિથ્યા હોઈ પરમાત્માના અદ્વિતીયત્વને બાધ કરતી નથી, તેમ એ જીવની ઉપજાવેલી પણ નથી—જીવનું જીવત્વ જ એનાથી બન્યું રહ્યું છે. ત્યારે શું એ જીવ થકી પ્રાક્ સિદ્ધ છે? એમ પણ નથી. અવિદ્યાને લઈને જીવ છે અને જીવને લઈને અવિદ્યા છે. અને છતાં અન્યોન્યાશ્રય દોષ આવતો નથી; તે એવી રીતે કે, જીવનું જીવપણું એનું જ નામાન્તર અવિદ્યા છે, અને અવિદ્યાનું પ્રતીત થવું એમાં જ જીવનું જીવપણું છે—અર્થાત્ જ્યાં જીવભાવ અને અવિદ્યા એક જ વસ્તુસ્થિતિનાં બે નામ છે, ત્યાં કાર્ય કારણ ભાવની મુશ્કેલીનો કે અન્યોન્યાશ્રય દોષનો પ્રસંગ જ શો? બીજું, એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે 'અવિદ્યા' એ નામે કોઈ વસ્તુ સત્ પદાર્થ નથી કે જેનો જીવ સાથે સંબન્ધ કોણે કર્યો એવો પ્રશ્ન વાજબી ગણાય. જીવે પોતાને જીવ જાણવો અને જગતને જગત જાણવું. અને એ રીતે પરમાત્માનું ખરૂં સ્વરૂપ જોતાં છતાં ન જોવું—એનું જ નામ અવિદ્યા છે. એટલે કે આ ત્રણ અક્ષરના શબ્દરૂપે જીવ અને જગતના વાસ્તવિક અસ્તિત્વનો નિષેધ કરવો એ સિવાય બીજું તાત્પર્ય નથી. અવિદ્યા કોઈ એવી શક્તિ નથી કે જેણે અત્યાર સુધી જગત્ નહોતું તેને અત્યારે ઉપજાવ્યું હોય અને હવે પછી નાશ કરવાનું હોય. જે અર્થમાં એ અત્યારે છે એ અર્થમાં એ પૂર્વે પણ હતું અને ભવિષ્યમાં પણ હશે; અને જે અર્થમાં એ પૂર્વે નહોતું અને ભવિષ્યમાં નહિ હોય એ અર્થમાં એ અત્યારે પણ નથી. માટે ગૌડપાદકારિકામાં કહેલું છે કે "**आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा**" એને અનો જ અનુવાદ કરી કવિ કહે છે—

"हौरी कछु बनी न बनाइ."

એ "હોરી"—અવિદ્યાનો વિલાસ—કાંઈ બન્યો નથી અને બનાવ્યો નથી. 'અવિદ્યા' એ તો નામ માત્ર છે, જગત માત્ર **ભાસે** છેઃ પણ ભાસે છે એમ કહેવામાં જ **ચિત્** (ભાસ) અને **સત્**ની (છે) સાથે એની એકતાનું પ્રતિપાદન થઈ જાય છે; કારણ કે **અસ્તિ** અને **ભાતિ**—હોવું અને ભાસવું—એ બ્રહ્મનું જ સ્વરૂપ છે.

# હિન્દુસ્થાનની આધુનિક સુશિક્ષિત સ્ત્રી. *

સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

હિન્દુસ્થાનની આધુનિક સ્ત્રી -ની હોવી જોઇએ એ વિષય ઉપર મ્હારી અલ્પ બુદ્ધિથી વિવેચન કરવાનો આજે વિચાર છે આ વિષય એટલો ગહન તથા દૂરગામી પરિણામવાળો છે કે મ્હારા જેટલી અલ્પ વયે તે ગ્રહણ કરવો એ સાહસિક તથા અમર્યાદી ગણાશે પરન્તુ મ્હારો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે મ્હારા પોતાના વિચાર જાહેર કરાય અને આથી બીજાના વિચાર જાહેર કરવાને ઉત્તેજન મળે—માત્ર એટલી જ આશાથી કે પરસ્પર અભિપ્રાયના વિનિમયથી આપણી પછાત અને અજ્ઞાન રહેલી ભગિનીઓનુ અન્તમા કઈ કલ્યાણ થાય

આજકાલ સંસારસુધારાની ચર્ચા અનેક સ્થળે થતી સાંભળવામા આવે છે પરન્તુ જનસમાજની ઘટના (Social integrations) ના વલણ ઉપર લક્ષ આપ્યા વગર તથા સ્ત્રીનુ કુટુંબમા તથા જનસમૂહમા પ્રાચીન કાળમા જે સ્થાન હતુ અને ભવિષ્યમા જે સ્થાન હોવુ જોઇએ તેનો યથાસ્થિત ખ્યાલ લાવ્યા વગર જ ચર્ચા થાય તો તે સર્વ નિષ્ફળ જવા સંભવ છે આવી વર્તમાન સ્થિતિ જોઇને ઐતિહાસિક વિકાસ (historical develop ment) ઉપરથી શુ થાય છે અને શુ થવા સંભવ છે તેનો કાઇંક વિચાર કરીને આજનો વિષય લખવાનો પ્રયત્ન કર્યો છે

આધુનિક અથવા નૂતન સુશિક્ષિત સ્ત્રી તે નૂતન ભાવનો એક અંગ છે અને તે કાઈ ન્હાનો અંશ નથી પણ આખા હિન્દુસ્થાનની ઉન્નતિમા એક મ્હોટો નિયોજક અંશ છે આપણા દેશની અર્વાચીન સ્થિતિ ઉપર દૃષ્ટિ કરીશુ તો એટલુ તો સ્હેજ માલૂમ પડશે કે, દેશની ઉન્નતિ પાશ્ચાત્યોનુ દરેક બાબતમા અનુકરણ કર્યાથી માત્ર થવાની નથી આપણે કાંઈ અનુકરણ કરીને સર્વ પ્રકારે પરિવર્તન-revolution-જોઇતુ નથી પણ આપણા પોતાના જ રીતરિવાજોમા વખતને અનુસરતા ફેરફાર કરીને, દોષ દૂર કરીને સંશોધન કરવાનું છે આ માટે પ્રાચીન સમયમા સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી તે તપાસવુ પડશે

અમુક પ્રજામા સ્ત્રીને કેવા પ્રકારનુ માન આપવામા આવે છે તે ઉપરથી તે દેશમાં સુધારો તથા કેળવણી કેટલે દરજ્જે ગયેલી છે તેહેનુ અનુમાન કરી શકાય છે અજ્ઞાન અને અભણ પ્રજામા સ્ત્રીને પુરુષો ગુલામ તરીકે ગણે છે સુધરેલી પ્રજામા તેઓની સાથે માન અને સભ્યતાથી વર્તવામા આવે છે આ બાબતમા અસલના હિન્દુ આર્ય લોકો, ગ્રીસ અને રોમન આર્ય લોકો કરતા ચઢીયાતા હતા હોમરના વખતથી તે સોક્રેટીસ અને યુરીપીડીસના

---

* મુંબાઇમા 'હિન્દુ યુનિયન કલબ'ના આ વર્ષના હેમન્તોત્સવ પ્રસંગે અ. સૌ. શારદા ગૌરીએ કરેલુ ભાષણ.

વખતના ગ્રીક સાહિત્ય ઉપરથી જણાય છે કે ત્હેમનામાં સ્ત્રીઓને બહુ માન આપવામાં આવતું નહિ; તેમ જ ગ્રીક ઇતિહાસ ઉપરથી સ્ત્રીઓ બહુ કેળવાએલી હોય એમ સિદ્ધ થતું નથી. રોમન ઇતિહાસમાં કોઈ કોઈક સુશિક્ષિત અને સુશીલ સ્ત્રીના દાખલા મળી આવશે, પરન્તુ રોમન સામ્રાજ્ય ( Empire ) ના વખતથી અત્યંત ધનવૈભવ અને મોજશોખથી સર્વ થોડા જ વખતમાં નાશ પામ્યું હતું.

હિન્દુસ્થાનના અસલના ગ્રંથો જોઇશું તો ત્હેમાંથી સુજ્ઞ, બુદ્ધિમાન, અને ત્હેની સાથે ગુણવાન સ્ત્રીઓના દાખલા પુષ્કળ મળશે. ઋગ્વેદ જે લગભગ ચાર હજાર વર્ષ ઉપર રચાયેલો છે ત્હેનાં સ્તોત્રોમાં સ્ત્રી અને પુરુષ બન્ને સાથે રહીને ધર્મ, યજ્ઞ વગેરે કરતાં વર્ણવેલાં છે; તેમ જ વિશ્વવારા નામની એક વિદુષીએ જાતે એક સ્તોત્ર લખેલું છે. વળી ઉપનિષદ્ જે લગભગ ત્રણેક હજાર વર્ષ પૂર્વે રચાયેલાં કહેવાય છે ત્હેમાં ગાર્ગી નામે એક વિદુષીએ, જનક રાજાના દરબારમાં વિદ્વત્તા માટે ઇનામ લેવાનો પ્રયાસ કર્યો હતો ત્હેનું વર્ણન જોવામાં આવે છે. ભરતખંડના બે પ્રાચીન ગ્રંથો જ્હેમાં આજથી બે હજાર વર્ષ ઉપરના હિન્દુ આર્યોની રીતભાતનાં વર્ણન છે ત્હેમાં પ્રતાપી અને સદ્‌ગુણી સ્ત્રીઓએ ત્હેમના કાળમાં જનસમૂહ ઉપર પોતાનાં આચરણથી કેટલો લાભ કર્યો હતો અને કેવી ઉત્તમ અસર કરી હતી ત્હેનાં અનેક દૃષ્ટાન્તો છે. ગાન્ધારી અને કુન્તી પતિવ્રતા સ્ત્રીઓ તેમ જ યશસ્વી રાણીઓ હતી. મહાભારતના એક પર્વમાં રાજા ધૃતરાષ્ટ્ર પોતાની રાણીઓ સાથે દરબારમાં કાંઈ તમાશો જોવા આવેલા ત્હેનું વર્ણન છે.

વળી મહાભારત કરતાં પણ રામાયણ તો સદ્‌વર્તનશાળી સ્ત્રીઓના વર્ણનનો ભંડાર જ છે, અને સીતાનું વર્ણન તો સ્ત્રીના સદ્‌ગુણની પરિસીમા છે.

હવે મહાત્મા મનુનો વખત તપાસીએ. મનુસ્મૃતિમાં તો સ્પષ્ટ લખેલું છે કેઃ—

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥

જ્યાં રમણીઓ પૂજાય છે ત્યાં દેવો પ્રસન્ન હોય છે. જ્યાં સ્ત્રીઓને માન આપવામાં આવતું નથી ત્યાં સર્વ ક્રિયા નિષ્ફળ જાય છે.

વળી—

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥

જ્યાં સ્ત્રીઓ દુઃખમાં રહે છે ત્હેના કુલનો વિસ્તાર થતો નથી. અને જ્યાં સ્ત્રીઓ આનન્દમાં રહે છે ત્યાં કુલની હમેશ વૃદ્ધિ થાય છે.

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्तत ॥

સ્ત્રીઓ પોતાનુ સન્માન ન થવાથી જે ગૃહને તે શાપ દે છે તે ગૃહો કૃત્યા (અલૌકિક વિનાશકારક શક્તિ) થી હણાયા હોય તેમ સર્વ રીતથી નાશ પામે છે

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥

તેથી જેઓ ધનની ઇચ્છા રાખતા હોય હેમણે સ્ત્રીઓને, દરેક ધર્મ ક્રિયામા અને ઉત્સવમા, વસ્ત્ર આભૂષણ ખોરાક આપીને, પ્રસન્ન રાખવી જોઇએ

सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याण तत्र वै ध्रुवम् ॥

જે ગૃહમા પતિ પત્નીથી પ્રસન્ન હોય છે અને પત્ની પતિથી પ્રસન્ન હોય છે ત્યા જ ખરેખર કલ્યાણ થાય છે

છેવટ સસ્કૃત નાટકો તથા વાર્તાના પુસ્તક ઉપરથી ઇસ્વી સનની શરૂઆતના વખત માની સ્ત્રીઓની સામાજિક સ્થિતિનો આબેહુબ ખ્યાલ આવે છે. તે વખતમા સ્ત્રીઓને તદ્દન વિવિક્ત રાખવામા આવતી જ નહિ. કન્યાઓને વાચતા લખતા તથા બીજી અનેક કલાઓ શીખવવામા આવતી. સગીતવિદ્યા સ્ત્રીનુ એક આભૂષણ ગણાતુ અને ઊચા પ્રકારનું સસ્કૃત જ્ઞાન પણ કાઇ થોડુ નહોતુ સ્ત્રીઓ પોતાના નિત્ય વ્યવહાર પ્રમાણે દેવસ્થાનોમા, સ્નાન કરવાના ઘાટો ઉપર અને બીજી ખુલ્લી જગાઓમા જતી. એકદર રીતે જોતા, કાલિદાસ તથા ભવભૂતિના નાટકો ઉપરથી તેમ જ, કાદમ્બરી, દશકુમારચરિત અને કથાસરિત્સાગર જેવા પુસ્તકો ઉપરથી હિન્દુસસારનો તે વખતના પ્રમાણમા સતોષકારક ખ્યાલ આપણને આવે છે

પરદેશીઓના હુમલાથી દેશમા સર્વ અસ્તવ્યસ્ત થઈ ગયુ ત્યારથી સ્ત્રીની અવદશાનો આરમ્ભ થયો આ પરદેશી પ્રજાએ હિન્દુ લોકો ઉપર પુષ્કળ જુલમ ગુજાર્યો, હેમનું ધન લૂટયુ. સ્ત્રીજાતિ ઉપર પણ જુલમ કરવા માડયો, ત્યારથી તેમ જ લોકોએ રાજ દરબારી રીતોનુ એટલે મુસલમાની રીતોનુ અનુકરણ કરવા માડયુ તેથી અને સ્ત્રીઓના રક્ષણાર્થે હેમને વિવિક્ત રાખવામા આવી અને કાઈ પણ હેમણે આગળ પડવા દીધી નહિ–તે વખતથી તે હાલનુ બ્રિટિશ રાજ્ય થયુ ત્યા સુધી સ્ત્રીની અવદશામા વૃદ્ધિ થતી ગઈ, અને અનેક પ્રકારના સ્ત્રી પરત્વે ક્રૂર વ્યવહાર જડ ઘાલીને બેઠા સુધરેલા બ્રિટિશ રાજ્યની અસર એ થઇ કે દેશમા ન્યાય અને શાન્તિ પ્રસરી, હેમનાથી સ્ત્રી તરફ થતો અન્યાય ખમાયો નહિ અને સ્ત્રીકેળવણીની શરૂઆત કરી. આથી જ કરીને સ્ત્રીકેળવણી એ તકરારનો વિષય થઈ

ગયેલો હતો; પણ હવે તેમ નથી અને સ્ત્રીશિક્ષણ અગત્યનું માલમ પડ્યું છે—કારણ કે વખત પોતાનું કાર્ય કર્યા જ કરે છે; જેમ પુરુષ વર્ગમાં જ્ઞાન મેળવવાની આકાંક્ષા વધતી ગઈ અને કેળવણીને લીધે યુરોપીયન તથા હિન્દુ જનસમૂહમાં ફાયદા માલુમ પડવા માંડ્યા તેમ જ સ્ત્રીવર્ગમાં પણ થયું. સુધરેલા દેશના લોકો તથા સાહિત્યના સમાગમમાં આવતાં, સ્ત્રીવર્ગમાં એક નવું જ બળ ફેલાયું. યુરોપ, અમેરિકાની બગિનીઓને વિદ્યાકળા તથા સ્વાતંત્ર્યમાં ઘણી આગળ વધેલી જોઈ ત્હેમનું અનુકરણ કરવાની વૃત્તિ થઈ—આથી સ્ત્રીકેળવણીનો વિશેષ પ્રચાર થવા માંડ્યો.

નવી પદ્ધતિની સંગીન કેળવણી—વ્યવહારોપયોગી તેમ જ શાળામાં મેળવેલી સંપૂર્ણ કેળવણીવાળી સ્ત્રીને જ ભરતખંડની 'આધુનિક સુશિક્ષિત સ્ત્રી' એમ મ્હારા કહેવાનો અર્થ છે. આવી સુશિક્ષિત સ્ત્રીઓની હાલ થોડીક સંખ્યા હશે. આધુનિક સુશિક્ષિત સ્ત્રી એટલે નવા પ્રકારના.. સમૂહમાં ઉછરેલી—જેનાં બુદ્ધિ અને મન ત્હેના નવીન સાહચર્ય અને સમાગમ ( associations ) ને લીધે જૂદા જ પ્રકારથી કેળવાશે. પુરુષ સાથે ત્હેને પોતાના હક વગેરેની તકરાર રહેશે નહિં, તેમ જ તે પુરુષ સાથે સર્વ બાબતમાં સમાન હક ધરાવવાની ઇચ્છા પણ નહિં રાખે, પણ પોતાનાં કર્તવ્ય, ઉમેદ અને ઇચ્છાઓ શી છે તે બરોબર સમજી શકશે. Tennyson કહે છે તેમ:—

The Woman's Cause is Man's
They rise or sink together
Dwarfed or godlike, bond or free.
• • • • •
If she be small, slight-natured
Miserable, how shall men grow
Let her make herself his own,
To give or keep, to live and learn
And be all that harms not
*DISTINCTIVE WOMANHOOD.*
For woman is not undeveloped man,
But diverse ; could we make her as the man
Sweet love were slain : his
Dearest bond is this—not like
To like but like in difference.
Yet in the long years liker must they grow.
The man be more of woman, she of man :
He gain in sweetness and in moral height,
Nor lose the wrestling thews that throw the world—
She mental breadth, nor fail in childward care,
Nor lose the childlike in the larger mind,
Till at last she set herself to man

Like perfect music unto noble words.—
Self-reverent each, and reverencing each
Distinct in individuals, but like each other
Even as those who love Then springs
The crowning race of human kind
—May these things be!

ત્હેની સાથે ત્હેની તનની તથા મનની શક્તિઓને ખીલવવામાં કાંઈ ખામી રાખવામાં નહિં આવે. યોગ્ય જ્ઞાન આપવામાં, સામાજિક આનન્દ, વિનોદ ભોગવવામાં ત્હેને પ્રતિબંધ કરવામાં નહિં આવે—કોઈ પણ પ્રતિબન્ધ વગર ત્હેને ખુલ્લી રીતે ઉછેરવામાં આવશે.

એટલા માટે જરૂરનુ છે કે પુત્ર અને પુત્રીના ઉછેરમાં ભેદ ગણવો નહિ. જેવી રીતે પુત્રની સભાળ માતા લે છે તેટલી જ સભાળ પુત્રીની પણ રાખવી જોઇએ કારણ કે તે નિરુપયોગી જીવ નથી. ઉછરીને મ્હોટી થાય એટલે ત્હેનો કેળવણીનો આરંભ કરવો. છોકરા અને છોકરીઓમાં સામાન્ય જ્ઞાનની કેળવણીમાં ભેદ રાખવાની કાંઈ જ અગત્ય નથી. આપણા દેશની ઉન્નતિ માટે દરેક વ્યક્તિએ કેળવણી લેવી આવશ્યક છે, ભેદ માત્ર Technical education–એટલે જે વિષય સ્ત્રીને જ માત્ર આવશ્યક હોય–ત્હેમાં હોવો જોઇએ. પુરુષ પોતાની સામાન્ય કેળવણી થઈ રહ્યા પછી વકીલ, ડાક્ટર કે વ્હેપારી થાય છે. તેમ જ સ્ત્રીએ અન્ય દિશામાં નિપુણતા મેળવવાની છે. ત્હેણે સાંસારિક કુશળતા ઉપરાંત અનેક કલામાં નિપુણતા મેળવવી જોઇએ. ત્હેને સંગીત, ચિત્રકામ, શીવણકામ, ભરતકામ, રસોઈ, ગૃહવ્યવસ્થા, માંદાની માવજત, અર્થશાસ્ત્ર, છોકરાંઓને કહેવી રીતે ઉછેરવા વગેરે વ્યાવહારિક કાર્યોમાં કુશળ થવાનુ છે. પુરુષ પૈસો કમાય છે અને સ્ત્રીને તે યોગ્ય રીતે વાપરવાનો છે, કે જેથી બચાવેલા પૈસા પોતાના સંતાનોને યોગ્ય કેળવણી આપવામા તેમ જ આ દુનિયામાં ત્હેમને ન્હેમર ચલાવવામા મદદ થાય.

સ્ત્રીનાં કર્તવ્ય મનુએ નીચે પ્રમાણે કહ્યાં છે:—

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥

ત્હેણે હમેશ આનન્દમાં રહેવું, અને ગૃહકાર્યમાં કુશળ રહેવું. ગૃહનો સરસામાન સ્વચ્છ અને વ્યવસ્થિત રાખવો, અને દ્રવ્યનો ઉડાઉ ન ગણાય એવી રીતે ઉપયોગ કરવો.

• કેળવણી બે પ્રકારની અપાય છે. શાળાઓમાં કે કાલેજોમાં જે કેળવણી મળે છે તે અને ઘરમાં જે કેળવણી મળે છે તે. નીતિની કેળવણી–moral culture–તો ઘરમાં માતપિતા પાસેથી જ મળે છે, માટે ઉછરતી પ્રજાની સમક્ષ માબાપે ઘણી જ સંભાળથી ન્હાની ન્હાની બાબતોમાં પણ નીતિના નિયમ ઉપર લક્ષ રાખીને વર્તવાનું છે. આથી બાલ-

કના મન ઉપર સારી છાપ અલ્પવયથી જ પડે છે. આવી રીતે માતપિતા તરીકેની જોખમદારી ભરેલું કાર્ય સુશિક્ષિત સ્ત્રી વગર સંભવિત જ નથી.

કન્યા મ્હોટી થાય અને કેળવણી પૂરી કરી રહે ત્હારે જ લગ્નનો વિચાર પણ કરવો જોઇએ. વખતના ફેરફારથી તેમ જ દેશના હિતને માટે આપણા લોકની સંયુક્તકુટુંબની રીત–Joint family system–ટકી શકે એમ નથી, અને તેથી દરેક કુટુંબમાં સ્ત્રી-(wife) તે જ સર્વસ્વ કરનારી છે. ઘરની ગૃહિણી તે જ છે અને તેથી ત્હેણે પોતે પણ એવી રીતે વર્તવું જોઇએ કે સર્વે કોઈ ત્હેને સન્માન આપી શકે.

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितुर्माता गौरवेणातिरिच्यते ॥

એક ગુરુ, ઉપાધ્યાય કરતાં દશગણો વધારે પૂજવા યોગ્ય છે; પિતા, ગુરુ કરતાં સોગણો વધારે છે; પણ પિતા કરતાં પણ માતા સહસ્રવાર પૂજવા યોગ્ય છે.

"Not vassals to be beat, nor pretty babes to be dandled
No, but *living Wills*."

હવે, સર્વ રીતે યોગ્ય થવા માટે કન્યાની ઉમ્મર પુખ્ત હોવી જ જોઇએ; માટે બાળલગ્ન તો નવા વખતમાં ટકી શકશે જ નહિં. પિતાના ઘરમાં રહીને, જીંદગીની જોખમદારી ગ્રહણ કરી શકે અને સરલતાથી પોતાનો વ્યવહાર ચલાવી શકે એટલી ઉમ્મરની થાય ત્યારે જ કન્યાનાં લગ્ન આધુનિક કાળમાં થવાં જોઇએ. આવી રીતે કેળવાયલી સ્ત્રી ઘરમાં આવે ત્યારે પુરૂષને ઘરમાં જ આનન્દ થાય અને ત્હેને ક્લબ વગેરેનો આશ્રય લેવો ન પડે અને ત્હેને પોતાને તેમ જ મિત્રોને, સુઘ ગૃહિણીવાળું ઘર તે જ ક્લબ કરતાં અધિક થશે, ત્યારે જ હિન્દુસંસારમાં આપણાં ઘર માત્ર houses–કડીઆ સુતારે ઊભાં કરેલાં ઈંટ માટીનાં મકાન મટીને homes–મનુમહારાજે " गृहिणी गृहमुच्यते " એ વાક્યમાં નિર્દેશેલાં " ગૃહ " થશે.

સુશિક્ષિત સ્ત્રી આ સમયમાં ગૃહકર્તવ્ય કરીને પોતાના ઘરમાં જ નહિં બેસી રહે. પોતાની ભગિનીઓની ઉન્નતિ કરવાને, ત્હેમનાં મનરંજન કરવાને, તેમ જ દેશને ઉન્નત સ્થિતિએ લાવવાને સર્વ રીતે પ્રયત્ન કરશે. કારણ કે જેમ પુરૂષને, આ સમયમાં, પોતાના અને પોતાના કુટુંબના ગુજરાન અર્થે કમાઇને માત્ર બેસી રહેવાનું નથી તેમ સ્ત્રીથી પણ નહિં થાય. પરોપકારના દરેક કાર્યમાં પણ તે મદદ કરશે.

આ ઉપરથી જણાશે કે આપણા દેશની સ્ત્રીને માથે નવીન સમયને લીધે કાંઈ તદ્દન નવા પ્રકારનાં કર્તવ્ય આવી પડતાં નથી. સ્ત્રીકર્તવ્ય ત્રણ પ્રકારનાં છે. એક તો સ્ત્રીએ પોતાના પતિની પ્રિય મિત્ર તથા સહાયિની થવું જોઇએ; બીજું ત્હેને પોતાના સંતાનોને ઉછેરી

યોગ્ય કેળવણી આપવાની છે; સ્ત્રીની ત્રીજી ફરજ એ છે કે જે જનસમાજમાં તે રહેતી હોય ત્યાં પોતાના આચારવિચારની શુદ્ધ અને ઉંચા પ્રકારની અસર કરવાનો પ્રયત્ન કરવો. પ્રાચીનકાળમાં દરેક સુધરેલી પ્રજામાં, દરેક સુધરેલા દેશમાં સ્ત્રીનાં કર્તવ્ય આ જ ગણાયાં છે અને ભવિષ્યમાં પણ ઉન્નતિ અને સુધારણા માટે નિરંતર આ ત્રણ પ્રકારનાં કર્તવ્ય સ્ત્રી માટે રહેશે. હિંદુ સ્ત્રીઓ અમલના વખતમાં આ જ પ્રકારનાં કર્તવ્ય હેમના સમય પ્રમાણે તથા હેમને જે સ્વતંત્રતા મળતી તે પ્રમાણે કરતી. આપણી આધુનિક સ્ત્રીને પણ તે જ કર્તવ્ય કરવાનાં છે. ફેર માત્ર એટલો જ છે કે જેમ કાળ બદલાય છે તેમ આસપાસની સાંસારિક સ્થિતિમાં પણ ફેર પડે છે, તે ફેરફારને અનુસરીને કાર્ય કરવાં જોઇએ. વખતથી થતા ફેરફારો ઉપર લક્ષ ન આપતા માત્ર આપણું હતું તે મારૂં જ હતું એટલું પકડી રાખીને બેસી રહેવાથી આપણી ઉન્નતિ થવાની નથી. જો આપણે એમ કરીશું તો આપણો જન્મારો પશુવત્ થઈ જશે. વર્તમાનકાળમાં દરેક પ્રકારનાં ઉદ્યોગો અને ચપળતા–activity–એટલાં વધી ગયા છે કે સ્ત્રી પણ માત્ર પતિને દેવતા માની બેસી રહેશે તો ચાલશે નહિં. આસપાસ થતી હીલચાલોમાં હેણે પણ ભાગ લેવો આવશ્યક છે. લક્ષમાં રાખવાનું એટલું જ છે કે ઉંચા પ્રકારની ઘણી કેળવણી અને જે વધારે સ્વતંત્રતા હેને આ જમાનામાં મળે છે હેનો ગેરઉપયોગ કરીને અમલની કથા અને ઉદાહરણોનુ વિસ્મરણ ન કરવું જોઇએ. તેમ જ દરેક બાબતમાં પુરુષોનુ અનુકરણ કરી સ્ત્રીની સ્વાભાવિક સુંદર રસિકતાનો નાશ થવા દેવો જોઇએ નહિ. પ્રાચીનકાળથી ઉતરી આવતી આપણા દેશની સ્ત્રીની ભાવનાથી આપણે કાંઈ છૂટા પડવાની જરૂર નથી. એ સર્વ ઉદાહરણ અને તે ઉપરાંત અર્વાચીન સ્ત્રીઓનાં ઉદાહરણ આજકાલના બદલાયેલા સમયમાં લક્ષમાં રાખવા જોઇએ. આનન્દની વાત એટલી જ છે કે આપણી કન્યાઓનાં રગેરગમાં પ્રાચીન કાલના ઉમદા વિચારો એવા મળ ઘાલીને પેઠેલા છે કે ધાસ્તી રાખવાનું કાંઈ કારણ નથી. (જો કે બાલક ઉમરમાં માબાપે તો ઘણી જ સંભાળ રાખવાની જરૂર છે.) હિન્દુસ્થાનની સુજ્ઞ નૂતન સ્ત્રીએ પોતાની પ્રાચીન કાળની ભગિનીઓનાં વૃત્તાન્તોને, પોતાના જાતિસ્વભાવને, અને પોતાના ત્રણ પ્રકારના જે કર્તવ્ય ગણાયેલાં છે હેને ખોટા પાડ્યાં નથી અને પાડશે પણ નહિ. હું 'સુજ્ઞ' શબ્દ૫ર ભાર મૂકવા માગું છું, કારણ કે બીજી રીતે ગણાયેલી "નૂતન સ્ત્રી" તો કેવળ નિરુપયોગી અને સમયને શરમાવે એવી હોય છે. પરન્તુ એવી સ્ત્રીઓ તો માત્ર અપવાદ જ ગણાય. નવા પ્રકારની સંપૂર્ણ કેળવણી મળેલી સ્ત્રીનાં ઉદાહરણ જોયાથી માલુમ પડશે કે જેમ જેમ હેને આ સમયમાં વધારે સર્વગામી–liberal–કેળવણી આપવામાં આવે છે. અને જેમ જેમ તે વધારે સ્વતંત્રતા ભોગવે છે તેમ તેમ હેનામાં વ્યાવહારિક સદ્ગુણો જે સ્ત્રીની સુંદરતા ચતુરાઈ અને આભૂષણ છે તે કાંઈ ઓછાં થતાં નથી. વર્તમાન કાળની સંપૂર્ણ કેળવણીથી હિન્દુ સ્ત્રીનાં મન તથા વિચાર અસ્થિર થયાં હોય એવા ક્વચિત જ દાખલા મળી આવશે. બંગાળા, મુંબાઈ તથા દક્ષિણમાંની સર્વ સુશિક્ષિત સ્ત્રીઓને એક આખા વર્ગ તરીકે–as a class–જોઇશું તો માલુમ પડશે કે તેઓ પોતાનાં ગૃહકાર્યમા, સંતતિને ઉછેરવામાં, તેમ જ જનસમાજને ઉપયોગી થવામાં સાધારણ સ્ત્રીઓ કરતાં ઘણે દરજ્જે ચડતાં છે.

પચાશેક વર્ષ ઉપર જે દલીલ રાખવામાં આવતી હતી કે આપણી કન્યાઓને જો

સર્વગામી-liberal-કેળવણી આપીશું તો ત્હેમનો ગૃહસંસાર બગડશે, તે દહેશત હવે બહુ રહી નથી. ઘણે સ્થળે હિન્દુ સ્ત્રીઓને ઉંચા પ્રકારની કેળવણી આપવામાં આવી છે છતાં તેઓ સ્ત્રીઓના વ્યાવહારિક સદ્દગુણ કાયમ રાખી શકી છે; માત્ર નવી વાત છે એટલે કેળવણી વધારે વિસ્તાર પામી નથી. આ ઉપરથી આપણને પ્રતીતિ થાય છે કે સ્ત્રીઓનાં મુખ્ય કર્તવ્ય હાલના જમાનામાં જો કે પ્રાચીન કાળનાં જેવાં જ છે તો પણ આસપાસની સ્થિતિ બદલાયેલી છે તેથી આપણા વ્યવહારની અનેક સૂક્ષ્મ બાબતો-details-માં ઘણો ફેરફાર થયો છે. પ્રથમ તો પૂર્વકાળમાં અપાતી ત્હેના કરતાં વધારે ઉંચા પ્રકારની અને સર્વગામી-liberal-કેળવણી હાલ ઇષ્ટ પણ છે તેમ જ આવશ્યક છે. સેંકડો વર્ષ ઉપરથી કથાઓદ્વારા આપેલું શિક્ષણ આ સમયમાં બસ નથી. વર્તમાન સમયનું, વર્તમાન કાળના ઇતિહાસનું, જુદી જુદી પ્રજાઓના ઉદય અસ્તનું, વિજ્ઞાન-sciences-નું અને અન્ય પ્રજાઓના આચાર વિચાર અને સાહિત્યનું જ્ઞાન પણ આવશ્યક છે. માત્ર ભરતખંડના પ્રાચીન રાજાઓ અને મહાપુરુષોનાં ચરિત્ર અને રીતભાતના જ્ઞાનથી આપણને સંતોષ થતો નથી. વિદેશી પ્રજાઓના ઇતિહાસનું જ્ઞાન પણ જરૂરનું છે. હાલના વખતમાં વિજ્ઞાનમાં-sciences-માં-આશ્ચર્યકારક ફેરફારો અને શોધો થાય છે ત્હેનું જ્ઞાન મેળવવાની સર્વ કોઇને તૃષ્ણા હોવી જોઇએ.

આધુનિક સુશિક્ષિત સ્ત્રી સ્વદેશને માન આપીને પોતાની આસપાસ આખા જગતમાં શું થાય છે ત્હેનું જ્ઞાન યથાર્થ મેળવવાનો પ્રયત્ન કરે છે. જ્યારે આ બધું જ્ઞાન યોગ્ય પ્રમાણમાં પ્રાપ્ત થાય છે ત્યારે તે સ્ત્રી પોતાનાં સંતાનને ઘણી સારી રીતે કેળવી શકે, તેમ જ પોતાના પતિની પણ આનન્દદાયી સહચારિણી થાય; વળી નૂતન સ્ત્રી વધારે સ્વતંત્રતા ભોગવશે અને ત્હેની સરસાઈ તે સમજી શકશે. પુરુષ અને સ્ત્રીના સમાજોમાં હરીફરીને બાંધશે વગેરે સામાજિક સંસ્થાઓમાં યોગ્ય ભાગ લેશે; અને ઘરને ખૂણે બેસીને નવરાસનો વખત કુથલી કરવામાં નહિં કાઢે. પોતાને ઘેર પણ પોતાના પતિનું તેમ જ અતિથિવર્ગનું મનરંજન કરશે. જૂના વિચારને વળગી રહેનાર લોકોને આવી વર્તણુક કદાપી અમર્યાદી લાગશે અને વખતે ધાસ્તીભરેલી પણ લાગશે; પરંન્તુ ત્હેમાં ભય રાખવાનું વાસ્તવિક કારણ નથી. સ્ત્રીની સમક્ષતાને લીધે પુરુષમંડળમાં પણ સારી અસર-moral effect થશે. બીજું નવી સ્ત્રી સંસારસુધારાના કાર્યમાં અનેક રીતે સહાયભૂત થશે. સ્ત્રીકેળવણીનો ફેલાવો કરવાને તે બહુ આતુરતાથી પ્રયત્ન કરશે. જ્ઞાતિભેદનું બન્ધન પણ શિથિલ થવાનું સંભવિત છે. બંગાળા જેવા આગળ વધેલા ભાગમાં આવી સ્ત્રીઓના અનેક દાખલા મોજૂદ છે, અને એવી સ્ત્રીઓની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે. ઇંગ્લાન્ડ વગેરે દેશમાં જઇને કેળવાયેલા યુવકો હિન્દુસ્થાનમાં પાછા આવીને સુશિક્ષિત અને કલામાં નિપુણ કન્યાઓ સાથે જ લગ્ન કરવાનું પસંદ કરે છે, અને આવી સ્ત્રીઓનાં માતપિતા પણ પોતાંની છોકરીઓને યોગ્ય વર મળે માટે સર્વ બન્ધન દૂર કરવાને તૈયાર હોય છે. વળી આ સુધરેલા વર્ગમાં વિધવા પ્રત્યેના અનેક ક્રૂર આચારો બિલકૂલ હોતા નથી. અને એકંદર રીતે દરેક વિષયમાં જો કે મંદ તો પણ ઉત્તરોત્તર વધતો જતો સુધારો થાય છે. આ સર્વ સુશિક્ષિત સ્ત્રીઓનું જ પરિણામ છે.

આ સર્વ ઉપરથી માલુમ પડે છે કે એકંદર રીતે જોતાં ભારતની નવી સ્ત્રી તે હાલના સુધરેલા જમાનાનું પરિણામ છે અને ત્હેની કલ્પના કરતાં આપણને આનન્દ થાય છે. તેઓ

પોતાના દેશને અને પોતાની પ્રજાને દીપાવે એવી થઈ શકે. આ ઉપરાંત કેટલીક બાબતમાં તો તે પોતાના દૃષ્ટાન્તથી અગ્રગામિની થવા સંભવ છે. તે સંસાર સુધારાને ઉત્તેજન આપી શકે, તેમ જ ઊંચા પ્રકારની સ્ત્રીકેળવણીની હિમાયત કરે અને પોતાની જાતિની સ્વતંત્રતા મેળવવાનો પ્રયત્ન કરે. ચાલતા સમયમાં જે ઉન્નતિ થાય છે અને થવી જોઇએ ત્હેમાં તે મ્હોટી મદદભૂત થશે. અને આપણે આશા રાખીશું કે પોતાના દેશની અને પ્રાચીન આર્ય સ્ત્રીઓનાં ઉદાહરણ લેઇને સુધારા કરવામાં તે ફતેહ પામે અને આપણી જિંદગીમાં યોગ્ય ફેરફાર કરે.

Tennyson કહે છે તેમ.–

Everywhere two heads in council,
Two beside the hearth, two in the
Tangled business of the world,
Two in the liberal offices of life,
Two plummets dropt for one to sound
The abyss of science, and the secrets of the
Mind, musician, painter, sculptor,
Critic more, and everywhere the broad
And bounteous earth should bear a
Double growth of those rare souls
Poets whose thoughts enrich the blood of the world

વળી,

Not stranger seemed their hearts,
So gentle, so employed, should close in Love—
Then when two dew-drops on the petal shake
To the same sweet air and tremble,
Deeper down and slip at once
All fragrant into one "

સૌ. શારદા.

# વિશ્વરચના.

( અનુસન્ધાન પૃ૦ ૩૦ થી. )

પણ હજી આ કંઈ અજ્ઞાતના દર્શનનું છેલ્લું પગલું નથી. માનો કે આ ઝાંખા તારાઓ છે જ તો પણ હજી કંઈ એ છેલ્લી બાબત નથી. તેઓ જડ પદાર્થ છે. જડ પદાર્થ સમગ્ર અણુઓ ( molecules )નો બનેલો છે અને આ અણુઓ વળી મૂળ અણુઓ (atoms) નાં બનેલાં છે. જે ખરતા તારાઓ પૃથ્વી ઉપર પડે છે તે ઉપરથી અને જે થોડું ઘણું સ્પેક્ટ્રોસ્કોપ વતી જાણી શકાયે છીયે તે ઉપરથી માલૂમ પડ્યું છે કે પૃથ્વીના પદાર્થનાં અણુઓ તારાના પદાર્થનાં અણુઓને સાવ મળતાં આવે છે. ખરતા તારાઓમાં હાઇડ્રોજન, નાઇટ્રોજન, સલ્ફર, આયર્ન, નીકલ, કેલ્શીયમ, સીલીકોન, અને અને એલ્યુમીનીયમ એ મુખ્ય પદાર્થો છે, અને વળી બીજાયે છે ખરા. અને આ પદાર્થોથી દેખાતી લીટીયો તારાઓ, વાયુમય તારાઓ, ધૂમકેતુઓ વિગેરેના સ્પેક્ટ્રોસ્કોપના પટામાં દેખાય છે.

પણ આ અણુઓ તે શું છે ? રસશાસ્ત્રીઓને આવાં ૭૮ જાતનાં અણુઓ માલુમ પડ્યાં છે. એટલે કે આ અણુઓનું પ્રયોગશાળામાં મળતા સાધનોથી વધારે પૃથક્કરણ થઈ શકે એમ નથી. પણ છેવટની વાત તરીકે આમ કોઈ માની શકે નહિ કે સર્વ પદાર્થો ૭૮ જાતનાં મૂળ અણુઓથી બનેલા હોય; અને વળી તે અણુઓ હાઇડ્રોજનના એકથી માંડીને યુરેનીયમના ૨૪૦ ગણાં વજન સુધી ગોઠવાયેલાં છે અને આમાંનાં અડધાં તો એટલાં બધાં જુજ છે કે કોઈ પણ મિશ્ર પદાર્થ બનાવવામાં તે ભાગ્યે કામમાં લાગતાં હોય. આપણું મન જ આવું છેવટ માનવાનું ના કહે છે કે સાયન્સ કે જેણે મોટા તારાઓનું વજન કર્યું અને પ્રકાશના નાનામાં નાના તરંગોની પણ લંબાઈ માપી શક્યું તે સાયન્સને શું ટ્રીયમ, ઝીરકોનીયમ, ગેલીયમ જેવી અપ્રસિદ્ધ ધાતુઓનાં અણુઓ કદી ઉલ્લંઘી ન શકાય એવું વિઘ્ન કરી શકે ? એટલા માટે આટલા બધા અણુઓને એક સામાન્ય પદાર્થના રૂપાંતર તરીકે બતાવવાના અને તેમને એક સામાન્ય નિયમમાં જોડવાના પ્રયત્નો સતત ચાલ્યા કરે છે. હજી આ સવાલનો જવાબ મળ્યો નથી. પણ આ સવાલ ઉપર ચારે મેરથી હલ્લો કરવામાં આવે છે અને લગભગ દરરોજ ખરા જવાબની પાસે આપણે આવતા જઇયે છીયે. પહેલવેલાં તો હાઇડ્રોજન જ મૂળ પદાર્થ છે એમ સ્વાભાવિક લાગ્યું કારણ કે તે સૌથી હલકો છે. તેને વિષે બીજી બાબત એવી છે કે બીજા સઘળા મૂળ પદાર્થના અણુઓમાંના ઘણાખરાનું વજન તેના અણુ કરતાં બરોબર રોકડી રકમ ગણું છે. અને વળી જે તારાઓમાં મિશ્રિત પદાર્થો બંધાતા જાય છે તેમાં હાયડ્રોજનથી ઉત્પન્ન થતી લીટીયો જોવામાં આવે છે. આ પ્રમાણે પ્રાઉટે પહેલવેલો હાઇડ્રોજનનો નિયમ બતાવ્યો પણ તે માત્ર ખરા નિયમનું વચલું પગલું છે એમ માલુમ પડ્યું. વધારે નવા શોધોથી એમ સાબીત થયું જે હાઇડ્રોજનના અણુને અડધા કરવાથી એટલે કે તેના અણુને બે જોડાયેલા અણુઓનું બનેલું કલ્પવાથી એક સામાન્ય નિયમ બાંધી શકાય અને એમાં જે મોટી ઘણી ભૂલચુકો માલુમ પડતી તે અણુઓ જેવા બારીક પદાર્થનું વજન કરવામાં વપરાતાં નાજુક સાધનોને લઈને થયેલી ગણી શકાય. સર વીલીયમ ક્રુક્સે એમ

જણાવ્યું કે હીલીયમ હાઇડ્રોજન કરતાં પણ હલકો છે અને તે કદાચ હાઇડ્રોજન અણુનો જે-હતો અડધો ભાગ હોઈ શકે અને આ પ્રમાણે તે કદાચ મળ પદાર્થ હોય કે જેમાંથી બીજા સર્વ અણુઓ બનાવી કટાયાં છે.

આટલી વાત તો ચોકસ છે કે આ અણુઓ એક નિયમથી જોડાયા છે કારણ કે રશીયન રસાયનશાસ્ત્રી મેન્ડલીફે એમ બતાવ્યું છે કે જો આપણે સર્વ પદાર્થોના અણુના વજનને બરોબર ગોઠવીયે તો એક ક્રમવાર યોજના ( periodical law ) માલૂમ પડે છે. એટલે આ અણુઓના બીજા સર્વ ગુણો જેવા કે અમુક ઉષ્ણતાના બિન્દુ સુધી તેમને ગરમ કરવાને જોઇતી ગરમી ( specific heat ), બીજા અણુઓની સાથે મળી જવાની યોગ્યતા ( affinity ), વિગેરે વિગેરે એ સૌ તેમના વજન સાથે અમુક બિન્દુ સુધી ઉંચે ચઢે છે અને વળી પાછા નીચે ઉતરે છે અને વળી ઊંચે ચઢે છે. આ પ્રમાણે જો તેની કાગળ ઉપર લીટી કાઢીયે તો હવાના દબાણમાપક યંત્રના ( barometer ) નોંધના કાગળ ઉપર જેવી ઉંચી નીચી લીટી જોઇયે છીયે તેવી લીટી થાય છે. અને ઉંચી નીચી લીટી વળી અમુક નિયમને અનુસરીને જ ચાલે છે જેને લઇને સરખે અન્તરે લગભગ એના એ ગુણો ફરી ફરીને આવ્યા કરે છે. આ નિયમનો ચોક્કસ ખરો અર્થ શું થાય છે તે હજી જણાયું નથી. પણ એટલું તો ચોક્કસ થયું છે કે મેન્ડલીજેફ઼ આ લીટી જોઇને તેમાં પડેલાં ખાલી ખાનાંઓ ઉપર ત્રણ નવા મૂળ પદાર્થ શોધી શક્યો છે. આ નિયમના ગણિતશાસ્ત્રનો કઈ થોડોએક ખુલાસો થયો છે. જો અણુઓના વજનને બદલે તેના ઘનમૂળને લઈ જો આવી લીટી કરવામાં આવે તો આવી ઉંચી લીટીને બદલે એક સાવ સાદા વાંકવાળી લીટી મળી આવે છે— જે ઘણું ખરૂં જેને ગણિતશાસ્ત્રમાં "લોગેરીથ્મીક કર્વ" કહે છે તેને મળતી આવે છે.

આ બધી વાત ઉપરથી એમ છેવટ આવે છે કે જે અણુઓને આપણે મૂળ અણુઓ કહીયે છીયે તે તે બધાં એક સામાન્ય અણુમાંથી બનેલ છે; પણ આ અણુઓ બન્યાં ક્યાં ? ક્રુક્સ એમ કહે છે કે આ બધાં ગમે ત્યાં પણ વિશ્વની બહાર બનેલ છે અને જ્યારે તેમની ગતિમાન સ્થિતિ ધીમે ધીમે સ્થિર થઈ ત્યારે તેઓ છુટાં પડી ગયાં અને એના જુદા જુદા ભાગ પડી ગયા અને મોટા મોટા તારાઓના મુખ્ય ભાગ થયા. ગમે ત્યાં અને ગમે તેવી રીતે આ અણુઓ બન્યાં હોય પણ જાણે કોઈ કારખાનામાંથી ઇન્જીન માટે સ્ક્રૂઓ બનાવી કાઢવામાં આવે છે તેવી જ રીતે આ અણુઓ એક જ જાતનાં અને એક જ સરખાં બનેલાં છે. હાઇડ્રોજનના અણુઓ એક જ પ્રકારની લીટીયો સ્પેક્ટ્રોસ્કોપમાં આપે છે એનો અર્થ એ થયો કે તેઓ "ઇથર" ના અણુઓને એક જ પ્રકારની તરંગમય ગતિ આપે છે; પછી ગમે તો તે હાઇડ્રોજનના અણુઓ સીરીયસમાં હો કે હરણી નક્ષત્રના વાયુમય તારામાં હો કે ગમે તો આપણી પ્રયોગશાળામાં કાચની બરણીમાં હો.

લગભગ અત્યાર સુધી અણુઓની બનાવટ માટે હેલ્મહોલ્ટ્ઝ અને લૉર્ડ કેલ્વીનનો ચકરાવાનો નિયમ ( Vortex theory ) પ્રચલિત હતો. આમાં એમ માનવામાં આવ્યું હતું કે વિશ્વમાં ચારેમેર પ્રસરી રહેલા પ્રવાહી "ઇથર" મા ચકરાવાથી ઉત્પન્ન થયેલી વીંટીઓ એ આપણાં અણુઓ છે. આવા પ્રકારનો ખ્યાલ તેમના મગજમાં બીડી પીનારાના મ્હોંમાંથી

નીકળતા ધુમાડાની હવામાં થતી વીંટીઓ ઉપરથી આવ્યો હતો. આ વીંટીયો લાંબા વખત સુધી ચાલુ રહે છે અને જ્યારે ચપ્પુ વતી તેમને કાપવા જઇયે છીયે તો જાણે કે અછેદ્ય હોય તેમ છટકી જાય છે અને જ્યારે આવી બે વીંટીઓ સાથે અથડાય છે ત્યારે સ્થિતિસ્થાપક હોય એમ પાછી રેંકાય છે અને ડોલાયમાન થયા કરે છે. એક શબ્દમાં કહીયે તો આ ધુમાડાની વીંટીઓનું વર્તન લગભગ મૂળ પદાર્થના અણુ જેવું હોય છે. અને બહુ ઉંચા ગણિતશાસ્ત્રથી ગણત્રી કરતાં માલુમ પડયું છે કે જે આપણી હવામાં નહિ પણ કદમાંજરાએ ઓછા ન થઈ શકે એવા, પદાર્થ જેવા જ ગુણોવાળા, પણ કોઈ પણ રીતે અંદર ફરતા પદાર્થને કંઈ પણ ઘર્ષણને કરે એવા "ઇથર" ના પ્રવાહીમાં આ વીંટીયોને ચક્કર ચક્કર ફરતી માનીયે તો આ ચક્કર ફરતી વીંટીઓ અછેદ્યને અવિનાશી થવી જ જોઇએ અને જેને આપણે અણુ કહીયે છીયે તે જ કદાચ હોય. પણ ભૌતિકશાસ્ત્ર અને રસશાસ્ત્રના ઘણા જ નવા નવા પ્રયોગોથી આપણે આ સવાલના હુમલામાં ઘણો જ આગળ વધારો કર્યો છે. આપણી નજરો નજર સાબીત થયું છે જે આવા અછેદ્ય અણુઓમાંથી પણ વિદ્યુતના પ્રયોગથી નાના નાના રજકણો કપાઈ બ્હાર આવે છે. અને વળી જ્યારે "રેડીયમ" નો શોધ લાગ્યો અને એના જેવા બીજા સ્વયંપ્રકાશ પદાર્થો માલુમ પડ્યા ત્યારે તો સાવ ચોક્કસ થયું કે આપણી પાસે અણુઓના ભાંગી જવાના પ્રત્યક્ષ દાખલાઓ આવ્યા છે. અણુઓમાંથી નીકળતા આ રજકણો વિદ્યુતને બહુ જ મળતા આવ્યા તેથી તેનું નામ વિદ્યુતઅણુ (Electron) ઠરાવ્યું છે.

, અને હવે એવો નિયમ બ્હાર પડયો છે કે સર્વ પદાર્થના અણુઓ આ વિદ્યુત્ અણુઓનાં બનેલાં છે. આ વિદ્યુત્ અણુઓના કદ ને બીજા કેટલાએક ગુણો વિષે વધુ વિવેચન આ પત્રના મ્હારા "રેડીયમ અને તેના અર્થ" એ નામના લેખમાં કરવામાં આવ્યું છે. માટે તે વિષે વધારે જગ્યા રોકવી યોગ્ય લાગતી નથી. છેવટ લગભગ એમ જ આવે છે કે આ વિદ્યુત્ અણુઓ આખરનાં અણુઓ છે કે જેમાંથી વિશ્વના સર્વ પદાર્થો ઉત્પન્ન થયા છે.

હજી પણ આ આપણો તર્ક છે પણ આ તર્ક ઘણા ઉંચા પ્રકારનો છે અને આપણને કોણ જાણે ક્યાંએ લઈ જશે. ભવિષ્યનું કામ હવે આ વિદ્યુત્ અણુઓની રચના વિષે અને તેના "ઇથર" સાથેના સંબંધ વિષે અને કેવી રીતે તેઓ એકઠા થઈ જુદા જુદા પદાર્થનાં અણુઓ બન્યાં તે વિષે વધારે માહિતી મેળવવાનું છે.

હમણાં જ એક સ્વીસ રસશાસ્ત્રીએ એમ જાહેર કર્યું છે કે આપણી વિશ્વની ઇરો રૂપ ખરતા તારાઓ એ કોઈ મોટા તારામાંથી નીકળેલા વિદ્યુત્ અણુઓના જ બનેલા છે. જો આ જ પ્રમાણે હોય તો આપણે વિશ્વની સતત ગતિના ખુલાસા ઉપર આવી ચડીયે છીયે. પણ હજી આ બાબત ઉપર ચોક્કસ મત આપવો અયોગ્ય ગણાશે.

આ પ્રમાણે એમ દેખાય છે કે પદાર્થની રચના માટે પાયા રૂપ ગણાતા અણુઓનો સવાલ કંઇક ચોક્કસ ખુલાસા ઉપર આવતો જાય છે પણ હજી કંઈ ખુલાસો મળ્યો નથી. અને માત્ર હવે તે ભવિષ્યનો સવાલ છે. છેલ્લાં પચાસ વર્ષોમાં થયેલા શોધથી અને મુખ્યત્વે કરીને છેલ્લાં પાંચ વર્ષના શોધથી એમ તો જણાય છે કે ભવિષ્યમાં કોઈ નવો ન્યુટન પેદા

થશે કે જે આ સઘળી અહીં તહીં વીખરાયેલી બાબતો એકઠી કરી ગુરુત્વાકર્ષણ જેવો જ એક સામાન્ય સિદ્ધાંત બતાવી આપશે જેથી આ વિશ્વની એકત્રતા અને તેની સાવ સાદા પદાર્થમાંથી ઘણા જ મિશ્ર પદાર્થમાં થયેલી ઉત્ક્રાન્તિ નિર્વિવાદ સાબીત કરી આપશે.

પણ એમ સમજો કે સાયન્સને પૂર્ણ ફતેહ મળી તો પણ આ સવાલ તો ઉભો જ રહેવાનો કે **"મૂળ પદાર્થ અને મૂળ ગતિ આવ્યાં ક્યાંથી ?"**

નાના બાળકની જેમ આપણે આકાશ તરફ દૃષ્ટિ કરીયે છીયે અને મનને પૂછીયે છીયે કે આ બધું તે શું ? ક્યાથી આવ્યું? અને એની પેલી પાર શું છે ? જાણે કે અંધારામા આખો પ્હોળી કરી અજવાળુ જોવાને યત્ન કરતા હઇયે તેવી જ રીતે આ સવાલનો જવાબ મેળવવા ફાંફાં મારીએ છીયે. પણ આટલો શાસ્ત્રીય શોધોનો ઉપકાર માનો કે આપણે આ દેખાતા તારાઓની પેલીપાર અનંત મ્હોટાથી માંડીને તે અનંત ન્હાના પદાર્થોમાં અને અનંત કાળમાં આપણે નાના બાળકની જેમ આપણી દૃષ્ટિ ફેંકી શકીએ છીયે. આપણે અજ્ઞાત જોવા આંખો પ્હોળી કરીયે છીયે પણ સર્વે વૃથા જાયછે.

બીજાઓ કદાચ જ્ઞાત વિશ્વની પેલી પાર જોઈ શકતા હશે; કાં તો જુવેછે એમ માત્ર મનથી માનતા હશે, કોઈ મનુષ્ય રૂપે પ્રત્યક્ષ ઇશ્વર જોતા હશે, કોઈ સર્વવ્યાપી ચેતન પરબ્રહ્મ જોતા હશે; કોઈ માયા-નિર્વાણ જોતા હશે અને બીજું શું શું નહિં જોતા હોય! પણ શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં તો આપણે ટેનીસન સાથે કબૂલ કરવુ જ પડશે કે "જુઓ હું કંઈ દેખી શકતો નથી." અને માત્ર આટલુ માનીને સંતોષ માનવો પડશે કે આપણા જમાનામાં કંઈ સુકૃત્યો કરી, આપણા અસ્તિત્વને લઈ, આપણી પૃથ્વીને ખરાબ કરતાં કંઈ પણ વધારે સારી સ્થિતિમા મૂકી, આપણે ત્યાગ કરવો. પછી પાછળ ગમે તે હો!

પુના કૉલેજ ઑફ સાયન્સ.<br>
૧૦ ડિસેંબર ૧૯૦૫.

વિજયલાલ કનૈયાલાલ. ધ્રુવ.

# એક દેશ—એક ભાષા.

## ( આખા હિન્દુસ્થાન માટે એક સામાન્ય ભાષાની જરૂરીઆત. )

૨.

( અનુસંધાન પૃષ્ ૨૩ થી. )

આખા દેશ માટે એક જ સામાન્ય ભાષા હોય તો તેથી કેટલા અને કેવા પ્રકારના ફાયદા થવા સંભવ છે એ સંબંધે ઉપરના દૃષ્ટાન્ત તરીકે ગણાવેલા કેટલાએક ફાયદા ધ્યાનમાં લીધાથી આપોઆપ જ વસ્તુસ્થિતિ ધ્યાનમાં આવ્યા વિના રહેશે નહિ.

છાપાવાળાઓને તથા ગ્રન્થકારોને પ્રથમ તમામ લખાણ નાગરી લિપિમાં પ્રસિદ્ધ કરવાનું અને યોગ્ય કાળે હિન્દી ભાષામાંજ લખવું છાપવું શરૂ કરી દેવાની ઉપર વિનંતિ કરવામાં આવેલ છે.

હવે આ વિનંતિમાં સમાએલો ઉપાય મીંદડીની ડોકે ઘંટડી બાંધવાની સૂચના જેવો તો નથી એમ કોઈ સહજ પૂછશે. ભરણ તરણને શીખવે : એમ બહુ જ મુંઝાએલા ઉંદરોમાંથી એકાદએ શોધી કાઢ્યું કે જો મીંદડીની ડોકે ઘંટડી બંધાય તો તે આવે ત્યારે ઘંટડી વાગતાં સહુ ચેતીને સંતાઈ જઈ બચી શકે. આ ઉપાય તો ઉત્તમ જણાયો, પરંતુ મુશ્કેલી એ આવી કે તે બાંધે કોણ ? કહેવાય છે કે ઉંદરો મુંઝાઈ બેશી રહ્યા, અને વારા ફરતી મરતા ગયા.

ઇસાપજીએ ઉંદરોની સંખ્યા આપી નથી. પરંતુ ધારો કે એકંદર સંખ્યા સોએકની હતી. તેમાંના ઘરડાં બુઢ્ઢાં બાદ કરતાં પચ્ચાસેક મજબૂત હતા. આગળથી ગોઠવણ કરી સહુએ અમુક અમુક કામ વહેંચી લીધું હોત, જેમ કે ચચ્ચારની ટુકડીએ મજકુર મીંદડીનો અકેકો પગ પકડી તેને બાઝી રહી બનતું કરડવા મારવાનું કરવું, છછની ટોળીએ બે જડબાં પકડવા પ્રયાસ કરી તેને બાઝી રહેવું, દશેકે ઘંટડી બાંધવા પ્રયાસ કરવો અને બાકીનાઓએ બાકીમાં તૈયાર રહી જરૂર પડે ત્યાં મદદે જવું, અને જો મીંદડીના ઝપાટામાં સપડાઈ જાય તો તેને કરડવા તથા મારવામાં મદદ કરવી. આવી રીતે કામ વહેંચી લઈ સહુ સહુએ પોતાએ કરવાનું કામ બરાબર સમજી લઈ એકદમ હલ્લો કર્યો હોત તો ઘણું કરીને તો મીંદડીનું બાકીનું આયુષ્ય તે જ ઘડીએ પૂરૂં કરત, અગર હમેશને માટે તેને તદ્દન અશક્ત બનાવી દેત, અગર છેવટ ઘંટડી તો બાંધી શકત. શરૂઆતમાં એકાદ ઉંદર મરત અગર ઇજા પામત પણ બાકીના તમામને નિરાંત થઈ જાત.

પ્રબળ દુશ્મન સાથે પણ એકસંપીથી કામ કરતાં ફાવી શકાય ત્યારે અહીં તો વર્તમાન પત્રકારો, ગ્રન્થકારો વિગેરેને જે ભયે રહેવું હોય તે દુશ્મન તરફનું નથી, પરંતુ પોતાના જ ભાઇઓ કે જેઓ તેમને મદદ આપતા રહ્યા છે તેમનાથી કામ લેવાનું છે, અને આવી ચર્ચા થયા છતાં પણ ધારો કે નાગરી લિપિમાં અગર હિન્દીમાં લખાએલાં પુસ્તકો વાંચવા અગર લેવા વાચક વર્ગ હઠીલાઇથી ના પાડે તો જો છાપાવાળાઓ તથા ગ્રન્થકારો એકસંપી કરી એકી વખતે જ તે તે નિશ્ચય અમલમાં લાવે તો વાંચનારાઓ જશે ક્યાં ? આજે વાંચવાનો, દેશ દેશમાં બનતી હકીકતો જાણવા વિગેરેનો શોખ એટલો બધો હિન્દુસ્થાનને સુભાગ્યે વધી

ગયો છે તથા વધતો જાય છે કે આવી હડતાલ પડી અને મક્કમપણે જારી રહી તો તુરત જ સહુ ઠેકાણે આવી જશે

મ્હારી માન્યતા પ્રમાણે ચર્ચા કરી આવો નિશ્ચય કરી અમલમા મૂકવામા આવશે તો લોકો આમા મદદગાર જ થશે પણ કદાપિ અમુક મુદ્દત સુધી વિપરીત સ્થિતિ આવે તો પણ પરિણામ તો કુશળતાવાળુ જ આવવાનુ

ત્યારે સવાલ એટલો જ રહે છે કે સઘળા છાપાવાળાઓ તથા લેખક એકસપી કરી રાખી હડતાલ પાડે તથા જારી રાખે એ બનવા જોગ ગણાય કે કેમ? હવે કોઈ એક પણ છાપાવાળો કે સારો લેખક એવો નહિ નીકળે કે જે એક અથવા બીજા રૂપમા તથા પ્રમાણમા હિંદુસ્થાનની અઠ્ઠાવીશ ઓગણત્રીશ કરોડની વસ્તીને એકસપ કરી વર્તવાની શિખામણ આપતો નહિ હોય જે હકીકત આટલી સખ્યાના લોકોને (અને તેમાના કેટલા ટકા અભણ હશે?) માટે બનવા જોગ છે એમ કહી રાત દિવસ ટીપણી ટીપ્યા કરતા હોય તેઓ (છાપાવાળાઓ અને લેખક) કે જેમની સખ્યા ઉપરની વસ્તીના પ્રમાણમા દશ હજારે એકથી વધારે હોય એમ જણાતુ નથી તેઓએ આ પ્રયાસ કરવા જેવો પણ નથી એમ કહેવાનો અવકાશ રહેતો હોય એમ જણાતુ નથી સારા સારા લેખક આવો નિશ્ચય રાખશે તો તેમની જગોએ આવવા મથતા પણ શક્તિ વગરના તુરત જ શાત પડી જશે શક્તિવાળાઓમાનો મ્હોટો ભાગ આ વિચારમા ભળશે એ તો ઉપર માની જ લેવાયુ છે આ તો છેલ્લા પાટલાની વાતો પરતુ તેવી સ્થિતિ આવે તો તે જોખમ વેઠીને પણ કરવા જેવુ છે તો જો ઉપરની મદદ મળે તેમ હોય ત્યા તો અવશ્ય શરૂઆત કરી દેવી જોઈએ

એકદમ હિન્દી ભાષા નહિ તો એક લિપિ તમામ પુસ્તકો તથા છાપા નહિ તો અમુક અમુક જ અગર પ્રથમ છાપા જ અગર છેવટ વિદ્વત્તાવાળા ગણાતા માસિકો જ, મતલબ ક્યાક થોડેક અંશે પણ શરૂઆતની જરૂર છે શરૂઆત થતા ચાલવા માડશે તેને કોઈ નહિ પહોચે બેશી રહ્યાનુ પરિણામ તો સહુ સોસીએ છીએ તેથી સહુ જાણીએ જ છીએ

સારે નસીબે ક્યાંક ક્યાંક શરૂઆત તો થઈ ગયેલી છે રજપૂતાના તથા તે તરફના ભાગમા ઉર્દૂને બદલે નાગરી લિપિ તથા હિન્દી ભાષા કોર્ટલિપિ તથા ભાષા તરીકે સ્વીકારાવા લાગી છે વળી મુબઈમા સ્થપાએલી પરમશ્રુત પ્રભાવક મડળી તરફથી '**रायचन्द्र जैन शास्त्रमाला**' છપાય છે તે નાગરી લિપિમા છપાય છે એટલુ જ નહિ પણ હિન્દીમા લખાય છે '**श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरल्ड**' નામના મુબઈમા પ્રસિદ્ધ થતા માસિકમા કેટલાએક વિષયો હિન્દીમા કેટલાએક ફક્ત નાગરી લિપિમા અને કેટલાએક ગુજરાતી લિપિ તથા ભાષામા છપાય છે જૈન લોકોમા જે આજકાલ નવા જ તથા પ્રબળ પ્રકારની જાગૃતિ આવી રહી જણાય છે તેનુ આ પરિણામ છે સર્વ કોઈને નવા તેમ જ સારા રસ્તાના શોધક થવુ બની શકતું નથી, તો પછી જે લોકો તેવા રસ્તા બનાવી પોતે તે રસ્તે ચાલવુ શરૂ કરે તેની પાછળ પણ સકારણ અનુકરણ કરવામા પણ માન સમાએલુ છે એ દેખીતું છે વળી આખા દેશનુ તે રસ્તે ચાલવામા ઘણું હિત સમાએલુ છે તે પણ જો તેટલુ જ દેખીતુ છે તો પછી જેમ વહેલુ જાગી શરૂઆત થાય તેમા જ લાભ છે

શંકરપ્રસાદ નવલશંકર ધોળકીઆ.

---

# હિંદુસ્તાનનો રાજ્યવહિવટ ૧૮૮૦ થી ૧૯૦૫.

## ૨.

### આરંભકાળ.

**લૉર્ડ રિપનની રાજ્યનીતિનું ધોરણ.**

સને ૧૮૮૦ માં લૉર્ડ રિપન હિંદુસ્તાનના વાઇસરૉયના પદ ઉપર પધાર્યા તે વખતથી લડાઇના દરવાજા બંધ થયા અને શાન્તિના રમણીય માર્ગોમાં ફરી એક વાર હિંદુસ્તાન દાખલ થયું. કરના બોજામાં ઘટાડો, પ્રાથમિક અને મધ્યમ વર્ગની કેળવણીને ઉત્તેજન, સ્થાનિક સ્વરાજ્યનો વધારો, ખેડુતના જમીનદાર સાથેના સંબંધમાં સુધારો, હિંદુસ્તાનના કાર્યભારના ધુરંધર વર્ગમાં દાખલ થવાનો સ્વદેશીઓના હક્કનો સ્વીકાર અને તેનો અમલ,—આ ૧૮૮૦ અને તેની પછી તરતનાં કેટલાંક વર્ષોની રાજ્યનીતિનાં મુખ્ય ધોરણો હતાં. આની પૂર્વેના કાળમાં સામ્રાજ્યધુરંધરોનું લક્ષ્ય હિંદુસ્તાનની આર્થિક સમૃદ્ધિમાં વધારો કરવા તરફ દોરાયું હતું. ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના વખતમાં સ્વદેશીઓ સાથે જે મધુર અનુરાગવૃત્તિથી કામ લેવામાં આવતું હતું તે વૃત્તિ આ સદીના છઠ્ઠા અને સાતમા દસકામાં ધીમે ધીમે લગભગ અદૃશ્ય થતી હતીઃ આ અરસામાં શરૂ થએલાં જાહેર બાંધકામનાં અને રાજ્યકોશના સંબંધનાં કેટલાંક કામોથી લોકોને ઘણો ફાયદો થયો હતો. પણ રાજ્યધુરંધરોએ લોકો સાથે અંગત સંબંધ બાંધવાની અથવા વધારવાની બાબતમાં કંઈ પણ કર્યાની નિશાનીઓ પ્રમાણમાં નહિ જેવી જ માલુમ પડે છે. **લોકોને માટે ઘણું કરવામાં આવ્યું હતું પણ તેમને સાથે રાખીને કંઇ પણ કરવાનો યત્ન કરવામાં આવ્યો નહતો.**

*સને ૧૮૫૭ પહેલાંના રાજ્યકાર્યભારમાં લોક તરફ જે માનુષવૃત્તિ અને અંગત સંબન્ધ સંબંધી વધારે આગળ પડતા હતા તે તે પછીના કાળમાં કેવળ લુપ્ત થઈ ગયા હતા. પણ આઠમા દસકામાં જે પગલાં ભરવામાં આવ્યાં તેમાં તે લોકાનુરાગ પુનઃ દૃષ્ટિગોચર થયો. ટુંકામાં ૧૮૮૦ પછી થોડાં વર્ષ સુધી હિંદુસ્તાનના આત્મિક વિકાસને આગળ જગા મળી અને આર્થિક ઉત્કર્ષની સાથે આત્મિક ઉત્કર્ષને જોડવાના વધારે પ્રયત્નો થયા. આ બન્ને પ્રકારના ઉત્કર્ષનો સંયોગ કરવાનો યત્ન એ આ કાળનું લાક્ષણિક સ્વરૂપ કહી શકાય.*

**નાણાં સંબંધી રાજ્યનીતિ.**

સને ૧૮૮૨–૮૩ નું બજેટ રજુ કરતી વખતે રાજ્યકોશાધિકારી તે વર્ષમાં ૧૫૭૭૦૦૦ પાઉંડનો વધારો બતાવવાને શક્તિમાન થયા હતા. ઉપજ ૭૨૯૧૩૦૦૦ પાઉંડ થઈ હતી અને ખરચ ૭૨૩૩૬૦૦૦ પાઉંડનું થયું હતું. એટલું કહેવું જોઇએ કે રાજ્યકોશની આ આબાદીનો યશ આની પૂર્વેના કારભારીઓને જ ઘટે છે. સર જૉન સ્ટ્રેચીએ જે બીજ વાવ્યું હતું તેનો પાક લણવાનું સર એવેલિન બેરિંગ( પછીથી લૉર્ડ ક્રોમર )ને ભાગ્ય આવ્યું. પરદેશના માલ ઉપરની, ખાસ કરીને સુતર–કાપડ ઉપરની, જકાત માફ કરવાનું જે સર જૉન સ્ટ્રેચીએ

ધાર્યું હતું અને કંઇક અંશે અમલમાં પણ મૂક્યુ હતું તે **સર એવલિન બેરિંગે** પૂર્ણ અંશમાં અમલમાં મૂક્યું, એટલે કે તેમણે બાકી રહેલી સુતર–કાપડની જકાત તદ્દન માફ કરી. આથી ૫૫૫,૦૦૦ પાઉંડની રકમનો કરનો બોજો ઘટયો એટલું જ નહિ, પણ કેફી દારૂ અને મીઠા સિવાય દરેક ચીજ ઉપરની જકાત માફ થઈ–જેથી બધું મળીને ૧૧૦૯૦૦૦ પાઉંડ જેટલો ભાર કર ભરનારાઓને માથેથી ઉતર્યો. તે પછી જકાત ખાતાની ઉપજમાં ચોખા ઉપરની નિકાસી જકાત અને મીઠા તથા દારૂ ઉપર આયાતી જકાત એટલું જ રહ્યું. મીઠા ઉપરની જકાતમાં પણ મણ દીઠ અઢી રૂપીયાને બદલે બે રૂપીયા કરીને ઘટાડો કર્યો, આથી કરીને ઉપજમાં ૧૪૦૦૦૦૦ ( ચૌદ લાખ ) પાઉંડનો ઘટાડો થયો. આમ આ વખતે કુલ પચીસ લાખ પાઉંડ જેટલો કર માફ થવા પામ્યો.

**જકાતના દર કમી.**

આ પ્રમાણે કરભાર હલકો કરતી વખત **સર એવલિન બેરિંગે** ઉચ્ચારેલાં વચનો સ્મરણ કરવા લાયક છે. તેઓ બોલ્યા હતા કે " ઇંગ્લંડની સાથેના સબંધથી ઇંગ્લંડના અનુભવનો અને તેના આર્થિક ઇતિહાસનો લાભ મેળવવાનો હિંદુસ્તાનનો હક છે. એ અનુભવ અને એ ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ સમજાયું છે કે બિનજકાતી વેપારનીતિ અનુસરવાથી એક દેશ આખા જગતને ફાયદો કરે છે એટલું જ નહિ પણ એ દેશ પોતાને પણ ફાયદો કરે છે. આ નવી દરખાસ્તથી હિન્દુસ્તાન, પરદેશી માલ લઈ તેના બદલામાં પોતાનો માલ પરદેશ વધારે છુટથી ચઢાવી શકશે. બિનજકાતી વેપારની નીતિની સામાન્ય દલીલ ઉપરાંત, હિન્દુસ્તાન માટે એક ખાસ બાબત ધ્યાનમાં લેવા જેવી છે. અત્રે રેલવેમાં જલદી વધારો કરવો જોઇએ એ વાત સર્વમાન્ય છે. પણ તે કરવામાં મ્હોટી મુશીબત રાજ્યને ભારે ન પડે તેવે વ્યાજે મુડી મેળવવાની છે. એવી કોઈ પણ સર્વસાધારણ આર્થિક યોજના નથી કે જે રેલવે બાંધવાના કામને બિનજકાતી વેપારની નીતિ જેવી ઉપયોગી થઈ પડે." અને **સ્ટ્રેચિ** બન્ધુઓએ ૧૮૮૧ માં પોતાના પુસ્તકમાં એ કરતાં પણ વધારે ચોખ્ખા શબ્દોથી જણાવ્યું હતુ કે " લૉર્ડ લિટનના વખતમાં હિન્દી સરકારે તદ્દન બિનજકાતી વેપારની નીતિ સ્વીકારી હતી. માત્ર આર્થિક જરૂરિયાતને લીધે એનો પૂરેપૂરો અમલ થઈ શક્યો નહતો. " અને ૧૮૮૦–૮૧ ના બજેટ વખતે **સર જૉન સ્ટ્રેચીએ** કહ્યુ હતું કે " મને એવો વખત સાંભરતો નથી કે જ્યારે મેં હિન્દુસ્તાનના હિત ખાતર વેપાર ઉપરના આ અને એવા બીજા સર્વ પ્રતિબન્ધો ખશેડી નાંખવાની દલીલ ન કરી હોય. આપની સાથે રહીને એક જીંદગીભરના નિશ્ચયો અમલમાં મૂકવાની મને આશા ન હોત તો હું આ પદ સ્વીકારત જ નહિ. "

**મીઠું.**

મીઠાની જકાત મણે અઢી રૂપીઆને બદલે બે રૂપીઆની થઈ તે સંબન્ધે ૧૧૮૨–૮૩ ની આર્થિક હકીકતમાં આપણે નીચે મુજબ વાંચીએ છીએ:—" મીઠાની જકાત ઘટાડવાથી બે લાભ છે. એક તો, ગરીબમાં ગરીબ વર્ગને પણ જેના વિના ચાલતું નથી તેવી વસ્તુની કિંમત ઘટાડવી એ બહુ ઇષ્ટ છે; બીજું, એથી હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ બહુ સબળ થશે. " પછીના શબ્દોમાં એનો ખુલાસો કરવામાં આવ્યો હતો કે " કોઈ અણધારી મુશીબત આવી પડે, જેમ કે

રૂપાની કિંમત ઘટી જાય, અને મીઠાની જકાત ઘટાડયા છતાં એનો ઉપયોગ વધે નહિ, તો થોડાક વખત પાછી મૂળની જકાત રાખવાની આપણને છૂટ રહે છે." સ્ટ્રેચી-બન્ધુઓએ બતાવ્યું હતું કે જો મીઠા ઉપર હલકી અને સઘળે એકસરખી જકાત રાખવાની નીતિ કેટલાંક વર્ષ અનુસરવામાં આવે તો માણસ દીઠ મીઠાનો ખપ વધે, અને એમાંથી કેટલાક કરોડ રૂપીઆનો ઉપજમાં વધારો થાય. આથી ધારીએ ત્યારે કામમાં લઈ શકાય એવું સરકારને કરવું એક સાધન મળશે. "પણ હમણાંનો જે માર્ગ લેવામાં આવ્યો છે તેમાં આપણે ખંતથી ચાલ્યાં કરીશું તો જ આ પરિણામ મેળવી શકાશે. આપણે હમેશ માટે એ ભૂલભરેલો વિચાર છોડી દેવો કે મીઠાની થોડી ખપત ઉપર ભારે કર લેવાથી લાભ છે. અને હમેશાં એ જ સાચે ધોરણે ચાલવાનો નિશ્ચય રાખવો કે લોકનાં અને રાજ્યની તીજોરીનાં હિત એક જ છે; કારણ કે આપણને મીઠાના કરની વધારેમાં વધારે ઉપજ ત્યારે જ થશે કે જ્યારે એ કર હલકામાં હલકો હશે, અને આખા હિન્દુસ્તાનના લોક જોઇએ તેટલું પુષ્કળ મીઠું હલકામાં હલકે ભાવે મેળવી શકશે."*

આ સમયની પછીનો હિન્દુસ્તાનની આર્થિક નીતિનો ઇતિહાસ તપાસીશું ત્યારે ૧૮૮૨-૮૩ માં દાખલ કરેલા સુધારાનું શું થયું એ જોઇશું. તે વખતે આપણે હિન્દુસ્તાનના અર્થતન્ત્રીઓમાંના બે અતિ બાહોશ પુરુષોના સુતર અને મીઠાની જકાત સંબન્ધે શા વિચારો હતા તેનું સ્મરણ કરીશું. તો પણ અત્રે એટલું ઉમેરવાની જરૂર છે કે સુતરાઉ કાપડ ઉપરની

* છતાં, આશ્ચર્ય જેવું છે કે કેટલાક અંગ્રેજ અધિકારીઓ એમ બોલી ગયા છે કે એ કર લોકને ભારે પડતો નથી! આમ બોલનારાઓને લૉર્ડ રિપને પહેલાં કર ઘટાડતી વખતે બહુ સારો જવાબ આપ્યો હતો. બહુ લાગણીપૂર્વક એવા મત સ્હામે આશ્ચર્ય બતાવી લૉર્ડ રિપને રાજા શિવપ્રસાદનો અભિપ્રાય પોતાની મદદમાં બતાવીને નીચેના વિકલ્પથી સ્હામા પક્ષને લાજવાબ કરી દીધો હતો:—

"મીઠાનો કર લોકને ભારે ન પડતો હોય તો સારૂં-અત્યારે ઓછો કરીને, કોઈવાર જરૂર પડશે તો વધારી લેવાશે, જેથી બીજો કર નાંખવાની જરૂર નહિ રહે; અને ભારે પડતો હોય તો આબાદીના વખતમાં એને ઘટાડવાની સરકારની ફરજ છે."

મિ. ડિગ્બીએ એમના "આબાદ (?) બ્રિટિશ હિન્દુસ્તાન" નામના પુસ્તકમાં મુંબાઈ ઇલાકામાં દિનપરદિન વધેલો મીઠાનો ભાવ એક ચિત્રદ્વારા બતાવ્યો છે. તેમાં ૧૮૦૦ ની સાલમાં મીઠું નવ આને હતું તેના ૧૯૦૦ ની સાલમાં રૂ. ૨-૮-૦ થયા એમ જણાવ્યું છે. વળી ૧૮૭૭-૭૮ ના દુકાળનાં વર્ષોમાં મીઠાની ઉપજમાં ઘણો ઘટાડો થઈ ગયો તે જોતાં પણ જણાય છે કે લોક સારી સ્થિતિમાં જ એનો ઉપયોગ કરી શકે છે. વળી માણસ ઉપરાંત ઢોરને પણ આ ચીજ જરૂરની છે.

લૉર્ડ કર્ઝને આ વાતનું સ્મરણ રાખી, અત્યારે રાજ્યકોશની આબાદીને વખતે, મીઠાનો કર રૂ. ૨-૮-૦ થી રૂ. ૨ અને છેવટે રૂ. ૧-૮-૦ કર્યો—એ માટે લોક એમનો ઉપકાર માને છે.

જકાત કાઢી નાંખી તે સામાન્ય પ્રજામતની–યુરોપિયન તેમ જ કેળવાએલા દેશીઓના મતની–વિરુદ્ધ થઈને. ૧૮૮૨–૮૩ ની આર્થિક હકીકતમાં આ વિષય સંબન્ધે બોલતાં સર એવલિન બેરિંગે આ સંબન્ધી ચાલતા મતભેદ માટે દિલગીરી બતાવી હતી અને આ બાબતમાં ઇંગ્લંડ અને હિન્દુસ્તાનનાં હિત વિરુદ્ધ છે એ વાત ઇનકાર કરી હતી. ૧૮૭૯ માં જ્યારે ઊંચા નંબરના સુતરાઉ કાપડની જકાત કમી કરવામાં આવી તે વખતે લૉર્ડ લિટને કાઉન્સિલના સભાસદોની વધુ સંખ્યાની વિરુદ્ધ પડીને તેમ કર્યું હતું. અને તે વખતે એક સ્હામો મત આપનારે કહ્યું હતું કે હિન્દુસ્તાનમાં એક ડઝન અમલદાર એવા નહિ હોય કે જેઓ આ આર્થિક નીતિ (બિનજકાતી નીતિ) લૅંકેશીયરના કાપડના વેપારીઓનો સ્વાર્થ સાધી આપીને તેઓની પાર્લમેંટમાં મદદ મેળવવાના હેતુથી વિલાયતની સરકારે સ્વીકારી છે એમ નહિ માનતા હોય. સ્ટ્રેચી ભાઇઓ પણ કબુલ કરે છે કે લોકમત આવો હતો એમ કહેવામાં બેશક ઘણું સત્ય રહેલું છે. અને સર જૉન ચેસ્ની પણ પોતાના " Indian Polity " નામના પુસ્તકની ૧૮૯૪ ની આવૃત્તિમાં પૂર્વોક્ત હેતુથી જ આ નીતિ દાખલ કરવામાં આવી હતી એમ માને છે. એ કહે છે કે "અત્રે સમાએલું તત્ત્વ કેવલ આર્થિક વિચાર કરતાં બહુ આગળ જાય છે. એમાંથી વધારે વિશાળ સવાલ એ ઉત્પન્ન થાય છે કે હિન્દુસ્તાનનું રાજ્ય ત્યાંના લોકનાં હિત અને લાગણી લક્ષ્યમાં રાખીને કરવાનું છે કે વખતોવખત ફરતા વિલાયતના રાજ્યપક્ષો (પાર્ટીઓ) ના સ્વાર્થને અનુસરીને ચલાવવાનું છે. અને એ વિષે એટલું જ કહેવાનું છે કે જો આ પગલાં પાછાં ફેરવવામાં નહિ આવે તો હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્યના વટને હાનિ લાગશે, અને એનાં પરિણામ બહુ દૂર પહોંચશે." પણ આ બાબતમાં સ્ટ્રેચી અને સર એવલિન બેરિંગ જેવાં પ્રમાણોને આપણે વધારે વજનદાર ગણીશું.*

[ વસન્ત–ઑફિસ. ]



* હિન્દુસ્તાનના દેશી હિતચિન્તકો આ સંબન્ધમાં જુદો મત ધરાવે છે. તેઓનું દૃઢ માનવું છે કે માન્ચેસ્ટરના સ્વાર્થથી તણાઇને કાપડ ઉપરની આયાતી જકાત ઘટાડવામાં અને રદ કરવામાં આવી હતી. અને જે અર્થશાસ્ત્રની દલીલને આધારે આ બિનજકાતી નીતિનું સમર્થન કરવામાં આવે છે તેના જવાબમાં તેઓ હિન્દુસ્તાનની ખાસ સ્થિતિ રજુ કરી એ સ્થિતિમાં આયાતી જકાત ઇષ્ટ છે એમ બતાવે છે. તેઓ કહે છે કે–(૧) રાજકીય હક આપતી વખતે અંગ્રેજ અમલદારો હિન્દુસ્તાન અને ઇંગ્લંડની રાજકીય યોગ્યતામાં તફાવત બતાવવાનું ચૂકતા નથી; પણ જ્યારે અર્થશાસ્ત્રનો પ્રશ્ન આવે છે, ત્યારે એમને ત્યાંનાં ધોરણ અત્રે વગર આંચકે લગાડી દે છે. (૨) મિલ જેવા અપ્રતિબદ્ધ વ્યાપારના હિમાયતીઓ પણ જે દેશમાં હુન્નરો બાલ્યાવસ્થામાં હોય છે ત્યાં પરદેશી માલ ઉપર જકાત નાંખી દેશી કારીગરીનું ઉત્તેજન અને સંવર્ધન કરવાનું પસંદ કરે છે. તથા (૩) જે દેશ એવો વિશાળ હોય કે એક પ્રાન્તની ઉપજ બીજા પ્રાન્તમાં છૂટથી ખપી શકે ત્યાં આખા દેશની બ્હારથી આવતા માલ ઉપર જકાત નાંખવામાં બાધ નથી. (૪) જે દેશમાં હુન્નર માટે જોઇતો કાચો માલ–ખનિજ પદાર્થ વગેરે–પુષ્કળ હોય ત્યાં જકાતી નીતિથી ઘણું નુકશાન નથી. (૫) કેટલાક એમ માનતા જણાય છે

કે ઇંગ્લંડ અને હિન્દુસ્તાનની હરીફાઈથી હિન્દુસ્તાનના હુન્નરો નાશ પામે છે, એ સ્વાભાવિક જ થાય છે: પૂર્વના દેશ ખેતી માટે નિર્માયા છે, અને પશ્ચિમના દેશો હુન્નરો માટે સર્જાયા છે–એટલે કે એક ખંડ જગતને અન્ન પૂરૂં પાડે અને તેના બદલામાં બીજો ખંડ એને પોતાની કારીગરીનો લાભ આપે એમાં કાંઈ અવળું નથી! પણ ખરૂં જોતાં. હિન્દુસ્તાન પ્રાચીન કાળથી પોતાના હુન્નરો માટે પ્રસિદ્ધ છે, અને પશ્ચિમને હુન્નરો માટે કોઇએ શાશ્વત પટો લખી આપ્યો નથી.

ઉપર જણાવેલી કાપડની જકાત રદ કરવામાં આવી તે વખતે મુંબાઇવાળા મિ. શોરાબજી શાપુરજી બંગાળીએ લૉર્ડ લિટનને બહુ વજનદાર પત્ર લખી તેમ ન કરવા વિનંતી કરી હતી. એમાં એમણે સવિસ્તર બતાવ્યું હતું કે (૧) ખરૂં જોતાં હિન્દુસ્તાનની મિલોમાં જાડું કાપડ થતું હોવાથી વિલાયતની મિલો સાથે હરીફાઈ જ નથી, અને તેથી વિલાયતના માલ ઉપર જકાત પડવાથી આ દેશના મિલવાળાઓની સરખામણીમાં વિલાયતના મિલવાળાઓને અન્યાય થાય છે એમ માનવાનું કાંઈ જ કારણ નથી; (૨) લૉર્ડ સૉલ્સબરિએ ખોટો ભય બતાવ્યો છે કે અત્યારે જકાત રાખી હોય તો ભવિષ્યમાં જ્યારે હરીફાઈ જાગે ત્યારે ઈંગ્લંડના વેપારીઓને નુકશાન થાય. એ રીતે તો અત્યારે કાશ્મીરમાં ફ્રેંચમન દ્રાક્ષનો દારૂ કરે છે તેથી દારૂ ઉપરની આયાતી જકાત કાઢી નાંખવી જોઇએ, કારણ કે ભવિષ્યમાં દારૂનો હુનર આ દેશમાં ફેલાય ત્યારે ફ્રાન્સના વેપારીઓને આયાતી જકાત પૂરતું નુકશાન થાય! (૩) વિલાયતનો માલ ઘણે ભાગે (૧૯ કરોડમાંથી ૧૫ કરોડ જેટલો) ધનાઢ્ય અને મધ્યમ વર્ગના લોકમાં વપરાય છે. તેથી ગરીબ લોકને માથે વિલાયતી માલની જકાત પડે છે એ દલીલ તદ્દન ખોટી છે. ધ્યાનમાં રાખવા જેવું છે કે મિ. બંગાળીની દલીલમાં સ્વદેશી હુન્નરના ઉત્તેજન અર્થે આયાતી જકાતની જરૂર છે એ 'પ્રોટેકશન'ના સિદ્ધાન્ત ઉપર આધાર રાખવામાં આવ્યો નથી; મિ. બંગાળી અપ્રતિબદ્ધ વ્યાપારનો સિદ્ધાન્ત સ્વીકારી લે છે, પણ પ્રકૃતમાં એ સિદ્ધાન્તનો ભંગ થતો નથી કારણ કે અત્રેની અને વિલાયતની મિલ વચ્ચે હરીફાઈ જ નથી અને તેથી કાપડ ઉપરની આયાતી જકાત પરદેશી માલને અટકાવનાર (Protective) ન હોઈ રેવન્યુ પૂરતું કામ સારે છે અને તેથી નિર્દોષ છે એમ કહે છે.

પણ આ જ અરસાના એક જુના લેખમાં મિ. દાદાભાઈ જરા આગળ વધે છે. તેઓ લખે છે કે:—

"હાલમાં લૉર્ડ સૉલ્સબરીએ હિન્દી સરકારને સુતર-કાપડ ઉપરની જકાત કાઢી નાંખવાનું કહ્યું તે બાબતના તાર વિષે હું થોડાક શબ્દો બોલવા માગું છું. આજનું ટાઇમ્સ ઑફ ઇન્ડિયા કહે છે કે આમાં સરકારનો ખરો હેતુ હિન્દુસ્તાનનાં ઉછરતાં કારખાનાંઓને 'કળીમાંથી જ મરડી નાંખવાનો' છે–જો કે બહાનું અપ્રતિબદ્ધ વ્યાપાર (Free trade) નું કાઢવામાં આવ્યું છે. આમાં ખરૂં જોતાં માન્ચેસ્ટરના લોકની કેવી સ્વાર્થદૃષ્ટિ રહેલી છે તથા કન્ઝર્વેટિવ સરકાર પોતાના બચાવ માટે માન્ચેસ્ટરને કેવી વશ થઈ છે એ વિષે હું કંઈ કહેવા માગતો નથી. હિન્દખાતાનો પ્રધાન શુદ્ધ બુદ્ધિથી આ પગલું ભરે છે એમ હું માની લઇશ. અને એ જે કારણ બતાવે છે તેનો જ–અપ્રતિબદ્ધ વ્યાપારના ધોરણનો જ–વિચાર કરીશ. અપ્રતિબદ્ધ એટલે કે બિનજકાતી વ્યાપાર હું પસંદ કરૂં છું. પણ ઇંગ્લંડ અને હિન્દુસ્તાન વચ્ચે અપ્રતિબદ્ધ વ્યાપાર તે તો એક સાસલા ખાઇને ચાલતા માંદલા માણસની અને ઘોડો દોડાવતા જતા મજબુત માણસની વચ્ચે સરત રમવા જેવું લાગે છે. પોતાની સંપત્તિ ઉપર જેઓનો

સ્વતન્ત્ર સમજે છે એવા દેશોની વચ્ચે અપ્રતિબદ્ધ વ્યાપાર એ જુદી વાત છે ઇગ્લંડના પોતાના સંસ્થાનો જે આ બાબતમા સ્વતન્ત્ર છે તે પણ આ ધોરણ સ્વીકારતા નથી સિવ પણ હજુગ્ની બાહ્યસ્થિતિમા સંસ્થાનોને જકાતી સંરક્ષણની જરૂર કબુલ કરે છે ઇગ્લંડ કરતા બેવડો કરનો બોજો, અને ઉપજ એના પ્રમાણમા પદરમા ભાગની, અને દરવર્ષે અગ્રેજ નોકરોના પગાર પેન્શન દેવાનુ વ્યાજ વગેરે રૂપે પુષ્કળ પૈસો પરદેશ ખેચાઈ જાય—છતા ઇગ્લંડ સાથે હિન્દુસ્તાનને વગર જકાતે વેપારની હરીફાઇમા ઉતરવાનુ કહેવુ એ આશ્ચર્ય છે !”

આ પ્રશ્નની આર્થિક બાજુનુ વિવેચન ૧૮૮૨ મા ન્યાયમૂર્તિ રાનડેએ અગાધ વિદ્વત્તા ગાભીર્ય અને વિચારશક્તિ સાથે દક્ષિણ કૉલેજની સભામા કર્યું હતુ એમા એમણે ઇગ્લંડના આજ પર્યન્તના અર્થશાસ્ત્રનુ અવલોકન કર્યું અને હાલમા આ વિષયમા કેવા નવીન વિચારો પ્રચલિત થતા ચાલ્યા છે અને ઇગ્લંડ શિવાયના બીજા દેશો જકાતી નીતિથી કેવા સમૃદ્ધ થવા લાગ્યા છે તથા અર્થશાસ્ત્રમા માની લીધેલી વસ્તુસ્થિતિ હિન્દુસ્તાનને કેવી લાગુ પડતી નથી—ઇત્યાદિ બાબતોનુ બહુ સૂક્ષ્મ દર્શન કરાવ્યુ હતુ જામી એરેના ઇગ્લંડના અર્થશાસ્ત્રમા એવી બાર બાબતો માની લેવામા આવી છે કે જે હિન્દુસ્તાન માટે ખરી નથી એમ એમણે પ્રતિપાદન કર્યુ હતુ તેમા મુખ્ય એ કે—જ્યાહે દરેક વ્યક્તિ પોતાનો ધન્ધો પસન્દ કરવામા સ્વતન્ત્ર હોય જાણે દરેકોઈ માત્ર પૈસાના લાભના જ હેતુથી દોરાતો હોય જાણે દરેક જણને એ લાભ શું શાથી થશે એની ખબર હોય જાણે સહુ કોઇને સ્વતન્ત્ર કરાર કરી એ લાભ લઈ શકવાનુ સામર્થ્ય હોય ઇત્યાદિ ! અને પૂર્વના દેશોને નસીબે યાવચ્ચન્દ્રદિવાકરૌ ખેતી જ લખેલી છે એ માન્યતાનુ ખણ્ડન કર્યુ આજે હિન્દુસ્તાનમા લોકોને ખેતી શિવાય બીજુ નિર્વાહનુ સાધન નહિ રહે તો રાજા પ્રજા ઉભયને બહુ આપત્તિ આવી પડશે કારણ કે ખેતીનો આધાર વરસાદ વગેરે આસમાની અનુકૂળતા ઉપર રહેલો છે

અમદાવાદની કૉન્ગ્રેસ સાથે ભરેલા હુનરના પ્રદર્શનને પ્રસગે વડોદરાના મહારાજા સયાજીરાવ પણ બહુ નમ્ર શબ્દોમા મિ રાનડેના મતનો અનુવાદ કર્યો હતો મિ રમેશચન્દ્ર દત્તે એમના આર્થિક ઇતિહાસમા બિનજકાતી નીતિ સ્હામે પુષ્કળ લખ્યુ છે અને સુબ્રહ્મણ્ય આયરે વગેરેએ Some Aspects of Indian Economics મા સર રોપર લેથબ્રિજ વગેરે કેટલાક પ્રતિષ્ઠિત અગ્રેજ અધિકારીઓનો મત બિનજકાતી નીતિ સ્હામે ટાંક્યો છે અને હાલમા પ્રોફેસર ગોખલેએ કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે બતાવ્યુ છે કે હિન્દુસ્તાન માટે ખરો અપ્રતિબદ્ધ વ્યાપાર હિન્દુસ્તાનની વર્તમાન સ્થિતિમા પરદેશી માલને અટકાવવામા જ રહેલો છે

આપણી જકાતી નીતિ પરત્વે પ્રજામતનુ આ સામાન્ય સ્વરૂપ છે પણ અત્રે ઉમેરવુ જોઇએ કે મિ બહેરામજી મલબારી અને મિ લલ્લુભાઈ સામળદાસ—જે ગૃહસ્થોની આ દેશના હિત માટેની લાગણી વિષે શક જ ન હોઇ શકે—તેવા કેટલાક ગૃહસ્થોએ બિનજકાતી નીતિ તરફ વલણ બતાવ્યુ છે તેઓની દલીલો તથા તે દલીલોના ઉત્તર માટે જુઓ વસન્તનો ૧૯૫૮ ના ભાદ્રપદનો અક પૃ ૨૮૩ થી ૨૯૦, અને તે જ પત્રનો ૧૯૬૦ ના માર્ગશીર્ષનો અક પૃ ૪૦૨ થી ૪૧૦ આ નોટ બહુ લાંબી થઈ જવાથી એ ચર્ચાનો અત્રે અનુવાદ કરવો યોગ્ય ધાર્યો નથી.

વસન્ત—ઑફિસ.

———

# લિબરલ અને કન્ઝર્વેટિવ.

હમણાં થોડા જ દિવસ ઉપર ઇંગ્લાંડના પ્રધાનમંડળમાં ફેરફાર થયાનું આપણે વર્તમાન પત્રો દ્વારા વાંચ્યું. લગભગ દશ વર્ષ પર્યન્તનો લાંબો રાજ્યાધિકાર ભોગવી કૉન્ઝરવેટીવ પ્રધાન મંડળે રાજીનામું આપ્યું છે. અને સર હેન્રી કેમ્પબેલ બૅનરમેનના અગ્રણીપણા નીચે લીબરલ વર્ગે રાજ્યવહીવટની લગામ પોતાને હાથ સ્વીકારી છે. હવે ઇંગ્લાંડના પ્રધાનમંડળમાં થયેલા આ ફેરફારથી આપણા દેશ ઉપર એટલે હિંદુસ્તાન ઉપર કાંઈ પણ અસર થશે કે નહિ અને થશે તો તે કેટલે અંશે થશે તેનો વિચાર આપણા મનમાં આવે તે સ્વાભાવિક છે. પરંતુ તે વિષય ઉપર કાંઈ પણ ચર્ચા કર્યા પહેલાં ઇંગ્લાંડના રાજ્યાધિકાર વર્ગના કૉન્ઝરવેટીવ અને લીબરલ એવા બે ભેદ શાથી અને કેવી રીતે પડ્યા તેનું આજ આપણે સંક્ષિપ્ત અવલોકન કરીશું તો તે અપ્રાસંગિક નહિ કહેવાય.

ઈ. સ. ૧૬૮૮ માં ઇંગ્લાંડના રાજ્યાસન ઉપર બીજો જેમ્સ રાજા રાજ્ય કરતો હતો. તેની અને પાર્લામેંટની વચ્ચે ઘણીક બાબતોમાં અણબનાવ અને મતભેદ થયાથી પાર્લામેન્ટે આ તકરારનો ચૂકાદો આણવાને વાસ્તે હોલન્ડનો ડ્યુક વિલ્યમ (જે જેમ્સનો જમાઈ હતો) તેને ઇંગ્લાંડમાં આવવા વિનંતિ કરી. ફ્રાન્સનો પ્રખ્યાત ચૌદમો લૂઈ શહેનશાહ તે વખતે હૉલન્ડને ત્રાસ પમાડતો હતો તેથી ડ્યુક વિલ્યમને ઇંગ્લાંડની મદદની ખાસ જરૂર હતી. માટે તેણે ઇંગ્લાંડનું આ આમંત્રણ એકદમ સ્વીકાર્યું. અને લશ્કર સાથે ઇંગ્લાંડમાં આવી પહોંચ્યો. આવા એકાએક બનાવથી જેમ્સને બીક લાગી તેથી તે ઇંગ્લાંડ છોડી ફ્રાન્સમાં લૂઈ રાજાને શરણે જઈ પહોંચ્યો. આ બનાવને ઇંગ્લાંડના ઇતિહાસમાં—"રેવોલ્યુશન" યાને "રાજ્યપરિવર્તન" ને નામે ખાસ ઓળખવામાં આવે છે.

હવે ખાલી પડેલા રાજ્યાસનનો ખરો હકદાર કોણ કહેવાય તે પ્રશ્ન હવે ઉભો થયો. અને તે પ્રશ્નનો ઉત્તર બે જૂદી જૂદી રીતે કરવામાં આવ્યો; પાર્લામેન્ટના સભાસદો બે જૂદા મતમાં વહેંચાઈ ગયા. એક મતવાળા સભાસદો એવા નિર્ણય ઉપર આવ્યા કે જેમ્સે ગાદીનો તથા દેશનો ત્યાગ કર્યો છે કારણ કે તે દેશ છોડી નાશી ગયો છે; અને તેથી તેણે ઇંગ્લાંડની ગાદી ઉપરનો હક ખોયો છે; માટે વીલ્યમને ખરો હકદાર સમજવો. આ મતાનુયાયી વર્ગ-"વ્હીગ્ઝ" (Whigs) નામે ઓળખાતા હતા. તેઓનાથી વિરૂદ્ધ મતાનુયાયી-"ટોરીઝ"-(Tories) નામે ઓળખાતા હતા. તેઓ એમ દલીલ આણતા કે જેમ્સ દેશ છોડી નાશી ગયો છે તો પણ રાજ્યાસનનો ખરો હકદાર તે જ કહેવાય. માટે વીલ્યમને ગાદી નહિ આપતાં જેમ્સને પાછો બોલાવી તેને ગાદી પાછી સોંપવી જોઇએ. આ મતવાળાઓ આપણે ઉપર કહી ગયા તેમ "ટોરીઝ" નામે ઓળખાતા હતા. આખરે "વ્હીગ્ઝ" નું જોર વિશેષ હોવાથી તેમનો મત અમલમાં મૂકાયો. અને વીલ્યમને ગાદી મળી. આ વ્હીગ્ઝ વર્ગે રાજ્યાધિકાર ઘણા લાંબા વખત સુધી જાળવી રાખ્યો, તેનું મુખ્ય કારણ માત્ર એ હતું કે ઇંગ્લાંડની પાર્લામેંટના બે વર્ગ-ઉમરાવની સભા (હાઉસ ઑવ્ લૉર્ડ્ઝ) અને આમની સભા (હાઉસ ઑવ્ કૉમન્સ)—તે બે વર્ગમાંથી ઉમરાવની સભાનો મોટો ભાગ વ્હીગ્ઝ વર્ગનો બનેલો હોવાથી

પૈસાના બળે-એ વર્ગ પાર્લામેંટમાં અગ્રણીપણું અને તેથી રાજ્યની લગામ લાંબા સમય પર્યન્ત પોતાના હાથમાં જાળવી શક્યો હતો. યુરોપમાં-એટલે ફ્રાન્સમાં રહ્યા રહ્યા જેમ્સ ઇંગ્લાંડની ગાદી પાછી મેળવવા વાસ્તે યત્ન કરતો હતો. અને આ યત્નમા ટોરીઝ તેના પક્ષના હોવાથી તેને છાની મદદ આપતા હતા. જેમ્મના મૃત્યુ પછી તેના વારસો જેઓ ઢોંગી-('પ્રીટેન્ડર્સ') નામે ઇંગ્લાડમાં ઓળખાતા હતા તેઓએ આ પ્રપચો કરવા કાયમ રાખ્યા હતા. હવે યુરોપના કોઈ પણ દેશની સામે ઇગ્લાંડ કોઈ પણ કારણસર લડાઇમાં ઉતરી પડે અને તેમ કરતાં તેનો કદાચ પરાજય થાય તો જેમ્મના પક્ષવાળાઓના પ્રપચો ફળીભૂત થવાનો સમય આવે એવો ડર વ્હીગ્ઝને હોવાથી તેઓ બનતા સુધી ઇંગ્લાંડને યૂરોપનાં કોઈ પણ રાજ્યની સામે લડાઇમાં ઉતરવાનો વખત ન આવે તેવી ખાસ યોજના કરતા હતા. આવા મતના અનુયાયી હોવાને લીધે તેઓ હાલના લીબરલ વર્ગના મતને આ બાબતમાં મળતા આવે છે એમ કહીશુ તો બાધ નહિ કહેવાય. આ પ્રમાણે વ્હીગ્ઝ વર્ગ વિગ્રહ રૂપી દાવાનળથી દૂર રહેવા હમેશ યત્ન કરતા હતા, ત્યારે ટોરીઝ વર્ગ જેઓ વિગ્રહના ખળભળાટથી જ જેમ્મના વારસો ગાદી પાછી મેળવવામાં ફાવશે એવુ દૃઢ માનતા હતા તેઓ આ કારણથી લડાઇના ખાસ આગ્રહી હતા. આ મત પ્રમાણે તે વખતના-ટોરીઝ-આપણા વખતના કોન્ઝર્વેટીવ્ઝના અમુક પ્રભાગના આ મતને મળતા આવતા હતા એમ આપણે કહી શકીએ. આ ઉપરથી આપણે એમ સમજી લેવાનુ નથી કે તે વખતના વ્હીગ્ઝ તે સર્વાંશે હાલના લીબરલ છે અને તે વખતના 'ટોરીઝ' તે જ હાલના કૉન્ઝર્વેટીવ્ઝ છે. કારણ તેમ સમજીશુ તો હાલના કૉન્ઝરવેટીવ વર્ગને મોટો અન્યાય કર્યો કહેવાશે. કારણ તે વખતના ટોરીઝ તો ઇંગ્લાંડની ગાદી ઉપર જે રાજાઓ આવતા તેમની પ્રતિ દ્વેષદૃષ્ટિથી જોતા હતા, જ્યારે હાલના કોન્ઝરવેટીવ્ઝ તો તે વખતના વ્હીગ્ઝના જેટલો જ રાજભક્તિભાવ દર્શાવતા જોવામા આવે છે. કાળે કરીને જેમ્સના વંશનો અંત આવ્યો. અને ઇગ્લાંડને યુરોપનાં અન્ય રાજ્યો સાથે પ્રતિસ્પર્ધામા ઉતરવા એક એવો પણ બારીક વખત આવી ગયો કે જે વખતે ટોરીઝને પણ આવો દ્વેષભાવ બતાવવો એ પોતાના જ દેશને નુકશાનજનક વર્તન છે એવું જણાવા લાગ્યુ પોતાની નસોમા દેશાભિમાનનુ લોહી દોડવા માંડ્યુ, અને ત્રીજો જ્યૉર્જ રાજા જે તે વખતે ઇંગ્લાંડના રાજ્યાસન ઉપર હતો તેની તરફ પ્રીતિની લાગણીથી તેઓ એકદમ જોવા લાગ્યા. અને પોતાની વર્તણુકને લીધે જ પોતે આટલા બધા વખત સુધી પોતાના હાથમાથી રાજ્યવહીવટ ખોઈ બેઠા હતા તેવુ તેમને જણાવા લાગ્યુ. અને તુરત જ વ્હીગ્ઝ વર્ગના હાથમાંથી તે વહીવટ પાછો સપાદન કરવા મચી પડ્યા. વ્હીગ્ઝ વર્ગ આપણે આગળ કહી ગયા તે પ્રમાણે ઉમરાવ વર્ગનો બનેલો હોવાથી પૈસાને બળે રાજ્યની લગામ પોતાના હાથમા આટલો બધો વખત રાખી શક્યો હતો. અને તે વખતના રાજાઓ પણ તેમના હાથમાં પૂતળાં રૂપ હતા. પરતુ ત્રીજો જ્યોર્જ રાજા સ્વભાવે ઘણો તેજ અને પ્રપચી હતો તેને વ્હીગ્ઝના હાથમાં રમકડા રૂપે રહેવું એ વાત પરવડી નહિ. તેણે તેથી વ્હીગ્ઝના હાથમાથી મુક્ત થવા વિચાર કર્યો અને તેથી ટોરીઝને પોતાના પક્ષમાં લેવા ધાર્યા. અને ટોરીઝ જે બિચારાઓએ લાબા કાળ સુધી રાજ્યાધિકારનો સ્વાદ ચાખ્યો નહોતો તેઓ આ તકનો લાભ લેવા ચૂક્યા નહિ. તેઓ રાજાની ખુશામત કરવા લાગ્યા. અને થોડા જ વખતમા પ્રપંચી જ્યૉર્જે ટોરીઝને રાજ્યવહીવટમાં આણી મૂક્યા. હવે જેમ ટોરીઝને

અત્યારસુધીની ટેવથી લડાઈનો શોખ ઉત્પન્ન થયો હતો તેમ જ્યૉર્જ પણ વિગ્રહો કરી પોતાના રાજ્યનો અમલ વધારવા ઘણો ઉત્કંઠ હતો. આ પ્રમાણે રાજા અને પ્રધાનમંડળ એક મતના હોવાથી તેઓ યૂરાપનાં રાજ્યો સાથે મોટા મોટા વિગ્રહોમાં ઉતરી પડ્યા. અને ઈંગ્લાંડને કરોડો પાઉન્ડના દેવામાં ઉતારી પાડ્યું ! વિગ્રહની બાબતમાં આ પ્રમાણે હાલના લીબરલ એ તે વખતના વ્હીગ્ઝને અને હાલના કૅાન્ઝરવેટીવ તે વખતના ટોરીઝને મળતા આવે છે.

પરંતુ વ્હીગઝ અને ટોરીઝ એ બેઉ નામને બદલે 'લીબરલ' અને "કૅાન્ઝરવેટીવ" એ નામ ઈ. સ. ૧૮૩૨ માં એક મોટા પ્રશ્ન ઉભો થયો હતો ત્યારથી આપણા સાંભળવામાં આવે છે. ઈ. સ. ૧૮૩૨ માં પાર્લામેન્ટમાં વ્હીગ્ઝ વર્ગમાંના કેટલાકે એવો પ્રશ્ન ઉભો કર્યો કે પાર્લામેન્ટના સભાસદોની ચૂંટણી વાજબી રીતે થતી નથી. કારણ નાનાં ગામોમાંથી દશબાર સભાસદો પાર્લામેંટમાં મોકલવામાં આવે છે, જ્યારે લીવરપુલ, બ્રીસ્ટલ, વિગેરે મોટાં મોટાં શહેરો—જે થોડા વખતથી નવા ઉદ્યોગોને લીધે પ્રસિદ્ધિમાં આવ્યાં હતાં તેમાંથી એકે સભાસદ ભાગ્યે જ મોકલવામાં આવતો હતો. આથી સભાસદોની ચૂંટણી સંબંધી ફેરફાર કરવાની જરૂર છે. એવો ઉદાર મત તે વખતનો વ્હીગ્ઝ વર્ગ ધરાવતો હોવાથી તેઓ 'રેડીકલ્સ' અથવા 'લીબરલ્સ' એ નામે ત્યારથી ઓળખાવા લાગ્યા. આ સાથે એ પણ આપણી સ્મૃતિ બહાર ન જવું જોઇએ કે તે લીબરલોએ પોતાના પૂર્વજો જે વ્હીગ્ઝ હતા તેમના વિગ્રહ રૂપી દાવાનળથી મુક્ત થવાનો આગ્રહી વિચાર પણ માન્ય રાખ્યો હતો. હવે તે વખતના ટોરીઝ એમ કહેતા કે પાર્લામેન્ટમાં કશો પણ સભાસદોની ચૂંટણી સંબંધી ફેરફાર કરવાની જરૂર નથી. અને જૂની વસ્તુસ્થિતિ દૃઢ અવલંબી રહેવાના મતના હોવાથી તેઓ "કૅાન્ઝરવેટીવ્ઝ" કહેવાવા લાગ્યા.

આ અર્થમાં ઈ. સ. ૧૮૭૯-૮૦ માં કૅાન્ઝરવેટીવનો અગ્રણી અર્લ ડીઝરાએલી હતો અને મી. ગ્લેડસ્ટન લીબરલ વર્ગનો અગ્રણી હતો. ત્યાર પછી ઈ. સ. ૧૮૮૯-૯૦ માં એક બીજો પ્રશ્ન ઉભો થયો. તે એ કે ઈંગ્લાંડ અને આયર્લાંડે એકઠાં જોડાયેલાં જ રહેવું કે આયર્લાંડને તેના દેશની અંદરનો વહીવટ તેને હસ્તક પાછો સોંપવો (Home Rule)—આ પ્રશ્નથી લીબરલ્સમાં મતભેદ પડ્યો. એક વર્ગ ઉપરના પ્રથમ મતનો હતો અને તેઓ પોતાના વર્ગમાંના બીજો મત ધરાવનારાઓના મતથી વિરુદ્ધ હોવાથી કૅાન્ઝરવેટીવના પક્ષમાં ભળી ગયા અને ત્યારથી "યુનીયનીસ્ટ" એટલે કે આયર્લાંડને પૂર્વે પાર્લામેન્ટના એક કાયદે ઈંગ્લંડ સાથે જોડ્યું છે તેને છૂટું ન પડવા દેવાના મતના—એકતાવાદીને નામે ઓળખાવા લાગ્યા. આથી લીબરલ વર્ગમાં માંહોમાંહ મતભેદ પડવાથી તેમની સંખ્યામાં ઘટાડો થયો અને તે સાથે વહીવટ પોતાના હાથમાંથી ખોયો. ત્યારથી અત્યાર સુધી એટલે લગભગ દશ વર્ષ પર્યન્ત કૅાન્ઝરવેટીવ્ઝ રાજ્યની લગામ પોતાના હાથમાં સાચવી શક્યા. અને જેમ લીબરલ વર્ગ પોતાનું બળ માંહો માંહેની તકરારથી કમી કર્યું હતું તેમ કૅાન્ઝરવેટીવ્ઝોએ પણ હમણાં ગયા વર્ષમાં ચર્ચાયેલા એક ગંભીર પ્રશ્ન—(Tariff Reform: Preferential Tariff Reform=બ્રિટિશ સંસ્થાનો અને બીજાં રાજ્યો વચ્ચે આયાતી જકાતના દરમાં ફેરફાર રાખવો જેથી બ્રિટિશ સંસ્થાનોને ઈંગ્લંડ સાથેના વેપારમાં વધારે અનુકૂળતા મળે એ વિચાર.) ઉપર મતભેદ પડવાથી કર્યું. અને પરિણામ આપણે હમણાં જ વર્તમાનપત્રોદ્વારા વાંચ્યું તે પ્રમાણે આવ્યું. કૅાન્ઝરવેટીવના અગ્રણી મી. બાલફુરે પોતાના વર્ગને માંહો માંહ ઉપરના પ્રશ્ન ઉપર નહિ તકરાર

કરવા પણ એકત્ર થવાને ન્યુકામસલમાં મળેલી એક સભા સમક્ષ સૂચના કરી. તેનો તે જ વર્ગનો એક બીજો અગ્રણી પુરૂષ મી. ચેમ્બર્લેને-બ્રીસ્ટલમાં મળેલી સભા સમક્ષ પોતાના એક ભાષણમાં ઉઘાડી રીતે ઇનકાર કર્યો, જેથી મી. બાલ્ફુરને રાજીનામુ આપ્યા શિવાય અન્ય ઉપાય રહ્યો નહિ. મી. બાલ્ફુરે તરત રાજીનામુ આપ્યું અને ત્યારથી કોન્ઝરવેટીવ વહીવટનો અંત આવ્યો. અને લીબરલોએ સર હેન્રી કેમ્પબેલ બેનરમેનના અગ્રણીપણા નીચે રાજ્યવહીવટ પોતાને હસ્તક લીધો છે. હવે આ વર્ગે રાજ્યવહીવટ લીધાથી આપણા દેશને શી અસર થશે તેનો વિચાર આપણે કરીયે.

આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે કોન્ઝરવેટીવ વર્ગવાળા વિગ્રહના આગ્રહી હતા. તેથી તેઓના રાજ્યકાર્યભારમાં આપણે બોર લોકો સાથેની લડાઈ-અફગાન વિગ્રહ-અને ટીબેટપર ચડાઈ-વિગેરે વિગ્રહો સાંભળ્યા. અને ગરીબ બીચારા હિંદુસ્તાનને ખર્ચના ખાડામાં ઉતરવુ પડ્યું. હવે લીબરલ વર્ગ આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે વિગ્રહના દાવાનળથી મુક્ત થવાની ઇચ્છા હમેશ રાખતા હોવાથી તેઓના વહીવટમાં આવી ભયંકર લડાઇઓ જોવાનો સમય નહિ આવે એવી આપણે હર્ષ સાથે આશા રાખી શકીયે ! એક લાભ આપણને ઉપર કહ્યો તે થશે. અને આ ઉપરાંત બીજો લાભ શો થશે તે વિચારીયે. આપણે ઇતિહાસને આધારે તપાસી જોઇશુ તો જણાશે કે આપણને વર્તમાનપત્રો દ્વારા ચર્ચા કરવાની સ્વતંત્રતા મળી છે તે—દેશીઓને કેટલાક બીજા નોકરી સબંધી લાભ આપવામાં આવ્યા છે—અને ખાસ કરીને-આપણી ઇન્ડીયન નેશનલ કોન્ગ્રેસનો જન્મ થયો-વિગેરે વિગેરે હકો આપણને નામદાર લોર્ડ રીપનના રાજ્યવહીવટમા મળેલા હતા. તે વખતે ઇંગ્લાંડમાં લીબરલ વર્ગના હાથમા રાજ્યની લગામ હતી. તેથી આ વખતે પણ લીબરલ વર્ગના અમલમાં આપણે આવા અનેક લાભ મેળવવા ભાગ્યશાળી થઇશુ એમ આશા રાખીએ તો તે સકારણ છે. હવે હાલમાં એક પ્રશ્ન ચર્ચાવા માંડ્યો છે તે પ્રશ્નને "ફ્રીટ્રેડ" અને "પ્રોટેકશન" નામે આપણે સમજીયે છિયે. હવે કોન્ઝરવેટીવ્ઝમાં આ પ્રશ્ન સબધી બે મત પડ્યા છે. એક મતાનુયાયી "ફ્રીટ્રેડર્સ" કહેવાય છે, અને બીજા મતાનુયાયી-જેમનો અગ્રણી મિ. ચેમ્બરલેન છે તેઓ ચુસ્ત "પ્રોટેક્શનીસ્ટ" છે. આ પ્રશ્ન સબંધી કોન્ઝરવેટીવ્ઝમા બે મતભેદ પડેલા છે, પરંતુ લીબરલ વર્ગમાં તો આ પ્રશ્ન ઉપર એક પણ અપવાદ શિવાય બધા "ફ્રીટ્રેડ" ના ચુસ્ત અનુયાયી છે. આથી તેઓનો રાજ્યવહીવટ જ્યા લગી ચાલશે ત્યા લગી આપણા દેશ ઉપર પણ ફ્રીટ્રેડની રીતિ અમલમા મૂકાશે-વસ્તુત ફ્રીટ્રેડ જે હાલ ચાલે છે તે જ રિવાજ કાયમ રહેશે એ નિ:સશય છે. પણ આથી આપણા દેશની આર્થિક સ્થિતિ ઉપર કેવી અસર થશે તેનુ અત્રે આપણે વિવેચન કરીશું તો અયોગ્ય નહિ ગણાય. પરંતુ આ પહેલાં "ફ્રીટ્રેડ" અને "પ્રોટેકશન" આ બે શબ્દનો અર્થ શો એ સમજવુ અગત્યનુ છે. હરકોઈ દેશમાં પોતાને જરૂરની હોય તેવી સઘળી વસ્તુઓ કદાપિ ઉત્પન્ન થતી નથી. તેની ખપની વસ્તુઓમાથી કેટલીક વસ્તુઓ તે દેશ પોતાની મેળે થોડે ખર્ચે ઉત્પન્ન કરી શકે છે જ્યારે બીજી એવી કેટલીક ખપની વસ્તુઓ તે દેશ પોતાની મેળે એટલે જ થોડે ખર્ચે ઉત્પન્ન કરી શકવા શક્તિમાન નહિ હોવાથી બીજા દેશમાં કે જ્યાં થોડે ખર્ચે તે જ વસ્તુઓ ઉત્પન્ન થઇ શકે છે તેવા દેશો પાસેથી તે વેચાતી લે છે. આવી રીતે આપણા હિંદુસ્તાનનું પણ થયા કરે છે. અને કેટલોક માલ જેવો કે કપાસ, ઘઉં, ચોખા, વિગેરે વસ્તુઓ જથ્થાબંધ આપણા દેશમાં

ઉત્પન્ન થાય છે તે વિલાયત યૂરોપ અમેરિકા વિગેરે દેશોમાં જાય છે; અને ત્યાંથી આપણે ત્યાં ઉત્પન્ન નહિ થતી હોય—એટલે પૈસો અને શ્રમના એટલા જ થોડા વ્યયથી ઉત્પન્ન થઈ ન શકતી હોય—તેવી વસ્તુઓ, જેવી કે સુતરાઉ અને ગરમ કાપડ–ચપ્પુ–કાચનાં વાસણ–ઇત્યાદિ હજારો રૂપિયાની કીમતી વસ્તુઓ, પણ ટકાવમાં બે ઘડી પણ ન ચાલે તેવી વસ્તુઓ, આપણે જથ્થાબંધ આંખો મીચી ગાડરીયા પ્રવાહની માફક ખરીદ કરીયે છિયે! હવે આવી રીતે દેશ વિદેશની વસ્તુઓ એક દેશમાંથી બીજા દેશમાં આવ જાવ થાય, તેની આવક જાવક ઉપર કેટલીકવાર કર નાંખવામાં આવે છે અને કેટલીકવાર નાંખવામાં આવતા નથી. આવક જાવક ઉપર કર નાંખવાથી દેશના રોજગારનું સંરક્ષણ થાય છે એવું જેઓ કહે છે તેમને "પ્રોટેક્શનીસ્ટ" નામે ઓળખવામાં આવે છે, જ્યારે આવક જાવકને કાંઈપણ કર વિના બિન હરકતે દેશમાં આવવા જવા દે તો દેશને લાભ છે એવા મતાનુયાયી—'ફ્રીટ્રેડર્સ" નામે ઓળખાય છે. હવે લીબરલ વર્ગ ફ્રીટ્રેડના ચુસ્ત મત ધરાવનારા છે તેથી તેઓ પોતાનો વહીવટ ચાલશે, ત્યાં લગી આપણા દેશ ઉપર ફ્રીટ્રેડનો અમલ ચાલવા દેશે એવું આપણે નિશ્ચયપૂર્વક ધાર્યું છે. પણ તે મતનું અવલંબન કર્યાથી કે પ્રોટેક્શન મતનું અવલંબન કર્યાથી આ એમાંથી કયા મતનું અવલંબન કર્યાથી આપણા દેશની આર્થિક સ્થિતિનું ભલું થવાનો સંભવ છે તે આપણે હવે તપાસીયે.

આવક જાવક ઉપર કર (પ્રોટેક્શન) થી બે લાભ થવાનો સંભવ છે. પ્રથમ તો જાવક ઉપર કર નાંખ્યાથી તે વસ્તુ બહાર જતાં તેની કીમતમાં કર પૂરતો વધારો થશે. આથી બહાર તેની ખરીદીમાં સાધારણ રીતે ઘટાડો થવાથી તે વસ્તુ દેશમાં ને દેશમાં જ રોકાઈ રહેશે અને તેથી દેશની માંહ્ય તેની છુટ થવાથી તેની કીમતમાં પણ સ્વાભાવિક રીતે ઘટાડો થશે. એટલે તે વસ્તુ સસ્તી કીમતે દેશની અંદર વેચાશે. હવે આપણે આગળ કહી ગયા કે પંજાબ–નાગપુર–બર્મા–વિગેરે દેશોમાં ઘઉં અને ચોખા જથ્થાબંધ પાકે છે. અને તે જથ્થાબંધ અમેરિકા, યૂરોપ, વિગેરે દૂર દેશોમાં તણાઈ જાય છે. આ પાક જો કોઈ પણ પ્રકારના કરરૂપી દબાણથી ત્યાં ઘસડાઈ જતું અટકે અને આપણા દેશમાં ને દેશમાં પથરાતું વહેંચાઈ જાય તો તેની છુટને લીધે તેની કીમતમાં પણ ઘટાડો થવાનો સંભવ રહે અને તેથી આપણા દેશમાં લાખો માણસોને બીચારાંને આપણે ભૂખે મરતાં જોઈ આપણા અન્તરાત્માને બાળીયે છિયે તેવો સમય જોવાનું આપણને પછી કારણ રહે નહિ. આ દૃષ્ટિબિંદુથી નિરીક્ષણ કરી જોતાં 'પ્રોટેક્શન' આ દેશને લાભદાયક છે એવું મારું પોતાનું નમ્ર ધારવું છે. મારી આ નમ્ર દલીલ વિરુદ્ધ કેટલાક એમ પણ વાંધો ઉઠાવશે કે જાવક ઉપર કરરૂપી દબાણ નાંખ્યાથી ધારો કે અન્ન વિગેરેનો અપવાદ થતો અટકશે, પરંતુ જાવકની સાથે આ મત પ્રમાણે આવક ઉપર પણ કર નાંખવામાં આવશે જ. અને આવક ઉપર કર નંખાશે તો આપણા દેશમાં પરદેશથી એવી અનેક વસ્તુઓ આવે છે કે જેના વિના આપણને ચાલે તેમ નથી અથવા જે વસ્તુઓ આપણને ઘણી જરૂરની છે એમ આપણે માની બેઠા છિયે. તેવી વસ્તુઓ આવકના કર રૂપી દબાણથી આવતી સમળગી બંધ થઈ જશે. અથવા કદાચ આવશે તો પણ તે વસ્તુપર કરરૂપી દબાણ હોવાથી તેની કીમતમાં વધારો થવાથી તેને ખરીદતાં આપણે વિશેષ પૈસા ખર્ચવા પડશે. અને તેથી ઉલટું

આપણા દેશમાંથી એક પ્રકારનો આર્થિક અપવાહ થશે. એવી દલીલ ફ્રીટ્રેડના મતવાળા મારી પૂર્વોક્ત દલીલ વિરુદ્ધ આણશે. અને તે સાથે એમ કહેશે કે લીબરલ વર્ગ ફ્રીટ્રેડર્સ હોવાથી આપણા દેશની આર્થિક સ્થિતિમાં ફ્રીટ્રેડનાં અમલથી સુધારો થવા સંભવ છે. પરતુ આ વિરુદ્ધ મતના પ્રત્યુત્તરમા હું માત્ર એટલું જ કહીશ કે પ્રોટેકશનના એક અંગથી એટલે જાવક ઉપર કર નાંખ્યાથી આપણા દેશમાં ઉત્પન્ન થતો અન્નનો પાક બહાર દેશ નહિ તણાઈ જતાં દેશમાં ને દેશમાં વહેંચાતો પચવાનો સભવ છે અને તેથી તેની છુટને લીધે તેની મજુરીના ભાવમાં પણ ઘટાડો થવાથી—દેશની વસ્તુઓની એકદર કીમતમાં પણ ઘટાડો થશે એ નિઃસંશય છે અને આવી રીતે એકદર કીમતમાં ઘટાડો થવાથી પૈસાનો બચાવ–સંગ્રહ–( accumulation of capital ) દિનપ્રતિદિન થતો જશે, અને એ ધનસંગ્રહ નવા ઉદ્યોગને જન્મ આપશે; અને ઉદ્યોગની વૃદ્ધિની સાથે આપણા દેશના મજુર વર્ગની સાધારણ સ્થિતિમાં પણ સુધારો થયા વિના રહેશે નહિ–અને આ વર્ગની સ્થિતિમાં સુધારો થયે આપણા ઉદ્યોગ–હુન્નર–કળામાં પણ સુધારો થતાં–ધનનો વધારો થતાં—દેશની આર્થિક સ્થિતિમાં સુધારો થશે. તો પછી દેશની એકદર ઉન્નતિ દૂર છે એવુ કહેવાનુ કોને કારણ મળશે ? દેશનુ ધન દેશના ઉદ્યોગમાં વપરાશે તો બહારથી આવતી વસ્તુઓ લેવાની જરૂર નહિ પડે ને આર્થિક અપવાહ થતો અટકશે. બહારથી આવતી વસ્તુઓ આપણી પોતાની મેળે આત્મપુરૂષાતનથી બનાવી લેતાં આપણે શીખીશું. આપણા દેશના ધનનો આપણે આપણા દેશમાની જ હુન્નરકળાને ઉત્તેજન આપવામાં વ્યય કરીશું. અને તેથી આપણા દેશની ઉન્નતિ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી જોવા આપણ પૂર્ણ ભાગ્યશાળી થઇશું !

લીબરલ વર્ગનુ નામદાર પ્રધાનમડળ ઇગ્લાંડમાં ફ્રીટ્રેડના મતનુ ભલે પ્રચલન રાખે, પરંતુ આ દેશને પ્રોટેકશનનો લાભ આપવા કૃપા કરે એવી આપણી સર્વની એમના પ્રત્યે વિનતિ હોવી જોઇએ. અને આ લાભ મળશે તો આપણી આર્થિક સ્થિતિમાં સુધારો થતાં આપણા દેશની ઉન્નતિ દિનપ્રતિદિન વૃદ્ધિ પામશે ! તથાસ્તુ !

લીનકરરાય અચરતલાલ સૈયદ.

---

# ભારતવાસીઓ માટે સામાન્ય ભાષાની આવશ્યકતા.

હીંદી સમવાય તથા ઐક્ય સાધવાના અનેક ઉપાયો પૈકીનો એક છે કે, સઘળા હીંદવાસીઓએ પરસ્પર સમજી શકાય એવી ભાષા વાપરવી. આ વિષયમાં કાશીની 'નાગરીપ્રચારિણી સભા' તરફથી થતા પ્રયાસો અનેક રીતે આદરણીય છે. આપણા દેશમાં બોલાતી દશબાર ભાષાઓ સંસ્કૃતની સાથે નિકટનો સંબંધ ધરાવે છે. તથા અનેક પ્રાંતિક ભાષાઓમાં હીંદી સૌથી વધારે સંખ્યાની ભાષા છે. એટલે જૂદી જૂદી ભાષા બોલનારા દેશીઓ જો હીંદી ભાષાનો વ્યવહારૂ ઉપયોગ કરવાનું કબુલ રાખી, તે પ્રમાણે વર્તે, તો દેશના જૂદા જૂદા પ્રાંતોના લોકના વિચાર સમજવા માટેનું એક મોટું સાધન હાથ આવે. હાલ માત્ર અંગ્રેજી ભણેલાઓ જ એક બીજાને સારી રીતે સમજી શકે છે. તેને બદલે સેહેજસાજ કેળવણી લીધેલો કોઈ પણ દેશી પોતાનાથી જૂદી ભાષા બોલનાર દેશીને, હીંદી ભાષાદ્વારા સ્હેલાઇથી સમજી શકે એમ છે. કાવેરીની ઉત્તર તરફના પ્રદેશોની ભાષાઓનું સંમિશ્રણ કર્યા વિના લોકોને એક બીજાના વિચારો સમજવા સારૂ હાલ તુરત સર્વોત્તમ માર્ગ હીંદી ભાષા જ છે. બંગાલીઓ, ગુજરાતીઓ, દક્ષણીઓ તથા પંજાબ અને વાયવ્ય પ્રાંતો તથા રજપુતાનાના ઘણા લોકો, આજે પણ એકલું પોતાની ભાષાનું જ્ઞાન છતાં, ભાંગા તુટા હીંદીમાં બોલનારનો અર્થ ઉપયોગ પુરતો સમજી શકે છે એ આપણાથી અજાણ્યું નથી. એટલે જે અનેક ભાષા આપણા દેશમાં બોલાય છે તે જો કોઇ રીતે એક જ માતૃભાષા સાથે સંબંધ ધરાવતી હોય તો હીંદીથી ભાગ્યે જ બહુ જૂદી પડતી હશે. અને તેથી હીંદી ભાષાનું શિક્ષણ થોડે પ્રયત્ને એવી ભાષા બોલનારાઓ પ્રાપ્ત કરી શકે, એ સમજવું મુસ્કેલ નથી.

આ સ્થળે એટલો પ્રશ્ન ઉભો થાય છે કે બધા દેશીઓ હીંદીને સામાન્ય ભાષા તરિકે માન્ય રાખવા તૈયાર થશે કે કેમ અથવા તો દુનિયામાં કોઈ વખતે એવો પ્રસંગ બન્યો હતો કે જે દરમ્યાન અનેક ભાષાઓ પોતાની સાથે સંબંધ ધરાવતી પણ વધુ પ્રબળ ભાષામાં લુપ્ત થઈ હોય. આ શંકા પ્રથમદર્શનીય રૂપે બહુ વજનદાર જણાય છે ખરી. પણ જરા વિચાર કરતાં એમ પ્રતીત થશે કે જર્મની, ફ્રાન્સ અને ઇંગ્લંડ, એ દેશોમાં પણ આજથી ત્રણ ચાર સૈકા ઉપર હાલ જેવી પ્રાંતિક ભાષાઓની સ્થિતિ આપણે ત્યાં છે તેવી ત્યાંની ભાષાઓની હતી. જેમ મરાઠી આજે ગુજરાતીથી સ્વતંત્ર છે તેમ જર્મનીમાં ઉત્તર પ્રદેશ અને દક્ષિણ પ્રદેશની ભાષાઓ એક બીજાથી નિરાળી હતી. બંગાળી મરાઠી અને ગુજરાતી પ્રત્યેક પોતાને

---

* હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી ઈંગ્લંડ ગએલા આપણા દેશી ભાઇઓએ ત્યાં આ પ્રશ્નનો ઊહાપોહ કર્યો, અને છેવટે એમ નક્કી કર્યું કે હિન્દુસ્તાનનાં પત્રોમાં આ વિષયની ચર્ચા કરવીઃ તે ઉપરથી આ લેખના લખનાર રા. રા. નન્દનાથ કેદારનાથ દીક્ષિતને વસન્ત પત્રમાં એ વિષયની ચર્ચા કરવાનું સોંપવામાં આવ્યું. તદનુસાર, એક બે ગુજરાતી બન્ધુઓની સહાયતાથી એમણે આ લેખ અત્રે લખી મોકલ્યો છે. એમ પોતે અમને લખી જણાવે છે. આ પત્રમાં પહેલાંથી ચર્ચા શરૂ થઈ ચુકી છે.

તન્ત્રી.

સ્થળે પોતાનું કાર્ય કરે તેમા અમને કશો બાધ નથી. એમ છતાં અગ્રેજી શીખ્યા શિવાય પણ ભિન્ન ભિન્ન ભાષા બોલનાર હીંદવાસી એક બીજાના વિચાર સમજે એટલા હેતુથી ત્રણેને વધારે મળતી આવે એવી હીંદી ભાષાનો ઉપયોગ કરવાનુ સૂચન છે. ફ્રાન્સમા બે ભાષાના પરસ્પર સઘટ્ટન પછી જે ભાષા વધારે વિકાસ પામેલી જણાઈ તેમા બીજી ભાષાનો લોપ થયો એમ ત્યાંનો સાહિત્ય ઇતિહાસ જણાવે છે. ઇગ્લન્ડમા પણ દક્ષિણ પૂર્વ પ્રાંતોની ભાષા આખા દેશની ન છતા સાહિત્ય પરત્વે મુખ્ય ભાષા થઈ છે, એટલુ જ નહીં પણ ઇગ્લન્ડના બીજા પ્રાંતોની બોલીઓ તેમા છેક સમાઈ ગઈ છે. આપણામાં "બાર ગાઉએ બોલી બદલાય છે" એમ જે કેહેતી છે તેમા રહેલુ સત્ય ધીમે ધીમે ગરી જતુ જણાય છે અમદાવાદ અને સુરતની ભાષામા હવે પેહેલા જેટલો અતર જણાતો નથી શાળાઓની સ્થાપના થયા પછી ગુજરાતના જૂદા જૂદા ભાગોની ભાષાએ નવા સસ્કાર પ્રાપ્ત કર્યા છે. એટલુ જ નહીં પણ એક રાજ્યને પ્રતાપે જૂદા જૂદા પ્રાંતોના લોકો પણ વ્યવહાર વધારવાના હેતુથી એક બીજાને સમજવાને વધારે આતુર થતા જણાય છે. એ આતુરતાને પરિણામે પાસે પાસેની પ્રાંતિક ભાષાનુ મિશ્રણ ક્વચિત્ પ્રયાસે અને કદચિત્ અનાયાસે થયુ જાય છે. અર્થાત્ લોકો સામાન્ય ભાષા શોધવાને તરફ છે. આ ઉપરથી એટલો નિર્ણય ઉપજાવી શકાય કે આપણા દેશમા એક સામાન્ય ભાષાની ભારે અગત્ય છે. તથા યત્ન કર્યેથી તેવી ભાષા થવી સભવિત છે

બધા હીંદવાસીઓ એક બીજાને સારી રીતે સમજી શકે એવી ભાષા બની શકે એમ છે કે નહીં, એનો વિચાર કરતા પ્રથમ જરૂર એ જણાય છે કે ભાષાની લેખનપદ્ધતિ એક જાતની વર્ણવ્યવસ્થાને અનુસરીને હોવી જોઈએ. જો પ્રાંતિક ભાષામા છપાતા પુસ્તકો માત્ર નાગરી ભાષામા છપાય તો મરાઠી ગુજરાતી બગાળી કે ઉત્તર હીંદુસ્તાનનો વતની સારી રીતે વાચી શકે જ હાલ મરાઠી પુસ્તકો બાળબોધમા જ છપાય છે. ગુજરાતી ભણનારાઓ બહુ નાની વયથી બાળબોધ લખી તથા વાચી જાણે છે. બગાળીના મૂળાક્ષરોની રચના નાગરી અક્ષરોને બહુધા મળતી આવે છે માન્વાડી તેમ જ હીંદી ઘણીવાર નાગરી અક્ષરોમા જ છપાય છે 'કાશીની નાગરીપ્રચારિણી સભા' તો મૂળાક્ષરોથી જ હીંદની જૂદી જૂદી ભાષાની ચોપડી છપાવવાની ખાસ હીમાયત કરે છે મુબાઈની 'વેદપ્રચારિણી સભા' તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકો, તેમ જ શ્રી સયાજી જ્ઞાન મજૂષા તરફથી બહાર પડેલા પુસ્તકો નાગરી લિપિમા જ છપાયા છે. 'ભારતીભૂષણ' નામના માસિકમા વ્રજભાષાના કાવ્યો (ઉદાહરણ તરીકે "નાગર બત્તીસી") બાળબોધમા જ પ્રસિદ્ધ થતા હતા જ્યારે આપણુ ભારતી પ્રજાકીય કાવ્ય "વદે માતરં" અહી અમે નાગરી લિપિમા છાપેલુ જોયુ ત્યારે વિના હરકતે અમે તે સમજી શક્યા હતા અર્થાત્ જો સસ્કૃતમાથી ઉદ્ભવેલી અનેક હીંદની ભાષાઓના પુસ્તકો હાલ પૃથક્ પૃથક્ વર્ણમા છપાય છે તેને બદલે નાગરી મુદ્રામા જ છપાય તો બેશક વધુ લાભ થાય એ દેખીતું છે. વ્રજભાષાના કાવ્યો જે 'દયારામકૃત કાવ્ય સંગ્રહ' 'સવિતા કૃત કવિતા' તથા 'વિજય વાણી' વીગેરેમા ગુજરાતી મુદ્રામા છપાયા છે તે જો નાગરી લિપિમા છપાયા હોય તો ઘણા લોકો વાચી તથા સમજી શકે એ કહેવાની જરૂર નથી

આવી રીતે છાપવામા બાલબોધ મુદ્રા ગમેથી કોઈ પણ માણસ પોતાની ભાષાની સ્વતત્ર

સેવા કરવામાંથી મુક્ત થયો છે, અથવા તેમ કરવામાં તેને વિઘ્ન આવશે એમ માનવું ભૂલ ભરેલું છે. આ લેખનો હેતુ કોઇની પણ સ્વભાષા દેશની અન્ય ભાષા બોલનારને કેવી રીતે ઉપયોગી કરી શકાય તેટલું બતાવવાનો છે. સામાન્ય ભાષા એક દિવસમાં કે દાયકામાં થતી નથી. અને તેની ઉપાસના ખાતર વધુ સંસ્કાર પામેલી બીજી પ્રાંતિક ભાષાઓનો ભોગ આપવાનું અમે સૂચવતા નથી. જર્મન ભાષાના ઉદય કાળમાં એક એવો પ્રસંગ બન્યો હતો કે જ્યારે સામાન્ય ભાષાના વિકાસની સાથે સાથે એક અંગની ભાષામાં પણ ઉત્તમ પુસ્તક લખાતાં હતાં. એકમેરથી કવિઓ અને લેખકો દેશનો સમવાય કરવાને માટે સામાન્ય ભાષાનો ગદ રચતા હતા. અને બીજી બાજુથી સાધારણ માણસો પ્રાંતિક બોલીની યથાશક્તિ સેવા બજાવતા હતા. આપણા દેશમાં પણ પ્રાંતિક બોલીઓ અને પ્રજાકીય ભાષા ઉભયની એકી વખતે ઉપાસના કરી શકાય એમ છે, અને તેમ કરવામાં ભારતી પ્રજાનું કલ્યાણ કંઇક અંશે ગર્ભિત રહેલું છે એટલે હીંદી ભાષાને સામાન્ય ઉપયોગમાં લેવાની દરેક દેશીની ફરજ છે.

જે પ્રાંતોમાં હીંદીને મળતી ભાષા બોલાતી હોય, ત્યાં હીંદી ભાષાનો વધારે પ્રચાર કરવા પ્રથમ પ્રયાસ થવો જોઇએ. ન્હાની ન્હાની સંસ્થા સ્થાપી તેમાં હીંદી બોલવાનો મહાવરો રફતે રફતે પાડવો જોઇએ. જે ધોરણે કેટલાક લોકો આખી દુનીયાની એક ભાષા કરવા મથે છે, અને તે પ્રયાસને અંગે અનેક સંસ્થાઓ સ્થાપે છે તે જ ધોરણે આ કાર્યપ્રવૃત્તિ ચલાવ્યાથી ફળ વ્હેલું મળી શકે એ દેખીતું છે. વળી જ્યાં સાહિત્યસભાઓ મળતી હોય અથવા વક્તૃત્વોત્તેજક સમાજો ભરાતી હોય ત્યાં ઘણીવાર અંગ્રેજીનો ઉપયોગ થાય છે તેને બદલે હીંદીનો મ્હાવરો રાખવો જોઇએ. આપણી રાજકીય સાંસારિક અને ઔદ્યોગિક સભાઓમાં પણ ઇંગ્રેજી ઉપરાંત હીંદીમાં ભાષણો થવાં જોઇએ. એમ થવાથી જે હેતુ એ સમાજો ભરવાનો છે તે વધારે સ્હેલાઇથી પાર પાડી શકાશે. આજે હીંદુસ્તાનમાં ભાગ્યે જ અરધો કરોડ માણસ અંગ્રેજી સમજી શકતાં હશે પણ હીંદી તો તેથી વીશ ગણી સંખ્યા સમજી શકે છે. એટલે થોડા વર્ષમાં અગીઆર કરોડની ભાષાને ભારતવાસીઓની સામાન્ય ભાષા કરવાનો યત્ન સફળ થાય એવો પાકો સંભવ છે. આપણી ભાષાના માસિકો અને વર્તમાન પત્રો નાગરી લિપિમાં છપાવવા માંડે એટલે જેમ "વિવિધજ્ઞાન વિસ્તાર અને કર્મણુક" ગુજરાતીઓ વાંચે છે તેમ "સમાલોચક અને વસન્ત" મરાઠીમાં વંચાશે. વળી બેઉ ભાષામાં–મરાઠી અને ગુજરાતીમાં થોડા હીંદી ભાષાના શબ્દો છે. તેથી ગુજરાતી અને મરાઠી બોલનારા અનાયાસે હીંદીના શબ્દકોષથી વધુ જાણીતા થશે. સ્વામી હંસસ્વરૂપ અને નિત્યાનંદનાં વ્યાખ્યાનો હીંદી ભાષામાં હોવાથી લાહોરથી તે પુણા સુધી સાધારણ લોકો સમજતા, અને "પ્રાર્થનામાળા" તથા "સત્યાર્થપ્રકાશ" ગુજરાતી લેખકોની કલમથી લખાયા છતાં નાગરી લિપિમાં છપાયાથી, ગુજરાત પ્રાંતની બ્હાર પણ વંચાય છે. આપણો હેતુ પાર પાડવા માટે નીચેના ઉપાય દુરસ્ત જણાશે.

હાલ શિક્ષણપદ્ધતિની પાઠશાળાઓમાં હીંદીને દ્વિતીય ભાષા તરીકે શીખવવી જોઇએ. ત્રણ વર્ષમાં હીંદીનો અભ્યાસ ક્રમ બરાબર ગોઠવેથી એવી પાઠશાળામાં એ ભાષાનું વ્યવહાર પૂરતું જ્ઞાન સારી રીતે પ્રાપ્ત કરી શકાશે એમ અમારૂં માનવું છે. પસાર થયેલા શિક્ષકોદ્વારા પ્રાથમિક શાળાના છેલ્લાં વર્ષમાં પણ હીંદી ભાષાનું શિક્ષણ આપવાનું આરંભી શકાશે, એટલે

દશબાર વર્ષમાં હીંદુસ્તાનનો સાધારણ જનસમૂહ હીંદી ભાષાથી કેવળ અજ્ઞાન ન રહેતાં તે સમજી શકવાને સમર્થ થશે જ. જેમ હીંદી વધારે બોલાતી જશે, તેમ તેની અસર સમાજ ઉપર થશે. અને સમય જતાં તે દેશની સામાન્ય ભાષા થઈ રહેશે.

જે પ્રાંતોની ભાષા હીંદીથી કેવળ જૂદી છે, અને સંસ્કૃત સાથે બહુ સંબંધ ધરાવતી નથી તેને માટે નીચે જણાવેલો ઉપાય યોજવાથી લાભ થવાની આશા છે. એક પચીસ ત્રીસ હજાર ઇંગ્રેજી શબ્દોનો કોષ, તેના હીંદી તથા પાંચ સાત દેશી ભાષાના નાગરી લિપિમાં છાપેલા અર્થ સાથે પ્રસિદ્ધ કરવો. એટલે જ્યારે કોઈ દેશીને પોતાના વિચાર દર્શાવવા માટે ઇંગ્રેજી સીવાય બીજું સાધન ન હોય ત્યારે તે આ શબ્દકોષદ્વારા પોતાના વિચાર બતાવનારા ઇંગ્રેજી શબ્દને આધારે હીંદી શબ્દો ઝટ ખોળી શકશે. અને સાથે સાથે બીજી ભાષાઓ પણ તે વિચાર દર્શાવવા માટે કયા શબ્દો વપરાય છે તેનું જ્ઞાન તેને ઉપલબ્ધ થશે. જ્યારે ઇંગ્રેજી જાણનારને ઇંગ્રેજી ન જાણનાર દેશી સાથે બોલવાનો પ્રસંગ આવે ત્યારે આવું પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે.

આપણી પ્રાંતિક બોલીઓમાં તેમ જ સંસ્કૃતમાં દુનીયાની કહેવાતી સઘળી સુધરેલી ભાષાનાં બધાં ઉચ્ચારણો નથી. સંસ્કૃત વર્ણવ્યવસ્થા એમ છતાં પણ પાશ્ચાત્ય લોકોએ ઉત્તમ માની છે. અને સારૂં સંસ્કૃત બોલનાર કોઈ પણ ભાષા શુદ્ધ બોલી શકે છે. એમ છતાં જરૂર જણાયેથી એકાદ બે નવીન ઉચ્ચારણો હાલના જ અક્ષરો કાયમ રાખી કંઈ ઉચ્ચાર ચિહ્નનો ઉપયોગ કર્યેથી દાખલ કરી શકાશે.

એક મહાન વૈયાકરણના અભિપ્રાય પ્રમાણે ભાષાની ઘટનાનાં મુખ્ય તત્ત્વો ચાર છે. પ્રથમ તો એક જ શબ્દનો ઉપયોગ; બીજું વાક્યરચના અને વ્યાકરણના નિયમોનું નિશ્ચિતપણું; ત્રીજું, શબ્દોની લેખનપદ્ધતિની સિદ્ધતા; અને ચોથું, સામાન્ય અને નિશ્ચિત વર્ણવ્યવસ્થા. આપણે પણ આપણા પ્રયાસમાં આ ચાર પ્રકારનું ઐક્ય સાધવાની દેખીતી જરૂર છે. અને તેથી પ્રાંતિક ભેદ દૂર કરી નાગરી લિપિ દાખલ કરવા મથવું જોઇએ. શબ્દોનું ઐક્ય સાધવામાં કોષ સાધનભૂત થશે. ધીમે ધીમે વ્યાકરણશુદ્ધિ એની મેળે ઉદ્ભવશે અને વાચક મંડળ મસ્કારી થયેથી લેખનપદ્ધતિ સ્થાયી થશે. એ રીતે હીંદીને આપણા દેશની સામાન્ય ભાષા તરીકે સ્થાપવાનો મહાન્ આશય નાગરી લિપિને આધારે કાંઇક અંશે સાધી શકાશે.

લગભગ ત્રણસેં વર્ષ પર કેટલાક વિદ્વાનો એવુ ધારતા હતા કે અંગ્રેજી ફ્રેંચ કે જર્મન ભાષા કોઈ પણ દિવસ એવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત નહીં કરે કે તે દ્વારા સારા અથો કઠિણ વિષયોમાં લખી શકાય. ઇંગ્રેજી વિદ્વાન બેકનને એમ જણાયું હતું કે મહાન વિષયોના પૃથક્કરણો માટે તે કાળની ઇંગ્રેજી ભાષા કરતાં વધારે સંસ્કારવાળી ભાષાની જરૂર છે. અને તેથી તેણે "વિદ્યાવર્ધન" નામનો પોતાનો ઇંગ્રેજી ગ્રંથ સવિસ્તર રીતે "લાટીન" ભાષામાં લખ્યો હતો. આજે પણ આપણા લેખકો પૈકીના કેટલાક એમ ધારે છે કે પ્રાંતિકભાષાઓમાં ગહન વિષયોપર ચર્ચા કરવી કેવલ અશક્ય છે. કંઈક અંશે આ વાત ખરી છે. તથાપિ અનેક સાહિત્યમાંથી ઘણા ઉત્તમ વિચારો કોઈ કોઈ સારા લેખકોને હાથે આપણી ભાષામાં ઉતરેલા દૃષ્ટિગોચર થાય છે. પ્રાંતિક ભાષાઓના તોડજોડથી અને છાપવાની એક પદ્ધતિ–નાગરી લિ-

વિધી-કોર્ટ ક્રમે હોદ્દીને પ્રજાકીય આપણાં ઉચ્ચ પદે આપણે સ્થાપી શકીશું અને પ્રાંતિક બોલીઓને તેથી કોઈ જાતનું નુકસાન ન થતાં અને લાભ જ થશે એવું અમારૂં માનવું છે.

આપણા આ પ્રયાસમાં ફળીભૂત થવા માટે સરકારની મદદની કોઈ પણ રીતે અપેક્ષા હોય એમ અમે ધારતા નથી. " ઉંટ મરતાં પણ મારવાડ તરફ જોય " એમ હિંદવાસીઓ છેક પાયમાલ થયા છતાં પણ સરકાર ઉપર શ્રદ્ધા રાખી તેની તરફથી સહાયની આશા રાખે છે. પણ મારવાડ જેમ ઉંટને નવું જીવન આપી શકતું નથી તેમ સરકારથી પણ આ બાબતમાં આપણને મદદ આપી શકાય તેમ નથી. ભારતવાસીઓના ભિન્નતાનું ખંડન કરી તેઓના ઐક્યનું મંડન કરવામાં પરવશપણું કોઈ રીતે ઉપયોગી થનાર નથી એટલું આપણે સમજીએ તો બસ.

લંડન.
મકરસંક્રાંતિ.

નંદનાથ કે. દીક્ષિત.

---

## વસુંધરાના વીર.

અમે તો વસુંધરાના વીર
અમારો ધર્મ થવું રણધીર—

સાહસેથી જનનીના જાયા સાહસ્વાથ લગીર
શીરછત્ર શંકર ત્રિભુવનના અમે કુમાર સધીર
ત્રિવિધ તાપથી સિદ્ધ અમારાં ઉદીપક ઉરનીર
ઝલકભરી પીશ હરી પરને પ્રિય કરીએ નરવીર
આત્મઉલ્લાસઅર્પી આશાભર ધુપશે અમ ગંભીર
લહરીમય ઉર્મી વિહરીએ બની સ્થિર ધીર ગંભીર.

લલિત.

---

# દિગ્દર્શન

**પ્રકીર્ણ.**

ધારાસભાના સભાસદોની સંખ્યામાં વધારો અને બજેટના સંબન્ધમાં મતભેદ નોંધાવવાની સત્તા—એ ગઈ કૉન્ગ્રેસની માગણીઓમાં મુખ્ય બાબત હતી એ સૂચનાને અમલમાં મૂકવામાં કેટલીક વ્યવહારૂ અડચણો બતાવી ‘ ઇસ્ટ ઍન્ડ વેસ્ટ ’ પત્રની ‘ તન્ત્રીની નોંધ ’માં એક એવી સૂચના કરવામાં આવી છે કે—હાલ ધારાસભામાં સરકાર અને પ્રજા તરફના સભાસદોનું એકઠું મંડળ રાખેલું છે એ ઠીક છે પરન્તુ તે ઉપરાંત સરકારે આ દેશ માટે એક ‘ હાઉસ ઑફ કૉમન્સ્ ’ અને એક ‘ હાઉસ ઑફ લૉર્ડ્ઝ્ ’ને મળતાં બે મંડળો સ્થાપવાં. ૧૮૭૭ ના દરબાર પછી સર ઍન્ડ્રુ સ્કોબે હિન્દુસ્તાનના રાજાઓની એક ‘ ઇમ્પીરિયલ સેનેટ ’ સ્થાપવાની સૂચના કરી હતી પણ એ રાજાઓ બ્રિટિશ સરકારની પ્રજા ગણી ન શકાય તે કારણથી એ સૂચના તે વખતે નાપસન્દ થઈ હતી. પરન્તુ રાજાઓને જવા દઈ ‘ રાજા ’ ‘ દિવાન બહાદુર ’ ‘ સર ’ વગેરે સરકારી ઇલકાબ ધરાવનાર પુરુષોનું સરકાર તરફથી એક ‘ હાઉસ ઑફ લાર્ડ્ઝ ’ સ્થાપવામાં આવે અને હાલની નૅશનલ કૉન્ગ્રેસ જેવું એક ‘ હાઉસ ઑફ કૉમન્સ્ ’ રચવામાં આવે અને બજેટ સુદ્ધાં સર્વ રાજકીય પ્રશ્નો ઉપર ઠરાવ પસાર કરવાની તેઓને સત્તા આપવામાં આવે તો મિ. મોર્લિએ પોતાને મળેલી એક ઉત્તમ તક સાર્થક કરી ગણાશે. લૉર્ડ કર્ઝન અને બીજા અંગ્રેજ અમલદારો ઘણીવાર કહ્યા કરે છે કે હિન્દુસ્તાનમાં ‘ નૅશનલ કૉન્ગ્રેસ ’ના અભિપ્રાયથી જુદો પણ એક પ્રજામત છે. તેઓને પોતાની વાત પ્રત્યક્ષ કરી આપવાનો પ્રસંગ મળશે. આ ઉભય મંડળોનો પ્રજામત સરકારના મતથી જુદો પડશે તો છેવટના નિર્ણય માટે વિલાયત સરકાર છે જ. ‘ હાઉસ ઑફ લૉર્ડ્ઝ ’ અને ‘ હાઉસ ઑફ કૉમન્સ્ ’ એવા સ્વતન્ત્ર પ્રજાના શબ્દોથી ભડકી ન જતાં લોકમતનું ખરૂં સ્વરૂપ જાણવા માટે સરકાર પોતે ઉપર બતાવ્યા તેવાં બે મંડળો સ્થાપે તો તે હિન્દના હિતને અત્યન્ત અનુકૂલ છે. ‘ ઇસ્ટ ઍન્ડ વેસ્ટ ’ પત્રની આ સૂચના અમને તો બિલકુલ હસી કહાડવા જેવી કે ભય પામવા જેવી નથી લાગતી.

* * * *

ડૉ. ક્રીનૅડ નામના એક પ્રતિષ્ઠિત વિદ્વાને એ જ ‘ ઇસ્ટ ઍન્ડ વેસ્ટ ’ના અંકમાં એક વજનદાર લેખ લખ્યો છે. તેમાં જણાવ્યા પ્રમાણે ‘ एकोहं बहु स्यां प्रजायेय ’—હું એક છું તે બહુ થાઉં ’ ઇત્યાદિ શ્રુતિ માત્ર એક ચેતન શરીરમાંથી અનેક ચેતન શરીર થાય છે એટલા પૂરતી જ સત્ય નથી પણ વિશેષ—પ્રત્યેક શરીર ઘટકીભૂત ચેતન અણુઓ પણ એકમાંથી અનેકની ઉત્પત્તિને ધોરણે જ પ્રવર્તે છે. અર્થાત્ વંશપરંપરાનો સંબન્ધ પિતાપુત્રના શરીરોનો એટલે કે અણુસમૂહોનો જ નથી પણ એમના પ્રત્યેક અણુઓનો પણ છે.

Reg. No B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૬૨.

## મારી મુંબાઇની મુસાફરી.

રા. રા. " વસન્ત " ના તંત્રીની સેવામાં—

ગઈ વસન્ત પંચમીની ગુલાબી પ્રભાતે આપના અમૂલ્ય " વસન્ત " ની રાહ જોતો હું મારા " દીલપસંદ " બંગલાના બાગમાં ફૂલઝાડોમાં પુષ્પોની પરાગમાં તલ્લીન થઈ જઈ આમ તેમ ફરતો હતો. એવામાં એકાએક અણધારી આકસ્મિક પીડા આવી પડી; જેને લીધે મારે એકદમ મુંબાઈ જવું પડયું.

સાહેબ, આ સંસારમાં પારકી કે પોતીકી જંજાળ રૂપી બલા કોને વળગેલી હોતી નથી ? આ જગતમાં લોકરૂઢિથી મુક્ત મનાતા કેટલાક મોટા સાધુ, સંત, વૈરાગી અને ત્યાગીઓ, અને પોતાને માની બેઠેલા જ્ઞાનીઓ પણ આ બલામાંથી મુક્ત નથી; તો, 'સાહેબ, હું તો એક અલ્પ પ્રાણી છું.

હાલની નવી નીકળેલી, ઘોડા જોડ્યા વગર ચાલતી " મોટોર " ગાડીમાં પોતાની ધર્મપત્ની અથવા તો એમની પરિભાષામાં " better half " " બેટર હાફ " ને લઇને સવારમાં સહેલ મારવા અમારા એક સંબંધી નીકળી પડેલા; તેવામાં ગાડીની અડફટમાં કોઇએક ભીખારીનું છોકરૂં આવી જઈ ચગદાઈ જવાથી મરી ગયનું; તે ઉપરથી કાળા ડગલાવાળાઓએ તેમને પકડી મેજીસ્ટ્રેટ રૂબરૂ કમીટ કર્યા; અને થોડા દિવસ પછીની, એમના કેસની સુનાવ-

ણીની મુદત નીમવામાં આવી; આ કેસના સંબધમાં મુંબાઈ એક બારીસ્ટર રોકવા મારે જવું પડયું; કેમકે અમારા ગામના "મારતે મીયાં" કાયદાના ખાં સાહેબો-જેવા કે સ્વાર્થચંદ પૂનમચંદ, ધંટોબા ઘોંઘાટકર, માખણજી શરબતજી, સુવર્ણરામ ગજ્જરશંકર, એઓનો એવો અભિપ્રાય થયો કે કામ ઘણુ ગુંચવાડા ભરેલું છે, અને કાયદાની બારીકીથી ભરપૂર છે, માટે મુંબાઇ જઈ કોઈ સારા બારીસ્ટર રોકી આવ્યા શિવાય છૂટકો નથી. તે પરથી ફોજદારી કાયદાની બાબતમાં "એક્કા" તરીખે ખપનાર ગામોટ મંછુ મુખત્યારને સાથે લઈ, રૂપીયા બે હજારનાં નોટ ખીસામાં મુકી, બારીસ્ટર સાહેબની શોધમાં હું મુંબાઈ રવાના થયો.

મુંબાઇમાં એક નામાંકિત બેરીસ્ટર તરીખે મારા પાડોશી ભગુ ચોકશીએ રા. રા. ફક્કડલાલ અજબલાલ એમ. એ. (ઓક્સફર્ડ) બેરીસ્ટર એટ-લોનું નામ મારા કાન ફોડી નાંખી ઢોલ વગાડી દીધેલું; પરંતુ મંછુની નજરમાં એ નામ બરાબર બેઠુ નહીં. તેનો વિચાર કોઈ "ગોરા" ને રોકવાનો હતો. મંછુએ મને ઇશારો પણ કર્યો કે ભગુને અને ફક્કડલાલને સારો સંબધ છે. પરતુ સાહેબ, હાલના "સ્વદેશી" હીલચાલના પવને મારા મગજમાં પણ જબરો પગપેસારો કરી દીધેલો હોવાથી, મેં મંછુની ખુમની લેશ માત્ર પણ દરકાર કર્યા વગર ગોરા બારીસ્ટરોને પડતા મૂક્યા. અને કોરટોના કામકાજમાં પણ સ્વદેશી માલની ખરીદીને વળગી રહેવાનો નિયમ બહુ જોખમ ભરેલો છે (મિ. તિલકે પણ તે પાળ્યો નહોતો એવું આપને સ્મરણ હશે જ.) તેનો મને લેશ માત્ર પણ ખ્યાલ આવ્યો નહીં. કાયદાની બાબત સમજવામાં મારે અને અક્કલને બાર ગાઉનું છેટું છે એમ મેં મંછુની ખાતરી કરી આપી.

ભગુચોકસીની ભલામણ અને મી. ફક્કડલાલનાં નામ અને ડીગ્રીથી લોભાઈ, અને એક સ્વદેશી ભાઇને ઉત્તેજન આપવાની ઉમદા તક મળી છે તે ખોવી જોઇએ નહીં એવા અભિમાનથી, મેં મી. ફક્કડલાલને બેરીસ્ટર તરીખે રોકવા વિચાર કર્યો, અને ધૂંધવાતા મંછુને સાથે લઈ મી. ફક્કડલાલના બંગલા તરફ જવા નીકળ્યો. એક વિકટોરીયાવાળા સાથે છ આના ભાડું નક્કી કરી ગાડી હંકારી; ઉતરતી વખતે તેણે વાંકું બોલી રકઝક કરી તેથી કંટાળી તેને આઠ આના આપી વિદાય કરી, અમે મી. ફક્કડલાલના બંગલામાં દાખલ થયા.

મી. ફક્કડલાલનો બંગલો મલબાર હિલ ઉપર દરીયા કાંઠે આવેલો હતો. તેની આસપાસ એક મોટો વિસ્તીર્ણ કંપાઉન્ડ હતો; જેની અંદર એક સુંદર બગીચો આવી રહ્યો હતો અને વચમાં એક નાનકડો ફૂવારો ઉડી રહ્યો હતો. ચોગરદમ લીલી કુંજાર જેવી ઘાસનો ગાલીચો પથરાઈ રહ્યો હતો અને વચમાં પગથી હતી. એક બાજુએ ટેનીસ ગ્રાઉન્ડ હતી, જ્યા મી. ફક્કડલાલનાં "ડીયર" તારાસુંદરી અંગ્રેજી ઢબના પોશાક ઉપર પારસણની માફક એક ભૂરી રેશમી સાડી ઓઢી, એમની કેટલીક સખી સાહેલી અને બીજી સન્નારી સાથે જાળીવાળા બેટથી દડો ઉછાળી કલ્લોલ કરતાં અમને માલમ પડયાં.

સાહેબ, હું "સ્વદેશી"ના ઉત્તેજન ખાતર શ્રમ લઈ આ બંગલા તરફ ધસ્યો હતો; પરંતુ ત્યાં સ્વદેશીને બદલે બધું પરદેશી જ માલમ પડ્યું! બંગલાનો ઘાટ અને રોનક પરદેશી, બંગલાનું નામ પણ પરદેશી, બગીચાની ગોઠવણી પરદેશી, ફૂલ ઝાડ પરદેશી, રમતગમત

પરદેશી, પોશાક પણ પરદેશી, અને બંગલામાં પેસતાં કેટલીક ચીજનું દર્શન થતાં, ખાનું પીનું પણ પરદેશી હશે એમ અમને ભાસવા લાગ્યું.

અમને પોહોંચતાં લગભગ સાડા પાંચનો અમલ થયો હશે. પટાવાળાએ અમારા આગમનની વરદી આપી અને થોડીવારમાં અમને દીવાનખાનામાં દાખલ કરવામાં આવ્યા, અને ઈશારેથી અમને એક ખુણામાં કોચ પડયો હતો તેનાપર બેસવાની સૂચના થઈ.

અમે દાખલ થયા તે વખતે દીવાનખાનામાં ભારે હસાહસ અને ગમત ચાલી રહી હતી. એક ગોળ ટેબલની આસપાસ પીધેલી ચાહના પ્યાલા અને બીસકીટની રકાબીઓ પડેલી હતી. જેની આસપાસ દસબાર ગૃહસ્થનું મંડળ વીંટળાઈ વળ્યું હતું બીજા એક મેજ ઉપર કેટલાંક છાપાં પડયાં હતાં. તમારા શેહેરના " દેશી જોદ્ધા " બાબતના સરક્યુલર ઉપર કેટલીક ટીકાઓ થતી હતી. મી. કૃષ્ણલાલ જોસબંધ " ખાસગી સરક્યુલર " ની તરફેણમાં બાધણ કરતા હતા. પરંતુ આ અભિપ્રાય પાસે બેઠેલા કેટલાકને રુચતો નોહોતો. તેઓ મી. કૃષ્ણલાલની દલીલનો રદીયો આપતા હતા. ' ખાસગી સરક્યુલર ' પરથી વાત ખસી થોડી વારમાં બીજી બાબતો પર ઉતરી પડી; અને ચાલતાં ચાલતાં મંડળમાંના એક ગૃહસ્થ જેનું નામ મોતીલાલ હતું તે બોલી ઉઠયો " મી. કૃષ્ણલાલ, તમે આ માસના "વસન્તમાં" આવેલો " ગુર્જર ગ્રેજ્યુએટ " ની સહીવાળો " મારૂં સરવૈયું " એ નામનો લેખ વાંચ્યો છે ? આર્ટીકલ ઘણો સરસ, વિદ્દત્તાભરેલો, હાસ્યરસથી પૂર, અને કેટલીક બાબતમાં ઘણો ગંભીર, અર્થસૂચક અને મનન કરવા યોગ્ય છે. તમે " નેશનલ યુનીવરસીટી " ની યોજના વિરુદ્ધ છો, પરંતુ ઉપલું " સરવૈયું " વાંચ્યા પછી તમારી ખાત્રી થશે કે હાલની કેળવણીનું "સીસ્ટમ" ઘણું ખામી ભરેલું છે તે સુધારવા " નેશનલ યુનીવરસીટી " ની જરૂર છે.

" લેખક કોણ છે. " ? મી. કૃષ્ણલાલ બોલ્યા.

" નામ તો કંઈ આપ્યું નથી પરંતુ તંત્રીની ફુટનોટ ઉપરથી દિ. બા. અંબાલાલ હશે એમ મારૂં ધારવું છે ? "–મોતીલાલે જવાબ દીધો.

કૃષ્ણલાલ—ફુટનોટ શી મતલબની છે ? વાંચો.

મોતીલાલ—" આ " ગુર્જર ગ્રેજ્યુએટ " એક પ્રતિષ્ઠિત અને પુખ્ત સ્વદેશહિતચિન્તક છે. "

કૃષ્ણલાલ—પણ એટલા પરથી મી. અંબાલાલ જ લખનાર છે એમ કેમ માની શકાય ?

મોતીલાલ—લેખકે બતાવેલા બેહોળા ઇતિહાસ અને રાજ્યપ્રકરણના જ્ઞાન ઉપરથી.

કૃષ્ણલાલ—એ કંઇ બસ નહીં કહેવાય. શું અમદાવાદમાં બીજા કોઈ વિદ્વાન લેખક નથી ! લાવો આર્ટીકલ ક્યાં છે ? મને જોવા દો. લખનાર કોણ છે તે જોઉં તો ખરો. મને કંઈ ખ્યાલ આવે છે !

મોતીલાલે પોતાના ગજવામાંથી " વસન્ત " કાઢી મી. કૃષ્ણલાલના હાથમાં મુક્યું.

મી ફૂકડનાને ચોપાનીયું હાથમા લઇને બેચાર પાના આમતેમ ફેરવી થોડુ ઘણુ વાચી ડોકુ ધુણાવી ક્હ્યું કે એ આર્ટીકલ મને દી બા અબાલાલનો લખેલો લાગતો નથી કેમ, મી સુંદરલાલ ? જુઓ તો ખરા આ આર્ટીકલ કેનો છે ? તમારી નજર એક માક્ષર ખાતે પડે છે

એક નાજુક બાંધણીના પાતળા સુંદર આકૃતિના ગોરા-ગબરૂ જેવા સોનેરી ચશમા પેહેરેલા અને સોનેરી અછોડા લટકાવેલા વાંકડી મૂછવાળા જૂવાન તરફ મી ફૂકડવાલે "વસન્ત" ફેંક્યુ

ગુસ્તાહજી શેઠ કરીને એક પારસી વચમા બોલી ઉઠ્યા "એ આર્તીકલ કનો છે તેની સાથી પચાત સી ? દી બા અબાલાલનો નખેનો નહી હમે તો મી ગોવર્ધનરામનો હસે કે મનસુખરામનો હસે ગુજરાતીમા બીજા એવા મરમ લખતરો કોન છે ? કોઈ બી નહિ."

સુંદરલાલ—કેમ નહી સાહેબ ? મી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ મી કમળાશંકર ન સિહરાવ મણીભાઈ, બ - હા ર વગેરેના નામ ભૂલી જાઓ છો ?

યશવતરાવ નામના એ ગૃહસ્થ વચ્ચે પડ્યા ગુસ્તાહજી શેઠ તમે તો સારી રીતે પારસી—ગુજરાતી છાપુ ચલાવી શકો. માક્ષરોના લેખોની બાબતમા સમજો નહીં એમા મારી અને તમારી અક્કલ ચાલે નહી એ તો સુંદરલાલનુ કામ

Have you no better things to attend to than to talk about an article from an obscure provincial journal ? Read, study, chew and digest the Times of India ' That journal is my Guide, Philosopher and Friend Don't read any other thing No time for trash, you know No time for trash"

મી હયામ્સ દાદરકર નામના એક યાહુદી ગૃહસ્થ બોલી ઉઠ્યા

મી સુંદરલાલે જવાબ દીધો દાદરકર દા । વસન્તની બાબતમા તમારો અભિપ્રાય ઘણો ભૂલભરેલો છે તમે કોઈ દિવસ વાચ્યુ હોય એમ મને લાગતુ નથી એ ઘણું આબરૂદાર પત્ર છે અહે બોલ્યા તો ઠીક છે નહીંકર બીજી જગાએ તમારી મશ્કરી થાત '

મી યશવતરાવ બોલી ઉઠ્યા— મી દાદરકર આપણી ' મધર ટગ ' (માતૃભાષા) ગુજરાતી નહી હોવાથી ' વસન્ત પર ટીકા કરવાનો મને અને તમને હક નથી ચલાવો મી. સુંદરલાલ લેખક કોણ છે તેની શોધ કરો

મોતીલાલ—આપણે લેખનું કામ છે કે લેખકનું ? લેખ જ વાચોની નકામો વખત શુ કરવા ગુમાવો છો ?

સુંદરલાલ—લેખનુ કામ ખરૂ અને લેખકનુ પણ ખરૂ લેખક નામાંકિત હોય તો પહેલેથીજ ધ્યાન આપીને લેખ વાચવામા આવે નહી તો વખતે લેખ તણાઈ જાય એટલો જ ક્યાસ કરોની કે "વસન્ત ના તન્ત્રીએ લેખક સબધી ફુટનોટ આપવાનું શુ

છે તમે આટલી ટુંકી મુદતમાં સર ફીરોજશાનું મુંબાઈની કોંગ્રેસ વખતનું ભાષણ ભૂલી ગયા ?

ગુસ્તાદજી—મને કૉંગ્રેસ કરતાં તમારી સોસીયલ કૉન્ફરન્સમાં "ફેથ" છે. બનારસનું સનાતન ધરમ પરનું એડ્રેસ કેવું સોન્જાું ને સરસ હતું?–સોસીયલ રીફોર્મ એ જ નેશનલ રીજનરેશનની ખરી કુંચી, છે. ખરૂ કેની દાદરકર દાદા ?

દાદરકર—હુ મી. ગુસ્તાદજીના અભિપ્રાયને મળતો છું. પોલિટીકલ એજીટેશનથી કંઈ વળનાર નથી. નારદલાલ નામના અમદાવાદી પાઘડી અને ફ્રેન્ચકટની પાટલુન અને વીલાયતી બુટ મોજાં પહેરેલા એક ગૃહસ્થ બોલી ઉઠ્યા.

" Regeneration નો ખરો factor, સોશીયલ એ નથી અને પોલીટીકલ પણ નથી પણ economic છે. મેં અમદાવાદમાં ગાયકવાડ સરકારનું ભાષણ સાંભળ્યું છે ત્યારથી એ બાબતમાં મારો નિશ્ચય દૃઢ થયો છે.'

યશવતરાવ—પણ મી. નારદલાલ તમે મી. દત્તનું છેલ્લું ભાષણ કેમ ઓહીયાં કરી જાઓ છો ? ઇકોનોમીક ફેક્ટર કેટલે બધે દરજ્જે પોલિટિકલ ફેક્ટર પર આધાર રાખે છે તે તમે કેમ વીસરી જાઓ છો ? વીલાયતમાં મી. ચેમ્બરલેન પ્રીફ્રલ રીફોર્મ પારલામેંટ પાસે કરાવવા માગે છે તે જોયું કેની ?

ગુસ્તાદજી—મહારાજા ગાયકવાડના ભાસનમાં કરેલી તમારા નથારા હાનિકારક રીવાજો અને કાસ્ટ સીસ્ટમ ( ન્યાતના બધારણ ) પરના ટીકા કેમ ભુલી જાઓ છો ?

મનમોહનરાય—વિષયાંતર નહી કરતાં સિદ્ધાંત કેટલે દરજ્જે ખરો અને સ્વીકારવા યોગ્ય છે તે નિર્ણય કરો.

યશવતરાય—લેખકનો " સિદ્ધાન્ત " મહેરબાની કરીને ફરીથી કહી બતાવો.

સુંદરલાલ—"એકવાર ' decay " (નાશ)માં પડેલી nation ફરીથી revive ( જીવતી ) થઈ હોય એવો એક પણ historical example ( ઐતિહાસિક દાખલો ) અત્યાર સુધી બન્યો નથી."

ગુસ્તાદજી—exactly so. બરાબર. હું પૂરેપૂરી એ વાત કબુલ રાખું છું.

યશવતરાવ—હું એ સિદ્ધાંત સ્વીકારી શકતો નથી. પ્રથમ તો ઇંડીયન પ્રજા સડી ગયલા લીંબુની દશાએ પોહોંચી છે એ વાત મને કબુલ નથી જેથી કરીને જો એ સિદ્ધાંત ખરો હોય તો પણ આપણને લાગુ પડતો નથી એ મારી પ્રથમ દલીલ છે. બીજું એ સિદ્ધાંત ઇતિહાસની દૃષ્ટિએ પણ મને ખરો લાગતો નથી.

દાદરકર—ઇનડીયન નેશન સડી ગઈ નથી તો બીજું શું? કચ્ચરઘાણ તો નીકળી ગયો છે.

ગુસ્તાદજી—વાંદરાનાં "વીકલી વોઇસ"ના એડીતર મી. પમ્પકીનસ કહે છે કે હીંદુઓ ભાજીપાઉં છે કંઈ માલ નથી: All a physical wreck, no grit, no stamina, no life.

યશવંતરાવ—(અભિમાન સાથે) તમારા એડીટર સાહેબને તેમની ભુલ સુધારવાની ઉમદા તક હાલમાં હીંદુઓએ આપી છે. પ્રેસીડંસી જીમખાના સાથે મેચનું રીઝલ્ટ જગજાહેર છે.

નારદલાલ—એક નાનકડા ક્રીકેટની રમતના બનાવથી તમે હીંદુઓને physically મજબુત ગણો એ બરાબર નહીં. એથી કંઈ સિદ્ધાંતનો રદીયો આપેલો ગણાય નહીં.

યશવંતરાવ—મી. નારદલાલ, આપ ઇતિહાસના અભ્યાસી છો. માટે આપ જ એ સંબંધી ખુલાસો કરો.

નારદલાલ—સાહેબ, મારૂં ગજુ નહીં.

યશવંતરાવ—સાહેબ ઇન્ડીયન પ્રજા જીવતી છે. ગાયકવાડ, સીંધીયા, હોલકર, કાશમીર, નીઝામ, મૈસુર, મેવાડ, મારવાડ, બીકાનેર, ભોપાળ, ત્રાવણકોર વગેરે હીંદુ અને મુસલમાન રાજ્યો અદ્યાપિ લગી વિદ્યમાન છે અને એ રાજ્યોમાં હીંદુ અને મુસલમાન પ્રજાને પોતાની બુદ્ધિ અને વ્યવહારિક શકતીઓનો પૂર્ણ વિકાસ કરવાની તક છે.

ગુસ્તાદજી—એ બધાં રાજ્યો સ્વતંત્ર ક્યાં છે? એ તો અંગ્રેજ સરકારના રક્ષણ હેઠળ છે.

યશવંતરાવ—નેપાળનું રાજ્ય સ્વતંત્ર છે. નેપાળમાં રજપૂત વંશના રાજ્ય કર્તા છે અને તુરકીના સુલતાનનું રાજ્ય ખુદ યુરોપમાં છે.

દાદરકર—પરંતુ તેથી કંઈ આ દેશની હીંદુ અને મુસલમાન પ્રજા decay (નાશ) થઈ નથી એમ કહેવાય નહીં.

યશવંતરાવ—હીંદુ અને મુસલમાન પ્રજા નબળી થઈ છે પરંતુ *decay (નાશ)* થઈ છે એ વાત હું કબુલ કરતો નથી. હીંદુ અને મુસલમાન પ્રજાને હજુ પોતાનું નેશનલ ગવરમેંટ છે, "ભાગ્યું ભાગ્યું પણ ભરચ છે."

ગુસ્તાદજી—સાહેબ, બધી સફાઈ જવા દો. decay થઈ નથી તો શું decay ના દાદા?

દાદરકર—decay થઈ છે એટલું જ નહીં પરંતુ લેખામાંથી પણ નીકળી ગઈ છે. જમીનની સપાટી પરથી ઉખડી ગઈ છે એમ કહીએ તો ચાલે એમ છે. જે રહી છે તેને હું પ્રજા માનતો જ નથી.

યશવંતરાય—સાહેબ, જો કોઈ પ્રજા રખડતી થઈ છે અને પોતાના રાજ્ય અને દેશ વગરની થઈ છે તો તે બે છે. એક યાહુદી પ્રજા અને બીજી પારસી પ્રજા. આ બે પ્રજાને કમનસીબે તેમનું રાજ્ય કે દેશ રહ્યો નથી. હીંદુઓ હજી હીંદુસ્તાનમાં જ છે, અને ઈંગ્રેજ સરકારના પ્રતાપી અમલ હેઠળ હીંદુ, મુસલમાન, પારસી, યાહુદી, ખ્રીસ્તી, વગેરે સર્વ ભાઈઓનું ભવિષ્ય સારૂં છે. હું અંગ્રેજી રાજ્યને મી. રાનડેના શબ્દોમાં ઈશ્વરી યોજના (providential arrangement) માનું છું. અને તેમાં ઈશ્વરનો હાથ જોઉં છું. યુરોપની સર્વ પ્રજામાં એ ચઢી શાણી અને ઠરેલ પ્રજાના ભવિષ્ય સાથે આપણું ભવિષ્ય જોડાયલું છે એ એક ઈશ્વરી કરામત છે.

મનમોહનરાય—ચાલો સિદ્ધાંતનો નિર્ણય કરો. તે ખરો છે કે ખોટો?

યશવંતરાય—ઇતિહાસની દૃષ્ટિએ જોતાં એ સિદ્ધાંત મને ખરો લાગતો નથી. જો તમે હીંદુ પ્રજાને "decay" થઈ ગયલી માનતા હો તો તેણે ઇતિહાસની તવારીખમાં બે વાર revive થઈ જાગૃત થઈ વિજય મેળવ્યાના દાખલા યાદ રાખવા જેવા બતાવ્યા છે. બૌદ્ધ ધર્મ જ્યારે આખા હીંદુસ્તાનમાં પ્રબળ હતો, તે વારે બૌદ્ધ ધર્મી ચક્રવર્તી મહારાજાઓ હીંદુસ્તાનમાં એક ખુણાથી બીજે ખુણે લગી રાજ્ય કરતા હતા, અને હીંદુ ધર્મનો લોપ થઈ ગયો હતો, અને હીંદુ પ્રજા દબાઈ ગઈ હતી. તે વખતમા શ્રી કુમારિલ ભટ્ટાચાર્ય અને શ્રીમદ્ શંકરાચાર્યની આગેવાની હેઠળ હીંદુ પ્રજા જાગૃત અને સજીવન થઈ; અને હીંદુ ધર્મનો પુનરુદ્ધાર કરી, બૌદ્ધ ધર્મીઓને હીંદુસ્તાનમાંથી હાંકી કાઢી હીંદુ ધર્મની મહત્તા સાબીત કરી આપી. આ પ્રમાણે હીંદુ પ્રજાનું 'Spiritual revival' (ધાર્મિક પુનરુજ્જીવન) થયું. બીજીવાર રાજકીય બાબતમાં હીંદુ પ્રજા જાગૃત થયાનો દાખલો છે. તે એકલી જાગૃત થઈ છે એટલુંજ નહીં પરંતુ ફરીથી યશસ્વી અને સર્વવિજયમાન થઈ. જ્યારે હીંદુસ્તાનમાં દીલ્હીના સિંહાસન પર શાહજહાન અને ઔરંગઝેબ જેવા બળવાન અને પ્રતાપી બાદશાહો રાજ્ય કરતા હતા. અને મુગલ રાજ્ય તેની પૂર્ણ કળાએ પોહોચ્યું હતું અને જાહોજલાલીમા હતું, અને દક્ષણમા મલેક કાફરની સવારી પછી બ્રાહ્મણી વંશ સ્થપાઈ પાંચ બ્રાહ્મણી વંશના રાજ્ય સ્થાપિત થયાં હતાં અને વિજયનગરના હીંદુ રાજ્યનો નાશ થઈ ગયો હતો, તે વખતે અમારા શિવાજી મહારાજની દેવાંશી સરદારી હેઠળ હીંદુ પ્રજા ફરીથી જાગૃત થઈ અને હીંદુ સામ્રાજ્યનો પાયો ફરીથી નખાયો. અને પેહેલા બાજીરાવના વખતમાં સામ્રાજ્ય પૂર્ણકળાએ પોહોચ્યું. બાલાજી પેશવાના વખતમાં મરાઠી ઘોડાઓએ અટક પાસે સિંધુનદીનાં પાણી પીધાં અને ખુદ દીલ્હીના રાજ્ય મહેલમાં મરાઠી સત્તા પ્રબળ થઈ.

ગુસ્તાદજી—મી. યશવંતરાવ, અહમદશાહ અબદલી અને પાનીપતની લઢાઈને ભૂલી જાઓ છો?

યશવંતરાય—તેને ઉપલા સિદ્ધાંત સાથે લેવા દેતા નથી.

મી. કૂકડલાલ—પણ હવે તો આપણે ખલવાઈ ગયા. હવે આપણને યુરોપીયન લોકોની નકલ કર્યા વગર છૂટકો જ નથી. જાપાનનો દાખલો લો; જાપાન વેસ્ટર્ન કેળવણી લીધાથી કેવા શ્રેષ્ઠ દરજ્જે પોહોંચ્યું છે તેનો ખ્યાલ કરો. Western *learning*, *Western education*, *Western thought*, Western life, Western manners, Western habits,—All Western—that is what is wanted.

સુંદરલાલ—Not also a Western wife? મી. કૂકડલાલ તમે વીલાયતથી મડમ પરણતા કેમ નહી આવ્યા?

યશવંતરાવ—હવે મશ્કરી જવા દો. મી. કૂકડલાલ, મને આપનો તદ્દન denationalize થવાનો વિચાર બિલકુલ પસંદ નથી. જેટલું આપણે અનુકૂળ એટલું જ પારકું સારૂં હોય તેટલું ગ્રહણ કરવું જોઇએ. આપણી સંસ્થાઓ રીતરીવાજોમાં જેટલું સારૂં હોય અને આપણી સ્થિતિને અનુકૂળ હોય તે વાત્ર નકલની ખાતર તજી દેવાનું નથી. પારકી પ્રજાના તમામ રીતરીવાજ ગ્રહણ કરવા એ આપણને અનુકૂળ કે લાભકારક થઈ પડશે નહીં. What is one man's food may be another man's poison. You must like the Japanese combine the excellences of the East and the West.

મી. કૂકડલાલ—પણ આપના "[1]What is one man's food is another man's poison" એ જ વાક્યને આધારે કોંગ્રેસના પ્રતિપક્ષીઓ કહેછે કે [2]રેપ્રીઝેન્ટેટિવ ઇન્સ્ટીટ્યુશન હીંદુસ્થાનની સ્થિતિને અનુકૂળ નથી; પરંતુ તે પશ્ચિમ તરફના લોકોની બુદ્ધિને અનુસરતા છે. અને ઇન્ડીયન લોકો બાપદાદાથી ઉતરી આવેલા લક્ષણો કે ગુણથી કે રીતરીવાજથી કે કેળવણીથી હજી સેલ્ફ-ગવર્મેંટ[3] માટે લાયક થયા નથી.

યશવંતરાવ—આપણી અસલની પંચાતો અને વીલેજ કમ્યુનીટી[4] રૂપ સસ્થાઓ એક જાતનું સેલ્ફ ગવરમેંટ નહી તો બીજું શું હતું? મી. કૂકડલાલ મ્યુનીસીપાલીટી અને ધારાસભામાં આપણા લોકોએ પોતાની કુશળતા બતાવી આપી રેપ્રીઝેન્ટેટિવ ઇનસ્ટીટ્યુશન માટે પોતાની લાયકાત સાબીત કરી આપી છે. સર પ્રીરોજશાહ મહેતા, ઓન. મી. ગોખલે, ઓન. મી. રણછોડલાલ છોટાલાલ જેવા લેજીસ્લેટીવ કાઉનસિલરો કે મ્યુનિસિપાલ પ્રેસીડેંટો જુઓ. સરટી માધવરાવ, દિનકરરાવ, ગૌરીશંકર, શેષાદ્રિ આયર જેવા એડમીનીસ્ટ્રેટર બતાવો. ઇન્ડીયન લોકોએ પાર્લામેંટમાં બેસી પોતાની લાયકાત સાબીત કરી આપી છે અને જાહેર કામકાજોમાં જે કુશળતા બતાવી છે તે ઉપરથી આપણું ભવિષ્ય સારૂં અને આશાપ્રદ છે એમ હું માનું છું.

૧ 'એક માણસનો ખોરાક તે બીજાનું ઝેર.' ૨ પ્રતિનિધિની સંસ્થા. ૩ પોતીકો રાજ્યવહીવટ. ૪ ગામડાંનાં લોકમંડળ.

કુકડલાલ—ત્યારે શું આપ બધી આશા કોનગ્રેસ અને કોનફરન્સ ઉપર જ રાખો છો?

યશવંતરાવ—હું કેટલીક આશા તેમના પર રાખું છું. કેટલીક મારી જાત ઉપર પણ રાખું છું. મોટે ભાગે હું મારા આત્મબળ પર આધાર રાખું છું. કોંગ્રેસ અને કોનફરન્સ માત્ર કુકડાની માફક આપણને જાગૃત કરી પ્રભાત થયો છે એટલું સૂચવી શકે. પરન્તુ પ્રભાત થયા બાદ ઉદ્યોગ આપણે જ કરવાનો છે, કુકડાએ કરવાનો નથી. પ્રભાત પડયા પછી કુકડો નકામો છે.

કુકડલાલ—તમે તમારું આત્મબળ શી રીતે અજમાવવા માગો છો? વેસ્ટર્ન[૫] કેળવણીની મદદ લીધા પછી કંઈ તમારે છુટકો છે?

યશવંતરાવ—મેં આપની માફક એક બાબતનું જ પૂછડું પકડયું નથી. પૂર્વે ને પશ્ચિમ કને શીખવાનું છે, એમ હું માનું છું અને પશ્ચિમને પૂર્વ કને શીખવાનું છે એમ પણ હું માનું છું. પશ્ચિમ પ્રજાના સ્પીરીચ્યુએલ એટલે આત્માને લગતી બાબતમાં આપણે ગુરુ થવાનું આપણું મીશન બાકી છે. જેવી રીતે ગ્રીક તત્ત્વજ્ઞાન રોમન લોકોનું ગુરુ બન્યું હતું તેવી રીતે આપણે પણ આપણા વેદાંતનું શિક્ષણ પશ્ચિમની પ્રજાને આપવાનું છે. એ જ નિશાનને જ વાસ્તે હજી આપણને પરમેશ્વરે હયાતી બક્ષી છે. બીજી બાબતમાં આપણે આપણું આત્મિક બળ એવી રીતે અજમાવવાનું છે કે આપણે યુરોપના સુધારામાંથી સર્વથી સરસમાં સરસ વસ્તુઓ ગ્રહણ કરી તેની મેળવણી આપણી પોતીકી સરસમાં સરસ વસ્તુ સાથે કરી આપણી પ્રજાનું એક શ્રેષ્ઠ નવું સ્વરૂપ બનાવીયે. જાપાનીઝ લોકોનો દાખલો લો. પશ્ચિમની વિદ્યા કળા શાસ્ત્રો સાહિત્યોની કેળવણી લીધા છતાં, તેમનો ધર્મ અને ટેકનો કાયદો "બુશીદો" જાપાનીઝ લોકો ભુલી ગયા નથી. તે જ પ્રમાણે પશ્ચિમની કેળવણી લીધા છતાં આપણે આપણી સુંદર નાગરિકતા અને આપણો મહાન્ પ્રાચીન આર્યધર્મ ભુલી જવાનો નથી. આ બાબત બરાબર સમજવામાં જ આપણું શ્રેય રહેલું છે. પ્રથમ આપણે આર્ય છીએ એ આપણે કોઇ દિવસ ભુલી જવાનું નથી.

મનમોહનરાય—મી૦ યશવંતરાવ તમે જ્યારે આપણા પ્રાચીન આર્ય સુધારાને ટોચે ચડાવવા માગો છો, ત્યારે આપણા "ગુર્જર ગ્રેજ્યુએટ" તો તેમાં દોષ કાઢે છે ને કહે છે કે "આત્માનો ઉત્કર્ષ કરવામાં હીંદુઓના પૂર્વજો એટલા બધા ગુંથાઇ ગયા કે આત્માને શરીર છે એ વાત ભૂલી ગયા." અને પોતાની દલીલની પુષ્ટિમાં પ્રેસીડંટ રૂઝવેલ્ટનો અભિપ્રાય ટાંકે છે કે ગમે તેટલી સુધરેલી પ્રજા હોય, સાહિત્ય અને સંગીતકળા વગેરેમાં અતિ કુશળ હોય તો પણ જ્યારથી પોતાનું શારીરિક બળ ખોવા માંડે છે ત્યારથી તેની પડતી શરૂ થાય છે અને પોતાના અસ્તિત્વનો હક ગુમાવી બેસે છે.

૫ પાશ્ચાત્ય.

યશવંતરાવ—આ સિદ્ધાંત જરાક ઉંડેથી તપાસો તો ખરૂં સત્ય જણાઈ આવશે. આત્મા જ્યાં લગી બળવાન હોય છે ત્યાં લગી શરીર નિર્બળ થઈ શકે જ નહીં. આત્મા નિર્બળ થવા માંડયો કે શરીરમાં સડો પેસે છે. શારીરિક બળનો છેવટનો આધાર આત્મા પર છે. જેટલો આત્મા ઉંચો તેટલું જ શરીર બળ ઉંચા પ્રકારનું. આપણું ગીતાશાસ્ત્ર આત્માને શ્રેષ્ઠ પદવી આપી કહે છે. કે, આત્મા જ્યેષ્ઠએ ત્યારે જેમ માણસ નવાં વસ્ત્રો પેહેરે છે તેમ નવાં શરીરો ગ્રહણ કરી લે છે. જાપાનીઝ લોકો કંઈ શરીર બળમાં રશીયનોથી ચઢીયાતા કે વધારે કદાવર હતા નહીં. પરંતુ રશીયનો કરતાં એમનામાં આત્મિક બળ અને નૈતિક ગુણોની મહત્તા હતી. એમનું સ્વદેશાભિમાન, ધર્માભિમાન, રાજ્યભક્તિ, પિતૃભક્તિ અને ધર્મયુદ્ધ તરફ પૂજ્યભાવના એને લીધે જ જાપાનની ફતેહ થઈ છે. બળવાન આત્મા વગરનું મજબુત શરીર કશા કામનું નથી. કાબુલી ઝુલુ વગેરે લોકો શરીરબળમાં ઉતરતા નથી. પરંતુ તેમનામાં તેટલે દરજ્જે આત્મિક કે માનસિક બળ નહીં હોવાથી તેમનાથી ઉતરતા શરીર બળવાળી પરંતુ વધારે માનસિક અને આત્મબળવાળી પ્રજાઓથી તેમની હાર થાય છે. " ગુર્જર ગેજ્યુએટ " અફઘાનીસ્તાન માટે સારૂં ભવિષ્ય બતાવે છે. પણ સ્મરણ રાખવાનું છે કે અફઘાનીસ્તાન હજી સુધી જીતાયું નથી તે ત્યાંના લોકના શરીરબળના કારણથી નહિ પણ એ દેશ ડુંગરી છે અને વિકટ છે તે કારણથી. કેવળ શારીરિક બળવાળી પ્રજા સુધરેલી પ્રજા સામું ટકી શકતી નથી. હાલની લડાઈઓ કંઈ દારૂગોળાની નથી, પરંતુ મગજની છે. નેપોલીયન પોતાના મગજમાં એકવાર લડાઈ જીતી અર્વાચીન લડાઈના મેદાનમાં બહાર પડી ફતેહ મેળવતો. કવાયત અને યુદ્ધના સાધન વગરનું શરીરબળ કંઈ કામનું નથી તેના દાખલા ઇતિહાસમાં પુષ્કળ છે. ડ્યુક ઓફ વેલીંગટને કહ્યું હતું કે વાટરલુની લડાઈ ઈટનની ક્રીકેટ ગ્રાઉંડ પર જીતવામાં આવી હતી પરંતુ ત્યાર પછી સીતેર વર્ષે કાઉન્ટ મોલટકીએ જાહેર કર્યું હતું કે સીડનની લડાઈ પ્રશીયાના સ્કૂલ માસ્તરોએ જીતી હતી. આપણા પૂર્વજો આત્માને શરીર છે એ વાત ભુલી ગયા નોહોતા. ભુલી ગયા હોત તો બ્રહ્મચર્ય માટે તેઓ આટલો આગ્રહ ધરાવત જ નહિ. ક્ષત્રિય લોકોને તેમનાં શરીરો બરાબર કસવાને, કેળવવાને અને ખીલવવાને ખાસ ફરમાન હતું. રજપુતોની હાર કંઈ તેમના શરીરબળની ખામીને લીધે થઈ નથી પરંતુ માંહોમાંહે ફાટફુટ, ઇર્ષ્યા, દ્વેષ, કુસંપ, રાજ્ય અને જમીન લોભ, સમયસૂચકતાની ખામી, જનપરીક્ષામાં કચાશ; એને લીધે એટલે કે ટુંકામાં આત્મા અને બુદ્ધિની ઉચ્ચ કેળવણીની ખામીને લીધે થઈ છે. હીંદુસ્તાનની પડતી હીંદુસ્તાનની પ્રજાએ જ્યારથી પોતાનું આત્મિક બળ ખોવા માંડયું ત્યારથી થઈ છે. આ દુનીયામાં જે એક બીજા વચ્ચે હરીફાઈ ચાલે છે તેમાં યાદ રાખજો કે શરતમાં જે બહુ ઉતાવળો દોડનાર હશે તેને ફતેહ નથી, તેમ યુદ્ધમાં જે બહુ બળવાન હશે તેને પણ ફતેહ નથી; પરંતુ આ અથડા અથડીમાં જે લોકોનો બુદ્ધિનો ભંડાર પરિપૂર્ણ હશે અને પૂરેપૂરો ખીલેલો હશે તેને ફતેહ મળવાની છે. માટે આત્મિક બળની ઉન્નતિ કરો.

કૃષ્ણલાલ—ત્યારે શુ તમે એમ કહેવા માગો છો કે આપણે છાપાં તીલક કરી માળા લઈ 'ભજ ગોવિંદ ભજ ગોવિંદ ' કર્યા કરવું ?

યશવંતરાવ—મારૂ તેમ કહેવુ નથી, તેમ આપણા પૂર્વજોનુ પણ તેમ કહેવુ નોહોતુ. આપણા પૂર્વજોનું એમ કહેવુ નોહોતુ કે શરીરનો અનાદર કરો ઉલટો શરીરના રક્ષણ ખાતર બ્રહ્મચર્ય પાળવાનો એમનો આગ્રહ હતો, પરતુ તેમનુ કહેવુ એટલુ હતુ કે શરીર આત્મા માટે છે, આત્મા શરીર માટે નથી, આ શરીરને કઈ આત્મા માની બેસી તેને પપાળ પપાળ કરવાનુ નથી, આત્મા છેવટનો છે શરીર કઈ છેવટનુ નથી આત્મા બળવાન હશે તો બીજાં સેંકડો બળવાન શરીર ધારણ કરશે, પરતુ નબળા આત્માવાળાના બળવાન શરીરનો એકવાર નાશ થયો તો તે ફરી મળનાર નથી, સકોચ પામેલા મલિન આત્માને તેને યોગ્ય જ ખોળીયુ મળશે. આત્માને પવિત્ર મજબુત અને સુદર બનાવવાનો તેમનો આગ્રહ હતો. જ્યારે ગ્રીક લોકોનો ઉદ્દેશ સગીન શરીરની અદર સગીન મન એ હતો. ત્યારે આપણા પૂર્વજોનો આશય તેથી અગાડી વધીને સગીન શરીરની અદર સગીન મન અને પવિત્ર આત્મા એવો હતો. મનનો નિગ્રહ આત્માથી કરવાનો હતો.

સુદરલાલ—હવે પશ્ચિમની પ્રજા તરફ આપણું શુ "Mission" મીશન છે કે જેને વાસ્તે તમે કહો છો કે આપણે હજુ જીવીએ છીએ ?

યશવતરાવ—એ કે આપણા આર્ય લોકોનો મજબુત ગુણ તેમની ધર્મબુદ્ધિ છે. આપણી બુદ્ધિનુ વલણ છેવટે ધર્મ તરફ, ઐહિક કરતા પારમાર્થિક સુખ તરફ, વધારે છે. આખી સૃષ્ટિની પ્રજાનુ આત્મિક શ્રેય કરવુ તેની આપણામા લાયકાત છે. અને તેને વાસ્તે જ આપણને ઇશ્વરે નિર્માણ કર્યા છે. આપણે ભૌતિક વસ્તુની બહાર જોઈ શકીયે છીએ. એક દિવસ આવશે જ્યારે વેદાત આખી દુનીયાનો ધર્મ અને તત્ત્વજ્ઞાન થશે કેટલાક શુષ્ક વેદાતીઓની માફક *अहब्रह्मास्मि* નો મિથ્યાવાદ ન કરતા આપણે દરેક માણસને તેનામા આત્મિકબળ કેટલુ છે તે શીખવવાનુ છે. આત્માને સગીન અને બળવાન બનાવી તેને પરોપકાર, દયા, સ્વાર્થપરિત્યાગ, હીમત, ન્યાય, પ્રેમ, સત્ય વગેરે સદ્‌ગુણોથી અલકૃત કરી, પારકાનુ કલ્યાણ કરો—એ બોધ આપવાનો છે. તેમના જ કલ્યાણમા તમારૂ કલ્યાણ સમાયલુ છે. **तत्त्वमसि** મહાવાક્યનો ઉપદેશ કરીને દરેક માણસને કહેવાનુ છે કે ભાઈ તુ આ ક્ષુદ્ર માટીનો દેહ નથી—તારામા ઇશ્વરી અશ છે. ચાહે તો તુ તે અશને ખીલવીને ઇશ્વરી શક્તિઓ સપાદન કરી શકે એમ છે. ખુદ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરની શક્તિનુ બીજ તારામા છે. અને તુ તે કેટલે લગી ખીલવી શકે છે તે તારા હાથમા જ રહેલુ છે. માટે હરરીતે આત્માની ઉન્નતિ કર. આત્મા બળવાન હશે તો તેને ખોખાની ખોટ નથી. આ શિક્ષણ એકલી પશ્ચિમની પ્રજાને આપણે આપવાનુ નથી પણ આત્મબળને અભાવે અત્યારે ક્ષીણ થઈ ગયલી આપણી આર્ય પ્રજા જે રહસ્ય ભૂલી ગઈ છે તેને પણ આપવાનુ છે. આપણી કુદરતી બુદ્ધિ

ધર્મ તરફ વળેલી હોવાથી, આપણે તે જ રસ્તે સુધરી શકીયે એમ છે. બીજે રસ્તે તેવી સરસ રીતે સુધરી શકીયે એમ નથી. હીંદુ લોકોની 'રિપરિયુઅલ જીનીયસ' બાબતનો સરયંગહસબંડનો અભિપ્રાય તમે વાંચ્યો હશે. આત્મિક ઉન્નતિ સાથે બીજા બધા વ્યાવહારિક સદ્ગુણો આપોઆપ આવશે. આ કંઈ માળા લઇને ભજન કરવાનો ઉપદેશ નથી. અર્જુનને ઘણુંએ માળા લઇને એસવું હતું, પરંતુ શ્રી કૃષ્ણ પરમાત્માએ તેના ક્ષત્રિય ધર્મની ફરજ બજાવવા સલાહ આપી તેની કને યુદ્ધ કરાવ્યું હતું.

મનમોહનરાય—આથી હાલની કેળવણીની ખામી સુધરી શકે એમ છે એમ આપ ધારો છો?

યશવંતરાય—ધર્મ શિક્ષણથી અલબત સુધરશે જ. આપણામાં મુખ્ય ધર્મ બાબતની કેળવણીની ખામી છે. આપણા વિદ્વાન 'ગુર્જર એજ્યુએટે' જે ચિત્ર ચીતર્યું છે તે કેવળ સ્વધર્મની લેશ માત્ર અસર કે છાંટ વગરના, પશ્ચિમની ઢબને અનુસરીને માસિનક કેળવણી લીધેલા યુવાનનું ચીતર્યું છે. અને ધર્મ વગર તેની દશા કેવી હામાડોળ ત્રિશંકુ જેવી "ધોબીનો કુતરો ઘરનોએ નહીં અને ઘાટનોએ નહીં" એવી થઈ છે, કોઈ પણ પ્રકારના ધર્મશિક્ષણ વગરનો જુવાન પોતાના સુખ, મોજ શોખ અને એશઆરામમાં જ પોતાનું જીવણ આવી રહેલું માને છે! "હું અને મારી ડીયર" માં જ સર્વ સૃષ્ટિ સમાઈ ગયલી સમજે છે! "Money is my God" પૈસો મારો પરમેશ્વર, એ સૂત્ર ઉપર જીવન ગુજારે છે. પારકાના સુખને વાસ્તે લેશ માત્ર પણ મહેનત કરવા કે બોજો ખમવા કે પોતાનું સુખ ઓછું કરવા તે તૈયાર નથી. આપણા લોકોની અસલની સાદાઈ તેનામાંથી જતી રહી હોય છે. તે મગરૂર નકલી રોળઘાલુ ફીશીયારીખોર ફેશનનું પૂજન કરનારો અને ઉડાઉ બની જાય છે. આ બધી ખોડ ધર્મના શિક્ષણ વગર સુધરી શકે તેમ નથી.

ગુરતાદજી—ત્યારે સું તમારા જૂના પંદીતો અને સાસતરીઓએ હીંદુસ્તાનને તોચની દસાપર મુકીયું હતું એમ તમારૂં માનવું છે? તો હાલે જ સમુદર પરિયતનના સવાલની જે ચરચા ચાલે છે તેમાં તમે વેલાતી પાક્સમાં નહીં પન ગામઠી પક્સમાં હસો નહીં વારૂ? મારૂં કહ્યું માનો સાહેબ. આ તમારા જુના પંદીતો અને સાસતરીઓ તમને ઉંધે રસ્તે દોરે છે. ચેતો, ઔરંગઝેબ બાદસાએ તેના ઉસ્તાદને જે થપકો આપીઓ હતો તે ભૂલી જાઓ નહી. એ થપકો તમારા પંદીતોને પન લાગુ પડે છે.

યશવંતરાવ—અમારો પ્રાચીન સુધારો તે કાળ માટે પરિપૂર્ણ હતો પણ અત્યારના કાળને માટે પણ તે પરિપૂર્ણ છે એમ હું કહેવા માગતો નથી. નહીંતર પશ્ચિમ તરફની કેળવણીનું તેની સાથે મિશ્રણ કરવાની હું ભલામણ કરત જ નહીં. અમારા પંડિતો કેટલીક-બાબતમાં કુવા તળાવના દેડકા જેવો વેશ ભજવે છે. તે હું જાણું છું. જો કે તેઓએ પોતાના પૂર્વજો તરફથી મેળવેલા જ્ઞાનમાં સુધારો

વધારો કર્યો નથી, પરંતુ હતું તેટલું સાચવી રાખ્યું તે વાસ્તે તેમને આપણે ધન્યવાદ આપવો ઘટે છે. મારો કહેવાનો ભાવાર્થ એ છે કે આર્યન પ્રજાનુ કુદરતી વલણ ધર્મ તરફ વળેલુ હોવાથી તે તે રસ્તે સૌથી સરસ રીતે સુધરી શકે એમ છે. અને તે જ રસ્તે તેનો ઉદ્ધાર થવાનો છે. જેમ કોઈ માણસમા કુદરતી વક્તૃત્વ શક્તિ હોય છે, કોઈ કાવ્યકળામા કુશળ હોય છે, કોઈ ગણિતમાં એક્કો હોય છે, તો તે પોતાની કુદરતી શક્તિ ખીલવે તેમા જ તેને ફાયદા થાય છે. સીસેરોએ કવિતા લખવા માંડી હોત અને વરજીલે ભાષણ કરવા માડ્યાં હોત તો એકેનુ કાર્ય સુધરત નહી અને બનેના બગડત. મારે કહેવાનુ તાત્પર્ય એ છે કે આપણા ખરા શત્રુ આપણી અદર છે બહાર નથી. આળસ, લોભ અદેખાઈ, સ્વાર્થ, મિથ્યાભિમાન વગેરે દુર્ગુણો આપણા ખરા શત્રુ છે અને આ પણો આત્મા અને તેના અગના મહદ્ગુણો, હીંમત, ઉદ્યોગ, દયા, પરોપકાર, ન્યાય, શ્રદ્ધા, સત્ય, પવિત્રતા એ આપણા ખરા મિત્રો છે. માટે ધર્મશિક્ષણદ્વારા તેમને ખીલવો.

સુદરલાલ—ત્યારે ઇંડીયન પ્રજાને વાસ્તે ભવિષ્ય છે એમ આપનુ મજબુત અતઃકરણ પૂર્વક માનવુ છે?

યશવંતરાવ—મારૂ અતઃકરણ પૂર્વક માનવુ એટલુ જ નહી પરન્તુ તે આપની સમક્ષ સા બીત કરવાને તૈયાર છુ. જેવી રીતે ઇજીપ્ત આસીરીયા, ગ્રીસ, રોમ વગેરે રાજ્ય અને પ્રજાનો નાશ થઈ તેઓ દુનીયાની સપાટી પરથી ડુબી ગયા તેવુ આપણી ઇનડીયન પ્રજાના સબધમા બનવુ નથી હીંદુઓ અદ્યાપિ સુધી પો તાના ધર્મબળને લીધે જ ટકી રહ્યા છે. નહી તો હીંદુ પ્રજા પર જે વીત્યુ છે તેના પ્રમાણમા તે દુનીયાની સપાટી પરથી ક્યારનીએ ઉખડી ગઈ હોત. એક શકરા ચાર્ય, એક નાનક એક તુકારામ, એક કબીર, અને એક ચૈતન્યે કર્યું છે તે હજારો રેનકન્વનસો ડોક્ટરોથી થાય એમ નથી હીંદુસ્તાનને નસીબે આવા સતો વખતો વખત જન્મ્યા કરે છે. એ જ હીંદુસ્તાન પર પરમેશ્વરની મહેર બતાવી આપે છે. આવા સતો આત્મિકબળ માનસિકબળથી કેટલુ બધુ બળવાન છે તે સા બીત કરે છે. બુદ્ધ, મહમદ, અને જીસસ ક્રાઇસ્ટ જે કરવા સમર્થ થયા છે તે તમે તમારી આંખો આગળ જુઓ છો તે છતા આત્મિકબળની ચેષ્ટા કરવામા આવે એ ઘણું હસવા સરખુ અને અશોભતુ ગણાય. હાલમા મોટા મોટા ભા પણો કરી ઠરાવો પસાર કરવાની ટેવ પડી ગઈ છે. પરંતુ તેનાથી કંઈ બહુ વળે એમ નથી. લોકોને પવિત્ર ઉત્તમ નમુનાદાર જીવનના દાખલાની જરૂર છે તે તમારી જીંદગી પવિત્રતાથી ગુજારી સામાન્ય લોકની રૂબરૂ નકલ માટે તે રજુ કરો. આવા દાખલા તમારા ધર્મશાસ્ત્રોમા ભરપૂર છે. અને તેની અસર લોકોપર ઝટ થાય છે. રામ—કૃષ્ણ યુધિષ્ઠિર, સીતા, દમયતી, સાવિત્રી, લક્ષ્મણ, ભરત, અર્જુન. એમના ચરિત્રો જેટલા લોકોપર અસર કરશે તેટલા તમારા કોનફરનસોના ઠરાવો અસર કરવાના નથી. જો તમારે પ્રજાને સ્વદેશાભિમાની કરવી હોય અને

પૂર્વજોને વાસ્તે પૂજ્યભાવના ઉત્પન્ન કરવી હોય તો ધર્મશાસ્ત્રો અને પ્રાચીન સાહિત્યના અભ્યાસ શીવાય છુટકો નથી. શ્રીકૃષ્ણ પરમાત્માએ જે બોધ ગીતામાં આપ્યો છે તે ધ્યાનમાં રાખી ફળની આકાંક્ષા વગર આપણું કર્તવ્ય કર્મ કરવું એજ આપણો અધિકાર છે. કોઈ રીતે આપણે નાસીપાસીથી પડી રહેવાનું કારણ નથી. મુશકેલીથી કે તરત આપણા પ્રયત્નોનું ફળ મળે નહીં તેથી ઢીલા પડી જવાનું કારણ નથી. રાયણ સો વરસે પાકે છે. રાયણ વાવનાર રાયણનું ઝાડ પોતાના ખાવાને વાસ્તે વાવતો નથી. પણ બીજાને વાસ્તે વાવે છે એ દાખલો ખૂબ ધ્યાનમાં લેવાનો છે. માટે ફક્ત કર્તવ્ય અને ધર્મની ખાતર ફળની આકાંક્ષા વગર સંસારના કારભારમાં મશગુલ રહો. બાકીનું બધું ઇશ્વર સંભાળી લેશે. જે લોકોને શ્રી કૃષ્ણમાં શ્રદ્ધા છે અને જેઓ શ્રીકૃષ્ણને સાક્ષાત્ વિષ્ણુના પૂર્ણાવતાર માને છે તેમને તો કોઈ વાતમાં ગભરાવાનું નથી. **"બધાં કર્મ મને અર્પણ કરીને કર" "મારા ભક્તનો નાશ નથી"** એવાં ઇશ્વરી વાક્ય છે. **"જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો વધારો થાય છે ત્યારે સાધુ લોકોના કલ્યાણ વાસ્તે અને દુષ્ટોનો નાશ કરવા હું અવતાર લઉં છું."** એવાં રક્ષણ રૂપી પરમાત્માનાં વચનો છે. તો પછી તેવા મનુષ્યને લેશ માત્ર પણ ભવિષ્યને વાસ્તે નાસી પાસ થવાનું કારણ નથી. જરૂર હશે તો તમારા રક્ષણને વાસ્તે ભગવાન્ વિષ્ણુ અવતાર ધારણ કરશે. પરંતુ જો તમે સાધુવૃત્તિથી રહેશો તો જ. પરંતુ જો દુષ્ટતાથી વર્તશો તો તમે શ્રી કૃષ્ણને કાળ રુપ દેખશો. અને દુર્યોધન, દુઃશાસન, જરાસંધ, કંસ જેવા તમારા હાલ થશે. ભગવાન્ વિષ્ણુ દેવતાઓ વગર એકલા અવતાર ધારણ કરતા નથી. પહેલા દેવતાઓ અવતરે છે, અને પછી પોતે પ્રકટ થાય છે. માટે દેવતાઓ અવતરે તે વાસ્તે દરેક દંપતીએ પોતાનાં જીવન પવિત્ર અને દેવતાઈ કરવાની જરૂર છે. કેળમાંથી ખરસાણી પાકતી નથી, અને ખરસાણીમાંથી કેળ ઉગતી નથી. પરમેશ્વરની મહેર સર્વ જગ્યાએ સરખી છે. સૂર્યનો પ્રકાશ સર્વ જગ્યાએ સરખો છે. પરંતુ સારી જમીનમાં ગુલાબો પેદા થાય છે અને નબળી જમીનમાં કાંટા ઉગે છે. માટે તમારૂં ભવિષ્ય તમારા હાથમાં છે. આત્માનું બળ અમાપ છે. કાળા માથાનું માનવી શું કરી શકતો નથી? હીમતની કીમત નથી. એ વચનો ધ્યાનમાં રાખી હીમતવાન માહસિક ઉત્સાહી અને શ્રદ્ધાવાન બનો, એટલે રસ્તો આપોઆપ તમારી આગળ ખુલ્લો થશે. અને કોઈ પણ જાતની મુશકેલી નડશે નહી. કોઈ પણ પ્રકારનાં બ્હાનાં બતાવી સ્વાર્થને વશ થઈ નીતિ અને સદ્ગુણના નિયમનો ભંગ કરશો નહીં. દંપતી બળવાન પવિત્ર અને કેળવાયલાં હશે તો પ્રજા આપોઆપ બળવાન થશે. સિંહના બચ્ચાને હાથી પર તલપ મારતાં કોઇને શીખવવું પડતું નથી. ગધેડું ભુંકવાનો અને ડફણાં ખાવાનો અને શીયાળ લુચ્ચાઇનો જ ગુણ પોતાની મેળે સંપાદન કરે છે. પારકી આશ તે સદા નિરાશ. આપણું શ્રેય આપણા પોતીકા હાથમાં છે અને તે આપણા આત્મિક બળની ખીલવણીમાં સમાયલું છે. પરમેશ્વર આપણું રક્ષણ કરે છે

એ શ્રદ્ધાથી હીમતવાન થઈ દુનીયામાં બહાર પડો અને સ્વદેશનો ઉત્કર્ષ કરો. આખરે સત્યે જય છે. માટે સત્યતા અને પવિત્રતાના માર્ગથી કોઈવાર ખસશો નહીં. આ સૃષ્ટિમાં વિજય સત્યવાન બુદ્ધિવાન બહાદુર સાહસિક બળવાન પરાક્રમી અને ઉદ્યોગીને છે. માટે તેવા પ્રકારનુ તમારૂ જીવન બનાવવા પ્રયત્ન કરી તમારી ફરજ બજાવવા સૃષ્ટિના રણસંગ્રામમાં

**યાહોમ કરીને પડો ફતેહ છે આગે.**

* * * * * * * * * * *

ઉપલો સંવાદ ચાલતો હતો અને સાંજ પડી ગઈ હતી; એવામાં મી. ફક્કડલાલની નાની બેન દોડતી આવી અને કહ્યું કે ભાઈ ચલોની, તારાભાભી ક્યારનાં ગાડી જોડાવીને બહાર ઉભાં રહ્યાં છેઃ બહાર જવાને મોડી થાય છે. બધુ મંડળ એકદમ ઉઠ્યું અને પાઘડીઓ માથે મુકી સાહેબસલામ કરી વિદાય થયુ. મી. ફક્કડલાલે અમારી પાસે આવી ઇંગ્રેજી રીતરીવાજ મુજબ અમારી સાથે શેકહેન્ડ કરી, વાતચીત કરવાનો અવકાશ મળ્યો નહી તેને માટે દીલગીરી બતાવી, અને બીજે દિવસે સવારે મળવા સુચના કરી, અમે પણ સભ્યતાના બે બોલ જવાબમાં કહી વિદાય થયા; મી. ફક્કડલાલે પોતાની ગાડી નેપીયનસી રોડ તરફ મારી મુકી.

* * * * * * *

અમે ઘેર જઈ વાળુ કર્યું. અને મહુ મુખત્યાર સાથે રાત્રે મસલત કરી આવા જંજાળી "સ્વદેશી" બેરીસ્ટર કરતાં કોઈ "ગોરો" વધારે ઠીક પડશે એમ નિશ્ચય પર આવી રૂપીયા પદરસો ખરચી ગોગને રોકી આવ્યા. કહેવાની જરૂર નથી કે આ ગોગ સાહેબની મદદથી આખરે અમારા સબધીનો છુટકારો થઇ ગયો.

લી આપનો સેવક,

મુનિ.

---

# દૈવી પ્રકૃતિનો વિજય.

( અનુસંધાન વર્ષ ૩, પાને ૩૭૦ થી. )

*[ઇસાબેલા નામની બાળા પોતાની પવિત્રતાનું કેવું સારી રીતે રક્ષણ કરે છે એ બતાવવાનો શેકસપીયરના "મેઝર ફૉર મેઝર" નાટકનો હેતુ છે. વેરોના-શેહેરમાં અનીતિનો બહુ ફેલાવો થઈ જવાથી વેરોનાનો રાજા, પોતે પોતાનો તમામ કારભાર એનજેલો અને ઇસ્કેલસ નામના બે અમીરોને સોંપીને, તેમને અનીતિ વિરુદ્ધના રાજ્યના સખત કાયદા અમલમાં મુકવાનો ફરમાન કરી શેહેર બાહાર નીકળી જાય છે. અને સાધુને વેશે ગામચર્ચા જુએ છે. એનજેલોને રાજાએ સર્વોપરી સત્તા આપી છે. અને તેમાં રાજાનો હેતુ એનજેલો જે બાહારના ડોળથી પવિત્ર સાધુવૃત્તિ પાળતો હોય એમ જણાય છે તેને કસોટીએ મુકવાનો છે. એનજેલો અનીતિ વિરુદ્ધના સખત કાયદા જેમાં વ્યભિચારના ગુનાહ બદલ દેહાતદંડની સજા ફરમાવવામાં આવેલી છે તે અમલમાં મુકે છે. આ ગુનાહમાં ક્લૉડીયો નામનો એક જુવાન માણસ સપડાઈ જાય છે તેને એનજેલો દેહાંતદંડની સજા ફરમાવે છે; અને તેની બેહેન ઇસાબેલા જે એક સુંદરતા અને પવિત્રતાનો નમુનો છે, તે પોતાના ભાઈ વાસ્તે માફી માગવા જાય છે ત્યારે એનજેલો માફી આપતો નથી; ઉલટો એનજેલો ઇસાબેલા ઉપર મોહિત થાય છે. અને ઇસાબેલા પોતાની બુરી મુરાદને વશ થાય તો તેના ભાઇને માફી આપીશ એવું ચોખ્ખું કહી દે છે. ઇસાબેલા ધસીને ના પાડે છે. આ દરમ્યાન રાજા સાધુના વેશમાં ઇસાબેલાને મળે છે અને એનજેલો વિરુદ્ધ પ્રપંચ કરી ઇસાબેલાને બહારથી એનજેલોની માગણી કબુલ કરવાનો ડોળ કરવાની સલાહ આપે છે. રાજા ઇસાબેલાને સમજાવે છે કે તારી જગ્યાએ મેરીઅન નામની બાયડી જેને એનજેલોએ પરણવવાનો કોલ આપ્યો છે તેને ગોઠવી દઈશું. ઈસાબેલા રાજાની સલાહ પ્રમાણે વર્તન કરવાનું કબુલ કરે છે— ]

રાજા સાધુના વેશમાં કેદખાના આગળથી જાય છે. રસ્તામાં રાજાને, રાજ્યના સીપાઇઓ એક અનીતિવાન માણસને પકડીને લઈ જતાં મળે છે. રાજા કેદીના ગુનાહ સંબંધી હકીકત પૂછે છે. પોલીસનો અમલદાર જવાબ આપે છે કે એને અનીતિવાન સ્ત્રીઓના મદદગાર તરીકે પકડવામાં આવ્યો છે. રાજા કેદીનો તેના અનીતિવાન ધંધાની બાબતમાં તિરસ્કાર કરે છે. અને એવા પશુવત્ ધિક્કારવા જોગ નીચ ધંધાપર ખાવું, પીવું, પહેરવું, ઓઢવું ને ઉદરનો નિર્વાહ કરવો એ શું એક મનુષ્યની જીંદગીને છાજે એવું છે તેનો વિચાર કરવાનું અને ભવિષ્યમાં સુધરવાનું તેને સૂચવે છે. પરંતુ કેદી પોતાના ધંધાનો બચાવ કરવાને બોલવા જાય છે. રાજા સીપાઇઓને તેને કેદખાનામાં લઈ જવાને કહે છે. અને કહે છે કે આ હેવાનને નસીહતની જરૂર છે. કેદી પોતાના એક ઓળખીતા ગૃહસ્થને જોઇને જામીન થવાની બુમ પાડે છે. આ માણસ બીજો કોઈ પણ નહી પણ લ્યુશીયો છે. લ્યુશીયો કેદીની મશ્કરી

* આની પૂર્વના ભાગને લાંબું વ્યવધાન પડ્યું છે તેથી વાચકની ક્ષમા માગીને એનો આટલો સાર આપવો ઉચિત ધાર્યો છે—છો૦

કરે છે તેની શેહાણીની ખબર પૂછે છે અને કેદ પકડાવાનું કારણ પૂછે છે. સીપાઇઓ ખૂલાસો કરે છે તે સાંભળી લ્યુશીયો કહે છે કે ત્યારે તો કેદની સજા બરાબર છે. એ જૂના જમાનાનો હરામજાદો છે ને હરામજાદીને મદદ કરે છે. પેલો કેદી લ્યુશીયોને જામીન થવા વિનવે છે. પરતુ લ્યુશીયો તે વાતની ના પાડે છે અને કહે છે કે પ્રભુ કરેને વધારે વખત તું કેદમાં રહે. એમ કહી કેદીને વિદાય કરે છે. હવે લ્યુશીયોને અને સાધુના વેશમાંના રાજા વચ્ચે વાતચીત થાય છે. લ્યુશીયો સાધુને રાજા સંબંધી સમાચાર પૂછે છે. લ્યુશીયો કહે કે લોકોમાં વાત ચાલે છે કે એ રશીયાના રાજા કને ગયો છે કોઈ કહે છે કે એ રોમમાં છે. તમને એ ક્યાં છે તેની ખબર છે? રાજા કહે છે કે ગમે ત્યાં હો, ત્યાં એનુ સારૂં થાઓ! લ્યુશીયો રાજાની નિંદા કરતો કહે છે કે રાજ્યધાનીમાંથી નાસી જવાની ઠીક યુક્તિ રાજાએ રચી છે. એનજેલો એનો કારભાર ઠીક ચલાવે છે! રાજા પૂછે છે કે એનજેલો કારભાર કેમ ચલાવે છે. લ્યુશીયો કહે છે કે ઠીક પણ જરાક વ્યભિચાર પર રહેમ દીલની નજરે જોતો હોય તો વધારે સારૂં. અને તેથી કંઈ ઝાઝું નુકસાન થવાનો સંભવ નથી. રાજા કહે છે કે હાલમાં અનીતિ બહુ વધી ગઈ છે તેટલા માટે સખત શિક્ષા થવાની જરૂર છે. લ્યુશીયો કહે છે કે જ્યાં લગી ખાવું પીવુ બંધ થાય નહીં ત્યાં લગી આ દુર્ગુણ મટવાના નથી. એનજેલોનો જન્મ કુદરતી રીતે થયો હોય એમ સંભવતું નથી; પરંતુ કોઈ દરીયામાંની દેવીએ ચમતકારક રીતે એને જન્મ આપ્યો છે. નહીતર મહેજ સાજ જુવાનીની ભૂલ માટે એ ફાસીની સજા કરે નહીં. શુ રાજા હોત તો આવું કરત? એ શક નહીં. એ તો લ્હેરી અને આનંદી જીવડો હતો. ખુદ જાતે વિલાસી હતો એટલે દયા બતાવ્યા વગર રહેત જ નહીં. સાધુ કહે છે કે તમે રાજાની ખોટી નિંદા કરો છો. રાજા કોઈ વખત સ્ત્રી-લંપટ હતો જ નહીં. લ્યુશીયો કહે છે કે તમે શુ જાણો? એ તો ભીતરની વાત હમે જ જાણીયે. હું રાજાનો ખાનગી હતો. રાજા દારૂ પીને છાકટો પણ થતો હતો. એ શા વાસ્તે રાજધાનીમાથી પોલ થઈ ગયો છે તે હુ જાણુ છું. તે એક ગુપ્ત બીના છે. રાજા જો કે બાહારથી ડાહ્યો ડમરો જણાતો હતો, પરતુ અંદરથી અજ્ઞાન અને અક્કલ વગરનો, પોકળ, દમ વગરનો હતો. સાધુ કહે છે કે એ વાત ખોટી છે. રાજા મહા પ્રવીણ અને બુદ્ધિશાળી ગણાય છે. તમારે એના પર દ્વેષ હોય એમ મને લાગે છે. ક્યા તો તમને રાજા સંબંધી પૂરેપૂરી માહીતી નથી, ક્યાં તો તમારી બેવકુફાઇ છે. લ્યુશીયો કહે છે કે હુ એને સારી રીતે ઓળખુ છું ને એને ચાહું છુ. સાધુ કહે છે કે જ્યારે રાજા પાછો આવશે ત્યારે આ વાત તમારે સાબીત કરી આપવી પડશે. તમારૂં નામ શું? લ્યુશીયો કહે છે કે મારૂં નામ લ્યુશીયો છે. મને રાજા સારી રીતે ઓળખે છે. સાધુ, હું તારાથી બીતો નથી. રાજા તો ઘણો રંગીલો હતો. ભીખારણો સાથે ગમત ઉડાવતો હતો. આટલું બોલી લ્યુશીયો જાય છે. રાજા કહે છે કે ખરેખર પુઠ તો પાદશાહની પણ છે એવી હવે મને પુરેપૂરી ખાત્રી થઈ; માણસ ગમે તેવો મહાન અને શ્રેષ્ઠ હોય તો પણ તેની નિંદા થયા વગર રહેતી નથી રાજા પણ તેથી મુક્ત નથી. નિંદા પવિત્ર સદ્ગુણ પર પણ પીઠનો ઘા કરે છે. એટલામાં ઇસ્કેલસ અને અગીયાર વરસથી અનીતિનો ધંધો કરનારી સ્ત્રી અને જેલખાનાનો દરોગો ત્યાંથી જાય છે. ઇસ્કેલસ કહે છે કે આને ત્રણવાર તાકીદ આપી તે છતાં સુધરતી નથી. એને કેદખાનામાં લઈ જાઓ. જેલખાનાના દરોગાને ઇસ્કેલસ કહે છે કે એનજેલો કસોટીયોને

માફી આપતો નથી અને ફાંસીની સજા કાલે અમલમાં મુકવા માગે છે. માટે એને ધર્મનો બોધ આપવાની તૈયારીમાં રહો. દરોગો કહે છે કે આ સાધુએ ક્લોડીયોને મોતને વાસ્તે તૈયાર કરી મુકેલો છે. ઇસ્કેલસ સાધુની ખબર પૂછે છે અને સૃષ્ટિ સમાચાર સંબંધી તજવીજ ચલાવે છે. રાજા કહે છે કે સૃષ્ટિમાં સદ્‌ગુણને તાવ આવ્યો છે. આપ રાજાને કેવા સ્વભાવનો માણસ ધારો છો? એ શું મોજશોખમાં ગરકાવ હતો? ઇસ્કેલસ કહે છે કે રાજા તો નીતિમાન જ્ઞાની પુરૂષ છે. પરમેશ્વર એને સુખી રાખો. સાધુ, તમે ક્લોડીયોને એની શિક્ષા સહન કરવાને તૈયાર કરી રાખો. રાજા જવાબ આપે છે કે એ તૈયાર છે. ઇસ્કેલસ કહે છે કે મેં એને બચાવવાને બહુ યત્ન કર્યો પરંતુ એનજેલોએ માન્યું નહીં. એનજેલો ન્યાયમૂર્તિ છે. રાજા કહે છે કે જો પોતાની જાતની બાબતમાં એનજેલો એવી રીતે વર્તતો હોય તો બરાબર છે, પરંતુ જો એ પોતાની બાબતમાં ચૂક કરતો હોય તો એનજેલો પોતાની જાતને પૂરેપૂરી સખ્ત કરી મુકેલો છે. એમ ધારવું. ઇસ્કેલસ ક્લોડીયોને જોવા જાઉં છું એમ કહીને જાય છે અને સાધુથી જુદો પડે છે એનજેલો જે ભૂલમાંથી પોતે જાતે મુક્ત નથી પરંતુ ગુલતાન છે તે જ ભૂલને વાસ્તે બીજાને મોતની સજા કરે છે એવી તેની વર્તણુક ઉપર ટીકા કરતો કરતો રાજા જાય છે.

ઇસાબેલા એનજેલોને મળી આવે છે. એકાંતમાં એનજેલોની એક વાડી છે. અને તેની આસપાસ ઇંટેરી કોટ છે. અને પશ્ચિમ દિશાએ પાછલા ભાગમાં દ્રાક્ષના વેલા છે. જેની અંદર મોટા દરવાજામાંથી પેસવાની કુંચી એનજેલોએ ઇસાબેલાને આપી છે. એને બીજી એક નાની કુંચી પણ એનજેલોએ તેને આપી છે. તે દ્રાક્ષનાગૃહમાંથી એક નાને બારણે વાડીમાં જવાય છે તેને માટે છે. ઇસાબેલા જણાવે છે કે એ વાડીમાં એનજેલોને મળવાનું હું નક્કી કરી આવી છું. હું ચાકર લઇને મારા ભાઇની અરજીના સંબંધમાં તજવીજ કરવાનું બાહાનું કાઢીને આવી છું. માટે મારાથી ઝાઝીવાર થોભાય એવું નથી એવું એનજેલોને સમજાવી દીધું છે. એ હકીકત ઇસાબેલા રાજાને કહે છે રાજા ઇસાબેલાને મેરીએન સાથે મેળવે છે અને મેરીએનને ઇસાબેલાની હકીકત સાંભળી તે પ્રમાણે અમલ કરવાનું સુચવે છે. જે મેરીએન કબુલ રાખે છે. ઇસાબેલા મેરીએનને છેલ્લી વખતે "મારા ભાઇને યાદ રાખજો" એટલા શબ્દો એનજેલોને પાછા ફરતી વખતે હળવેથી કહેવાનું કહે છે. મેરીયન કામ સરંજામ ઉતારવાનું કબુલ કરે છે.

ક્લોડીયોને જેલખાનાનો દરોગો મોતનું વારંટ બતાવે છે: "તને કાલે સવારે આઠ વાગે ફાંસીની સજા થશે તે માટે તારે તૈયાર થઈ રહેવું." એટલામાં રાજા સાધુને વેશે જેલમાં દાખલ થાય છે. અને ક્લોડીયોની માફી સંબંધી જેલખાનાના દરોગા કનેથી તપાસ કરે છે. દરોગો કહે છે કે "કંઈ માફીનો હુકમ આવ્યો નથી. અને આ કામમાં એનજેલો માફી બખશનાર નથી એમ મેં એમને લોકોને કહેતાં સાંભળ્યું છે. આ જુવો સાહેબ એનજેલોનું માણસ આવ્યું." રાજા કહે છે કે "માફીનો હુકમ આવ્યો." પેલું માણસ જેલખાનાના દરોગાને એનજેલોની ચીઠ્ઠી આપે છે અને કહે છે કે એનજેલો સાહેબે ચીઠ્ઠીની સુચનાઓમાંથી સહેજબી બાબતમાં ચસવાની મનાઈ કરી છે. ચીઠ્ઠીમાં ક્લોડીયોને ચાર વાગે

ફાંસી દેવાનો હુકમ આપવામાં આવ્યો છે. અને પાંચ વાગે એનજેલોએ એનું માથું જોવા માંગ્યું છે. બરનારડાઇન નામનો એક બીજો કેદી છે જેના પર ખૂનનો ગુનો સાબીત થયો છે તેને બપોરે ફાંસી દેવાનો હુકમ આપવામાં આવ્યો છે. રાજા જેલખાનાના દરોગા કને કલોડીયોને વાસ્તે ચાર દિવસની મેહેતલ માંગે છે અને તે સંબંધી જેલખાનાના દરોગાની આજીજી કરે છે. દરોગો જવાબ આપે છે કે એ તો જીવસટ્ટાસટ્ટીનું કામ છે; કલોડીયોના જેવા મારા હાલ થાય. રાજા બરનારડાઇનને ફાંસી દઇને તેનું માથું એનજેલોને મોકલી આપવાનું કહે છે. દરોગો કહે છે કે તે મારાથી બની શકે તેમ નથી. એનજેલો કદાચ માથું ઓળખી કાઢે. રાજા કહે છે કે મોત પછી શીકલ ઘણીવાર બદલાઈ જાય છે. માથાના વાળ કતરાવી મુંડાવી નાખી દાહાડી બાંધી માથું એનજેલો કને મોકલી આપજો એટલે એનજેલો ઓળખી શકશે નહીં. બહુ સમજાવતાં છતાં જેલખાનાનો દરોગો માનતો નથી. ત્યારે રાજા તેને રાજ્યનો મોહોરશીક્કાવાળો હુકમ બતાવે છે ને કહે છે કે આ ઉપરથી જણાય છે કે બે દીવસની અંદર રાજા ગામમાં આવવાનો છે. એનજેલોથી એ વાત ગુપ્ત રાખવામાં આવી છે. કદાચ રાજાના મરણની કે રાજા સાધુ થઈ ગયા એવી મતલબનો હેરત પમાડે એવો પત્ર તેના પર લખવામાં આવ્યો છે. આ મોહોરસીક્કાને આધારે જો તમે મારો હુકમ માનશો તો તમારો વાંકો વાળ થશે નહીં.

એ દરમ્યાન તાવથી એક ચાંચીયો કેદી મરી જાય છે, જેની શીકલ કલોડીયોની શીકલને મળતી આવે છે. તેનું માથું કાપીને એનજેલો કને મોકલવામાં આવે છે. અને કલોડીયો અને બરનારડાઇનને એક છૂપી અંધારી કોટડીમાં રાખવામાં આવે છે. એટલામાં ઇસાબેલા જેલખાનામાં દાખલ થાય છે. અને પોતાના ભાઇના વાસ્તે માફીનો હુકમ આવ્યો છે કે નહી તે સંબંધી રાજા કને તપાસ કરે છે. રાજા કહે છે કે કલોડીયોને તો ક્યારનીએ ફાંસી મળી ચૂકી. સાધુ (રાજા) કહે છે કે કાલે રાજા ગામમાં પધારવાના છે એવી ખબર મારા બાહ્યબંધ સાધુએ મને કહી છે અને પોતાના આવવાના સમાચાર રાજાએ ઇસ્કેલસ અને એનજેલોને આપી દીધા છે. અને તેને રાજ્યનો અધિકાર ગામને દરવાજે પાછો સોંપવાને બોલાવ્યા છે. માટે જો તારે એનજેલો ઉપર વેર લેવું હોય તો હું કહું તે રસ્તે ચાલ. આ કાગળ **પીટર** નામના સાધુને તું આપ અને તેને કહે કે તમને આજ રાત્રે મેરીયાનને ઘેર બોલાવ્યા છે મેરીયન અને તને, બેઉ જણને પૂરેપૂરો ઇનસાફ મળશે. **પીટર** સાધુ તમને રાજા કને તેડી જશે. અને તે એનજેલો પર ગુનાહનું તોહોમત પૂરેપૂરૂં મુકી સાબીત કરશે. મારાથી હાજર રહી શકાય એમ નથી. બની તે ન બની થનાર નથી. માટે તારાં આંસું લૂછી નાખ. આ દરમીયાન હ્યુશીયો કલોડીયો સંબંધી ખરખરો કરવા ઇસાબેલા કને આવે છે અને કહે છે કે રાજા કાલે આવવાનો છે; એ રાજા અહીં હોત તો કલોડીયો જીવત. અત્રે હ્યુશીયો અને સાધુ (રાજા) ને રાજાની ચાલ સંબંધી રકઝક થાય છે હ્યુશીયો સાધુને કહે છે કે હું રાજાને તમારા કરતાં વધારે સારી રીતે ઓળખું છું; રાજા લ્હેરી છે અને રાજાના મોજશોખ અને ગમતની વાતો જો તમને જોઇતી હોય તો પુષ્કળ કહું. એકવાર એક હલકી સ્ત્રીને ગર્ભ રહ્યો હતો તે સંબંધમાં મને ખડો કરવામાં આવ્યો હતો પણ હું બધી હકીકત ઇનકાર ગયો, નહીં તો ખચીત તે રાંડની સાથે મને પરણાવ્યા વગર રહેત જ નહીં.

ઇસકેલસ અને એનજેલો ઉપર ગામમાં દાંડી પીટાવવાનો હુકમ આવેલો છે કે ગામને દરવાજે રાજા પધારે તે વખતે જે કોઇને કંઈ ગેરઇનસાફ થયો હોય તેની ફરીયાદ રાજા કને કરવી હોય તો કરવી. આ દાંડી સવારમાં વહેલી પીટાવવી. સર્વે અમલદારોને અને પ્રસિદ્ધ નામાંકિત શેહેરીઓને રાજાના આગમનની ખબર આપવી. એવી પણ હુકમમાં સૂચના આપવામાં આવી છે. ઇસકેલસ એનજેલોને કહે છે કે કાલે હું તમારે ઘેર આવીશ અને આપણે ભેગા દરવાજે જઇશું. એનજેલોને ફીકર પડે છે કે રખેને ઇસાબેલા ફરીયાદ કરે. પાછો મનમાં વિચાર કરે છે કે મારી પ્રતિષ્ઠા એટલી બધી છે કે મને બદનામ કરવાની એની મકદૂર નથી. એના છાંટા એને જ લાગ્યા વગર રહે નહીં. એના ભાઇને હું છોડાવત પરંતુ રખેને એની બેનને બેઆબરૂ કર્યા બાબત એ પાછળથી મારા ઉપર વેર લે તે કારણથી મેં એને જીવતો રહેવા દીધો નહી, અને એને મરવા દેવો દુરસ્ત ધાર્યો.

રાજા પીટર સાધુ કને રાજાના લેબાસમાં ભેગો થાય છે અને તેને કેટલાક કાગળ આપે છે ને અમુક સમયે પોતાને આપવાની સૂચના આપે છે.

ગામના દરવાજા આગળ રસ્તામાં ઇસાબેલા અને મેરીયન એકઠી થાય છે. તેમને પીટર સાધુ મળે છે. અને ત્રણે જણ રાજાની ગામમાં દાખલ થવાની રાહ જોતા ઉભા રહે છે.

( અપૂર્ણ. )

છોટાલાલ લલ્લુભાઈ પટેલ.

---

# ધર્મ અને નીતિની કેળવણીનો ક્રમ.

રા. રા. વસંતના તંત્રી સાહેબ,

સેવામાં વિ. કે આપણા એક સુપ્રતિષ્ઠિત અગ્રણીએ ગુજરાતના છોકરા છોકરીઓને ધર્મ અને નીતિની સારી કેળવણી મળે એ હેતુથી પ્રયાસ આદરી પુસ્તકો રચાવવા માંડ્યાં છે; એમનો એક પત્ર મ્હારા ઉપર આવતાં એમના પરોપકારી સદુદ્દેશની સ્વલ્પ પણ યથાપ્રાપ્ત સેવા કરવાની ઇચ્છાથી એમને જવાબ લખ્યો છે. એ જવાબનો કેટલોક ભાગ આ સાથે લખું છું, અને વિનંતિ કરું છું કે વિષય અત્યંત લોકોપયોગી અને મહત્ત્વનો છે તેની સાથે એમાં ઘણા મતભેદનો અવકાશ છે તથા એ જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી ઘણી રીતે ચર્ચવા યોગ્ય છે, માટે એને આપના પત્રમાં પ્રસિદ્ધ કરવા કૃપા કરશો.

બલવંતરાય ક. ઠાકોર.

* * * * * * * *

૫.

ધર્મ સંબંધી ઉંડા વિચારો વિદ્વાન અનુભવી અને તર્કશીલ મોટી ઉંમરના માણસો પણ બરાબર ગ્રહણ કરી શકતા નથી. દાખલા તરીકે, પુનર્જન્મોની પરંપરા, કર્મ અને પુરુષાર્થનો પરસ્પર સબંધ, અને આ વિચારમાલાઓને પરિણામે સાબીત થતો ઇશ્વરનો શુદ્ધ ન્યાય. આ વિચારો જેણે ન્હાનપણથી સ્વીકાર્યા હોય છે, તેને મુશ્કિલ લાગતા નથી, એ ખરુ; પરન્તુ તેમના પણ આચરણો જોશો તો ઘણુ ભાગે તેમાં એ વિચારોનુ અજ્ઞાન કે એ વિચારોની કેવલ ગેરસમજ જ જણાઈ આવશે. જેણે એ ન્હાનપણથી સ્વીકાર્યા હોતા નથી અને મોટપણે વિદ્યા અનુભવ અને તર્કનો ઉપયોગ કરવાનુ વલણ બધાયા પછી એ વિષે તે મનન કરવા માંડે છે, તો તેને એ અત્યત મુશ્કિલ માલુમ પડે છે. હિંદુધર્મની શિક્ષણમાલામા એવા વિચારોને સ્થાન આપવું કે કેમ, અને આપવુ તો ક્યા અને કયે પ્રકારે આપવુ એ પ્રશ્ન ગભીર છે. હુ પોતે એ વિષે ચોક્કસ મત બાંધી શક્યો નથી કે તેનુ આપને નિવેદન કરી શકુ.

૬.

"ઇશ્વરના પ્રેમનો બોધ કરવો કે ઇશ્વરના કોપનો? ઇશ્વરને ચાહતા શીખવવુ કે ઇશ્વરથી ડરતા? આ વિષે નીચે પ્રમાણે જણાવવા રજા લઉં છુ.

ઇશ્વર સૌનુ ગજુ જાણે છે અને જે પોતાના ગજાના પ્રમાણમાં ધર્મ અને નીતિનુ સેવન કરે છે તેને ચાહે છે. ખરા દિલથી જે ઇશ્વરને ચાહે તેને ઇશ્વર ચાહે છે અને મદદ કરે છે. પણ ખરા દિલથી ચાહવુ એટલે શુ? અધર્મ અને અનીતિ ઉપર એ કોપે છે, અને તેનાથી દૂર રહેવાને જે મથે છે તેની ચાહનાને જ એ ખરા દિલની જાણે છે. બોલવું એક અને કરવુ બીજુ એવી આળપપાળ ઉપર ઉપરની ચાહના ઉપર તો એ ખાસ કોપે છે. માટે ધર્મ અને નીતિને સેવતા ઇશ્વરને ચાહવો અને તે આપણને ચાહશે જ એ જાણવુ. અધર્મ અને અનીતિથી ઇશ્વર કોપશે જ, માટે આપણામા જે જે વિકાર કુટેવ કુસંગત આપણને અધર્મ અને અનીતિ તરફ લલચાવે છે તે(આપણી આસુરી સંપત્)ને ઇશ્વરનો ડર બતાવવો, અને આપણે જેટલે દરજ્જે એને વશ થૈશું તેટલે દરજ્જે આપણે માથે ઇશ્વરનો કોપ ઉતરશે, એ પ્રકારનો ઇશ્વરનો ડર રાખવો. ઇશ્વર પ્રતિ ભક્તિ અને તેના ડરનો આવો અન્યોન્ય પોષક બોધ હોવો જોઇએ. એ બાળકોના કુમળાં મગજમા સહેલાઇથી ઊતરી શકે એવો પણ છે. મારા માબાપ, મારા વડીલો, અને મારા શિક્ષકોના પ્રેમ અને કોપ આ પ્રકારના હોય છે એ દરેક બાળક જાણી શકે છે.

૭.

"ઇશ્વર છે, સર્વત્ર છે, સર્વજ્ઞ છે, દીનદયાળ છે, ધર્મધુરંધર છે, ભક્તોનો ત્રાતા છે, અને માબાપોનો માબાપ, વડીલોનો વડીલ, શિક્ષકોનો શિક્ષક છે, તથા માબાપ, વડીલો,

શિક્ષકો કરવા કહે તે કરવું એ ધર્મ અને નીતિ, જે કરવાની મના કરે તે કરવું એ અધર્મ અને અનીતિ, એ મંડાણથી આરંભી ઉપલી કલમમાંનો બોધ અપાય એટલું એક ધોરણ માટે બસ છે.

૮.

" એથી ઉપલા બીજા ધોરણમાં ભૂતદયા, બંધુભાવ, દયા, ક્ષમા, સંપ, નમ્રતા, પરોપકાર, અને સત્યસેવન, ધર્મ અને નીતિ માટે પૂજ્યભાવ, સત્સંગપ્રીતિ, એટલું શિક્ષણ આપવું.

આ બન્ને ધોરણોમાં જાપાનીઓની માફક સારાં ચિત્રોનો પુષ્કળ ઉપયોગ કરવો. એ માટે જે પાઠ અને વાર્તાઓ લખવાં તે એવાં હોવાં જોઇએ કે તેથી હૃદયના સદ્‌ભાવ અને સત્કલ્પના ખીલતાં જાય અને પોષાય, એટલે હૃદય અને કલ્પના દ્વારા નીતિના નમૂનાઓ અને આદર્શો તરફ આપોઆપ પ્રીતિ છૂટે અને તે બલવાન થતી જાય. પરંપરાગત આખ્યાનો પ્રસંગો અને મહાપુરુષોના વૃત્તાંતો તરફ સૈકાઓથી આખી પ્રજાનો પૂજ્યભાવ પ્રદીપ્ત છે; તેવાનો ઘટતો ઉપયોગ કરવાથી આવું શિક્ષણ એકદમ પચી જાય છે અને સફલ બને છે. બાલકોની કુદરતે બક્ષેલી શુભ લાગણીઓ, કલ્પના, અને જિજ્ઞાસાનો લાભ લૈ આ પ્રમાણે એ ભૂમિમાં જ ધર્મ અને નીતિનાં બીજ વાવવાં જોઇએ. વચ્ચે વચ્ચે થોડાંક કઠણ સૂત્ર કે પદો આવે તેનો બાધ નહીં. એ બાલક શીખી લે, અને તેનું અર્થગાંભીર્ય પછી મોટી ઉંમરે જ જાણે. પરંતુ તે પ્રસાદવાળાં અને ઉપર ઉપરનો અર્થ બાલક સમજી શકે એવાં તો હોવાં જ જોઇએ.

૯.

" ટપાલ, આગગાડી, તાર, મુદ્રણકલા, પુસ્તકો, વર્તમાનપત્રો, વીજળી, યંત્રો, કલાઓ, સંગીત, ચિત્રકલા, ભાષણકલા, વગેરે સંપ, દયા, પરોપકાર, સત્સંગ, ઉન્નતિનાં કેવાં સાધન છે! માણસનો બંધુભાવ ખીલતો જાય છે અને એની વિદ્યા વધતી જાય છે તેમ એ એવાં સાધનો શોધી વધારી સુધારી યોજીને વસુધાનું એક જ કુટુંબ બનાવી લેવામાં તેમ પ્રાચીન કે દૂરનાં પણ વિદ્યા અને સદ્‌બોધ પોતાનાં કરી લેવામાં ફાવતો જાય છે; જ્ઞાનવૃદ્ધિથી કુદરતી શક્તિઓને નાથીને કલા અને હુન્નરના નવા નવા પ્રદેશો હાથ કરી જીવનમાં ધર્મ નીતિ અને મનોબલનો વિજય વધારતો જાય છે; એ પ્રત્યક્ષ કરાવી વિદ્યાભક્તિ અને બંધુભાવ પોષવાં. એ ત્રીજું ધોરણ. આ પાઠો સચિત્ર, દૃષ્ટિગ્રાહ્ય, વિદ્યાર્થીની પ્રત્યક્ષ સૃષ્ટિમાં કલ્પનાદ્વારા બાથમાં પાડી શકે એવા, અને વર્ણનાત્મક હોવા જોઇએ. પાછલા ધોરણોની હૃદય અને કલ્પનાની કેળવણી આ રસ્તે એક તબક ઉંચે ચ્હડે, તેમાં મનની કેળવણી ભળે, અને વિદ્યાનું મહત્ત્વ, ઇશ્વરે આપેલી બુદ્ધિની સાર્થકતા, અને બુદ્ધિબલનો સદુપયોગ તે શું એનો ખરો આદર્શ વિદ્યાર્થીની સમજમાં આવે, તેમ સાથે સાથે ઇશ્વરભક્તિ અને બંધુભાવ પોષાય, એ હેતુ પાઠના રચનારાઓએ નિરંતર ધ્યાનમાં રાખવાના છે,

## ૧૦.

"ઉપનયન, લગ્ન, અને ઉત્તરક્રિયાના શુદ્ધ રૂપ અને ઉદ્દેશ, અને એમાં પ્રતીત થતા જીવનના આદર્શો; ચાર આશ્રમોનાં શુદ્ધ રૂપ અને ઉદ્દેશ, અને એમાં પ્રતીત થતા જીવનના આદર્શો; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રના ધર્મનાં શુદ્ધ રૂપ અને ઉદ્દેશ, અને એમાં પ્રતીત થતા જીવનના આદર્શો; **उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत्। आत्मैव ह्यात्मनो वंधुरात्मैव रिपुरात्मनः॥ वंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः। अनात्मनस्तु शत्रुत्वे घर्तेतात्मैवशत्रुवत्॥** એ અને એવાં મહાવાક્યોનાં તાત્પર્ય; માલા, પૂજા, પાઠ, પ્રાણાયામ, ધ્યાન, યમ, નિયમ, વ્રત, દાન, તપ, આદિનાં શુદ્ધ રૂપ, ઉદ્દેશ અને આદર્શો; આ વિષયોનો પરસ્પર સબંધ ધ્યાનમાં આવે અને શુદ્ધ સનાતન હિંદુ ધર્મ તે શું એ જાણે એવો બોધ આ ચોથા ધોરણમાં આપવો. એમાં એથી અઢી વર્ષનો ને ત્રીજા ધોરણમાં દોઢ વર્ષનો ક્રમ પણ રાખવો પડે. પરતુ વિવાદમાં ઉતરવું નહીં; પરનિંદા કરવી નહીં; અને હિંદુ ધર્મનું શુદ્ધ સ્વરૂપ એવું છે કે તે જાણવા જોવામાં આવતાં આપોઆપ પૂજ્ય, પ્રીતિકર, અને શ્રદ્ધાજનક લાગશે, એવી દૃઢ પ્રતીતિથી જ લખનારે પાઠ લખવા. વિગત આછી અને અવશ્ય જોઇએ એટલી જ આપવી. હિંદુ ધર્મનો પોતે હિમાયતી છે, તેનો પક્ષવાદ કરવાની જરૂર છે, અને તે પોતે યથાશક્તિ કરે છે એવી છાપ ભૂલે ચૂકે પણ વિદ્યાર્થીના મગજ ઉપર ન પડે એ માટે સાવધ રહેવું.

## ૧૧.

"પાંચમા ધોરણમા દેશભક્તિનુ શિક્ષણ આપવું. ઉપર વિદ્યાભક્તિ વિદ્યાના સર્વોત્કૃષ્ટ સર્વસામાન્ય ઉદ્દેશ સમજાવી તે દ્વારા પોષવાનુ લખ્યુ છે એ જ ધોરણ આમાં પણ લક્ષમાં રાખવું. ધર્મભક્તિ ધર્મના સેવનમાં અને તેની ઉન્નતિમાં જ સાર્થક છે. બન્ધુભાવ બંધુઓની સેવા અને તેની ઉન્નતિમાં જ સાર્થક છે; દેશભક્તિ દેશની સેવામા અને તેની ઉન્નતિમાં જ સાર્થક છે; આર્ય પ્રજા જ્યારે આર્ય ધર્મ પાળતી હતી ત્યારે તેનો મહિમા કેવો હતો! દુનિયાના કેટલા પ્રદેશોની તે ઉપકારક બની હતી! બ્રાહ્મણ ધર્મ અને તે પછીના બૌદ્ધ ધર્મનો ફેલાવ આપણા દેશમાંથી ક્યાં ક્યાં થયો હતો? આપણું હિંદુત્વ, આપણી ધર્મભક્તિ, આપણી દેશભક્તિ *ક્યારે સાર્થક ગણાય? ઈશ્વર સત્યને જ બલ આપે છે; જગતને સત્યની તૃષા અને જરૂર* છે એટલી કશાની નથી; આપણો સત્ય ધર્મ આપણામાં સત્ય પ્રવર્તે તો આપણો ઉદ્ધાર થાય અને સાથે જગતના ઉદ્ધારમાં આપણે ઉપકારક બનીએ; આપણી પ્રજાના પ્રાચીન મહિમાનો અને સાથે આપણા ધર્મનો ઉદ્ધાર એ જ આપણા દેશનો ઉદ્ધાર; હિંદુ દેશ હિંદુત્વમાં જ છે અને હિંદુત્વનું તેજ જેટલું વિશુદ્ધ ખીલશે તેટલો દેશનો પ્રકાશ પણ પ્રસરશે;—એ પ્રકારની ધર્મભક્તિમય દેશભક્તિનો ઉપદેશ આ ધોરણમાં કરવો. આપણા, પારસી, મુસલમાન, ખ્રિસ્તી; આદિ દેશબંધુઓ તરફ બંધુભાવ, અને એ બંધુભાવ તથા રાજ્યભક્તિ સાથેની દેશભક્તિનો ઉપદેશ પણ આવશ્યક છે, એ મ્હારા ધ્યાનમાં છે. પણ એવા ઉપદેશ દેવાનું ખરું સ્થાન દેશવાસી બધા વિદ્યાર્થીઓને ચાલતી સરકારી વાંચનમાલા છે; હિંદુઓની ધર્મશિક્ષ-

ક્ષની વાંચનમાલામાં ઉપર ગણાવેલા 'આવશ્યક વિષયોનો પણ જોઈતો સમાસ થૈ શકશે કે કેમ એ શક પડતું હોવાથી જે જે વિષય આવશ્યક ન હોય અગર તો શિક્ષણ ક્રમના બીજા કોઈ પેટાભાગ સાથે વધારે નિકટ સંબંધ ધરાવતા હોય તે તે સર્વ વિષયથી ધર્મશિક્ષણમાલાને મુક્ત રાખવી જોઇએ.

૧૨.

"આ ધર્મમાલાનું પ્હેલું ધોરણ હાલની ચોથી ચોપડીમાં વિદ્યાર્થીને નવમું વર્ષ બેસે ત્યારથી આરંભીએ તો છોકરો છોકરી સોળ વર્ષનાં થાય ત્યાં સુધીમાં એમને આવશ્યક જ્ઞાન અને આવી કેળવણી યોગ્ય પદ્ધતિથી સારી રીતે આપાઈ જાય એવી વ્યવસ્થા અને એવી ચોપડીઓ થવી જોઇએ.

* * * * * * * * * * *

બ. ક. ઠા.

---

## મી. તિલકકૃત "વેદના સમયમાં ધ્રુવ પ્રદેશમાં વસ્તિ."

પ્રસિદ્ધ વિદ્વાન્ મી. બાલ ગંગાધર તિલકે પ્રાચીન શાસ્ત્રોનો ઘણો સારો અભ્યાસ કર્યો છે. તેઓએ પ્રથમ પ્રયાસ કરી "ઓરીઑન" નામનું પુસ્તક પ્રકટ કર્યું અને તેમાં એમ સિદ્ધ કર્યું કે વેદની અંદરના પુરાવા ઉપરથી એમ નક્કી થાય છે કે તે ઘણા પ્રાચીન સમયમાં એટલે ઈ. સ. પૂર્વે ૬૦૦૦ વર્ષ ઉપર રચાએલા હોવા જોઇએ. અત્રની પ્રચલિત દંતકથાઓનો આધાર છતાં આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતભાષાશાસ્ત્રી ઇત્યાદિઓ એવા અનુમાન ઉપર આવ્યા કે વેદનો સમય ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષનો હોવો જોઇએ. ખગોળ શાસ્ત્રના આધાર ઉપરથી તેથી ઉલટું મી. તિલકે એમ સિદ્ધ કર્યું કે તે સમય ઘણો જ પ્રાચીન છે. મી. તિલકનું એ પુસ્તક યુરોપાદિ દેશોમાં અતિ પ્રખ્યાતિને પામ્યું અને તેથી એમની અધિક ખ્યાતિ થઈ. પરંતુ અન્ય દિશામાં પણ તેમની ખ્યાતિ તેથી પણ અધિકતર થઈ અને આખા હિંદુસ્થાનમાં તેઓ સ્વદેશ-હિતચિંતકના પ્રથમ પદે ગણાવા લાગ્યા. કેટલાક અણધાર્યા સંયોગોને લીધે તેમને કષ્ટ ખમવું પડ્યું પરંતુ તે કષ્ટના સમયમાં પણ તેમણે પોતાનો સમય વૃથા નહીં ગુમાવતાં વેદનો વાર્નિકમય અભ્યાસ ચાલુ રાખ્યો અને તેને પરિણામે તેઓ એક અતીવ ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરવાને શક્તિમાન્ થયા. આ પુસ્તકનું નામ તેઓએ "વેદના સમયમાં ધ્રુવ પ્રદેશમાં વસ્તિ" (Arctic Home in the Vedas) રાખ્યું. અને તેમના અગાઉ પ્રસિદ્ધ થએલા "ઓરીઑન" નામના પુસ્તકની અંદર દર્શાવેલી વિચારશ્રેણીઓને આની અંદર

અધિક પુરાવાથી પુષ્ટિ આપી અધિક સમર્થિત કરી; એટલું જ નહી પણ વેદની અંદર સમા-એલી કેટલીક મહત્ત્વવાળી કથાઓ ( myths ) નું ખરૂં અને સંપૂર્ણ સ્ફોટન કર્યું. તેથી આ તેમનું પુસ્તક યુરોપાદિ દેશોમાં સર્વત્ર માન્ય થયું. આર્ય લોકોના પ્રાચીન પુસ્તકો વેદ, અવસ્તા ઇત્યાદિમાં મળેલા પુરાવાથી એમ સાબીત કર્યું કે વેદના સમયમાં ધ્રુવપ્રદેશમાં વસ્તિ હોવી જોઇએ. અને તે કાલ આજથી ૧૦૦૦૦ વર્ષ ઉપરનો હોવો જોઇએ. એમ તેઓએ આ પુસ્તકથી સિદ્ધ કરી આપ્યું છે. તથા તે સમયમાં આર્ય પ્રજા બહુ સુધરેલી અવસ્થામાં હતી. તે પુસ્તકનો સંક્ષિપ્ત સાર અત્ર આપવાનો પ્રયત્ન કર્યો છે.

ભૂસ્તરવિદ્યા ઉપરથી એમ સાબીત થાય છે કે ગ્લેશીઅલ સમય ( હિમયુગ ) પૂર્વે આ પૃથ્વીના ધ્રુવ તરફના પ્રદેશોની ઋતુ વસંત ઋતુ જેવી હતી અને તે વસવાને યોગ્ય હતી, પરંતુ ગ્લેશીયલ સમયમાં તેમાં ફેરફાર થઈ ધ્રુવ તરફના પ્રદેશો હિમથી આચ્છાદિત થયા અને તેથી વસવા યોગ્ય રહ્યા નહીં. આનું કારણ એમ થયું કે ગ્લેશીયલ સમયમાં સ્થલ અને જલના પ્રદેશોમાં મહાન્ ફેરફાર થઈ ગયો અને મહાન્ ખંડો હતા તેને સ્થાને જલના મોટા મહાસાગરો થઈ ગયા અને કેટલેક સ્થલે મહાસાગરોને બદલે ખંડો ઉત્પન્ન થયા. યુરોપીઅન ભૂસ્તર-વિદ્યાશાસ્ત્રીઓનું અનુમાન એમ છે કે ગ્લેશીયલ સમયનો અંત આજથી ૫૦ વા ૬૦ હજાર વર્ષ ઉપર આવ્યો અને અમેરિકાના ભૂસ્તરવિદ્યાશાસ્ત્રીઓનો મત એવો છે તેને માત્ર ૮૦૦૦ વર્ષ જ થયા છે. પરંતુ છેલ્લી શોધખોળને આધારે હાલ એમ સબળ અનુમાન થાય છે કે છેલ્લો ગ્લેશીયલ સમય આજથી ૧૦૦૦૦ વર્ષ ઉપર થયો. એટલે ઈ. સ. પૂર્વે ૮૦૦૦ વર્ષ ઉપર તેનો અંત આવ્યો.

આ સર્વ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પ્રાચીન સમયમાં ઉત્તર ધ્રુવની આસપાસ એક મહાન્ પ્રદેશ અસ્તિત્વમાં હતો અને ગ્લેશીયલ સમયના મધ્યમાં પણ તે અસ્તિત્વમાં હોવો જોઇએ. તે સમયે ઋતુ ઘણી નરમ એટલે રહી શકાય તેવી હતી. વેદની અંદરના પુરાવા ઉપરથી એમ માલુમ પડે છે કે તે સમયે ઉત્તરાયણ તથા દક્ષિણાયન ઉપરથી કાલની ગણત્રી કરવામાં આવતી હતી. અમુક તારાઓ ઉદય અથવા અસ્ત થયા વિના આકાશમાં સાત ગોળ વર્તુલાકાર ફરતા હતા તેમ વેદમાં વર્ણન કરવામાં આવ્યું છે તથા છ માસનો એક દિવસ તથા છ માસની એક રાત્રિ હતી તથા સમગ્ર પખવાડીઆ પર્યંત ચાંદ્ર ચન્દ્રોદય હતો અને સવાર તથા સાંજના સંધ્યા સમયો પણ અધિક લાંબા હતા. એટલે સવારનો સંધ્યા સમય ૪૫ થી ૬૦ દિવસ સુધી પહોંચતો. તેવી જ રીતે સાંજની સંધ્યાનો સમય હતો; અને ખરેખરી રાત્રિ તો ૨ થી ૨॥ માસની હતી. જેમ ધ્રુવ પાસેથી દૂર જતા જઇએ તેમ તેમ પ્રદેશોમાં સંધ્યાઓ ટુકી ટુકી થતી જતી. વેદ જોતાં માલુમ પડે છે કે, પ્રથમ લાંબી રાત્રી અથવા લાંબા સંધ્યા સમયનું સૂચન છે, અને તેની સાથે એવી કથાઓ લખેલી છે કે જે ઉપરથી ઉપરની બાબતને સમર્થન મળે છે. ચંદ્ર તથા સૂર્યની ચાલની ગણત્રી ઉપરથી ઉપજાવેલા પંચાગ પ્રમાણે વેદની અંદરના યજ્ઞો નિયમિત થતા હતા. તે સમયે છ ઋતુ અને બાર માસનું વર્ષ હતું અને વચમાં એક અધિક માસ આવતો એમ **તૈત્તિરીય** સંહિતા ઉપરથી માલુમ પડે છે. ઋગ્વેદમાં પણ ઉત્તર ધ્રુવ આગળના પ્રદેશોની સાબીતીઓ મળે છે, દૃષ્ટાંત રૂપે.—એવી કથા છે કે આકાશ અથવા દ્યૌને ઇંદ્ર એક લાંબા ટેકાથી ટેકાવે છે

અને તેનું ચક્રવત્ ભ્રમણ કરાવે છે. સૂર્યસિદ્ધાંત ઇત્યાદિ ખગોળશાસ્ત્રના ગ્રંથોથી માલુમ પડે છે કે દેવોનો દિવસ ૭ માસનો તથા રાત્રી પણ ૭ માસની હતી એટલે આ ઉપરથી ૭ માસનો લાંબો દિવસ તથા તેટલી જ લાંબી રાત્રિ તે સમયે હતી તેમ નીકળે છે. તેમ **ભારતાદિ** પૂરાણોમાં પણ મેરૂ અથવા ઉત્તર ધ્રુવનું વર્ણન આપેલું છે. તેમ **તૈત્તિરીય** બ્રાહ્મણમાં તેમ પારસીઓના પવિત્ર પુસ્તક **વંદીદાદ**માં પણ લાંબા દિવસ તથા રાત્રિની વાતનું સૂચન છે. જેને આપણામાં **પિતૃયાન** કહે છે તેને પારસી પુસ્તકોમાં **મઝ્દનો પથ** એમ કહેલો છે. અને તે સમયમાં એટલે પિતૃયાનના સમયમાં મૃત્યુ થાય તો તે અપશુકનવાળું ગણવામાં આવેલું છે. તેનો ખુલાસો એટલો જ છે કે તે સમયે ૭ માસની લાંબી રાત્રિ હોવી જોઈએ.

સંધ્યા સમયમાં વેદની એક હજાર ઋચાનો અથવા સમગ્ર ઋગ્વેદનો પાઠ કરી જવાનું લખ્યું છે તેથી તથા વેદમાં **उषस्** અને **व्युष्टि** વચ્ચે જે તફાવત છે તેથી એ સિદ્ધ થાય છે. કારણ કે ઋગ્વેદની અંદર આવેલા વર્ણન પ્રમાણે અજવાળાના પ્રથમ દર્શન થયા પછી અને સૂર્યોદય થતા પૂર્વે બહુ કાલ જતો. તેમ જ પૂર્ણ સૂર્યોદય પૂર્વે બહુ સંધ્યાઓ થતી. કારણ કે **उषस्** શબ્દ બહુવચનમાં વપરાએલો છે. દ્રષ્ટાંતરૂપે ત્રીસ ઉષાઓને એક જ ઉષાના ત્રીસ પગલાં રૂપે ગણવામાં આવી છે, તેમ જ ચક્રવત્ ભ્રમણની ગતિ ઉષાની છે તેમ કહેવામાં આવ્યું છે. આ સર્વ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે વેદના સમયની સૂર્યોદય પૂર્વેની સંધ્યાઓ ધ્રુવ પ્રદેશની હોવી જોઈએ.

**લાંબો દિવસ તથા લાંબી રાત્રિ**—લાંબા અંધકારમાં ઇન્દ્ર રહે છે, તથા લાંબા અંધકાર અથવા રાત્રિ સૂચક બીજાં વિશેષણો ઘણાં આવે છે અને તે માટે સ્તુતિરૂપ ઋચાઓ વેદમાં છે; અને **તૈત્તિરીય** સંહિતાએ તેનો એમ ખુલાસો કરેલો છે કે ઋત્વિજોને એમ ભ્રાંતિ રહેતી કે રાત્રિ મટી પ્રભાત થશે જ નહીં; તે માટે એ સ્તુતિ રૂપ ઋચાઓનો પાઠ કરતા. **સાયણાચાર્ય** એમ તર્ક ઉઠાવે છે કે આ લાંબી રાત્રિઓ તો શિયાળાની લાંબી રાત્રી હશે પણ તેમ તે નથી. વળી સૂર્ય પોતાનો રથ આકાશમાં મધ્યે છોડે છે એમ ઋગ્વેદમાં આવે છે તે પણ તે જ દર્શાવે છે. આ સર્વ ઉપરથી ધ્રુવપ્રદેશની લાંબી રાત્રિઓ સિદ્ધ થાય છે.

**માસ તથા ઋતુઓ**—તે પ્રદેશમાં સૂર્ય પ્રકાશના માસો ન્યૂનાધિક થતા માલુમ પડે છે. અને બહુધા કરીને સૂર્ય પ્રકાશ સાત માસો સુધી રહેતું તેથી સૂર્યનાં પણ સાત રૂપ વર્ણવેલાં છે. દ્રષ્ટાંત રૂપે:—**અદિતિ** પોતાના સાત પુત્રો દેવોને અર્પણ કરે છે અને આઠમાનો ત્યાગ કરે છે તે કથા: આ પૂર્વ યુગની છે: બીજી કથા-વલ નામના ઇંદ્રના યુદ્ધમાં દશ **નવગ્વા** અને **દશગ્વા** સાહાય્ય કરતા; તથા તેઓ યજ્ઞ ૧૦ માસમાં પૂર્ણ કરતા: આ એમ દર્શાવે છે કે સૂર્યપ્રકાશ વધારે માસ ચાલતો તથા તે પછી લાંબી રાત્રિ આવતી. વળી **દીર્ઘતમસ્**ની કથા છે—કે સૂર્ય દશમા યુગમાં વૃદ્ધ થતો. અત્રે યુગ એટલે માસ અને **દીર્ઘતમસ્** એટલે દશમા માસમાં અસ્ત થતો સૂર્ય: આ પણ તે જ દર્શાવે છે. પ્રાચીન કાલમાં પાંચ ઋતુઓ હતી દરેક બે માસની એટલે એકંદર દશ માસ તથા તે પછી બે માસ રાત્રિના, એમ કરી વર્ષ પૂર્ણ થતું. વળી સૂર્યને દશ અશ્વો જોડ્યાની વાત આવે છે તે પણ તે જ દર્શાવે છે.

**ગવામયનમ્** નામનો એક યજ્ઞ દશ માસ ચાલતો. પ્રાચીન રોમનું વર્ષ ૩૦૪ દિવસનું હતું. તો બાકીના ૫૬ દિવસની તે વખતે શી રીતે વ્યવસ્થા થતી તે ખબર નથી. માટે દશમાની કથા પ્રમાણે એ સંભવિત છે કે તે સમય રાત્રિનો હોવો જોઇએ. વળી **હિલીઓસ્**ના ૩૫૦ બળદો હતા તેથી રાત્રિ દસ દિવસ લાંબી હશે. **ઍપોલોના** બળદો **હર્મીસે** ચોર્યાની કથા, તથા **વેદ**માં ઇંદ્રની ગાયો **વૃત્રે** ચોર્યાની કથા—આ બંનેથી સૂચિત એ છે કે દિવસ રૂપી ગાયોની ચોરી થઈ તેથી લાંબી રાત્રિ થઈ.

વળી વેદમાંરાત્રિ સત્રો આવે છે; ૧૦૦ રાત્રિના યજ્ઞ આવે છે તેનું કારણ પણ એ જ કે ૧૦૦ દિવસ સુધી લાંબી રાત્રિ ધ્રુવપ્રદેશમાં હતી. આ વિના તેનુ અન્ય કારણ મળી શકતું નથી.

**પુરાણો**માં ઇંદ્રને આથી **શતક્રતુ** કહેલો છે. પાશ્ચાત્ય વિદ્વાનો આનો અર્થ સમજી શક્યા નથી. તે જ પ્રમાણે ઇંદ્રના ૧૦૦ પુર એટલે દુર્ગ હતા તેથી તે **પુરંદર.** અત્ર પુર અથવા દુર્ગ એટલે અંધકારનાં સ્થાનો એટલે રાત્રિઓ. તેવી જ રીતે **અવસ્તામાં અપ-ઓષ** સાથે **તીશ્ટ્રયના** યુદ્ધની કથા આવે છે, તે તથા **વેદ**માંની **વૃત્ર** સાથે ઇંદ્રના યુદ્ધની કથા એક જ છે. વળી **અવસ્તા**માં લખેલુ છે કે એ યુદ્ધ ૧૦૦ રાત્રિ સુધી ચાલ્યું. કારણકે અવસ્તામાં **શતો કરશે** એ શબ્દ આવે છે. અને રાત્રિસત્ર પછી **અતિરાત્ર** યજ્ઞો વેદમાં આવે છે તે યજ્ઞો રાત્રિના અંતમાં કરવાના હોય છે.

**વેદની કથાઓ—**

**ઉપસ્**ની કથા,

**ઇંદ્ર** અને **વૃત્ર, અશ્વિનો**નાં પરાક્રમો, ઇત્યાદિ. **વૃત્ર**ની કથાનો સામાન્ય રીતે વરસાદની કલ્પનાથી ખુલાસો કરવામા આવે છે પણ તેમ નથી. જે જલ કહેવામાં આવ્યું છે તે જલ વરસાદનુ નહી પણ, વિશ્વની અંદર જે વાતાવરણ છે તે. પારસી **અવસ્તા**માં પણ તેમ જ છે. તેમ તે યુદ્ધ પણ વાર્ષિક હતું અને શીયાળામાં થતુ.

**અશ્વિનો**ની કથામાં—તેમના પરાક્રમો ( દૃષ્ટાંત રૂપે સમુદ્રમાંથી રક્ષણ કરવાનાં તથા **ચ્યવન, ભુજ્યુ, અત્રિ, વંદન** ઇત્યાદિને નેત્રરશ્મિ અથવા તેજ પુનઃ આપવાનાં ઇત્યાદિ ) હાલ દરરોજના પ્રભાત અથવા શીયાળાના સૂર્યને તેજોમય બનાવવા સાથે ઘટાવવામાં આવે છે પણ તે ખરૂં નથી. કારણ કે તે પ્રમાણે અંધકારઅથવા આંધળાપણું જે અગાઉ હતું તેનો ખુલાસો મળતો નથી. તેમ જ તેઓનું દુઃખ લાંબા વખત સુધી ચાલ્યું તેનો પણ ખુલાસો આથી થતો નથી. તેમ અગાધ અને અંધકાર વાળા સમુદ્ર જેમાંથી તેમનું રક્ષણ કરવામાં આવ્યું તેનો પણ ખુલાસો મળતો નથી. પરંતુ જે સમુદ્રમાંથી તેઓને બચાવવામાં આવ્યા તે સમુદ્ર—વિશ્વની અંદરનો નીચેનો અડધો ભાગ ( વર્તુલાર્ધ ) જેમાં પૃથ્વી ૭ માસ સુધી રહી હતી અને જેથી ૭ માસ સુધી લાંબો અંધકાર ( રાત્રીનો ) રહ્યો હતો તે સમુદ્ર. આ ૭ માસની રાત્રી ધ્રુવપ્રદેશને બેસતી આવે છે,

ઋજ્રાશ્વની કથા—સો અજ (બકરાં)નીકતલ એટલે સો દિવસ ને રાતમાં ફેરવી નાંખી તે.

સસવધ્રિની કથામાં—દશ માસના ગર્ભ ધારણ પછીથી સહીસલામત જન્મ માટે સાત વધ્રિ સ્તુતિ કરે છે તે કથાનો પૂરો ખુલાસો હજુ પણ મળી શકતો નથી. પણ આપણી ધ્રુવપ્રદેશની થીયરી સાથે તે સહેજ ઘટાવી શકાય છે.

વિશ્વના અંદરના ભાગને ગર્ભાશય રૂપે કલ્પવામાં આવ્યો અને તેની અંદર સૂર્ય ફરતો રહે છે, જ્યારે તે ક્ષિતિજની ઉપર હોય છે ત્યારે. દશ માસનું ગર્ભ ધારણ એટલે ક્ષિતિજની ઉપર જે દશ માસ સુધી સૂર્ય હોય છે તે. અને તેમાંથી સહી સલામત જન્મવા માટે સ્તુતિ કરવામાં આવે છે એટલે તેથી ત્યાર પછી રાત્રિના અંધકારના ભય વિશે સૂચન છે. ત્યાર પછી બાલક જન્મ્યા પછી તુરત અદ્દશ્ય થઈ ગયું તે સૂચવે છે કે સૂર્ય દશ માસ ક્ષિતિજની ઉપર રહ્યા પછી એકદમ અંધકારમાં જઈ ( રાત્રિ થઈ ) અદ્દશ્ય થઈ ગયો. તેવી જ રીતે સૂર્યનું ચક્ર ઇંદ્રે ચોર્યાની કથા, વિષ્ણુના ત્રણ પદ તથા તૃતીય પદ અદ્દશ્ય રહે છે તે કથા—બતાવે છે કે તે તૃતીય પદ વિશ્વનો નીચેનો ભાગ છે. તેમજ ત્રિત આપ્ત્યની કથા આ સર્વે તથા વેદોમાં સાત અને દશ સંખ્યા આવે છે તે જ બતાવી આપે છે કે ધ્રુવપ્રદેશમાં સૂર્ય પ્રકાશના માસો ૭ થી ૧૦ સુધી હતા.

તેવી જ રીતે અવસ્તાની અંદરનાં સાધનો—વંદીદાદના પ્રથમ ફરગર્દમાં અહુર્મઝ્દે ૧૬ ભૂમિઓ ઉત્પન્ન કર્યાની કથા.

૧ એર્યનવૈજો—પ્રથમ ઉત્પન્ન થએલી ભૂમિ-તે સુખમય ભૂમીમાં દશ માસની શીતઋતુ અંગ્રમેન્યુએ દાખલ કરી.

આ વાત એમ દર્શાવે છે કે તે પહેલાં ૧૦ માસ ગ્રીષ્મઋતુ અને ૨ માસ શીતઋતુ હોવી જોઇએ.

અને ધ્રુવપ્રદેશની ઋતુઓમાં એકાએક ફેરફાર થઈ ગએલો હોવો જોઇએ. આ વાત ભૂસ્તરવિદ્યાની શોધોથી પણ સાબીત છે. બે માસ શીતઋતુ હોય તો તેની સાથે અવશ્ય કરીને લાંબી રાત્રિ પણ હોવી જ જોઇએ. પછી લખ્યા પ્રમાણે તે સુખમય ભૂમીમાં સાત માસ ગ્રીષ્મ ઋતુ અને પાંચ માસની શીતઋતુ તે પણ તે જ દર્શાવે છે. આ બંને ઋતુઓ ધ્રુવપ્રદેશ સાથે બેસતી આવે છે. ઋગ્વેદમાંની અદિતિની કથા, સાત માસ ગ્રીષ્મ ઋતુની વાત, ઇંદ્રના યુદ્ધની તારીખ એ સર્વે પણ આ સાથે મળતું આવે છે.

એર્યનવૈજો—સુખમય ભૂમિમાં વાર્ષિક સૂર્યોદય અને વર્ષ જેટલો લાંબો દિવસ—આ વર્ણન આવે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તે સુખમય ભૂમિ ઉત્તર ધ્રુવની છેક પાસે જ હોવી જોઇયે અને ઇશાનની પૂર્વે નહીં. પછીથી કેટલેક કાળે હિમ યુગ આવ્યો તેથી તે ભૂમિનો ત્યાગ કરવો પડ્યો; પછીથી ૧૬ ભૂમિઓ ઉત્પન્ન થઈ. ધીમે ધીમે ઉત્તર ધ્રુવના પ્રદેશમાંથી ખસતાં ખસતાં સોળ જૂદી જૂદી ભૂમીઓમાં વસતિ કરવી પડી એમ

આથી સૂચન થાય છે. અને અંતે મધ્ય એશિયાના મેદાનોમાં આવ્યા. તેવી જ રીતે **શતપથ બ્રાહ્મણ**માં પણ જલપ્લાવનની કથા આવે છે તે પણ તે જ હિમયુગનું આગમન સૂચવે છે. તેમ જ પ્રાચીન કથાઓ જે પ્રાચીન આર્ય પ્રજાઓમાં પ્રચલિત છે તે તપાસવાથી પણ એ જ અનુમાનને ટેકો મળે છે. **લૅટીશ, ગ્રીક** અને **કેલ્ટીક** કથાઓમાં અનેક **ઉષસ્** કહેવામાં આવ્યાં છેઃ પ્રાચીન **રોમન વર્ષ** ૧૦ માસનું હતું તથા ન્યુમાએ તેમાં સુધારો કર્યો. પ્રાચીન **કેલ્ટીક** વર્ષ અકટોબરના અંતમાં પૂર્ણ થતું અને ત્યાર પછી શીત ઋતુ અને અંધકાર શરૂ થતાં હોવાં જોઇએ એમ તેથી સૂચન થાય છે. ઑગસ્ટ માસની પેહેલી તારીખે લુગ્નેસાડનો મધ્યગ્રીષ્મ ઋતુનો ઉત્સવ આવતો. તેથી મે માસની ૧ લી તારીખે ગ્રીષ્મઋતુના આરંભનું સૂચન થાય છે. તેવી જ રીતે **નૉર્સ** વર્ષ તથા પ્રાચીન **ગ્રીક** કાલમાન પણ તે જ સિદ્ધ કરે છે કે છ માસ તેજ અને છ માસ અંધકાર હતો. પ્રાચીન સમયમાં વર્ષના ફક્ત બે જ વિભાગ હતા. **કેલ્ટીક** કથાઓમા નવ રૂપ ધારણ કરતી કુમારિકાની કથા, **નોર્સ** કથાઓમા **થોર**ના નવ પગલાની કથા, **વેદમાંના નવ વ્વાની** કથા અને **અવસ્તામાંની વીફાનવઝા**ની કથા—આ સર્વ પ્રાચીન આર્ય લોકોની કથાથી એક લાંબો ધ્રુવપ્રદેશ ઉપરનો દિવસ હતો એમ સૂચન થાય છે.

વળી, **સ્લેવોનીક** કથાઓમા **ઇશન** અને તેના બે ભાઇઓની કથા—તેમા **ઇશનના** ઘરમાં ચાલુ અંધકાર જ હતો તેમ જ **વેદમાંની ત્રિત**ની કથા, તેમ જ **ફીનીશ, કેલ્ટીક, ટયુટોનીક**—આ સર્વ કથાઓ ઉપરથી એમ જ સૂચિત થાય છે કે અસલ વસ્તિ સ્થાન ઉત્તર ધ્રુવ પાસે જ હતુ.

પન્તુ ઉત્તર ધ્રુવની પાસેનો કયો અમુક પ્રદેશ? **યુરોપ**ની ઉત્તર કે **એશીયા**ની ઉત્તરનો તે હજી પણ અનિશ્ચિત છે. હવે ભૂસ્તર વિદ્યા પ્રમાણે આ વસતિ સ્થાન **ઇન્ટિર્ ગ્લેશીયલ** સમયમા જ શક્ય છે. **ગ્લેશીયન** પછીના સમય અને **ઓરીયોન**ના સમય વચ્ચેનો સમય ૮૦૦૦૦ વર્ષનો હોય નહી એમ હાલના **અમેરિકન** ભૂસ્તરવિદ્યાશાસ્ત્રીઓ પણ કહે છે. અને છેલ્લામા છેલ્લા જલપ્લાવનને આજે ૧૦૦૦૦ વર્ષ થયા તે ચાલુ આવેલી દંતકથાને વેદની અંદરની ઉપરની વાતોથી સાબીતી મળે છે. તેમ અમેરિકન ભૂસ્તર વિદ્યાશાસ્ત્રીઓ પણ તે સમય ઈ. સ. પૂર્વે ૮૦૦૦ નો બતાવે છે તે પણ આને ટેકો આપે છે. માટે પ્રાથમિક આર્ય મનુષ્યની વસ્તિ અને તેમનો સુધારો ગ્લેશીયલ સમય પછીનો હોવો જોઇયે નહી. અને હિમ યુગ આવી પડવાથી તે નાશ પામ્યો.

તેમ જ **પતંજલિ** અને **વ્યાસ**નાં વચનો કે છેલ્લા પ્રલયમાં વેદનો નાશ થયો અને નવા સમયના આરંભમાં વેદનુ પુનઃ સ્થાપન થયુ અને વેદની અંદર લખેલા ધર્મો, કથાઓ તથા વર્ણવેલા પરાક્રમો ઇત્યાદિ પ્રાચીન છે. આ તેમના મતો પણ આ સાથે બધ બેસતા આવે છે. મી. તીલકે આ સર્વ ઉપરથી એટલુ સિદ્ધ કરી આપ્યુ છે કે વેદનો સમય આજથી ૧૦૦૦૦ વર્ષ ઉપર નો હોવો જોઇએ અને તે વખતે સમગ્ર આર્ય પ્રજાનું વસતિ સ્થાન **મધ્ય એશિયા**માં નહીં, પરંતુ ઉત્તર ધ્રુવ પ્રદેશમાં જ હોવું જોઇએ.

**નવનીતરાય નારાયણભાઈ મેહેતા.**

---

# હિન્દી ઉદ્યોગવિચારસમાજ.

આ વર્ષે બનારસમાં, કૉન્ગ્રેસને લગતા હુનર-પ્રદર્શનની સાથે, આ દેશની ઔદ્યોગિક સ્થિતિ શી રીતે સુધારવી એ વિષે વિચાર કરવા માટે એક પરિષદ્ ભરાઈ હતી, અને તેમાં મિ. રમેશચન્દ્ર દત્તના પ્રમુખપણા નીચે કેટલાક નિબન્ધો વંચાયા હતા. મિ. રમેશચન્દ્રના ભાષણમાં આપણી ઔદ્યોગિક ઉન્નતિ સાધવામાં શાં શાં વિઘ્નો નડે છે, અને છતાં એકંદર વિચાર કરતાં ભવિષ્ય માટે સારી આશા રાખવાનાં શાં કારણો છે-એ વિષે નિરૂપણ કરવામાં આવ્યું હતું. હિન્દુસ્તાનની ખનિજ સંપત્તિ, સૂતર કાપડનો ધન્ધો, હાથના વણાટ માટેની સાળો, પરસ્પર ધીરધાર માટે મંડળીઓ, ખેતીમાં સુધારો, વગેરે વિષયો ઉપર કેટલાક લેખો રજુ કરવામાં આવ્યા હતા-અને આ દેશોપયોગી સેવામાં દેશીઓ ઉપરાંત કેટલાક યુરોપિયન ગૃહસ્થોએ પણ ભાગ લીધો હતો. તેમાંના મહત્ત્વના લેખો સંબન્ધે અમે હવે પછી લખીશું. આજે તો પરિષદ્‌ના પ્રમુખ મિ. દત્તના ભાષણના જ મુખ્ય મુદ્દા બતાવીએ.

ઓગણીસમી સદીના આરંભમાં હિન્દુસ્તાનના માલ ઉપર જકાત નાંખી ઇંગ્લંડે આ દેશના હુનરો કેવા તોડી પાડ્યા, અને તે જ અરસામાં વરાળયન્ત્રની શોધ થવાથી ઇંગ્લંડની ઔદ્યોગિક સ્થિતિ કેવી અદ્ભુત ઉન્નતિને શિખરે પહોંચી ગઈ, અને તે જ પ્રમાણમાં આ દેશના ઉદ્યોગોનો કેવો અધઃપાત થયો એ સંબન્ધી દિગ્દર્શન કરાવી-મિ. દત્તે વર્તમાનકાળમાં આપણને નડતી મુશીબતોના ત્રણ પ્રકાર બતાવ્યાઃ (૧) આપણા લોકમાં અર્વાચીન ઔદ્યોગિક શિક્ષણનો અભાવ; (૨) ધન્ધા માટે જોઇતી મૂડીનો અભાવ; (૩) અને આપણા આર્થિક હિત અર્થે આપણને કાયદા ઘડવાની સત્તાનો અભાવ. મિ. દત્તે, ઇંગ્લંડમાંથી ખેતી તદ્દન લુપ્ત થઈ છે એ બાબત પોતાની નાપસંદગી બતાવી અને પોતાના અનુભવથી જણાવ્યું કે ઇંગ્લંડનાં કારખાનાંના મજુરોની સ્થિતિ ઇચ્છવા લાયક નથી અને સ્વતન્ત્ર ખેડૂત અને વણકરોની જીંદગીમાં મનુષ્યત્વ વધારે સચવાય છે. પણ તેજ સાથે વર્તમાન યુગની હરીફાઇમાં પાશ્ચાત્ય ઔદ્યોગિક શિક્ષણ વગર છૂટકો નથી તેથી તે હાથ કરવાની ઘણી જરૂર છે એમ પોતાનો અભિપ્રાય બતાવ્યો. મૂડીની બાબતમાં હાલ જે મુશીબત નડે છે તેનાં ત્રણ રાજકીય કારણ ગણાવ્યાંઃ ભારે વીઘોટી, વિલાયતમાં ભરવાની ભારે રકમ, અને અત્રે મ્હોટી નોકરીઓ પરદેશીઓને હાથ છે તે. વળી કાયદા પણ આર્થિક વિષયમાં બિનજકાતી નીતિ સ્વીકારી દેશની કારીગરીના ઉછેરમાં વિઘ્નકર નીવડે છે. આટલી મુશીબતો દર્શાવી મિ. દત્તે આશાભરી વાણીમાં કહ્યું કે:—

I mention these difficulties not to discourage you, but because we have to face and to conquer them. Few countries on earth would have succeeded under these difficulties, but I have faith in the capacities of our nation, in the patience and skill of our artisans, in the adaptability of our race to new methods in the resources of this wonderful land, and in advantages of our labour. I have been something of an optimist all my life; I think it

better to fight and to fail than not to fight at all; but in this industrial movement I believe we are destined to fight and to conquer. I have no patience with those of my countrymen who throw up their hands in despair, declare that all is lost! The history of the last twenty or thirty years shews that all is not lost, and that much has been gained."

"હું આ મુશીબતો તમને નિરાશ કરવા માટે બતાવતો નથી. આવી મુશીબતો નીચે રહીને પૃથ્વીના થોડા જ દેશો જય મેળવી શકત. પણ મને આપણી પ્રજાની શક્તિ વિષે, આપણા કારીગરોની ધીરતા અને નિપુણતા વિષે, આપણા અદ્‌ભુત દેશમાં નવી પરિસ્થિતિને અનુકૂળ થવાની જે ટેવ છે તે વિષે, તેમ જ મજુરી સોંઘી હોવાથી આપણને લાભ છે તે વિષે શ્રદ્ધા છે. હુ આખો જન્મારો આશા રાખતો આવ્યો છું, અને ન લડવા કરતાં લડીને હારવું વધારે પસન્દ કરૂં છું. પણ આ ઔદ્યોગિક હિલચાલમાં તો મને લાગે છે કે આપણે નસીબે લડીને આખરે જય મેળવવાનુ જ લખ્યુ છે. મારા જે દેશી બન્ધુઓ લમણે હાથ દઈ બેસે છે તેમને હું સાંખી શકતો નથી. છેલ્લાં વીસ ત્રીસ વર્ષનો ઇતિહાસ જોતાં જણાય છે કે આપણે સઘળી બાજી હારી બેઠા નથી. ઘણુ જીત્યા છીએ."

અને આ વાતના સમર્થનમાં છેલ્લા દસકામાં જુદા જુદા ધન્ધામાં કેવો વધારો થયો છે એ બતાવ્યો. શણુ, લોઢુ, કોલસા, ઍલ્યુમિનિયમ, રેશમ વગેરેના ધન્ધાની સ્થિતિમાં આશાજનક સુધારો થએલો જણાવ્યો, અને સૂતર અને ઉનના કાપડમાં એક દસકામાં બમણો માલ તૈયાર થવા લાગ્યો છે એ મતલબના આંકડા ટાંક્યા. અને એ ઉપરથી અભિમાનપૂર્વક પ્રતિપાદન કર્યું—

"I make bold to say that no other country in Asia, except Japan, has shewn such industrial progress within the lifetime of a generation and no country on earth, labouring under the disadvantages from which we suffer, could have shewn more adaptability to modern methods, more skill, more patient industry, and more marked success"

તાત્પર્ય કે જાપાન શિવાય એશિયાના કોઈ પણ દેશે ઔદ્યોગિક વિષયમાં આટલો સુધારો બતાવ્યો નથી.

છેવટે, સ્વદેશી હિલચાલ પરત્વે બોલતાં કહ્યું કે આજકાલ આખું જગત્ "સ્વદેશી" જ છે. ઇંગ્લંડમાં ચેમ્બરલેઇન અને બાલફોરનો પ્રયત્ન "સ્વદેશી" ની જ દિશામાં ચાલે છે અને જગતની બીજી બધી પ્રજાઓ પણ પોતપોતાને ત્યાં "સ્વદેશી" હિલચાલને જ ઉત્તેજન આપે છે. હિન્દી સરકાર પણ અસલથી "સ્વદેશી" ની જ તરફેણમાં છે એમ દાવો કરે છે, અને "સ્વદેશી" ના વિજયથી દુકાળનાં દુઃખો શમી સરકારને અનેક રીતે લાભ છે એ પણ ઉઘાડું છે. છેવટે મિ. દત્ત શાંત અને સતત કર્ત્તવ્યપરાણયતાથી "સ્વદેશી" હિલચાલનો જય સિદ્ધ કરવા નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો:—

"Spasmodic and hysterical exhibitions should be avoided, for, as a great English writer remarks, *strength consists not in spasms but in the stout bearing of burdens.* Mindful of the great work we have to perform, we should work with the calm consciousness of doing our duty towards our countrymen. If we succeed in this noble endeavour, we shall present to the world an instance, unparalleled in the history of modern times, of a nation protecting its manufactures without protective duties. If we fail in this great endeavour, and prove ourselves false to the resolutions we have formed and professed, then we shall deserve to remain in that state of industrial serfdom to other nations from which we are struggling to be free."

"ક્ષણિક ઉભરા અને હિસ્ટીરિયાના આવેશથી ભરેલો ઉત્સાહ દર્શાવવો ન જોઇએ. એક મહાન અંગ્રેજ લેખકે કહ્યું છે તેમ બળ ક્ષણિક જુસ્સામાં રહેલું નથી, પણ મજબુત રીતે ભાર વહેવામાં રહેલું છે. આપણે જે મહાન કાર્ય કરવાનું છે તે ધ્યાનમાં રાખી સ્વદેશી બન્ધુઓ તરફ શાન્ત કર્તવ્યના ભાન પૂર્વક આપણે પ્રવર્તવું જોઇએ. આ ઉચ્ચ યત્નમાં આપણે ફતેહમંદ થઇશું તો સંરક્ષક જકાત વિના પણ પોતાના ઉદ્યોગોનું સંરક્ષણ કર્યાનો, અર્વાચીન યુગમાં અદ્વિતીય એવો, દાખલો જગત આગળ આપણે મૂકીશું; અને એમાં આપણે પાછા હઠીશું તો આપણા નિશ્ચયોને આપણે દગો દીધો એમ સાબીત થશે, અને તેથી આપણે બીજી પ્રજાની તળે ઔદ્યોગિક ગુલામી સહન કરવાને જ લાયક છીએ એમ ઠરશે."

[ વસન્ત ઑફિસ. ]

---

## કાળનું વન.*

"The gate of that forest was death."

( "એ વનનું દ્વાર મરણ હતું." )

એક મ્હોટું જંગલ હતું. તેમાં રાક્ષસી કદનાં મ્હોટાં ઝાડ હતાં. તે ઝાડ એટલાં ઊંચાં ને મથાળે એટલાં ઘાડી રીતે ફેલાયલાં હતાં કે નીચે સૂરજનો તડકો બીલકુલ પડતો નહોતો.

---

* "The Soul of a People" એ નામના H. Fielding Hall ના પુસ્તકના છેલ્લા પ્રકરણનું ભાષાન્તર.

પ્રકરણને અન્તે લખ્યું છેઃ—"આ બૌદ્ધ સિદ્ધાન્તનું રૂપક બરમાના લોકોનું રચેલું છે. મ્હેં એ ઘણા દિવસ ઉપર સાંભળ્યું હતું. મ્હને આશા છે કે એ ફરીથી કહેવામાં મ્હેં બગાડી નાંખ્યું નથી." હું પણ આ ભાષાન્તર માટે એવી જ આશા રાખું છું.

અરવિન્દ.

ને ત્યહાં મ્હોટા વેલા હતા. તે વેલાઓ એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર જતા ને ત્યાંથી મ્હોટા વીંટા વળીને લટકતા બધા ઝાડની નીચે કાંટાથી ભરપૂર ન્હાના વેલા જમીન સરસા ઊગેલા હતા તે વેલાઓના કાંટા રસ્તે જનાર–આવનારાઓને વાગતા ને ત્હેમની ગતિ અટકાવતા તે જંગલમા માટીના જ રંગના સાપ પણ બહુ હતા. માટીના રંગના હોવાથી મુસાફરો અજાણમા ત્હેમને કચરતા એટલે મુસાફરોને તે કરડતા કેટલાક તો પરવાળાના જેવા લાલ રંગના ને સોનેરી પટ્ટાવાળા હોવાથી મુસાફરો ત્હેને સુંદર જવાહિર જાણીને હાથમા લેતા ને એ સાપ ત્હેમના ઉપર હુમલો કરવા આવતા સુધી જવાહિર જ જાણતા હતા

આ જંગલમા કોઈ ઠેકાણે વનમાર્ગ હતા તે વનમાર્ગોની કને ફુલ હતા. તે ફુલ ઘણા સુંદર હતા તે ફુલ પ્યાલાના આકારના ને ધોળા હતા ત્હેના પાંદડા ચળકતા ને પ્હોળા હતા તે પાંદડા જાંબુડી રંગના ફળને ઢાંકતા હતા કેટલાકને તેજસ્વી લાલ રંગની કુંપળો હતી તે નિદ્રાવશ માણસની પેઠે આમ તેમ ઝોક ખાતી હતી ધોળા તારાના આકારના તોરણો પણ હતા ત્યાંની હવામા બધે આના ફુલોની સુગંધી ફેલાઈ રહી હતી પણ એ બધા ફુલ કાંટાવાળા હતા માત્ર એટલુ કે ત્હમે ફુલ તોડો ત્યાર પ્હેલા તે કાંટા દેખાતા નહિ

આ જંગલમા થઈને પુષ્કળ રસ્તાઓ જતા હતા ત્હેમાંના ઘણાક તો ઘણા પ્હોળા હતા, અને જંગલમા અનેક જુદે જુદે ઠેકાણે ફંટાતા હતા એમાના કેટલાક વનમાર્ગમા વખતે વખતે અટકતા હતા બીજા ઘણુ ખરૂ તે ટાળીને જતા હતા પણ એમાનો એકે રસ્તો સીધો નહોતો જ્યહારે જ્યહારે તમે તે રસ્તે જાઓ ત્યહારે તે વાંકા ચુંકા હમેશા વળીને આખર બહુ મુસાફરી કરીને જ્યાંથી તમે નીકળ્યા ત્યહા જ પાછા આવીને ઉભા રહો એવા એવા રસ્તા હતા જેમ રસ્તા વધારે પહોળા તેમ તેની નીચેની જમીન વધારે પોચી ને તેની બે બાજુના વનમાર્ગ વધારે સુંદર ને વધારે ઝડપથી ઉગતા હતા—એમ હતુ

એક રસ્તો એ વનમાંથી સીધો જતો હતો પણ તે બીજા બધા કરતા બહુ દૂર હતો તે તે ખીણની એક બાજુએ આવેલા ખડક ને ટેકરીઓમાંથી જતો હતો તે ઘણો જ ખડબચડો હતો, તેના કરતા નીચાણમા આવેલા દેશના વનમાર્ગથી બહુ દૂર હતો તેની આસપાસ ફુલ ઉગતા નહોતા તે રસ્તા ઉપર ઘાસ કે લીલ નહોતી પણ અણીવાળા સખત પથરા હતા. તે ઘણો જ સાંકડો હતો ને તેની બે બાજુ ભેખડો આવી હતી

આ જંગલમા ઘણા પ્રકાશ હતા કેટલાક સૂર્યાસ્તની પેઠે ઝળકીને બંધ થઈ જતા કેટલાક રાત્રે થતી વિજળીની પેઠે ચમકીને પાછા બંધ થઈ જતા આ જંગલમાં કદી ઘોર અંધારૂં તો હતુ જ નહિ ઉદ્દેશ વિના ને ક્ષણવાર ઝળકતા પ્રકાશોથી આ જંગલ એવુ ભરપૂર હતુ

આ જંગલમા માણસો હતા. તે લોકો આમથી તેમ ભટક્યા કરતા હતા. એ માણસોથી ભરપૂર હતુ તે લોક પોતે ક્યાં જાય છે તે ત્હેમને ખબર પડતી નહોતી. પોતાને ક્યા જવાની મરજી છે તે પણ ત્હેમને ખબર નહોતી. તે લોકને એટલી જ ખબર હતી કે પોતે

સ્થિર ન્હોતાં રહી શકતા, કારણ કે આ જંગલનો રખેવાળ કાળ હતો. ત્હેની કને એક તેજ ચાબુક હતી, ત્હેનાવડે તે તે લોકોને હાંક્યા કરતો હતો—આરામનું નામ ન્હોતું.

આ લોકોમાંના ઘણાને ત્હાં આવ્યા પછી પ્હેલાં તો જંગલમાં ગમતું હતું. તે લોકો કહેતા કે વનમાર્ગ બહુ સુંદર છે ને ફુલ પણ ઘણા મધુર છે. આમ તે લોકો વિશાળ રસ્તાઓમાં ચાલી વનમાર્ગમાં ભટકતા ને લીલ ઉપર સૂઇને ફુલોની સુગંધ લઇને સુખ ભોગવવાનું કરતા. પણ કાળ ત્હેમને તેમ કરવા દેતો નહિં. થોડો વખત ત્હેમને શાન્તિ મળતી અને પછી વળી એમને ભટક્યા કરવું પડતું હતું. પણ ત્હેની ત્હેમને દરકાર નહોતી. તે લોકો કહેતા કે આ જંગલ વનમાર્ગથી ભરપૂર છે. અમે એકમાં નહિ રહી સકીયે તો વળી બીજા મળશે અને તે પ્રમાણે એકમાંથી બીજામાં, એમ ગયા રસ્તા પણ એક પછી એક એમને ઓછી ખુશી આપતા હતા. એમાં કેટલાક થોડા જણ હતા તેઓ કદી વનમાર્ગમાં જતા નહિ. તે લોકો કહેતા કે એ જગ્યા ઘણી સુંદર છે પણ આ જે રસ્તા એમાં થઇને જાય છે તે ક્યાં જાય છે? ચકર ચકર ફરીને પાછા જ્યાં ને ત્યાં. એમાં કાંઈ શાન્તિ મળતી નથી: કાળ તેની ચાબુકને અંકુશવતી એ જગ્યાઓમાં રાજ્ય કરે છે; અને એમાં શાન્તિ નથી અમારે તો આરામ જોઇએ છીએ. વળી તે લોકો કહેતા કે પેલા પ્રકાશ છે તે ભટકતા પ્રકાશ છે. દૂર દક્ષિણમાં હુનાળાની વીજળીની પેઠે અહિંથી તહીં ભટકતા ફરે છે. અમને એવા પ્રકાશની દરકાર નથી. અમારૂં તેજ તો સ્થિર અને ચોખ્ખું છે. અમારે ફક્ત શાન્તિ જોઇએ છીએ. અમે આ જંગલમાં ફરી ફરીને આ અસ્થિર પ્રકાશ હમેશાં જોયા કરવાની દરકાર રાખતા નથી.

અને તેથી તે લોકો વાંકા ચુકા જતે રસ્તે જતા નહિં પણ ડુંગરો ઉપરનો રસ્તો અજમાવતા. તે લોકો કહેતા આ રસ્તો સાંકડો છે, તેના ઉપર ફુલ નથી, તે ખડકોથી ભરપૂર છે પણ સીધો છે. તે અમને કંઈક લઇ જશે. ને અમને ચકર ચકર ભમાવીને જ્યાંના ત્યાં આણીને નહિં મુકે. ને અમારે માટે એક તારાનું અજવાળું છે. તે હમણાં ઘણો ન્હાનો છે પણ તે હમેશાં સ્થિર છે તે કદી ચમકતો નથી કે ક્ષય પામતો નથી. તે તારો તે સત્યનો તારો છે. તે તારાને અજવાળે અમે જે શોધીએ છીએ તે અમને જડશે. અને તે લોકો તે રસ્તે જતા હતા; ઘડી ઘડી ખડકોની ઠોકરો ખાઇને પડતા, ખડકોની તીણી અણીઓ વાગ્યાથી લોહી નીકળતું, પગ સુજી જતા, પણ કદી હીંમત હારતા નહિં. અને તે લોકો જેમ જેમ આગળ જતા તેમ તેમ જંગલમાંથી ને વનમાર્ગથી તથા વિનાશકારક ફુલોની સુગંધથી દૂર જતા હતા. તે લોકોને હવે રખડતા લોકોના ખભા ઉપર પડતા કાળની ચાબુકના ફટકારનો અવાજ ઓછો ઓછો સંભળાતો હતો.

તે તારો કને કને આવવા લાગ્યો. ને તેનું અજવાળું વિશાળ થવા લાગ્યું. પેલા જૂઠા અસ્થિર પ્રકાશ તેમની પાછળ રહી ગયા ને અદૃશ્ય થઈ ગયા; અને તે લોકો આખરે જંગલની બહાર આવ્યાને સત્યના સૂર્યના તેજમાં બધી તૃષ્ણાઓને ધોઈ નાંખનારૂં તળાવ એમને જડ્યું.

તે લોકો જીત્યા હતા. કાળ ને જીવનની લડાઇ ને કજીઓ પાછળ પડી ગયાં હતાં. તે

તેમને પકડી પાડી શકે તેમ નહોતું. તે લોકો થાકી ગયેલા ને મુન્જેલે પગે અને એ લોકોએ મ્હોટી શાન્તિમાં પ્રવેશ કર્યો, તે વખત પાછળ પડી ગયેલા, ને વનમાર્ગમાંના વિનાશમય ફુલ વીણવા રહેલા, ને હમેશાં કાળની ચાબુકથી હંકાનારાઓનું શું? અલબત્ત તેઓ શીખશે. કાળની દયાળુ ચાબુક તેમની પાછળ છે જ. તે કદી તેમને એવા વિનાશકારક જંગલમાં રહેવા નહિં દે. તે લોકોને હમેશાં આગળ વધવું જ પડશે. ને તેઓ જેમ જેમ વધારે વધારે થાકશે તેમ તેમ તે વનમાર્ગો નહિં ગમે ને સુગંધના ભારવાળાં ફુલ વધારે વધારે કંટાળો આપનારાં થશે. તે લોકોને કાંટાની પણ ખબર પડશે. પ્હેલાં તો તેઓ કાંટાને ફુલના મોહમાં ભૂલીજ ગયા હતા. તે લોકો કહેતા હતા કે ફુલ ઘણાં સુંદર છે. અમારે કાંટાની શી દરકાર છે? અરે! કાંટા પણ સરસ છે. ત્હેમની જોડે લડવાની મઝા પડે છે. કાંટા વિનાનું જંગલ કેવું નિ:સાર બને? જો આપણે ફુલ તોડીએ ને કાંટા ન દેખીએ તો આપણે ત્હેમની કદર ન કરીએ. જેમ વધારે કાંટા તેમ ફુલ વધારે કિંમતી, આમ તે લોકો કહેતા હતા. ને એ લોકો ફુલ તોડતા ને તે સુકાઈ જતા પણ કાંટા ન્હોતા સુકાતા. તે તો હમેશાં ત્યાં જ હતા. જેમ જેમ કોઈ માણસ વધારે ફુલ એકઠાં કરતો તેમ તેમ ત્હેને વધારે કાંટા સ્હેરવા પડતા. ને કાળ હમેશાં ત્હેની પાછળ હતો. તે લોકોને વનમાર્ગમાં થાક ખાવાનું મન થતું પણ કાળની ઇચ્છા તે લોકો હમેશા આગળ જાય એમ હતી. પાછા ફરવાનું ન્હોતું. થાક ખાવાનો ન્હોતો. હમેશાં આગળ ને આગળ જવાનુ હતું. તેથી તેઓ કંટાળી જતા.

આખરે તે લોકોએ કહ્યું—આ ફુલ તો હમેશા એક જ જાતનાં છે. અમે તેમનાથી કંટાળી ગયા છીએ. ત્હેની વાસ ઘણી જ કાચડી છે આ જંગલ ફક્ત કાંટાથી જ ભરપૂર છે. જેમ જેમ અમે ચકર ચકર કરીએ છીએ તેમ તેમ અમે આ ફુલને ધિક્કારીએ છીએ એને કાંટા વધારે જોરથી વાગે છે. અમારે ન્હાસી જવું જોઇએ જ. અમે કાળને ત્હેની ચાબુકથી કંટાળ્યા છીએ. અમારા પગ ઘણા જ ઘણા જ થાકી ગયા છે. અમારી આંખ્યો અંજાઈ ગઈ છે ને ઝાંખ આવે છે. અમે પણ શાન્તિને શોધીશું. જે લોકો ખડકવાળે રસ્તે ગયા ત્હેમની અમે પ્હેલાં મશ્કરી કરતા હતા. અમારે શાન્તિ ન્હોતી જોઇતી. પણ હવે અમને તે જગતમાં સુંદર વસ્તુ લાગે છે. કાળ કદી પણ અમને આગળ ને આગળ હાંકવાનું બંધ નહિં કરે? આ પ્રકાશ અહિં તહિં ચમકતા કદી બંધ નહિં થાય?

અને આખરે એવી રીતે દરેક માણસ સીદ્ધે રસ્તે વળે છે. તે શોધી કાઢશે. દરેક માણસને આખરે ખબર પડશે કે જંગલ તિરસ્કારને લાયક છે, ફુલ વિનાશકારક છે, કાંટા ત્રાસદાયક છે. દરેક માણસ આખરે કાળથી બ્હીતાં શીખશે અને પછી જ્યારે શાન્તિને માટે આકાંક્ષા ઉત્પન્ન થશે ત્યારે તે સીદ્ધે રસ્તે જશે ને ત્હાં ત્હેને તે શાન્તિ મળશે. કોઇ પણ અનંત કાળ સુધી જંગલમાં નહિ રહે. તે શીખશે. જ્યહારે એ અત્યન્ત થાકી જશે, ને એનાં કાંટાથી ભરપૂર થશે, ને જ્યહારે ત્હેની પીઠ ઉપર કાળ—મહાન દયાળુ ને આ દુનિયાના શિક્ષક કાળ—ની ચાબુકનાં ચાઠાં પડશે ત્યહારે તે શીખશે. જ્યહાં સુધી તે નહિ શીખે ત્હાં સુધી તે સીદ્ધે રસ્તે જવાની ઉત્કંઠા નહિ રાખે. પણ અન્તે બધા માણસો આવશે.

અરવિન્દ.



## 'બેસવું' શબ્દની વ્યુત્પત્તિ.

એક વખત હેવો હતો કે 'બેસવું' એ विश् ઉપરથી થયો છે એમ उपविश् એ સોપસર્ગ ધાતુનું વિસ્મરણ કરીને જ કેટલાક વ્યુત્પત્તિ બેસાડવા જતા હતા. विश्‌માંના व् નો બ અને इ નો એ (અને श्‌નો સ્) એમ વિકાર કલ્પતા હતા. પરંતુ विश् નો અર્થ તો 'પેસવું' છે, 'બેસવું' નથી, તે અર્થ તો उपविश् નો છે એ વાત ભૂલી જવાતી હતી. उपविश्‌માંથી વ્યુત્પત્તિ કાઢવા જતાં उ प એ બે અક્ષરને માટે શો જવાબ દેવો ?–એ મુશ્કેલી એઓને લાગતી હશે. એ સમયમાં પ્રાકૃતનું અધ્યયન કમી હોઈ ગુજરાતી સંસ્કૃતમાંથી પ્રાકૃતદ્વારા આવી છે તે તત્ત્વનું અજ્ઞાન અથવા અનાદર હોવાને લીધે આ વ્યુત્પત્તિની કલ્પના થયેલી. પરંતુ એકદમ જ આ ધાતુની ખરી વ્યુત્પત્તિનો ક્રમ બતાવીશું તો બધી શંકાનો ખુલાસો થઈ જશે.

સં. उपविशति (=બેસે છે); પ્રા. उ व इ स इ, ગુજ. માં આવતાં व इ स इ, व इ स इ, બેસે-છે. આમ ક્રમ છે. उप ના પકારનો પ્રાકૃતમાં व થયો; वि માંના व નો લોપ પણ હેમચન્દ્રે બતાવેલા નિયમાનુસાર થવાથી इ અવશિષ્ટ રહે છે. वइसइમાંના वइ માં 'અઇ' નો પ્હોળો એકાર મ્હેં અન્યત્ર બતાવેલા નિયમાનુસાર થાય છે. અને उवइसइમાંનો આરમ્ભનો उ હેના ઉપર accent (સ્વરિતત્વનો ભાર) ન હોવાને પરિણામે લુપ્ત થાય છે. (આ અસ્વરિત આદિસ્વરના લોપનો નિયમ ડૉ. ભાંડારકરે બતાવ્યો છે.+)

આ વ્યુત્પત્તિ જોતાં અર્થ, શબ્દના અવયવોનું બંધારણ, વગેરે સર્વ અંશોનું પરિપૂર્ણ સમાધાન થઈ સકે છે, એટલે વિશેષ બલામણ કરવાની જરૂર રહેતી નથી.

પરંતુ રા. કેશવલાલે ધ્રુવે સાહિત્યપરિષદ્‌માં વાંચેલા 'વાગ્વ્યાપાર' ના નિબન્ધમાં આ ધાતુની વ્યુત્પત્તિ उपविश्‌માંથી કાઢી હતી. બ્હનાં પ્રકારાન્તરે કાઢી હતી; ને વિશે થોડોક વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. એઓ વ્યુત્પત્તિ એમ કાઢે છે કે उपविश् માંનો ઉપસર્ગ આખો લુપ્ત થઈને બાકી રહેલા विश्‌નું બેસ્ થયું, હેમાં इ નો એ થયો, व નો બ અને श નો સ. ઉપસર્ગ આખાનો લોપ થવાનાં ઉદાહરણો બીજાં કેટલાંક છે અને એ રીતનો વ્યાપાર થાય છે એ વાતની ના નહિં કહી સકાય. પરંતુ પ્રસ્તુત ઉદાહરણમાં તેમ થયું નથી એમ માનવાને સબળ કારણો છે એમ મ્હારો નમ્ર મત છે.

---

+ Phonology of the Vernaculars of Northern India. Journal of the Bombay Branch of the Royal Asiatic Society No. XLVII, Vol. XVII, Part II- Page 145. એ સ્થળે નીચેનાં ઉદાહરણો હેમણે આપ્યાંછે:—
સં. उपविश्. પ્રા. उ व इ स्, મરાઠી. बैस, ગુજ. બેસ.

સં. अभ्यन्तर, હિન્દી. भीतर—

સં. अरघट्ट; પ્રા. अरहट्ट (?); હિન્દી. रहट; મરાઠી, રહાટ, (ગુજ. રેંટ.)

ઇત્યાદિ.

(क) **उप** આખાનો લોપ થાય તો **विश्** ના ઇકારનો એકાર થતાં તે એકારનો ઉચ્ચાર સાંકડો થાય, પ્હોળો ના થાય; કેમકે પ્હોળા માટે તો અઇ કે અય્ પૂર્વ રૂપમાં જોઇયે,—જે **उप** ગણ્યાથી જ જડે છે—**उवइस्** માંના **वइ** માંના અઇમાં. આ વાંધાનો ખુલાસો એમ કદી આપવામાં આવે કે, જેમ 'ગોળ' = વર્તુલ એ શબ્દમાંના ઓકારથી ભેદ બતાવવા માટે **गुड** ઉપરથી ગોળ શબ્દ થતાં ઉકારનો ઓકાર પ્હોળો થયો છે તેમ જ 'એશ' – સારુ એ શબ્દથી જુદો પાડવા માટે 'બેસવુ' માંનો એકાર પ્હોળો થયો છે. પરન્તુ આ ખુલાસામાં બે શંકાઓ રહે છે;

(૧.) બેસમાં સકાર છે અને એશમાં તાલવ્ય શકાર છે, તો ભેદ બતાવવાનો પ્રસંગ ઉત્પન્ન નથી થતો; 'બેશીને' અથવા આજ્ઞાર્થે બીજો પુરુષ એકવચન 'બેશ' એ માત્ર એકાદ રૂપ તે માટે આમ ભેદની અપેક્ષા રહી હશે એ કલ્પવામાં પણ બહુ સંભવ જણાતો નથી,

(૨.) એશ (–સારૂ)—એ ફારસીમાંથી આવેલો શબ્દ છે, તો 'બેસવું' એ રૂપ ઉત્પન્ન થયેલું તે પ્રાચીમાંથી આ શબ્દ ગુજરાતીમાં દાખલ થતા પ્હેલાં હશે એમ સંભવ લાગે છે. એટલે ભેદ બતાવવાનો પ્રસંગ એ રીતે પણ આવતો નથી એમ લાગે છે.

(ख) પ્રાચીન ગુજરાતીમાં અને અપભ્રંશમાં બઇઠઉ, બઇસઇ વગેરે 'અ ઇ' એમ અવયવવાળાં રૂપો જોવામાં આવે છે, તો તે **विश्** માંના ઇકારનો અ ઈ થવાથી નહિં, પરન્તુ **उपविश** નો **उवइस्** થઈ ગ્હેલા રૂપમાંથી જડે એમ છે. આ વાત નિર્વિવાદ હોવાનો સંભવ છે.

(ग) 'બેસવુ'નો સહચારી શબ્દ 'પેસવુ'–એ શબ્દની વ્યુત્પત્તિ જોતા પણ મ્હારી કલ્પનાને પુષ્ટિ મળે છે. 'બેસવુ'ની વ્યુત્પત્તિમાં **उप** એ ઉપસર્ગનો લોપ થયો કલ્પશો, પણ પેસવુ તે તો **प्रविश्** ઉપરથી આવ્યો તેમાંના **प्र** ઉપસર્ગનો લોપ નહિ જ કલ્પી શકાય. **प्रविशति, पविसइ**, પઇસઇ, એ ક્રમ છે તે વિશે શંકા જ નહિ હ્યાય. તેમાં પકાર આવ્યો તે **विश्**ના વકારનો તો હોય જ નહિ; **व** નો બ થાય, અને **प** નો **व** થાય, પણ વ નો **प** તો થતો જાણ્યો નથી. અર્થાત્ **प्र** નો જ **प** રહેલો તો તે જ સાદૃશ્યે 'બેસ'વુમાં પણ **उप** નો લોપ નથી થયો એમ માનવાને આધાર મળે છે.

રા. કેશવલાલ જોડે મ્હારે આ વિશે થોડા દિવસ ઉપર વાત થઈ હતી અને હેમને ઉપરનાં (क. ૨) તથા (ग) શિવાયનાં, કારણો મ્હે કહ્યાં હતાં, અને તેથી હેમનું વલણ મ્હારા મત તરફ થયુ જણાયું હતું. તે હવે (क-૨) તથા (ग) વાળાં કારણો ઉમેર્યા છે તે એઓ વિચારશે તો આખર એકમત મ્હારી જોડે થવાનો સંભવ છે એમ ધારુ છું.

અમદાવાદ,
તા. ૨૨-૭-૦૫.

નરસિંહરાવ ભોળાનાથ.

# મંગળગીત.

( મરાઠી:રાહ. )

કહો ધન્ય જન્મ આ દેશે
રહી જ્યપ સ્વાસ ઉચ્છ્વાસે. ધ્રુવ.

નારીમાં સીતા જ્યાં છે
સાવિત્રી દમયંતીને
વિદ્યા ગાર્ગીને વેશે
તે પુણ્ય દેશ આ છે જ્યાં
યોગેન્દ્ર રુદ્ર ઇશ્વિરમાં રે
પુણ્ય આ ભૂમિ પુણ્ય આ ભૂમિ
ધન તે જ આપણી જનની. કહો ધન્ય.

અહીં નહીં લગ્ન ને લક્ષ્મી
જીંદગી રાજ્ય રિદ્ધિની
તપ તપી સિદ્ધિ લીધેલી
નહિ કરો ભોગ આ સ્વાર્થી
જ્યાં ધર્મયજ્ઞ આરંભ્યો
સૌ સ્વાર્થઆહુતિ કરતો રે
આપણો આજ આપણો આ તે
ગર્વીય દેશ એક જ છે. કહો ધન્ય.

આ થયે માતૃભૂમિના
જન્મેથી સૌ શોભાયા
સંભારો તે આર્યોના
સખિને અર્જુનેલા
જે વીરરત્ન ધારેલા
શબ્દો અમ્મુન વદેલા રે
આપણો દેશ આપણો દેશે
ધન પુત્ર તેમના સર્વે— કહો ધન્ય.

હો સ્વદેશી બંધુ સર્વે –
કંઈ નીચ ઉંચ ધન ધાન્યે
બધુ છો એક જ ધર્મે
એક જ માતના જન્મે
એક જ અર્થે પ્રેરેને
એક જ યત્ને દોરવે રે
આપણે સર્વે આપણે સર્વે
આ હિન્દમાતને નમિયે— હો ધન્ય

ગર્વેથી સર્વે ગર્જો
ઉચે સ્વર બોલો વાગો
આ દેશ ગર્વી છે મારો
આ દેહ માત છે તારો
તુજ દુખો માગ મર્મે
તે માટે પ્રાણુ પ્રજાળુ રે
ચીથરે હાલ ચીથરે હાલે
પણ એ જ ધૂન લાગે— હો ધન્ય

જન્મે માતા ને ખોળે
ઝુલામા તારી પીંઠે
રહે તારી ડુંગરોએ
એ રીતે પોષવાને
નિર્ભેનુ મા વર દેને
પુત્રોને વીર કરીને રે
આર્યની જનની આર્યની જનની
તુ લગાડ તારી લગની હો ધન્ય

મગનભાઈ ચતુરભાઈ પટેલ.

કહો સ્વદેશી બંધુ સર્વ
કંઈ નીચ ઊંચ ધન ધાન્યે
બંધુ છો એક જ, ધર્મે
એક જ માતના જન્મે
એક જ અર્થે પ્રેરેલે
એક જ યત્ને દોરેલે રે
આપણે સર્વે આપણે સર્વે
આ હિન્દમાતને નમિયે— કહો ધન્ય.

ગર્વેથી સર્વે ગર્જો
ઉંચે સ્વર બોલો વાણી
આ દેશ ગર્વી છે મારો
આ દેહ માત છે તારો
તુજ દુઃખો મારાં સર્વે
તે માટે પ્રાણ પ્રગળુ રે
ચીંથરે હાલ ચીંથરે હાલે
પણ એ જ ધુન લાગેવે— કહો ધન્ય.

જન્મે માતા તે બાગે
યુવામાં તારી પીંઠ
વહે તારી ડુહરોએ
એ ગીતે પોષેલાતે
નિર્બેનું મા વર દેને
પુત્રોને વીર કરીને ૨...જશે
આર્યની

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ—અમદાવાદ

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા ૬૫ સુધીના સર્વ પગારદાર માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામા આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦-૮-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે

છુટક નકલના રૂ. ૦-૪-૦ „

**મળવાનું ઠેકાણું**—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—**અમદાવાદ**
**મુંબઇના એજન્ટ**—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—કાલબાદેવીરોડ મુંબઈ.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ થયો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

Reg. No B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત ૧૯૬૨.

## " હોરી. "

२.

( राग काफी, ताल दीपचन्दी. )

शाम कैसी खेलत होरी होरी, अचरज खूब बनोरी,
कोई जन भेद लह्योरी, शाम कैसी० (टेक.)

तन रंगभूमि बनी अती सुंदर, वासन बाग लगोरी,
नाडी अनेक गली जहां शोभत, खेले तहां सांवरोरी;
संग वृषभानकिशोरी. शाम कैसी० १

पांच सखी मिल पांच रंग भर, देत बहोर बहोरी,
राधिका लेकर डारे शाम पर, सब तन दीन भिगोरी;
शाममन मोद भयोरी. शाम कैसी० २

होरीमें मोद मानकर शामने, राधिकावेष धरोरी,
मिल सखियन संग फाग मचायो, खेलन मगन भयोरी;
आप सुध भूल गयोरी. - शाम कैसी० ३

खेलन खेलत भान न पायो, दीर्घ काल गयोरी,
बन बन फिरत मिले जब सतगुरु, सखियन संग बिछोरी;
शाम ब्रह्मानंद मिलोरी शाम कैसी० ४

## ( મનન. )

પહેલી હોરીમા આપણે પરમાત્માની માયા—જેમાંથી આ સઘળું જગત્ ઉભું થએલું છે—તેના સ્વરૂપનો વિચાર કર્યો. આજ આપણે, આ બીજી હોરીના મનનરૂપે, પરમાત્મા અને જીવાત્માના સમ્બન્ધનો વિચાર કરીશુ.

પરમાત્મા જગત્ સર્જીને આઘો રહેલો નથી, પણ એ જગત્ દ્વારા, તેમ જ સાક્ષાત્, મનુષ્યઆત્મા સાથે નિત્ય સમ્બન્ધ ધરાવે છે. અને એ સમ્બન્ધનો સ્વીકાર કરી તદનુસાર જે આચારવિચાર કરવામા આવે છે એનું નામ 'ધર્મ' કહેવાય છે. આ સમ્બન્ધ કેવો માનવો રાજા-પ્રજાનો, કે પિતા-પુત્રનો, મિત્ર-મિત્રનો, કે સ્વામી-સેવકનો, કે પતિ-પત્નીનો, કે સર્વથા અનન્યતાનો કે બીજી જ કોઈ રીતનો—એ વિષે મતભેદ જોવામા આવે છે, અને એ ઉપર કેટલીવાર કડુ વાદવિવાદ થતો પણ આપણે સાભળીએ છીએ પરન્તુ એ સમ્બન્ધનો સર્વથા નિષેધ થતો જણાતો નથી. સ્પેન્સર જેવા ' The Unknowable '–' અજ્ઞેય ' ના માનનારા, અને ' **नेति नेति** ' કહી વિરમનારા કેવલાદ્વૈતવેદાન્તીઓ પણ આત્મા સાથે એ પર-પદાર્થનો કોઇક તરેહનો સમ્બન્ધ તો માને છે જ. જેઓ એને ' અજ્ઞેય ' કહે છે તેઓ એના અસ્તિત્વ સાથે જોડાએલા હોવા પૂરતો એની સાથે મનુષ્યઆત્માનો સંબન્ધ સ્વીકારે છે, અને ' અજ્ઞેય ' પદાર્થ હૃદયમાં જેવા ભાવ પૂરી શકે તેવા ભાવને ધર્મરૂપે સ્વીકાર્યા શિવાય તેઓને છૂટકો થતો નથી. કેવલાદ્વૈતવેદાન્તીઓ એને નિષેધમુખી વાણીએ વર્ણવે છે, પરન્તુ તેઓ પણ મનુષ્યઆત્માને આ તરફ સ્વતન્ત્ર રહેવા દઈ, બ્રહ્મને પેલી પાર મૂકતા નથી—કિન્તુ મનુષ્યઆત્માના અનન્ય-આત્મ-રૂપે એને માને છે, અને અનન્યભાવમા જે ધાર્મિકતા રહી છે તે ધાર્મિકતા તેઓ સાધવા ઇચ્છે છે. પણ આ અનન્યભાવનું સ્વરૂપ તપાસતા પહેલાં, એનાથી અવર—એની આ બાજુએ રહેલા—થોડાક વિચારો અવલોકીએ;, અને એ વિચારો, અનન્યભાવથી ઉતરતી પંક્તિના છતાં, પરમાત્માના હોઇ સર્વથા ખોટા તો હોઈ જ ન શકે એટલુ સ્મરણમાં રાખી, દરેકમાં જે જે સત્ય રહેલું હોય તે " **सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः** " એમ પુષ્પભ્રમરન્યાયે ગ્રહણ કરીએ.

પરમાત્મા સમ્બન્ધી એક અતિપ્રાચીન-ભાવના **રાજા** તરીકેની છે. પરમાત્મા જગતનો

સ્રષ્ટા માત્ર જ નથી, પણ આપણો રાજા છે—આપણને નિયમમાં રાખનાર છે, આપણાં પાપપુણ્યનો ફલદાતા છે: આ ભાવનામાંથી ગ્રહણ કરવા જેવો અંશ એ છે કે—પરમાત્મા ધરતીકંપ કે દરિયાઈ તોફાન જેવી જડ શક્તિ રૂપ નથી; એનો આપણી સાથે ન્યાયી વ્યવહાર છે; એના નિયમ એ પોતે પાળે છે, અને આપણને પાળવા ફરમાવે છે. આ સત્ય આપણે ગ્રહણ કર્યું છે? ગ્રહણ કર્યું ત્યારે જ કહેવાય કે જ્યારે આપણું જીવન એ સત્યને પ્રત્યક્ષ કરી આપતું હોય. પણ આપણે તો રાત દિવસ એવી રીતે હજારો પ્રવૃત્તિઓ મચાવ્યાં કરીએ છીએ કે જાણે આપણા ઉપર પરમાત્માનું રાજ્ય જ ન હોય! માણસે કર્યાં કર્મ ભોગવવાનાં છે; પાપ કર્યા વગર પાપનું ફળ એ ન્યાયી મહારાજા કદી ભોગવાવતો જ નથી; અને પુણ્યનું ફળ કદી આપ્યા વિના રહેતો નથી—આટલી વાત જો આપણા જીવનમાં આપણે વણી લીધી હોય તો દુષ્ટ કર્મ તરફ આપણી પ્રવૃત્તિ જ થવી ન જોઈએ, અને સત્કર્મ તરફ આપણો ઉત્સાહ પૂર્ણ વેગથી વહ્યાં કરવો જોઈએ. પરમાત્માનું આ રાજ્ય સ્થૂલ દૃષ્ટિએ કેટલાક ક્રિશ્ચનો માને છે તેમ ભવિષ્યમાં આવવાનું છે એમ નથી. પણ નિત્ય નિરન્તર ચાલ્યાં જ કરે છે. પરમાત્માની આ ભાવના, અને કર્મ એ જ આ વિશ્વનું ખરેખરું તત્ત્વ છે એ સિદ્ધાન્ત, શ્રુતિસિદ્ધ છે. ઋગ્વેદસંહિતા કહે છે કે વરુણ 'રાજા'—જે આ ગંભીરસમુદ્રનો અને સંસારસરિતનો અધિષ્ઠાતા દેવ છે—તે પોતે 'ધૃતવ્રત' છે. અર્થાત્ એ પોતાના નિયમો પાળે છે. અને મનુષ્યો પણ 'ધૃતવ્રત' થાય એમ એ ઇચ્છે છે. અને ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્ક્ય અને આર્તભાગના સંવાદમાં જીવનના તત્ત્વ તરીકે 'કર્મ'—સારી ખોટી કરણી—જ બતાવેલી છે.

પણ પરમાત્મા તે કેવલ રાજા જ નથી; પિતા પણ છે. રાજા નથી, અને પિતા છે એમ નથી, પણ રાજા અને પિતા ઉભય છે. એના ઘરમાં ન્યાય છે, તેમ પ્રેમ પણ છે. જીસસના પહેલાંના યાહુદી ધર્મમાં પરમાત્માની રાજા તરીકેની ભાવના પ્રધાન હતી, તેને બદલીને જીસસે પિતા તરીકેની ભાવના સ્થાપી; એથી યાહુદી ધર્મની પરમાત્માની ભાવનામાં રાજાના આકરણ ન્યાયને બદલે પિતાનો દયાર્દ્ર પ્રેમ દાખલ થયો એમ કહેવાય છે. કેટલાક લોક આ ભાવનાને કેવલ ખ્રિસ્તી સમજે છે, પણ તેમ નથી. ભગવદ્ગીતામાં એક સ્થળે પરમાત્માને સચરાચર લોકનો 'પિતા' કહેલા છે, અને ઋગ્વેદસંહિતામાં પણ પિતાનું રૂપક અજાણ્યું નથી. એક ઋષિ કહે છે કે "પિતા પુત્રને ખોળામાં લે તેમ તું એને ખોળામાં લે છે"[1] અને બીજા એક ઋષિ કહે છે કે "આ મીઠી વાણીવડે, હે ઇન્દ્ર! હું તને પકડી રાખું છું,—પુત્ર પિતાને વસ્ત્રનો છેડો ઝાલી પકડી રાખે તેમ."[2] પણ પરમાત્મા તે કેવળ પિતા જ નથી; પિતા છે તેમ માતા પણ છે. આ ઉભય સ્વરૂપ જે આ પ્રાકૃતિક જગત્‌માં એકત્ર જોવામાં નથી આવતાં તે પરમાત્મામાં એકઠાં બને છે. પરમાત્મા પિતાની માફક પ્રેમપુરઃસર આપણો ઉત્કર્ષ ઇચ્છે છે એટલું જ નહિ પણ 'શિવાનુધ્યાનપરા' માતાની ઉપમા પણ એને સારી રીતે લાગુ પડે છે. જગન્માતા 'અદિતિ' ઋગ્વેદમાં પ્રસિદ્ધ છે. "સૈવ દેવતૈક્ષત" ઇત્યાદિ ઉપનિષદ્‌વાક્યમાં પરમાત્માનો 'દેવતા' તરીકે (સ્ત્રીલિંગમાં) પરામર્શ કર્યો છે. અને પરમાત્મજ્યોતિરૂપ અગ્નિહોત્ર પરત્વે શ્રુતિ કહે છે કે "જેમ ભૂખ્યાં છોકરાં માની આસપાસ વીંટળાઈ વળે છે તેમ સર્વ ભૂત માત્ર અગ્નિહોત્રને ઉપાસે છે." અને પુરાણો તો 'જગદમ્બિકા' નાં

---

1 पितेव पुत्रमभिरक्षस्व ।

2 पितुर्न पुत्रः सिचमारभे त इन्द्र स्वादिष्ठया गिरा शचीवः ।

એવાં મધુર અને ભવ્ય સ્તોત્રોથી ભરેલાં છે કે જેની બરાબરીમાં ક્રિશ્ચન ધર્મની મેરીની કલ્પના પણ મૂકી શકાય એમ નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પરમાત્મા એકી વખતે "માતા ધાતા અને પિતામહ" રૂપે પોતાને જણાવે છે. પરમાત્માનો આપણી સાથેનો આ સંબન્ધ આટલો બધો પ્રસિદ્ધ છતાં, વાસ્તવિક રીતે આપણા જીવનમાં આપણે એને કેટલો સ્વીકારીએ છીએ? આપણે જો કે પરમાત્માથી વિમુખ રહીએ છીએ—તથાપિ એનો પ્રેમ તો અનન્ત છેઃ આ વાર્તાનું પ્રમાણ એટલું જ કે આપણે જો કે કોટિ પાપ આચરીએ છીએ તો પણ એ સર્વ પાપને પાછળ મૂકી મારો માર્ગ લેવાની છૂટ આપણને રહ્યાં જ કરે છેઃ અર્થાત્ પરમાત્માના ઘરનાં દ્વાર આપણે માટે હમેશાં ખુલ્લાં જ છે. પરમાત્મા માતાપિતા તરીકે પ્રકૃતિ અને મનુજ-બાળકને પરસ્પર જોડાઈ—મનુ અને શતરૂપા માફક—આનંદ લેતાં જોવાને ખુશી છે; આપણો સંસારવ્યવહાર એને અનિષ્ટ નથી; પણ એ વ્યવહારનું ફળ પરમાત્માના વંશની વૃદ્ધિ રૂપ થવું જોઇએ. આપણે એના રિક્થના અધિકારી ત્યારે જ થઇએ કે જ્યારે આપણું જીવન પરમાત્માનાં બાળકને શોભનું થાય.

પણ માતાપિતા હમેશાં પુત્રની સાથે સાથે જ ફર્યા કરતાં નથી. તેમ પુત્રથી હૃદયની બધી વાત છોડ એમની સાથે થઈ શકતી નથી. વળી, જીવાત્મા અને પરમાત્મા ઉભય નિત્ય સિદ્ધ પદાર્થ તરીકે શ્રુતિને માન્ય છે—આ સર્વ ધ્યાનમાં લઈ શ્રુતિએ એ બેને **"द्वा सुपर्णा सयुजा सखाया"** ઇત્યાદિ વાક્યમાં **સખા** રૂપે વર્ણવ્યા છે. એ જ ભાવ પછીનાં શાસ્ત્રોએ નર-નારાયણ અને કૃષ્ણ-અર્જુનના સંબન્ધથી બતાવ્યો છે; અને કૃષ્ણ પ્રત્યેની સુદામાની અને ઉદ્ધવની ભક્તિ પણ એ જ ભાવનું મનોહર ફળ છે. પણ આગળ જણાવેલા સંબન્ધના કરતાં આ સબન્ધનો અનુભવ વધારે ઉચ્ચ અધિકારી માટે છે. જ્યારે વારંવાર દોષ કરીને માતાપિતાની માફક પરમાત્મા પાસેથી ક્ષમા માગવાની ન રહે, અને જ્યારે સદાચરણ માટે ફક્ત એની સલાહની જ જરૂર રહેતી હોય, તથા સાધારણ રીતે આપણે એવું સદાચરણબળ સંપાદન કર્યું હોય કે જેથી અણીને વખતે એ આપણને સહાય થઈ ઉગારી લે એટલો આપણો અધિકાર થયો હોય—ત્યારે જ આ સખાભાવ ખીલી ઉઠે છે.

પણ પરમાત્માને સખા સમજીને એની અવજ્ઞા કરવાની આપણને છૂટ નથી. તેથી અર્જુનને જ્યારે પરમાત્માનું વિશ્વરૂપદર્શન થયું, ત્યારે તેણે પશ્ચાત્તાપપૂર્વક કહ્યું છે કે "હે અચ્યુત! (નિર્વિકાર, સનાતન પરમાત્મન્!) તને સખા સમજીને અને તારો પ્રભાવ ન જાણીને, પ્રમાદથી કે મૈત્રીની છૂટથી, મેં તને 'હે કૃષ્ણ! હે યાદવ! હે સખે!' એમ દમ ભરાવીને બોલાવ્યો છે; રમત ગમતમાં, ખાતા પીતાં, સૂતાં બેસતાં, એકાન્તમાં કે જનસમુદાયમાં, મશ્કરીમાં મેં તારૂં અપમાન કર્યું છે; તે માટે હું તારી ક્ષમા માગું છું."

આ કારણથી ભક્તરાજ હનુમાને પરમાત્માને **સ્વામી**બુદ્ધિએ સેવ્યો છે. પરમાત્માના સખાઓ—અર્જુનની માફક—પરમાત્માની સહાયતાથી આસુરી સંપત્ સામે પોતે જય મેળવવા લઢે છે; પણ પરમાત્માના દાસો તો—હનુમાનની માફક—પરમાત્માના વાવટા નીચે રહી પરમાત્માની સેવા અર્થે યુદ્ધે ચઢે છે; અને અતુલ શ્રમથી પરમાત્માની સત્ત્વપ્રકૃતિને અસુરના બન્ધનમાંથી છોડવવામાં પોતે ઉપયોગી થાય છે. જ્ઞાન વૈરાગ્ય અને બ્રહ્મચર્યથી તેઓનાં

શરીર અને મન વજ્ર જેવાં દૃઢ બનેલાં હોય છે, અને ધનસંપત્તિ આદિ માયાની મોહકમાં મોહક વસ્તુ પણ જો તેમાં 'રામ'ની છબીનું દર્શન ન થાય તો તેને કાંકરા સમાન ગણી તોડીને તેઓ ફેંકી દે છે: એમનાં રૂંવેરૂંવામાં રામનામની ધૂન અહર્નિશ ચાલ્યાં કરે છે. આવા પુરુષો 'ચિરનિર્વિણ્ણ જીવલોક'ને સંકટમાંથી ઉદ્ધારી હંમેશ માટે જગત્ ઉપર એક ભારે ઉપકાર કરી જાય છે.

પણ પરમાત્માની આવી ઉગ્ર દાસ્યભક્તિ આચરવી સહેલી નથી. તેમ કેટલાંક હૃદયો એવાં નાજુક રસભીનાં હોય છે કે તેઓને સેવક માફક દાસ્ય કરીને જ સન્તોષ વળતો નથી; તેઓનાં અંગો પરમાત્મા સાથે પતિ–પત્નીના જેવો વધારે નિકટ સંબન્ધ પામી એને આલિંગવા અને એનાથી આલિંગન પામવા ઊછળે છે. એવા જનોની સ્થિતિ આપણા શાસ્ત્રકારોએ ગોપીઓની ભક્તિમાં દૃષ્ટિગોચર કરી છે. આ પ્રેમલક્ષણા ભક્તિમાં પરમાત્માને સારથિ રાખી આત્મકલ્યાણ સાધવાનો કે પરમાત્માના સેવક બની પરમાત્માની લક્ષ્મીને પુનઃ ઉદ્ધારવાનો લોભ નથી. પણ સ્વાભાવિક પ્રેમથી તણાઈ પ્રેમળ પરમાત્મા તરફ હૃદય ધસે જાય છે: એને પરમાત્માની સેવાની કે આત્મકલ્યાણની કશાની ખબર નથી: એને તો માત્ર પરમાત્માનો જ—પરમાત્માના રસનો જ—ખપ છે, અને એ રસથી એનાં અંગેઅંગ ભીંજાય છે.

પણ જીવાત્મા અને પરમાત્માના સંબન્ધ પરત્વે આ સર્વ રૂપકો ખરાં છે? ખરાં છે તેમ જ ખોટાં છે. ખરાં એવી રીતે છે કે, જે (વ્યાવહારિક) અર્થમાં આપણે છીએ તે અર્થમાં આપણાથી જુદો પરમાત્મા પણ છે, અને એ વચ્ચેના સંબન્ધ ઉપરનાં રૂપકો વડે પ્રદર્શિત થાય છે. પણ બીજી રીતે જોઈએ તો, એ રૂપકો ખોટાં છે. ખોટાં બે પ્રકારે છે: એક તો એ સંબન્ધ એવો વિવિધ છે કે એમાંનું કોઈ પણ રૂપક વસ્તુસ્થિતિને પૂરેપૂરી નિરૂપવા અસમર્થ છે; બીજું, જીવાત્મા અને પરમાત્માને બે પદાર્થો માની એમનો સંબન્ધ સમજાવવા માટે એ રૂપકો કલ્પ્યાં છે, પણ ખરી વાત તો એવી છે કે જીવાત્મા અને પરમાત્મા એમ બે જુદા પદાર્થો જ નથી. આ વાત સમજવા માટે થોડુંક તત્ત્વચિન્તન કરવાની જરૂર છે.

અર્વાચીન યુરોપના પ્રસિદ્ધ તત્ત્વચિન્તક કાન્ટ–એણે 'મનુષ્યજ્ઞાનની મર્યાદા'ના વિચારને અંગે બતાવ્યું છે કે આપણા ઐન્દ્રિયક જ્ઞાનમાં, એટલે કે પ્રત્યક્ષ જ્ઞાનમાં—વિષયને જે દેશ અને કાલ રૂપી બે ઉપાધિઓ લાગેલા હોય છે તે ખરું જોતાં વિષયગત નથી, પણ ઇન્દ્રિયથકી વિષયમાં આરોપાય છે; અર્થાત્, જે પદાર્થનું પ્રત્યક્ષ થાય છે તે પદાર્થ સ્વતઃ દેશકાલાવચ્છિન્ન નથી, પણ ઇન્દ્રિય સાથેના સંબન્ધે કરી એનામાં દેશકાલની કલ્પના ઉપજે છે. કાન્ટની પછીના વખતમાં આ સિદ્ધાન્તમાં એટલો ફેરફાર સૂચવવામાં આવ્યો છે કે—પ્રથમ સ્વતઃ પદાર્થ છે અને પછીથી ઇન્દ્રિયોનો સંબન્ધ થતાં એનામાં દેશ અને કાલના ઉપાધિઓ ઉપજે છે એમ નથી, પણ ઇન્દ્રિયો સાથે સંબદ્ધ રૂપે જ એ પદાર્થનું અસ્તિત્વ છે, એટલે કે જો એ પદાર્થ છે તો તેને દેશ કાલ લાગેલા જ છે. પણ આ સિદ્ધાન્તનાં બંને રૂપો લેતાં એમાંથી એટલું તો ફલિત થયું જ કે જે પદાર્થ ઇન્દ્રિયાતીત છે તે દેશગત કે કાલગત હોઇ ન શકે. આથી આટલી વાત સ્પષ્ટ છે કે આત્મા—જીવાત્મા તેમ જ પરમાત્મા—જે ઇન્દ્રિયાતીત છે તેને દેશગત કે કાલગત માનવો એ ભૂલ છે. અને જો

આત્માને દેશ કે કાલના ઉપાધિ લાગતા નથી, તો પછી જીવાત્મા અને પરમાત્માને એક બીજાથી પૃથક્ પાડવા એ સંભવતું નથી. વળી, કાન્ટે બીજું એ બતાવ્યું છે કે જેમ મનુષ્યનું ઐન્દ્રિયક જ્ઞાન વિષય માત્રને દેશ અને કાલનાં બીબાંમાં ઢાળે છે, તેમ મનુષ્યની બુદ્ધિ પણ વિષયને અમુક બીબાંમાં જ ઉતારી લે છે—અર્થાત્ એ અમુક આકારે જ વિષયને ગ્રહે છે. આ આકાર તે દ્રવ્ય–ગુણ–કારણ–સંખ્યા વગેરે છે. કાન્ટના આ સિદ્ધાન્તમાં પણ પાછળથી એવો સુધારો સૂચવવામાં આવ્યો છે કે એ વિષય સ્વત:—સ્વતન્ત્ર—કોઈ પદાર્થ નથી, પણ બુદ્ધિના વિષય રૂપે જ એનું અસ્તિત્વ છે, એટલે પ્રથમ એ પદાર્થ સ્વતન્ત્ર સિદ્ધ હોય અને પછીથી એ બુદ્ધિનો વિષય બને એમ થતું નથી. પણ આ મૂળ સિદ્ધાન્ત લો યા એનો સુધારો લો—ઉભયમાંથી એટલું ફલિત થાય છે કે જે પદાર્થ મનુષ્યબુદ્ધિનો વિષય જ નથી એની સાથે દ્રવ્ય ગુણ કારણ સંખ્યા વગેરેના વિચારો જોડવા એ ભૂલ છે. પણ સગુણવાદી અને દ્વૈતવાદી કહેશે કે એ પદાર્થ મનુષ્યબુદ્ધિનો વિષય નથી એમ કોણ કહે છે? આનો ઉત્તર એજ઼ો જ કે તત્ત્વજ્ઞાનનો પ્રયાસ મનુષ્યબુદ્ધિનો વિષય શોધીને વિરમતો નથી. તત્ત્વજ્ઞાન સમક્ષ મહાપ્રશ્ન પડેલો છે તે એ છે કે મનુષ્યબુદ્ધિ પોતે જ શેના થકી બની રહી છે? અર્થાત્ મનુષ્યબુદ્ધિની સ્હામે વિષય રૂપે એક પદાર્થ બનાવવાથી એ બુદ્ધિનો ખુલાસો થતો નથી, એ ખુલાસા માટે તો એ બુદ્ધિની પાછળ જવું જોઇએ, અર્થાત્ અધિષ્ઠાન રૂપે કોઇક પદાર્થ માનવો જોઇએ. અને તેથી દ્રવ્ય ગુણ સંખ્યા આદિ બુદ્ધિના આકારો જે બુદ્ધિથી શરૂ થાય છે તેને બુદ્ધિની પેલી પારના–અધિષ્ઠાનભૂત–પદાર્થને લગાડવા એ ભ્રમ છે. બુદ્ધિની પાછળ —પેલી પાર—જવું અશક્ય લાગતું હોય તો એનો અને અધિષ્ઠાનનો એટલે ચિત્ અને સત્‌નો અભેદ માનો, પણ બુદ્ધિ અને બુદ્ધિના વિષયને એક સંકલનામાં જોડ્યા વિના, અર્થાત્ બન્નેની એક અધિષ્ઠાનમાં એકતા કર્યા વિના, છૂટકો નથી.

આ અધિષ્ઠાન–પદાર્થ જગત્ રૂપે કેમ બન્યો એનો વિચાર પહેલી " હોરી " માં થઇ ગયો. બીજી " હોરી " માં એ પદાર્થ જીવભાવ શી રીતે પામ્યો એનો વિચાર ચાલે છે. આટલી ચર્ચાને અન્તે તેમાં હવે આપણે એના ખાસ સિદ્ધાન્ત ઉપર આવ્યા.

એક મત એવો છે કે જીવ અને જગત્ એ બે બ્રહ્મના વિકારો છેઃ આ મત ' પરિણામવાદ ' અને ' વિકારવાદ ' ને નામે સુપ્રસિદ્ધ છે, અને એ મત શંકરાચાર્યની પૂર્વે પણ હતો, અને પાછળથી શ્રીવલ્લભાચાર્યે એનો અવલંબ કર્યો છે. બીજા મત પ્રમાણે, જીવ અને જગત્ બે બ્રહ્મની શક્તિઓ છેઃ આ મતનો ' શક્તિવાદ ' ને નામે શંકરાચાર્યે એક સ્થળે ઉલ્લેખ કર્યો છે, અને પાછળથી રામાનુજાચાર્યે ચિત્ અને અચિતને બ્રહ્મની શક્તિઓ માની છે તે આ જ મત છે. ત્રીજો ' અવસ્થાવાદ ' છે–તે પ્રમાણે, બ્રહ્મ ' અપ્રચલિતસ્વરૂપ ' સમુદ્રસ્થાને છે, અને એની ' ઇષત્ (જરા) પ્રચલિતાવસ્થા ' તે અન્તર્યામી (ઇશ્વર) છે, અને ' અત્યન્ત પ્રચલિતાવસ્થા ' તે જીવ છે. આ ત્રણે વાદમાં જીવને વિકારરૂપે વા શક્તિરૂપે વા અવસ્થારૂપે **સત્ય** માનવામાં આવ્યો છે.

જીવાત્માને પરમાત્માના વિકાર રૂપે વા અન્ય રૂપે સત્ય માનીને પણ એ પરમાત્માથી ભિન્ન છે કે અભિન્ન એ વિષે ત્રણ મુખ્ય વાદ ઉત્પન્ન થયા છે. જીવ અત્યારે પરમાત્માથી ભિન્ન

છે,—અને તે મોક્ષાવસ્થામાં પરમાત્મા સાથે એકતા પામશે—નદીઓ સમુદ્રમાં ભળી જાય છે તે રીતે, એવો એક વાદ છે; અને તે ઔડુલોમિ નામના આચાર્યને નામે વ્યાસ મહર્ષિના વેદાન્તસૂત્રમાં નોંધાયો છે. બીજો એક વાદ એવો છે કે અત્યારે પણ જીવ પરમાત્માથી અત્યન્ત ભિન્ન નથી, તેમ અત્યન્ત અભિન્ન પણ નથી—જેમ અગ્નિના તણખા અગ્નિ છે, અને છતાં અગ્નિથી જુદા પણ છે; અથવા તો, જેમ ઘટ એ મૃત્તિકા જ છે, અને મૃત્તિકાથી જુદો પણ છે, એ રીતે. આ ભેદાભેદવાદ વેદાન્તસૂત્રમાં વ્યાસ પહેલાંના આશ્મરથ્ય આચાર્યનો કહેવામાં આવ્યો છે. ત્રીજો વાદ એવો છે કે અત્યારે જીવ પરમાત્માથી ભિન્ન નથી, તેમ ભિન્ન અને અભિન્ન એમ પરસ્પરવિરુદ્ધ ધર્મવાળો પણ નથી. અત્યારે જે અવસ્થામાં છે તે અવસ્થામાં પણ એ પરમાત્માથી અભિન્ન જ છે: આ વાદ વેદાન્તસૂત્રમાં જણાવ્યા પ્રમાણે કાશકૃત્સ્ન ઋષિનો છે.

પણ અત્યારે જે અવસ્થામાં છે તે અવસ્થામાં પણ એ પરમાત્માથી અભિન્ન જ છે એ વાદ પણ બે રીતે સમજી શકાય. એક અવસ્થિતિવાદ એવો છે કે અચિત્ તેમ જ ચિત્ પરમાત્માનાં વિશેષણ રૂપે અવસ્થિત છે, અને પરમાત્મા એ થકી વિશિષ્ટ છે: આ રામાનુજાચાર્યનો 'યથાવસ્થિત' (છે તે રૂપે જ—અવિદ્યાની કલ્પના કર્યા વિનાનો) વિશિષ્ટાદ્વૈતવાદ. બીજો અવસ્થિતિવાદ એવો છે કે અત્યારે છે તે રૂપે પણ જીવ પરમાત્માથી અભિન્ન જ છે, છતાં ભિન્ન ભાસે છે તે અવિદ્યાએ કરીને—આ શંકરાચાર્યનો સુપ્રસિદ્ધ કેવલા-દ્વૈતવાદ.

જીવાત્માની આ દેખાતી ભિન્નતા અનેક રીતે સમજાવવામાં આવી છે. જેમ દર્પણમાં દેખાતું મુખ વાસ્તવિક મુખથી ભિન્ન નથી, વા જળમાં દેખાતું ચન્દ્રનું પ્રતિબિમ્બ ખરા ચન્દ્રથી ભિન્ન નથી—અર્થાત્ એમ દેખાયા છતાં બે મુખ કે બે ચન્દ્ર થતા નથી—તેમ બ્રહ્મનું અવિદ્યાત્મકઅન્તઃકરણમાં પ્રતિબિમ્બ પડવાથી બ્રહ્મથી જુદો જીવ ભાસે છે, પણ વસ્તુતઃ બ્રહ્મ એકલું જ છે. આ બિમ્બપ્રતિબિમ્બવાદ.

પણ ચન્દ્ર આકાશમાં છે અને એનું પ્રતિબિમ્બ જળમાં છે—એટલું તો દ્વૈત ખરૂં ને? આમ શંકા સંભવે, તેથી બીજા શાંકરવેદાન્તીઓ અન્ય દૃષ્ટાન્તથી જીવ-બ્રહ્મનો સંબન્ધ સમજાવે છે. જેમ ઘટાકાશ અને મહાકાશ જુદાં નથી—એકનું એક આકાશ છૂટે રૂપે (અનવચ્છિન્ન-રૂપે) મહાકાશ હોય છે, અને તે જ ઘટના સમ્બન્ધે કરી (ઘટમાં ઘેરાએલા તરીકે) ઘટાકાશ કહેવાય છે, તેમ અનવચ્છિન્ન (નહિ ઘેરાએલું) ચૈતન્ય તે બ્રહ્મ, અને અન્તઃકરણાવચ્છિન્ન (બુદ્ધિથી ઘેરાએલું) ચૈતન્ય તે જીવ. આ અવચ્છેદવાદ.

પણ આ વાદમાં પણ જેમ આકાશને ઘેરનાર ઘટ નામનો પદાર્થ આકાશથી જુદો છે તેમ ચૈતન્યને ઘેરનાર બુદ્ધિ યા અન્તઃકરણને ચૈતન્યથી જુદું માનવું પડે, અને એટલા પુરતું અદ્વૈતવાદમાં છિદ્ર પડે. આ શંકા નિવારવા માટે કેટલાક શાંકરવેદાન્તીઓ કર્ણ 'રાધેય' ના દૃષ્ટાન્તથી જીવ-બ્રહ્મનો સંબન્ધ સમજાવે છે: જેમ કર્ણ પૃથાનો પુત્ર હતો, પણ અજ્ઞાને કરી પોતાને રાધાનો પુત્ર જાણતો હતો, તેમ બ્રહ્મ વસ્તુતઃ બ્રહ્મ છતાં અજ્ઞાને કરી પોતાને જીવ સમજે છે.

આ સર્વ દૃષ્ટાન્ત જો કે એક બીજા ઉપર સુધારો કરતાં દેખાય છે—તથાપિ ખરૂં જોતાં સર્વનું તાત્પર્ય એક જ છે, અને તે ગમે તે રીતે અદ્વૈત પ્રતિપાદન કરવાનું. શંકરાચાર્યે

વિવિધ દૃષ્ટાન્તો આવા જ આશયથી યોજ્યાં છે. પણ પાછળના વખતમાં તે તે દૃષ્ટાન્તને વળગી પડીને જુદા જુદા વાદનો વિરોધ ઉપજાવવામાં આવ્યો છે તે આ તાત્પર્ય ન સમજવાથી જ. બ્રહ્મને કોઈ પણ દૃષ્ટાન્ત લાગુ પડી શકે જ નહિ—જડ તે ચૈતન્યના દૃષ્ટાન્તથી કથવું, કે ચૈતન્યને જડના દૃષ્ટાન્તથી કથવું એ ખોટું છે, અને છતાં એમનાં સ્વરૂપ સમજાવવા માટે એવા દૃષ્ટાન્ત લીધા વિના ચાલતું નથી. દૃષ્ટાન્ત લઈને યાદ રાખવાની વાત એટલી જ છે કે દૃષ્ટાન્ત જીવ-બ્રહ્મનો સબન્ધ સિદ્ધ કરવા માટે નથી, પણ એ સબન્ધ સમજાવવા માટે છે. આ રીતે જોતાં, પૂર્વોક્ત સર્વ દૃષ્ટાન્તમાંથી સમજવાની વાત એક જ છે કે બ્રહ્મ અજ્ઞાને કરી અન્યથા ( જીવરૂપે ) ભાસે છે. પણ ' અન્યથા ' શબ્દના પ્રયોગથી પણ એમ સમજવાનું નથી કે કોઈ ' અન્ય '—બ્રહ્મથી જુદો-પદાર્થ છે. અન્યથા **ભાસે** છે—એટલે કે અન્યથા **નથી**, અને છતાં ભાસે છે, આમ **નથી** કહીને **ભાસે** છે કહેવાથી દ્વૈતાપત્તિ થતી નથી પૃથ્વી સ્થિર **નથી** અને છતાં સ્થિર **ભાસે** છે એમ કહેવાથી એ સ્થિર થઈ જતી નથી, સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો **નથી** અને છતાં ફરતો **ભાસે** છે એમ કહેવાથી તે ફરતો થતો નથી—એ રીતે. તાત્પર્ય એટલું જ છે કે લોકમાં અનાદિ કાળથી ચાલતી આવેલી સમજણ ખોટી છે—અનાદિ કાળથી આપણે 'જીવ' 'જીવ' એવો અધ્યારોપ (બ્રહ્મમાં આરોપ ) કરતા આવ્યા છીએ, એ અધ્યારોપનો જ્ઞાનવડે ' અપવાદ ' કરવાનો છે—એ અ-

---

*The dread of anthropomorphism is childish We cannot help the use of figures of speech, and if we discard some, we are sure to make use of others Who but a pedant would object to our speaking allegorically and metaphorically of the sun rising, of the sea roaring, of the wind whispering, or of the mind as clear, or calm, or cloudy? All human speech is a mosaic of symbols, which we use consciously or unconsciously. Do we know more or less of the sun or the sea, when we describe them in figurative language gathered from human nature, or when we adopt the strictly scientific phrases of astronomy or physiography? Similarly, do we know more or less of the soul, when we describe it in terms fetched from outward Nature, or from its own interior realm? It would seem that we discern the state of the case most clearly, and record our insight best, when we gather our phrases in each instance from the opposite realm; when we describe Mind in terms of matter, and Matter in terms of mind. If this be so, it will also be found that, in the moments of highest insight into what is mysterious, and hidden from our faculties, we instinctively clothe our insight in the raiment of metaphor While we perhaps feel that "all that we know is that we know nothing," we nevertheless succeed best, in expressing the little we do know when we set it forth symbolically. We get behind the metaphor, we break the shell of allegory, to extract the kernel of fact; but we approach far nearer to the centre of things, when we make use of concrete aids to abstract thought, than we discard them, and try to reach the shrine of pure being, *per saltum*."—Prof FRASER

ધ્યારોપ તે અધ્યારોપ છે, અર્થાત્ ખોટા છે એમ સમજવાનું છે. અને જે **નથી** તે **ભાસે** છે એમ કહેવામાં દ્વૈત પ્રાપ્ત થતું નથી; પણ ઉલટું, પહેલી " હોરી "ને અન્તે બતાવ્યું હતું તેમ, **ચિત્** ( ભાસે ) અને **સત્** (છે) સાથે અદ્વૈત પ્રતિપાદિત થાય છે.

આમ, દ્વૈતવાદ–વિશિષ્ટાદ્વૈતવાદ–અને કેવલાદ્વૈતવાદ એમ ત્રણ ભૂમિકાનો પ્રાસાદ મનુષ્યની ધાર્મિક બુદ્ધિએ રચેલો છે. એની ત્રીજી ભૂમિકાએ ચડી બ્રહ્માનન્દસ્વામી કહે છે કે આ 'તન' રૂપી ગલીઓમાં શ્રીકૃષ્ણ પરમાત્મા બુદ્ધિ રૂપી '**वृषभानकिशोरी**'–રાધિકા સાથે "**હોરી**" ખેલી રહ્યા છે. પાંચ ઇન્દ્રિયો રૂપી 'સખીઓ' પાંચ વિષયો રૂપી રંગ ભરી ભરીને 'રાધિકા'ને આપે છે; અને 'રાધિકા' એ રંગ લઇને "શ્યામ" ઉપર નાંખે છે; એથી એનું સઘળું શરીર ભીંજાઈ જાય છે—અને એ ભીંજાવામાં પોતે આનન્દ માને છે. એ આનન્દમાં એ 'રાધિકા'નો વેષ ધરે છે, એટલે કે પરમાત્મા બુદ્ધિ સાથે તન્મયતા પામે છે. અને એમ ચોતરફ "અવિદ્યા"નો "**फाग**" મચી રહેતાં બુદ્ધિનો વેષધારી પરમાત્મા સ્વરૂપનું ભાન ભૂલી બેસે છે. એમ સંસારવનમાં રમતાં રમતાં એને ઘણો કાળ વીતી ગયો, પણ તેની એને ખબર પડી નહિ. આખરે જ્યારે કોઈ સતગુરુ મળ્યો ત્યારે એને 'સખીઓ'નો સંગ છૂટયો, અને એ સ્વ–સ્વરૂપભૂત બ્રહ્માનન્દ પામ્યો. અત્રે એટલું સમજવા જેવું છે કે 'રાધિકા' એ સાત્વિક બુદ્ધિનું રૂપક છે; અર્થાત્ પંચેન્દ્રિયના વિષયો પણ સાત્વિકબુદ્ધિપુરઃસર ભોગવવામાં આવે તો જ પરિણામે જ્ઞાન ઉપજી બ્રહ્માનન્દ પ્રાપ્ત થાય. વળી, જેમ કૃષ્ણનું રાધિકા સાથે રમવું તે કેવળ નિર્દોષ–નિર્લેપ રમત રૂપ હતું, તેમ પરમાત્મા પણ બુદ્ધિના સંગમાં ચિદાભાસ બનેલો દેખાતા છતાં, બુદ્ધિથી નિર્લિપ્ત અને સર્વઆભાસરહિત કેવલ ચૈતન્યઘન કાયમ રહે છે. વળી, કોઇને એમ શંકા થતી હોય કે જગદ્‌ગુરુ કૃષ્ણ ભગવાનને ગુરુ કેવો?—તો એ શંકા વાસ્તવિક છે. પણ બ્રહ્માનન્દ સ્વામીને આ અસંભવ અજાણ્યો નહતોઃ જેને ગુરુ સંભવી જ ન શકે તેને ગુરુ આરોપવામાં એમનું સૂક્ષ્મ તાત્પર્ય એવો ધ્વનિ ઉપજાવવાનું છે કે—ખરી વસ્તુસ્થિતિમાં તો "**न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा**" ગુરુ નથી, શિષ્ય નથી, શાસ્ત્ર નથી, શાસ્ત્રનો ઉપદેશ નથી—છતાં એ સર્વ કલ્પના જ્યાં સુધી આપણે બંધને ખરો માનીએ ત્યાં સુધી આવશ્યક છે; પણ પરમાત્મામાં વસ્તુતઃ બંધ નથી તેમ મોક્ષ પણ નથી, એટલે ગુરુ વગેરે વાત કેવળ અધ્યારોપ જ છે. વસ્તુતઃ તો—

" न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ "

"નાશ નથી, ઉત્પત્તિ નથી; બદ્ધ નથી, સાધક નથી; મુમુક્ષુ નથી, મુક્ત નથી–એ જ ખરેખરી વાત છે."

અને તેથી પૂર્વોક્ત પ્રાસાદની ભૂમિકાના ધ્વજાગ્રેથી, અને તે પણ નીચે કે ઉંચે નહિ પણ એક અખંડાકાર દૃષ્ટિ નાંખીને, અવાઙ્‌મનસગોચર આકાશની ભવ્યતાથી મૂક બનતાં બનતાં શ્રી શંકરાચાર્ય ઉચ્ચરી જાય છે કે–

" न चैक तदन्यद्द्वितीयं कुतः स्यात्
न वा केवलत्वं न चाकेवलत्वम् ।
न शून्यं न चाशून्यमद्वैतकत्वात्
कथं सर्ववेदान्तसिद्धं ब्रवीमि ॥ "

( એક નથી ત્યાં બે ક્યાથી હોય? , કેવલ તેમ અકેવલ પણ નથી, શૂન્ય નથી, અને અશૂન્ય પણ નથી. કારણ કે એનામાં એક-બે, કેવલ-અકેવલ, શૂન્ય-અશૂન્ય એવું દ્વૈત નથી. સર્વ વેદાન્ત થકી સિદ્ધ એવા એને હું **શી રીતે** કહું ? )

---

## દૈવી પ્રકૃતિનો વિજય.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૦૧ થી. )

રાજા થોડી વારમા ગામમા દાબદબે પ્રવેશ કરે છે. એનજેલો અને ઇસ્કેલસ રાજાને અભિનંદન આપે છે અને કુશળતા પૂછે છે. રાજા તેમનો ઉપકાર માને છે અને કહે છે કે તમારા કારભાર સબધી તપાસ કરતા મને માલમ પડ્યુ છે કે તમે ઘણુ સારૂ કામ કર્યુ છે, તમારો ઇનસાફ પૂરેપૂરો વખણાય છે હુ તમને એ બાબતમા શાબાશી આપુ છુ એનજેલો કહે છે કે મહારાજ હુ તો આપનો કાચા સુતરનો બાંધેલો છુ. રાજા એનજેલોને કહે છે તમારી કીર્તિ ચોગરદમ ફેલાઈ રહી છે અને એક તામ્રપટ પર કોતરી રાખવાને લાયક બની છે. એક હાથમા એનજેલોને લઇને અને બીજા હાથમા ઇસ્કેલસને લઇને રાજા સવારીમા ચાલે છે

પેલો **પીટર** સાધુ હવે ફરીયાદ કરવાનો વખત આવ્યો છે એમ સૂચવે છે. ઇસાબેલા રાજા કને જઇને ' ફરીયાદ ફરીયાદ ! ' એમ બૂમ પાડે છે રાજા પૂછે છે કે તને શુ દુ:ખ પડયુ છે તે કહે, તને કોણે સતાવી છે અને કેવી રીતે દુ:ખી કરી છે તે જણાવ, ટુકામા કહે આ રહ્યા એનજેલો સાહેબ, તેઓ તને ન્યાય આપવાને તૈયાર છે, તેમની આગળ બધી વાત ખુલી કર અને તમામ હકીકતથી તેમને વાકેફ કર. ઇસાબેલા કહે છે કે " પુજ્ય રાજા સાહેબ ! આપ મને સેતાન કનેથી મુક્તિ મેળવવાનુ કહો છો. આપ મારી હકીકત પોતે જ સાભળો. એનજેલો કહે છે કે સાહેબ એનુ ચિત્ત ઠેકાણે હોય એમ મને લાગતું નથી. ઇનસાફની રાહે એના ભાઇને ફાસીની સજા થઈ છે, ને સબધમા એ મારી કને માફી મેળવવા આવી હતી.

ઇસાબેલા કહે છે કે એનજેલો એક જુઠો માણસ છે. એ જુઠા સોગન ખાનાર છે, ખૂની છે, એક વ્યભિચારી ચોર છે, ઠગારો છે, કુમારિકાને કલંકિત કરવા તૈયાર, લુચ્ચાઓનો સરદાર છે. રાજા કહે છે એને આથી લઈ જાઓ, એની હાગળી ખસી ગઈ હોય એમ લાગે છે. ઇસાબેલા કહે છે કે રાજા સાહેબ ! હું ગાંડી નથી, મારી હકીકત ઉપર ધ્યાન આપો. રાજા ઇસાબેલાને તેની હકીકત કહેવાને કહે છે. ઇસાબેલા રાજા આગળ બધી હકીકત નિવેદન કરી એનજેલોને ઉઘાડો પાડે છે. લ્યુશીયો વચમાં ટાપશી પૂરવા જાય છે તેને રાજા ધમકાવે છે અને મુગો રહેવા કહે છે. રાજા ઇસાબેલાની હકીકત માનવાની ના પાડે છે અને કહે છે કે એનજેલો ઘણો જ પ્રમાણિક અને આબરૂદાર માણસ છે. "તને એના પર ખોટું કલંક આણવાને કોઈ ખટપટીયા માણસે ઉભી કરી છે." એનજેલો પોતે જે ગુનો કરે તે વાસ્તે તારા ભાઇને ફાંસી ફરમાવે નહીં. પોતાનું ખુદનું વર્તન તપાસી તેને જીવતો રહેવા દેત; સાચું બોલ, તને આવી ખોટી ફરીયાદ કરવાને કોણે શીખવ્યું છે ? ઇસાબેલા કહે છે કે "આમ જ કે ત્યારે શું તમે મને માનતા નથી ?" રાજા કહે છે કે આ બધી એક હરૂબાજી છે. એક અમલદારને ઇસાબેલાને કેદખાનામાં લઈ જવાનો હુકમ આપે છે. રાજા ઇસાબેલાને પૂછે છે કે તું અહીંયાં કોને ખબર આપીને આવી છે ? ઇસાબેલા કહે છે કે લોડોવીક સાધુને મારી અત્રે આવવાની ખબર છે અને તે મારી હકીકતથી વાકેફ છે તે અત્રે હોત તો સારૂં થાત. લ્યુશીયો કહે છે કે એ સાધુ ગડબડીયો અને ખટપટી છે. હું તેને બીલકુલ ચાહતો નથી. આપ સાહેબની તેણે કેટલીક નિંદા કરી હતી તે માટે મારે તેને હલકો કરવો પડયો હતો. રાજા હુકમ આપે છે કે એ સાધુની શોધ કરો. મારી અને મારા નાયબની ગીબત કરે એવો એ કોણ છે ? એટલામાં પીટર સાધુ રાજાને કહે છે કે ઇસાબેલાએ એનજેલો ઉપર ખોટું તોહોમત મુક્યું છે. રાજા પીટરને પૂછે છે કે તું લોડોવીક સાધુને ઓળખે છે ? પીટર હા પાડે છે અને કહે છે એ ઘણો પવિત્ર અને ઇશ્વરી દીલનો સાધુ છે તે હમણાં તાવથી બીમાર છે અને તેના કહેવાથી જ હું અત્રે આવ્યો છું ને જાહેર કરૂં છું કે ઇસાબેલાની એનજેલો પરની ફરીયાદ ખોટી છે; એમાં ખરી હકીકત શી છે તે એ જાણે છે અને જ્યારે આપ બોલાવશો ત્યારે તે આપની સમક્ષ નિવેદન કરવા આવવાને તૈયાર છે. ઇસાબેલા જુઠ્ઠી છે; અને તે વાત ખુદ ઇસાબેલાની ખાતરી પૂર્વક સાબીત થશે.

ઇસાબેલાને પહેરામાં લઇ જવામાં આવે છે ને હવે મેરીયાના બહાર પડે છે.

રાજા એનજેલોને કહે છે કે શું આથી તમને હસવું આવતું નથી ? આનો ઇનસાફ તમે જ પોતે કરજો. હવે આપણે અત્રે બેસીયે. શું જે સાક્ષી ઇસાબેલાને ખોટી પાડવા રજુ થાય છે તે આ કે ? ચલ તારૂં મ્હોં ઉઘાડ. મેરીયાના કહે છે કે મારા ધણીની રજા વગર મારાથી મારૂં મ્હોં ઉઘાડી શકાય નહીં. રાજા પૂછે છે કે શું તું પરણેલી છે ? મેરીયાના કહે છે કે ના. રાજા પૂછે છે કે ત્યારે તું શું કુંવારી છે ? મેરીયાના કહે છે કે ના. રાજા પૂછે છે કે ત્યારે તું શું વિધવા છે ? મેરીયાના કહે છે કે ના. લ્યુશીયો કહે છે કે ત્યારે તો કોઇ વેશ્યા હશે. રાજા કહે છે કે આ માણસને બોલતો બંધ કરો. મેરીયાના કહે છે કે ઇસાબેલા મારા ધણી ઉપર પોતાની આબરૂ લીધાનું ખોટું તોહોમત મુકે છે; જે સમય ઇસાબેલા

બતાવે છે તે સમયે હું અને મારા ધણી એકાંતમાં એકઠાં હતાં. મને ઇસાબેલા જાણી એનજેલોએ મારી સાથે સંબંધ રાખ્યો હતો. એનજેલો કહે છે કે "તારૂં મ્હોં જોવા દે" મેરીઆના એનજેલોને મ્હોં ઉઘાડી કહે છે કે—" આ જ શીકલને તું એકવાર સોગન ખાઇને સુંદર કહેતો હતો; આ હાથ છે જેનું લગ્ન સંસ્કારથી ગ્રહણ કરવાનું તેં વચન આપ્યું હતું. અને આ જ શરીર છે જે ઇસાબેલાનું કૃત્રિમ શરીર વાડીમાં બન્યું હતું. રાજા એનજેલોને પૂછે છે કે આપે એની સાથે સંબંધ રાખ્યો હતો? એનજેલો કહે છે કે "ના સાહેબ" આ સ્ત્રીની સાથે પાંચ વરસ ઉપર મારી પરણવાની વાતચીત ચાલતી હતી; પણ પહેરામણી બરાબર એની કને હતી નહી; તેમ જ તેની આબરૂ જોઇએ તેવી સારી નહીં હોવાથી મે તેની સાથે લગન કર્યું નહી. મેં પાંચ વરસથી એને કોઈ દિવસ જોઈ નથી. એનાં તરફથી કંઈ સાંભળ્યું નથી, કે એની સાથે કંઈ બોલ્યો નથી. હું મારા વચન અને આબરૂને મટે આ હકીકત કહુ છું. મેરીયાના ઘુટણીયે પડીને રાજાને કહે છે કે મારી અને એનજેલોની વચ્ચે લગનનું સાટું થઇ ચુકયુ છે. હુ એની પરણેતર જેવી છું. ગયા મંગળવારે રાત્રે વાડીમાં એની સ્ત્રી તરીખે રહેલી છું. આ હકીકત જો ખરી નહી હોય તો પ્રભુ મને અત્રેથી ઉઠી ઉભી થવા દે નહી. અને મને એક આરસપાહાણની પુતળી બનાવી દે. એનજેલો રાજાને કહે છે કે સાહેબ હવે મારી ધીરજ રહેતી નથી. આમાં કઇ મોટું ઊંડું તરકટ છે એમ મને લાગે છે. આ બે બાઇઓ કોઇ પ્રપંચી આદમીના હાથમાં હથીયાર અને રમકડાંરૂપ છે. મને બરાબર પાકી શોધ કરવા દો. રાજા કહે છે કે તે બાબતમાં હું ઘણી ખુશીથી રજા આપુ છું. એ બધાંને પકડી વ્યાજબી સજા કરો. અરે ઓ બેવકુફ સાધુ અને નઠારી સ્ત્રી! શું તમારા સોગનથી કઇ એનજેલોની આબરૂને ધક્કો લાગવાનો છે? ઇસ્કેલસ, તમે એનજેલોને મદદ કરો અને બીજો સાધુ જે આમાં સામેલ જણાય છે તેની શોધ કરો. પીટર કહે છે કે તે સાધુના મકાનની આપના જેલખાનાના દરોગાને ખબર છે, તેની કને એને તેડી મગાવો જેલખાનાના દરોગાને સાધુને તેડી લાવવાનો હુકમ થાય છે; રાજા હવે એનજેલોને સઘળી હકીકતની પોતે જ તપાસ કરી ગુનેહગારોને શિક્ષાએ પોહોંચાડવાનું ફરમાવે છે અને પોતે જાય છે, અને જ્યાં લગી આ ફરીયાદનો બરાબર ચુકાવ થાય નહી ત્યા લગી ઇસ્કેલસ અને એનજેલોને ખસવાની મનાઇ કરે છે, અને હયુરીઓને જ્યાં લગી લોડોવીક સાધુ આવે ત્યાં લગી થોભવાનો હુકમ કરે છે.

ઇસ્કેલસ હવે ઇસાબેલાને બોલાવવાનો હુકમ કરે છે અને તેને કહે છે કે આ બાઈ મેરીયાના તે જે તોહોમત એનજેલો ઉપર મુક્યું છે તે ખોટું છે એમ કહે છે. હવે રાજા સાધુના વેશમાં જેલખાનાના દરોગા સાથે આવે છે. સાધુને ઇસ્કેલસ પૂછે છે કે શું તમે આ બાઇઓને એનજેલો વિરૂદ્ધ ખોટી ફરીયાદ કરવા ઉભી કરી છે? સાધુ ઇસ્કેલસને કહે છે કે આપ જે કહો છો તે ખોટું છે. રાજા ક્યાં છે? તે સર્વ ઇનસાફ કરશે. ઇસ્કેલસ સાધુને જવાબ આપે છે કે રાજાની જગ્યાએ અમે છીયે. ત્યારે જે બોલવું હોય તે ન્યાયની રાહે બોલ. સાધુ ઇસાબેલા અને મેરીયાનાને કહે છે કે આ લોકો તમને શું દાદ આપવાના છે? શીયાળ કને મેંઢાની શી આશા રાખો છો? એ તો રાજાની સાથે ખધું ગયું. આ તે રાજાનું કામ વ્યાજબી છે કે જે હરામખોરના ઉપર તમે તોહોમત મુકો છો તેની જ કને તમારો ઇન-

સાફ કરાવે? હયુશીયો વચમાં બોલી ઉઠીને કહે છે કે પેલો હરામખોર સાધુ જેને વિશે હું કહેતો હતો તે આ રહ્યો. હરકેલસ કહે છે અરે અધર્મી અને અપવિત્ર સાધુ તેં આ બાઇઓને ખોટી રીતે ઉભી કરી છે એટલું જ નહીં, પરંતુ આ પવિત્ર એનજેલો વિરૂદ્ધ તેં "હરામખોર" નામનો અપશબ્દ વાપર્યો; અને અમારા રાજા સાહેબને અન્યાયી કહ્યા. સીપાઇઓ એને લઇ જાઓ. અને રીબી રીબીને એના આંગળાના સાંધા જુદા કરો. સાધુ કહે છે કે સાહેબ આટલા બધા ગરમ થવાનું કારણ નથી. રાજા જો પોતાની આંગળીના સાંધા જૂદા કરાવવાની હીમ્મત ચલાવી શકે તો મારી આંગળીના સાંધા જૂદા કરાવવાની હીમત ચલાવી શકે. હું એની રૈયત નથી. મને આ રાજ્યમાં કામ પ્રસંગને વાસ્તે આવવું થયું છે; ને જોઉં છું કે રાજ્યમાં બિગાડ અને સડો પૂર જોસમાં ચાલે છે. અને કાયદાની મશકરી થાય છે. હરકેલસ કહે છે કે આ સાધુ રાજ્યની નિંદા કરે છે; એને કેદખાનામાં લઈ જાઓ. અને હયુશીયોને પૂછે છે કે આ સાધુ વિરૂદ્ધ તમે શું કહી શકો તેમ છે? તમે જે સાધુની વાત કરતા હતા તે આ જ માણસ કેની? હયુશીયો કહે છે આ સાહેબ એ જ. અને પેલા સાધુ તરફ જઇને તેને કહે છે "કેમ તાલ પડેલા માણસ! શું તું મને ઓળખતો નથી? સાધુ કહે છે કે સાહેબ હું તમને ઓળખું છું. હું તમને રાજા જ્યારે શહેરમાં નોહોતા ત્યારે મળ્યો હતો. હયુશીયો કહે છે હે!—શું તું મને મળ્યો હતો? ત્યારે રાજાને વાસ્તે શું કહ્યું હતું તે તને યાદ હશે. સાધુ જવાબ આપે છે કે અલબત્ત સર્વે યાદ છે. હયુશીયો કહે છે કે તે વખતે તેં રાજાને બેવકુફ, બાયલો વગેરે કહીને ગાળો નહોતી દીધી? સાધુ કહે છે કે તમે દીધી હતી? મેં દીધી હતી સાહેબ હયુશીયો કહે છે કે અરે ઓ પાપી તારા આ શબ્દોને વાસ્તે તારૂં નાક મસળી તારી જીભ ખેંચી કાઢું. સાધુ કહે છે કે હું રાજાને મારા પ્રાણ સમાન ચાહું છું. એનજેલો કહે છે કે આ રાજદ્રોહી લુચ્ચાને જુઓ તો ખરા. ગાળો દીધા પછી છેવટનું બાપણુ સમેટી લેવામાં કહેવો હોંશીયાર છે. હરકેલસ કહે છે કે એવા માણસ સાથે વાત કરવી સરખી પણ આપણને લાજમ નથી. દરોગા એને કેદખાનામાં લઈ જાઓ. અને પેલી રાંડો અને તેના મસલતીયાને પણ સાથે લઈ જાઓ. જેલખાનાનો દરોગો સાધુને પકડવા જાય છે. રાજા તેને તેમ કરતા અટકાવે છે. એનજેલો કહે છે સામો શું થાય છે? હયુશીયો દરોગાને મદદ કરવા જાય છે અને સાધુને કહે છે આવો મારા તાલકીદાસ જુઠ્ઠાના બાદશાહ, હરામખોરના સરદાર, ઠગરાજ, એમ બોલી સાધુના માથાની ટોપી ખેંચી બહાર કાઢે છે; એટલે એને સાધુની જગ્યાએ રાજાનું ખરૂં સ્વરૂપ જણાઇ આવે છે અને રાજા છતો પડે છે.

રાજા હયુશીયોને કહે છે કે તું પહેલા નંબરનો હરામખોર છે. હું આ ત્રણે ભલા માણસનો જામીન થાઉં છું. હયુશીયોને કહે છે કે સાહેબ ખુણામાં ભરાશો નહી. દરોગા એને પકડો. રાજા હરકેલસને કહે છે તમે જે બોલ્યા છો તે હું માફ કરૂં છું. રાજા એનજેલોને તમે હવે તારા બચાવમાં મદદ કરે એવો કાંઈ પણ શબ્દ પૂછે છે કે બુદ્ધિ ચાતુર્ય અથવા નિર્લજ્જતા તારામાં રહી હોય તો તેને એકવાર હું મારી હકીકત કહી રહું પછી ઉપયોગ કરજો. હવે તારે ફાંફાં મારવાં નકામાં છે. વધારે ટક્કર લેવામાં માલ નથી. એનજેલો કહે છે કે સાહેબ આપ જાણે પરમેશ્વરના માફક મારા છિદ્રથી વાકેફ થયા છો માટે આપને વિનંતી કરૂં કે મારી ઉપરના કલંકની તજવીજ નહી કરાવતાં હું મારો ગુનોહ કબુલ કરૂં છું. અને મને

તાત્કાળિક મોતની સજા કરો એવી આપ પાસેથી મહેરબાની માગું છું. રાજા મેરીયાનાને બોલાવે છે અને એનજેલોને પૂછે છે કે તું કોઈ વખત આ બાઇને પરણવાને બંધાયો હતો? એનજેલો કહે છે કે હા સાહેબ. રાજા કહે છે કે ત્યારે તું એકદમ જા. અને એ સ્ત્રીને પરણ. પીટર સાધુ તમે એમને પરણાવી દો. જેલખાનાના દરોગા, તમે એની સાથે જાઓ.

એનજેલો, મેરીયાના, પીટર સાધુ અને દરોગાના ગયા પછી ઇસ્કેલસ રાજાને કહે છે કે સાહેબ હું એનજેલો પરના કલંકની હકીકત સાભળી દંગમૂઢ થઈ ગયો છું. ઇસાબેલાને હવે રાજા બોલાવે છે ને કહે છે કે તારા સાધુને જો હવે તે રાજા છે અને હજી તારી સેવામા હાજર છે. જે પવિત્રતાથી પેહેલા તારી સેવા કરી છે તેવા પવિત્ર હૃદયથી તારી સાથે વર્તન કરવાને ખુશી છે. ઇસાબેલા કહે છે આપ સાહેબને મે તસદી આપી છે તે હુ બાબતમા આપની ક્ષમા માગુ છુ. રાજા કહે છે કે તને માફી ક્યારનીએ બક્ષેલી છે તારા ભાઇનુ મોત તારૂ કાળજુ કોરી નાખે છે તે હુ જાણુ છુ. પરમેશ્વર હવે તેના આત્માને શાંતિ બક્ષો મૃત્યુલોકની ભય ભરેલી જીંદગી કરતા પરલોકની જીંદગી વધારે સુખી છે, એ હકીકત ધ્યાનમા લઈ વિચાર કરી તારા હૃદયને દિલાસો આપ ઇસાબેલા કહે છે કે સાહેબ હું તેમ જ કરૂ છુ એટલામા એનજેલો, મેરીયાના, પીટર, અને જેલખાનાનો દરોગો આવે છે ઇસાબેલાને એનજેલો બતાવીને રાજા કહે છે કે આ માણસે જનાકારીના ગુનાહ બદલ તારા ભાઇને ફાસીની સજા કરી અને ખુદ પોતે જ એવડો ગુનો કર્યો એક તો તારા ભાઈ જેવો ગુનો કર્યો અને તે બદલ તારા ભાઇની જીંદગી માફ કરવાનુ વચન આપ્યુ હતુ તે તોડયુ, માટે જો એનજેલો કલોડીયોના મોત બદલ ફાસીની સજા ભોગવે એવી શિક્ષા તેને કાયદો ફરમાવે તો તે પણ દયાજનક ગણાય ખુનનો બદલો ફાસી, જેવુ કરે તેવુ પામે અને વાવે તેવુ લણે એ તો આપેઆપ કલોડીયોને જે ફાસીને લાકડે સજા ફરમાવી હોય ત્યા જાઓ અને એનજેલોને ફાસી દો. મેરીયાના રાજાને વિનતી કરે છે કે સાહેબ આપ એક તરફથી મારૂ લગન કરાવી બીજી તરફથી ફાસીની સજા ફરમાવો એ તો મારી આપે મશ્કરી કર્યા બરોબર થાય. રાજા જવાબ આપે છે કે મે કઈ તારી મશકરી કરી નથી મે તો તારી આબરૂ જાળવી મે તારૂ લગન તારી આબરૂ જાળવવા કરાવ્યુ નહીતર તારી જીંદગી પર કલંક ચોટત. તારી ખરી મશ્કરી તો તારા ધણીયે કરી કહેવાય. એની દોલત જો કે હવે કાયદા પ્રમાણે મારી છે પરતુ હુ તને તે બક્ષીસ કરૂ છુ. તને ફાવે ત્યારે બીજુ લગ્ન કોઈ સારા ધણી સાથે કરજે. મેરીયાના રાજાને પગે પડીને કહે છે કે સાહેબ હવે એ જ મારો ધણી છે. મારે એનાથી સારો ધણી જોઇતો નથી. રાજા કહે છે કે તારા કાલાવાલા વ્યર્થ છે અને તુ મેહેનત કરે છે તે ફોકટ છે. જાઓ એનજેલોને એકદમ ફાસી દો. મેરીયાના હવે ઇસાબેલાને પોતાના તરફથી રાજાના કાલાવાલા કરવા વિનતી કરે છે રાજા કહે છે કે ઇસાબેલાએ કાલાવાલા કરવા એ તો અક્કલ વગરનુ કહેવાય એનજેલોને કલોડીયાના મોત બદલ ફાસીની શિક્ષા થઈ છે. ઇસાબેલા કહે છે કે સાહેબ જાણે મારો ભાઇ જીવતો હોય તેમ એને માફ કરો. મારૂ મ્હો જ્યા લગી એનજેલોએ દીઠુ નહોતુ ત્યા લગી એનુ અંતઃકરણ પવિત્ર હતુ. મારી બાબતમાં એનજેલોએ જે ગુનોહ કર્યો છે તે કેવળ મનની જ કલ્પના અને ઇરાદામા જ ખતમ થયો છે. રાજા માનતો નથી અને જેલખાનાના દરોગાને પૂછે છે કે કલો-

ડીયોને અસાધારણ વખતે કેમ ફાંસી દીધી? દરોગો રાજાને જવાબ આપે છે કે સાહેબ તેવો મને હુકમ હતો, વોરંટમાં ખાસ કરીને તેમ ફરમાન હતું. રાજા કહે છે કે શું ખાસ કરીને વારંટમાં એવું લખ્યું હતું? દરોગો કહે છે કે ના સાહેબ મને તે મતલબનો ખાનગી સંદેશો આવ્યો હતો. રાજા દરોગાને કહે છે તેં ખાનગી સંદેશો માન્યો તે બદલ હું તને નોકરીમાંથી દૂર કરૂં છું. તારી કુંચી હવાલે કરી દે. દરોગો જવાબ આપે છે કે એ ભૂલ થઇ તે બદલ મને પાછળથી બહુ જ પશ્ચાત્તાપ થયો. અને તેની સાબીતીમાં બરનારડાઇન નામનો કેદી જેને ખાનગી ફાંસી દેવાની હતી તેને મેં જીવતો રાખ્યો છે અને તેને હું રજુ કરવાને તૈયાર છું. રાજા કહે છે કે ત્યારે કલોડીયોની બાબતમાં પણ તેમ જ કરવું હતું કેની. જા બરનારડાઇનને બોલાવી લાવ મને તેની શીકલ જોવા દે. ઇસ્કેલસ એનજેલોને પૂછે છે કે ભાઈ તમે આવા ડાહ્યાં અને વિદ્વાન થઇને આવી શરમ ભરેલી ભૂલ કેમ કરી? તમે ન્યાય બુદ્ધિની ખામી અને મનોવિકારના ઉછાળાને વશ થવાની કમતાકાત બતાવી તેથી દીલગીર છું. એનજેલો કહે છે કે મેં જે ગુનો કર્યો છે તેનો મને અગલો બધો પસ્તાવો થાય છે કે હું દયાની માંગણી બીલકુલ કરવા માંગતો નથી. હું તેના કરતાં મોતને વધારે ચાહું છું. તેને જ હું લાયક છું અને તે કાલાવાલા કરીને માંગું છું. એટલામાં જેલખાનાનો દરોગો બરનારડાઇન અને મ્હોં હેઠાં ઢાંકેલાં કલોડીયો અને જુલીયટને લઇને દાખલ થાય છે. રાજા પૂછે છે કે આમાં બરનારડાઇન કોણ છે. દરોગો કહે છે કે આ રહ્યો સાહેબ, રાજા કહે છે કે મેં એ સાધુ કને સાંભળ્યું છે કે આ બરનારડાઇન મરવાની કે જીવવાની દરકાર રાખતો નથી. અને એની જીંદગી સુધરે એમ નથી અને એનો આત્મા હઠીલો છે. તેના ઉપર આ ફાની જીંદગીની બહારની કંઈ પણ વસ્તુ અસર કરતી નથી. અને આ ફાની દુનીયાની શીવાય તેની દ્દષ્ટિમર્યાદામાં બીજું કશું આવતું નથી અને તેના શીવાય બીજું કંઈ છે જ નહી એમ માની વર્તન કરે છે. તું ગુનેહગાર ઠરી ચૂક્યો છે. પરંતુ આ દુનીયામાં તેં જે ગુનાહ કર્યા છે તે બદલ હું તને માફી આપું છું. તારા પર જે દયા બતાવી છે તેનો સારો ઉપયોગ કરજે. વીટર સાધુ એને બરાબર બોધ આપજે હું એને તમારે હવાલે સોંપું છું. રાજા પછી પૂછે છે કે આ મ્હોં ઢાંકેલું છે તે માણસ કોણ છે? દરોગો જવાબ આપે છે કે એ તો કલોડીયોની બીજી મૂર્તિ છે. જો કલોડીયો મરી ગયો હોત તો તેની સાથે મરત એમ કહીને કલોડીયોનું મ્હોં ઉઘડે છે. રાજા ઇસાબેલાને કહે છે કે જો એ ખરેખર તારા બાંધવા જેવો હોય તો કલોડીયોની ખાતર એને માફ કરૂં છું. અને હવે હે સુંદરી તારા હાથની હું માગણી કરૂં છું. તું કબુલ કર કે તું મારી અર્ધાંગના થઇશ. કલોડીયો પણ મારો ભાઈ જ છે. પરંતુ તે વાત યોગ્ય સમયે કરીશું. મને હવે લાગે છે કે એનજેલો પોતાના મનમાં પોતાને સહી સલામત છું એમ માને છે. તેની આંખના તીવ્ર પલકારાથી તે હું સમજું છું. એનજેલો જા તારો ગુનો માફ છે. તારી સ્ત્રી સાથે બરાબર પૂરેપૂરા પ્રેમથી વર્તજે. પરંતુ હવે એક માણસ રહ્યો છે જેનો ગુનો હું માફ કરી શકતો નથી. રાજા લ્યુશીયો તરફ જોઇને કહે છે કે અલ્યા તું મને બેવકુફ, બાયલો, ગધેડો, ગાંડો અને એશ આરામમાં ચકચૂર સમજતો હતો. તે સમજવાનું કારણ શું? હું તારી એટલી બધી પ્રશંસાને કેમ પાત્ર થયો તે મને કહે. લ્યુશીયો જવાબ આપે છે કે સાહેબ આપે મને ફાંસી દેવી હોય તો દો. પરંતુ મારા ગુનાહ બદલ ફટકાની સજા કરશો તો બસ થશે. રાજા કહે છે કે પેહેલ વહેલા એને ફટકા મારો અને

પછી એને ફાંશી દો. દરોગાં ગામમાં દાંડી પીટાવો. આ લંપટ મને કહેતો હતો કે અમુક સ્ત્રીને એનાથી હમેલ રહ્યા હતા. તેની ખોળ કરો. અને તેને છતી પડવા દો અને તે સ્ત્રીની સાથે એનું લગ્ન કર્યા પછી ફટકા મારી એને ફાંસી દો. લ્યુશીયો રાજાની માફી માગે છે અને કહે છે કે, સાહેબ એક વેશ્યા સાથે મને પરણાવો નહીં. રાજા કહે છે કે અલબત તારે પરણવું પડશે. તારો બાકીનો ગુનોહ અને બાકીની શિક્ષા માફ છે. જાઓ એને કેદખાનામાં લઇ જઇ મારા હુકમનો અમલ કરો. લ્યુશીયો કહે છે કે એક વંઠેલને પરણવું એ એ રીબાઇ રીબાઇને મરવું. ફટકા ખાવા અને ફાસીની સજા ભોગવી તેની બરાબર છે. રાજા કહે છે કે જે માણસ પોતાના રાજાની ખોટી નિંદા કરે તે એ શિક્ષાને લાયક છે. કલોડીયો જુલીયટને કહે છે તેં જે અન્યાય કર્યો છે તેનો બદલો વાળજો. મેરીયાના હવે તું આનંદમાં રહે. એનજેલો હવે તુ એના પર પ્રેમ રાખજે. મેં ધર્મગુરૂ તરીખે એના અંતઃકરણનો પૂરેપૂરો વિશ્વાસ મેળવ્યો છે અને એ મહ્ગુણી છે તે હું જાણું છું. ઇસ્કેલસ તમારી ભલાઇને વાસ્તે હુ તમારો ઉપકાર માનું છું. તમારે પાછળથી આનંદ પામવાનું ઘણું આવનાર છે. દરોગા તારી લાયકી સંભાળ અને ગુપ્ત વાત સાચવી રાખવાની તારી કળા બદલ તને શાબાસી ઘટે છે. તને બીજી ઉચા દરજ્જાની જગા મળશે. અને કલોડીયાના ડોકા બદલ બીજા માણસનુ ડોકુ એનજેલોને મોકલ્યુ તે બાબત દરગુજર કરવામાં આવશે. પ્રિય ઇસાબેલા મારે તને એક વિનંતી કરવાની છે. હુ ધારું છુ કે તું મારી માગણી ખુશીથી સ્વીકારશે. મારૂં જે છે તે તારૂં છે અને તારૂ જે છે તે મારૂ છે. ચલો આપણે રાજ્ય મેહેલ તરફ જઇએ. રાજા અને ઇસાબેલાની દૈવી પ્રકૃતિની જ્યોતનુ સમિલન આ પ્રમાણે થાય છે. આ બન્ને જણની દૈવી પ્રકૃતિ સર્વેને તારે છે. આસુરી પક્ષના બધનમા જુલીયટ, કલોડીયો, એનજેલો પડ્યાં હતાં તેના બધ આ દૈવી પ્રકૃતિ છોડે છે. જાણે વેરોના શેહેરનો ઉદ્ધાર થવો ઇસાબેલાને હાથ સર્જેલો નહી હોય તેમ મઠમાંથી બાહાર નીકળી પોતે એક સ્ત્રી અને રાણી તરીખે પોતાની ફરજ બજાવે છે અને વેરોના શહેરની મુક્તિ આપનાર દેવી બને છે. એનજેલોને પોતાના હૃદયની પરીક્ષા નથી. બીજા લોકો લાલચમાં ફસાય છે તે એ સમજી શકતો નથી. પોતે જ્યારે લાલચમાં ફસાય છે ત્યારે જ લાલચના ખરા જોસ અને વેગની એને ખબર પડે છે. રાજા હવે સમજે છે કે સખત કાયદાઓને અમલમાં મેલ્યા કરતાં એક પવિત્ર બાળાને પોતાની ધર્મપત્ની અને રાજ્યમાતા કરી. તેના સંસર્ગ અને સદ્વર્તનથી આખો સ્ત્રીવર્ગ વધારે સારી રીતે સુધરી શકે એમ છે.

ઇસાબેલાના વિજય ઉપરાત કવિ બીજો બોધ એ આપે છે કે કાયદાનો અમલ કરતાં ન્યાયાધીશો ડાહ્યા અને દુનીયાના અનુભવથી ભરપૂર અને ઠરેલ હોવા જોઇએ. એનજેલોને ખૂદને પોતાના હૃદયની પરીક્ષા નથી, તે જનસમાજના હૃદયની પરીક્ષા કેમ કરી શકે? લોકો લાલચમાં કેવા સંજોગોમાં લપટાય છે તેનો એને કેવી રીતે ખ્યાલ આવી શકે? તેમજ કાયદા પણ ક્રૂર રીતિએ બાધેલા હોવા જોઇએ નહી ગુનાહના પ્રમાણમાં જ સજા હોવી જોઇયે. ગુનેગારોને શિક્ષા કરવા કરતા તેમને સુધારવા તરફ લક્ષ પોહોંચાડવું જોઇએ. કાયદાના બાહારના શબ્દને વળગી નહીં રેહેતાં તેના અંદરના રહસ્યનું સંશોધન કરી તે બરાબર સમજવુ જોઇએ. ભવિષ્યમાં સુધરી શકે એવી સેહેજ ભુલને વાસ્તે મહાભારત સજા નહી

કરવી જોઇએ. ન્યાયાધીશે પોતે પણ ભૂલી જવું નહી જોઇએ કે હું પણ એક માણસ છું, દેવ નથી. અવિચારથી અને નાદાનીથી કોઇ પણ માણસ કાયદાની ગુન્હામાં આવ્યો હોય તો તેના પર દયાની લાગણી કરી તેને સુધરી શકે એવી નસીહત આપવી જોઇએ. ન્યાયાધીશે કલ્પના શક્તિનો અમલ કરી પોતાની જાતને ગુનેહગારની જગ્યાએ મુકી આજુબાજુની સર્વે હકીકતનો વિચાર કરી શિક્ષા ફરમાવવી જોઇએ. સખત કાયદાની કલમના એક ગોદાથી અમલમાં મુકવાથી માણસો એકદમ સુધરી જતાં નથી. લાંબા વખતની બદી એક તડાકે નાબુદ થઇ શકતી નથી. લોકોને રસ્તે રસ્તે સુધારવા જોઇએ, અને તેમને બોધ આપવાને આપણે આપણું જીવન પવિત્ર નમુનાદાર, દયાવંત, પરોપકારી અને ઇશ્વરમાં આસક્ત અને શ્રદ્ધાવાન કરવાની જરૂર છે. આપણા પોતાના પવિત્ર સદ્વર્તનના દાખલાથી લોકોને સુધારવા જોઇએ.

" A people is but the attempt of many
To live to the complete life of one; and those that live
As models for the mass—are singly of more value than they all."

—Browning.

છોટાલાલ લલ્લુભાઈ પટેલ.

---

## કવિ દયારામની પ્રેમલક્ષણા ભક્તિ*

જે કોઈ પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે;
કનક પાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦

સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષારસિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦

સોમવેલીરસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ૦

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ૦

એમ કોટી સાધને પ્રેમ વિનાં, પુરુષોત્તમ પુઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમભક્તિયે વરે. પ્રેમરસ૦

---

* થોડીક મુદ્દત ઉપર અમદાવાદની 'ગુજરાત સાહિત્યસભા'માં વંચાએલો નિબંધ.

દયારામના આ વિદ્યમાન ભોગળભટિયા બ્રાહ્મણોને મુખે ઠેર ઠેર ગવાતા કાવ્યથી એ પ્રાસાદિત કવિનો શૃંગાર તથા તેની પ્રેમલક્ષણાભક્તિ અવલોકીએ. દયારામે જે જાતિનો શૃંગાર લખ્યો છે, સ્ત્રીઓના જે હાવભાવ દર્શાવ્યા છે, તથા જે વિરહવેદના, વિહ્વળતા, લલૂતા તથા પ્રેમનુ તાદૃશ દર્શન આપ્યુ છે તે વાચી જુદા જુદા લેખકોએ એને લપટ, વ્યભિચારી વગેરે અનેક વિશેષણો કહ્યા છે. કવિ કેવી જાતનો લપટ હતો તે એના કહેવાતાં વ્યભિચારી કાવ્યોથી દશ્યમાન થશે. પ્રથમ તો એને કાવ્યશક્તિ કેવી પ્રાપ્ત થઈ તે સબધે કેશવાનદ સાધુએ એને વર આપ્યો હતો તે, તથા ઇચ્છારામ ભટે તેને આશીર્વાદ દીધો હતો તે સિવાયનુ બીજુ એકે કારણ બહાર આવ્યુ નથી, માટે તે જ માન્ય રાખવુ યોગ્ય છે. ઇચ્છારામ ભટે તો તેને નરસિહમહેતાનો અવતાર જ લેખ્યો છે એટલુ જ નહિ, પરન્તુ એ શબ્દો તેણે દયારામને મોઢેમોઢ પણ કહ્યા હતા એટલે નરસિહ મહેતા જેવા અવતારી પુરુષની ઉપમા મળ્યાથી દયારામને તેના જેવા થવાનુ મન થાય, ને તેવી તેના જેવુ તે વલણ પકડે એ સ્વાભાવિક છે. દયારામ સ્વભાવે તોરી ને નિરકુશ હતો એટલે તેને એવુ વલણ પકડવાને કોઈ પણ તરેહનો પ્રતિરોધ નહોતો. તેમા વળી તે પૃથ્વીપૂરો મિજાજી હતો, એટલે વાને ઘેર જાય તેમા પણ કાઈ જ નવાઈ નહિ. પચીશ વર્ષ સુધીની લોકમા મનાતી ગદ્ધાપચ્ચીશીમા જે બનેતે ઓછુ. એ વય વીત્યા પછી ‘મતખો એળે ગયો’ એવુ દયારામ જેવા પુરુષને થાય જ. એ પચ્ચીશી માણસને વિષયવાસનામા ડુબાની મારે તો તે નામ ખરૂ છે એમા અતિશયોક્તિ નથી. એ પચ્ચીશીમા સ્ત્રીવાસના મુખ્ય છે, ને તેમા આત્માની તમામ મહેચ્છાઓ વ્યક્ત થઈ પ્રવૃત્તિપરાયણ થાય છે. આ સમયે જેટલો સ્ત્રીવાસનાનો તેટલો જ પરાક્રમ કરી પ્રખ્યાતિ મેળવવાનો જુસ્સો પણ મનુષ્યના મનને ડહોળી નાખે છે.

રા. નવલરામ કવિનર્મદાશકરનુ કવિજીવન લખતા એને જ મળતુ કહે છે. ને વિશેષમા જણાવે છે કે “પ્રેમ અને શૌર્ય એ બનેનો ઉદય આ સમયે વાંસના ઉગવાની પેઠે મોટા ઉઠાળાની સાથે થાય છે, અને એ ઉછાળાથી જ આખો આત્મા ડોહોવાઈ જાય છે. પછી જેનો જેવો સસ્કાર તે પ્રમાણે તેનુ રૂપ ઘડાય છે. સ્ત્રીવાસના સારા સસ્કારે પ્રફુલ્લિત થઈ કોઈનામા પૂર્ણ પ્રેમ એટલે શુદ્ધ નિસ્વાર્થી સ્વાર્પણનુ દિવ્ય રૂપ ધારણ કરે છે, કેટલાકમા વિલાસીપણે જ અટકે છે, કેટલાકમા વ્યવહારમર્યાદિત થઈ જાય છે, ને કેટલાકમા પશુવત્ શઠતામા જ ઉતરી પડે છે. તેમ જ પ્રસિદ્ધિની ઇચ્છાએ કોઇને ઘેલાઈ ને પતરાજી કરવા, કોઇને ધનપ્રાપ્તિ કરવા, કોઇને માન મરતબો મેળવવા, અને કોઇને વિદ્યા, ધર્મ, કે યુદ્ધનાં પરાક્રમો કરવા પ્રેરે છે. ઘણામા તો પ્રેમ ને શૌર્ય એ બને વૃત્તિઓ પચીશ વર્ષની ઉમ્મર સુધીમા શિથિલ થઈ જઈ તેમને માત્ર દુનિયાદારીના માણસ બનાવે છે.”

રા. નવલરામનું કહેવુ યથાર્થ છે, દયારામનાં જુવાનીના મદે પ્રવેશ કર્યો ત્યારે મુખ્યત્વે કરીને તેને માથે કોઇનો અકુશ ન હતો, તથા તીર્થસ્થાનનાં જનસમુદાયમાં સર્વમાન્ય દૂધ- હોવાળા ચાણોદ જેવા કલકિત ગણાતા ગામમા જન્મેલો હોવાથી, તથા બચપણમાં દૃષ્ટિગોચર થયેલા સ્ત્રીવર્ગના હાવભાવ ને તેને પરિણામે થયેલા બાળખેલો, ને લીધે કવિનુ મગજ ચકડોળે ચડી એ જ કાળના વિષયવાસનાના મુખ્ય વિષયના પ્રવાહમા તણાય એ અસંભવિત નથી. થયુ પણ એમ જ. દયારામે સ્વાભાવિક રીતે આ પચ્ચીશીમા પોતાનો વિષય શૃંગારનો જ

ગ્રહણ કીધો, એટલું જ નહિ પણ તે ખુલ્લી રીતે વર્ણવ્યો. એવા શૃંગારને માટે દયારામ એકલો જ અપવાદને પાત્ર છે કે તેના જેવો શૃંગાર સમકાલીન અથવા આગળ થઈ ગયેલા કવિઓના કાવ્યમાં માલૂમ પડે છે તે આપણે અવલોકવાનું છે.

કવિ નર્મદ કહે છે કે દયારામનું પ્રથમનું કાવ્ય કાશીવિશ્વેશ્વરની લાવણી છે. તે તેણે કાશી જઈને બનાવ્યું હતું. કવિને પોતાને એ સત્ય લાગતું નથી. કારણ એ કહે છે કે "મૂર્ખ છોકરો પોતાની સોળ સત્તરની ઉમરે આટલા આટલા અઘરા શબ્દોની ભરણીવાળી લાવણી કરી શકે નહિ. છેલ્લી કડીમાં 'કૃષ્ણ ચરણ અભિલાખ' એવું લખ્યું છે તે ઉપરથી જણાય છે કે તે પોતે સ્માર્ત છતે, વિશ્વેશ્વરની લાવણી કરતે છતે, એવું લખે નહિ. કોઈ બીજાએ લખ્યું હશે, અથવા પોતે મોટપણે વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યા પછી તેવું લખ્યું હશે. એ લાવણીમાં કોઈ પણ જાતનું દરદ નથી, તે ઉપરથી કહીએ તો ચાલે કે તે પોતાનાં મરી ગયેલાં માબાપ સંબંધી પ્રેમપીડિત નહોતો."

વળી કવિ કહે છે કે "સોળ સત્તરના મૂર્ખ છોકરાને સહજસાજ વિચારની લાવણી બનાવવી એ કાંઈ નવાઈ જેવું નથી. સૌને જાણીતું છે કે અભણેલ બૈરાંઓ અભ્યાસથી ગરબીઓ જોડે છે, તથા લગ્નમાં ઘણી વાર વખાણવા જેવા તરતના તરત બોલ જોડી ગીતો ગાય છે, અને બાર તેર વર્ષના નીચ વર્ણના મૂર્ખ છોકરાઓ પણ લાવણી જોડે છે. ગમે તેમ છે તો પણ આટલું તો ખરૂં કે દયારામ જન્મથી વિચક્ષણ તેથી તેને પોતાના કુછંદી સાથીઓના સહવાસથી કવિતા જોડવાની શક્તિ આવેલી. કાશીવિશ્વેશ્વરની લાવણી બનાવ્યા પહેલાં તેણે કેટલીક (અનીતિની) લાવણીઓ બનાવેલી ખરી, તો પણ કાશીવિશ્વેશ્વરની લાવણી, એ, દયારામની ધર્મ સંબંધી કવિતામા સત્તર વર્ષની ઉમરે પહેલી જ કરેલી હશે."

કવિ પોતે દયારામને કેવી રીતે કાવ્યશક્તિ પ્રાપ્ત થઈ તે વિશે કશા ધોરણ વિના વિચિત્ર અનુમાન બાંધે છે. કવિ ઘડીમાં કહે છે કે મૂર્ખ છોકરો એવી લાવણી જોડી શકે નહિ, ને ઘડીમાં કહે છે કે તેને અન્ન અને કુછંદી સાથીઓના સહવાસને લીધે કાવ્યશક્તિ પ્રાપ્ત થયેલી. કવિ નર્મદના અનુમાન કરતાં જોશી રણછોડનું કહેવું વજનદાર છે. કારણ તે દયારામનો પરમ પ્રિય મિત્ર હતો, ને દયારામ વિશેની સર્વ હકીકત તેણે જ પૂરી પાડી છે. તે ચોખ્ખે ચોખ્ખું કહે છે કે કાશીવિશ્વેશ્વરની લાવણી 'એ જ એનું પહેલું કાવ્ય,' કાશીવિશ્વેશ્વરના અનુગ્રહથી થયું, અને કાશીવિશ્વેશ્વરે જ એને કાવ્યશક્તિ આપી મૂર્ખના ચતુર ને ખળના સાધુ બનાવી દીધા. જોશી રણછોડની દયારામ સંબંધીની બીજી બધી હકીકત માન્ય રાખીએ, તો ઉપલી હકીકત વિશે શંકા કરવાનું કાંઈ આપણી પાસે સબળ કારણ છે? એ નથી ત્યાં સુધી આપણે એમ જ માનવું જોઈએ કે કાશીવિશ્વેશ્વરની લાવણી એ જ દયારામનું પ્રથમનું કાવ્ય, ને કવિ નર્મદના કહેવા પ્રમાણે લાવણી બનાવ્યા પહેલાં તેણે અનીતિનાં કેટલાંક પદો બનાવ્યાં હતાં તે નહિ. દયારામનાં કાવ્યોનો જેટલો સંગ્રહ થયો છે તેમાં પ્રેમલક્ષણાભક્તિની છાયા વિનાનાં નાયક તથા નાયિકા તરીકે કૃષ્ણ રાધિકા અથવા ક્હાનં ગોપીઓનો નામ વિનાનાં પદો મળી આવતાં નથી. તેમ જ પ્રથમની યાત્રાએ ગયા પહેલાં તેણે કાવ્યનાં પદો એટલાં

સ્ત્રીઓને મળતાં શૃંગારનાં પદો ભક્તશિરોમણિ કવિ નરસિંહ કે જેને માટે સર્વ ગૂજરાતી ભાઇઓને અભિમાન છે તેવાની, તથા ભક્તસ્ત્રીરત્ન કવિ મીરાંબાઈ કે જેણે પોતાનો આખો જન્મારો કૃષ્ણભક્તિમાં જ ગાળ્યો છે તેની કવિતામાં નથી ? છે. ત્યારે તેમણે પણ શું અનીતિના જ ઉદ્દેશથી તે કાવ્યો લખ્યાં હશે ? ને અનીતિ ચલાવી હશે ?

નરસિંહ મહેતાની 'પ્રેમભક્તિ'માંથી સરખામણી માટે એકાદ ઉદાહરણ લઇએ.

'ઓરા આવ અળગો એક વાત નાની કહું,
તુંજને જેમ હૈયડા માહે હર્ષ પામે;'

તથા

'રજની વીતી અમ ઘેરે આવ્યા, શું કીધું શામળીયારે,
તમ સાથે નહિ બોલુ મ્હારા વ્હાલા, પ્રીત જાણી પાતળીયા રે.'

અને

"પ્રાણનો પ્રાણ તે આજ મુજને મળ્યો"

—ના પદોને શૃંગાર કહેવો કે ભક્તિ ? ભક્ત કવિએ લખ્યો માટે તે ભક્તિ એવું બધા કહેવા માગતા હો તો એ સબંધમાં કાંઈ વિશેષ કહેવાનું પ્રયોજન નથી. એ ઉપરાંત નરસિંહ મહેતાનાં પ્રેમભક્તિના લગભગ બધાં પદો એવા જ શૃંગારને મળતા છે. માટે શું નરસિંહ મહેતાની નીતિ શકાને પાત્ર હતી ? નહિ જ. કવિઓને કાવ્ય રચવામાં કોઈ પણ તરેહના અંકુશ હોતા નથી, ને હોવા જ ન જોઇએ, એટલે પરિણામે આવાં કવનો પણ રચાય. નરસિંહના એકલા શૃંગારનાં પદોમાં દયારામ જેવો ખુલ્લો શૃંગાર તો નહિ, પરંતુ તેને લગભગ મળતો શૃંગાર મળી આવે છે.

"મંગલ રજની હુઈ, આજની અભિનવી,"

\+ + + + + +

"જાગોરે જસોદાના જીવન, વાહાણેલાં વાયાં."

* * * * *

"હમણા હેત ઉતાર્યું હરજી"

× × × × × ×

વગેરે પદો 'સુરતસંગ્રામ', 'રાસસહસ્ત્ર પદી', આદિ વાચ્યાથી નરસિંહે દયારામ કરતાં કાંઈ ઉતરતો શૃંગાર ગાયો છે એવું કોઈ સાક્ષર કહી શકે એમ નથી. પરંતુ દયારામને માથે જે રીતે વ્યભિચારીનું આળ તેનાં શૃંગારી કવનોને લીધે આવ્યું છે તે પ્રમાણે જોતાં તો એવો શૃંગાર જેણે જેણે વર્ણવ્યો હોય તે પણ એવા જ પદને પાત્ર ગણાવા જોઇએ. દયા-

રામના સંબંધમાં બીજાં કારણો હતાં તે લક્ષીને એનાં કાવ્યો વિશે મત બાંધવો તે; તથા પ્રાચીન કવિઓ પણ એના જેવા જ હતા એવો નિર્ણય કરવો એ, અયુક્ત છે. માટે એવા નીતિશૃંગારનું આજના વિદ્વાનો, અને નીતિમાં ઉચ્ચ પંક્તિના સાક્ષરોથી કેવી રીતે રક્ષણ થાય તે જોવું આવશ્યક છે.

ગુજરાતી પત્રકાર કહે છે કે "દયારામ જાતે દર્દી, રસીયો, કોડીલો ને પ્રેમીજન હતો, ને તેથી જેમ કાલિદાસાદિ સમર્થ કવિઓએ પણ નવાંકુર ફુટતાં તારુણ્યમાં પ્રેમરસનું જ્ઞાન મેળવવામાં જીવિતનો કંઇક કાળ તરુણીયોના પ્રેમમાં ગાળ્યો હતો તેમ એણે પણ જીવિત ગાળ્યું હતું. પ્રથમ પ્રવાસમાંથી આવ્યા પછી કવિએ ગરબા ગરબી ને પદો રચવા માંડ્યાં, ને લોકોમાં જેમ જેમ તેની ખ્યાતિ થતી ગઈ તેમ તેમ એ વધારે હોંસીલો બન્યો." વિશેષ હોંસીલો ને આગ્રહી થવાનું કારણ તો વડોદરામાંના હરિભટ્ટે આપ્યું હતું. વડોદરાના વ્યાસ રા. પ્રાણશંકરના કહેવા પ્રમાણે ડભોઇમાં દયારામ જે ધાટીનાં તથા રાગનાં પદો ને ગરબીઓ રચતો હતો તે જ ધાટીનાં તથા રાગનાં પદો વડોદરામાં હરિભટ્ટ બનાવતો હતો. આથી સ્પર્ધાનું બીજ રોપાયું, ને દયારામ વિશેષ ઉત્સાહી ને રસિક થયો. હરિભટ્ટના શિષ્યો હરિભટ્ટની કવિતાનાં વખાણ કરે, ને બીજી બાજુએ દયારામના શિષ્યો દયારામની સ્તુતિ ગાય. પરંતુ આ બેમાં કયો કવિ શ્રેષ્ઠ તેનો વિવાદ જન્મ પામતાં દયારામને જનસ્વભાવ ચીતરવાની વધારે જરૂર પડી. એ સંબંધમાં એમ કહેવાય છે કે સરસાસરસીમાં દયારામે ઉપરાચાપરી એક દિવસમાં સો પદ બનાવ્યાં કે જેથી હરિભટ્ટ અટકી પડ્યો. એ સો પદો એક સરખાં રસિક હતાં એવું મારૂં કહેવું નથી, પરંતુ શ્રુરતા મેળવવાને જે જોમથી કાવ્યો લખાયાં હોય તે બેશક જુસ્સાવાળાં ને સારાં જ નીવડે. તો પણ હરિભટ્ટે કેટલાએ વખત સુધી નમ્યુંઆવ્યું નહોતું, પણ જ્યારે દયારામે

" માનીની તુ છે મોહન તણી હો વાંસલડી રે;
તુંને વાલમ કરે છે ઘણું વાહાલ રે. હો વાંસલડી.
મોરો આવડો શો સોહોર, મોહો નંદનો કીસોર
તારૂં આવડું શું જોર, લુંડી કાલજડું મા કોર રે. હો વાંસલડી."

—ની ગરબી બનાવી વડોદરે મોકલી ને સભા વચ્ચોવચ્ચ તે લલકારાઈ કે એની શ્રેષ્ઠતા સ્થાપિત થઈ, ને હરિભટ્ટનું માન ઉતર્યું. આ પછી દયારામની સાથે કાવ્યશક્તિમાં કોઇએ સરસાસરસી કીધી હોય એમ જણાતું નથી. અલબત્ત એ કાવ્ય એવું સરસ તથા સર્વાનુભવ રસિક છે કે તેથી લોકનાં મન રંજન થાય તથા તેની તરફ આકર્ષાઈ તેની પ્રશંસા પણ થાય. એટલું જ નહિ પણ તેમાં કવિત્વશક્તિ પણ ઘણા ઉંચા પ્રકારની છે એ કોઈ આખી ગરબી વાંચ્યાથી કબૂલ કરશે. આવા સંજોગોમાં દયારામે પોતાનાં કાવ્યો તથા વિપ્રલંભ શૃંગારની ગરબીઓ તથા પદો રચ્યાં હતાં, એટલે, પોતાને રૂચતા સ્વાદની નહિ, પણ લોકને અનુકૂળ પડતાં સ્વાદનાં પદોની તેને રચના કરવી પડી હતી. એથી દયારામનો શૃંગાર ફાવે તો બીભત્સ કહીએ, ગમે તો અનીતિમાન કહીએ, ચાહે તો અશ્રાવ્ય ગણીએ, તો પણ તે લોક પ્રિય ને વિદ્યમાન છે.

એની જેટલી ગરબીઓ આજે આખા ગુજરાતમાં ગવાય છે તેટલી બીજાની ગવાતી નથી. પ્રીતમ, વલ્લભ, મીરાં, છોટમાદિની ગરબીઓને માટે એટલી તો નહિ, પણ એવા જ પ્રકારની ગાંડાઈ રહે છે. આસો મહિનામાં નવરાત્રિના દિવસોથી માંડીને આશ્વિન શુદ પૂર્ણિમા જે શરદ પૂનમ કહેવાય છે ત્યાં સુધીના અથવા કોઈ કોઈ સ્થળે તો વદ પાંચેમ સુધીના ગરબાના દિવસોમાં દયારામની ગરબી, લાવણી વગેરે પદો જેવાં કે

" આસો માસો શરદ પુન્યમની રાત જો,
ચાંદલિયો ચટક્યો સખી મારા ચોકમાં; "

" વાંકુ મા જોશો વરણાગિયા, જોતા કાળજામાં કાંઈ થાય છે જી રે, "
" પ્રેમની પીડા તે કોને કહિયે રે, મધુકર પ્રેમની પીડા તે૦ "
" ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ '
" આક કુવા ને વાવડી રે લોલ, મોળમે પનિહારીની હાર મારા વાલાજી હો ;"
" ઉભા રહો તો કહું વાતડી બિહારીલાલ. '

અને

" કામણ દીસે છે અલબેલા તારી આંખ્યમાં રે "

વગેરે અનીતિમાં ગણાયેલાં શૃંગારના અનેક પદો સાંભળીને કોણ આનંદ પામ્યું નથી? કોણે રસ ઝીલ્યો નથી? ને કોણે ઘેલછા બતાવી નથી? એટલુ જ નહિ પણ નાયક વર્ગ મુખ્યત્વે કરીને સ્ત્રી હોય છે, ને તે આપણે બધા જાણીએ છીએ કે અત્યંત લાજાળુ છે છતાં ઉપલાં અત્યંત શૃંગારના પદો લલકારીને ગાતાં તેને જરાએ સંકોચ આવ્યો નથી તેમ ક્ષોભ થયો નથી કે થતો નથી. એ શું કહી આપે છે? કે ઉપરનાં બધાં દૃષ્ટાન્તો પ્રસ્તુત કવિનાં ઉત્તમ કાવ્યો છે, ને તે મધુર તથા એવા પ્રેમથી અંકિત થયેલાં છે કે તે ગાતાં અથવા સાંભળતાં વિશેષ સ્ફુરણા છૂટે છે, ને કવિની કાવ્યશક્તિને માટે માનની નજરે જોવાનું મન થાય છે.

" મુને અંગોઅંગ લાગી લાહ્ય, કાળજ કોઈ કાપે રે "

—ના પદથી દયારામે વિરહવેદના એવી ઉત્તમ રીને વર્ણવી છે કે તેનું તાદૃશ ચિત્ર ખડું થઈ રહે છે. પ્રીત બાંધવામાં મન લોભાય છે કે ચક્ષુ આકર્ષાય છે તે વિશે કવિ કહે છે કે

" લોચન મનનો રે, કે ઝઘડો લોચન મનનો;
રસિયા છે મનનો રે, કે ઝઘડો લોચન મનનો. "

એમાં કલ્પના કેવી ઉત્તમ છે, તથા કાવ્ય કેવું મનોહર છે!

વળી—

" હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું;
વારે વારે સામું ભાળે મુખ લાગે મીઠું. "

—ના પદમાં રસિકતાની ખામી નથી, તેમ તે તેવું જ સુંદર છે. પરંતુ એ બધાંને ભક્તિનાં કોણ કહે ?

રા. ઇચ્છારામ પણ કહે છે કે " દયારામ કવિ સાથે વિદ્વાન હતો, ને તેની વિદ્વત્તાના દૃષ્ટાન્તો એનાં કાવ્યો વાચ્યાથી ખાતરી થાય છે. દયારામનો શૃંગાર ખુલ્લો છે, પણ હલકી પંક્તિનો નથી. ")

દયારામનો ભક્તિશૃંગાર ગૂજરાતી વર્ગે જ પિછાણ્યો છે એમ નથી. અન્ય સ્થળે એટલે છેક રજપૂતસ્થાન સુધી તેની કીર્તિ ફેલાઈ હતી. એ વિશે એવી દંતકથા છે કે " આાળી ઉદેપુરના દરબારમાં કોઈ ચારણે બિહારી શતસાઇના દોહરામાંનો એક ગાયો. એ જ વખતે દયારામે કરેલા હિંદુસ્તાની નવસેં દોહરામાંનો એક કોઇએ કહી બતાવ્યો. એ દોહરામાં એવો પ્રસંગ વર્ણવ્યો હતો કે જાણે નાયક ( કૃષ્ણ ) નાયિકાઓ ( ગોપીઓ ) ની વચ્ચે થઈ પસાર થાય છે, તે વખત એક નાયિકાએ દોહરાનુ એક પદ કહી તેમાં કંઈ સવાલ કર્યો, તેનો ઉત્તર નાયકે બીજા પદમાં આપ્યો; એટલે બીજી નાયિકાએ સવાલનું ત્રીજું ચરણ કહ્યું; તેનો જવાબ નાયકે ચોથા ચરણમાં દીધો. રાજાએ ભાટને પૂછ્યું, આ બે દોહરામાંથી કયો ચઢે ? ભાટે કહ્યું તુલના કરી એમાંથી કયો ચઢિયાતો તે નક્કી કરવાની મને સૂઝ પડતી નથી; મને તો બન્ને સારા લાગે છે. રાજાએ કહ્યું બિહારીલાલના દોહરામાં લૌકિક શૃંગાર છે, ને દયારામનામાં કૃષ્ણને નાયક ગણી ભક્તિશૃંગાર ગાયો છે માટે તે ચઢે. "

એ વાત સત્ય છે કે જેવી જેની અભિરુચિ તે પ્રમાણે તેનો મત. શૃંગાર ઉઘાડો ગાવો એ યોગ્ય નથી એમાં કાંઈ વિશેષ કહેવા જેવું નથી. એથી લોકોની નીતિપર માઠી અસર થાય છે તેમાં મુખ્યત્વે કરીને નબળા મનના માણસો પર તેની અસર વિશેષ થાય છે. એથી વળી લોકની નીતિ માટે હલકું મત બંધાય છે. પરંતુ પ્રાચીન સમયમાં જે કવિઓએ શૃંગાર ગાયો છે તે સર્વેએ કૃષ્ણને નાયક તથા રાધા કિંવા ગોપીઓને નાયિકા માની તે બે વચ્ચેના સંભોગનો વિપ્રલંભ શૃંગાર વર્ણવ્યો છે. બીજા કવિઓ તેમ કરવામાં મર્યાદશીલ રહ્યા છે, ને કવિ દયારામે એક પગલું આગળ વધી જે મર્યાદાનો પડદો આગળના કવિઓએ લોકલાજને લીધે રાખ્યો હતો તે ખસેડી નાખી ખુલ્લેખુલ્લો ભાવ બતાવી દીધો છે, ને તેથી તેની કવિતાને માટે તેની અપકીર્તિ થઈ છે, તથા તેના આચાર વિચાર માટે હરેક તરેહના વિચારોએ આધુનિક સાક્ષરોનાં મન ડ્હોળી નાંખ્યાં છે, ને તેથી તેને વ્યભિચારીનું પદ મળ્યું છે. દયારામનો પોતાનો મત અલબત્ત એવો હતો કે જે વિષયમાં ઉતરવું તે પૂરેપૂરા ઉતરવું; નહિ કે ક્ષુલ્લક જ્ઞાન મેળવી તેનું વર્ણન કરવું. આજ વિચારે તેને વિશે જનસમાજ શો વિચાર બાંધશે, ને તેને કેવા કેવા કઠિન શબ્દોથી આલાપિત કરશે તેની તેણે દરકાર જ રાખી નથી. તેને જગતની પરવા નહોતી, તેને કોઇનો અંકુશ નહોતો, એટલે તેને મનને ગમે તે

રસ્તે વહેવામાં કોઈ પ્રતિરોધ કરી શકે એમ નહોતું. અને આ પ્રમાણે હતું તો જ તેણે સર્વોપરી નામના મેળવી શુદ્ધ શૃંગારની બાબતમાં પહેલા પ્રકારના નરસિંહ જેવા કવિને ટપી જઈ પ્રથમ સ્થાન મેળવ્યું છે. દયારામનો તો સિદ્ધાંત ને ઉપદેશ એ જ હતો કે—

" ઇસ્ક કે મહેલ મત ધસો કોઈ દુરદીતે બલા હે અંતરઝાલ અંગનકીછ.
એડસ યાને પંડિત બને દિવાને, સુઝે ન દેશે અપના એસી હે રીત લગનકીછ."

વળી તે કહે છે કે—

" પ્રેમ કે પથ નહિ પરનાં, પરે મગનેસે નહિ ડરના;
લાજકા ઝાઝ ડુબા દેનાં, ઝહાનમેં બદનામી લેના."

આવા અભિપ્રાયનો જે કવિ હોય તેને પછી મર્યાદા શી ? અને તે અમર્યાદાને માટે તેને દોષ દેવો તે અયોગ્ય જ. પરંતુ એ ઉત્તમ કવિએ અનીતિના જે જૂજ પદો લખ્યાં છે તે ન જ લખ્યા હોત તો કેટલી પ્રતિષ્ઠાને તે પાત્ર થાત તે અકથ્ય છે.

રા. હરગોવનદાસ કાટાવાળાનુ એવુ મત છે કે " કૃષ્ણ રાધા આદિ દેવ દેવીને નાયક નાયિકા લઈ શૃગારનુ વર્ણન કરવુ એ ભક્તિ મનાય છે, અને તેવે પ્રસંગે ગમે તેવો ઉઘાડો શૃંગાર વર્ણવે, તો પણ કવિ વિશે જેમ લોકોમાં તુચ્છકાર થતો નથી તેમ જનસમૂહની સમક્ષ બૈરાં તે જાહેર રીતે ગાય, તો પણ સાધારણ લોકો બાધ લેતા નથી." આ વાત સામાન્ય વર્ગના લોકોને લાગુ પડે. પણ વિદ્વાનો કે ઉચ્ચ પંક્તિનો જનસમુદાય તે યોગ્ય નહિ જ ગણે. તે વખતના જમાનામાં વિદ્યા એટલી બધી પ્રસરેલી નહોતી તેથી એમ માની શકાય, પરંતુ આજના વિદ્વાનો એ માન્ય નહિ રાખે.) દૃષ્ટાન્ત તરીકે રા. રમણભાઇએ પોતાના 'કવિતા અને સાહિત્ય' ના પુસ્તકમા દયારામના ભક્તિકાવ્યોની દયારામના અવસાન પછી તરતમા જન્મેલા અને આખા ગૂજરાતમા શુદ્ધ ભક્તિને માટે પ્રખ્યાત થયેલા માનનીય પુરુષ રા. બા. ભોળાનાથના ભક્તિકાવ્યોની સાથે સરખામણી કીધી છે તે વાંચવાથી આજના વિદ્વાનોમાં ભક્તિને માટે કેવો મત બંધાયેલો છે તે સહજ દૃષ્ટિગોચર થશે.

(અપૂર્ણ.)

ભાનુસુખરામ નિર્ગુણરામ.

# 'બેસવું' શબ્દની વ્યુત્પત્તિ.

વસન્તના તન્ત્રી,—

સાહેબ,—

વિ. વિ. 'બેસવું શબ્દની વ્યુત્પત્તિ' વિશેના મ્હારા લખાણમાં કેટલુંક ઉમેરવાનું છે તે જણાવુંછું. કૃપા કરીને તે પછીના અંકમાં દાખલ કરશો.—

પ્રથમની ફૂટનોટ–સંસ્કૃતમાંથી હાલની પ્રાકૃતોમાં આવતાં આરમ્ભનો અસ્વરિત ભાગ લોપ પામે છે ત્હેનાં બીજાં કેટલાંક ઉદાહરણો પણ જડશે.–

જેમકેઃ—**बुभुक्षा**—ભૂખ; **उपाध्याय–पाध्ये** ( મરાઠીમાં અડક છે ), **वझे** ( પ્રા. **उवज्झाओ** સં. **उपाध्यायः** ઉપરથી )—એ પણ મરાઠીમાં અડક છે; ગુજ૦ ઓઝા ( અડક; તેમજ, કુંભાર );—રત્નાગિરિ જિલ્લામાં સુતારનાં નામને છેડે **वझा** એમ લગાડાય છે, **भिसावझा विन भिकावझा**; સુતાર, કુંભાર, વગેરે ઉપાધ્યાય, આચાર્ય,–પોતાના વિષયમાં–ગણાયલા; કાનડા જિલ્લામાં સુતાર લુહારના કારખાનાને શાળા કહે છે, ને આચાર્ય પણ એ કહેવાય છે–સુતારનું યા લુહાર બનેલું કામ એકજ જણા કેટલીક વાર કરે છે.

૨. બેસવું–માં ઍકારના પ્હોળા ઉચ્ચારના સંબન્ધમાં એક નોંધવાનું છે. ઇકારનો એકાર થતાં ઉચ્ચાર સાંકડો થાય, પ્હોળો થવા માટે તો અય અથવા અ, પૂર્વ રૂપમા હોવાની અપેક્ષા રૂહે છે; તે વિશે કોઇ કહે કે–નિશાળ–નું નૅશાળ, વીંટી–નું વેંટી–એમ થાય છે કની? પરંતુ એ ગ્રામ્ય પ્રયોગોમાં પ્રવર્તે છે; નાગરિક પ્રયોગમાં તેમ નથી. માટે મ્હેં કાઢેલી શંકા ઊભી જ રૂહેછે.

૩. બેશ=સારૂં–તે ફારસી ઉપરથી છે એમ માનવાને આધાર નીચે પ્રમાણે છે. ફારસી 'બેશ્' અથવા 'બીશ્'નો અર્થ 'ઘણું' એમ છે, અને કોઇવાર 'સારું' એમ પણ અર્થ થાય છે. એ ઉપરથી 'બેશ' = સારૂં એમ થયેલું જણાય છે.

૪. રા. કેશવલાલ જોડે રૂબરૂ વાત થયાનું લખ્યું છે તે ગયા જુલાઈ માસના અરસામાં થઇ હતી એટલું નોંધવું જોઇશે.

રત્નાગિરિ જીલ્લો.
તા. ૨૭–૩–૦૫.

આપનો

**નરસિંહરાવ ભોળાનાથ.**

# ગ્રન્થાવલોકન.

## ન્યાયમૂર્તિ રાનડેનું જીવનચરિત્ર.*

કેટલાંક સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રો તેઓના ખાનગી મનુષ્ય તરીકેના ગુણ દોષના આલેખનથી જ રસિક બને છે. દાખલા તરીકે, જૉન્સન કે ગોલ્ડસ્મિથના જીવનચરિત્રનો રસ, તેઓની સાહિત્યસેવાના કરતાં, તેઓની મુખમુદ્રા વાતચિત અને મનુજવૃત્તિ જાણવામાં વિશેષ સમાએલો છે. એથી ઉલટ રીતે, બિસ્માર્ક અને ગ્લૅડસ્ટન જેવા પુરુષોનાં જીવનો સમસ્ત દેશની પ્રવૃત્તિઓ સાથે એવાં ગુંથાએલાં હોય છે કે તેઓનાં જીવનચરિત્ર લખવાં અને તેમના દેશનો તે સમયનો ઇતિહાસ લખવો એ બે એક કાર્ય છે. ન્યાયમૂર્તિ રાનડેનું જીવન આ બીજા પ્રકારનું હોઈ એમના જીવનચરિત્રના લેખકને દેશની વિવિધ હિલચાલ પરત્વે ઘણું જોવા-વિચારવાનુ રહે છે, અને તે સંપૂર્ણ રીતે કરી શકવા માટે વિશાળ અધ્યયન દ્રવ્ય અને ફુરસદની જરૂર પડે છે. અને તેથી ખરૂ જોતાં આવાં ચરિત્રો લખવવાનું કામ રાજાઓ, અસાધારણ શ્રીમન્તો, અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ જેવાં ધનાઢ્ય સાહિત્યમંડળોનું છે. તેઓ તરફથી સાહાય્ય ન મળે ત્યાં સુધી, રાનડેના અભ્યાસકાળનો, એમના સમયના પૂનાનો, તેમ અર્વાચીન હિન્દુસ્તાનની વિવિધ પ્રવૃત્તિઓ સાથેના એમના સંબન્ધનો પૂરેપૂરો ખ્યાલ આવે એટલી માહિતી એકઠી કરવી અશક્ય છે. દિવસે દિવસે આ હકીકત મેળવવાનાં સ્થાન ઘટતાં આવે છે; અને ડૉ. ભાંડારકર, મિ. મહાજની, મિ. આગાશે, પ્રો. કાથવટે, સર ફીરોજશાહ મહેતા, મિ. દાદાભાઈ, દિ. બ. અંબાલાલ, રા. બ. લાલશંકર આદિ જે થોડાં ઘણાં સ્થાનો રહ્યાં છે તે પણ—પ્રભુ એમને દીર્ઘાયુષ્ય આપો! તથાપિ કહેવું પડે છે કે તેઓ પણ—દસ વીસ વર્ષમાં અલભ્ય થઈ જશે. અત્યારની આવી વસ્તુ સ્થિતિમાં આપણા રજવાડાઓ, એના મન્ત્રીઓ, અને આપણાં સાહિત્યમંડળો થોડાએક ચપળ અને ખંતીલા અને ઉત્સાહી ગ્રેજ્યુએટોને આવી હકીકત સંપાદન કરવા માટે ટુંક મુદત માટે દક્ષિણા ફેલોશિપ જેવા પગારથી રોકે તો ઘણો લાભ થાય. પરન્તુ આ દિશામાં કર્તવ્ય કરવામાં તેઓનો ઉત્સાહ તદ્દન મન્દ હોય છે—તેનુ કારણ એ છે કે કેળવાએલા કહેવાતા જનોમાં પણ હજી કેળવણીએ એટલો પ્રવેશ નથી કર્યો કે જેથી તેઓની કલ્પનાશક્તિ જાગૃત થઈ આ પ્રકારની યોજનાઓથી થતા લાભો તેઓની દૃષ્ટિમર્યાદામાં તરવરવા લાગે.

પણ આવું ઉત્તમ કક્ષાનુ કાર્ય ન આરંભાય ત્યાં સુધી દરેક જણે હાથપગ જોડીને બેસી રહેવું એ બરાબર નથી; અને તેથી અત્યારે રા. દેવાશ્રયીએ ખાનગી રાહે યથાશક્તિ જે યત્ન કર્યો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. એક ખાનગી ગૃહસ્થ એકલે હાથે જેટલું કરી શકે તેટલું કરવામાં તેમણે ખામી રાખી નથી. મિ. રાનડે વિષે અત્યાર સુધી પ્રકટ થએલા લગભગ બધજા લેખોનો એમણે ઉપયોગ કર્યો છે. મિ. માનકરના અંગ્રેજી પુસ્તકનો મુખ્ય આધાર લીધો છે; પણ એને જ સર્વથા વળગી ન રહેતાં પ્રો. ગોખલે, મિ. આગાશે વગેરે ગૃહસ્થનાં

* કર્તા, રા. રા. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી—લુણાવાડા. મૂલ્ય દોઢ રૂપીઓ.

. મિ. રાનડેને લગતાં ભાષણોમાંથી પણ અંગતની હકીકત આપી છે. વિષય વિભાગ ચોખ્ખો હોવાથી મિ. રાનડે સંબન્ધી વિચાર ગોઠવવામાં વાચકને તે અનુકૂળ પડે એવો છે. છેવટનાં ચાર પ્રકરણો—'ગૃહસંસાર ',' અન્તકાળ ', અને ' ગુણાવલોકન ',—બહુ સારી રીતે લખાયાં છે. આખા ગ્રન્થની ભાષા શુદ્ધ સરળ અને સંસ્કારી છે; અને સઘળું કામ ગ્રન્થકર્તાએ ઘણી કાળજીથી અને ભક્તિભાવથી કર્યું છે એમ જણાવનારાં પુષ્કળ ચિહ્નો છે. પુસ્તકનો દેખાવ પણ શોભતો છે: અન્દર ન્યા. રાનડેની છબી દાખલ કરી છે; કાગળ ઉંચા વાપર્યા છે; અને છાપ સુન્દર છે—જે માટે ' યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ'ને પણ યશમાં ભાગ ઘટે છે.

રા. દેવાશ્રયીનો ઉદ્દેશ આ પુસ્તક સામાન્ય વાચક વર્ગ અને ખાસ કરીને વિદ્યાર્થી વર્ગને ઉપયોગી કરવાનો છે, તેથી તેમણે કેવળ ગંભીર ચર્ચાને વળગી ન રહેતાં રસિક પ્રસંગો છૂટથી દાખલ કર્યા છે—અને તે યોગ્ય જ કર્યું છે. વાચકના પ્રરોચનાર્થે અત્રે એ પ્રસંગો ટાંકીશું.

"ઇ. સ. ૧૮૯૯ ના મે મહિનાની ગરમીની રજાઓમાં મિ. રાનડે પોતાનાં પત્ની, ભાઈ, બ્હેન, માતુશ્રી, બે નાની ભોજાઇઓ તથા તેમનાં નાનાં બાળકો સાથે મહાબળેશ્વરમાં ભાઉ્‌ કૉટેજ મધ્યે રહેતા હતા. એક દિવસ સવારના પહોરમાં નિયમ પ્રમાણે મિત્રમંડળ સાથે ફરીને આવતાં લુક લાગ્યાથી તેમની પ્રકૃતિ ઘણી બગડી આવી. અને તેમને 'બ્રેઇન ફીવર' લાગુ થયો એટલે તાવ મગજમાં ચઢી ગયો એવું ડૉક્ટરો કહેવા લાગ્યા. તે સમયે તેમની હાજરીમાં રહેલા નોકરો પૈકી ગણુ નામનો માણસ તેમના પગે ઘી ઘસવા બેઠો. રાનડેના પગે મોજાં હતાં તે વાત તે ચાકરના લક્ષમાં ન આવ્યાથી મોજાં પર જ તે ઘી ઘસવા લાગ્યો. આ ઉપરથી મિ. રાનડેને ગુસ્સો આવવાને બદલે ઘણું હસવું આવ્યું. તેમનાં પત્ની તેમના બિછાના આગળ બેઠાં બેઠાં વાંચતાં હતાં. પોતાના પતિ આવા માંદા હોવા છતાં એકાએક હસવા લાગ્યા તેથી તેમને આશ્ચર્ય અને ભય ઉત્પન્ન થયાં. અને બિછાનાની છેક પાસે જઇ 'શું થયું ?' એમ પૂછવા લાગ્યાં. મિ. રાનડેને તે નોકરના બેદરકારીપણાથી ઘણું આશ્ચર્ય લાગ્યાથી હસવું બંધ રહ્યું નહિ, પરંતુ તેથી તેમનાં પત્નીને ઘણી ચિંતા થતી જણાયાથી પોતાને હસવું આવવાનું કારણ કહી બતાવ્યું, તે પરથી તે ચાકરે પગમાંથી મોજાં કાઢી ઘી ઘસવા માંડ્યું. આમ થયા છતાં તેમણે તે ચાકરને પાછળથી ઠપકો દીધો નહિ કે તેના પર ગુસ્સે થયા નહિ."

"મિ. રાનડેના શરીર ઉપર અનિષ્ટ પ્રસંગો ઘણા આવ્યા હતા, પણ આ ભારતભૂમિના હિતને અર્થેજ જેમણે જન્મ ધર્યો હતો તેવા પુરુષનાં આપત્તિના પ્રસંગો દયાળુ પ્રભુએ વટાવ્યા હતા. તેમાંનો પહેલો પ્રસંગ એમની અત્યંત બાલ્યાવસ્થામાં બન્યો હતો. જ્યારે મિ. રાનડે ત્રણ વર્ષની ઉમ્મરના હતા ત્યારે એક વખતે તેમનાં માતા ગોપિકાબાઇ, પૂના જીલ્લાનું આંબેગાંવ ગામ, જ્યાં મિ. રાનડેના પિતાનું નોકરીને અંગે રહેવું થતું હતું, ત્યાંથી તેમનાં બે બાળક-મિ. રાનડે અને તેમની ૧૦-૧૧ મહિનાની બ્હેન દુર્ગા અક્કા-ને સાથે લઈ બળદની ગાડીમાં બેસી કોલ્હાપુર મધ્યે પોતાને પિયેર જવા નીકળ્યાં હતાં. તેમના દિયર વિઠુકાકા ઘોડે બેસીને એક સીપાઇ સાથે તેમને પહોંચાડવા જતા હતા. રાત્રિના સમયે મુસાફરી કરતાં ગોપિકાબાઈ પોતાનાં બેઉ બાળકો સાથે ગાડીમાં ગાઢ નિદ્રામાં પડ્યાં

હતા, તેવામાં મિ. રાનડે પોતાની ઉંઘતી માતાના તથા સિપાઈ, જે સુસ્તપણે ગાડી પાસે ચાલતો હતો, તેના લક્ષમાં ન આવે તેમ ગાડીમાંથી ખસી પડ્યા સ્વાભાવિક રીતે આ બીના ગાડીવાળાના જાણવામાં ન આવ્યાથી તેણે તો ગાડી હાંક્યા જ કરી એ વખતે વિઠુમામા ગાડીની પાછળ ધીમે ધીમે પોતાનો ઘોડો હાંકતા આવતા અર્ધા ગાઉને છેટે હતા તેમણે ચાલતા ચાલતા ગાડીમાંથી પડી જવાથી સ્તબ્ધ થઈ ગયેલા અને રાત્રિની ઠંડી હવાથી ઠરી ગયેલા રસ્તામાં પડેલા બાળકની ધીમી ચીસ સાંભળી ઘોડેથી ઉતરીને તપાસ કરતાં રાત્રિના સમયે પોતાના બાળક ભત્રીજાને આમ રસ્તામાં પડેલો જોઈ તેઓ ઘણો વિસ્મય પામ્યા. તેમણે તુરત જ તે બાળકને ઉપાડી લઈ પોતાની શાલમાં લપેટ્યું, અને આમ અંધારામાં ગાડીમાંથી પડી ગયેલો પોતાનો ભત્રીજો પાસેના જંગલમાંના કોઈ જંગલી જાનવરના હાથમાં જઈ પડ્યા વગર પોતાને જડી આવ્યો તેને માટે પ્રભુનો વારંવાર ઉપકાર માનતા, ગાડીને પકડી પાડવા ઘોડા પર ચઢી બેસી તેને દોડાવ્યો ગાડી પાસે પહોંચતાં તેમણે પોતાની ભોજાઈને જગાડીને પૂછ્યું "કેમ બાઈ, એ બાળક તમારી પાસે સહી-સલામત છે કે નહિ?" આ પરથી અંધારામાં હાથ ફેરવી જોતાં પોતાનો પુત્ર ન જડવાથી તેમને ઘણો ભય અને ગભરાટ થયો આ સમયની તેમના મનની સ્થિતિ વર્ણવવા કરતાં વિચારથી સારી રીતે સમજવામાં આવી શકે ખરી આ વખતે વિઠુમામાએ છોકરાને તેમના સામે આગળ મૂકીને સત્વર તેમનો ખેદ દૂર કર્યો આમ પોતાનું થોડા વખતથી ખોવાયેલું બાળક પાછું મળતાં તેમને હર્ષનાં આંસુ આવ્યાં આ પ્રસંગે જો કદી વિરુદ્ધ પરિણામ આવ્યું હોત અને બાળક રાનડે તેમના મામાને જડ્યા ન હોત, અથવા તો તેમના જઈ પહોંચતા પહેલાં વાઘ વરુ જેવા કોઈ ઘાતકી પ્રાણીના પંજામાં જઈ પડ્યા હોત તો ખરેખર મુંબઈ ઈલાકાનું એક મહાન્ રત્ન અલ્પ વયમાં જ ગુમ થયું હોત પરંતુ સારે નસીબે આ સમયે ઈશ્વરેચ્છા અનુકૂળ થઈ હતી

આ બીજો પ્રસંગ રમુજી છે તેમ જ ગંભીર છે "બાળક રાનડે તેમના મામાને જડ્યા ન હોત તો?" એ પ્રશ્નાત્મક વિચાર સાથે હૃદય સ્તબ્ધ થાય છે, અને બુદ્ધિ રાનડે વિના અર્વાચીન હિન્દની પ્રગતિઓને કલ્પનામાં લાવી શકતી નથી

મિ દેવાશ્રયીનું પુસ્તક ટુંક વખતમાં દ્વિતીયાવૃત્તિ પામે એમ અમે ઈચ્છીએ છીએ, અને તેથી અત્યારે થોડીક ખામીઓ તરફ એમનું લક્ષ ખેંચવાનું પણ અમે ઉચિત ધારીએ છીએ

એક તો એ કહેવું જોઈએ કે વિષયનું નિરૂપણ કોઈક કોઈક સ્થળે વધારે વિશદ થયું હોત તો સારું હતું, અને અવાન્તર મુદ્દાઓ હાલના કરતાં પણ વધારે પ્રવિભક્ત કરી ગોઠવવા જોઈતા હતા. દાખલા તરીકે, ધાર્મિક વિચારના પ્રકરણમાં પ્રો ફ્રેઝર, મિ રાનડે અને રામાનુજાચાર્યના સિદ્ધાન્તો વિગેરે ચોખવટથી દર્શાવી શકવાનો અવકાશ છે, તેમ જ, એમના સંસારસુધારા સંબન્ધી વિચારોનો પરિપાક પણ કેવી રીતે થયો તે ક્રમશઃ બતાવવું જોઈતું હતું. કેટલેક ઠેકાણે અમને અપૂર્ણતા પણ પ્રતીત થાય છે જ્યાં સુધી મિ રાનડેના 'ધાર્મિક વિચાર'ના પ્રકરણમાં એમના મૂર્તિપૂજા સંબન્ધી વિચારો—જે પ્રાર્થનાસમાજના વિચારો કરતાં જુદા હતા (જુઓ 'મરાઠાઓનો ઉદય' એ પુસ્તકમાં 'મહારાષ્ટ્રના સન્તો'નું પ્રકરણ)

તે ન આવે ત્યાં સુધી એ વિષયનું નિરૂપણ અધૂરૂં રહે છે. તેમ જ આ વિષયને લગતા મિ. રાનડેએ બતાવેલા ' monotheism ' અને ' monolatry ' વચ્ચેના ભેદનો પણ ઉલ્લેખ થવો જોઇતો હતો: આ બાબતો ગૌણ નથી, પણ હિન્દુસ્તાનની ધાર્મિક સ્થિતિ પરત્વે ખાસ મુદ્દાની છે. વળી, રા. દેવાશ્રયીએ મિ. રાનડેના ' ધાર્મિક વિચાર ' ના પ્રકરણમાં એમનાં મરાઠી વ્યાખ્યાનોને જોઇએ તેટલા કામમાં લીધાં જણાતાં નથી. અને તે જ રીતે ' સંસાર-સુધારા ' ની ચર્ચામાં પણ મિ. રાનડેના ભાષણોનો વધારે વિસ્તારથી ઉપયોગ કરવો જોઇતો હતો. અને તેમાં ખાસ કરીને અમરાવતીવાળા ' ભાષણમાં ' પુનરુજ્જીવન કે સુધારો ? ' એ પ્રશ્ન ઉપર એમણે કરેલી ચર્ચા અત્રે દાખલ કરીને, એનો એમના અન્ય ઉદ્‌ગાર સાથે વિરોધ યા અવિરોધ બતાવવો જોઇતો હતો. વળી મિ. રાનડેના લાક્ષણિક ગુણોના નિરૂપણમાં, પૂનાની કૉન્ગ્રેસ વખતે સંસારસુધારાની મંડપ બાબત ઊભી થએલી તકરારમાં મિ. રાનડેએ ધારણ કરેલી વૃત્તિ, અને પ્રતિપક્ષીઓને ચકિત કરી નાંખનાર એમનો ગુણગ્રાહી સ્વભાવ—જે તે વખતના એમના ભાષણમાં અંકિત થએલો છે—તેની મિ. દેવાશ્રયીએ નોંધ કરી હોય એમ અમને યાદ આવતું નથી.

વળી, મિ. રાનડેના પૂના સાથેના સંબન્ધ વિષે લખતાં, પેશવા પછીના અને રાનડેના સમયના પૂનાની સ્થિતિ વિષે એક ભૂમિકા રચી હોત તો તે સ્થાને હતીઃ અને તે માટે મિ. રાનડેના દેહત્યાગ વખતે મિ. તિલકે લખેલા લેખમાંથી કાંઇક સાધન મળી શકત.

પરન્તુ ગુણના પ્રમાણમાં અત્યારે આ ખામીઓ અલ્પ છે. પુસ્તક પ્રસિદ્ધ થતાં પહેલાં આપેલો અમારો અભિપ્રાય અત્રે ટાંકવાની છૂટ લઇ આ અવલોકન સમાપ્ત કરીએ છીએ.

" મિ. માનકરના અંગ્રેજી પુસ્તકને આધારે રચાએલું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં કેવો અગત્યનો વધારો છે એ જણાવવા માટે એટલું જ કહેવું બસ છે કે એનો વિષય મહર્ષિ મહાદેવ ગોવિન્દ રાનડે છે. પુસ્તકની ભાષા સરળ અને શુદ્ધ છે, અને નિરૂપણ રસિક છે. દરેક કુટુમ્બ—જેને દેશનું હિત સર્વાંગે સમજવાની ઇચ્છા છે તેણે આ પુસ્તક રાખવું જોઇએ. "

---

## એક પ્રકાશક પ્રાર્થના.

" ઓ સ્વામી, જે પ્રકાશ છે, સત્ય છે, જીવન છે; જેમાં કશું અન્ધારૂં, ભ્રમણ, કે અસત્ય, કે મૃત્યુ નથી; તે પ્રકાશ, કે જેના વગર અન્ધારૂં છે; તે માર્ગ, કે જેના વગર ભ્રમણ છે; તે સત્ય, કે જેના વગર અસત્ય છે; તે જીવન, કે જેના વગર મૃત્યુ છે; કહો, સ્વામી, " પ્રકાશ થાઓ ", અને હું પ્રકાશને જોઇશ, તથા અન્ધારાથી દૂર રહીશ; માર્ગને જોઇશ, તથા ભ્રમણથી સમ્ભાળીશ; સત્યને જોઇશ, તથા અસત્યને તજીશ; જીવનને જોઇશ, તથા મૃત્યુથી બચીશ; પ્રકાશિત કર; અરે ! પ્રકાશિત કર મારા અન્ધ આત્માને, કે જે અન્ધારામાં તથા મૃત્યુની છાયામાં બેસે છે મોકલો. અને મારા પગ શાન્તિના માર્ગમાં ચલાવ."

—ઓગસ્ટાઇન.

कान्त.

---

# હિન્દી સરકારનું નવા વર્ષનું ( ૧૯૦૬–૭ ) નું બજેટ.

હિન્દુસ્તાનના હિતને લગતી સઘળી મહત્ત્વની પ્રવૃત્તિઓ તરફ વાચકનુ ધ્યાન ખેચવુ એ આ પત્રનુ એક કર્તવ્ય છે, અને તદનુસાર આપણા દેશના ઉપજ–ખર્ચના આંકડાના મુખ્ય મુદ્દા પ્રતિવર્ષ અત્રે નોંધવામા આવે છે આ વિષયમા સામાન્ય વાચકને રસ ઉપજતો નહિ હોય, પણ વાચકને ચાર ગમ્મતની વાર્તાઓ કહીને આનન્દ પમાડવો એ અમારો ઉદ્દેશ જ નથી એટલે એ વાંધો અમને બહુ નડતો નથી. પરન્તુ એટલુ તો કહેવુ પડે છે કે સામાન્ય લોકવ્યવહારમા ગુંથાએલા કોઈ પણ માણસને પોતાના દેશના ઉપજ–ખર્ચમા રસ ન આવે એ મનુષ્યસ્વભાવની થોડી વિચિત્રતા નથી. ક્યા કુટુમ્બીને શાળામા બાળકો ભણવા મોકલવાના નહિ હોય ? એ બાળકોને કેવુ શિક્ષણ મળશે એનો આધાર શિક્ષકો ઉપર નથી ? શિક્ષકો કેવા હોય એનો આધાર એમને મળતા પગાર ઉપર તેમજ એમની ટ્રેનિંગ કોલેજની કેળવણી ઉપર નથી ? આપણા બાળક થોડી મહેનતે વધાર શીખી લે એમ આપણે ઇચ્છતા નથી ? અને તે માટે વિવિધ નકશા ચિત્રો વગેરે શિક્ષણના સાધનો સરકાર તરફથી દરેક શાળામા રાખવામા આવે એ જરૂરનુ નથી ? છોકરાની આંખને નુકશાન ન થાય એ આપણે ચાહતા નથી ? અને તે માટે સારા અજવાળાવાળા નિશાળના મકાનોની જરૂર નથી ? વળી, આપણા બાળકો મ્હોટા થાય ત્યારે તેઓને પોતપોતાને અનુકૂળ પડે તેવી ‘ લાઇન ’ પસંદ કરવાનુ બની આવે તે માટે પુષ્કળ ધન્ધા શીખવનારી શાળાઓની અપેક્ષા નથી ? આ સર્વ માટે સરકાર કેળવણી પાછળ કેટલુ ખર્ચ કરવા ધારે છે એ જાણવાની અગત્ય છે વળી, આપણે સઘ અન્ન ખાઇએ છીએ અને તે સોંઘુ મળે એમ ઇચ્છીએ છીએ, પણ તેના ભાવનો આધાર શેના ઉપર છે એ જાણવાની આવશ્યકતા નથી ? બેશક એનો વરસાદ અને નિયમિત ઋતુઓ ઉપર તો આધાર છે જ પણ તે ઉપરાંત બીજી ઘણી બાબતો ઉપર છે સરકારની વીઘોટી ઓછી હોય, અને ખેડૂતો તવંગર હોય કે જેથી તેઓ ખેતી પાછળ પૂરતુ ખર્ચ કરી પુષ્કળ પાક ઉપજાવી શકે એ જરૂરનુ છે, વરસાદની અનિયમિતતાથી જેમ બને તેમ થોડી હાનિ થાય તેમ કરવા માટે જોઇતા જળાશયો રચાવા જોઇએ, જેમ યોગ્ય સ્થળે અને યોગ્ય મુડીથી રેલવે બાંધીને દુકાળને વખતે અન્ન મહેતાઇથી મેળવી શકાય એમ સગવડ થવાની જરૂર છે, તેમ જ્યા રેલવેના ખર્ચનો બદલો વળે ત્યા જ એ બાંધવી જોઇએ, તથા જેમ બને તેમ પરદેશ એનો નફો ન તણાઈ જાય તેમ યોજના કરવી જોઇએ, તથા જળાશયો અને લોકની સ્થિતિના પ્રમાણમા જ રેલવે–ખર્ચ થવુ જોઇએ કે જેથી રેલવે હોય અને રેલવેને લઈ જવા લાવવાનો માલ ન હોય એવી દશા પ્રાપ્ત ન થાય વળી, આપણા ખાવામા તેમજ ઢોરના ઉપયોગ માટે મીઠાની જરૂર છે એ મીઠુ સોંઘુ મળે, અને એનો પૂરતો ઉપયોગ કરીને આપણો ગરીબ વર્ગ અને ખેતીના ઢોરો મજબુત રહે એમ થવુ જોઇએ, અને એના સાધા મળવાને સરકારના કર ઉપર સર્વ આધાર છે વળી, આપણે વસ્ત્ર પહેરીએ છીએ એની કિંમત પરદેશી માલની આયાત ઉપર છે, પણ એ પરદેશી માલ સ્હામે હરીફાઈ કરી એ માલની કિંમત ઘટાડવા માટે તેમજ એ માલ જેમ બને તેમ આવતો અટકાવવા માટે સ્વદેશી માલના કારખાના ઉભા થવામા સરકાર કેટલી અનુકૂલતા કરી આપે છે એ પણ મુદ્દાની વાત છે. આ હરીફાઈ કરવાની આપણામા શક્તિ નહિ હોય તો પરદેશી માલની કિંમત

આપણે માત્ર ધઉં-તેલનાં બીઆં-ચામડાં અને હાડકાં મોકલીને ભરી આપવી પડશે-અર્થાત્ કે અનાજ મોંઘું થશે, અને દેશમાંથી જમીનનું ખાતર પરદેશ જશે.

આ સર્વનો કેટલોક આધાર, સરકાર પ્રજા પાસેથી કેટલો કર લે છે અને લે છે તેનો વિનિયોગ કેવી રીતે કરે છે, એ ઉપર છે. વળી બ્રિટિશ રાજ્યકર્તા એવા અધમ સ્વાર્થી નથી કે જાણીબુઝીને લોકની આબાદી કરવાને બદલે પાયમાલી કરવામાં આનન્દ માને. સંતોષકારક રીતે લોકોપયોગી કામમાં આ દેશની ઉપજનો ઉપયોગ ન થવા દેનાર મ્હોટું કારણ લશ્કરી ખર્ચ છે. એ ખર્ચ કેટલું છે એ જાણવાની, અને એના ભારની પીડા અનિવાર્ય હોય તથાપિ તે કેટલી અસહ્ય છે એ સરકારને બરાબર જણાવવાની, દરેક હિન્દી જનની (દેશ માટે લાગણી ન ધરાવતાં કેવળ પોતાનો અને પોતાના કુટુમ્બનો સ્વાર્થ સમજનારની પણ, ઉપર બતાવ્યું તેમ) ફરજ છે. પણ કેટલાક કહે છે કે સરકાર આપણી દાદ ક્યાં સાંભળે છે ? હિન્દુસ્તાનના ઉપજ-ખર્ચના આંકડા ઉપર ભાષણ કરવા ઉપરાંત આપણને બીજી શી સત્તા છે ? આમ રોદણાં રોનારા સરકારની રાજ્યનીતિને મ્હોટો અન્યાય કરે છે એટલું જ નહિ પણ પાશ્ચાત્ય રાજ્યપદ્ધતિનું સ્વરૂપ-દરેક હક કષ્ટથી સિદ્ધ કરવો એ રાજ્યનીતિનું તત્ત્વ—તેઓ સમજતા જ નથી. વચ્ચે વચ્ચે વાદળાં અને દુર્દિન થઈ આવે છે એ ખરૂં, પણ એકન્દર સરવાળે દિનપરદિન લોકની સત્તા વધે છે એ શાન્ત ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં જણાયા વિના રહે એવું નથી. અને આ લોક સત્તાના વિકાસમાં ઢીલ થાય છે તો તેમાં મ્હોટે ભાગે આપણો પોતાનો દોષ પણ છે. અને તે એ કે સરકાર માન આપે તેટલે દરજ્જે આપણે લોકમત કેળવાયો નથી.

આટલા ઉપોદ્ઘાત સાથે હિન્દી સરકારના ૧૯૦૬-૭ ની સાલના બજેટના મુખ્ય મુદ્દા નીચે રજુ કરીએ છીએઃ—

એક વર્ષ ઉપર એમ અટકળવામાં આવ્યું હતું કે હિન્દુસ્તાનના ઉપજના હિસાબમાં ૧૩૬ લાખ રૂપીઆનો વધારો પડશે. પણ અત્યારે જોતાં ૨૬૩ લાખનો વધારો ધારવામાં આવે છે. ધાર્યા કરતાં ૧૨૭ લાખ વધારે વધવાનાં કારણો નીચે પ્રમાણે છેઃ—

(૧) રેલવેની ઉપજમાં ધાર્યા કરતાં ૬૯ લાખનો વિશેષ નફો પડયો છે.

(૨) સામાન્ય ઉપજમાં પણ ૮૯ લાખનો વધારો જણાયો છે—તેમાં માત્ર જમીનની મ્હેસૂલ, 'કસ્ટમ' (દાણ) અને 'ઇરિગેશન' (જળાશય-કામ) ની ઉપજમાં વૃદ્ધિ જણાઈ નથી.

(૩) લશ્કરી ખર્ચમાં ૧૪૯ લાખ ઓછા ઉધર્યા છે—કારણ કે વિલાયતથી મંગાવેલો માલ આવી પુગ્યો નથી.

(૪) પોલિસ, કેળવણી વગેરેમાં ૩૮ લાખ બચ્યા છે. આ ચાર બચતોનો સરવાળો ૩૪૫ લાખ થાય; પણ ઇલાકાસરકાર પાસેથી ૨૧૮ લાખ રૂપીઆ ઓછા ઉઘરાવવામાં આવ્યા છે—એટલે છેવટ ૧૨૭ લાખ રૂપીઆ બચ્યા છે.

૧૯૦૬—૭ ની સાલમાં, અફીણ સિવાય બધી ઉપજમાં વધારો અટકળવામાં આવે

છે, માત્ર અફીણમાં ૭૯ લાખનો ઘટાડો પડશે એમ લાગે છે. આવતા વર્ષમાં સઘળી જાતની ઉપજમાં વૃદ્ધિ થવાનો સંભવ છે. પણ ખેતીની વર્તમાન સ્થિતિ ધ્યાનમાં રાખી, ચાલતું રાખવું પડે તેવું નવું ખર્ચ થોડુંકજ દાખલ કરવામાં આવ્યું છે. લશ્કરી ખાતાના ખર્ચમાં ગયા વર્ષની બાકી રકમ પૈકી ૪૦ લાખ રૂપીઆ આવતા વર્ષમાં ખર્ચવાનાં છે, અને એકંદર લશ્કરી ખર્ચનું બજેટ ચાલતા વર્ષ કરતાં ૫૮⅔ લાખ કમી રાખવામાં આવ્યું છે.

હાલના ઉપજ–ખર્ચના ધોરણે, ૧૯૦૬–૭માં ૨૫૩ લાખનો વધારો પડે; તેમાંથી ૧૨૨ લાખ રૂપીઆ કરનો બોજો ઘટાડવા ખાતે તથા સ્થાનિક લાભ ખાતે તથા થોડાક નવા સુધારા દાખલ કરવા ખાતે કાઢવાના છે. તેમાંનો ⅔ કરતાં વધારે ભાગ ખેડૂતના લાભમાં જાય તેવી યોજના કરવામાં આવી છે. આ ૧૨૨ લાખના વિનિયોગની વિગત નીચે મુજબ છે.

(૧) મદ્રાસ, મધ્યપ્રાન્ત, સંયુક્ત પ્રાન્ત, પંજાબ, અને વાયવ્ય સીમા પ્રાન્ત તથા અજમેર અને કુર્ગમાં આજસુધી જે પટવારી વેરો તથા ગામ–નોકરી વેરો લેવામાં આવતો; તથા બંગાળા અને પૂર્વ બંગાળાના પ્રાન્તમાં જમીનદારી–ડાક વેરો લેવામા આવતો તે બંધ કરવામાં આવશે, અને એ ખર્ચ હવેથી સરકાર ઉપાડશે. આ ખાતે રૂ. ૮૨ લાખ.

(૨) ઉત્તર હિન્દુસ્તાન, બ્રહ્મદેશ, અને મધ્ય પ્રાન્તમા લોકલ ફંડની થોડીક રકમ સરકારમાં જતી. તેમ હવેથી ન થવા દેવા ખાતે રૂ. ૬ લાખ.

(૩) પોલિસસુધારા ખાતે ગયે વર્ષે ૫૦ લાખ કાઢવામાં આવ્યા હતા તે ઉપરાત નવા બજેટમાં ૨૫ લાખ વધારે.

(૪) ખેતીવાડીના સુધારા ખાતે ગયા વર્ષથી દર વર્ષે ૨૦ લાખ રૂ. ખર્ચવાના ઠરાવવામા આવ્યા હતા, તેને બદલે નવા બજેટમા ૨૪ લાખ.

(૫) કેળવણી ખાતે દર વર્ષે પાચ લાખ—જેમાંના અડધા ઔદ્યોગિક કેળવણી ખાતે, અને અડધા યુરોપિઅન અને યુરેશિયનની કેળવણી ખાતે.

ઉપલી પાચ યોજનાઓનુ ખર્ચ ત્રણ ભાગે વ્હેંચી શકાય —

| | |
|---|---|
| (૧) કર માફી ખાતે. | ૮૨ લાખ. |
| (૨) સ્થાનિક કરમાંથી કમી– | ૬ |
| (૩) પોલિસ, ખેતી અને કેળવણી.– | ૩૪ ( ૨૫+૪+૫ ) |
| | કુલ ૧૨૨ લાખ. |

આટલી રકમ કાઢતાં અંદાજ એવો થાય છે કે.—

| | |
|---|---|
| ઉપજ.– | ૧૨૯ કરોડ ૭૪ લાખ. |
| ખર્ચ.– | ૧૨૮ કરોડ ૪૩ લાખ. |
| વધારો.– | ૧ કરોડ ૩૧ લાખ. |

—આ પ્રમાણે આવતા વર્ષમાં વધારો પડશે.

નવા બજેટમાં:-

(૧) ૮૧ લાખ દુકાળસંકટનિવારણ ખાતે કાઢ્યા છે, અને મહેસૂલ માફ—મુલતવી માટે પણ ગોઠવણ રાખી છે.

(૨) ૧૫ કરોડ રૂ. રેલવેના મૂડી ખર્ચ ખાતે કાઢ્યા છે, એમાંનો આશરે ⅔ ભાગ ખુલેલી લાઇનના ખર્ચમાં-૩૮૨ લાખ ગાડીઓ ખાતે કાઢ્યો છે તે સુદ્ધાં.

(૩) મ્હોટાં જળાશય બાંધવા ખાતે ૧૨૫ લાખ-તે કરતાં આ વર્ષમાં વધારે ખર્ચી શકાવાનો સંભવ પણ નથી. વળી જેમાંથી વળતર આવે તેવાં જાહેર બાંધકામના ખર્ચ માટે સરકારે ૨૦ લાખ પાઉંડની ઇંગ્લંડમાં, અને ૪½ કરોડ રૂપીઆની હિન્દુસ્તાનમાં લોન કાઢવા ધારી છે.

ઉપરના આંકડા સંબન્ધે નીચેની બાબતો ધ્યાન ખેંચનારી છેઃ—

(૧) ગયા વર્ષના લસ્કરી અને પોલિસ ખાતાના બજેટ કરતાં ખર્ચનો ધરી કરેલો અડસટ્ટો ઓછો ઉતર્યો છે, તેનું મુખ્ય કારણ વસ્તુતઃ બહુ ઘટાડો થયો છે એમ નથી, પણ કેટલુંક ખર્ચ તે વર્ષમાં ઉધરી શક્યું નથી.

(૨) મુંબાઈ ઇલાકાને જમીનવેરા બાબતમાં કરેલી પૂર્વોક્ત છૂટથી લાભ થયો નથી.

(૩) ઔદ્યોગિક કેળવણીના ખર્ચની વહેંચણીમાં મુંબાઇ ઇલાકાને વધારે મળ્યું છે.

(૪) જેટલી રકમ આખા દેશની ઔદ્યોગિક કેળવણી ખાતે કાઢી છે તેટલીજ ખાસ યુરોપિયન અને યુરેઝિયનની કેળવણી માટે નક્કી કરી છે.

આ ઉપરાંત—મિ. બેકરના બજેટ રજુ કરતી વખતે કરેલા ભાષણમાં નિખાલસ વૃત્તિથી કબુલ કરેલી બે બાબતો ધ્યાનમાં રાખવા જેવી છેઃ—

(૫) સરકારની કબુલાત કે—પરદેશી ખાંડ ઉપર જકાત નાંખી એ કાયદો નિષ્ફળ નીવડ્યો છે, એથી દેશમાં શેરડીનું વાવેતર અને ખાંડની પેદાશ વધ્યાં નથી.

(૬) મીઠાનો કર બે વાર ઘટાડવામાં આવ્યો તેથી લોકમાં મીઠાનો ઉપયોગ વધ્યો છે.

બજેટ ઉપર થએલાં સર્વ વિવેચનોમાં મિ. ગોખલેનું વિવેચન મુખ્ય હતું. એ વિવેચનમાંની જાણવા જોગ બાબતો ત્રણ વિભાગમાં વ્હેંચી અત્રે દર્શાવીશું:—

૧. (ક) શરૂઆતમાં, મિ. ગોખલેએ મીઠાના કર સંબન્ધી સરકારની કબુલાત સંબન્ધે હર્ષ બતાવ્યો. અને હજી પણ પડત કિંમત કરતાં સોળગણી કિંમત લેવામાં આવે છે એ વાત ધ્યાનમાં રાખી ભવિષ્યમાં એ કર ઘટાડતા જવાની વિનંતિ કરી. કર ઘટવાથી માણસ દીઠ ૧૦ શેરને બદલે ૧૧ શેરનો ઉપાડ થયો; બ્રહ્મદેશમાં

મણે માત્ર રૂા. ૧ ) નો જ કર હોવાથી ત્યાં ૧૭ શેરનો ઉપાડ છે એ વાત ઉપર સરકારનું લક્ષ ખેચ્યું.

(ખ) બીજું, એ બતાવ્યું-કે સરકાર કાંઇં વર્ષમાં જમીનની, મહેસૂલ મુલતવી રાખે છે યા માફ કરે છે એ સારૂ છે; પણ એ મહેસૂલની સાથે. એક આનીનો લોકલ ફંડ વેરો પણ બંધ થાય છે. મુંબાઈ ઈલાકામાં સરકારના ૫૦ લાખ રૂા. ની મહેસૂલ સાથે લોકલ બોર્ડને ત્રણ લાખ રૂપીઆની ખોટ પડી છે, અને તે દુકાળના સંકટમાં આવી પડેલા ભાગમાં, તેથી નિશાળો, દવાખાનાં, રસ્તા અને ગામ-સફાઇની જે ફરજો લોકલ બોર્ડ ઉપર છે તે બજાવવી કઠણ થઈ પડી છે, વિશેષમાં, તેઓને માથે પ્લેગ અને દુકાળનુ ખર્ચ પણ સરકારે નાંખ્યુ છે, એ વહેવું તદન અશક્ય છે. માટે લોકલ બોર્ડોને સરકાર તરફથી આ નુકશાન પૂરતી રકમ બક્ષીસ મળવી જોઇએ.

(ગ) મિ. ગોખલેએ હિસાબખાતા સંબન્ધે એ અગત્યની સૂચના કરી· રેલવે અને જળાશય કામની સઘળી આયાત ( ૨૯૫ લાખ ) જમે બાજુએ માંડવામાં આવે છે, અને તેથી હિન્દુસ્તાનની ઉપજ વધારે દેખાય છે. પણ ખરૂં જોતાં એ ખાતાનુ ખર્ચ ( ૨૭૦ લાખ ) બાદ કરી ચોખ્ખો નફો ( ૨૫ લાખ ) રહે તે જ ઉપજ તરીકે બતાવવો જોઇએ. જાપાનમા એ જ રીત ચાલે છે. તેમ જ, કેળવણી ઉપર લોકલ બોર્ડ તરફથી જે ખર્ચ કરવામાં આવે છે તે પણ જુદુ દર્શાવવુ જોઇએ. એથી જણાશે કે સરકારનુ ખર્ચ કેળવણી પાછળ ૨૦ લાખ નથી પણ માત્ર ૧૦ લાખ જ છે.

(ઘ) રૂપીઆનો ભાવ ઊંચો રાખવા માટે સરકાર સોનુ ભરી રાખે છે તે ફંડ ૧ કરોડ પાઉંડનુ થશે એટલે બસ એમ લૉર્ડ કર્ઝને કહ્યુ હતું, તેને બદલે હવે લગભગ સવા કરોડ પાઉંડ થયુ છે છતાં એમાં હજી સરકાર શા માટે વધારો કરે છે? એમ મિ. ગોખલેએ પ્રશ્ન કર્યો તથા સૂચવ્યુ કે છેલ્લાં ૭ વર્ષમાં સરકારે રૂપીઆ પાડવામા વર્ષે દહાડે ૨૦ લાખનો નફો મેળવ્યો છે. તેથી લોક માટે ટંકશાળ બંધ કરવાની આર્થિક નીતિથી ખેડૂતને જે ભારે નુકશાન થયુ છે તેનો બદલો વાળવામા ખેડૂતને નાણાં ધીરવામાં આ નફાનો ઉપયોગ કરવો જોઇએ. હાલ સરકાર આ નફાની રકમ રા ટકા વ્યાજે મૂકે છે; પણ રા ટકા વ્યાજે નાણાં ધીરવાં, અને ૩ા ટકે પબ્લિકવર્ક્સની લોન રૂપે જમે માંડવાં એ કેવું ડહાપણ!

૨. મિ. ગોખલેની ટીકાનો બીજો મુખ્ય મુદ્દો લશ્કરી ખર્ચ બાબત હતો: અત્યારે રશિયા પડી ભાંગ્યું છે, અને જાપાન જોડે ઇંગ્લંડને પરસ્પર મદદનો કરાર થયો છે-તેવે વખતે લશ્કરી ખર્ચનો *બોજો ઘટાડવામાં નહિ આવે તો ક્યારે આવશે?

* ૧૮૮૪-૮૫—૧૭·૯ કરોડ રૂા.
૧૮૮૮-૮૯—૨૨·૨ „
૧૯૦૨-૩—૨૮·૨ „
૧૯૦૬-૭—(બજેટ)-૩૨·૮ „

એમ મિ. ગોખલેએ ફરિયાદ કરી અને જાપાન કરતાં આપણું લશ્કરી ખર્ચ ૭ ગણું× છે એ વાત ઉપર સરકારનું ધ્યાન ખેચ્યું તથા લશ્કરી કામ માટે આ દેશની પ્રજા ઉપર અણવિશ્વાસ રાખવામાં આવે છે તે બાબે અસન્તોષ જાહેર કર્યો. આ સંબન્ધમાં મિ. ગોખલેએ 'આર્મ્સ એક્ટ'ની રૂએ આખા હિન્દુસ્તાનમાં માત્ર ૩૦–૪૦ હજાર પરવાના અપાયા છે એમ ફરિયાદ કરી તથા એમણે જણાવ્યું કે હિન્દુસ્તાનની સરહદ અને સરહદ બહારની જ જાતોને પલટણમાં રાખવામાં આવે છે તેથી હિન્દુસ્તાનની આખી પ્રજા ( મનુષ્ય જાતનો ⅙ ભાગ !) નિર્વીર્ય થઈ જાય છે અને શાન્તિના વખતની લશ્કરી સંખ્યા યુદ્ધને સમયે વધારી લેવાની અનુકૂલતા ( જાપાનમાં ૧૬૭ હજાર માણસનું લશ્કર લડાઈને વખતે ૬ લાખ માણસનું કરી લેવામાં આવ્યું હતું તેવી અનુકૂલતા ) રહેતી નથી, અને એવી અનુકૂલતા નહિ રાખો ત્યાં સુધી વધારેલું લશ્કર પણ પૂરતું થવાનું નથી: સર્વ દેશોમાં મુખ્ય લશ્કર પાછળ રિઝર્વ લશ્કર અને ઉભય પાછળ પ્રજાબળ ઉપર આધાર રાખવામાં આવે છે. લૉર્ડ કિચનરે આના જવાબમાં,–રશિયાની પાયમાલી નાકબૂલ કરી: અને જાપાન સાથેના કરારનો એવો અર્થ નથી કે જાપાન મદદે આવશે એમ પારકાની આશાએ બેસી રહેવું,–એમ બતાવ્યું; તથા જાપાનમાં દરેક પ્રજાજન લશ્કરી કામ માટે આતુર હોય છે તથા કેળવણી પામે છે, તેમાંનું અત્રે કાંઈજ નથી એ વાત ઉપર ભાર મૂક્યો. અને એક મહત્ત્વની દલીલ એ જાહેર કરી કે અત્રે લશ્કરી ખર્ચ વધારવામાં આવે છે તેનું ખરૂં સ્વરૂપ ટીકાકારોના જાણવામાં નથી: લશ્કર વધારવામાં આવતું નથી, પણ લશ્કરનાં હથિયારો વધારે પ્રબળ કરવામાં આવે છે, અને તેમ કરવાની સરકારની ફરજ છે–જેમ એક ખાણના ધણીની ફરજ છે કે પોતાની ખાણમાં કામ કરનાર મજૂરોના જાનને હાનિ ન પહોંચે તેવી ગોઠવણ કરી આપવી. તેમ; બીજું, અમલદારોની સંખ્યામાં વધારો કરવામાં આવે છે તેનું કારણ કે બોઅર સાથેના યુદ્ધના અનુભવથી જણાયું છે કે અમલદારોની સંખ્યા મ્હોટી રાખવાની જરૂર છે, ઇત્યાદિ. મિ. ગોખલેનું એમ કહેવું હતું કે ૧૮૮૫ માં અફઘાનીસ્તાન ઉપર ( પંજદેહ ) રૂશિયા ચઢી આવે છે એવો ખોટો ગભરાટ ઉઠ્યો તે પહેલાં લશ્કરની સંખ્યા હતી તેટલી જ રાખવી જોઇએ. ૧૮૭૫–૭૬ માં લાંબી ચર્ચાને અન્તે, લૉર્ડ સૉલ્સબરિના હિન્દુસ્તાનના મન્ત્રીપદ વખતે એમ ઠર્યું હતું કે દરેક દેશી પલટણ દીઠ સાત અંગ્રેજ અમલદાર પૂરતા છે, અને દેશી અમલદારના દરજ્જામાં સુધારો થવો જોઇએ. હિન્દુસ્તાનના દેશી રાજ્યમાંથી લૉર્ડ કર્ઝને કેડેટ કોર સ્થાપ્યું છે, પણ તેનો ઉપયોગ ન કરતાં અંગ્રેજ અમલદારોની સંખ્યા દેશી પલટણ દીઠ ૧૨–૧૩ ની કરવામાં આવી છે. વિશેષમાં અત્રે ન્યાય ખાતર જણાવવું જોઇએ કે મિ. ગોખલેની માગણી આ બાબતમાં ધીમે ધીમે નવી રાજ્યનીતિ દાખલ કરવા સંબંન્ધની હતી.*

× જાપાન—૭ કરોડ; હિન્દુસ્તાને—૩૨—૩૩ કરોડ.

* "gradual extension, first to select classes of the community, and then as confidence grows, to all, of the privilege of citizen-soldiership."

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' વગેરે કેટલાંક પત્રો રૂશિયાના ભયમાં ને ભયમાં રહ્યાં જ કરે છે; તેઓનું એમ માનવું છે કે રૂશિયાની પુનઃ સજીવન થવાની અદ્ભુત શક્તિ છે; અને જાપાન તરફથી અટકાવ પામેલું રૂશિયા હિન્દુસ્તાન તરફ ધસવાનો સંભવ છે; અને તાશકંદ ઓરનબર્ગ રેલવે કરીને મ્હોટું લશ્કર હિન્દુસ્તાન ઉપર સ્હેલાઈથી ફેંકી શકવાની રૂશીઆએ અનુકૂળતા વધારી છે; અને અફઘાનીસ્તાનમાં લશ્કરી કવાયત અને શાસ્ત્રીય કિલ્લાને અભાવે રૂશિયાને અટકાવવાની શક્તિ નથી. બીજા કેટલાક–તેમાં પણ ઘણા સુપ્રતિષ્ઠિત પુરુષો–આવો ભય અકારણ ગણે છે. ઇંગ્લેંડના લશ્કરી ખાતાના મન્ત્રી મિ. હાલ્ડેઇન પ્રશ્ન કરે છે કે–જાપાન સાથે પરસ્પર મદદનો કરાર થયા છતાં શું પહેલાં જેટલાજ મ્હોટા લશ્કરની જરૂર રહે છે? મિ. ગોખલેનું પણ એમજ કહેવું છે. 'એડવોકેટ ઑફ ઇન્ડિયા' જેવાં વચલા માર્ગનાં પત્રો બહુ ડહાપણ ભરેલો વિચાર કરે છે. એ પત્રનું એમ કહેવું છે કે લશ્કરી બાબતમાં તદ્દન સહીસલામતી પ્રાપ્ત કરવી અશક્ય છે; એમાં કદી ધારેલી રીતેજ મથળું કાર્ય ચાલતું નથી, અણધાર્યા પ્રસંગો ઉપજે છે, અને તેથી પારકાનો વિજય સંશયાસ્પદ કરવો એટલું જ બની શકે છે, અને તે કરતાં વધારે કોઈ પણ દેશ કરી શકે જ નહિ. માટે સર્વથા જોખમથી મુક્ત થવાનો લૉર્ડ કિચનરનો પ્રયત્ન રાજ્યતન્ત્રમાં અગ્રાહ્ય છે, એમ એ બતાવે છે. આજકાલ પ્રજાઓ એક બીજા સ્હામે શુષુસ્માની શંકાથી ઘુરક્યાં કરે છે તેથી પરિણામ એ આવે છે કે સર્વ દેશનું લશ્કરી ખર્ચ વધતું જાય છે—આ બાબત મિ. લિઓનાર્ડ કોર્ટનેએ પેલાક-વખત ઉપર ફરિયાદ કરી હતી, અને ગયા માર્ચ માસના 'નાઇન્ટીન્થ સેંચરિ' માં લૉર્ડ આવબરિ (પૂર્વના સર જૉન લબક) એમણે પણ એ વિષય ઉપર ગંભીર વિચારો દર્શાવ્યા હતા. તથા આ અનિષ્ટ વસ્તુસ્થિતિથી સર્વ દેશોને અને તેમાં ખાસ કરીને ઇંગ્લંડને કેટલું બધું નુકશાન થાય છે, એ બતાવ્યું હતું.

૩. મિ. ગોખલેના વિવેચનનો છેલ્લો ભાગ ગરીબ ખેડૂત વર્ગની સ્થિતિ સુધારવા બાબતે હતો. ખેડૂત વર્ગમાં (૧) દારિદ્ર્ય, (૨) અજ્ઞાન અને (૩) અનારોગ્ય-એ ત્રણ મ્હોટાં અનિષ્ટો છે અને તે દૂર કરવા માટે પોતે નીચે પ્રમાણે ત્રણ સૂચના કરે છે.—

(૧) (ક) જમીનની મહેસૂલના દરમાં ઘટાડો—તેમાં ખાસ કરીને મુંબાઈ, મદ્રાસ, અને સંયુક્ત પ્રાન્તમાં;—જ્યાં જમીનનો કસ ઘટી ગયો છે, અને એની બહુ માઠી દશામાં આવી પડી છે. આ કર્યા શિવાય વાણીઆ સ્હામે ખેડૂતનું રક્ષણ કરવાનો યત્ન વૃથા છે, અને વીઘોટીના દરમાં ૨૫—૩૦ ટકા ઘટાડો થવો જોઇએ એમ મિ. ઓકોનોર જેવા વિદ્વાનનો મત છે.

(ખ) એક કમિશન નીમી ખેડૂતોનું આજ પર્યન્તનું દેવું પતાવી આપવું જોઇએ. તે માટે ૧૦ લાખ પાઉંડ ખર્ચવા પડે તો તે ખર્ચવા. અને તેનાં વ્યાજ માટે આવી યોજના કરવી કે સેંકડે ૪½ ટકા વીઘોટીમાં ઉમેરી લેવા; જેમાંના ૩½ ટકા વ્યાજ ખાતે અને બાકીનો એક ટકો પચાસ વર્ષે મૂડી પાછી વળી જાય તે ખાતે. લૉર્ડ

લૅન્સડાઉન ખેડૂતોની આ દેવાદાર સ્થિતિ હિન્દુસ્તાનને બહુ જોખમકારક છે એમ ચૌદ વર્ષ ઉપર નોંધ મૂકી ગએલા કહેવાય છે. સરકારે ત્યાર પછી ખેડૂતોને દેવું ન કરવા દેવું એવા હેતુથી ખેડૂતોની જમીન ઉપર નાણાં લેવાની સત્તા કેટલેક ઠેકાણે બંધ કરી છે, પણ મૂળ દેવું ફેડયું નથી—અર્થાત્ જે ઇલાજ એક આખી સાંકળની છેલી કડી રૂપ હોવો જોઇએ તેટલો જ કરીને સરકારે સન્તોષ માન્યો છે. મિ. ગોખલે જે પૂર્વે મુંબાઈની ધારાસભામાંથી સર ફીરોજશાહ મહેતા સાથે ખેડૂતોને દેવું કરતા અટકાવવાના કાયદા વખતે ગુસ્સાથી ઉઠી ગયા હતા, તે જ અત્યારે ખેડૂતની સત્તાનું નિયન્ત્રણ પસંદ કરે છે તે માટે સર ડેનઝિલ ઇબેટસને અભિમાન સહિત હર્ષ બતાવ્યો. અને મિ. ગોખલેની આ વાત ઇન્દુપ્રકાશપત્રે નાપસંદ કરી છે. પરન્તુ, કાં તો મિ. ગોખલે જેવા પ્રામાણિક બુદ્ધિથી વિચાર કરનાર માણસને આ નિયન્ત્રણા આવશ્યક જણાઈ હોય, અથવા તો મુંબાઇવાળા કાયદામાં નિયન્ત્રણા ઉપરાંત એક એક વર્ષના પટાનું તત્ત્વ હતું તેથી એ કાયદો ખેડૂતને બદલે સરકારને જ સર્વ માલકી હક આપી દેતો હતો અને તેથી જ એ ખાસ અનિષ્ટ હતો એમ એમનું કહેવું હોય, અથવા તો સરકાર મિ. ગોખલેની સૂચના મુજબ ખેડૂતોની મદદ માટે નાણાંપેદી કાઢશે તો પછીથી કોઈ પણ પ્રકારની નિયન્ત્રણાની જરૂર નહિ રહે એમ એમનું તાત્પર્ય હોય—ગમે તેમ હોય પણ મિ. ગોખલેની માગણી સ્વતન્ત્ર રીતે વિચારવા જેવી છે.

(ગ) સરકારે ખેડૂતો માટે નાણાંપેદીઓ કાઢવાનો કાયદો પસાર કર્યો છે, પરન્તુ ખરું જોતાં ઇજિપ્ટમાં લૉર્ડ ક્રોમરે જેવી પેદીઓ કાઢી છે તેવી જ કાઢવી જોઇતી હતી. અત્યારે સરકારે પૂર્વોક્ત કાયદામાં બે ફેરફાર કરવા જરૂરના છેઃ એક તો એ કે નાણાંપેદીમાં ભળનારાઓની જવાબદારી 'અનલિમિટેડ' ન ગણતાં 'લિમિટેડ' (ભાગ પૂરતી) જ ગણવી; અને બીજું એ કે સરકારે સેવિંગબૅંકનાં નાણાં ખેડૂતને ધીરવા માંડવાં.

(ઘ) જળાશય વિસ્તારવાં—તે હાલ પબ્લિકવર્ક્સ ( ઇજનેર ) ખાતા તરફથી બંધાય છે તેને બદલે દેશી કન્ટ્રાક્ટરોને હાથે કામ લેવું, જેથી લોકનું આ સંબન્ધમાં જ્ઞાન વધે. શરૂઆતમાં ભલે થોડા નિપુણ અંગ્રેજોને આ કામ માટે રાખવામાં આવે, પણ તેઓ "એક વાદળાની માફક છાયા આપી પર મુલકમાં જઈ વરસે છે," તેથી ધીમે ધીમે દેશી લોકોને આ કામમાં નિપુણ કરવા.

(૨) (ક) ખેતી ઉપર સઘળો આધાર રાખીને ન બેસતાં ઔદ્યોગિક શિક્ષણ દેશમાં વિસ્તરે એમ કરવું. આ માટે જે નાણાં જોઇએ તે કેળવણી ખાતાના ખર્ચમાં વધારો કરીને તથા દુકાળ નિવારણ ફંડમાંથી હાલ દર વર્ષે મ્હોટી રકમ કાઢવામાં આવે છે તેને બદલે અમુક વર્ષમાં થએલું દુકાળ ખાતાનું ખર્ચ બાદ કરતાં બાકીની રકમ આ કામમાં વાપરવી.

(ખ) પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવું જોઇએ. ૧૯૦૧-૨ નાં મિ. નૅથનના રિપોર્ટમાં પ્રાથમિક શિક્ષણ ખાતાનું સરકારી ખર્ચ માત્ર ૧૩ લાખ રૂપીઆ બતાવ્યું

છે ત્યાર પછી એમા વધારો થયો છે—પણ તે જરૂરિયાતના પ્રમાણમા કેટલો થોડો! ૧૯૦૧-મા સરકારને કેળવણીની ફીના માત્ર ૩૦½ લાખ ઉપજ્યા હતા એ રકમની દરકાર ન કરતા પ્રાથમિક શિક્ષણ મફત આપવુ જોઇએ મ્હોટા શહેરોની મ્યુનિસિપેલિટિઓ આ ખર્ચમા ખુશીથી ભાગ આપશે ધીમે ધીમે ત્રીસ વર્ષમા આખા દેશમા મફત શિક્ષણ મળે એમ થવુ જોઇએ

(૩) દેશના આરોગ્ય માટે—ચોખ્ખુ પાણી અને ગટરના લાભ સ્થળે સ્થળે મળે તે સારૂ સરકારે મ્યુનિસિપેલિટિઓને મદદે આવવાની જરૂર છે

બજેટ ઉપર થએલા વિવચનો પૈકી મિ ગોખલેનુ વિવેચન સૌથી વધારે વ્યાપક હતુ, અને તેથી એક દૃષ્ટિપાતના બજેટના સર્વ વિષયો વાચકના જાણવામા આવી જાય એના હેતુથી મિ ગોખલેના વિવેચનના જ મુખ્ય મુદ્દા અત્રે આપ્યા છે પરન્તુ તે સાથે સરકારપક્ષનુ પણ સૂચન કર્યું છે, અને અમે આશા રાખીએ છીએ કે જેમ મિ ગોખલેએ પ્રામાણિક બુદ્ધિથી પોતાના સિદ્ધાન્તો બાંધ્યા છે તેમ વાચક પણ પોતાના સ્વતન્ત્ર નિશ્ચયો બાંધવા માટે શુદ્ધ બુદ્ધિથી વિષયમા ઊંડા ઉતરીને વિચાર કરશે ગતાનુગતિક શબ્દોચ્ચાર જેમ સરકારપક્ષને હાનિકારક છે, તેમ પ્રજાપક્ષને પણ તેટલો જ, બલ્કે એથી પણ અધિક, હાનિકારક છે કારણ કે એથી વિચારવત લોકમત બંધાતો અટકી પડે છે એટલું જ નહિ પણ દેશનુ કલ્યાણ સાધવા માટે જેમ સરકારની જવાબદારી છે તેમ લોકની પણ છે—અને તેથી જેમ 'ઊંટ મરતા મરતા પણ મારવાડ સામુ જ જોયા કરે છે' તેમ આપણે પણ આપણી વર્તમાન દશામા દરેક પગલે સરકાર સ્હામુ જ જોઇને બેશી રહીશુ તે આપણુ કાર્ય કદી પણ સિદ્ધ થવાનુ નથી એમ આ પત્રમા એક લેખકે પ્રસગાન્તરે કહ્યુ હતુ તેમા અમે સપૂર્ણ રીતે મળીએ છીએ છતા દેશના નાણા ઉપર પ્રજાજનનો હક છે એ મિ ગોખલેનો સિદ્ધાન્ત પણ અમે માનીએ છીએ, અને તેથી બજેટને પ્રસગે સઘળી માગણીઓ સ્થાને છે એટલું સ્મરણમા રાખવુ કે આપણી જાત ઉપર આધાર રાખી કર્તવ્ય કરવાની જવાબદારી બંધ આથી થઈ જતી નથી

મિ બેકરે આ બજેટમા બહુ ફૂકી ફૂકીને પગ ભર્યો છે, તથાપિ એમણે છેવટ જવાબ વાળતી વખતે કરેલા ભાષણને અન્તે ઉચ્ચારેલા શબ્દો સરકારની ભાવી આર્થિક રાજ્યનીતિના સૂચક હોય તો તે બેશક સન્તોષજનક છે

"I shall be content to assure the Council that it will be our aim to persevere steadfastly with the task that lies before us, to remove every avoidable impediment to the development of trade, to improve communications, to facilitate the free movement of labour, to stimulate all indigenous industries to encourage the profitable employment of capital, Indian capital first, and foreign capital afterwards and while providing as generously as we can for the administrative needs of the country, in education, agriculture, public health, and public safety, to take as our watchword, first, and last, and all the time, Lord Cromer's well-known dictum, to keep taxation low"

[ વસન્ત ઑફિસ. ]

# THE COURAGE TO LEAD THE WAY

"The problem is not how to realise a given army at the least cost or how to organise it best for the work it may have to carry through. The problem is not for the War Office but for the Cabinet—how to establish our relations with other countries, nay, how to anticipate our relations with other countries, that we may show them what we really mean in the reduction of armaments. At the coming meeting of the Hague Tribunal we may be able to go a little further than we did at the first meeting.

I want to invite others by our example. I want a little courage in facing the risks of reduced armaments.—(Hear, hear.) Are you prepared to run that risk? There is always some risk that you may be attacked. There is some element of truth in the description put before you of the temper of particular statesmen and the aims of particular Governments. The question is whether you are prepared to combat that temper and to meet these aims by action by showing confidence that in the righteousness of our cause we have a greater defence than can be found in enlarged armaments, and that in the matter of military preparation, as in the matter of Free Trade, we had better not wait for the co-operation of other nations, but must run the glorious risk of leading the way. I do not wish in the slightest degree to deny the existence of risks, but I confess for my part that I am tired of the constant presentation to our imagination of the nations of the world, as so many predatory hordes ready at the least sight of an opportunity to seize upon what belongs to other nations, and to snatch and devour that which is not their own. I do not believe that is the real temper of the civilized nations of Europe. They are all more or less in alarm, at one another, and the country which can first show some confidence that the best way to prevent attack is not to invite it by distrust, that country will establish for itself a great reputation and will be glorified as the real pioneer in the formation of a League of Peace."

—*Leonard Courtenay*

શ્રી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમીટેડ—અમદાવાદ

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારે માટે વર્ષ એકના રૂા. ૨–૦–૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦–૮–૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨–૮–૦ (પોસ્ટેજ સાથે)

છુટક નકલના રૂ. ૦–૪–૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત–ઑફિસ"–ની સહીના લેખો માટે "વસન્ત–ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ–એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ થયો, હોય કે ન હોય–પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

## શુદ્ધાશુદ્ધ.

ગયા અંકમાં પૃ. ૧૪૭, પંક્તિ ૧૫ મા "અય અથવા અ" ને બદલે "અયુ અથવા અઈ" વાંચવું.

---

Reg. No.B. 463



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૨.

## નિર્જીવ પદાર્થમાંથી સજીવની ઉત્પત્તિ.

### મી. બુટલર બર્કના પ્રયોગો.

આજથી આશરે ત્રીશ ચાળીશ વર્ષ પર નિર્જીવ પદાર્થમાંથી સજીવ પદાર્થની ઉત્પત્તિ થઈ શકે કે નહીં, અથવા કોઈ પણ પદાર્થ સ્વતઃસૃષ્ટ હોઈ શકે કે નહીં, એ વિષે એક પ્રચંડ વાદ જાગ્યો હતો અને તે વખતે પાસ્ચુર, હક્સલી, ટિન્ડલ પ્રભૃતિના પ્રયોગોથી એવું સિદ્ધ કરવામાં આવ્યું હતું કે જ્યાં જ્યાં આપણે નિર્જીવ પદાર્થમાંથી સજીવ પદાર્થને ઉદ્ભવતો જોઈએ છીએ ત્યાં ત્યાં તે સજીવ પદાર્થ યથાર્થરીતે નિર્જીવમાંથી ઉત્પન્ન થતો નથી; એટલે તે સજીવ પદાર્થ નિર્જીવ પદાર્થના પરિણામ રૂપ નથી, પણ એ નિર્જીવ પદાર્થમાં રહેલા કેટલાક સૂક્ષ્મ જંતુઓમાંથી તેની ઉત્પત્તિ થાય છે; અને આવા સૂક્ષ્મ જંતુઓ સર્વવ્યાપી હોવાને લીધે તે જંતુઓની સ્વતઃસૃષ્ટિ થતી આપણને દરેક સ્થળે માલમ પડે છે. વળી આની સાથે એવું પણ સિદ્ધ કરવામાં આવ્યું હતું કે જો આવા સૂક્ષ્મ જંતુઓનો કોઈ પણ જડ પદાર્થમાંથી આત્યંતિક નાશ કરવામાં આવે અને બીજા જંતુઓને બહારથી તેમાં પ્રવેશ કરતા અટકાવવામાં આવે, તો પછી તે જડ પદાર્થમાંથી કોઈ પણ જંતુની ઉત્પત્તિ થઈ શકતી નથી. આ બે વાત અત્યાર સુધી સામાન્ય સ્વાભાવિક નિયમો તરીકે ગણાતી હતી અને એ નિયમોની સત્યતા વિષે કાંઈ પ્રશ્ન ઉપસ્થિત થશે એવું અત્યાર સુધી કોઈને લાગતું નહોતું; અને તેથી જ્યારે ઈ. સ. ૧૯૦૫ ના મે માસમાં કેમ્બ્રિજ યુનિવર્સિટિની જગપ્રસિદ્ધ 'કેવેન્ડિશ' પ્રયોગશાળામાં લાંબો વખત સુધી ચલાવેલા પ્રયોગો પરથી મી. બુટલર બર્ક નામના એક યુવાન

શોધકે " નેચર " નામના શાસ્ત્રીય સાપ્તાહિકમાં એક પત્ર લખી એવું પ્રસિદ્ધ કર્યું કે રેડિયમથી એક નવી જાતના સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે ત્યારે સામાન્ય લોકોમાં કાંઈક અસાધારણ ખળભળાટ થાય એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. બાકી શાસ્ત્રવિદ્ મંડળમાં તો આ નવી શોધ તરફ શાસ્ત્રવિદ્ પુરુષોની હમેશની રીત પ્રમાણે કાંઈક સંશયાત્મક દૃષ્ટિથી જ જોવામાં આવે છે.

પદાર્થ માત્રના જીવતપણાનુ મૂળ લક્ષણ એકસમયાવચ્છિન્ન સ્થિરતા અસ્થિરતા છે, અને જે પદાર્થમાં આવી સ્થિર-અસ્થિર અવસ્થામાં રહેવાની શક્તિનો અભાવ હોય છે, તે પદાર્થ મૃત અથવા મૃતપ્રાય જેવું ગણાય છે. નિર્જીવ પદાર્થની સ્થિતિ સ્થિરતાયુક્ત છે અને આ સ્થિરતામાં કોઈ પણ રીતે અસ્થિરતાનું આરોપણ થાય તો નિર્જીવ પદાર્થ પણ સજીવ થઈ શકે એ સંભવિત છે. સ્થિરતામાં આ પ્રકારની અબાધિત અસ્થિરતા આવવાને તે પદાર્થમા સચિત સામર્થ્ય ( potential energy ) ની અપેક્ષા રહે છે, અને આ સચિત સામર્થ્ય તે પદાર્થને શી રીતે પ્રાપ્ત કરાવી આપવુ એ એક મહાન્ પ્રશ્ન છે. દરેક સજીવ પદાર્થના મૂળ બીજરૂપ સજીવ કણ ( cell ) માં સામાન્ય રીતે હાઈડ્રોજન, ઓક્સિજન, નાઈટ્રોજન, કોયલો, ગંધક, ફોસફરસ વિગેરે તત્ત્વો ન્યૂનાધિક પ્રમાણમાં હોય છે. આ તત્ત્વોના અણુઓ ક્ષણે ક્ષણે બદલાયાં કરે છે, પણ દરેક સજીવકણ વ્યક્તિરૂપે તેનો તે જ રહે છે. આ એની સ્થિર-અસ્થિર અવસ્થાનુ મૂળ કારણ એમાં રહેલા અણુઓનુ રસાયનિક સચિત સામર્થ્ય છે. સજીવકણ આત્મપોષક પદાર્થમાંના પદાર્થોનું પૃથક્કરણ કરી પોતાને પુષ્ટિ આપનારા પદાર્થોને પોતાના શરીરમાં લઈ તે પદાર્થોનું એકીકરણ કરે છે. આ એમાં પૃથક્કરણવિધિને સચિત સામર્થ્યની અપેક્ષા છે અને જ્યાં સુધી એ સજીવકણમાંના અણુસમૂહોની અસ્થિરતાને લીધે એ સામર્થ્ય એનામાં વાસ કરે છે ત્યાં સુધી તે જીવત રહે છે. આ એક પ્રવૃત્તિ-નિવૃત્તિયોગ છે અને જ્યાં સુધી પ્રવૃત્તિ અને નિવૃત્તિ બને એક મમયે એ સજીવકણમાં વાસ કરે છે ત્યા સુધી તે જીવતું રહે છે અને જ્યારે એ એનો વિયોગ થાય છે એટલે જ્યારે પ્રવૃત્તિબળ નાશ પામે છે અને એ અણુઓ નિવૃત્તિની અવસ્થાએ પહોચે છે ત્યારે તે સજીવકણની પણ નિવૃત્તિ-મૃતિ-થાય છે.

આવી રીતે દરેક સજીવકણ આત્મપોષક પદાર્થને પોતાના શરીરમાં લે છે અને તેની સાથે જે જે અણુસમૂહો પોતાનું કર્તવ્ય કરી ચૂક્યા છે અને જેનું હવે સજીવકણમાં કાંઈ કર્તવ્ય બાકી રહ્યુ નથી તેવા અણુસમૂહોને પોતાના શરીરની બહાર કહાડે છે. આ બે ક્રિયાઓની સાથે ત્રીજી ક્રિયા વંશવૃદ્ધિની થાય છે. આથી કાળે કરીને એક સજીવ કણના બે, બેના ચાર, એ પ્રમાણે તેની વૃદ્ધિ થાય છે; અને આવી રીતે વૃદ્ધિ થતાં થતાં આખરે તેનું પ્રમાણ એટલુ બધું વધી જાય છે કે તેની વૃદ્ધિ થતી અટકે છે અને અહીંથી પછી જીવનકલહ ( struggle for existence.) શરૂ થાય છે; અને આ જીવનકલહમાં જેનામાં પોતાની આસપાસની સ્થિતિને અનુકૂળ કરી લેવાનુ સામર્થ્ય હોય છે તે જીવંત રહે છે.અને બાકીના નાશ પામે છે. જીવંતપણાના આ નિયમ સર્વવ્યાપક છે અને જગતના સર્વ પદાર્થો અને સંસ્થાઓને સરખી રીતે લાગુ પડે છે; પછી તે ધર્મ હો, શાસ્ત્ર હો, રાષ્ટ્ર હો, સમાજ હો, પ્રાણી હો કે વનસ્પતિ હો. આવા સજીવકણ આપણાથી કૃત્રિમ રીતે બનાવી શકાતો

નથી, કારણ અણુસમૂહમાં એકસમયાવચ્છિન્ન સ્થિરતા-અસ્થિરતા શી રીતે લાવવી એ હજી આપણે જાણતા નથી. પણ રેડિયમ વગેરે રશ્મિજનક પદાર્થોમાં કાંઇક આને મળતો ગુણ છે એમ એ પદાર્થોના ગુણોનું અવલોકન કરતાં આપણને જણાય છે. દરેક રશ્મિજનક પદાર્થમાં સંચિત સામર્થ્ય હોય છે અને એ જ સામર્થ્યને લીધે દરેક રશ્મિજનક પદાર્થનું પૃથક્કરણ થઈ આખરે લય થાય છે અને તેમાંથી નવાં નવાં તત્ત્વો ઉત્પન્ન થાય છે. આ ઉપરથી એમ જણાય છે કે રેડિયમ વિગેરે તત્ત્વોમાં જીવંતપણાનો કાંઇક અંશ છે અને સઘળા રશ્મિજનક પદાર્થોમાં રેડિયમમાં આ ગુણ ઉત્કૃષ્ટ અવસ્થાએ પહોંચ્યો છે. રેડિયમમાં બીજા રશ્મિજનક પદાર્થ કરતાં સંચિત સામર્થ્ય ઘણું જ અગાધ છે; અને આ સંચિત સામર્થ્યના બળથી તે કાચનો રંગ બદલી નાંખે છે, પાણીનું પૃથક્કરણ કરે છે અને પોતાનો રશ્મિજનક ગુણ તે બીજા પદાર્થને આપી શકે છે; જો એ આવી રીતે જડ પદાર્થને પોતાનું સામર્થ્ય આપી શકે છે તો તે નિર્જીવ પદાર્થના અણુસમૂહને પોતાનું સામર્થ્ય આપી તેમાંથી સજીવ પદાર્થ ઉત્પન્ન કરે એ અસંભવિત નથી. મી. બર્કને વિદ્યુત્તેજોમય વાયુના પ્રયોગો કરતાં કાંઇક આવો વિચાર સૂઝયો. એમને આ વિદ્યુત્તેજોમય વાયુના પ્રયોગો કરતાં એવું જણાયું કે જ્યારે વાયુમાં વિદ્યુત્પ્રવાહ ચાલે છે અને તેથી વાયુ તેજોમય થાય છે ત્યારે વાયુ પરમાણુની રચનામાં વિકાર થઈ કાંઈ તદ્દન નવા, પણ અસ્થિર પરમાણુસમૂહો ઉત્પન્ન થાય છે અને આ પરમાણુસમૂહો અસ્થિર હોવાને લીધે તેનો આયુષ્ય અવધિ ઘણો જ અલ્પ હોય છે. આ સમૂહોમાં અસ્થિરતાને લીધે સંચિત સામર્થ્ય હોય છે અને આવા સંચિત સામર્થ્યથી પરમાણુસમૂહો તેજોમય થાય છે. જેમ વાયુઓ વિદ્યુત્પ્રવાહના પ્રભાવથી અસ્થિર અવસ્થામાં આવી સામર્થ્ય સંગ્રહ કરે છે તેવી જ રીતે સજીવ પદાર્થના અંગભૂત તત્ત્વોને રેડિયમ વિગેરે સામર્થ્યયુક્ત પદાર્થોથી અસ્થિર અવસ્થા પ્રાપ્ત કરાવી શકાય કે નહીં એવો વિચાર આવવાથી મી. બર્કે કેટલાક પ્રયોગો કર્યા અને એ પ્રયોગોને અંતે એમનો જે નિશ્ચય થયો તે એમણે "નેચર" નામના સાયન્સના વિષયના એક પ્રસિદ્ધ સામાહિકમાં પત્રદ્વારા પ્રસિદ્ધ કર્યો. આ પત્રનો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે છે.

"અસ્થિર અવસ્થાવાળા તેજોમય અણુસમૂહના ગુણ સંબંધી પ્રયોગો કરતાં મારા મનમાં એવો વિચાર આવ્યો કે આવા અસ્થિર અને ક્ષણિકગતિમાન્ અણુસમૂહો રેડિયમથી ઉત્પન્ન થાય એ શક્ય છે. આ ઉપરથી મેં કેટલાક પ્રયોગો કર્યા અને તેને અંતે કાંઇક વિચિત્ર ફળપ્રાપ્તિ થઈ; અને મારા ધારવા પ્રમાણે તેમ થવાનું મુખ્ય કારણ રેડિયમ છે.

"એક પ્રયોગમાં મેં ગાયનું માંસ, પાણી, પેપટોન, મીઠું અને સરસનું મિશ્રણ કરી આ મિશ્રણને ઉનું કર્યું અને તેમાંના સૂક્ષ્મ જંતુઓનો સમૂળ નાશ કરી પછી આ મિશ્રણને ઠંડું પડવા દીધું. આ મિશ્રણને એક કાચની નળીમાં ભર્યું; અને એક બીજી નાની નળીમાં રેડીયમ-ક્ષાર ભરી, રેડીયમવાળી નળીને મિશ્રણયુક્ત નળીમાં મુકી. (રેડિયમ નળીને બધી તરફથી બંધ કરેલી હતી; પણ એક બાજુએ તેનો છેડો ઝીણા તાર જેવો કરવામાં આવ્યો હતો.) પછી પૂર્વોક્ત મિશ્રણવાળી નળીને બહારથી કોઈ પણ સૂક્ષ્મ જંતુ નળીમાં પ્રવેશ ન કરી શકે એવી રીતે બંધ કરી તેને આશરે ૧૩૦ અંશના ઉષ્ણમાને ઉષ્ણ કરી. આવી જ રીતે એક બીજી નળી પણ તૈયાર કરી; પણ તેમાં રેડીયમ નળી મુકી નહોતી. પછી રેડિયમ

નળીનો ઝીણો છેડો મોટી નળીને ઉઘાડયા વિના ભાંગી નાંખી, રેડિયમક્ષારને ગોમાંસમિશ્રણ પર પડવા દીધું. આવી રીતે કર્યા પછી થોડાક વખતમાં–આશરે ચોવીશેક કલાકમાં–રેડિયમ–ક્ષારયુક્ત પૂર્વોક્ત મિશ્રણપર સૂક્ષ્મ જંતુઓ દૃષ્ટિગોચર થયા; અને ધીમે ધીમે મિશ્રણના અંદરના ભાગમાં પણ દેખાવા લાગ્યા, અને એક પખવાડીયા પછી તો એક આંગળ જેટલી ઉંડાઈ આ જંતુઓથી વ્યાપ્ત થઈ ગઈ; રેડિયમક્ષારરહિત નળીમાં આમાંનું કાંઈ પણ જોવામાં આવ્યું નહીં. આ ઉપરથી આટલું તો સિદ્ધ થાય છે કે આ જંતુઓ ગોમાંસમિશ્રણમાં રહેલા કોઈ જંતુઓમાંથી ઉદ્‌ભવતા નથી; કારણ જો તેમ હોય તો તે બંને નળીમાં દેખાવા જોઇએ.

" પહેલી નળીને–રેડીયમક્ષારયુક્ત નળીને–ફરીથી ઉષ્ણ કરવાથી આ જંતુઓ અદૃશ્ય થઈ ગયા, પણ પાછી ઠંડી પડતાં થોડાક દિવસ પછી તે દેખાવા લાગ્યા. ગોમાંસમિશ્રણને જો વારવાર ઉનું કરવામાં આવે છે ( અને તેથી તેનો રંગ બદલાઈ જાય છે ) તો આ સૂક્ષ્મ જંતુઓને દેખાતાં ઘણો વખત થાય છે, એટલું જ નહી પણ તે જંતુઓ ફક્ત સપાટી પર જ દેખાય છે, અંદરના ભાગમાં દેખાતા નથી. એ જંતુઓને અજવાળામાં રાખવાથી તે અદૃશ્ય થઈ જાય છે અને અંધારામાં રાખવાથી કેટલેક દિવસ તે પાછા દેખાવા માંડે છે.

" પ્રો. સિમ્સ વુડહેડે આ નળિકાઓ ઉઘાડી તેમાંના જંતુઓનુ સૂક્ષ્મજંતુશાસ્ત્રની રીતિ પ્રમાણે પરીક્ષણ કીધુ છે અને તેઉ ખાત્રીથી કહે છે કે આ સૂક્ષ્મ જંતુઓ અત્યાર સુધી જણાયલા કોઈ પણ સૂક્ષ્મ જંતુને મળતા આવતા નથી પણ તેઓ એટલી સૂચના કરે છે કે વખતે એ કોઈ જાતના મણિપરમાણુ ( crystals ) હોઈ શકે.

"પ્રો. વુડહેડની આ સૂચના પરથી મેં આ જંતુઓને ઘણા મણિઓ સાથે સરખાવ્યા; અને એમ કરતા મને માલમ પડ્યું કે આ જંતુઓની આકૃતિ આરસના મણિપરમાણુને મળતી આવે છે. પણ આરસના મણિપરમાણુ ઘણા મ્હોટા હોય છે અને તે પાણીમાં ઓગળી શકતા નથી.

વળી આ સૂક્ષ્મ જંતુમા એક વિલક્ષણતા દેખાય છે તે એ કે એને ઉષ્ણ પાણીમાં ધોવાથી પાણીમાં ઓગળી જાય છે. વળી જેમ સામાન્ય સૂક્ષ્મ જંતુઓમાંથી બીજા સજાતીય સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે તેમ આમા થતું નથી.

આ સૂક્ષ્મ જંતુઓ સજીવ છે એમાં તો કાંઈ શકા જેવું નથી કારણ તે બધા એક જ ઘાટના છે, સ્વયં–વૃદ્ધિ પામે છે, તેમાં વિભાગ પડી એકના બે અને બેના ચાર થાય છે, અને પછી થોડોક વખત રહીને આવી રીતે વધતા અટકી જાય છે. આ જંતુઓ અત્યાર સુધી જણાયલા સૂક્ષ્મ જંતુથી ભિન્ન છે અને તે રેડિયમથી ઉત્પન્ન થાય છે માટે તેનું નામ ( radiobe ) રેડિયોબ રાખવું ઉચિત છે.

આ જંતુઓની આંતર રચના નક્કી કરવાને એનુ રાસાયનિક પૃથક્કરણ કરવાની જરૂર છે. પણ રેડિયમ ક્ષારનુ પ્રમાણ ઘણું સૂક્ષ્મ હોવાને લીધે આ જંતુની સંખ્યા ઘણી જ ઓછી હોય છે અને તેથી એ જંતુઓનુ સમાધાનકારક પૃથક્કરણ કરવું અત્યંત દુર્ઘટ છે."

હવે પ્રશ્ન માત્ર એટલો જ રહે છે કે જે સૂક્ષ્મ પદાર્થોનું મી. બર્ક વર્ણન કરે છે તે યથાર્થ રીતે સૂક્ષ્મ જંતુઓ છે કે કોઈ બીજો પદાર્થ હોઈ એ સૂક્ષ્મ જંતુઓ છે એમ આપણને ભ્રાંતિ થાય છે. આ સિદ્ધ કરવાને પ્રત્યક્ષ પ્રમાણને બદલે અનુમાન પ્રમાણનો જ આશ્રય કરવો પડે છે; કારણ, આ કહેવાતા જંતુઓ એટલા સૂક્ષ્મ છે કે તેની વધારેમાં વધારે લંબાઈ ફક્ત એક આંગળનો $\frac{3}{10000}$ મો ભાગ છે; બાકી ઘણા ખરા તો માત્ર ભૂમિતિબિંદુ જેવડા જ હોય છે. આથી કરીને તેનું નિરીક્ષણ કરવાને સારૂં પણ અત્યંત ઉચ્ચશક્તિયુક્ત સૂક્ષ્મદર્શક યંત્રની સહાયતા લેવી પડે છે; અને તેથી કરીને તે શાનાં બનેલા છે વિગેરે વિષે પણ કાંઇ નિશ્ચય કરી શકવો અશક્ય છે; અને એ સૂક્ષ્મ જંતુઓ છે કે કોઈ ભિન્ન પદાર્થ છે એનું નિરાકરણ કરવાને મી. બર્કે આપેલા તે જંતુઓના વર્ણન પર જ આધાર રાખવો પડે છે. એ વર્ણન પરથી એમ માલમ પડે છે કે એ જંતુઓ બીજા સૂક્ષ્મ જંતુઓને ઘણે અંશે મળતા આવે છે; પણ મી. બર્કના પત્રમાં વર્ણવેલા આ જંતુઓના બે વિલક્ષણ ગુણને લીધે કાંઇક સંશય ઉત્પન્ન થાય છે. મી. બર્કના કહેવા પ્રમાણે એ જંતુઓ પાણીમાં ઓગળી જાય છે અને એ જંતુઓની રેડિયમ શીવાય સ્વતંત્ર વંશવૃદ્ધિ થતી નથી. અત્યાર સુધી જે જે સૂક્ષ્મ જંતુઓ જણાય છે તેનામાં આવા ગુણ માલમ પડ્યા નથી, અને તે ઉપરથી પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી સર વિલીયમ રામસેનું એવું માનવું છે કે આ જંતુઓ તે જંતુઓ નથી પણ રેડિયમથી પૃથક્કૃત પાણીના અંગભૂત વાયુઓ–હાઇડ્રોજન અને ઓક્સિજન–અને રેડિયમમાંથી નિઃસરતા વાયુ ( emanation ) ના બુદ્બુદ છે; અને એ બુદ્બુદની આસપાસ જે સજીવ-કણના કોશ ( cell-wall ) જેવું દેખાય છે તે આ નિઃસૃત વાયુથી પરિણામ પામેલું સરસ હોય એમ લાગે છે. કારણ કે નિઃસૃત વાયુમાં ઈંડાની સફેતીને ઘટ્ટ કરવાનો વિચિત્ર ગુણ છે. રેડિયમનિઃસૃત વાયુમાં બુદ્બુદ અને પાણી હોય છે અને જેમ જેમ અંદરના પાણીનું ધીમે ધીમે વાયુથી પૃથક્કરણ થાય છે તેમ તેમ હાઇડ્રોજન ઓક્સિજન વાયુઓનું સંપ્રસારણ થાય છે. આથી તે સજીવ કોશ ફૂલે છે અને અંતે તેમાં ફાટ પડે છે. આ ફાટમાંથી આ ત્રણે વાયુઓ–હાઇડ્રોજન, ઓક્સિજન અને નિઃસૃત વાયુ બહાર નિકળે છે અને બીજા નવા બુદ્બુદ ઉત્પન્ન કરે છે; અને તેથી જાણે સૂક્ષ્મ જંતુમાંથી નવા નવા સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થતા હોય એમ આપણને લાગે છે. આવી રીતે જ્યાં સુધી રેડિયમમાંથી વાયુ નિકળ્યા કરે છે ત્યાં સુધી આ ક્રિયા સતત ચાલ્યાં કરે છે.

મિ. બર્કનો પત્ર "નેચર" માં પ્રસિદ્ધ થયા પછી મી. બર્કના સિદ્ધાન્તની સત્યતાનો નિર્ણય કરવા સારૂ બે પ્રયોગો જુદે જુદે સ્થળે કરવામાં આવ્યા છે અને તેમાંના એક પ્રયોગકારના ધારવા પ્રમાણે મી. બર્કનો સિદ્ધાન્ત દોષયુક્ત છે એમ સિદ્ધ થાય છે. આ પ્રયોગકારે શુદ્ધ રેડીયમનો ક્ષાર ન વાપરતાં બેરિયમ નામની ધાતુથી કલુષિત રેડિયમક્ષાર વાપર્યો, અને તેમ કરતાં એઉને એવું જણાયું કે સરસની સાથે આ અશુદ્ધ રેડિયમનો સ્પર્શ થતાં જ તે મેઘશ્યામ થવા માંડ્યું અને ફક્ત ચોવીસ કલાકમાં એક આંગળ જેટલી ઉંડાઇએ આ પ્રમાણે થયલું માલમ પડ્યું. (મી. બર્કના પ્રયોગમાં આમ થતાં એક પખવાડીઉં થયું હતું.) આ ઉપરથી આ પ્રયોગકારને એવો સ્વાભાવિક તર્ક થયો કે આમ થવાનું મુખ્ય કારણ બેરિયમ હોઈ શકે અને તેથી તેઉએ શુદ્ધ બેરિયમ ક્ષારથી પ્રયોગો કર્યો. આની અસર તો અ-

સુધારો સંપાદન કરવાની જેટલી આશા રાખી નહતી એટલી, તે દ્વારા લોકને રાજકીય કેળવણી આપવાની આશા રાખી હતી. લોકપસંદગીનું ધોરણ બહુ જ સાવધતાથી દાખલ કરવામાં આવ્યું હતું. જૂદી જૂદી સ્થાનિક પરિસ્થિતિને અનુકૂલ થાય તેવી રીતે આ નવું ધોરણ દાખલ કરવા પુરતી સ્થાનિક સરકારને મ્હોટી છૂટ આપવામાં આવી હતી અને નવી નગરસભાઓને આપવાની સત્તા ઉપર ઘણો અંકુશ નાખવામાં આવ્યો હતો. આવી રીતે દાખલ કરેલા પ્રબંધના ફળનું અવલોકન કરતાં સને ૧૮૯૬ માં ઇન્ડિયા સરકાર ચૌદ વર્ષમાં થયેલા સુધારાથી સંતોષ બતાવે છે, અને સ્થાનિક સભાઓએ ચપળતા, બુદ્ધિ અને કરકસરથી નગરની જાહેર આરોગ્યસ્થિતિના સંબંધના તમામ કામો—જેવા કે શુદ્ધ જળ પુરૂં પાડવાનું, મેલું પાણી વહેવરાવી કાઢવાનું, રસ્તાઓને સરખા રાખવાનું, રોશની કરવાનું, અને એવાબીજા સગવડોનાકામો કર્યાં દેખાયાં તેનાં વખાણ કર્યા હતાં. ઇલાકાઓની રાજ્યધાનીના શહેરો, રંગુન, અને ઉત્તર બ્રહ્મદેશ બાદ કરતાં, ૧૮૮૧–૮૨ માં ૭૭૭ નગરસભાઓ હતી તેને બદલે તે તારીખે (૧૮૯૬માં) ૭૩૩ હતી. નગરસભાના પ્રબંધનો ઉત્કર્ષ સંખ્યાથી જોવાનો નથી પણ તે સભાઓના બંધારણની શૈલી, લોકપસંદગીના ધોરણથી સભાસદોની યોજના, તેમને સોંપેલો અધિકાર, અને તેમને હાથે થયેલા ઉપજ ખરચો–એ બધામાં જોવાનો છે. ૧૮૮૨ પહેલાં નગરસભાઓ હતી, પણ તેનો હેતુ સ્થાનિક કરો નાખવાનો એટલે રાષ્ટ્રીય બોજ ઓછો કરવા પૂરતો હતો. પણ તે સભાઓને સ્વરાજ્યનો કંઇ અધિકાર નહતો. ૧૮૮૬–૮૭ માં તમામ નગરસભાઓની મ઼સગ ઉપજ ૫૦૭૭૭૫૪ પાઉંડ એટલે કે રૂ. ૭૬૧૬૬૩૧૦–સાત કરોડ એકસઠ લાખ રૂપીયા ઉપર હતી, ૧૮૯૭–૯૮ માં ૬૩૪૦૬૬૧ પાઉંડ એટલે રૂ. ૯૫૧૦૯૯૧૫–નવ કરોડ એકાવન લાખ રૂપીયા જેટલી હતી.

તે જ વખતે ૧૮૮૨ ના પ્રબંધથી રચેલી જનપદસભાઓ (લોકલબોર્ડ) ના કામકાજનું અવલોકન કરતાં સરકાર કબુલ કરે છે કે તેઓએ ઉપયોગી કામ કર્યું છે. પણ તે અવલોકન ઉપરથી જણાય છે કે આ સભાઓએ બતાવેલી લોકહિતની લાગણી અને કાર્ય એકાવન કુશળતાના સંબંધમાં સ્થાનિક સરકારોએ સન્તોષના ઉછાળાથી ભર્યો અભિપ્રાય આપ્યો નહતો. વસતી એકઠી હોવાથી, કામ કરવાનું ક્ષેત્રફળ પણ બહુ વિસ્તાર વિનાનું હોવાને લીધે, એક એકની સાથે ઘણે ભાગે ઓળખાણ હોવાથી, ચોકસ લક્ષ્યથી કામ કરવાનું હોવાથી, અને જોઇતા નાણાનો યોગ થઇ જવાથી, નગરજનો આ બાબતમાં જે ભારે ઉત્સાહ ઉમંગ અને કુશળતા બતાવે છે તે જમીનદારો અને જનપદના અગ્રણીઓ આ નવા કાર્યમાં બતાવી શકતા નથી. આ લોકો પોતાની જાગીરની દેખરેખ રાખવામાં અથવા પોતાના ખેતીના કામકાજ કરવામાં જ પોતાનો વખત ગાળે છે અને સ્થાનિક વહીવટનું તમામ કામ આરંભથી તે અંત સુધી બ્રિટિશ અમલદારોના હાથમાં જ રહેવા દે છે.

અહીંઆં એટલું કહેવું જોઇએ કે હિંદમાં અને ખાસ કરીને ઉત્તરહિંદુસ્તાનમાં મુસલમાનોની સંખ્યા મોટી છે છતાં તે હિંદુઓના કરતાં ઓછી છે આનું પરિણામ એ આવે છે કે જ્યાં જ્યાં લોકપસંદગીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું છે ત્યાં ત્યાં મુસલમાનોનું બળ

બંગાળા વગેરે ભાગમાં આ ઉક્તિ યથાર્થ હો વા ન હો, પણ આપણે ત્યાં (મુંબાઇ ઇલાકામાં) તો એ લાગુ પડતી નથી એ સ્પષ્ટ છે.

વ્હાઇસરૉય અને તેમની સભાને જે ફુરસદ મળી છે તેનો ઉપયોગ તે અધિકારીઓ સ્વદેશી જરૂરીઆતોને બદલે સૈન્ય, વ્યાપાર, અને હિંદની સરહદની બહારના પ્રદેશો બાબત ધ્યાન આપવામાં કરે છે. આ વાતને ગેરલાભ તરીકે ગણવી કે કેમ તે સંબંધે મતભેદ છે, પણ વસ્તુતઃ એમ બને છે એમાં તો કોઇથી બાગ્યે જ ના પાડી શકાશે.

**મ્યુનિસિપૅલિટિ અને લોકલ બોર્ડ (નગરસભાઓ અને જનપદસભાઓ) દ્વારા લોકની સત્તામાં વધારો.**

સ્થાનિક રાજ્યકોષને જેમ સ્વતંત્રતા આપવામાં આવી તેમ સ્વરાજ્યના સંબંધમાં નગરસભાઓ અને જનપદસભાઓ ( Local Boards) ને વધારે છૂટ આપવામાં આવી. આ પ્રબંધ જ્યારે દાખલ કરવામાં આવ્યો ત્યારે પ્રમાણમાં તેના તરફ ઉદાસીનતા જોવામાં આવતી; તે છતાં કહેવું જોઇએ કે આવી ઉદાસીનતા સાથે દાખલ થયેલાં પ્રબંધોમાંના ઘણા થોડા આના જેટલા ફતેહમંદ નીવડ્યા છે. અત્યાર સુધી જે ઉત્સાહી અમલદારોને નગરો અને જનપદોનો વહીવટ સોંપવામાં આવેલો હતો તે વહીવટ લોક ઉપર અને લોકને માટે રાજ્ય કરવાનો વહીવટ હતો, પણ લોકની સહાયતાથી અથવા લોકનો પોતાનો વહીવટ એ ન હતો. ઇન્ડિયન સિવિલ સર્વિસની જે મ્હોટી આબરૂ બંધાઈ છે તે એવા કાળમાં બંધાઇ હતી કે જ્યારે તેમના હાથમાં મ્હોટી સત્તાઓ સોંપવામાં આવેલી હતી અને તેથી કરીને સર્વત્ર ઘણાં શુભ ફળો જોવામાં આવતાં હતાં. દેશીઓના શીલનું ઊંડું જ્ઞાન ધરાવનારા અને તેમની ખામીઓના જાણીતા તથા દેશી જનસમાજના જીવનના હેતુઓની નિર્જીવતાના મ્હોળા અનુભવવાળા અમલદારોના મનમાં સ્થાનિક સ્વરાજ્યના હકનો કેવો ઉપયોગ થશે એ બાબતમાં તેમજ કેવી અકલ વપરાશે અને તેમાં કેવો રસ લેવાશે તે બાબતમાં શંકા હોય એ અસ્વાભાવિક નથી. જનપદસભાઓના સંબંધમાં આ શંકાઓ છેક ગેરવાજબી જણાઇ નથી. પણ નગર–સભાઓના સંબંધમાં એટલું સિદ્ધ થઇ ચૂક્યું છે કે સને ૧૮૮૨ ના પ્રબંધનો તે પ્રબંધના કર્તાઓના ધાર્યા પ્રમાણે જ વિજય નીવડ્યો છે. સ્થાનિક સ્વરાજ્ય એ દરેક દેશમાં ધીમે ધીમે ઉગે છે. અને હિંદુસ્તાનમાં હિંદુ અને મુસલમાનના એકમેકથી વિરુદ્ધ પ્રવાહો, બેદરકારીનો સ્વભાવ, વંશપરંપરાથી ઉતરી આવેલા રીવાજો અને ધંધાઓ માટેનો અનુરાગ, જૂદી જૂદી કોમોની સામાજિક હિત તરફ બેકાળજી, વિદ્વાનોની વાગ્યુદ્ધમાં કુશળતા અને સમસ્ત કાર્યને માટે અકુશળતા—આ દોષો જોતાં જાહેર હિત માટે નિઃસ્વાર્થ ઉમંગ વ્હેલો અથવા સારી રીતે વૃદ્ધિ પામશે એવી આશા રાખવામાં આવતી નહતી. અને હિંદુસ્તાન સવિશેષ ઉત્કર્ષશાલી યુરોપના દેશોની સ્થિતિએ પહોંચ્યું છે એમ અત્યાર સુધી આ બાબતમાં જણાયલા ફળ ઉપરથી કહી શકાય તેમ નથી. પણ મોટાં નગરો સંબંધે એટલું કહી શકાય તેમ છે કે લૉર્ડ રિપને દાખલ કરેલો આ પ્રબંધ ધારવા જેટલો જ વિજયવન્ત નીવડ્યો છે અને વર્ષો જતાં વધારે વિજયવાન થશે. જે બુદ્ધિથી એ પ્રબંધ દાખલ કરવામાં આવ્યો તેમાં જ તેના વિજયનાં બીજ હતાં. આખા દેશ ઉપર એક સરખી રીત એકદમ સ્થાપિત કરવાની ઇચ્છા તે પ્રબંધના કર્તાઓએ રાખી નહતી, પણ લોકમંડળમાંથી શ્રેષ્ઠ બુદ્ધિમાન અને વગદાર ગૃહસ્થોને સ્થાનિક બાબતોના વહીવટમાં ઉમંગભેર ભાગ લેવામાં કેળવણી આપવાનો ઇરાદો એમણે રાખ્યો હતો. તે પ્રબંધના હિતેચ્છુઓએ, એ પ્રબંધથી સ્થાનિક બાબતોમાં

સુધારો સંપાદન કરવાની જેટલી આશા રાખી નહતી એટલી, તે દ્વારા લોકને રાજકીય કેળવણી આપવાની આશા રાખી હતી લોકપસંદગીનુ ધોરણ બહુ જ સાવધતાથી દાખલ કરવામા આવ્યુ હતુ જૂદી જૂદી સ્થાનિક પરિસ્થિતિને અનુકૂલ થાય તેવી રીતે આ નવુ ધોરણ દાખલ કરવા પુરતી સ્થાનિક સરકારને મ્હોટી છૂટ આપવામા આવી હતી અને નવી નગરસભાઓને આપવાની સત્તા ઉપર ઘણો અંકુશ નાખવામા આવ્યો હતો આવી રીતે દાખલ કરેલા પ્રબંધના ફળનુ અવલોકન કરતા સને ૧૮૮૬ મા ઇન્ડિયા સરકાર ચૌદ વર્ષમા થએલા સુધારાથી સંતોષ બતાવે છે, અને સ્થાનિક સભાઓએ ચપળતા, બુદ્ધિ અને કરકસરથી નગરની જાહેર આરોગ્યસ્થિતિના સંબંધના તમામ કામો—જેવા કે શુદ્ધ જળ પુરૂ પાડવાનુ મેલુ પાણી વહેવરાવી કાઢવાનુ રસ્તાઓને સરખા રાખવાનુ, રોશની કરવાનુ અને એવા બીજા સગવડોના કામો કર્યા દેખાયા તેના વખાણ કર્યા હતા ઇલાકાઓની રાજ્યધાનીના શહેરો, રંગુન, અને ઉત્તર બ્રહ્મદેશ બાદ કરતા, ૧૮૮૧–૮૨ મા ૭૮૭ નગરસભાઓ હતી તેને બદલે તે તારીખે (૧૮૮૬માં) ૭૩૩ હતી નગરસભાના પ્રબંધનો ઉત્કર્ષ સંખ્યાથી જોવાનો નથી પણ તે સભાઓના બંધારણની શૈલી, લોકપસંદગીના ધોરણથી સભાસદોની યોજના, તેમને સોંપેલો અધિકાર, અને તેમને હાથે થયેલા ઉપજ ખરચો—એ બધામા જોવાનો છે ૧૮૮૨ પહેલા નગરસભાઓ હતી પણ તેનો હેતુ સ્થાનિક કરો નાખવાનો એટલે રાષ્ટ્રીય બોજા ઓછો કરવા પુરતો હતો પણ તે સભાઓને સ્વરાજ્યનો કંઇ અધિકાર નહતો ૧૮૮૬–૮૭ મા તમામ નગરસભાઓની સમગ્ર ઉપજ ૫૦૭૭૭૫૪ પાઉંડ એટલે રૂ ૭૬૧૬૬૩૧૦—સાત કરોડ એકસઠ લાખ રૂપીયા ઉપર હતી, ૧૮૯૭–૯૮ મા ૬૩૪૦૬૬૧ પાઉંડ એટલે રૂ ૯૫૧૦૯૯૧૫—નવ કરોડ એકાવન લાખ રૂપીયા જેટલી હતી

તે જ વખતે ૧૮૮૨ ના પ્રબંધથી રચેલી જનપદસભાઓ (લોકલબોર્ડ) ના કામકાજનુ અવલોકન કરતા સરકાર કબુલ કરે છે કે તેઓએ ઉપયોગી કામ કર્યું છે પણ તે અવલોકન ઉપરથી જણાય છે કે આ સભાઓએ બતાવેલી લોકહિતની લાગણી અને કાર્ય એ બાબતમા સંતોષના ઉદ્ગારથી ભર્યો અભિપ્રાય આપ્યો નહતો વસતી એકઠી હોવાથી, કામ કરવાનુ ક્ષેત્રફળ પણ બહુ વિસ્તાર વિનાનુ હોવાને લીધે એક એકની સાથે ઘણે ભાગે ઓળખાણ હોવાથી, ચોક્કસ લક્ષ્યથી કામ કરવાનુ હોવાથી અને જોઇતા નાણાનો યોગ થઇ જવાથી, નગરજનો આ બાબતમા જે ભારે ઉત્સાહ ઉમંગ અને કુશળતા બતાવે છે તે જમીનદારો અને જનપદના અગ્રણીઓ આ નવા કાર્યમા બતાવી શકતા નથી. આ લોકો પોતાની જાગીરની દેખરેખ રાખવામા અથવા પોતાના ધંધાના કામકાજ કરવામા જ પોતાનો વખત ગાળે છે અને સ્થાનિક વહીવટનુ તમામ કામ આરંભથી તે અંત સુધી બ્રિટિશ અમલદારોના હાથમા જ રહેવા દે છે,

અહીંઆ એટલુ કહેવુ જોઇએ કે હિંદમા અને ખાસ કરીને ઉત્તરહિંદુસ્તાનમા મુસલમાનોની સંખ્યા મોટી છે છતા તે હિંદુઓના કરતા ઓછી છે આનુ પરિણામ એ આવે છે કે જ્યા જ્યા લોકપસંદગીનું ધોરણ દાખલ કરવામા આવ્યુ છે ત્યા ત્યા મુસલમાનોનુ બળ

---

બંગાળા વગેરે ભાગમા આ ઉક્તિ યથાર્થ હોય વા ન હો, પણ આપણે ત્યા (મુંબાઇ ઇલાકામા) તો એ લાગુ પડતી નથી એ સ્પષ્ટ છે.

હમેશાં ઓછું જ રહે છે. તેઓ હિંદુઓના હાથમાં જતી સત્તા ઉપર અવિશ્વાસ અને સ્વાભાવિક અણગમો રાખે છે. અને ઘણી વાર થાય છે તે પ્રમાણે, જ્યાં અગાડી તમામ નગર સત્તા, પૂર્વે કાંઈપણ વજન વિનાની અને હલકા કુળની અને જનસમાજમાં કંઈ પણ બીસાત વિનાની છતાં હાલમાં ઇંગ્રેજી ભાષાના જ્ઞાનથી અને ઇંગ્રેજી પાઠશાલોમાં કેળવણી લીધાથી આગળ આવેલી–એવી કોમો ( હિન્દુઓ ) ના હાથમાં જાય, ત્યાં આવા પ્રકારનો અવિશ્વાસ અને અણગમો ખાસ કરીને ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. આ દિશામાં હિંદુ અને મુસલમાન વચ્ચે ઘણા વખત સુધી વિરોધ રહેવાનો, એક પક્ષમાં રીસ રહેવાની અને બીજા પક્ષને સમાધાન કરવાની વૃત્તિ પણ થવાની નહિ. હિંદુસ્તાનમાં આવા ભેદો ઇંગ્રેજીમાં જેને 'પાર્ટી' કહે છે—તેનું સ્વરૂપ ધારણ કરતા નથી, પણ કોમનું અભિમાન અને ધર્મના વિષયથી સળગી ઉઠે છે અને વધારે કલ્વાશ ઉત્પન્ન કરે છે.*

( અપૂર્ણ. )

[ વસન્ત-ઑફિસ. ]

---

## "જુલીયસ સીઝર."

—પ્રખ્યાત અંગ્રેજી મહાન્ કવિ શેક્સપીયરના નાટક ઉપર વિવેચન—

આ દુનિયામાં કોઈ પણ મનુષ્ય સર્વગુણસંપન્ન હોય—દરેક પ્રકારની સુવૃત્તિઓએ તેના હૃદયમાં વાસ કરેલો હોય,—તથાપિ તેનામાં જ્યાં લગી વ્યાવહારિક કાર્યમાં કુશળતા આવી નથી, અર્થાત્ જ્યાં લગી આપણે જેને " practical man of action " કહીયે છિયે તેવો તે થયો નથી, ત્યાં લગી તેના બધા સદ્ગુણો અને સુવૃત્તિઓ કેવળ તેને દુઃખદાયીજ

* જ્યાં યોગ્યતા જણાય ત્યાં હિન્દુઓ અન્ય કોમના ઉમેદવારો માટે પણ ખુશીથી મત આપે છે એમ પ્રજાપક્ષનું કહેવું છે. અને આ વાતના સમર્થનમાં સર ફીરોજશાહ મહેતા, મિ. વાચ્છા, મિ. રહીમતુલ્લા સયાણી, નવાબ સૈયદ મહમ્મદ સાહેબ બહાદુર ( મદ્રાસવાળા ) વગેરેનાં ઉદાહરણ ટાંકે છે. દિવસે દિવસે હિન્દુ–મુસલમાનનું વૈર ઘટતું જાય છે, અને સરકાર હિન્દુ–મુસલમાનના ભેદને ઓછું મહત્ત્વ આપે તો તે વૈર વધારે ઝડપથી ઘટી જાય એમ પ્રજાપક્ષનું માનવું છે.

નીવડે છે—આવો સિદ્ધાંત અંગ્રેજી પ્રખ્યાત મહાન્ કવિ શેક્સપીયરથી લખાયેલું **"જુલીયસ સીઝર"** નામનું નાટક વાંચ્યાથી આપણે ગ્રહણ કરી શકીયે છિયે. "જુલીયસ સીઝર" નામનું નાટક ઈ. સ. ૧૬૨૩ માં શેક્સપીયરે લખેલું એવું સાધારણ રીતે મનાય છે. આ નાટકનાં વસ્તુ-પાત્ર વિગેરે શેક્સપીયરે ખાસ નવાંજ શોધી કાઢેલાં હતાં તેવું કહેવાનું આપણને બિલકુલ કારણ નથી. રોમના પ્રાચીન વખતમાં બનેલા આ ઐતિહાસિક બનાવોનું વર્ણન કવિએ જુદા જુદા ગ્રંથોમાં વાંચેલું વા સાંભળેલું, અને ત્યાર બાદ તેનું એકનિયમાનુસાર સંકલન કરી તેને એક મનોરંજક નાટકના રૂપમાં તેણે ગોઠવ્યું.—એ આ કવિની પ્રૌઢ કલ્પકતા "Creative imagination"—નું આપણને સહજ ભાન કરાવે છે. "જુલીયસ સીઝર" નામના નાટકમાં વર્ણવેલા ઐતિહાસિક બનાવો રોમમાં ઈ. સ. પૂર્વે ૫૦-૪૦ માં બનેલા હતા. અર્વાચીન કાળમાં યૂરોપખંડના ઇટાલી નામના દેશમાં આવેલા રોમ નામનાં શહેરે પ્રાચીન કાળમાં મહાન્ કારકીર્દી ભોગવેલી હતી એવું આપણે પ્રાચીન કાળના ઇતિહાસ ઉપરથી જાણીયે છિયે. રોમ શહેર ઈ. સ. ની પૂર્વે ૭ મા સૈકામા સ્થપાયેલું એવું કહેવામાં આવે છે. પ્રથમ તેમાં રાજાઓનો અમલ ચાલતો હતો. પણ કાળે કરીને રાજાઓ પ્રજા ઉપર જુલમ ગુજારવા માંડ્યા તે ઉપરથી પ્રજાવર્ગે એકમત થઈ રાજાઓને પદભ્રષ્ટ કરી શહેર બહાર કાઢી મૂક્યા, ને એક સર્વ સામાન્ય પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. આ બનાવ ઇ.સ.પૂર્વે ૫૦૯માં થયેલો હતો. રોમન રાજાઓની ક્રૂર અને જુલમી વર્તણુકમાંથી મુક્ત થઇને રોમન પ્રજાએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું—અને એ નવા રાજ્યતંત્રથી રોમન પ્રજામાં સુલેહ-શાંતિ-વિગેરેનો ફેલાવ થઇ વિવિધ પ્રકારના લાભો થવા માંડ્યા અને તેને લેઇને રોમન પ્રજાની તેમજ રોમશહેરની એકંદર ઉન્નતિ કેવી રીતે થઇ-વિગેરે બનાવોની માહિતી આપણે તે વખતના ઐતિહાસિક ગ્રંથો વાંચ્યાથી મેળવી શકીયે છિયે. ઉદય તેમજ અસ્ત—ઉત્પત્તિ અને નાશ-વા ઉત્ક્રાંતિ અને લય-એ માનુષી તેમજ પ્રાકૃતિક વસ્તુનો સ્વાભાવિક ગુણ છે. તેથી આ નિયમાનુસાર પ્રજાસત્તાક રાજ્યથી થએલી રોમની ઉન્નતિના સર્યનો પણ કાળે કરીને અસ્ત થયો! અને માંહોમાંહ્યના દ્વેષ-ઇર્ષ્યા-અને કુસંપ વિગેરે પ્રકારના મલિન વિચારોએ પ્રજાસત્તાક રાજ્યતંત્રમાં પડતીનાં બીજ રોપ્યા,અને પરિણામમાં સામાન્ય લોક વર્ગના અમલનો પણ અંત આવી, આગળ ચાલતો હતો તેવો-એકજ માણસનો અમલ શરૂ થયો. આ બનાવ ઇ. સ. ની પૂર્વે ૪૪ માં બનેલો એવું મનાય છે. રોમના પ્રજાસત્તાક રાજ્યની આખર સ્થિતિનું અને સામ્રાજ્યના જન્મકાલનું દર્શન "જુલીયસ સીઝર" નામના નાટકમાં કવિ આપણને કરાવે છે. સ્વાત્મપ્રતિષ્ઠા (Self-respect) સ્વતંત્ર આચારવિચાર (Liberty of thought and action) અને સ્વપૂર્વજાભિમાન (Patriotism) વિગેરે પ્રકારનાં ગુણોનુંદર્શન આપણને રોમમાં પ્રજાસત્તાક રાજ્યનો અમલ ચાલતો હતો તે વખતમાં થાય છે. "જુલીયસ સીઝર" માં ચર્ચેલા બનાવો આ રાજ્યની આખર સ્થિતિમાં બનેલા હોવાથી તેની શરૂઆતમાંજ એટલે પ્રથમ અંકથીજ-કવિ આ ગુણોનુ મહેજ ઝાંખું-ઝાંખું, કાંઇક નહિજેવું—દર્શન કરાવે છે.

નાટકના પ્રથમજ અંકના પહેલા પ્રવેશમા—ફ્લેવીઅસ-મેરૂલસ વિગેરે પૌરજનો માંહોમાંહ્ય બોલતા બોલતા સ્થળ ઉપર આવી રહે છે. આ સંવાદ ઘણોજ મનોરંજક છે. નાટકમાં જેને આપણે ફાર્સ શબ્દથી ઓળખીએ છિયે તેવું ફાર્સ આ પ્રથમ પ્રવેશમાં

આવેલાં પાત્રો આપણી સમક્ષ ભજવી બતાવે છે. ફ્લેવીઅસ અને મેરૂલસ નામના બે ટ્રાઇબ્યુનો—(ફોજદારો) શહેરવાસીઓમાંના કેટલાકને રસ્તામાં ઉતાવળા ઉતાવળા ચાલતા જતા જોઇ એકાએક હુકમ કરી ઉભા રાખે છે. ને પૂછેછે કે "અહ્યા ઓ, ઉભા રહો, તમે ક્યાં જાઓ છો ? તમારો ધંધો સૂચવતાં ચિહ્નો-નિશાનીઓ—અત્યારે તમારા ડગલા ઉપર કેમ જોવામાં આવતી નથી ? તમે શો ધંધો કરો છો ?" ઉભા રાખેલા શહેરવાસીઓમાંનો એક ઉત્તર આપે છે કે "મહેરબાન સાહેબ—અમે ફાટેલા જોડાને ટાંકા મારી આપવાનો ધંધો કરીયે છિયે—અમારા ઉપર કૃપા કરીને ચીડાશો નહિ."—મશ્કરી કરતો એક બીજો શહેરી કહે છે—"(આપનાં પગરખાં ફાટેલાં હશે તો અથવા આપ ચીડાશો તો) તે અમો સમાં કરીશું (એટલે આપનો ક્રોધ ઠેકાણે લાવી દેશું)!" આવી મશ્કરી સાંભળીને તેના વાક્યનો બીજો અર્થ સમજીને મેરૂલસ ઘણો ખીજવાય છે. એટલામાં ફ્લેવીઅસ તેઓને આજે નવરા હોઇ આમતેમ દોડાદોડ કરવાનું કારણ પૂછેછે જેના જવાબમાં શહેરીઓ તેઓને કહે છે કે "આજે સીઝરના માનાર્થે વિજયસ્વારી ચઢનાર છે તે ખાતે અમોએ તહેવાર પાળ્યો છે." સીઝર એ તે વખતનો એક બળવાન્ યોદ્ધો હતો. તેણે રોમની આસપાસની પરદેશી પ્રજાઓની સામે સેંકડો લડાઇઓ લઢી વિજય મેળવ્યો હતો. સાધારણ રીતે રોમ શહેરમાં તે વખતે એવો રિવાજ હતો કે જે યોદ્ધો પરદેશી પ્રજાની સામે લડાઇ લઢી જય મેળવે તે જ્યારે પછીથી રોમમાં પાછો આવે ત્યારે પ્રજા તરફથી તેને એક પ્રકારનું ભારે માન આપવામાં આવતું હતું. તે પોતાના આખા સૈન્ય સહિત ઉઘાડી તરવારે શહેરમાં પ્રવેશ કરતો હતો. તેના રથને ચારે કોર લડાઇમાં કેદ પકડાયેલા દુશ્મનો ખેંચતા હતા. આવી રીતે ભારે દમામ સાથે જે સ્વારી રોમમાં ચઢતી તેને તે વખતના લોકો વિજયસ્વારી ('triumph') એ નામે ઓળખતા. સીઝરને આવી વિજય સ્વારીઓનું માન આગળ ઘણીકવાર મળ્યું હતું, અને આ વખતે પણ તેનો એક પહેલાંનો પ્રતિસ્પર્દ્ધી પોમ્પી નામનો યોદ્ધો હતો તેના છોકરાને તેણે સ્પેનમાં એક લડાઇમાં સખત હરાવ્યો હતો. આ વિજયના માનાર્થે આ વખતે રોમમાં સીઝરની વિજયસ્વારી ચઢતી હતી. અને લોકોએ તહેવાર પાળ્યો હતો. સીઝરના માનાર્થે અમે તે તહેવાર પાળ્યો છે એવું લોકોનું વચન સાંભળી મેરૂલસ જે સરકારી અમલદાર છે તે ઘણો ચીડાય છે. કારણ આ વખતે પ્રજાસત્તાક રાજ્ય તેની લગભગ આખર સ્થિતિએ પહોંચેલું છે તોપણ પ્રજામાં સ્વાત્મપ્રતિષ્ઠાનો ગુણ હજી સમૂળગો નાશ થયેલો જોવામાં આવતો નથી."ભાગ્યું ભાગ્યું તોપણ ભરુચ" તે પ્રમાણે આખર સ્થિતિએ પહોંચેલું તોપણ તે એક પ્રજાસત્તાક રાજ્ય, તેથી સીઝર જેવા એક મનુષ્યને પ્રજા મતવિના મળતું માન લોકોથી—તેમાં મુખ્યત્વે કરીને મેરૂલસ જેવા પ્રજાસત્તાક રાજ્યના એક સરકારી અમલદારથી—કેમ સહન થઇ શકે ? તેથી લોકોનું આવું વચન સાંભળી મેરૂલસ મનમાં ઘણોજ ખીજવાય છે. અને લોકોને કહે છે કે—"અરે મૂર્ખ પ્રાણીઓ, સીઝરે તે એવું શું મહાન્ પરાક્રમ કર્યું છે કે તમે તેને માન આપવા આમ સૌ તત્પર થઇ ગયા છો ? પોમ્પીને શું તમે ભૂલી ગયા? પોમ્પી પ્રજાસત્તાક રાજ્યનો આશ્રયદાતા હતો તેની વિજયપતાકાનું ભાન શું તમારી સ્મૃતિમાંથી તમે આમ જતું રહેવા દીધું ? આવા મહાન્ પુરુષનું ઉન્મૂલન કરનાર સીઝર જેવા માણસને તમે માન આપતાં કેમ શરમાતા નથી?" આવું બોલી બન્ને અમલદારો લોકોને છુટા પાડી નાંખે છે. પછી એકલો ઉભો ઉભો ફ્લેવીઅસ પોતાના મનમાં બોલે છે કે

" સીઝરને આવું નાનું સરખું પણ માન આપ્યાથી આગળ ઉપર તે આખા રાજ્યનો અમલ પોતાના એકલાના હસ્તક પચાવી પડવાનો સંભવ છે. માટે તેને તો ઉગતો જ દાબવો એ ઉત્તમ છે."

બીજા પ્રવેશમાં—સીઝરની વિજયસ્વારી રાજમાર્ગે થઇને જાય છે. રસ્તામાં લોકો તેને માનથી વધાવી લે છે. વચ્ચે એક ભવિષ્યવેત્તા તેને મોટે સાદેથી બોલાવી ચેતવણી આપે છે કે " ઓ સીઝર, માર્ચની પંદરમી તારીખને દિવસે સાવધ રહેજે. " સીઝર ભવિષ્યવેત્તાના આ શબ્દોને છેક હસી કાઢે છે. તેણે અન્ય પ્રજાઓની સામે સેંકડો દારૂણ યુદ્ધમાં વિજય મેળવ્યો હતો. મૃત્યુનો ડર તેના મગજમાં ક્ષણવાર પણ વાસ કરી શકતો નહિ. તેમાં વળી આ વખતે તો તે પોતાની ચડતીના છેક ઉંચામાં ઉંચા શિખર ઉપર આવી પહોંચેલો છે, તેથી તેને હવે બીજી તરફ ઉતરતે પગથીએ ઉતરવાનું માત્ર રહેલું છે ! મિથ્યાભિમાનના આવેશમાં તે આ વખતે એટલો તો બધો લીન થઈ ગયો છે કે આ ભવિષ્યવેત્તાના ચેતવણીસૂચક શબ્દોને તે માત્ર નિર્માલ્ય ગણી હસી કાઢે છે. મનુષ્યની જ્યારે પડતી પાસે આવેલી હોય છે ત્યારે તેનાં આંખ કાન વિગેરે બધી ઇંદ્રિયો કેવી જડ—બુઠ્ઠી—થઈ જાય છે, દુનિયા તે વખતે તેને કેવા જુદા જ સ્વરૂપમાં દેખાવ દે છે, ને સિદ્ધાંતની સીઝરની આ વખતની બેદરકારીભરી વર્તણુક પૂર્ણ દૃષ્ટાંતરૂપ છે. મિથ્યાભિમાન કોરે મૂકી સીઝરે આ ભવિષ્યવેત્તાના ચેતવણીસૂચક શબ્દો લક્ષમાં લીધા હોત તો તેને જે આગળ અકાળ મૃત્યુ આવ્યું તે ન જ આવ્યું હોત એવુ આપણે આગળ જોઇશું. આ વિજયસ્વારી પસાર થયા પછી, કેસ્યસ અને બ્રુટસ નામના બે મહાન પાત્રોનુ પ્રેક્ષકને દર્શન થાય છે. આ જગાએ એટલુ તો જણાવવુ જરૂરનું છે કે આ નાટકનુ નામ જો કે " જુલીયસ સીઝર " રાખવામા આવ્યુ છે તો પણ નાટકનો ખરો નાયક બ્રુટસ જ છે એવું પણ કેટલાક વિદ્વાનોનુ માનવું છે. બ્રુટસ અને કેસ્યસ—એ બેઉ પાત્રો કેવા પ્રકારના પુરૂષો છે તે આપણે તેમની વર્તણુક જેમ જેમ નાટક જોતા—વાંચતા—જઇશું તેમ તેમ સમજતા જઇશું. તોપણ આ જગાએ તે બે મહાન પાત્રોના સ્વભાવનુ સ્હેજ પૃથક્કરણ કરીશુ તો અપ્રાસંગિક નહિ કહેવાય.

સત્ય પ્રતિ દૃઢ નિષ્ઠા, સદાચાર—સદ્વૃત્તિઓ—પ્રમાણિકપણું—વિગેરે પ્રકારના સદ્‌ગુણો બ્રુટસમા એટલે બધે અંશે જોવામાં આવતા હતા કે તેઓએ જાણે એક થઈ બ્રુટસ નામના મનુષ્ય રૂપમાં અવતારજ લીધો હોય તેમ કહીયે તોપણ અતિશયોક્તિ કરી નહિ કહેવાય। પુરાતન કાળમા સામાન્ય પ્રજાવર્ગને ઘણી રીતે મદદરૂપ થઈ પડેલો એવો પરોપકારી અને બુદ્ધિશાળી પુરૂષ જે કુટુંબમાં થઈ ગયેલો એવું કહેવામાં આવે છે તેવા ઉમદા કુટુંબમાં જ હુ જન્મેલો છું એવું અભિમાન ધરાવનાર—આવા સર્વગુણસંપન્ન બ્રુટસમાં પણ પ્રજાવર્ગને સુખ આપે તેવા ગુણો આવી રહેલા હતા. સ્ટોઇક નામે ઓળખાતા તત્ત્વવેત્તાઓમાંનો તે એક હતો. તેના સદ્‌ગુણોએ સામાન્ય લોક વર્ગનાં અંતઃકરણમાં એવી તો સારી છાપ પાડી દીધી હતી કે પ્રજામાંથી સારામા સારા માણસથી માંડીને છેક દુષ્ટમાં દુષ્ટ માણસ પણ એકે અવાજે બ્રુટસને—" noble "—એટલે " ઉમદા " એ નામે ઓળખતા હતા. બ્રુટસ એ સીઝરનો ખાસ દૃઢ મિત્ર હતો. અને સીઝર ઉપરના કેટલાક દ્વેષી અને ખારીલા પુરૂષોએ સીઝરનું એકાએક ખુન કરવાનો સંકલ્પ કર્યો હતો તેઓ પણ એવું સમજતા હતા કે આપણું કાર્ય ગમે તેવું દોષાસ્પદ છે તોપણ આપણે જો બ્રુટસને આપણી મંડળીમાં અ-

ગણી કરી રાખી શું તો "રામને નામે પથરા પણ તરે" તે કહેવત પ્રમાણે બ્રુટસના નામની પાછળ આપણા દોષ ઢંકાઈ જશે એટલુંજ નહિ પણ સીઝરનું ખુન સારા હેતુથી કરવામાં આવ્યું છે તેવું લોકોમાં મનાશે. (જુઓ અંક ૧ લો પ્રવેશ ૩ જો લીટીઓ-૧૫૭-૧૬૦) આવી રીતે બ્રુટસ આ દુનિયામાં પ્રશંસનીય ગણાયલા એવા સર્વ ગુણથી ભરપૂર હોવા છતાં તે આ દુનિયાના વ્યાવહારિક કાર્યોમાં કેવળ મૂઢ જ હતો. આ તેનામાં મોટામાંમોટી ખોડ હતી. સર્વ ગુણનો ભાવ હોવા છતાં, દુનિયાના વ્યાવહારિક કાર્યોમાં કૌશલ્યના અભાવથી માણસ કેવો નિર્માલ્ય ગણાય છે ને તેને કેવા પ્રકારની ઠોકરો-મુંઝવણો-સહન કરવી પડે છે, તેનો આ બ્રુટસ પૂર્ણ દષ્ટાંત રૂપ છે. પોપટીઉં જ્ઞાન મેળવી લીધેલા પુરુષની માફક બ્રુટસ માત્ર સિદ્ધાંતનું જ પૂંછડું પકડી રહેનાર હતો. વ્યાવહારિક કાર્યોમાં તે છેક મૂઢ જ હતો. મનુષ્ય જાતિના જુદા જુદા પ્રકારના સ્વભાવો—તેમના ખોટા ઢોંગ, પ્રપંચો વિગેરેથી તે સાવ અજ્ઞાન હતો. સીઝરનો તે ખાસ મિત્ર હતો, અને સીઝરની તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. તોપણ સીઝરના દ્વેષી દુશ્મનોએ સીઝરનો ઘાટ ઘડવાને જે સંકલ્પ કરી એક ટોળી સ્થાપી હતી, તેમાં તે દુશ્મનોએ બ્રુટસ જેવા સીઝરના એક ખાસ મિત્રને પણ ઉંધું ચતું સમજાવીને ભેળવ્યો તે બ્રુટસના મનની અસ્થિરતા-want of decision-અને તેની વ્યાવહારિક કાર્યમાં કૌશલ્યનો અભાવ-want of practical abilities—સૂચવે છે. સીઝરના દુશ્મનો બ્રુટસને મોંએ તેનાં પોતાનાં વિવિધ પ્રકારનાં વખાણો કરવા મંડયા-ને તેને સીઝરનું ખુન કરવાની ટોળીમાં દાખલ કરવા કહ્યું ત્યારે બ્રુટસનું મન બે પ્રકારના વિચારતરંગોની વચ્ચો વચ્ચ ઉભું રહ્યું:—એક તરફથી સીઝર જેવા પોતાના ખાસ મિત્રને તજી તેનો ઘાટ ઘડવો એ વિશ્વાસઘાતનું કાર્ય તેને લાગ્યું, ત્યારે બીજી તરફથી સીઝર જે પ્રજાસત્તાક રાજ્યનો નાશ કરી પોતે રાજા થવા માંગતો હતો તેને મારી નાંખ્યાથી પ્રજાસત્તાક રાજ્યનો નાશ થતો અટકશે અને તેથી રોમની સુલેહનો અંત નિવારાશે એવા વિચાર પ્રમાણે તેને રોમ પ્રતિ ભક્તિભાવ આવ્યો. સારાંશ કે તેણે શીઝરનો પક્ષ ખેંચી રોમને છંદી નાંખવું? કે રોમને બચાવવા સીઝરને મારવો?-એ બેમાંથી શું કરવું? એ પ્રશ્નનો નિર્ણય બ્રુટસને ઘણો સખ્ત થઇ પડયો. આખરે તેના જાતિસ્વભાવે તેના મનોરાજ્યપર અમલ ચલાવ્યો, સીઝરના દુશ્મનો પ્રજાવર્ગના લાભને માટે નહિ પણ માત્ર માંહોમાંહની ઇર્ષાને લઇને જ સીઝરને મારવા તત્પર થયા હતા તેવા ગૂઢ પ્રપંચો-underlying motives-તે કળી શક્યો નહિ. પ્રજાસત્તાક રાજ્ય આખર સ્થિતિએ અત્યારે પહોંચેલું છે—પડતું ઘર હવે ઉભું રહી શકવાનું નથી-એવા વિચારો તેના મનમાં આવ્યા નહિ. સીઝર પ્રતિ મિત્ર તરીકેનો તેનો ધર્મ તે કરતાં રોમ પ્રતિ તેના ભક્તિભાવે તેના મનોરાજ્યપર વધારે અસર કરી. તેણે સીઝરનો ત્યાગ કર્યો, ને ખુન કરનારાઓની મંડળીમાં તે ભળી ગયો. પરિણામ શું આવ્યું તે આપણે આગળ જોઇશું. તેના જાતિસ્વભાવનું પૂર્ણ ચિત્ર આપણે જેમ જેમ બ્રુટસની વર્તણુક આગળ જોઇશું, તથા તેના વચનો સાંભળીશું તેમ તેમ સમજાતા જાઇશું. આ જગાએ તો આપણે તેના જાતિસ્વભાવનું સહેજ પૃથક્કરણ કર્યું.

(અપૂર્ણ.)

જ્ઞાનસક્તિ.

# श्री फार्बस गुजराती सभा.

श्री फार्बस गुजराती सभानी एक समस्त सभा ता. १९ जान्युआरी १९०६ ने दिन धि ओनेरेबल मि. इ. एम एच फुल्टन सी. एस. आइ. आइ. सी. एस एओ साहेबनी प्रमुखता नीचे मुंबइना टाउन होलमा मळी हती. तेमा सभानो प्रथम उद्देश "गुजराती सर्व जुना कविता आदिना पूर्वना हस्तलिखित पुस्तकोनो संग्रह करवानो" छे ते विषये विचार थइ ते कार्यनो आरंभ करवानो निर्णय थयो छे

जे ग्रन्थो आज सुधी छपाया विनाना तथा पूर्वना कविओ लखेला होय अने जे तेओनी प्राचीनता तथा योग्यताने लीधे रक्षण करवा योग्य जणाशे तेवा ग्रन्थो, पाना, चोपडीओ मूल्य आपी लेवामा आवशे.

तेवा ग्रन्थोआदि जेओनी पासे होय तेओए ते ग्रन्थनु तथा तेना कर्तानु नाम, ने लेखनु वर्ष, तथा तेनी संख्या अने मूल्य आदि उपयोगी वृत्तान्त नीचे सहि करनार प्रति लखी मोकलवा.

उत्साही तथा उद्योगी जनो—लेखको, शाळाना महेताजीओ, विद्यार्थी आदि जेओ जेओ ए कार्यमा सहायभूत थवा इच्छता होय तेओए, नीचे सहि करनारने पोतानी योग्यतानी विगत साथे जे जे कारारथी ए कार्य करवा इच्छता होय ते पण विगतथी लखी मोकलवु.

गिरगाम—मुंबइ
स १९६२ वैशाख वदि ८
ता. १९ मे १९०६.

**मनःसुखराम सूर्यराम त्रिपाठी.**
फार्बस गुजराती सभाना मानद मंत्री.

# વિશ્વરચના.

આ અસીમ વિષય ઉપર રા. વિજયલાલ કન્હૈયાલાલ ધ્રુવનો નિબન્ધ વસન્તના સં. ૧૯૬૨ ના માઘ તથા ફાલ્ગુનના અંકોમાં પ્રસિદ્ધ થયો છે. તે વાંચીને અસાધારણ આનન્દ થાયછે. એ આનન્દનું કારણ એ વિષયની વિશદ અને સબળ ચર્ચાના કરતાં એક બીજું જ છે. એ ચર્ચાને પરિણામે જે વધારે જ્યોતિર્મય પ્રદેશનું દ્વાર ઉઘાડનારો પ્રશ્ન ઉત્પન્ન કર્યો છે તેથી, અને તે પ્રશ્ન તરફની રા. વિજયલાલની વૃત્તિથી એ આનન્દ પ્રાપ્ત થાયછે. એ વૃત્તિ તત્કાળ તો અનિશ્ચયના ક્રમમાં ઊભી રહેનારી છે—અને તેટલું જ હોત તો આનન્દનું કારણ ના થાત; પરંતુ એ ક્રમથી આગળ વધવાની રા. વિજયલાલની, પોતાનાથી અજાણતાં જ, ગૂઢ ઊર્મિ જણાઈ આવેછે; એ પ્રશ્ન તરફ તુચ્છકારી અનાસ્થાથી નહિં પણ ગમ્ભીર આદરભરી શંકાથી જોતા એ ઊભા રહ્યા છે. અને મારે જ મ્હારો આનન્દ.

આ ભૌતિક બ્રહ્માંડની અગમ્ય રચનાનું સ્વરૂપ વિજ્ઞાનદૃષ્ટિથી સબળ રીતે પ્રગટ કરીને રા. વિજયલાલ યથાર્થ રીતે મ્હોટાં ટાઇપમાં પ્રશ્ન મૂકે છે કે:—

"પણ જેમ સમજો કે સાયન્સને પૂર્ણ ફતેહ મળી તો પણ આ સવાલ તો ઊભો જ રહેવાનો કે—'**મૂળ પદાર્થ અને મૂળ ગતિ આવ્યાં ક્યહાંથી?**'"

રા. વિજયલાલ આમ પડતો મૂકે છે ત્હાંથી હું તાંતણો ઉપાડી લેવાનુ સાહસ કરું છું.

વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ બેની વિષયસીમાનો પ્રદેશ જ ઉપરનો પ્રશ્ન ઉઘાડે છે. જે ક્રમ સુધી વિજ્ઞાન પ્હોંચીને અટકે છે ત્હાંથી તત્ત્વજ્ઞાન આરમ્ભ કરી આગળ વધી જુદા જ પ્રદેશમાં મનુષ્યને પ્રયાણ કરાવે છે. જુદો પ્રદેશ એટલા માટે કે જે પ્રયાણપદ્ધતિ વિજ્ઞાનના પ્રદેશમાં મનુષ્યને કામ આવે છે તે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં કામ નહિં આવે; તેમ જ એ નવા પ્રદેશમાં કેટલાંક નવાં જ્ઞાનસાધનો પ્રગટ થાય છે જે વિજ્ઞાનમાં પ્રચરતાં જ નથી. એની એ જ પદ્ધતિનો ઉપયોગ કરવાને લીધે જ વિજ્ઞાન તત્ત્વજ્ઞાન સાથે અણઘટતો વિરોધ—વિરોધાભાસ—ઉત્પન્ન કરે છે. રા. વિજયલાલ પણ કાંઈક અધકચરા અજ્ઞાનવાદના ઉદ્‌ગાર કરે છે.

"**શાસ્ત્રીય દૃષ્ટિયે જોતાં** તો આપણે ટેનિસન સાથે કબુલ કરવું જ પડશે કે 'જુવો, હું કાંઈ દેખી શકતો નથી.'"

ટેનિસનના વચનનો આ સ્થળે દુરુપયોગ થયો છે કે કેમ તે પ્રશ્ન કોરાણે મૂકીશું; પણ 'શાસ્ત્રીય દૃષ્ટિયે જોતાં તો'—એ વચન ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે જે કૂંચી વડે વિજ્ઞાનના મન્દિરનાં અનેક ગૂઢ દ્વાર રા. વિજયલાલે ઉઘાડ્યાં, તે જ કૂંચી વડે તત્ત્વજ્ઞાનના મન્દિરનું પણ મહાદ્વાર ઉઘાડવાની વિફળ આશા રાખવાને લીધે જ એ નિરાશાના ઉદ્‌ગાર કરે છે. વિજ્ઞાન જે અનુપમ અને ઉચ્ચ શિખર ઉપર લઈ જઇને હેમને મૂકે છે તે શિખરની ઉચ્ચતાને લીધે જ હેમની બુદ્ધિને એક જાતના ચક્કર અને તમર આવે છે, અને તેથી

કરીને, એ જ વિજ્ઞાનના ઉચ્ચ ગિરિને અને તત્ત્વજ્ઞાનના તેથી પણ ઉચ્ચતર ગિરિને જોડનાર ગૂઢ સેતુ હેમની દૃષ્ટિયે પડતો નથી, અથવા તો, કાંઈક પડે છે તો પણ, એ સેતુની વાસ્તવિકતા, દૃઢતા વગેરે વિશે સંશય ઉત્પન્ન થવાથી, હેના ઉપર પગલાં તો નીચે અનન્ત અન્ધકારવાળી ખીણમા પડી તો નહિ જાઉ—એમ કાઇક ભય થઇને એ આગળ ક્રમ ભરવાને જ ના પાડે છે.

તો પણ હેમની આ વૃત્તિથી નિરાશા મ્હને થતી નથી. કેમકે કેવળ હઠીલા નાસ્તિપક્ષનુ અવલમ્બન કરવાની વિષમ પરિણામવાળી ભૂલ એ નથી કરતા; અને જે અજ્ઞાતવાદની વૃત્તિ છે ત્હેમાં પણ જિજ્ઞાસાનાં બીજ સ્ફુરી આવતાં જણાય છે. **"મૂળ પદાર્થ અને મૂળ ગતિ આવ્યાં ક્યહાંથી?"**—એ પ્રશ્ન પૂછવાની રીતિ જ આ અનુમાનને સબળ કરે છે.

"ન્હાના બાળકની જેમ આપણે આકાશ તરફ દૃષ્ટિ કરિયે છિયે અને મનને પૂછિયે છિયે કે—આ બધુ તે શું? ક્યહાંથી આવ્યું? અને હેની પેલી પાર શુ છે!"

આ વચનમા આ તત્ત્વજ્ઞાનના પ્રશ્ન તરફ બાળકવૃત્તિનો સ્વીકાર જ ઘણો સૂચક અને આશાજનક છે. એ પ્રશ્ન હેમણે બહુ સારી અને સબળ રીતે મૂક્યો છે,—'પદાર્થ અને ગતિ ક્યહાંથી આવ્યા?' એમ નહિ, પણ છેલ્લા બે શબ્દોનો ક્રમ મઢીને—**'આવ્યાં ક્યહાંથી?'** એમ મૂકવામા એ પ્રશ્નનુ બળ સચોટ રીતે પ્રતિબિમ્બ પામ્યુ છે. એ પ્રશ્ન કેવો ઉંડો, કેવો વારવાર મનુષ્યના મનને હૃદયથી હલાવનારો છે,—એ આ શબ્દયોજનાથી તત્ક્ષણ અને તીવ્રતાથી જણાઈ આવે છે

તો આ આગ્રહથી વારંવાર ઉત્પન્ન થતા પ્રશ્નની ચર્ચા શી છે? વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના ઊંચા પર્વતોને જોડનારા સુવર્ણસેતુના ગૂઢ ક્રમ કિયા છે? એ વિશે જરા તપાસ કરીશુ તો રા. વિજયલાલને અસ્થાને નહિ લાગે એટલુ પ્રથમ પગલે હેમને કહી મૂકવુ પડશે કે વિજ્ઞાન માટે જે ચક્ષુનો ઉપયોગ કર્યો છે તે જ ચક્ષુ આ પ્રદેશમાં કામ નહિ આવે. તે માટે જે ચક્ષુનો ખપ પડશે તે હેમની કને નથી એમ નથી, એ મૂલ્યવાન ચક્ષુ સર્વ મનુષ્યની પેઠે હેમની કને પણ છે, મનુષ્ય માત્રની એ મિલકત છે. માત્ર પોતાના ગુપ્ત ધનની પોતાને ખબર નથી હોતી એમ બને છે. જે ઇન્દ્રિયનો ઉપયોગ બંધ થાય છે તે બ્હેર મારી જાય છે એ ન્યાય અહિં પણ લાગુ પડે છે માટે એ ચક્ષુનુ ઉદ્‌ઘાટન ઈશ્વરકૃપાથી થતા વાત સર્વને તેમ હેમને પણ નવો પ્રદેશ સહજ રીતે જણાશે

બીજી રીતે બોલીશુ. વિજ્ઞાન પોતાના વિષયભૂત તત્ત્વો તથા નિયમોની પરીક્ષા કરવાને અમુક કસોટીઓનો ઉપયોગ પોતાની પ્રયોગશાળામાં કરે છે. તે જ રીતે તત્ત્વજ્ઞાનની પ્રયોગશાળા સ્વતન્ત્ર છે અને એ પ્રયોગશાળામા આધ્યાત્મિક તત્ત્વોની પરીક્ષા માટે કસોટીઓ જુદા પ્રકારની વપરાય છે. એ કસોટીઓનો કાંઈક ઇશારો જ કરી શકાશે. વિસ્તારથી ચર્ચા કરતાં વધારે જગાનુ રોકાણ થઈ જાય એમ છે.

ત્યહારે—એ કસોટીઓ કઈ? પ્રથમ તો, 'હું છુ' એ સ્વાનુભવનુ તત્ત્વ નિર્વિવાદ છે

તે છે. રા. વિજયલાલ એ સ્વાનુભવની બ્હાર નથી. જડ જગતથી સ્વતન્ત્ર કોઈ અગોચર તત્ત્વનું દર્શન એકાએક એ સ્વાનુભવ કરાવે છે. વિજ્ઞાનની પ્રયોગશાળામાં પદાર્થની પરીક્ષા કરનારો વિજ્ઞાનશાસ્ત્રી એ પદાર્થથી સ્વતન્ત્ર અને બુદ્ધિશક્તિવાળો કોઇક 'હું' એ જ્ઞાનવાળો પુરુષ છે એ ભાન સહજ થઈ સકશે. તો પદાર્થ ઉપર વ્યાપાર ચલાવનાર, ઇચ્છાપૂર્વક જ્ઞાનપૂર્વક વ્યાપાર ચલાવનાર કાંઈક ચેતન તત્ત્વ છે—એ પરિણામ ઉપર આવવું કઠણ નથી.

બીજી કસોટી;—જેમ મનુષ્યને બાહ્ય જડ જગતનો પરામર્શ કરવા માટે જડ જ્ઞાનેન્દ્રિયનું સાધન છે, તેમ જે શિવાય બીજા આધ્યાત્મિક પરામર્શ કરવા માટે એક વિલક્ષણ ઇન્દ્રિયનું સાધન છે. વિજ્ઞાનમાં પણ સામાન્ય સત્યોની પછાડી કોઈ ગૂઢ બુદ્ધિમય તત્ત્વનો આધાર હોય છે જ; ૨+૨=૪ એ સત્ય છે ખરું; પણ શા માટે ? એ સત્યનું જ્ઞાન કોઈ પણ તર્કવ્યાપારની અપેક્ષા રાખ્યા વિના જ મનુષ્યને થાય છે. એ પ્રકારનાં બુદ્ધિવિષયક સત્યોનું ભાન થવા માટે જે સહજ ઉપલબ્ધિ (Intuition)નું સાધન છે, તે જ રીતે દૈવી સહજ ઉપલબ્ધિને યોગે અમુક આધ્યાત્મિક સત્યોનું દર્શન થઈ સકે છે.

ત્રીજું;—એ જ પ્રકારે વળી સૌન્દર્ય,—ભૌતિક તેમ જ આધ્યાત્મિક સૌન્દર્ય—ની છાપ મનુષ્ય ઉપર પડે છે તે છાપ લેવા માટે ઇન્દ્રિય વિશિષ્ટ પ્રકારનું છે, જેને sense of beauty (સૌન્દર્યેન્દ્રિય) નું નામ અપાય. સૃષ્ટિના બાહ્ય દેખાવોની સુન્દરતા, મનુષ્યદેહની સુન્દરતા, વગેરે સર્વ સૌન્દર્યનો પરામર્શ કરાવનારા આ સાધનના પછી પેટાવિભાગ, વિષય પરત્વે, થઈ સકશે. આ સાધન વડે ચેતન તત્ત્વના વિશેષ સ્વરૂપમાં કાંઇક પ્રવેશ થઈ સકે છે. ત્હેની જ સાથે જડથી ભિન્ન ચેતન તત્ત્વનું અસ્તિત્વ એથી જણાય છે. અમુક વસ્તુ, ગુણ વગેરે સુંદર અથવા અસુંદર શા માટે—એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન નથી આપી શકવાનું, અને એ પ્રશ્ન તપાસતાં જ જડ પદાર્થની પેલી પાર જવું પડશે. સુંદરતાની ભાવના જ ચેતન તત્ત્વને માગી લે છે.

ચોથું;—સુખ, દુઃખ, પ્રેમ, દ્વેષ, ઇત્યાદિ લાગણીઓનું અસ્તિત્વ અનુભવસિદ્ધ છે. એ લાગણીઓનો ખુલાસો માત્ર જડ sensations (જડ અનુભવ) અથવા molecular changes (મનુષ્યના જ્ઞાનતન્તુના યન્ત્રમાં અથવા મગજમાં રચનાન્તર) વગેરેથી કરવાના પ્રયત્નમાં અન્યોન્યાશ્રય દોષથી વિશેષ કશું નથી. હર્ષાદિકથી શરીરના બાહ્ય વિકાર-જે'વા કે રોમાઞ્ચ, મુખમુદ્રાની દીપ્તિ, વગેરે, તે જેમ હર્ષાદિક ભાવ નથી પણ તે ભાવનાં પરિણામ છે, તેમ જ જ્ઞાનતન્તુમાં રચનાન્તર તે પણ એ લાગણીઓ નથી, પણ લાગણીઓનાં પરિણામ અથવા સહચારી ચિહ્નો માત્ર છે. એ લાગણીઓના અનુભવનું સ્વરૂપદર્શન એ ખુલાસાથી વખતે થાય; પરંતુ એ લાગણીઓ અનુભવનાર સ્વતન્ત્ર ego (**अहम्**) ની આવશ્યકતાનો ઉચ્છેદ એ રીતે થઈ સકતો નથી. અનુભવનાર વિના અનુભવ અર્થહીન બને છે.

રા. વિજયલાલ 'આપણા જમાનામાં કાંઈ સુકૃત્યો' કરવાની ઊર્મિ દૃષ્ટરૂપે બતાવે છે, તે સુકૃત્યની અપેક્ષા જડ પદાર્થની પછાડી રહેલું મનુષ્યનું ચેતન તત્ત્વ ના હોત તો ઉત્પન્ન જ ના થાત. 'પૃથ્વીને કાંઇ પણ વધારે સારી સ્થિતિમાં મૂકી આપણે ત્યાગ કરવો'—એ

ઉચ્ચ ભાવના ત્યાગ કરનાર ચેતનરૂપને અભાવે આધારહીન બનશે. ત્યાગ કરનાર વિના ત્યાગ થવાનો શી રીતે? તો પછી "પછી પાછળ ગમે તે હો!" એ શકાનો ઉદ્‌ગાર કાંઇક શિથિલ બને છે.

આ અને હાવી કસોટીએ વાપરનારી પ્રયોગશાળામાં રા. વિજયલાલના પ્રશ્નની પરીક્ષા કરી સકાશે. એ પરીક્ષાની માત્ર છાયા અહિં આપેલું છુ. "મૂળ પદાર્થ અને મૂળ ગતિ આવ્યા ક્યહાથી?"—સાખ્ય મત પ્રમાણે એ પદાર્થ અને એ ગતિ, પ્રકૃતિ અને energy (પુરુષ), એ એકમેકથી સ્વતન્ત્ર અને અનાદિસિદ્ધ ગણો, અથવા અદ્વૈતમત પ્રમાણે એનો અભેદ ગણો,—તે જુદી વાત છે. પરતુ એટલુ તો સ્પષ્ટ છે કે પદાર્થને ગતિ મળ્યાની સાથે જ ગતિની પછાડી કોઇક ઇચ્છા (will) નુ અસ્તિત્વ અવશ્ય આવે છે. જેમ મનુષ્ય પોતાના શરીરના અગોને, અથવા બાહ્ય પદાર્થને, ગતિ આપે છે તે વ્યાપારની પૂર્વે હેની ઇચ્છાની સ્થિતિ છે, તેમ જ વિશ્વયન્ત્રના દરેક વિકાસમા, વ્યાપારમા, જે ગતિનુ દર્શન છે હેની પછાડી કોઈ સર્વવ્યાપક ઇચ્છાના અસ્તિત્વ વિના છુટકો નથી. નહિ તો ગતિનુ અસ્તિત્વ અશક્ય જ બનશે 'ગતિ આવી ક્યહાથી?'—એ પ્રશ્નના ઉત્તરનુ પ્રથમ પગથિયુ આ છે

તેમ જ, મનુષ્યના વ્યાપાર ઉપરથી વળી જણાશે કે એ ગતિની પછાડી રહેલી ઇચ્છા તે જ્ઞાનહીન નહિ પરતુ જ્ઞાનમય છે વિશ્વરચનાના નિયમોના સ્વરૂપથી જ એ સ્વીકારાય એમ છે. અન્ધ ઇચ્છા હોત, જ્ઞાનહીન ઇચ્છા હોત, તો અનેક ઉત્પાત, અનેક નિયમભગ, અનેક અનિયમિત ક્ષોભ, આ વિશાળ વિશ્વમા ડગલે ડગલે પ્રગટ થાત.

વળી,—એ જ્ઞાનમય ઇચ્છા માત્ર નિર્બળ, અશક્ત નહિ પણ શક્તિયુક્ત છે, શક્તિ વિના ઇચ્છાનો સંભવ જ નથી એ વાત મનુષ્યની પરિમિત ઇચ્છાની સાથે જોડાયલી પરિમિત શક્તિથી જાણિયે જ છિયે. તેમ આ અસીમ વિશ્વરચનામા અનેક અગોને વ્યાપારમા મૂકનારી ઇચ્છા—સતત અનન્ત ઇચ્છા—ને અગે અપરિમિત શક્તિ આપોઆપ ફળે છે.

એ જ્ઞાનમય, શક્તિમય, ઇચ્છાના વિશેષ સ્વરૂપમા પ્રવેશ કરવાનું આ સ્થળ નથી એ ઇચ્છાનુ અધિષ્ઠાન પરમ પુરુષ, શુદ્ધ, પવિત્ર એક છે તે ચર્ચા કરવાનુ અહિ કારણ નથી પરતુ વિશ્વરચનાનુ અદ્‌ભુત નૃત્ય અનન્તતાના મેદાનમાં કરાવનાર, મૂળ પદાર્થને અને હેના *પ્રત્યેક ક્રમમાં રૂપાન્તરોને ગતિ આપનાર, અલૌકિક ઇચ્છાનુ જ્ઞાન ઉપરના સાધનોથી થશે* તો રા. વિજયલાલના પ્રશ્નનો ઉત્તર મળ્યો ગણાશે એમ આશા છે.

મનુષ્યની પોતાની ઇચ્છા અને એથી ઉત્પન્ન થતી સર્વ ગતિના સબન્ધને પરિણામે મનુષ્યમા રહેલા ચેતન તત્ત્વનુ અસ્તિત્વ આવ્યા વિના છુટકો જ નથી. અને મનુષ્યની પોતાની ઇચ્છા જેને સ્પર્શ કરી સકતી નથી હેવા આ મહાન્ વિશ્વયન્ત્રની સૂક્ષ્મતમથી માડીને સ્થૂલતમ પર્યન્ત સર્વ ગતિ માટે મનુષ્યની ઇચ્છા તો જવાબદાર થઈ સકશે જ નહિ, તો અર્થાત્ જ મહાન્ ગતિના કારણ રૂપ જુદી જ ઇચ્છા, અને **अत एव** એ ઇચ્છાનો વ્યાપાર કરનાર પરમ ચેતન, મનુષ્યના ચેતનથી સ્વતન્ત્ર પરમ ચેતન આપોઆપ ઉપસ્થિત થાય છે, આમ મનુષ્યના આત્માના સિદ્ધાન્તથી આગળનો ક્રમ પરમાત્માના સિદ્ધાન્તમા જ જાય છે.

હવે મૂળ પદાર્થની ઉત્પત્તિ માટે મતભેદ દૂર રાખીને એટલું તો કહી સકાશે કે જે મૂળ પદાર્થને ગતિ આપનારી ઇચ્છાનું જ્ઞાનમય શક્તિમય સ્વરૂપ સ્વીકારાયું તો એ જ સ્વરૂપમાંથી સહજ ફલિત થાય છે કે એ પરમ ઇચ્છામાંથી જ એ મૂળ પદાર્થની ઉત્પત્તિ કલ્પવી અશક્ય નથી; પછી એ ઉત્પત્તિના વિશિષ્ટ સ્વરૂપ તરફ તો અલ્પજ્ઞ માનવે શ્રદ્ધા અને આદરયુક્ત મૌનથી જ જોવું પડશે.

આ ચર્ચાનો ઉદ્દેશ માત્ર એટલો છે કે રા. વિજયલાલ 'જ્ઞાત વિશ્વની પેલી પાર' જોવાની મનુષ્યની અશક્તિ વિશે કહે છે તે માત્ર વિજ્ઞાનશાસ્ત્રના સંકુચિત દૃષ્ટિબિન્દુથી જ કહે છે, અને જ્ઞાન, જ્ઞાન, વગેરે શબ્દોનો અર્થ તત્ત્વજ્ઞાનના દૃષ્ટિબિન્દુથી તપાસતાં એ 'જ્ઞાત વિશ્વની પેલી પાર'નું દર્શન અશક્ય નથી,–એમ બતાવી સકાય છે.*

રત્નાગિરિ જિલ્લો,
તા. ૨૫-૩-૦૬. — નરસિંહરાવ ભોળાનાથ.

---

* 'દર્શન' વગેરે શબ્દોનો પ્રયોગ માત્ર જડ દર્શનના સામ્ય ઉપરથી જ કરવો પડે છે; બાકી જડ દર્શન અને ચેતન દર્શન એ બે સ્વરૂપતઃ તો બિન્ન જ છે. મનુષ્યવાણીની અસમર્થતાને લીધે આ પ્રકારનાં રૂપગર્ભ વચનો વિના છૂટકો નથી, પરામર્શ, જ્ઞાન, એ શબ્દો વધારે સુઘટિત છે; પરંતુ પરામર્શમાં પ્રથમ ભૌતિક ભાસ છે, અને એ પરામર્શની–જ્ઞાનની–રેખા પૂર્ણ રીતે બતાવવા માટે 'દર્શન' જેવા શબ્દોની જરૂર પડે છે. વાણીના આ વિલાસને લીધે વિજ્ઞાનશાસ્ત્ર ભ્રમમાં પડે છે, તે હેવી રીતે કે ચેતન દર્શનને પણ જડદર્શનની સાથે તદ્રૂપ કરી દે છે,—અને તેથી જ ચેતન જગતને વિજ્ઞાનશાસ્ત્રના નિયમો અને કસોટીઓને વશ કલ્પી લે છે. "જ્ઞાત વિશ્વની પેલી પાર જોઈ સકતા હશે"—એમ રા. વિજયલાલ શંકાગર્ભ વચન મૂકે છે હેમાં આ પ્રકારના દોષનું જ બીજ છે.

ન. ભો.

# કવિ દયારામની પ્રેમલક્ષણા ભક્તિ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૪૬ થી. )

દયારામે માત્ર ગૂજરાતી ભાષામાં જ કાવ્યો રચ્યાં છે એમ નથી તેણે જેવી રીતે ગૂજરાતીમાં શૃંગારની રેલંછેલ કરી નાખી છે, તે જ મજબ હિંદુસ્તાનીમાં પણ કરી ખુલ્લો શૃંગાર વર્ણવ્યો છે. તેથી કરીને એનાં શુદ્ધ નીતિનાં કાવ્યોમાં પ્રવેશ કરતાં પહેલાં એ હિંદુસ્તાની કાવ્યોનાં એકાદ બે દૃષ્ટાન્તો લેઇએ તો ઠીક. દયારામે યાત્રા બે ત્રણ વાર કીધેલી, ને તેમાં થોડા દિવસ ગાળેલા નહિ, પણ પ્રથમની યાત્રા વખતે લગભગ સાત વર્ષ ને બીજી વખતે ચાર વર્ષ ગાળ્યાં હતાં. એ પ્રવાસમાં એને ઘણી ભાષાનો અભ્યાસ થયો હતો એટલે એ અનેક ભાષાજ્ઞાની હતો. મુખ્યત્વે કરીને સંસ્કૃત, વ્રજ, હિંદી, ઉર્દુ વગેરેનું સારૂ જ્ઞાન એણે સંપાદન કીધું હતું. એ ઉપરાંત ઉત્તર હિંદુસ્તાનમાં એણે કવિવરની માનનીય પદવી મેળવનાર સુરદાસનાં કાવ્યોને ચાવી કૂચો કર્યો હતો. આથી એની કાવ્યશક્તિમાં નવાંકુરનો જમાવ થયો હતો. તે અંકુરોને માત્ર યોગ્ય જળસિંચનની જરૂર હતી. દયારામને ઈશ્વરી બક્ષિસ તો હતી તેમાં વળી આ માર્ગસૂચક ખોરાક મળ્યો એટલે બાકી શું રહે ? અંકુરો પોષાતાં પોષાતાં પ્રવાસને અંતે તેનો વિકાસ થઈ ફૂલરૂપે મુખમાંથી ખર્યાં. પ્રથમ તો તેણે હિંદુસ્તાની ભાષામાં પંકાયેલા કવિ જેવા કે સુરદાસ, નન્દદાસ, પરમાનંદદાસાદિનાં કાવ્યોનું હિંદુસ્તાનીમાં જ અનુકરણ કીધું હોય એમ લાગે છે. કારણ હિંદુસ્તાનીમાંનું

" કોઈ પ્રીત કે ફંદે પરોના,<br>
ફંદે પરોના, જાની ફંદે પરોના. કોઈ.<br>
જો કોઈ પ્રીતકે ફંદે પરે હે,<br>
લાખ જતનવા નેહા છૂટેના. વારી નેહા. કોઈ. "

ગાયન દયારામનું હિંદુસ્તાની ભાષાનું કાવ્ય આપણે ઉપર વાંચી ગયા તેને મળતું છે. એ સિવાય ગઝલ, ખ્યાલ, ટપ્પા વગેરે રાગ રાગણીનાં ઘણાં ગાયનોની નકલ દયારામે કીધી છે. એટલું જ નહિ પણ તેના પોતાનાં રચેલાં કવનોમાં અસલ હિંદુસ્તાની કાવ્યોમાં વપરાયેલા શબ્દો જ જોવામા આવે છે, તેથી એ તો સિદ્ધ વાત છે કે દયારામને જે થોડાં ઘણાં પદો ગ. નર્મદાશંકરના કહેવા પ્રમાણે કલગી તોરાવાળાની સંગતથી આવડ્યાં હશે તેમાં, આ અભ્યાસથી ઉમેરો થયો, ને તેની કાવ્યશક્તિ ખીલતી ગઈ. આમ કહીને દયારામને માથે હિંદુસ્તાની ભાષાનાં કાવ્યોની ચોરીનો ગંભીર આરોપ હું મૂકવા માગતો નથી. માત્ર કહેવાની મતલબ એ જ છે કે એની શક્તિની ખીલવણી વ્રજ ભાષાનાં કાવ્યોના અભ્યાસને લીધે છે. એટલું તો સામાન્ય રીતે બધા કબુલ કરશે કે જે દૃષ્ટનું આપણે અનુકરણ કરતા હોઇએ તે કદાપિ સંપૂર્ણ રીતે પ્રાપ્ત ન થાય, તો પણ તેની છાયા તો આવે જ આવે. દૃષ્ટાન્ત તરીકે ' માનીતી તું છે મોહન તણી હો વાંસલડી રે ' ના ઉત્તમ પદે હરિભટ્ટને મ્હાત કીધો હતો તે પરમાનંદદાસના—

'બહોત ગુમાન ભઈ હો મુરલી બહોત ગુમાન ભઈ,
તેરી જાત બાત મેં જાની તું જંગલકી લકરી';

નું અનુકરણ છે. દયારામનાં પોતાનાં અન્ય ભાષાનાં કાવ્યો ઉત્તમ પ્રતિનાં છે એ નિઃસંદેહ વાત છે. પરંતુ કહેવાની મતલબ એ જ છે કે મીરાં, સુરદાસાદિ કવિઓનાં કાવ્યોની છાયા દયારામનાં કવનોમાં દૃષ્ટિગોચર થાય છે. રા. ઇચ્છારામ કહે છે કે "દયારામના મોટા ગ્રંથોમાં દયારામની પૂર્વે થઈ ગયેલા કવિયોના ગ્રંથોમાંથી અનુસરણ થયેલાં છે. એને સંસ્કૃતનો સારો અભ્યાસ હોવાથી જયદેવની 'અષ્ટપદી'માંથી, રાધાવલ્લભી સંપ્રદાયના પ્રેમ પટન, કૃષ્ણસર્પ, રાસક્રીડાદિ ગ્રંથોમાંના ઘણાક અલંકારો ને વિચારો લીધેલા પ્રત્યક્ષ જણાય છે; તેમ જ સુરદાસાદિ અષ્ટસખામાંથી, ને ગુજરાતી ભાષણ વગેરેમાંથી કેટલીક કવિતાનાં રૂપાંતરો કીધાં છે.

રા. હરિલાલ ધ્રુવ જણાવે છે કે 'સાંભળરે તું સજની મારી મારી' નું પદ મૂળ ભાષણનું છે; અને 'તમારો તનારો પ્યારી મન માને તે કહોની' એ પદ સુરદાસના 'આ જ હરિ પકરન પાઇ ચોરી'નું જ જાણે ભાષાંતર છે, તેમ જ 'દરટ થી રાધા રાધાવર ગીરીધારી' નું પદ નંદદાસજીના 'ભજ મન રાધે રાધે, રાધાવર જીવનનું તારન' એ પદપરથી લીધેલું સ્પષ્ટ જણાઈ આવે છે. અષ્ટસખાના પદોનો એને સારો અભ્યાસ હોવાથી તે તે પદોનો વિચાર સહાજીક કે રૂથાથી ગુજરાતી કવનમાં ઉતરી આવ્યા હશે એમ ધારવું ખોટું નથી."

વળી દયારામના

"મોહે બાંકે નૈન ખંજરસે લગાય ગયો રે;
એો લગાયકે ઝખમ દીયે, લગાય ગયો રે;
ખુની નૈન ખંજરસેં લગાય ગયો રે.
ગજબી ઘાયલ કર ગયો, દારૂ દવા ન કોય
મલમ માલમ મેહેબૂબ હરિ, મિલે તબી સુખ હોય."

કાવ્યની છેલ્લી કડી 'ગજબી ઘાયલ કર ગયો, દારૂ દવા ન કોય, મલમ માલમ મેહેબૂબ હરિ, મિલે તબી સુખ હોય' નો મુસરૂ ખાકાની નામના ફારશી કવિની

'અઝ સરે બાલીને મન બરખીઝ અયે નાદાન તબીબ,
દર્દે મંદે ઇશ્કરા દારૂ બજુઝ દીદાર નીસ્ત'

કડીના ભાવને લગભગ મળતી છે. એટલે તે પરથી એમ અનુમાન બાંધી શકાય કે તેને ફારશી ભાષાનું પણ કદાપિ જ્ઞાન હશે.

હવે દયારામનું પ્રથમનું કાવ્ય જે એણે હિંદુસ્તાની ભાષામાં બનાવ્યું હતું ને જે ગ્રશી

વિશ્વેશ્વરની લાવણી છે તે જો કે ઉત્તમ પંક્તિનુ નથી, તો પણ ભક્તિનુ છે, શૃંગારનુ નથી આથી પુરવાર થાય છે કે દયારામને બાળચેષ્ટા પર અભાવ થયો હતો તેની વૃત્તિ બદલાઈ હતી તથાપિ તે હજુ કામી હોવાને લીધે અવતારીમા ગણાયેલા નરસિંહ ને મીરાની માફક તેણે તેમના જેવા પ્રેમલક્ષણા ભક્તિના કાવ્યો બનાવ્યા. દયારામના હિંદુસ્તાની કવનોમા દરદી કવિતા છે, પરતુ જે છે તે પ્રેમલક્ષણા ભક્તિની જ છે, ને કૃષ્ણ–રાધિકાને ઉદ્દેશીને લખાયેલી છે એમા પણ કાવ્યો ઉત્તમ છે દૃષ્ટાન્ત તરીકે "માઈ કૈસે કરૂ પીયા બસે મધુપુર જાય," 'લીયુ લગ્યો પ્રીતમકુ પતીયા, મેરી ભર આઈ છતીઆ,' 'પાનીડા ન જાઇયો રે, દેખ દેખ ગીરધર મન દુખ પાય," "મેરે કુબરા રે કૈસે રાખુ સમજાય," "જોબન રસ ઝલકાય, રસિયા રોય તજોગ," "અબ જાને દે, અબ જાને દે, સાંજ પરી ઘનસ્યામ," "લગી હે યાદ પ્રીતમકી, તનપરકે જિયા જાવેગા" વગેરે પદોથી ખુલ્લુ જણાય છે કે દયારામમા શક્તિ ઘણી હતી તેને અન્ય ભાષા પર જોઇએ તેવો કાબુ હતો શબ્દોનુ ખરૂ રહસ્ય તે સમજી શકતો હતો, તેથી અનુકૂળ સ્થાને યોગ્ય શબ્દો વાપરી શકતો હતો એ હિંદુસ્તાની ભાષાના જ્ઞાનનુ પરિણામ એ આવ્યુ કે ગુજરાતીમા લખાયેલા ગરબો જે વ્રજ ભાષાના અભ્યાસ પછીના હતા તેમા એ શબ્દો ઉતરવા લાગ્યા, ને ચાલતે દિવસે ભાષામા તે એટલા રૂઢ થતા ગયા કે એ શબ્દો ગુજરાતી ભાષાના જ છે એમ આજે આપણે અભિમાનથી માનીએ છીએ, એમ કહુ તો અતિશયોક્તિ નથી પ્રસ્તુત વિષયમા એટલુ જ કહેવાની જરૂર છે કે દયારામના અનીતિમા ગણાયેલાં હિંદુસ્તાની વા ગુજરાતી ગરબીઓ ને પદો જેને આપણે પ્રેમલક્ષણા ભક્તિનુ નામ આપ્યુ છે તે દયારામના મનનુ વલણ બદલાયા પછીના જ કાવ્યો છે તેને ગદ્દા પશ્ચાત્તાપના સમય સાથે કોઈ પણ જાતિનો સબધ નથી, એ ઉપરની બધી દલીલથી સાબીત થાય છે દયારામ પોતે નવ પ્રકારની ભક્તિમા દશમી પ્રેમભક્તિ પોતા તરફથી ઉમેરે છે

> આસક્તિ નખી શ્રવણ ગ, છે શ્રવણ પહેલી ભક્તિ,
> કીર્તન સ્મરણ પછી પાદ સેવન અર્ચન વદન વ્યક્તિ
> દાસત્વ ભક્તિ સખ્યતા, આત્મનિવેદન નામ,
> તે ઉપર દશમી પ્રેમભક્તિ, અતિ પ્રિય ઘનસ્યામ

આથી દયારામે સ્થાપિત કીધુ છે કે પોતાનો ઇષ્ટ દેવ જે કૃષ્ણ તેને તો માત્ર પ્રેમભક્તિ કે પ્રેમલક્ષણા ભક્તિ જ પ્રિય હતી, માટે જ તે તે રસ્તે વળ્યો હતો

આવી જાતના નીતિના પદો લખાયાથી લાભ - હાનિ ? અલબત્ત જનસ્વભાવ બધે એક સરખો હોતો નથી કોઇની રૂચિ કેવી ને કોઇની કેવી દરેકના મત એકએકને મળતા હોતા નથી પરતુ એટલુ તો ખરૂ કે પ્રેમલક્ષણા ભક્તિ કઈ શુદ્ધ ભક્તિ કહેવાય ? જ્યારે ભક્તિ ન કહેવાય ત્યારે એને પ્રેમલક્ષણા ભક્તિના નામથી ઓળખી ભક્તિ નામને શા માટે કલકિત કરવુ ? ભક્તિ તો શુદ્ધ ને નિર્મળ હોવી જોઇએ તેમા કોઈ પણ જાતની મલિનતા

કે કોઈ પણ તરેહનું આચ્છાદન ન જ હોવું જોઇએ. સર્વ શક્તિમાન પરમેશ્વરને ભજવામાં પ્રેમને નામે શૃંગારનું શું કામ છે? એક જ વસ્તુમાં બે મિશ્ર કર્યાથી એકેનું ફળ સધાતું નથી. બે બગડે છે. માટે એને ભક્તિ કહેવા કરતાં વિપ્રલંભ શૃંગાર જ કહેવો યોગ્ય છે. તો પછી આવી જાતના શૃંગારને લોકોએ ભક્તિ કેમ માની તે જોવું આવશ્યક છે. રા. હરગોવનદાસ કાંટાવાળાના કહેવા પ્રમાણે કૃષ્ણ રાધા આદિ દેવ દેવીને નાયક નાયિકા લઈ શૃંગારનું વર્ણન કરવું એ ભક્તિ મનાય છે. જો આવી જ ભક્તિની વ્યાખ્યા લેખાતી હોય તો પછી ગમે તેવો શૃંગાર કવિઓ કૃષ્ણાદિકને નામે વર્ણવે તે બધી જ ભક્તિ!! એ કેવું ખેદકારક છે? છતાં પ્રાચીન કાળમાં રા. કાંટાવાળા કહે છે તે જ માફક મનાતું હશે, નહિ તો આપણા બધા પ્રાચીન કવિઓ એક જ માર્ગે શા માટે દોરાયા? બધામાં કોઈ એવો ન નીકળ્યો કે શૃંગાર વર્ણવતાં તેણે અન્ય માર્ગ પકડયો? પરંતુ બધા પ્રાચીન કવિઓએ એક જ રસ્તો લીધો છે, ને નિર્મળ ભક્તિના નામને દૂષિત કીધું છે, એટલું જ નહિ પણ તેમ કરીને, અન્ય પ્રકારે ભક્તિ વર્ણવાનું તેઓમાં સામર્થ્ય નહોતું એવું સાક્ષરોને કહેવાને માર્ગ આપ્યો છે.

રા. રમણભાઈ દયારામ વિશે કહે છે કે "દયારામ બહુ માનનીય છે. તેની કવિતા લીલાથી વિલાસ કરે છે. એની કલ્પનાને રસની ખોટ પડતી નથી. સ્પષ્ટ રીતે ગંભીરતા ધાર્યા વિના ગંભીર ભાવ ગર્ભિત રાખવાનું અનુપમ કૌશલ તેનામાં છે. રાગ અને કલા બન્નેમાં તેની વિશેષતા છે. પણ કવિતાના સર્વ પ્રદેશમાં તે ફરી વળ્યો નથી. પ્રકૃતિ સાથે એકરૂપ થવાનું વલણ કરી સર્વ ઠેકાણે કાવ્યમય દૃષ્ટિથી જોવાનું તે શિખ્યો નહોતો. પ્રેમ ને ગોપી ને સ્વામના સંબંધનું જ રૂપ આપવાની ચાલતી સાંકેતિક રીતિ સ્વીકારી તેમાં પણ પોતાની ખુબી તેણે બતાવી છે. પણ એ રીતિ મૂકી દઈ હૃદયને નિરંકુશ કરવાની તેની ઈચ્છા નહોતી કે તેનામાં શક્તિ નહોતી."

આપણા આજના વિચારે નહિ જોતાં 'કૃષ્ણને નામે શૃંગાર એ ભક્તિ' એ વ્યાખ્યા પ્રમાણે વિચારીએ તો દયારામાદિ શૃંગારી કવિઓએ ઉત્તમ કાવ્યો રચ્યાં છે, પણ ઉત્તમ અને આકર્ષક હોવાથી આનંદ સાથે લોકોની અનીતિમાં વૃદ્ધિ કીધી છે એમ કહીએ તો ખોટું નહિ ગણાય. દયારામ તો પચાશ વર્ષ પર હયાત હતો, છતાં એના વિચારો પણ જૂના જમાનાના કવિઓ સાથે જ મળી ગયા એ ખરેખર ખેદની વાત છે. આ ઉપરથી એમ જણાય છે કે આજે જનસમાજ જેટલો સુધર્યો છે, વિદ્યા જેટલી પ્રસરી છે, મન જેટલાં ખીલ્યાં છે, વિચાર જેટલા ઉચ્ચ શ્રેણીએ પહોંચ્યા છે તેટલું સો વર્ષ પર નહિ હોય, નહિ તો આ પ્રમાણે થાત નહિ. લોકોમાં પ્રિય થવાને તથા કવિ તરીકે પ્રખ્યાતિ મેળવવાને જનસમાજને કેવું અનુકૂળ થશે તે ગ્રહણ કરવાનું તથા તે પ્રમાણે વર્તવાનું કવિને હતું, તથા કૃષ્ણને નામે શૃંગાર એ શુદ્ધ ભક્તિ નહિ, એ અનીતિમાન ગણાશે કે એથી અનીતિ ફેલાશે તેનો છેક ખૂણે પણ તેને ખ્યાલ નહિ આવ્યો હોય. એથી જ એવાં ખુલ્લાં કાવ્યો લખાયાં હશે ને તેને માટે બાધ પણ લેવાયો નહિ હોય. ઉલટાં વધારે ઉમંગથી તથા ઉત્સાહથી તે ગવાયાં છે ને ગવાય છે. એ કારણથી જ તે અનીતિના ઉદ્દેશથી લખાયાં છે-એ પુરવાર કરવું ઘણું મુશ્કેલ થાય છે. એમાં નીતિમાન અને અનીતિમાન પુરૂષો બન્ને એક સમાન!! એ બાબતમાં રા. રમણભાઈ જે ઉદ્‌ગારો કાઢે છે તે મુનાસબ છે. એ કહે છે કે "કૃષ્ણના વ્યભિચારમય

શૃંગારના અશ્લીલ વર્ણનોથી હૃદય ઉન્નતિ પામે, સ્વર્ગીય પ્રેમ અનુભવે, ઇશ્વરના દિવ્ય સ્વરૂપમા યુક્ત થાય એ તો કેવળ અસંભવિત અને અયુક્ત છે કવિનું હૃદય ભક્તિથી ઉભરાઈ, ઈશ્વરલીલાથી મોહ પામી ભક્તિ અને પ્રેમનો ઉદ્ગાર વાસ્તવિક સ્વરૂપે પ્રકટ કરે અને વાચનારના હૃદયને રસલુબ્ધ કરી પોતાની જોડે ઈશ્વર તરફ ખેચી દિવ્ય અનુભવ કરાવી દિવ્ય અંશ ગ્રહણ કરાવે તે જ ભક્તિકવિતા ઉચ્ચ કવિત્વનો આનંદ અનુભવતા સદ્બોધ તો એની મેળે જ પ્રસગવશાત્ મળી જાય છે હૃદયની વૃત્તિ જ ભક્તિરસ ખાતર પરમોન્નત પદાર્થોમા દૃઢ થાય છે ઉત્તમ બોધ પળે પળ મળતા છતા ચિત્તને તે કવિત્વથી ભિન્ન લાગતો નથી કવિતાનુ આ જ પ્રયોજન છે ”

વળી એ જ લેખક કહે છે કે ‘ ગુજરાતના પ્રાચીન ભક્તકવિઓએ જ્યા અપરોક્ષ રીતે ઉપદેશના કે જ્ઞાનના વચન કહ્યા છે ત્યા તો વાસ્તવિક ભક્તિરસનો સવાલ જ નથી પણ તેમના જે માત્ર ભજનના જ પદો છે તે સર્વ કૃષ્ણ સબધી હોવાથી કવિ અને કવિના આદર્શનો સબધ ગોપી અને કહાનનો હોવાથી, મૂર્તિમાન અવતારનુ દર્શન સર્વભાવ અને વિચારનુ મધ્યબિંદુ હોવાથી આત્મિક ભક્તિરસની અમર્તતા મચવાઈ નથી મનનો ઉત્કર્ષ અપાર્થિવ દિવ્યતા તરફ થવાને બદલે ઇન્દ્રિયગમ્ય વિષયો ભણી થયો છે, રસભક્તિને બદલે શૃંગાર થઈ ગયો છે, સિક કાવ્યો થયા છે પણ ભક્તિરસપૂર્ણ કાવ્યો નથી થયા બીજા રસથી પૂર્ણ કાવ્ય થયા છે

ત્યારે શુ પ્રાચીન કવિઓએ ઉપલા આશયના જ કાવ્યો લખ્યા છે ? બીજો રસ શુ દયારામને પ્રતિકૂળ હતો ? ના એના કાવ્યોમાથી શુદ્ધ કે વિમલ ભક્તિના દૃષ્ટાન્તો પણ જો ઇએ તેટલાં મળી આવે છે એટલુ જ નહિ પણ શૃંગારમા જેટલી રસિકતા આણી શક્યા છે તેટલી જ, વા કદાચ તેથી કઈ એકાદ અંશે ઉતરતી રસિકતા દર્શાવી છે પરતુ એ વિષયમા પ્રવેશ કરતા પહેલા દયારામના શુદ્ધ નીતિના એમાંના બે પદો લેઇએ તો વિશેષ અનુકૂળ થઈ આ વિષયની શ્રેણી જળવાશે

જે વિષયમા ઉતરવુ તેનુ ખરૂ રહસ્ય બતાવવાની, તેમા ગુલતાન થઈ તાદૃશ ચિત્ર પાડી આપવાની દયારામની રીતિ છે તે જ પ્રમાણે જેમ એણે શૃંગારમા ઘેલાપણુ દાખવ્યુ છે તેમ નીતિમા પણ સચોટ બાણો માર્યા છે ને તેથી એને વિશે લોકોને કહેવાનુ કારણ મળ્યુ છે કે બાલ્યાવસ્થામા જેવો તે અનીતિમાન્, લપટ, અને વ્યભિચારી હતો તેવો તે ઉત્તર અવસ્થામા નહોતો કારણ કવિ કહે છે કે—

> ‘ જીવ જાણી લે જગ પ્રીત જગદીશ વિના નવ સારી
> મન માની લે પૂછી જો અનુભવી હોય જે નરનારી ”

વળી—

> ‘ જે કોઈ કલ્યાણને ચાહો તે સ્ત્રીની સગત તજજો રે,
> દુખ દરીઓ પાપ પુતળી શાણા સમજી ભજજો રે,
> અફીમને અબળા એ સરખી ગળે પડયા નવ છુટે રે
> તન ધન સુધરમ બહુ વણસાડે, નરક પડે તન ટૂટે રે ’

આ નીતિના ઉપદેશ કેવા છે! પ્રેમલક્ષણાભક્તિ વિશે લખતાં તેણે નીતિ વિશે વિચાર રાખ્યો નથી, તેમ નીતિ વિશે બોલતાં શરીરમાંથી શૃંગાર તદ્દન કાઢી કાઢયો છે. અલકે તેને તિરસ્કારથી જોયો છે, તથા તે વિશે જાણે પોતાને બધો અનુભવ થઈ ગયો હોય એવા જ ભાવથી બોલ્યો છે જેથી કરીને વાંચનારને એ જ સંદેહ ઉત્પન્ન થાય છે કે દયારામ એ પ્રમાણે બોલે છે માટે તે એવો જ હોવો જોઇએ. શૃંગાર રસમાં પૂરેપૂરો થાક્યા પછી જ આવાં શબ્દો એના મુખમાંથી નિકળ્યા છે એ તો નિર્વિવાદ છે. તો પણ કવિનું કર્તવ્ય એ જ છે કે વસ્તુનું સંપૂર્ણ રીતે ચિત્ર પાડી આપવું ને તે પડે ત્યારે જ તે કવિપદને યોગ્ય થાય. 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ.' એ ઉક્તિ પ્રમાણે કવિમાં વર્ણન કરવાની કુદરતી બક્ષિસ હોય છે, પછી તેને તે બાબતનો અનુભવ થયો હોય કે નહિ. એ કારણથી જે ભાવ લે તે સંપૂર્ણપણે દર્શાવે માટે તેને માથે કાવ્યો પરથી આક્ષેપ મૂકવો એ રીતિ તો અયોગ્ય છે.

વળી કવિ આગળ કહે છે કે—

" હો મનવા શ્રી હરી શરણે રહેજે;
અવર ઉપાય નથી કંઈ બીજો, કૃષ્ણ કૃષ્ણ મુખ કહેજે.
અકળ અવિદ્યાની જાળમાં રે, પડિયા પંડિત શૂર;
જ્ઞાની વૈરાગી જોગી જતી રે, ચાતી કર્યા ચકચૂર.
સ્ત્રી એ જ મોટી મોહની રે, બીજું સહુ એની હેઠ;
પોહોંચેલાને પણ પાડે પલકમાં, છેલી સીડી લગી હેઠ. "

શૃંગારપર આવેલા અભાવનું આ લક્ષણ દેખીતું છે. મનને હવે કયે માર્ગે દોરવું, શેમાંથી દેહનું સાર્થક થાય તે અનન્ય માર્ગ મન શોધે છે. એ કયો સમય હશે? અલબત્ત વલ્લભી સંપ્રદાય સ્વીકાર્યા પછીનો જ. આ પછી એમાં ભક્તિના અંકુરો જન્મ પામ્યા છે. એ સમય ૩૫-૩૭ વર્ષમાં હતો, ને તેણે મરજાદી ૩૮ વર્ષે લીધી હતી. આ પછી એણે શૃંગારનાં કે પ્રેમલક્ષણા ભક્તિનાં પદો રચ્યાં હોય એવું જણાતું નથી. જે વખતે ભક્તિમાં ડૂલ થઈ તંબુરા સાથે મંદિરોમાં હાલ જેમ વૈષ્ણવના મંદિરોમાં ભજનીઆ ગાય છે તેમ ગાતો ને તાનમાં આવી જઈ નૃત્ય પણ કરતો તે વખતે લોકો તેની પાછળ ભરી પડતા હતા. આ ઉપરથી સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે કે દયારામનો સ્વભાવ જ એવો છે કે જે વિષયમાં મચવું તેમાં પૂરા જીગરથી મચવું, અધૂરા નહિ. ભક્તિમાં ભક્તિ સિવાય એને કાંઈ પ્યારૂં નહોતું, એ એના લખેલા ગ્રંથમાંથી જડી આવે છે. દૃષ્ટાન્ત તરીકે રસિકવલ્લભમાં કહે છે કે—

" દેહ તેનો નેહ જેને, હરે જેવું રૂપ;
ઉર જેહને સ્ત્રી-ભક્તિ છે, તે જાણવા તદ્રૂપ.
નહિ મોહ આને સ્ત્રી થકી, છે માયા પણ સ્ત્રી દેહ;
ભક્તને ન દમે અજા તે, સમજવું કારણ એહ.
પુલ્લિંગ જ્ઞાન વૈરાગ યોગાશ્રિત તત્સમ સોહે;
તે માટ પીઠ પ્રધાન દે છે, નારી નરને મોહે."

મનમાં આવ્યું તે જ પૂરેપૂરું વર્ણવ્યા સિવાય એમાં બીજું કંઈ છે ? લોકોને એ ગળે ઉતરશે કે નહિ તેની એણે દરકાર કીધી છે ? ભક્તિનાં કાવ્યો લખ્યાં તો તેમાં પણ હદ વાળી. વલ્લભી સંપ્રદાયને ટોચે ચઢાવવા બેઠો એટલે તે જ પંથ શ્રેયસ્કર છે એવું સ્થાપિત કીધું, ને તેટલા માટે ભક્તિપોષણ ગ્રંથ લખ્યો, ને તેમાં વેદાંતી વગેરે અન્ય મતના પુરુષોને આડે હાથે લીધા.

ઉદાહરણ તરીકે—

> " કદિ બ્રહ્મ મળ્યા તોય સુખ કશું, જળસ્વાદ શો જળરૂપ;
> જ્યમ કમળગંધ ન કમળને ભોક્તા સુગંધ મધૂપ.
> છતે સ્વામિએ વિધવાપણું, મહુ માને માયાવાદી;
> જન દયા પ્રીતમ કૃષ્ણનંદના, રસિક જન છે સ્વાદી. "

વળી એ જ ગ્રંથમાં કવિ કવે છે કે—

> " દાસપણામાં સૌભાગ છે, પતિ પુરુષોત્તમ જેને માથે;
> ધણી છતે વિધવાપણું, બ્રહ્મજ્ઞાનીનાં મન સાથે;
> દાસપણે જે આનંદ છે, તે નથી ભજે જગદીશ.
> જ્ઞાનીનું સુખ એવુ જાણજે, પાગે આગે છેદાવે શીશ. "

કવિનાં ઉત્તમ પ્રતિનાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં ગ્રંથો રસીકવલ્લભ, પુષ્ટિપંથરહસ્ય અને શતશાઈ છે. કોઈ પણ પથનો આગ્રહ કરતાં પહેલાં કવિએ સામાન્ય ભક્તિ વિશેનાં ઘણાં ઉત્તમ કવનો બનાવેલા છે. દ્રષ્ટાન્ત તરીકે—

> " અભય અચળ દાતા હરિ એક જી, એ બળ ન મળે દેવ અનેકજી
> કૃષ્ણ તમારો કે' એક વાર જી સહજ હરિ દે સુખ ભંડારજી. "

વળી—

> " તજી સુંદર શ્રી હરિની સેવાજી, કરે ઉપાસના દેવી દેવાજી;
> તે જ્યમ તરછો ગંગા અનૂપજી, તજીને તીરે ખોદે કૂપજી.
> સુર પૂજે મૂકી જગદીશજી, તજી કામદુધા દુહે મહિષજી
> કે' નિગમાગમ એ ફરી ફરીનેજી, ભજે સહુ એક હરિનેજી."

દયારામનાં આ વચન જેવાં નરસિંહ મહેતાનાં પણ વચન છે.

> " એક સમે ગોપીનો વ્હાલો, અવર બીજાનુ મારે કામ કશું. "

દયારામની ને નરસિંહ મહેતાની ભક્તિ વચ્ચે ઘણું અતર છે, એટલે કે નરસિંહની ભક્તિ નિષ્કામ હતી, ને દયારામની સકામ હતી. નરસિંહ ભક્તિમાં જેટલો ઊંડા ઉતર્યો છે, તેટલો દયારામ ઉતર્યો નથી, છતાં દયારામનાં ભક્તિ કાવ્યો છેક નિર્માલ્ય નથી. દયારામની ભક્તિ

સંકામ હતી, તો પણ તેણે નરસિંહની ચાલે કોઈ કોઈ સ્થળે નિષ્કામ ભક્ત થવાનો પ્રયત્ન કીધો છે. નરસિંહે કહ્યું છે કે—

"મારૂં વૃંદાવન છે રૂડુંરે વૈકુંઠ નહિ આવું;
નહિ આવું નંદજીના લાલા, નહિ આવું."

દયારામે પણ—

"વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું:
નંદ કુંવર ક્યાંથી લાવું, વ્રજ વહાલું રે."

કહી નરસિંહ મહેતાનું અનુકરણ કીધું છે. પણ નરસિંહ મહેતાની પેઠે તેણે કદિ કોઈ સ્થળે કહ્યું નથી કે—

'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ.'

નરસિંહ મહેતાને નાગરોએ ઘણો હેરાન કીધો હતો ત્યારે કૃતકૃત્ય નાગરે કેવો પ્રત્યુત્તર વાળ્યો છે?

"એવા રે અમો એવા રે એવા તમો કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે."

દયારામને પણ નરસિંહ જેવો જ પ્રસંગ આવ્યો હતો. જો કે બીજી રીતે એ બે પ્રસંગો વચ્ચે આસમાન જમીન જેવો ફેર હતો, એક ઇષ્ટ દેવની ભક્તિનો ત્યારે બીજો વ્યભિચારીનું માથે આળનો હતો. નરસિંહ ઢેડની સાથે ભજન કરતા, ને તેથી નાગરોએ એને પજવ્યા હતા, ને તેથી ઉપલી ઉક્તિ ગાઈ હતી ત્યારે દયારામને દેવ તરીકે સ્ત્રીઓ ચંદન ચર્ચી સેવા કરતી હતી તેથી આખા ગામમાં તેની અપકીર્તિ ફેલાઈ હતી તેને લીધે તેણે કહ્યું હતું કે—

"વિચારી જન તો જારી રમશે, રાખશે રૂડિયા રીશ;
અવિચારી જન જારીને, તજશે, શું ગાશે જુગદીશ;
કૃષ્ણ શું જારી હમારે છે, જારી કરતાં જીવ તારે છે.
દયાની પ્યારી કૃષ્ણજી કહાવે, કૃષ્ણની પ્યારી આ દાસી;
રમું રમાડું પ્રેમે પોઢું જારી કૃષ્ણશું નહિ તો ઉદાસી;
એ વ્યભિચાર નિત કરીએ રે, એથી ભવસાગર તરીએ."

એમાં કેટલો બધો તફાવત છે? એની રીતિ કેવી છે? એક ભક્તિનું ખરૂં સ્વરૂપ ખડું કરી આપણને આકર્ષે છે, ત્યારે બીજો મનનો ઉભરો કાઢી માથે આવેલા વ્યભિચારના આળનો જારી શબ્દથી જ કટાક્ષ કરે છે. પરંતુ દયારામે એ કવન ખરા દિલથી કર્યું હશે એવું એના આપેલા ભાષણથી માનવાને કારણ મળે છે. સંવત ૧૮૭૨ માં લખાયેલા પત્રમાંથી અત્રે તેનો ફકરો લેઇએ તો દયારામનો ભક્તિ વિશે કેવો મત હતો તે દૃષ્ટિગોચર થશે. "ભજન

કર્યા પછી ગુરૂજી બોલ્યા કે હમારા જેવી નારી થૈ જીવે રમતાં શિખવું જોઇએ. હમારી નારી ચર્મચક્ષુવાળા જીવો જે પાપબુદ્ધિથી ભરપૂર છે ને વ્યાવહારિક દૃષ્ટિથી જોય છે તેને પાપમય લાગે છે, અને દિવ્ય ચક્ષુવાળાની તેના પર પ્રીતિ થાય છે. હાડ અને ચામ અને માંસ અને રૂધિરથી ભરપૂર, મળમય આ દેહની ઉપર સન્મતિ જીવને ઇચ્છા થતી નથી. તે તો અવિનાશી, દિવ્ય, કાંતિમાન, અને ઝળહળતા જ્યોતિરૂપ, મણિમય, પ્રત્ન, તથા અલૌકિક કૃષ્ણપર પ્રીતિ કરે છે. જે જીવ હમને ઓળખતો નથી તે હમારી નિંદા ભલે કરે, હમારા જેવો જ નારી થાય ત્યારે જ તેનો મનખો સાચો થશે. હમારો તો તમને સૌને આ જ ઉપદેશ છે કે હમારા જેવા નારી થશો ત્યારે જ તમો સ્વસ્તિદ જે કલ્યાણ તેને પામશો એટલે કૃષ્ણને પામશો."

ઉપલાં જ કાવ્યને મળતું એવું હિંદુસ્તાની ભાષાનું કવન અત્રે લેઇએ.

" કોઈ નહિ દિલદાર હમારા વે, નંદકુવર એક નટવર બિન
 દેખ લીયા જગ સારા રે.
એહિ પ્રાન પ્રિય એહી પરમેશ્વર, ગેહી પ્રીતમ પ્યારા વે. કોઈ.
દેવનકો દેવ ઈશ ઇશનકો યેહી, જગત ઉજીયારા વે. કોઈ
દયાકો પ્રીતમ ગોપીજનવલ્લભ વેદ પુરાન પુકારાવે. કોઈ."

વળી—

" નંદ કે નંદ મો નૈના લગી, છેલાસોં નૈના લાગી,
મેરો વોહી પર પ્યાર, નંદ કે નંદ મો નૈના.
કેહની હોય મો કહો મેરી આલી, કોહો સારી દુનિયા
 હોય ચુકી હો નિહાલ. નંદ કે
કૃષ્ણજી પ્રેમ જીવન ધન મેરે, ગેહી પ્રીતમ યેહી યાર. નંદ
દયા કે પ્રીતમ કી મે દાસી, મેરો યેહી સરદાર. નંદ કે."

દયારામનાં આ કાવ્યો પૂર્ણ ભક્તિથી લખાયેલાં હશે, પરંતુ તેમાં શૃંગારની છાયા છે, એટલે નિર્દોષ શુદ્ધ ભક્તિમાં ગણવાં જોઇએ નહિ. પરતુ એથી કૃષ્ણ પ્રત્યે એની કેટલી પ્રીતિ હશે તે માપી શકાય છે.

આ પ્રમાણે કવિ કૌમાર અવસ્થાનો તોરી શૃંગાર વર્ણવી, તેના રસમાં સ્નાન કરી લદબદ થઈ ભક્તિ કરવા આત્મમંદિરમાં પ્રવેશ કરે છે, ને તે પણ સંપૂર્ણ શ્રદ્ધાથી. આધેડ વયમાં તેમાં અભિમાન હતું, તે એપરવા હતો, પણ પૂર્ણ ભગ્ન થયા પછી, તથા આત્મનું ઓળખાણ થયા પછી શરીરમાંનો મદ, દૂંપદ વગેરે ક્યાંનાં ક્યાં જતાં રહે છે. તે કહે છે કે—

" શ્રીજી મેં તો મૂકી આપ બડાઈ;
શ્રી વલ્લભકુળ ગુરૂ કર્યો. તેણે દેખાડ્યા શ્રી જદુરાઈ."

દયારામ દૃઢ વૈષ્ણવ થયો હતો છતાં વૈષ્ણવોના મહારાજોને આધીન નહોતો. એ સંબંધમાં એને વિષે એવી દંતકથા છે કે "એક વેળા ગોકુળ ચંદ્રમાની ગાદીના વિઠ્ઠલેશજી (આ નામ વંશાવળીમાં મને જડ્યું નથી. કંઈ ફેરફાર હશે.) મહારાજ ડભોઈ પધાર્યા. દયો વૈષ્ણવી ધર્મ પાળતો, પણ મહારાજને માનતો નહિ. સઘળા વૈષ્ણવો એ મહારાજને મળવા ભેટ ધરવા ગયા, પણ કવિ ગયો નહિ; ત્યારે મહારાજે પોતા પાસે આવવા સેવકને મોકલ્યા. કવિ કહે કે 'હું મહારાજથી હેઠો નથી, માટે જો મારી ગાદી મહારાજને બરાબરની હોય તો ભલે આવવા ખુશી છું.' આ હકીકત મહારાજના સેવકોએ મહારાજને કહીને પછી એને નમાવવા પ્રપંચ રચ્યો. ગાદી નંખાવી, ને તેની તપાસ દયાએ પોતાના એક શિષ્ય પાસે કરાવી, ત્યારે એ પોતે ઉઠીને ગયો. પણ જેવો એ ગાદી પર બેસવા જાય છે તેવી ગાદી એક બીજા સેવકે ઉઠાવી લીધી. ઘણા ક્રોધથી દયારામે મ્હોં ઉપર તુચ્છકાર કીધો, ને ગુસ્સાથી ઘેર ચાલ્યો ગયો. મહારાજે કહાવ્યું જે અમારી કંઠી છોડી નાખો, એટલે વધારે ક્રોધ ચઢ્યો, ને જે સેવક કહેવા ગયો હતો તેના જ હાથમાં કંઠી તોડી નાખીને આપી, ને કહ્યું કે તે 'ગુંસાઈ બાવાને આપ કે લે તારી બે દમડીની કંઠી. હવે કંઈ બાકી છે?' એ પછી મહારાજ જાતે એની મુલાકાતે આવ્યા, પણ પોતાના આંગણામાંથી પાછા કાઢ્યા. આથી મહારાજ ઘણા નારાજ થયા, ને એક વૈષ્ણવ જે દયારામને કંઈ મદદ કરતો હતો તેણે મદદ કરવી પણ છોડી દીધી, પણ કવિએ કોઈની પણ દરકાર કીધી નહિ. એ દિવસથી જ એણે વૈષ્ણવી કંઠી બાંધવાથી જ વૈષ્ણવ કહેવાય છે એમ નથી, એવો ઘણા જણને બોધ દીધો હતો."

પોતાનું પેટ ભરવા ખાતર જ તેણે વલ્લભી સંપ્રદાય સ્વીકાર્યો હતો એવું નહોતું. એની પ્રતીતિ તો એનાં કવનોમાંથી મળી આવે છે.

> "દુર્ભર ભરવા શ્રીજી મેં તો, કીધી નથી માળા તિલકની બડાઈ;
> દયા પ્રીતમ ભક્તિ અનન્ય કરીશું, માનો ભલાઈ કે બુરાઈ."

દયારામનો મહારાજ પરનો કેવો તિરસ્કાર હતો તેની નીચલી વાર્તા પરથી વિશેષ ખાતરી થાય છે.

"એક દિવસે મહારાજ દયાશંકરજીએ કહ્યું કે વૈષ્ણવોને આડે માર્ગે દોરનારા તેઓના ગુરૂઓ છે. જેમ મનુષ્યોમાં દૈવી અને આસુરી જીવો છે તેમ મહારાજોમાં પણ છે. મન, કર્મ, વચન વડે સતગુરૂરૂપ થવું કઠિણ છે, પણ અસાધ્ય નથી. જ્યારે અમે પાંચમી વાર રમણરેતીમાં લોટવાને શ્રી ગિરિરાજ પર ગયા ત્યારે...............છેલબટાઉ જેવા ગોસાઇ બાવા વનજાત્રા કરવા આવ્યા હતા. જાત્રાળુઓનો મોટો સંઘ હતો, તેમાં અનેક સ્ત્રી પુરુષોના જુટના જુટ આવતાં હતાં. તેઓ પૂરણ પુરૂષોત્તમ રૂપ ધારીને આ બાળકોને પ્રણામ કરવાને એટલે પગે લાગવાને જતી હતી અને પગ પાસે ખાવાનું તે ધરાવતા ને સેવા પૂજા કરતા, લાડ લડાવતા, હિંડોળે ને પારણે ઝુલાવતા, કેસરે સ્નાન કરાવતા ને સાક્ષાત્ કૃષ્ણ છે એમ એ જીવરૂપ પ્રાણીને એટલે સંસારમાં વળુંધેલા પુરૂષને કહેતા. પણ જીવ જે એક જ પદાર્થ પર ચોટેલું રહે તે શ્રેષ્ઠ ને મોટું છે. ઇંધન, કહેતાં બે સ્થળે ભમતું રહે છે તેઓનો ઓદ્ધાર થતો નથી (આ પછીની કેટલીક હકીકત બહુ બીભત્સ હોવાથી તે અત્રે લીધી નથી)

સદ્ગુરૂ એવા ન જોઇએ કે જેઓ પાપબુદ્ધિથી વર્તે તેવાઓ તો તુષાર જે હીમ તેની પેઠે કડા થઈ જાય છે, ને શિષ્યને તપાવે છે કહેતા બાઝે છે સત પુરૂષ સતાપતા નથી, પણ તેઓનો સતાપ પણ સુખરૂપ છે, પણ દુષ્ટ જનનુ સન્માન પણ નઠારૂ, તે દેહને બાઝે છે તેમ જ અધમ ગુરૂનો આશીર્વાદ દુખરૂપ છે, ને સુધાર્મિક ગુરૂના કડવા વચન પણ સહેવા જોગ છે ”

દયારામનુ અત કરણ કેવુ નિર્મળ માલૂમ પડે છે! આવા વિચારવાળો પુરૂષ અનીતિમાન હોય એ સભવતુ નથી. વૈષ્ણવ હોવા છતા મહારાજની સેવા નહિ જ, પરતુ એક ઇશ્વરની જ ભક્તિ. પોતાના ઇષ્ટદેવ કૃષ્ણને ઇશ્વર માની તેની જ ભક્તિ આવા મિજાજી માણસને ગાઢ ભક્તિ પ્રાપ્ત થયા પછી તેનુ ખોળિયુ કેવુ બદલાઈ ગયુ છે? લોકો ગમે તેમ કહે, ગમે તેવા વિશેષણો આપે, પરતુ તે ઇચ્છેલા કામથી ડગે એવો નહોતો, વિષયનો પૂરો સ્વાદ ચાખ્યા વિના, સારાસારનો સપૂર્ણ અનુભવ થયા વિના તે પાછી પાની કરે નહિ એવો માણસ હતો આથી તે નરસિહ મહેતાની માફક કહે છે કે “ જેવો તેવો છે દયો તમારો પાળો ”

‘ શ્રીજી માન નઠારા તોય તમારા
પાપ પુણ્યની ગરજ નહિ જો શ્રીજી થયા અમાન.
ચરણસરોજ રૂપી ઓજ જોયુ, સતાપ ગયા સવારા ”

કહી દુનિયાની આધિ, વ્યાધિ ને ઉપાધિ ત્યજી દઈ જ્ઞાની પદ ધારણ કરે છે, ને કહે છે કે

‘ દયા પ્રીતમે તો તજસ મૂક્યો, શ્રી વિઠ્ઠલવર હૃદય મોયો ’

દયારામ હવે જ્ઞાનમાર્ગમા પ્રવેશ કરી સાકારવાદનુ પ્રતિપાદન કરે છે, ને અભેદવાદ, વિવર્તવાદ, અદ્વૈતવાદના ખડન કરી સત્ત્વમૂર્તિ તત્ત્વ હોય તેના ઉપાસનથી અનન્યભક્તિ રાખ્યાથી દેહનુ કલ્યાણ થાય છે એવુ શિખવે છે આ સમયે એની અવસ્થા પાકી હતી, એટલે કે એ પચાસ વર્ષ ઉપરનો હતો આથી એની બાલ્યા અને આધેડ અવસ્થા કેવી રીતે એણે ગુજારી છે, ને તે અરસામા એના શ્રોતાજનોને નવનવા રસ અને અનકારાદિ વચનોથી આનદ આપ્યો છે, તે કેટલે સુધીનો કે જે વખતે દયારામ શૃગારી કવિને નામે ઓળખાતો હતો ત્યારે પણ મધપૂડાની આસપાસ મધને માટે આખો દિવસ માખી ભ્રમણ્યા કરે છે તેમ, તથા ભ્રમર ફુલના મકરદની ઇચ્છાથી તેની આસપાસ ભમ્યા કરે છે તેમ ભાવિક, નિસ્પૃહી તેમ જ સારી કે બદદાનતવાળા સ્ત્રી પુરૂષો એની આસપાસ ભમતા હતા, તેને વિટાઈ રહેતા હતા, ને તેના નામથી ઘેલા બન્યા હતા દયારામ ગમે તેવો હતો તો પણ સ્ત્રી પુરૂષ બન્નેનો એક જ ભાવ તેની તરફ હતો એ શુ કહી આપે છે? અનીતિથી ભરેલો હોત તો ભાવિક જનો શુ એની દરકારે રાખત? દયારામની આબેહૂબ ચિત્રકારની શક્તિ, મોહની જેવી વાણી, હાવ ભાવ વગેરે કઠણ હૃદયના માણસને પણ પાણી કરી નાખે એવા હતા. વૈષ્ણવી પથમા ભળ્યા પછી પણ આપણે જોયુ છે કે જેવી રીતે સ્ત્રી પુરૂષો વૈષ્ણવી મહારાજોનું યથાવિધિ પૂજન કરે છે તેવી રીતે તેઓએ એનુ પૂજન કીધુ હતું, ને એક સરખા ભાવથી એને સાક્ષાત દેવ તરીકે માન્યો હતો. આવી સ્થિતિએ પહોચનાર પુરૂષનુ મનોબળ કેવુ હોવુ

જોઇએ ? તે કંઈ શુષ્ક વસ્તુથી આકર્ષાય ? નહિ જ. (ઇચ્છારામ ભટ્ટનો આશીર્વાદ કે 'તું તો નરસિંહ મહેતાનો અવતાર' એ અક્ષરશઃ સિદ્ધ થયું છે. એની કવિતા વાંચ્યાથી તથા એની સરખામણી કર્યાથી એ ચોકખું જણાય છે કે દયારામ નરસિંહને જ પગલે ચાલ્યો છે. તેને નરસિંહ જેવા થવાની અભિલાષા હશે કે નહિ તે અત્યારે કહી શકાતું નથી, તથાપિ ઉભય કવિઓનાં કાવ્યની સમાનતાપરથી તો બેલાશક કહી શકાએ કે બન્ને એક સરખા માર્ગમાં હતાં. નરસિંહ પછી દેવરહસ્ય તો દયારામમાં જ જોવામાં આવે છે. રા. ગોવર્ધનરામનું પણ એ જ કહેવું છે કે "છેલ્લા પર્વમાં દયારામે પણ બલિષ્ઠતા ઘણી દર્શાવી છે, અને હાલમાં તેની કવિતામાંના કેટલાક અંશ નિન્દ્ય ગણાવાથી તેનું બળ હીન થઈ ગયું છે. પરંતુ આ પરિણામને માટે કેટલીક રીતે આ મહા કવિની ઉચ્છૃંખળતાને માથે મૂકાયેલો આરોપ યોગ્ય છે, તો બીજી રીતે એ કવિની વાણીના શક્તિપાત ઝીલવામાં હાલના લોકની અશક્તિ પણ દેખાય એવી છે. નરસિંહ મહેતાના કાળ પછી દેવરહસ્યનો મર્મજ્ઞ વર્ગ નષ્ટ થયો છે, તે રહસ્યનો પુનરુદ્ધાર કરવા દયારામ જે પ્રયત્ન કરે છે તે તેના રસિકવલ્લભ આદિ કાવ્યોમાંથી જડશે. આવા મર્મજ્ઞ વર્ગ વિના ભક્તિની જ્વાલાઓ પૂર્ણ કલાથી પ્રકટ થવી કઠણ છે.")

ભાનુસુખરામ નિર્ગુણરામ.

---

# ગ્રન્થાવલોકન.

## નવી ગુજરાતી વાંચનમાળા—બીજી ચોપડી.-

નવી વાંચનમાળાનું શિક્ષણ કેવા ભાવથી શરૂ કરવું એ સંબન્ધી ગુજરાતીશાળાના મહેતાજીઓને વિનતિ રૂપે બે શબ્દ કહીને નવી "પહેલી ચોપડી"નું અવલોકન અમે સમાપ્ત કર્યું હતું. "બીજી ચોપડી" એટલી વિગતવાર તપાસવાની જરૂર નથી. તથાપિ, રિવિઝન કમિટિએ આપવી જોઇતી પ્રસ્તાવનાને અભાવે, તે તે પાઠોના હેતુનું થોડુંક નિરૂપણ કરવાની અગત્ય જણાય છે.

બીજી ચોપડી "પરમેશ્વરે બધુ કીધુ છે." એ મથાળાના પાઠ (૧) થી શરૂ થાય છે. એમાં મેજ અને મકાન જેવી મનુષ્યકૃતિથી જુદાં પડતાં પવન પાણી પૃથ્વી પહાડ સુરજ ચંદ્રમા ને તારા તરફ બાળકનું લક્ષ ખેંચી, પરમેશ્વર સંબન્ધી અસ્તિત્વબુદ્ધિનો અને ઉપકારવૃત્તિનો અંકુર ઉગાડયો છે. "એક હોંશીઆર છોકરો બોલી ઉઠયો. સાહેબ, આપણે માટે કોઈ માણસ કંઈ કરે છે, તો તેનો પાડ માનીએ છીએ; ત્યારે પરમેશ્વરે આટલું બધું કર્યું છે, તેનો પાડ શા રીતે માનવો ?"—આવો પ્રશ્ન કરનારો "હોશીયાર છોકરો" બીજી ચોપડીના વર્ગમાં કોઇકજ મળશે. પણ આમાં મહેતાજીએ ધ્યાનમાં રાખવાની વાત એ છે કે બાળકો

હમેશા બ્હીતા રહી, મનના ઉદ્દગાર કાઢતા અટકી પડે-એમ થવા ન દેતા, તેઓ પોતાના વિચાર વારવાર પ્રકટ કરે એવી તેઓ પ્રત્યે દ્રષ્ટિ ધારણ કરવી જોઇએ પાઠ ૨ જો—'સવારનુ વર્ણન'—રાગ ભેરવમા ગાવાની કવિતા છે, અને તે કવિતા સામાન્ય રીતે મનોહર તેમજ સરળ છે અને " કુ કે રે કૂ કુકડા કા કા કરે કાગડા " એવી પક્તિઓ બાળકની અનુકરણ વૃત્તિ તૃપ્ત કરવા માટે છે—અને એની અવલોકનશક્તિ ખીલવવાના હેતુથી વિવિધ પદાર્થો તરફ એનુ ધ્યાન ખેચ્યુ છે અને તે પાઠ ૧ લાના પ્રભુ વિષેના સસ્કાર દ્રઢતર કરે એવા ઉદ્દેશથી ગોઠવાયો જણાય છે જુની વાચનમાળામા સગીતનો બિનકુલ સત્કાર થયો ન હતો, તે ખામી પૂરવા નવી વાચનમાળામા જે યત્ન થયો છે એ બેશક સ્તુતિપાત્ર છે, અને અત્રે મિ જમિયતરામ શાસ્ત્રીએ અમને કહેલી એક હકીકત જણાવવી જોઇએ કે ન્હાની ઉમરના બાળકોને તે તે રાગમા કવિતાઓ ગવડાવી જોઇને પછીથી જ વાચનમાળામા દાખલ કરી છે તેમજ વર્તમાન રગભૂમિ ઉપર નાટકોમા ન્હાના છોકરાઓ સગીતમા કેટલુ કામ કરે છે એ જોતા પણ રિવિઝન કમિટીએ ભરેલુ પગલુ બાળકની શક્તિ બહાર જતુ ગણાશે નહિ. પાઠ ૩ જો 'વરસની ઋતુ અને મહીના' નો છે પહેલી ચોપડીમા બાળકે 'વાર' વિષે શીખ્યા હતા, ત્યાર પછીનુ આ બીજુ પગથીયુ છે ઉનાળાની ઋતુનુ વર્ણન આપતા 'લોકો ઝીણા વસ્ત્ર પહેરે છે, પખા વાપરે છે, ને કોઈ વખત શીખડ ખાય છે' એમ લખ્યુ છે કેરી અને રસના રસની નોધ બાળકો માગી લેશે મેળા ( પાઠ ૪ ) નુ ચિત્ર સુન્દર કરવુ જોઇતુ હતુ એવું વર્ણન મધ્યમ પ્રતિનુ છે—આવા વિષયો બાળકને ગમે છે અને તેથી ન્હાની વાર્તા રૂપે એના બે પાઠ રચ્યા હોત તો વધારે સારુ હતુ નેત્ર ઘ્રાણ રસના આદિ તે તે ઇન્દ્રિયોની વૃત્તિના વિષયોના યોગથી વર્ણન રચ્યુ છે એ વાત ધ્યાનમા રાખી એ દ્રષ્ટિઓ ખીલે અને આનન્દ પામે એવી રીતે મહેતાજીએ પાઠ શીખવવો પાઠ ૫ મો 'નઠારી સોબત' વિષેનો છે અગ્રેજીમા જે સ્પ્રૉજનો પાઠ છે અને જે ઉપરથી જુની વાચનમાળામા પાચમામા અસુનો એક પાઠ હતો તે સન્ગ રૂપે અત્રે લીધો છે પાઠનો મુદ્દો નઠારી સોબતમા સારાને પણ કેટલીકવાર શિક્ષા થઈ જાય છે એ છે, છતા ઉપસહાર આવી રીતે કર્યો છે— કહ્યુ છે કે જેવી સોબત તેવી અસર—જેને જેવો સગ રંગ બડુ તેવો બેસે ' ઇત્યાદિ નઠારાની સોબતથી નઠારાપણુ આવે છે એ વિચાર તદ્દન જુદો જ છે અને તે પાઠના મુખ્ય ભાગ સાથે મળતો આવતો નથી માત્ર જુની દલપતરામની પક્તિઓ જાળવવાના ઉદ્દેશથી અત્રે આ ભાગ યોગ્ય યોજના કર્યા વિના, ઉમેરી દીધો છે નઠારી સોબત રખડેલ લાલચદ,' 'જક્કી વેડુ' અને 'રિસાળ છોકરો' વગેરે પાઠમા 'અમુક કરવાથી દુ ખ ઉપજે છે માટે તેમ ન કરવુ એવા નીતિના ધોરણ ઉપર રચાએલા છે ધીમે ધીમે સુખદુ ખના અનુભવમાથી બાળકના કાર્યાકાર્ય( નીતિ—અનીતિ )ના વિચાર ઊગે છે—એ હર્બર્ટ સ્પેન્સરના સિદ્ધાન્તને આ નીતિશિક્ષણ અનુસરે છે નીતિ સાથે સુખ અને અનીતિ સાથે દુ ખ જોડીને નીતિનો ઉપદેશ કરવાની પદ્ધતિની અમે તદ્દન વિરુદ્ધ નથી, કારણ કે બાળકના માનસિક વિકાસમા આ પદ્ધતિને પણ સ્થાન છે, પરન્તુ નઠારી સોબત, રખડવુ જક વગેરે દુર્ગુણો સારા છોકરામા કેવા અશોભતા છે એના નિદર્શનપૂર્વક પણ આ નીતિશિક્ષણ આપવાનો પ્રયત્ન કરવો જોઇએ પાઠ ૧૦ મો ફરી ફરીને કામ કરવા વિષેનો અગ્રેજી ઉપરથી છે ધારેલો બોધ એ ઘણી સારી રીતે કરે છે પાઠ ૧૧ મો—ચકબિલ્લુ—એવા પાઠ, અમારા અભિપ્રાય પ્રમાણે તો, માત્ર રમાડવા, વચાવવા નહિ ત્યાર પછી ઘણુંક

નીતિના પાઠ આવે છે. નીતિશિક્ષણ માટે ઇસપ નીતિની વાર્તાઓ ક્રમે લીધી છે—અને પચતંત્રની ત્રણ ધૂતારાની વાર્તા, જે ડૉ. ભાંડારકરે યુનિવર્સિટિ બિલ વખતે વડી ધારાસભામાં એનો ઉલ્લેખ કરીને પૂર્ણ પ્રસિદ્ધિમાં આણી છે, એ પણ અત્રે જોવામાં આવે છે. આથી પાઠો રસિક અને બાળકની બુદ્ધિને અનુકૂળ બન્યા છે. સદ્ગુણોની પસંદગી પણ ડહાપણથી થઈ છે; પહેલી ચોપડીમાં તદ્દન ન્હાના બાળકના હૃદયમાં સમાઈ શકે એવાં ભાવવાળા સદ્ગુણો હતા; આ બીજી ચોપડીમાં સામાજિક સદ્ગુણો લેવામાં આવ્યા છે—જેમ કે એક બીજાને મદદ કરવી ('આંધળો અને લંગડો'), લોકોપયોગી થવું ('ભમરો અને મધમાખી'), પારકાની વસ્તુમાં મન ન લગાડવું ('કુહાડી') ઇત્યાદિ. પણ આ સદ્ગુણોનું નિરૂપણ સાદું—એકેક રેખા માત્રનું છે, અને તે એકલાં દૃષ્ટાન્ત રૂપેજ છે, અને વિવેચનનો ભાર લાદ્યા વિના કરેલું છે, એટલે બાળક તે સ્હેલાઈથી ગ્રહી શકે એમ છે. પાઠ ૧૨—'દૃઢ મનવાળો છોકરો'—આ 'stoic' છોકરાનો સદ્ગુણ આટલી ન્હાની ઉમ્મરે શીખવવો અમને પસંદ નથી. બાળકના હૃદયનો જે સ્વાભાવિક ઉલ્લાસ આ ઉમ્મરે હોય છે તેનું પ્રતિબિમ્બ એની વાંચનચોપડીમાં પડેલું હોય તોજ એ ચોપડી યોગ્ય થઈ ગણાય. અને આ દૃષ્ટિબિન્દુએ જોતાં આ ચોપડી માટે અમારે કાંઈક અસન્તોષ જાહેર કરવો પડે છે. વર્ષના બે ચાર તહેવાર; રેલ્વેની મુસાફરી; જાત્રાળુઓનો સંઘ; યાત્રાનાં રમણીય સ્થાન; વડીઆ વગેરેના મેળા—ઇત્યાદિ વિષયોનાં વર્ણન આ ઉમ્મરનાં બાળકોને રુચિકર થઈ પડત; તેમજ એ વિષયોને પ્રસંગ રૂપે રાખી, તે તે પ્રસંગે નીતિનો બોધ પણ બેમાલુમ રીતે કરી શકાત. 'વગર વિચાર્યું ન કરવા વિષે'નો બોધ પણ બીજી ચોપડીનાં બાળકો માટે બરાબર નથી: 'વગર વિચાર્યું કરવા દેવું' એમ કોઈ જ નહિ કહે, પણ હજીવિચાર કરવા બેસવા જેટલી બાળકની ઉમ્મર કે કેળવણી થઈ નથી, માટે આવા બોધ એ ત્રણ ચોપડીઓ મુલ્તવી રાખવા જોઇએ એમ અમારો અભિપ્રાય છે. જુની છઠ્ઠી ચોપડીમાં 'સિદ્ધપુર નામે સુન્દર ગામ, નારસિંહ રાજાનું નામ' એ કવિતા રૂપે આ પાઠ હતો—ત્યાંજ એ ઠીક હતો. આ પાઠના આરંભમાં સારા બ્રાહ્મણ જોશીની રહેવાની રીત બતાવી છે. એવી બાબતો બાળકના મન ઉપર ઠસાવવી; તે સામાન્ય ઉપદેશ કરીને નહિ, પણ આનન્દી રીતે અમલમાં મુકાવીને—'બાળકો! આજ વ્હેલાં ન્હાયાં હતાં કે નહિ?' 'પ્રભુની ભક્તિ કરી હતી?' ઇત્યાદિ પ્રશ્નો પૂછી, બાળકોને વિશુદ્ધિનો શોખ ઉત્પન્ન કરવો તથા તેવી ટેવો પાડવી; ગામમાં સારો શાસ્ત્રી રહેતો હોય અને તે કથા કરતો હોય તો તે તરફ બાળકની રુચિ તથા માન પ્રેરવાં, કથા-શ્રવણમાંથી પૌરાણિક વાર્તાઓ કહેવા સાંભળવાની રીત દાખલ કરવી—અને તે ધર્મનાં અને કોઇ જાતિનાં બાળકોને પ્રતિકૂળ ન પડે તેવી રીતે. 'બાલરામચન્દ્રજી'ના પાઠની માનભરી ભાષા વાંચી આનન્દ થાય છે, અને એવા જ માનપૂર્વક મ્હેતાજીઓ આ પાઠ શીખવશે એમ અમે આશા રાખીએ છીએ. 'આંખનો ઉપયોગ (પાઠ ૩૩)'—આ તરેહના પાઠ માત્ર દૃષ્ટાન્ત રૂપ છે: એનો ઉદ્દેશ બાળકોને અવલોકનશક્તિની કિંમત શીખવવાનો છે, અને તેથી એ પાઠમાં જે વાત લખી છે તે છોકરાંઓને ન ગોખાવતાં, બાળકની બુદ્ધિ સહન કરી શકે એટલી તર્કશક્તિની જરૂરવાળી બીજી વાર્તાઓ રચવી, અને વધારે સારૂં તો એ કે છોકરાંઓને સાથે લઈ જઈ પ્રત્યક્ષ પદાર્થ દ્વારા ન્હાનાં ન્હાનાં અવલોકન અને અનુમાન કરાવવાં. 'પાદશાહ અને આરબસુબો' (પાઠ ૨૦) એ પાઠનો બોધ બીજી ચોપડીમાં નકામો લાગે છે—કારણ કે એમાં રાજા અને મ્હોટા અધિકારીઓની ફરજ વિષે કહેલું છે—જે આ-

ગળ ઉપર સમજવા જેવું છે તથાપિ ન્યાય પ્રેમ દયા વગેરે ભાવ બાળકોને રાજા-ચોર-રૈયત-વગેરે પાત્રોની રમત રમાડીને આ ઉમ્મરે પણ શીખવવામાં બાધ નથી

'હોશિયાર કુતરા'ના પાઠમા ગાડે છાપુ ફેંક્યું છે એ અત્રેના પોસ્ટખાતાના નિયમાનુસાર છે? અંગ્રેજી ઉપરથી લીધેલો આ પાઠ બાળકને સમજાવતી વખતે, ખોટી સમજણ ન અપાય તે માટે મહેતાજીએ સાવચેતી રાખવી જોઇએ અને આ પાઠની ઉપયોગિતા કુતરાની હોશિઆરી કરતા પણ એમા રેલ્વે-ગાર્ડ-છાપુ-ટપાલ ઇત્યાદિ નવી બાબતોમા રહેલી છે, એ બાબતો બાળક મહેલ્લાઓથી ઓળખી શકશે એટલુ જ નહિ પણ એ સબન્ધી બે ચાર દહાડા વર્ગમા મહેતાજી વાતો ચલાવશે તો તે પણ છોકરાને અવશ્ય રસ ઉપજાવશે,—અને એ રીતે જ આ પાઠ શીખવવાની મહેતાજીઓને અમારી ભલામણ છે

સામાન્ય વિષયના' વિભાગે અન્તે 'પ્રભુનો મહિમા' અને "વસન્ત ઋતુ" એ મથાળાની બે કવિતા છે તેમાની બીજીમા ચોપાઈ અને દોહનની અમૃટિ કરી છે એ કવિતા માત્ર ગાવાની નથી પણ ખેલવાની છે, અને કવિતા તરીકે બહુ સુન્દર છે અમે મહેતાજીને વિનતિ કરીએ છીએ કે આવી કવિતાને ગોખાવીને એનો કૂચો બનાવશો નહિ, તેમ 'બને હાથ ઊચેથી નીચે લઈ એ ત્રણ વાર ઝર ઝર હલાવવા' 'આગળ પાછળ બધાએ સામટા મળી હા મા કરવુ મો ઊચુ કરી હાથ વડે ખાવાનો ને પાણી પીવાનો દેખાવ કરવો'—આવા અભિનયથી પણ સન્તોષ માનશો નહિ, આવી કવિતાનો મુખ્ય હેતુ સૃષ્ટિ સાથે મનુજબાળને આનન્દથી રમતો કરવાનો છે અને તેથી એમા વર્ણવેલા પદાર્થો બાળકને પ્રત્યક્ષ અનુભવાવજો, અને તે શાળામા કલ્પના માત્રથી નહિ, પણ તે તે પદાર્થોની સન્મુખ લઇ જઇને વળી આ વિષય માત્ર પ્રત્યક્ષપદાર્થપાઠનો કે બુદ્ધિથી સમજવાનો જ નથી, પણ સૃષ્ટિ સાથે મનુજના સમગ્ર આત્માનો જે અતીન્દ્રિય વ્યવહાર ચાલે છે તેનો છે, અને તેથી બહુ પ્રશ્નોત્તર કરીને બાળકની બુદ્ધિને શ્રમ આપશો નહિ

બીજી ચોપડીનો "ભાગ-૨" ભૂગોળવિદ્યાનો છે, અને ઘર અને ગામથી શરૂ કરી સમસ્ત પૃથ્વીની ભૂગોળવિદ્યામા સમાપ્તિ કરવી એ ધોરણે, આપણી શાળાઓમા ભૂગોળવિદ્યા શીખવાય છે આ ચોપડીમા ભૂગોળવિદ્યાનો વિષય તદ્દન શુષ્ક રીતે લખાયો છે, અને 'ગામના અધિકારીઓ' ના વિષયમા શુષ્કતા પરાકાષ્ઠાએ પહોચે છે વેપાર આ છેલ્લા પાઠમા થોડી વિગતથી સન્તોષ પામવો જોઇતો હતો

"ભાગ-૩" સૃષ્ટિ જ્ઞાન સબન્ધી છે સૃષ્ટિ જ્ઞાનની અગત્ય અને બાળશિક્ષણ ક્રમમા એ વિષય કેવી રીતે દાખલ કરી શકાય એ વિષે અમે 'પહેલી ચોપડી ના અવલોકનમા કે ટલીક ચર્ચા કરી ગયા છીએ એ આ ચોપડીને પણ લાગુ પડે છે એ સબન્ધી પુન એટલુ જ કહીએ છીએ કે, આ વિષયના પાઠો વાચવા કરતા પ્રયોગો બતાવવા એ ખાસ જરૂરનુ છે અને ઇન્સ્પેક્ટર સાહેબો આ વાત મહેતાજીઓના મન ઉપર ઠસાવશે એટલુજ નહિ, પણ પરીક્ષા વખતે એજ ધોરણે મહેતાજીના શ્રમની કિમત કરશે એમ અમે આશા રાખીએ છીએ. બાળકોને નવી વાચનમાળા ભારે પડે છે એમ કોઈ કોઇ ઠેકાણેથી અમે ફરિયાદ સાભળીએ છીએ યોગ્ય રીતે શીખવવામા આવે તો ભારે પડવાનુ કારણ નથી એમ

અમારો પોતાનો અભિપ્રાય છે; તથાપિ આ ભાગ ક્વચિત્ કઠિન લાગે તો વાંચન તદ્દન માફ કરી માત્ર પ્રયોગની આવશ્યકતા ગણવી. શહેરનાં અને ગામડાંના, એક શહેરનાં અને બીજા શહેરનાં બાળકો વચ્ચે બુદ્ધિશક્તિનું તારતમ્ય હોવાનો સંભવ છે—અને તેથી આવી છૂટ શિક્ષકોને રહેવી જોઇએ. સમજુ ઇન્સ્પેક્ટર સાહેબો થોડા પાઠ પણ તે સારી રીતે અને વગર થાકે બાળકો શીખે એટલું જ ઇચ્છશે. "ખેડૂતને હળ"ના પાઠમાં ખેડૂતની જીંદગી તરફ માનની વૃત્તિ ઉપજે એવું નિરૂપણ છે—એ ખુશી થવા જેવું છે. આપણા દેશના ખેડૂતો એમાં આપેલા વર્ણનને યથાર્થ કરી, અને સમસ્ત દેશનાં બાળકો " રહે શરીરે લષ્ટ " એવા વર્ણનનો અભિનય કરી શારીરિક બળની ભાવના વસ્તુતઃ સિદ્ધ કરો—એમ પ્રભુ પાસે માગી આ અવલોકન સમાપ્ત કરીએ છીએ.

---

## દિગ્દર્શન.

**રતિરામ દુર્ગારામનો કૈલાસવાસ.**

થોડાક દિવસ ઉપર આપણા એક સુવિદિત વિદ્વાન રા. રા. રતિરામ દુર્ગારામ દવે આ લોક છોડી ગયા. ગુજરાતને એક સારા પ્રાચીનવસ્તુશાસ્ત્રીની ખોટ પડી છે. આપણા આદ્ય સુધારક દુર્ગારામ મહેતાજીના પુત્ર અને પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીના શિષ્ય કૈ૦ રતિરામ પ્રાચીનવસ્તુની શોધમાં તત્પરાયણ રહેતા, અને એમની એકનિષ્ઠાનું ફળ પ્રાચીન ગુજરાત બાબતના સરકારી ગેઝેટિયરમાં " પ્રાચીન ગુજરાતનું ચિત્ર " એ નામના " ગુજરાતી " પત્રમાં પ્રસિદ્ધ થએલા એક ઉત્તમ લેખમાં, તેમ જ મિ. કેમ્પબેલ વગેરેને પ્રાચીન શોધમાં આપેલી મદદરૂપે, પ્રકટ થયું છે. કૈલાસવાસી વિદ્વાન સ્વભાવે અત્યન્ત ઋજુ અને મિલનસાર હતા, અને એમનો પોતાના વિષયમાં વ્યાસંગ અસાધારણ હતો. એમના વિષયમાં એમની જગા પુરનાર અત્યારે કોઈ જ નથી—એટલા શબ્દોથી એ વિદ્વાનના કૈલાસવાસે ઉપજાવેલી ખોટનું માપ સમજાશે. પરમાત્મા એમના બાલકવત્ આનન્દી અને સરલ આત્માને શાન્તિ આપો !

* * * * * *

**ફાર્બસ ગુજરાતી સભા.**

આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ કરેલી " ફાર્બસ ગુજરાતી સભા " સંબન્ધી પત્રિકા વિષે અત્રે એટલું લખવા જેવું છે કે ચાળીસ વર્ષ ઉપર રોપાએલા આ વૃક્ષને આજ ફલાભિમુખ થતું જોઈ અમને આનન્દ થાય છે. એનો બીજનિક્ષેપ કેવે સમયે અને કોને હાથે થયો હતો એ વિષેની હકીકત રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી—એઓના ' ફાર્બસ જીવનચરિત્ર ' માં વાંચવા જેવી છે. પોતે લખે છે કે " મુંબાઇમાં લક્ષ્મીની ભરતી આવી હતી, તે સમયે તેનો લાભ લઈ દેશહિતનાં કાર્ય કરવાને, ધનરૂપ જલ, સભા કે મંડલીરૂપ પાત્રમાં ભરી લેવાનો, વિચાર, કોઈ કોઈ ગૃહસ્થોના મનમાં આવ્યો હોય એવું થયું હતું. અને તે પ્રમાણે કેટલાક ગૃહસ્થોએ પરોક્ષ અપરોક્ષ કાર્ય સાધી પણ લીધાં છે; ઉદાર શ્રીમંતોને પ્રાર્થના કરીને અને કેટલાકોને પ્રેરીને લક્ષાવધિ ધન પરોપકારનાં કાર્યોમાં કઢાવ્યાં છે. ધન્ય છે ઉદાર શ્રીમંતો અને ધન્ય છે તેઓના દૂરદર્શી પ્રેરકો. ભરતીનો ઓટ થઈ ગયો પણ પેલાં શુભ

કાર્યો ભાર ભરી લીધેલાં પાત્રો અજી વિદ્યમાન છે. " સમયની અનુકૂલતાનો લાભ લઈ ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે એક સભા સ્થાપવાનો શુભ વિચાર આપણા વિદ્યાપ્રેમી સાક્ષર શ્રી ગ. રા. મન:સુખરામભાઇના મનમાં સ્ફુર્યો; અને રેવરન્ડ મિ. ધનજીભાઈ, ડૉ. વિલ્સન, અને મિ. ફાર્બસ સાહેબ પોતે, એ ત્રણની મુખ્ય સહાયતાથી એક સભા સ્થાપવામાં આવી, એ સભાનું નામ "ફાર્બસ ગુજરાતી સભા" પાડવામાં આવ્યું અને એ ખાતે કાઠીઆવાડના રાજાઓની અને મુંબાઇના શ્રીમન્તોની ઉદારતાથી પુષ્કળ નાણાં ભરાયાં. પણ થોડાક જ માસમાં મુંબાઇની દશા પલટાઇ, અને ભરેલાં નાણાં બધાં વસુલ થઇ શક્યાં નહિ, તેથી મૂળ રકમને વ્યાજવડે વધવા દેવાનો ઠરાવ થયો, અને ઇ. સ. ૧૮૭૭ ને અન્તે એ રકમ રૂ. ૬૨૫૦૦ ) ની થઈ. એની સરકારી નોટો લેવાઇ, અને તે મુંબાઇ બૅંકમાં જમે મૂકાઇ. ૧૮૭૭ પછી પણ એ રકમમાં પ્રતિવર્ષે વ્યાજનો વધારો થતો ગયો છે.

આજનો જમાનો એની વર્તમાન મુશીબતોમાં એવો ગુંચાઇ ગયો છે કે ગયા જમાનાની પૂરી કદર કરવાનો એને અવકાશ મળતો નથી પણ ભવિષ્યમાં જ્યારે એ સમયનો ઇતિહાસ લખાશે, ત્યારે એ જમાનાએ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ, ફાર્બસ સભા આદિ સસ્થાઓદ્વારા વિદ્યાવૃદ્ધિ માટે જે અનુકૂલતા કરી આપી છે તેની પૂરેપૂરી કિંમત સમજાશે. એ ઇતિહાસમાં, તે સમયનાં સર્વ શુભ કાર્યોમાં વિદ્યાવૃદ્ધિ માટે કરેલા પ્રયત્નો સૌથી અધિક ઉજ્જ્વળ તેજથી દીપશે એમ લાગે છે.

* * *

**નૅશનલ કૉન્ગ્રેસ સંબન્ધી "ટાઇમ્સ" પત્રના વિચાર**

નામદાર પ્રિન્સ અને પ્રિન્સેસ ઑફ્ વેલ્સ્ સાથે હિન્દુસ્તાનમાં આવેલા ઇંગ્લંડના "ટાઇમ્સ્"-પત્રના પ્રતિનિધિએ પોતાના પત્રમાં "The Growth of New Political Forces in India" એ મથાળાનો, બે વિભાગમાં, એક લેખ લખ્યો છે. એ લેખે ટાઇમ્સ્ પત્રની પ્રતિષ્ઠાને લીધે, ઇંગ્લંડમાં તેમ જ અત્રે લક્ષ ખેંચ્યું છે; અને તેના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે:—એ લેખક જણાવે છે કે બંગાળામાં 'સ્વદેશી' હિલચાલ પહેલાં કરતાં શિથિલ પડી છે. તેનું કારણ સરકારની કોઇ પણ અમુક રાજ્યનીતિ નથી, પણ છેલ્લી નૅશનલ કૉન્ગ્રેસે એ તરફ પ્રીતિ મન્દ બતાવેલી, એ જ છે. આ પ્રમાણે નૅશનલ કૉન્ગ્રેસની ઉપેક્ષા ન કરતાં એ નવી રાજકીય સુધારાની પ્રવૃત્તિથી ચેતતા રહેવાનો એ સરકારને ઉપદેશ કરે છે. અંગ્રેજી ભાષાનાં પુસ્તકો વાંચી આ દેશના યુવકો સ્વતન્ત્રતાના અભિલાષી થાય છે,* અને કોઇ પણ તરેહનો અંકુશ સહન કરી શકતા નથી.

*"The answer which almost all Indians give to the question "What has English literature taught you?" is that it has taught them liberty to think for themselves; it has freed them from slavery to authority. This, perhaps, is not the lesson which a German or a Spaniard would extract from English literature, for the value and suggestiveness of any new idea depend largely upon the previously existing stock to which it is conjoined, but the intellectual antecedents of the Indian were such that this idea more than any other appeared to him novel and suggestive." The characteristic of all Indian teaching in the past, whether

વર્ષથી સાંસારિકસુધારાની પ્રવૃત્તિ શિથિલ થઇ છે, અને રાજકીય હિલચાલમા નવી કેળવણી પામેલા જનોનુ લક્ષ રોકાયું છે. આથી અંગ્રેજ રાજ્યકર્તા તરફ અણગમો ઉત્પન્ન થયો છે. પરન્તુ તેમાં એક કારણ બે પ્રજાની વિરુદ્ધ પ્રકૃતિ પણ છે હિન્દુઓ હૃદયના ઉઠાળાવાળા અને અવ્યાવહારિક દૃષ્ટિવાળા છે, અંગ્રેજો હૃદયના જડ, અને સમયાનુસાર સર્વપરાયણ છે. આ સ્વાભાવિક વિરોધ, શમવાને બદલે, કેળવણી પામેલા વર્ગના સરકાર ઉપરના આક્ષેપથી વધારો પામે છે. કૉન્ગ્રેસ પક્ષ તરફથી સમજણવાળી અને પ્રામાણિક ટીકા થોડી જ થાય છે, તથાપિ તેઓમાં કેટલાક સાચાં અને સ્વાર્થત્યાગી હૃદયો પણ છે. અને તેઓની કેટલીક ફરિયાદ સકારણ છે. પરન્તુ એનો પ્રતીકાર હિન્દી સરકારના હાથમા નથી, પણ આખી બ્રિટિશ સત્ય તનતના અધિકારનો છે—જેમકે, દક્ષિણ આફ્રિકામા હિન્દના જનોને પડતી મુશીબત, તથા લશ્કરી ખર્ચ. કૉન્ગ્રેસ તરફથી રીતસર રજુ કરવામા આવતી ફરિયાદોનો, ઘણે અંશે તો, સરકારે કરવા ધારેલા સુધારા વધારે ઝડપથી કરવામા આવે એટલો જ અર્થ છે સરકારી નોકરીઓમા તથા કેટલાક સ્થાનિક ખર્ચના વહીવટમા દેશીઓને વધારે ભાગ આપવાની નીતિ સરકારે સ્વીકારી છે જ. છેવટે, આ લેખક અંગ્રેજો અને દેશીઓ વચ્ચેનું અંતર ભરવાની ભલામણ કરે છે, અને ઉભય પ્રજાને માટે એકત્ર રહી દેશનુ ભલુ કરવાનો પ્રસંગ દેશની આર્થિક અભિવૃદ્ધિ સાધવામા રહેલો છે એમ બતાવે છે

ઉપરના લેખ ઉપર વિચાર કરતા જણાય છે કે નૅશનલ કૉન્ગ્રેસ ઉત્પન્ન થવાથી સમાજસુધારો શિથિલ પડ્યો છે એ આ લેખકનુ કહેવુ તદ્દન ખોટુ છે, માત્ર સમાજસુધારાની પદ્ધતિ બદલાઇ છે એટલુંજ પરસ્પર વિરોધ થવા દઈને પણ સમાજસુધારો કરવો એમા ભૂલ સમજાઇ છે, અને ઐક્ય—મેળાપ—ની કિંમત રાજકીય હિલચાલને પરિણામે ધ્યાનમા આવવા લાગી છે. આટલી નૅશનલ કૉન્ગ્રેસની સમાજસુધારાની પદ્ધતિ ઉપર અસર. કૉન્ગ્રેસની સાથે સમાજસુધારાસમાજ પણ પ્રતિવર્ષે ભરાવા લાગી છે, એ કૉન્ગ્રેસના ઉદય પછી જ, અને કૉન્ગ્રેસને જ પ્રતાપે છે, અને દેશના જુદા જુદા ભાગોમા અનેક માર્ગે સમાજસુધારાનું સાધ્ય સધાતુ જાય છે. આર્થિક પ્રશ્નોનું મહત્ત્વ પણ કૉન્ગ્રેસના અગ્રણીઓને અવિદિત નથી; તેઓ આર્થિક સુધારા માટે પુષ્કળ યત્નો કરે છે—અને એ યત્નો કરતા કરતાં તેઓ જુએ છે કે આર્થિક પ્રશ્નો સાથે રાજકીય પ્રશ્નો ગુંથાએલા છે.



વર્ષથી સાંસારિક સુધારાની પ્રવૃત્તિ શિથિલ થઇ છે, અને રાજકીય હિલચાલમાં નવી જાગૃતિ પામેલા જનોનું લક્ષ રોકાયું છે. આથી અંગ્રેજ રાજ્યકર્તા તરફ અણગમો ઉત્પન્ન થયો છે પરન્તુ તેમાં એક કારણ બે પ્રજાની વિરુદ્ધ પ્રકૃતિ પણ છે. હિન્દુઓ હૃદયના ઉછાળાવાળા અને અવ્યાવહારિક દૃષ્ટિવાળા છે, અંગ્રેજો હૃદયના જડ, અને સમયાનુસાર કાર્યપરાયણ છે. આ સ્વાભાવિક વિરોધ, શમવાને બદલે, કેળવણી પામેલા વર્ગના સરકાર ઉપરના આક્ષેપથી વધારો પામે છે. કૉન્ગ્રેસ પક્ષ તરફથી સમજણવાળી અને પ્રામાણિક ટીકા થોડી જ થાય છે, તથાપિ તેઓમાં કેટલાક સાચા અને સ્વાર્થત્યાગી હૃદયો પણ છે અને તેઓની કેટલીક ફરિયાદ સકારણ છે પરંતુ એનો પ્રતીકાર હિન્દી સરકારના હાથમાં નથી પણ આખી બ્રિટિશ સલ્તનતના અધિકારનો છે—જેમકે, દક્ષિણ આફ્રિકામાં હિન્દના જનોને પડતી મુશીબત, તથા લશ્કરી ખર્ચ. કૉન્ગ્રેસ તરફથી રીતસર રજુ કરવામાં આવતી ફરિયાદોનો, ઘણે અંશે તો, સરકારે કરવા ધારેલા સુધારા વધારે ઝડપથી કરવામાં આવે એટલો જ અર્થ છે. સરકારી નોકરીઓમાં તથા કેટલાક સ્થાનિક ખર્ચના વહીવટમાં દેશીઓને વધારે ભાગ આપવાની નીતિ સરકારે સ્વીકારી છે જ. છેવટે, આ લેખક અંગ્રેજો અને દેશીઓ વચ્ચેનું અંતર ભરવાની ભલામણ કરે છે, અને ઉભય પ્રજાને માટે એકત્ર રહી દેશનું ભલું કરવાનો પ્રસંગ દેશની આર્થિક અભિવૃદ્ધિ સાધવામાં રહેલો છે એમ બતાવે છે.

ઉપરના લેખ ઉપર વિચાર કરતાં જણાય છે કે નૅશનલ કૉન્ગ્રેસ ઉત્પન્ન થવાથી સમાજસુધારો શિથિલ પડયો છે એ આ લેખકનું કહેવું તદ્દન ખોટું છે, માત્ર સમાજસુધારાની પદ્ધતિ બદલાઇ છે એટલુંજ. પરસ્પર વિરોધ થતા છતાંને પણ સમાજસુધારો કરવો એમાં ભય સમજાઇ છે, અને ઐક્ય-મેળાપ-ની કિંમત રાજકીય હિલચાલને પરિણામે ધ્યાનમાં આવવા લાગી છે. આગલી નૅશનલ કૉન્ગ્રેસની સમાજસુધારાની પદ્ધતિ ઉપર અસર. કૉન્ગ્રેસની સાથે સંસારસુધારાસમાજ પણ પ્રતિવર્ષ ભરાવા લાગી છે, એ કૉન્ગ્રેસના ઉદય પછી જ, અને કૉન્ગ્રેસને જ પ્રતાપે છે, અને દેશના જુદા જુદા ભાગોમાં અનેક માર્ગે સમાજસુધારાનું સાધ્ય સધાતું જાય છે. આર્થિક પ્રશ્નોનું મહત્ત્વ પણ કૉન્ગ્રેસના અગ્રણીઓને અવિદિત નથી, તેઓ આર્થિક સુધારા માટે પુષ્કળ યત્નો કરે છે—અને એ યત્નો કરતા કરતા તેઓ જુએ છે કે આર્થિક પ્રશ્નો સાથે રાજકીય પ્રશ્નો ગુંથાએલા છે.



Reg. No.B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૬. [ માસિક ] આષાઢ, સંવત્ ૧૯૬૨.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ; એલ્ એલ્ બી.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારે માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાની (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦-૮-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ ,,

**મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ**

**મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.**

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ—એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ થયો હોય કે ન હોય—પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

Reg. No B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૬. [ માસિક ] આષાઢ, સંવત્ ૧૯૬૨.

## સરસ્વતીચન્દ્ર અને આપણો ગૃહસંસાર.

( અનુસન્ધાન વર્ષ ૧. પૃષ્ઠ ૩૩૫ થી. )

### ' કુમુદ અને ચન્દ્ર. '

God gives us Love. Something to love
He lends us; but, when love is grown,
To ripeness, that on which it throve
*Falls off, and love is left alone.*

*Tennyson.*

धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ. ।

—भ. गी.

હવે આપણે આ અવલોકનના સહુથી વધારે અગત્યના ભાગમાં પ્રવેશ કરીએ છીએ.

સરસ્વતીચન્દ્ર ગ્રંથ આપણા સમાજની સ્થિતિનું એક મહાન અવલોકન છે. અને તેનાં નાયક નાયિકા અને તેમની આસપાસના મંડળ દ્વારા રા. ગોવર્ધનરામે આપણા સાંસારિક

પ્રશ્નોમાના સહુથી વધારે અગત્યના પ્રશ્નોના અવલોકન કરેલા છે તેના વિસ્તારમા ઉતર્યા પહેલા આપણે એક આટલી વાત સામાન્ય રીતિએ જણાવવાની જરૂર છે કે મનુષ્યહૃદયની ઊંડામાં ઊંડી ગુફાઓમા ચાલતા વૃત્તિવ્યાપાર સમજવાની અને તેને પ્રૌઢ ગુજરાતી ભાષામા સાકાર કરવાની । ગોવર્ધનરામની અસાધારણ શક્તિ ' સરસ્વતીચન્દ્ર ' ના વિજયનુ મુખ્ય રહસ્ય છે તથાપિ એમના વિજયને અસાધારણ મહિમા મૂકનાર વસ્તુ તો એ છે કે પોતાના નાયક-નાયિકાના વર્તનમા મનુષ્યસ્વભાવને અનુસરતા ઊંચામા ઊંચા નીતિનિયમોને એમણે પ્રધાન પદ આપ્યુ છે અને આનુ માન ત ગોવર્ધનરામની ઝીણી કલ્પનાશક્તિને જ અને સાસારિક નીતિ, લગ્નની પવિત્રતા અને શમદમાદિથી મનને અકુશમા રાખવાની આવશ્ય કતાની આપણા ગ્રથકારની ઊંચી અને ઊંડી સમજણને ઘટે છે પોતાની ' કલ્પનાના સતાનો 'ને માટે અનેક વિષમ કસોટીઓ ઉપજાવી તેમાથી પસાર કરી પરિણામે પવિત્ર રાખવામા ત ગોવર્ધનરામે ગ્રથકારની એક આવશ્યક ફરજનુ ઉન્નત દૃષ્ટાન્ત આપણને આપ્યુ છે અને તેથી જ રા ગોવર્ધનરામ એક અનુકરણીય નવલકથાકારનુ માન ભોગવે છે

વિપરીત પ્રેમ—ધર્મવિરુદ્ધ કામ—નવલકથાકારોનુ જીવન છે વિપરીત પ્રેમથી મનુષ્ય હૃદયની ઊંડામા ઊંડી ખોણો પણ પ્રકાશ પામે છે, અને ઘણા ગ્રથકારોના હાથમા તે, મોહ ઉચ્છૃખલતા વિગેરે આસુરી સપત્મા જનમમાત્રના જીવનપ્રવાહને પ્રતિકૂલ મનોવૃત્તિઓના ઉદ્ભવમા તેવી મનોવૃત્તિઓના વિકાસમા, અને તેની જ ક્રિયાઓમા સાકાર થાય છે આવી નવલકથાઓ 'રસિક' કહેવાય છે અને મનુષ્યહૃદયના કેટલાક અગત્યના સ્વરૂપો ઉપર વિવેકી વાચનારનુ લક્ષ ખેચવાને ઉપયોગી થાય છે જે ગ્રથકારો માત્ર આનાથી જ પોતાના ગ્રથોના સમગ્ર રસનુ પોષણ કરે છે તેઓ વખતે મનુષ્યસ્વભાવની સહજ નિર્દોષતા ઉપર પરમ શ્રદ્ધાવાળા હોઈ એમ માનતા હશે કે ધર્મવિરુદ્ધ આચરણોનુ પુસ્તકોદ્વારા પરિશીલન પરિણામે તેમાથી નિવૃત્ત થવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે, પરતુ તેઓ ' ध्यायतो विषयान्पुस सगस्ते षूपजायते। सगात् सजायते काम कामात् क्रोधोऽभिजायते ॥ क्रोधाद्भवति समोह समोहात्स्मृतिविभ्रम । स्मृतिभ्रशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ' ॥ એ ભગવદ્વાક્યનુ દુર્લક્ષ કરે છે જે ગ્રથકારો ઇન્દ્રિયગ્રામનુ બળ, કામક્રોધાદિકનુ ધર્મની મર્યાદા ઉલ્લઘન કરાવવાનુ સાધારણ વલણ, અને ગમે તેમાથી પોતાનુ પોષણ ખેચી લેવાની ઉગ્ર અને દુર્નિવાર શક્તિને બરાબર સમજે છે તેઓ આવા પ્રકારના ચિત્રો વાચનારને અ હિતકર સમજી તેનો ત્યાગ કરે છે અને પોતાની કલ્પનાના સતાનોમા યોગ્ય પાત્રો અને નિર્દોષ પ્રસગોદ્વારા ધર્મ અને નીતિના ઊંચા ધોરણોના આવિર્ભાવ અને વિકાસ સાધવાનુ ઇષ્ટ ગણે છે આવા ગ્રન્થકારો જ્યારે સદોષ પ્રસગો પોતાના ગ્રથમા લાવે છે ત્યારે ઘણુ કરીને ધારેલા ઊંચા ધોરણોના વિકાસને મદદ કરવા સારુ, અથવા એકને મુકાબલે બીજાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા સારુ, જગત્મા મનુષ્યજીવનની બધી બાજૂ એકી વખતે દૃષ્ટિગોચર કરી તેમા રહેલા સનાતન સત્યોની અચળ પ્રતીતિ કરાવવા સારુ લાવે છે અને આ સિવાય બીજુ કોઈ પણ અનુમાન સભવી શકે નહિ તેવી રીતે અતિપ્રસગ ન કરવામા પૂરી કાળજી રાખે છે આવા કોઇ ગ્રથના અવલોકનને પ્રસગે કદાચ મતભેદનો અવસર આવે ત્યા પણ ગ્રથકારની વૃત્તિને દોષ દેવા કરતા તેની નિર્ણયશક્તિને જવાબદાર ગણવી, નિર્ણયમાં વિપરીતતા જણાય

ત્યારે તેનું કારણ સમજવા ગ્રંથકારની પોતાની ધર્મની અને નીતિની ભાવના અને તે તે પાત્રોનો અને વાંચનારનો અધિકાર સમજવા યત્ન કરવો—એ દિશામાં અવલોકનકારની ફરજ સ્પષ્ટ છે.

રા. ગોવર્ધનરામે કલ્પેલા કુમુદ અને સરસ્વતીચન્દ્રના ઇતિહાસમાં ઘણો સાંસારિક બોધ સમાયલો છે એ વાત ફરી ફરીને કહેવા જરૂર નથી. આ ઇતિહાસમાં ગુજરાતનાં સાંસારિક જીવનની વિષમતાઓનો સ્પષ્ટ અને સીધો ઉલ્લેખ કરવાની સાથે, પોતાનાં મુખ્ય પાત્રોને દૂષિત થવાના પ્રસંગોમાં લાવ્યા છતાં અને છેવટે કુમુદ અને સરસ્વતીચન્દ્રની વચ્ચે સર્વથા અનાર્ય પુનર્વિવાહના પ્રસંગને ઉપજાવી તેનો બુદ્ધિપૂર્વક અનાદર કરી આર્ય સદાચારની દૃષ્ટિએ બન્નેને પવિત્ર રાખવામાં રા. ગોવર્ધનરામે સુધારાવાળાઓને તેમ જ તેના વિરોધીઓને હિતકર ઉપદેશ કર્યો છે. ગુણસુન્દરી અને વિદ્યાચતુર જેવાં માબાપની કન્યા, બુદ્ધિધનના જેવા સમૃદ્ધ અને આબરૂદાર કુટુંબની કુલવધૂ, સુશિક્ષિત, ઉન્નત શીલવાળી, સરળ સ્વભાવવાળી, વિદ્યારસમાં એકચિત્ત રહેનારી, નિર્દોષ બાળકી કુમુદસુન્દરીનાં વીતકો આપણા સંસારના આ નવીન યુગની એક મોટામાં મોટી અવ્યવસ્થા ઉપર વાંચનારનું ધ્યાન અસરકારક રીતે ખેંચે છે. સુખ માત્રનો આધાર સાધનસંપત્તિ કરતાં માનસિક સ્થિતિ ઉપર વધારે રહે છે. એ એક સર્વસાધારણ સત્ય છે. અને લગ્નનું સુખ સ્ત્રી અને પુરૂષ એ બન્નેના મનના મેળ ઉપર આધાર રાખે છે એ વાત પણ એટલી જ સાધારણ રીતે સમજાયલી છે. એક માસ્તર તરીકેની અલ્પ સાધન સંપત્તિવાળી જીંદગીમાં પણ મનના મેળથી વિદ્યાચતુર અને ગુણસુંદરી સ્વર્ગનું સુખ ભોગવતાં હતાં. રત્નનગરીના પ્રધાનને ઘેર સાસુસસરાના અને નણંદના પૂર્ણ લાડકોડનું પાત્ર છતાં, ઇંગ્રેજી અને સંસ્કૃત વિદ્યાના બળથી ઊંચામાં ઊંચી માનસિક સૃષ્ટિમાં નિરન્તર વિહાર કરવાની શક્તિવાળી છતાં, મનથી સંસારસુખને ગૌણ માની બુદ્ધિના જ સુખોમાં આનન્દ માનવાની અંતઃકરણની વૃત્તિ છતાં, વૈભવની સર્વ સામગ્રી વિદ્યમાન છતાં, માત્ર પ્રમાદધનની સાથે મનના મેળ વિના કુમુદસુંદરીને ભોગવવી પડેલી વિષમતાઓનો સાક્ષાત્કાર કરતાં લગ્નસુખનો સાચો આધાર શો છે તેનું ખરૂં ભાન થયા વિના રહેતું નથી. કુમુદસુંદરીનું જીવન શરીરના સ્વામી પ્રમાદધનની હયાતીમાં તેની સાથે સર્વાંગે વફાદારીથી વર્તવામાં અને તેના દેહાન્ત પછી પણ તેના જ વ્રતમાં અસ્ખલિત રહેવા સારૂ એક લાંબા અને પરિણામે વિજયવન્ત નીવડેલા એક મહાભારત આંતર વિગ્રહનું પ્રતિબિંબ છે. સરસ્વતીચન્દ્રને પરિપૂર્ણ રીતે મન અર્પણ કર્યા પછી પોતાનો દેહ કોઇને અર્પણ કરવો પડ્યો, અને પછીના અને ઇન્દ્રિયોના સ્વાભાવિક પ્રવાહને બલાત્કારથી રોકી દેહની અનિવાર્ય સ્થિતિની સાથે મનને અનુકૂલ કરવામાં કેટલાંક સબળ પ્રલોભનો અને પ્રબલ વિક્ષોભોની વચ્ચે આખરે કુમુદસુંદરી ફતેહમંદ નીવડી એ સમગ્ર પ્રસંગ પહેલેથી છેલ્લે સુધી ગ્રંથકારની સવિધાનચાતુરીની, મનુષ્યસ્વભાવના ઊંડામાં ઊંડા થરોના પરિજ્ઞાનની, તથા પાશવવૃત્તિ ઉપર મનોબળ અને નીતિબળના સામ્રાજ્યના ઉપદેશની આવશ્યકતા અને તેની સિદ્ધિ સારૂ કરવા પડતા મહાભારત વિગ્રહના અંગેઅંગની, તેમની પ્રતીતિની સાક્ષિ પૂરે છે. કુમુદસુંદરીનો આખો ઇતિહાસ કટ્ટા પ્રસંગોમાં એક માનસશાસ્ત્રના અભ્યાસરૂપ, આપણી સાંસારિક સ્થિતિમાં આ નવા યુગમાં કેટલીકવાર ઉત્પન્ન થતા પ્રશ્નોના સમગ્ર નિરૂપણરૂપ છે; અને સ્ત્રીના સાંસારિક અને આધ્યાત્મિક જીવનમાં અનુકૂલ પ્રતિકૂલ

જળમાં આકાશનું પ્રતિબિંબ અનિવાર્ય અત્યાન્ત્ય થઈ પડી રહે, તેમ સરસ્વતીચન્દ્રના અંતઃકરણનું પ્રતિબિમ્બ નિર્દોષ કન્યાની માનસિક સૃષ્ટિમાં સંપૂર્ણ અપ્રતિહત અને સર્વકાલીન અવકાશ પામી ગયું."

અને પછી? ગ્રંથકાર આ વાક્યસંદર્ભ પૂરા થયા પછી તરત જ લખે છે કે "આણી પાસ ઇશ્વરે આ ખેલ રચ્યો. અને બીજી પાસ બીજો રચ્યો. માનવી એક વાત ધારે તો ઇશ્વર બીજી ધારે."

આ વાત પછી થોડેક કાળે સરસ્વતીચન્દ્રને એની ઓરમાન માના કારણથી પિતા જોડે કલેશ થાય છે. અને પોતે ઘર છોડી ચાલતો થાય છે. કુમુદને મરજી પડે ત્યાં પરણવાની તેના પિતાને પત્રદ્વારા રજા આપે છે. વિદ્યાચતુરના કુટુંબમાં કુમુદનો કન્યાકાળ વીતી જવાથી ગભરાટ થાય છે અને થોડેક કાળે જ્યારે પ્રમાદધન સારૂ બુદ્ધિધનનું માગું આવે છે ત્યારે જે સાવચેતી વિદ્યાચતુરે સરસ્વતીચન્દ્રને પસંદ કરવામાં લીધેલી તે વીસરાઈ જાય છે. ગ્રંથકાર આ પ્રસંગે લખે છે કે 'વિદ્યાચતુર ચિંતાગ્રસ્ત હતો તેથી સઉ કામ તેની સ્ત્રી ચલાવતી. તેને વર અને ઘર બંને સારાં લાગ્યાં. વરની બહુ ખબર નહતી પણ ઘર સારૂં એટલે વર પણ સારો જ હશે એવી કલ્પના કરી. સ્વામીનાથને વાત કહી ક્ષોભ પામેલ હોવાથી પ્રધાનના મુખમાથી હા નીકળી ગઈ. યોગ્ય મુહૂર્તે પ્રમાદધનને કુમુદનુ કન્યાદાન આપ્યુ. અને કુમુદ, કન્યા ને ગાય દોરે ત્યા જાય તેમ, સુવર્ણપુરના કારભારીને ઘેર ગઈ.

આમ લગ્ન પહેલાં બન્નેને એકમેકમાં એકરસ કરી બન્નેના મનનો મેળ બરાબર સધાવી બન્નેની સંસારયાત્રા ફતેહમંદ કરવાની સર્વ રીતની તયારી કરી રા. ગોવર્ધનરામની કલ્પનાશક્તિ તેમનાં શરીરને હમેશને માટે છૂટા પાડે છે. લગ્ન પહેલાં એક સ્થાને સ્થિર થયેલુ મન સ્થાનાતર કરી શકતુ જ નથી, અને વખતો વખત પ્રબળ આકર્ષણથી શરીરને પણ પોતાના સ્થાનમા લઈ જવા ઉત્કંઠા કરે છે. તેની જ સાથે શરીરથી વ્યાવહારિક લગ્નને વફાદાર રહેવાનો પોતાનો ધર્મ કુમુદની ધર્મબુદ્ધ મનને ઉપદેશે છે અને શરીર ઉપર મનનો કાબુ ન થવા દેવા મહાભારત પ્રયત્ન કરે છે.

સરસ્વતીચન્દ્રના વાચનારાઓના મનમા આ પ્રસગો એવા તો ઉપસ્થિત છે કે અહીં તેનુ સૂચન કરવુ જ બસ છે. પ્રથમ ભાગના ઓગણીસમા પ્રકરણના પ્રસંગો જગતના એક મોટા કાવ્યકલાધરને પણ શોભા આપે તેવા છે. 'નવીનચન્દ્ર' એ નામ ધારણ કરી સરસ્વતીચન્દ્ર કોઈ અજ્ઞાત ભાવથી પ્રેરાતો, બુદ્ધિધનના ઘરમાં જાય છે, રહે છે, અને તેનાં ઘરનાં સર્વની સાથે જુદે જુદે પ્રસંગે સંબંધમાં આવે છે. કુમુદ તેને હમેશાં છાનીમાની જુએ છે. નવીનચન્દ્ર તે સરસ્વતીચન્દ્ર જ છે એવો નિશ્ચય કરે છે, અને એક વખતે પ્રમાદનની ગેરહાજરીમાં સરસ્વતીચન્દ્ર ઉપર સ્થિર થઈ રહેલુ મન અસાધારણ મન્મથવ્યથા અનુભવતું, અત્યંત વિગ્રહ પછી શરીરને અશરણ બનાવે છે અને પવિત્ર કુમુદની પવિત્રતા ભંગ થવાની અણી ઉપર આણે છે. આખરે તેમાંથી તેને તેની માતા ગુણસુંદરીની છાયા આત્મભાન

કરાવે છે અને કુમુદ એક ભયંકર દોષ પ્રસંગમાંથી બચે છે; અને અંતે 'ધાયે પ્રભુ અ-નાથનકો નાથ !' એ પદથી ઇશ્વરનું સ્તવન કરી કુમુદ આત્મનિરીક્ષણ કરે છે કે—

'મ્હેં શું કર્યું, ? હું શું કરવા જતી હતી ? પવિત્ર સરસ્વતીચન્દ્ર, આવી અપવિત્ર સ્ત્રીથી તારી જોડ ન બંધાતાં મારા જેવી ભ્રષ્ટાનો ત્યાગ ત્હેં કર્યો તે ઉચિત જ થયું છે." અને પ્રાર્થના કરે છે કે—

જન્મે જન્મ તું મને સન્મતિ દેજે,
નિર્મળ રહે મન કાયા રે !
કોટિક ભવનાં કિલ્મિષ નાસે
એ માગું ભવ-રાયા રે- જન્મે૦—

અને, અંતે પૂર્ણ પશ્ચાત્તાપની સાથે જગદંબાનું સ્મરણ કરી-એક મનોહર ક્ષમાપન પદ ગાઇ 'ઓ મા ! ઓ મા ! કરતી શુદ્ધ પવિત્ર બનતી કુમુદસુંદરી અશ્રુસ્નાનથી સંસ્કારી થઈ. રોવું છોડી ગંભીર થઈ," અને સ્વાધીન દશા પામી. અને આ બધા પ્રસંગના અવસાન ભાગમાં રા. ગોવર્ધનરામ અવલોકનકારને ઉદ્દેશીને લખે છે કે—

"ક્ષણવાર નિર્બળ નીવડેલી પણ અંતે પવિત્ર રહી શકેલી બાળક કુમુદસુંદરીની સુંદર અને શક્તિમતી પવિત્રતાના મૂલ્યપરીક્ષક ! ત્હારી ચતુરતા ઘણી સૂક્ષ્મ રાખજે અને તેનો સદુપયોગ કરજે. આત્મપરીક્ષા પ્રથમ કરજે કે પરપરીક્ષા શુદ્ધ થાય. પોતાની છાયાથી ચમકનાર અને પોતાની જ કલ્પક શક્તિ પાસેથી ઉપદેશ લેનાર ચેતનશક્તિ બળિષ્ઠ અને નિરંકુશ મોહના આવરણને ફાડી નાંખે એ વિશુદ્ધિનું મહિમન્ ગવાય એટલું ઓછું છે."

આ પછીના લેખમાં આ 'મહિમન્' ગાવા કંઈ યત્ન કરી આપણે આગળ ચાલીશું.

( અપૂર્ણ. )

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# હિંદુસ્તાનનો રાજ્યવહીવટ.

( અનુસન્ધાન પૃ૦ ૧૭૧ થી )

**શિક્ષણ**

હિંદુસ્તાનમા કેળવણીની વ્યવસ્થા અને કૉલેજો અને નીશાળોની દેખરેખ સ્થાનિક સરકારના હાથમા છે, પણ આમાં પણ બીજા ખાતાની પેઠે ઇન્ડિયા સરકારે છેવટની સત્તા પોતાના હાથમા રાખેલી છે. ઉપર બતાવ્યુ છે કે કેળવણીની પદ્ધતિની મુખ્ય રેખાઓ ૧૮૫૪ અને સને ૧૮૫૯ ના ખરીતા ઉપર રચવામા આવી છે તે પછી બેશક વિવૃદ્ધિ થયેલી છે અને નવા પ્રસંગો પ્રાપ્ત થયે નવા હુકમો આપવામાં આવેલા છે. કલકત્તા મદ્રાસ અને મુબઇની ત્રણ યુનિવર્સિટિના જેવી પન્જાબ અને વાયવ્યપ્રાન્તની સરકારોની રાજધાનીના શહેરો લાહોર અને અલાહાબાદમા બે નવી યુનિવર્સિટિની સ્થાપના કરવામા આવી છે આ પાચે યુનિવર્સિટિઓ જાહેર કેળવણીના ખાતા ઉપર તમામ આધાર રાખે છે, અને તેનું બધારણ લન્ડન યુનિવર્સિટિના નમુના ઉપર રચવામા આવ્યુ છે ચેન્સેલર વાઇસચેન્સેલર અને સેનેટની મહાસભા બનાવેલી છે સેનેટનો કારભાર એક સિન્ડિકેટ નામની કાર્યભારસભા ચલાવે છે આ યુનિવર્સિટિઓ ખરી રીતે પરીક્ષક મડળો છે. પણ પન્જાબની યુનિવર્સિટિને ઓરિયન્ટલ કૉલેજની વ્યવસ્થા પણ સોપવામા આવેલી છે અને તે સ્થાનિક ભાષા (વર્નાક્યુલર)ના સાહિત્યના સુધારા માટે પ્રવૃત્તિ રાખે છે તો પણ યુનિવર્સિટિનો પ્રભાવ પરીક્ષા કરતા તો ઘણે દૂર સુધી પહોચે છે. બીજા દરજ્જાની નીશાળોથી માડીને તે ઊંચી કેળવણીની એજ ધણી છે, કેમકે નીશાળો અને કૉલેજોને પોતાના દફતરમા દાખલ કરવાની અને તેમાથી બાતલ કરવાની સત્તા યુનિવર્સિટિને આપવામા આવેલી છે કેટલીક બાબતોમા આ યુનિવર્સિટિઓ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની યુનિવર્સિટિઓને દફતરે ચઢેલી છે, અને તેથી અત્રેના વિદ્યાર્થીઓને ત્યાની યુનિવર્સિટિની અને પરીક્ષાની બાબતમા કેટલાક હક્કો આપવામા આવ્યા છે આ યુનિવર્સિટિઓ વાસ્તવિક રીતે સ્વાશ્રયી છે.*

**કેળવણીની ખીલવણી**

અત્યારે હિંદુસ્તાનમા કેળવણીની શી સ્થિતિ છે તે આ સ્થળે બતાવવાની જરૂર નથી અને ૧૮૮૦ સુધી કઈ કયી દિશામા વધારો થયો છે તેની ટુક નોધ બસ થશે ૧૮૮૨ મા પ્રાથમિક મધ્યમ અને ઊંચા દરજ્જાની કેળવણીની પદ્ધતિના સબધમાં તપાસ કરી રીપોર્ટ કરવા સારૂ એક કમિશન નીમાયુ હતું તે કમિશને સને ૧૮૮૩ ના વર્ષમા એક રિપોર્ટ કર્યો છે તે વાચવાથી આ વિષયની બધી હકીકતથી વાકેફ થઈ શકાશે હિંદમા કેળવણીની સસ્થાઓના બે વર્ગ છે.

---

* હમણાનુ યુનિવર્સિટિકમિશન અને તેના પરિણામમાં રચાયલો યુનિવર્સિટિ પ્રબધ તે ઉપર લૉર્ડ કર્ઝનના અમલના ઇતિહાસને પ્રસંગે આવીશુ અને પુનરુક્તિ ન થાય માટે તેજ પ્રસગે યુનિવર્સિટિની બાબતમા પ્રજાપક્ષનુ શું કહેવુ છે તે બતાવીશુ.

૧. જે સંસ્થાઓ જાહેર કેળવણીખાતાના અથવાં યુનિવર્સિટિના નિયમોને અનુસરીને શિક્ષણપદ્ધતિ રાખે છે તે. આ વિદ્યાર્થીઓની પરીક્ષા જાહેર કેળવણીખાતાથી કે યુનિવર્સિટિ તરફથી લેવાય છે. આ સંસ્થાઓ 'જાહેર સંસ્થાઓ' કહેવાય છે. પણ તેની વ્યવસ્થા જાહેર અથવા ખાનગી હોઈ શકે. ઘણે ભાગે ખાનગી વ્યવસ્થાવાળી સંસ્થાઓ 'આશ્રિત' (*aided*) તરીકે ઓળખાય છે.

૨. આ સરતને તાબે ન થતી હોય તેવી બીજી 'ખાનગી સંસ્થાઓ' કહેવાય છે.

શાળાઓના ત્રણ ક્રમ છેઃ પ્રાથમિક અને મધ્યમ વર્ગની શાળાઓ અને કોલેજો. પ્રાથમિકશાળાઓમાં વાંચતાં લખતાં શીખવવામાં આવે છે અને ખેડૂત વર્ગને તેના કામમાં કંઈ ગતિ પહોંચે એવું શિક્ષણ આપવામાં આવે છે. મધ્યમશાળાઓના બે વર્ગ છેઃ ઈંગ્રેજી અથવા દેશીભાષાની. પહેલા વર્ગની શાળામાં ઈંગ્રેજી ભાષાનું શિક્ષણ વધારે અગત્યનું સ્થાન ભોગવે છે. મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરીને યુનિવર્સિટિની પદવીની પરીક્ષા સારૂ તયાર થતા વિદ્યાર્થીઓ કોલેજોમાં જાય છે.

કેળવણીની સંસ્થાઓ તથા તેમાં કેળવણી પામતા વિદ્યાર્થીઓ સંબન્ધી નીચેના આંકડા ધ્યાનમાં લેવા જેવા છેઃ—

| જાહેર સંસ્થાઓ. | ૧૮૮૬–૮૭ | | ૧૮૯૧–૯૨ | | ૧૮૯૬–૯૭ | |
|---|---|---|---|---|---|---|
| | સંસ્થાઓ | વિદ્યાર્થી | સંસ્થાઓ | વિદ્યાર્થી | સંસ્થાઓ | વિદ્યાર્થી |
| કોલેજો. | ૧૧૪ | ૧૧,૫૦૧ | ૧૪૧ | ૧૬,૨૭૭ | ૧૬૦ | ૧૮,૭૮૩ |
| ચઢતા' અભ્યાસની શાળાઓ. | ૪,૧૧૭ | ૪૨૯,૯૬૩ | ૪,૮૭૨ | ૪૭૩,૨૯૪ | ૫,૨૬૬ | ૬૩૭,૧૫૫ |
| પ્રાથમિક શાળાઓ | ૮૯,૧૮૭ | ૨,૫૧૩,૬૩૪ | ૯૭,૧૦૯ | ૨,૮૩૭,૬૦૭ | ૧૦૩,૬૨૦ | ૩,૨૦૯,૮૨૫ |
| ટ્રેનીંગ શાળાઓ | ૧૪૬ | ૫,૧૨૩ | ૧૫૨ | ૫,૧૪૬ | ૧૮૪ | ૬,૬૬૭ |
| ખાસ નીશાળો | ૩૨૯ | ૧૧,૨૦૮ | ૪૦૨ | ૧૬,૫૮૬ | ૩૫૫ | ૧૮,૯૫૨ |
| કુલ | ૯૪,૨૮૮ | ૨,૯૭૦,૮૫૯ | ૧૦૨,૬૭૧ | ૩,૩૪૮,૯૧૦ | ૧૦૯,૮૮૬ | ૩,૭૯૮,૩૮૨ |
| ખાનગી શાળાઓ | ૩૨,૮૨૮ | ૩૭૨,૬૨૫ | ૩૯,૧૧૭ | ૫૦૭,૯૧૧ | ૪૨,૧૩૯ | ૫૬૮,૪૮૮ |
| કુલ. | ૧૨૭,૧૧૬ | ૩,૩૪૩,૫૪૪ | ૧૪૧,૭૯૩ | ૩,૮૫૬,૮૨૧ | ૧૫૨,૦૨૫ | ૪,૩૫૬,૮૭૦ |

કેળવણી લેનારાની સંખ્યાના ઉપર આપેલા આંકડા પરથી જણાય છે કે કેળવણીનો પ્રચાર દિવસે દિવસે વધતો જાય છે. ૧૮૯૬–૯૭ માં ૧,૬૯૮,૫૬૪ પાઉંડનું કેળવણી પાછળ

પ્રત્યક્ષ ખરચ થયું હતું,* તેમાંથી ૬૮.૫ ટકા જાહેર દેખરેખ નીચેની સંસ્થાઓ પાછળ વપરાયા હતા અને ૩૧.૫ ની આશ્રિત સંસ્થાઓને મદદ આપવામાં આવી હતી. આ આશ્રિત સંસ્થાઓના વર્ગમાં મિશનરી નીશાળોનો પણ સમાવેશ થાય છે.

૧૮૯૬-૯૭ ની ગણતરી પ્રમાણે સરકારી આર્ટ્સની કૉલેજોમાં દરેક વિદ્યાર્થીની કેળવણી પાછળ સરેરાશ રૂ. ૧૬૦.૩ ખરચ થાય છે અને ધંધાની કોલેજોમાં સરેરાશ રૂ. ૧૯૬.૪ થાય છે. દરેક કેળવાયલા વિદ્યાર્થી પાછળ રાજ્યને રૂ. ૨૬૯.૯નુ ખરચ થાય છે.

કહેવું જોઇએ કે પાશ્ચાત્ય કેળવણી હજી તો ઘણું કહીએ તો હિંદની પ્રજાની કારણુ સુધીજ પહોંચેલી છે. પણ હિંદની કેળવણીની મોટામાં મોટી અપેક્ષા તો કન્યાઓને કેળવણી

* વડી ધારાસભાની છેલ્લી (૧૯૦૬ની) બેઠકમાં ઓનરબલ શ્રીરામ બહાદુરે જુદા જુદા પ્રાન્તોમાં કેળવણી ખર્ચના આંકડા ટાંકયા હતા. તે વિગતવાર જાણવાજોગ હોવાથી અત્રે ઉતારવામા આવે છે—

| પ્રાન્ત | પ્રાન્તિક રેવન્યુ | લોકલફન્ડ | મ્યુનીસિપલ ફન્ડ | ૩૫,૦૦,૦૦૦ ની ગ્રાન્ટમાથી પ્રાન્તવારભાગ | કોલમ૨,૩,૪,૫ નો સરવાળો | ૧૯૦૧નીવસ્તી પત્રક પ્રમાણે વસતી | વસતીના દરહજાર દીઠ ખર્ચ (૧૯૦૫ નારિપોર્ટપરથી) |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| મુંબાઈ. | ૨૬,૨૯,૪૩૦ | ૯,૭૨,૨૦૯ | ૪,૫૧,૮૮૭ | ૬,૦૦,૦૦૦ | ૪૫,૫૩,૫૨૬ | ૧૮,૫૫૯,૫૬૧ | ૨૪૫ |
| બ્રહ્મદેશ | ૯,૩૪,૩૯૮ | ૨,૫૮,૬૦૫ | ૨,૪૮,૫૨૬ | ૨,૦૦,૦૦૦ | ૧૬,૪૧,૬૧૯ | ૧૦,૪૯૦,૬૨૩ | ૧૫૬ |
| મધ્યહિંદુસ્તાન અને વરાડ | ૬,૨૮,૪૭૮ | ૩,૫૬,૭૩૮ | ૧,૦૯,૨૬૯ | ૨,૦૦,૦૦૦ | ૧૫,૯૫,૪૮૫ | ૧૨,૬૩૦,૨૬૬ | ૧૨૬ |
| પંજાબ. | ૧૩,૨૬,૭૩૨ | ૫,૭૬,૯૩૬ | ૩,૪૦,૪૪૩ | ૩,૦૦,૦૦૦ | ૨૫,૪૪,૧૧૧ | ૨૦,૩૩૦,૩૩૯ | ૧૨૫ |
| આસામ | ૩,૦૮,૪૨૭ | ૩,૨૮,૨૯૮ | ૮,૫૦૦ | ૧,૦૦,૦૦૦ | ૭,૪૫,૨૨૫ | ૬,૧૨૬,૩૪૩ | ૧૨૧ |
| મદ્રાસ | ૨૫,૫૧,૬૪૧ | ૬,૪૫,૨૮૦ | ૨,૬૯,૮૨૯ | ૬,૦૦,૦૦૦ | ૪૩,૬૬,૭૫૦ | ૩૮,૨૦૯,૪૩૬ | ૧૧૪ |
| બંગાળા | ૩૬,૨૭,૯૧૮ | ૧૭,૪૫૫૨૧ | ૧,૧૭,૨૮૫ | ૧૦,૦૦,૦૦૦ | ૬૦,૯૦,૭૨૫ | ૭૪,૭૪૪,૮૬૬ | ૮૧ |
| સંયુક્તપ્રાન્તો | ૧૧,૪૭,૨૪૭ | ૧૯,૧૯૯૯૭ | ૧,૫૧,૦૭૨ | ૬,૦૦,૦૦૦ | ૩૮,૧૭,૪૧૬ | ૪૭,૬૯૧,૭૮૨ | ૮૦ |
| વાયવ્યકોણનીસરહદ્દઉપરના પ્રાન્તો | ૩૧,૧૨૪ | ૫૧,૭૬૧ | ૩૮,૨૬૬ | ૦ | ૧,૨૧,૧૫૧ | ૨,૧૨૫,૪૮૦ | ૫૬ |

હિન્દુસ્તાનમાં કેળવણી પાછળ સરકાર ઘણું જ થોડું ખર્ચ કરે છે એમ પ્રજાપક્ષના અગ્રણીઓની ફરિયાદ છે. મિ. ગોખલેએ હાલમાં પોતાની ઇગ્લંડની મુસાફરીમાં એક સ્થળે બોલતાં કહ્યું હતું કે હિન્દુસ્તાનમાં "પ્રાથમિક શિક્ષણ સારુ, ૨૩૦,૦૦૦, ૦૦૦ની વસ્તીનાં છોકરાં માટે વર્ષે દહાડે માત્ર ૨૦૦,૦૦૦ (બે લાખ) પાઉંડ આપવામાં આવે છે—એની સાથે પાર્લમેન્ટ તરફથી ઇંગ્લંડમાં ૧૪,૦૦૦,૦૦૦ (એક કરોડ ચાળીસ લાખ) પાઉંડ રકમ એ ખાતે કાઢવામાં આવે છે એ સરખાવો." અને એમની સામાન્ય ગણતરી એવી છે કે અત્રે **આઠ** છોકરાં દીઠ **સાત** છોકરાં અભણ રહે છે, **પાંચ** ગામડાં દીઠ **ચાર** ગામડાં નિશાળ વગરનાં હોય છે.

આપવાનાં સાધનોની છે. ૧૮૯૬-૯૭ માં ૪૦૨,૧૫૮ કન્યાઓ કેળવણી લેતી હતી; એટલે શિક્ષણ લેવા લાયક કન્યાઓની કુલ સંખ્યાના પ્રમાણમાં માત્ર ૨.૩૪ ટકાજ. વાસ્તવિક રીતે હિંદનો સ્ત્રીવર્ગ પાશ્ચાત્ય શિક્ષણથી કેવળ અજાણ્યો છે. માતા તરીકે પત્ની તરીકે કે કન્યા તરીકે તેઓ કોઇપણ વખત પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવ તળે આવતી નથી. સામાજિક દૃષ્ટિથી કે રાજકીય દૃષ્ટિથી જે રીતે જુઓ તે રીતે આ બીના શોકજનક છે અને તેનાં પરિણામ ઘણાં નુકસાનકારક છે. હિંદુસ્તાનમાં સ્ત્રીવર્ગની પ્રભુતા ઘણી છે અને ઘણે અંશે પાશ્ચાત્ય કેળવણીએ શીખવેલાં નીતિનાં કે કેળવણીનાં ધોરણોની વિરૂદ્ધ જ એ પ્રભુતા વપરાતી હોય એમ લાગે છે. પણ પૂર્વમાં સ્ત્રીવર્ગની સ્થિતિને લીધે ઉમર લાયક થયા પછી તેના કુટુંબી સિવાયના બહારના લોકોના સંસર્ગથી તેને દૂર રાખવામાં આવે છે તેથી કન્યાકેળવણીને માટે એવાં અટકણો છે કે જે અત્યારે તોડી શકાય એમ નથી. કન્યા વિદ્યાર્થી વર્ગ આ પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| મદ્રાસ. | ૧૧૬,૭૪૭ |
| બંગાળા. | ૧૧૩,૭૬૭ |
| મુંબાઈ. | ૮૨,૧૬૩ |

ઉત્તર હિંદુસ્તાનમાં બહુજ જૂજ સંખ્યા કેળવણી લે છે. ૧૮૯૬-૯૭ માં શિક્ષણ લાયક ઉમરની કન્યાઓનું સેંકડે ·૪૬ જેટલું પ્રમાણ નીશાળે જનારી કન્યાઓનું આવે છે. આ સંખ્યામાંથી ઘણો તો દેશી ક્રિશ્ચન વર્ગ છે, જે દેશી સામાજિક મંડળની બહાર છે.

બીજી બાબત એ જોવાની છે કે મુસલમાન વર્ગ હમેશ શાળાઓમાં હાજરી આપવામાં બહુ પછાત છે. ૧૮૯૬-૯૭ માં જ્યારે મુસલમાનોની વસ્તી હિંદુના પ્રમાણમાં ૨૧·૮૧ ટકાની હતી ત્યારે હિંદુ વિદ્યાર્થીના પ્રમાણમાં મુસલમાન વિદ્યાર્થી વર્ગની સંખ્યા—

| | |
|---|---|
| પ્રાથમિક શાળાઓમાં | ૨૦·૧૬ ટકા |
| મધ્યમશાળાઓમાં | ૧૪·૨૦ ,, |
| કોલેજોમાં | ૬·૬૭ ટકા |

હતી. પરંતુ વિશેષ શાળાઓમાં એટલે મેહેતાજીઓની, ઉદ્યોગહુન્નરની, કાયદાની, ઔષધની, સર્વે કરવાનું શીખવાની શાળાઓમાં તે પ્રમાણ ૨૫·૦૬ જેટલું થવા જાય છે. વળી એટલું આ સ્થળે નોંધવું જોઇએ કે કેળવણીના સંબંધમાં સ્વદેશી યત્નનું મોટામાં મોટું ફળ મર્હુમ સર સૈયદ અહમદખાને અલીગઢમાં સ્થાપેલી 'એંગ્લો મહોમેદન કોલેજ' છે.

હિંદુસ્તાનની શાળાઓમાં જે શિક્ષણ અપાય છે તે ઘણે ભાગે સાક્ષર ( literary, liberal ) શિક્ષણ છે, ઔદ્યોગિક કે કળાશિક્ષણ ( industrial, technical ) નથી. હમણાં સુધી એન્જિનિયરનો ખપ નહોતો, અને વકીલ કે સિવિલ સર્વંટ માટે જ્યાં ત્યાં રાહ જોવાતી હતી. રેલ્વે અને બીજાં જાહેર કામોના વિસ્તારની સાથે હુન્નરકળાના શિક્ષણની માંગણી વધશે, પણ હજી તેને માટે કંઈ બંદોબસ્ત થયો હોય એમ જણાતું

નથી. તો પણ સને ૧૮૯૦ માં હુન્નરકળાનું શિક્ષણ આપવાનું જે પગલું ઉમંગથી ભરવામાં આવ્યું હતું તે કેવળ નિષ્ફળ ગયું છે એમ માનવા કારણ નથી. તેનું જળ ઉત્સાહી વર્ગે ધાર્યું હોય તેટલું નથી થયું. તો પણ ખેતી ભાપણી અને આરોગ્યવિદ્યાને પ્રાથમિક શાળાઓમાં સ્થાન આપવામાં આવ્યું છે; ચિત્રકળાનો વધારો થયો છે, મધ્યમ શાળાઓ અને કોલેજોમાં પદાર્થવિજ્ઞાનને વધારે અગત્યનો ભાગ આપવામાં આવ્યો છે; પરીક્ષાને માટે શિક્ષણક્રમના વિકલ્પો રાખવાની યોજના કરવામાં આવી છે, એન્જીનિયર કોલેજોનો ઉદય થવા માંડયો છે; તેમજ સાક્ષરશાળાઓમાં તેમજ કલાભવનોમાં તેનાં ફળ જોવામાં આવે છે. તો પણ ૧૮૯૬-૯૭ માં ઇજનેરી કોલેજોની સંખ્યા ચાર જ છે, અને તે ખાતાના વિદ્યાર્થીઓની સંખ્યા, પહેલાં કરતાં સહેજ વધારે છે, તથાપિ તે માત્ર ૬૬૭ જ છે. આખા હિંદુસ્તાનમાં બધુ મળીને માત્ર ૨૯ ઇજનેરી શાળાઓ છે. અને વિદ્યાર્થીની સંખ્યા માત્ર ૧૩૯૩ ની છે. સાક્ષરશાળાઓમા પદાર્થવિજ્ઞાનની બાજુ ઉપર વધારે વિદ્યાર્થીઓ આવે, અને હુન્નરકળાના શિક્ષણનો વધારે વિસ્તાર થાય એ બહુ ઇષ્ટ છે. હિંદુસ્તાનની સાક્ષર શાળાઓની પેદાશ નૈરાશ્યજનક છે, અને વખત જાય છે તેમ તે વર્ગ સુધરતો નથી.* હિંદુસ્તાનના જુદા જુદા ભાગમા એક સરખુ બીજુ નથી. અને જોકે સ્થાનિક સંયોગોથી તેમા કંઇક ફેરફાર જોવામા આવે છે તથાપિ મુખ્ય લક્ષણો તો એક જ છે. તેનામાં સ્થિરતાની અને સંગીનપણાની ખામી છે, નિર્ણયબુદ્ધિ સમધારણ નથી, અને પોતાની વિદ્યાસંપત્તિના ખરા માપની પણ ખામી છે. હમણાના શિક્ષણે સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને વક્તૃત્વશક્તિનું પોષણ કર્યું છે, પણ અવલોકનશક્તિ, યથાર્થ પરિચ્છેદશક્તિ (exactness) અને ધીર વિચારની ખામી છે. સર્ હેન્રી મેઇન કલકત્તાની યુનિવર્સિટિના એક ભાષણમા કહે છે તે પ્રમાણે " દેશીઓના મનને જરા સખ્ત થવાની જરૂર છે. કલ્પનાશક્તિની કેળવણી અને તેને માટે આર્દ્રભાવ, જે પશ્ચિમમા જરૂરનો છે, તે અહીં અસ્થાને છે. કારણ કે અહીંઆં તો સૈકાના સૈકા થયાં કલ્પનાશક્તિ હદ બહાર વહી ગઈ છે, અને બુદ્ધિની નિર્બલતા અને બીજા દરદો જે અત્યારે આ પ્રજાને હેરાન કરે છે તે કલ્પનાશક્તિએ બુદ્ધિનું સ્થાન ઝડપી લીધાને લીધે જ છે એમ સ્પષ્ટ જણાય છે. દેશીને જેની વધારે જરૂર છે તે સત્યના વધારે સખ્ત પ્રમાણોની. અને જે શાસ્ત્રોમા સખ્તમા સખ્ત પ્રમાણોથી સિદ્ધ થયલુ સત્ય જ સત્ય તરીકે મનાય છે તે શાસ્ત્રોનાં જ્ઞાન ઉપર વધારે ધ્યાન આપવામાં આવે તો તેમાથી મને બુદ્ધિ અને નીતિની વૃત્તિના ઉત્કર્ષની બહુ આશા રહે છે. "‡

---

* આ વિષય ઉપર સરકારપક્ષ અને પ્રજાપક્ષ વચ્ચે પ્રચંડ વાદવિવાદ ચાલ્યો છે. તેનુ નિરૂપણ લૉર્ડ કર્ઝનના યુનિવર્સિટિ ઍક્ટ વિષે આગળ કહેવામાં આવશે તે વખતે કરીશું.

‡ 'The fact is that the educated native mind requires hardening. That culture of the imagination, that tenderness for it which may be necessary in the West, is out of place here; for this is a society in which, for centuries upon centuries, the imagination has run riot, and much of the intellectual weakness, and worse evils which afflict it at this moment, may be traced to imagination having so long usurped the place of reason. What the native mind requires is stricter criteria of truth; and I look for the happiest moral and intellectual results from an increased devotion to those sciences by which no tests of truth are accepted except the most rigid."

*Sir Henry Maine*

ા સામાન્ય શબ્દોમાં એમ કહી શકાય કે સામાન્ય પ્રજા વર્ગને માટે તો સાગ્રમાં સારી બ્રિટિશ રાજ્યધુરા નીચે રહેવું એજ ઉદાર શિક્ષણ છે. રાગદ્વેષ વિનાના કાયદા, ઇન્સાફ, કાયદાની દ્રષ્ટિમાં સર્વેની સમાનતા, સામાજિક અને ધાર્મિક સ્વતંત્રતા, જાનમાલનું સંરક્ષણ, શાન્તિ, પદ્ધતિ, માફકસર કરનો બોજો, અને દેશાન્તર જવાનાં સારાં અને સસ્તાં સાધનો—આ પરિસ્થિતિ એ જ—ધર્માન્ધ જુલમ અને લૂંટફાટ અને ગેરવ્યવસ્થાના અન્ધાધુંધીના કાળમાં દમણાં સુધી રહેલા કરોડો સ્વદેશીઓને આ પરિસ્થિતિ જ,–ઓછો ઉદ્બોધ નથી.

લૉર્ડ રિપનના રાજ્યમાં સને ૧૮૮૦ના દુષ્કાલ કમિશને સૂચવેલા રેલ્વેના વિસ્તારની બાબતમાં પૂર્ણ ધ્યાન આપવામાં આવ્યું હતું. સને ૧૮૮૩-૮૪માં આવતાં ૭ વર્ષ માટે એક કાર્યક્રમ તૈયાર કરવામાં આવ્યો હતો, પણ ૧૮૮૫માં લૉર્ડ ડફરિને રાજ્યની લગામ
રેલ્વે. હાથમાં લીધી ત્યાં સુધી તે અમલમાં મૂકવામાં આવ્યો નહતો. આ ક્રમમાં ૩૮૩૭ માઇલ નવી રેલ્વે બાંધવાની યોજના કરવામાં આવી હતી. તેજ માટે સાડી સત્તાવીસ કરોડનું ખરચ અડસટવામાં આવ્યું હતું, અને તેમાંનું થોડું નાણું ઉપજમાંથી અને કરજ કરીને અને બાકીનું કમ્પનીઓ દ્વારા ઉભું કરવાની યોજના કરવામાં આવી હતી. આ રિપોર્ટ ઇન્ડિયા સરકારની રાજ્યનીતિને અનુકૂલ હતો; મતલબ એટલીજ કે રેલ્વે બાંધવા સારૂ નવો કર નાખવાની વાત નહિ. સિલેક્ટ કમિટિના વિચાર સાથે મળતા થઇને સેક્રેટરિ ઑફ સ્ટેટે એવો ઠરાવ કર્યો કે જાહેર બાંધકામ ખાતાનુ વાર્ષિક રૂપીઆના સિક્કાનું કરજ જે રેલ્વે-જળાશય વિગેરે બધાં કામો માટે અત્યાર સુધી ૨૫ લાખનું હતું તે હવે ૩૫ લાખનું લેવાનું રાખવું. વાયવ્ય સરહદની પેલી પારે અફઘાનિસ્તાન અને રૂશિયાની તરફ બનેલી બીનાઓને લીધે લશ્કરી રેલ્વેસડકો ત્વરાથી બાંધવાની જરૂર પડતાં આ દુષ્કાળ કમિશનની યોજનામાં વખતો વખત ફેરફારો કરવા પડ્યા. પણ તે વખતથી તે રેલ્વેના સંબંધનો વિસ્તાર રાજ્યનાં નાણાંમાંથી કે આશ્રિત કમ્પનીના સાહસ દ્વારા, વેપારના, દુષ્કાળત્રાણના, કે લશ્કરી જરૂરિયાતના કારણથી, ગમે તેમ પણ, ઉત્સાહથી વધે ગયો છે.* ૧૮૮૪ પહેલાંથી જમીનગીરીની રીતમાં

* લૉર્ડ ડલ્હાઉસીએ હિન્દુસ્તાનમાં રેલ્વે-દાખલ કરી ત્યારથી લાંબા વખત સુધી એ ખાતે હિન્દુસ્તાનની તીજોરીને અથાગ ખોટ જતી હતી; નેથી પ્રજાપક્ષ સામાન્ય રીતે, રેલ્વે બાંધવાની વિરુદ્ધ હતો. પરન્તુ હાલમાં છેલ્લાં પાંચ વર્ષથી નફો થવા લાગ્યો છે, અને ભવિષ્યમાં પણ નફો રહેશે એવો સંભવ છે—તેથી સરકાર પક્ષવાળા લૉર્ડ ડલ્હાઉસીની દુરન્દેશીની પ્રશંસા કરે છે, તથા દુકાળમાં રેલ્વે કેવી ઉપકારક થઈ પડે છે એ વાત ઉપર ભાર મૂકે છે. પ્રજાપક્ષ હાલમાં પોતાની વિરુદ્ધતા કેવા સ્વરૂપમાં દર્શાવે છે તે ઑ. મિ. ગોખલેએ છેલ્લા (૧૯૦૬) બજેટ વખતે વડી ધારાસભામાં કરેલી ટીકામાં સંપૂર્ણ રીતે સમજાય છેઃ—

"My Lord, during the last eight years, the surpluses of the Government of India have amounted to no less a sum than 35 crores of rupees, and the whole of this money has been spent by the *Government on Railways* in addition to the large amounts specially borrowed for the purpose? Now I do not wish to say *anything against* the construction of Railways as a commercial undertaking. Till recently they used to cost a net loss to the State every year, but that has now ceased: and there is no doubt that in future

પણ ફેરફારો કરવામાં આવ્યા છે. એક અથવા બીજા સ્વરૂપમાં જામીનગીરી વિના હિંદની રેલ્વેમાં નાણું નાંખનારી કમ્પનીઓ મળી આવતી નથી. હિંદના અધિકારીઓનો હેતુ હવે એ છે કેઃ—

૧. રેલ્વેનું સ્વત્વ રાજ્યના હાથમાં રાખવું.
૨. નવી રેલ્વે બાંધવાનું કામ કે તેનો કારભાર ચલાવવાનુ કામ અથવા થોડી વૃદ્ધિ પામેલી રેલ્વેના કારભારનું કે વિસ્તારનું કામ કમ્પનીઓને હાથ રાખવું.
૩. હલકામાં હલકી ગેરન્ટીની સરતોથી એટલાં થોડામાં થોડાં નાણાં આપવાં અથવા વર્ષની સંખ્યામાં પણ બને તેટલો ઘટાડો કરવો; એ ધોરણે કમ્પનીઓ સાથેની આ ગોઠવણો પાર પાડવી. અને,
૪. વાર્ષિક માલિયાણાંથી અથવા અમુક વર્ષ પછી સીધા વેચાણથી રેલ્વે પાછી રાજ્યના હાથમાં આવે તેવી ગોઠવણ કરવી.

[ વસન્ત ઑફિસ. ]

---

years they will bring a growing revenue to the Exchequer. To the construction of Railways on a commercial basis out of borrowed money I have, therefore, no objection, though even here the claim of irrigation to a larger share of the capital raised must be recognized better than they have been in the past But I have the strongest possible objection to our surpluses being devoted to Railway construction, when they are urgently needed for so many other objects vitally affecting the interest of the masses. My Lord, I submit that there should be some sense of proportion in this matter. Already a sum of 250 Millions sterling has been spent on Railways For many years, it was the height of ambition to the Government of India to have the country twenty thousand miles of Railways. The mileage open to traffic to-day is nearly twenty nine thousand, and another two thousand is under construction. Are Railways everything, is mass education nothing, is improved sanitation nothing, that the Finance Minister should lay hands on every rupee that he can get either by borrowing or out of surpluses and devote it to the construction of Railways only ?"

એમનો મુદ્દો એવો છે કે આ દેશની ઉપજમાંથી ખર્ચ કાઢતાં પડેલી બચતનો મ્હોટો ભાગ સરકારે રેલ્વે બાંધવાના કામમા છુટે હાથે વાપરી નાંખવો એ ભૂલ છેઃ જળાશય, કેળવણી, આરોગ્ય વગેરે ઘણી બાબતો ઉપર લક્ષ આપવું જોઇએ. અર્થાત્, રેલ્વે બાંધવાની ના નથી, પણ તે જ્યાં લોકહિતાર્થે જરૂરની હોય વા એમાંથી નફો થાય એમ હોય ત્યાં જ અને તે બનતાં સુધી, ધીમે ધીમે. રેલ્વે ખાતાની ઉપજમાં વધારો થાય, અને જે નફો થાય તે દેશની તીજોરીમાં આવે એવા હેતુથી હાલમાં સરકારે રેલ્વેવહીવટના કેટલાક નિયમો ધારણ કર્યા છે—જે આ રેલ્વે સંબન્ધી પેરેગ્રાફને અન્તે આપવામાં આવ્યા છે. એમાં દેખાઇ આવતી પ્રજાનાં નાણાં માટેની ( દેશને નફો કરવાની ) સરકારની કાળજી સામાન્ય રીતે પ્રજાપક્ષને સન્તોષ ઉપજાવે એ સ્વાભાવિક છે.

# अमारो देश.

( दिव्य. )

अमे भरतभूमिना पुत्रो !
अम मात पुराण पवित्र,
रे जेना सुन्दर सूत्रो
झलकावे उच्च चरित्र;
अम अन्तरने उद्देशी
करशुं होकार हमेश:
अमे देशी, देशी, देशी !
ओ दिव्य अमारो देश ! १

अन्धार विषे अथडातां,
के फरतां भव्य प्रकाश;
पडतां रडतां रगडातां,
के करतां हास्यविलास;
पळपळ अम उरनिधिए शी
हा उछळे ऊर्मि अशेष !—
अमे देशी, देशी, देशी !
ओ दिव्य अमारो देश ! २

क्यां हशे हिमालय जेवो !
क्यां पुण्यपवित्र ज गंग !
क्यां मळे अलौकिक एवा
सहु देशतणा बहुरंग !
क्यां मुनि ईश्वरजन बेशी
करता प्रभुपंथउजेश !—
अमे देशी, देशी, देशी !
ओ दिव्य अमारो देश ! ३

क्यां राम युधिष्ठिर घूम्या ?
    क्यां गरज्या अर्जुन भीम ?
क्यां रजपूत वीर झझूम्या
    बल दाखवया ज असीम ?
रे भूलिये तें रीतें शी
    अमे अन्तरथी लवलेश ?—
अमे देशी, देशी, देशी !
    ओ दिव्य अमारो देश ! ४

नथी रे जीववुं परआशेः
    छे पारकी आश निराश,
नथी कर धरवो की पासेः
    स्वाश्रयनो छे उल्लास;
कइ पुण्यप्रभा ज प्रवेशी
    अहिं दे अमने उपदेशः—
अमे देशी, देशी, देशी !
    ओ दिव्य अमारो देश ! ५

धमधम धरणी धुजवीशुं,
    अमे देशतणा करी गान;
जयजय जयनाद करीशुं;
    दइशुं मोंघा अम प्राण !—
ए भक्ति वसी उर, तेशी
    देजो शक्ति परमेश !
अमे देशी, देशी, देशी !
    ओ दिव्य अमारो देश !

अरदेशर फ. खबरदार.

# "જુલીયસ સીઝર".

## —પ્રખ્યાત અંગ્રેજી મહાન્ કવિ શેક્સપીયરના નાટક ઉપર વિવેચન—

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૭૫ થી ).

બીજો પ્રખ્યાત પાત્ર—કેસ્યસ છે. તે બ્રુટસનો મિત્ર નથી તેમ સીઝરનો પણ મિત્ર નથી. અલબત તેનામાં સદાચાર, સત્યપ્રીતિ, પ્રમાણિકપણું વિગેરે પ્રકારના સદ્ગુણો જે બ્રુટસમાં જોવામાં આવતા તેવા નહોતા; તોપણ વ્યાવહારિક કાર્યમાં તે પૂરેપૂરો કુશળ હતો. જેને આપણે અંગ્રેજીમાં—practical man of action—કહીયે તેવો તે હતો. અલબત તેનામાં કપટ—દ્વેષ—જુઠાણું—વિગેરે પ્રકારના પ્રપચી—દોષો પુષ્કળ હતા, તે સીઝર તરફ ઇર્ષ્યા ધરાવતો હતો. તોપણ સ્વાભિમાનનું લોહી તેની નસેનસ વહેતું હતું, રોમમાં ચાલતા પ્રજાસત્તાક રાજ્ય પ્રતિ તે દૃઢ ભક્તિભાવ દર્શાવતો હતો. સીઝરનું ખુન કરવાનો તેણે મનમાં સંકલ્પ કરેલ તેનુ કારણુ તે સીઝર તરફ દ્વેષ ધરાવતો હતો તે પણ હતું. તેમ સીઝર રાજા થઇ પ્રજાસત્તાક રાજ્યનો નાશ કરે તો રોમના વૈભવનો પણ અંત આવશે માટે સીઝરને માર્યાથી રોમની પડતી થતી અટકે એવું તે મનમાં સમજતો હોવાથી કાંઇક આ કારણુને લીધે પણ કેસ્યસે સીઝરનું ખુન કરવાનો નિશ્ચય કીધો હતો. ટુંકામાં બ્રુટસ અને કેસ્યસ એ બેઉ ભિન્ન જાતનો જાતિસ્વભાવ ધરાવતા હતા, તેમના જાતિસ્વભાવની સરખામણી—ભેદાભેદ—આપણે આગળ પ્રસંગવશાત્ કર્યા જઇશું. આ બે પાત્રનું દર્શન આપણુને પ્રથમ અંકના બીજાજ પ્રવેશથી થાય છે. સીઝરના વિજયના માનની ખાતર જે વિજયસ્વારી શહેરના રાજમાર્ગે થઇને જતી હતી તેને જોવા ઘણા લોકની ઠઠ મળી હતી. તેમાં બ્રુટસ ને કેસ્યસ એકાએક એક બીજાને મળી ગયા. રોમની "પ્રીટરશીપ" એટલે એક મેજીસ્ટ્રેટના હોદ્દાને માટે પ્રથમ બ્રુટસ અને કેસ્યસ ઉમેદવાર હતા પણ આખરે તે હોદ્દો બ્રુટસને મળવાથી બ્રુટસ ને કેસ્યસનાં મન ઉંચાં થયાં હતાં. તેઓ આ વખતે એકાએક એક બીજાને મળે છે. કેસ્યસને સીઝરનું ખુન કરવાનો ઇરાદો છે, તેમાં બ્રુટસને પોતાના પક્ષમાં ખેંચી લેવો છે. બ્રુટસનો જાતિસ્વભાવ તે સારી પેઠે જાણે છે તેથી તેને ફોસલાવી પોતાના પક્ષમાં લેવો તે કામ તેને કઠિન લાગતું નથી. તે બ્રુટસની પાસે આ વખતે આવે છે ને તેને ઉદાસ જોઈ ધીમે રહીને તેની સાથે વાત શરૂ કરે છે. પ્રથમ કેસ્યસ બ્રુટસને ઉદાસ હોવાનું કારણુ પૂછે છે. પછી ધીમે રહીને બ્રુટસને કેસ્યસ પૂછે છે—"ભલા, બ્રુટસ, મને કહે કે તું તારૂં મોં કદી પણ જોઈ શકે ખરો?" બ્રુટસે જવાબ આપ્યો—"ના, આપણે આપણું મોં આપણી આંખ્યથી જોઇ શકતા નથી. એમાટે તો આયનાનીજ મદદ લેવી પડે." કેસ્યસે કહ્યું—"બ્રુટસ, તારા ગુણુ તારી સમક્ષ રજુ કરી દેખાડે તેવો આયનો તારી આગળ નથી. બ્રુટસને પોતાના પંડને જોવાની આંખ્યો હોત તો વધારે સારૂં થાત એવું મેં રોમના ઘણા ઘણા પ્રખ્યાત પુરુષોને બોલતા સાંભળ્યા છે." આવું કેસ્યસનું વાકય સાંભળી—બ્રુટસ સહેજ ગભરાય છે અને

કેસ્યસને તેના ' આ વાક્યનું મર્મ ખુલ્લું કરવા કહે છે. કેસ્યસ કહે છે કેઃ-"બ્રુટસ તારૂં રૂપ જોવા તારી પાસે આયનો નથી તો લે હું તારો આયનો બનું છું, ને તારે વિષે મારે જે કાંઈ કહેવું છે તે સાંભળવા તૈયાર થા. ભલા બ્રુટસ, મારી પર ખીજવાઇશ નહિ. કેટલાક પુરૂષોની માફક રસ્તામાં જે મળ્યો તેની સાથે દોસ્તીકરી, તેની સહેજસાજ ખુશામત કરી, લાગ આવે તેનો ત્યાગ પણ કરી, પછી તેનું વાંકુ બોલે તેવા પુરૂષો જેવો હું નથી. બ્રુટસ, હું જો એવો માણસ તને લાગું તો મારી દોસ્તી તું કરીશ જ નહિ." આ વાત ચાલે છે તેટલામાં મોટો હોહાકાર બ્રુટસ વિગેરેને કાને પહોંચતાં બ્રુટસ કેસ્યસને પૂછે છે કેઃ-"આ શોર બકોર શાનો થાય છે? મને ભય છે કે લોકો કદાચ સીઝરને રાજા પણ બનાવી દે." આવું વચન બ્રુટસના મોંમાંથી નીકળેલું સાંભળી કેસ્યસના મનને ખૂબ ધીરજ આવી. તેણે ધીમે રહીને કહ્યું—"ત્યારે સીઝર રાજા થાય તે બ્રુટસ તને ગમતું નથી તે વાત તો સાચીજ ને?" બ્રુટસે જવાબ આપ્યોઃ-" સીઝર રાજા થાય એ વાત તો કેસ્યસ મને જરાએ ગમતી નથી. પણ હું તેને મારા પૂર્ણ પ્રેમથી ચાહું છું—પણ કેસ્યસ તેં મને શું કહેવાને વાસ્તે આટલો બધો વખત રોકી રાખ્યો છે? તું જે કામ કહેવા માંગે છે તે કામથી જો લોકસમસ્તનુ ભલું થતું હોય તો એક તરફ લોકસમસ્તનુ ભલુ હોય અને બીજી તરફ મારૂ મૃત્યુ થતું હોય તો પણ બેશક હું મૃત્યુનો લેશ માત્ર પણ ડર રાખ્યા શિવાય લોકસમસ્તનું ભલું કરવા વધારે તત્પર થઇશ." બ્રુટસના આવા શબ્દો સાંભળી કેસ્યસને વધારે ઉત્તેજન મળતું જાય છે. તે હવે ધીમે રહીને બ્રુટસને ઉશ્કેરવા માંડે છે. તે કહે છેઃ—"ઉમદા બ્રુટસ, હું પણ સારી પેઠે સમજું છું કે કુલાભિમાન—અથવા સ્વાત્માભિમાન તને વધારે પ્રિય છે. હું પણ ગુલામ થવા કદી પણ ગજી હોઉં નહિ. જુઓને, આ સીઝરનો જ દાખલો લેઇએ. તે હું અને તું સૌ સાથેજ જન્મેલા છિયે. તે જે ખાય છે તેજ ખોરાક આપણે લેઇએ છિયે. ટાઢ તડકો તેને જેવા લાગે છે તેવાંજ આપણને લાગે છે. વળી સીઝર અને હું એક નદીમાં આગળ નહાવા ગયેલા ત્યારે સીઝરને ડુબતો જોઈ મેં તેને બચાવ્યો હતો. પણ આ સીઝર મોટાં મોટાં યુદ્ધો લઢી હવે દેવ જેવો ગણાવા લાગ્યો. અને હુ કેસ્યસ એક પામર પ્રાણી રહ્યો ને સીઝરની આગળ પગે પડવાનો પણ વખત આવ્યો! તે સ્પેનમાં હતો ત્યારે એકવાર માંદો પડેલો ત્યારે કેવો ધ્રુજતો હતો તે પણ મને અત્યારે સારી પેઠે યાદ છે; ત્યારે આવો નિર્માલ્ય પુરૂષ આપણા સર્વેનો અગ્રણી થઈ રાજ્યની લગામ પોતાના એકલાના હાથમાં રાખે એ શું ઓછી નવાઇની વાત છે? તે આ દુનિયાની ઉપર એક પહાડ જેવા રાક્ષસની માફક અમલ ચલાવે છે. અને આપણે પામર પ્રાણીઓ તેની ખુશામત કરી કરીને થાકી જઇએ છિયે. ખરૂં પૂછાવે તો બ્રુટસ, મનુષ્યજાતિ કોઇક કોઇક વાર તો પોતાના કર્મ—નશીબને પણ પોતાના કહ્યા પ્રમાણે ચલાવે છે. દોષ આપણા નશીબનો નથી, આપણો પોતાનો છે. "બ્રુટસ" અને "સીઝર" એ બેઉ શબ્દ એકી જ વખતે ઉચ્ચારી જુઓ કે "સીઝર" શબ્દમાં તમે શું નવું સાંભળો છો? સીઝરે તે વળી એવો શો ખોરાક લીધો હોવો જોઇએ કે તે આપણા બધાનો ઉપરી થવા ધારે છે? સમયને ધિક્કાર છે! રોમ, તેં પણ તારા આગલા સમયનુ ભાન ખોવા માંડયું છે! રોમ આગળ એવું બળવાન ,હતું કે તેના પર રાજ્ય ચલાવવા આગળ સેંકડો માણસની એકતાની જરૂર પડતી. અત્યારે સીઝર જેવો માત્ર એકજ પુરૂષ રોમપર રાજ્ય ચલાવવા માંગે છે! હે બ્રુટસ! તારા કુળમાં આગળ થઈ ગયેલા જે જુનીયસે જુલમી

ટારક્વીન રાજાઓને હાંકી કાઢ્યા હતા તે જો અત્યારે જીવતો હોત તો મને ખાતરી છે કે તેણે સીઝરને પૂરો પણ કરી નાંખ્યો હોત."

કેસ્યસનાં આવાં મર્મભેદક વચનો સાંભળી બ્રુટસનું મન ઉશ્કેરાય છે. તે બોલી ઉઠે છે કે:—"રોમનો પુત્ર થઈ એક ગુલામ અવસ્થા ભોગવ્યાં કરતાં બ્રુટસ એક ગામડીઓ થઈ જંગલમાં રહેવું વધારે પસંદ કરશે." જાતિકી સ્વતંત્રતા—(individual liberty)–નું લોહી બ્રુટસની નસેનસ દોડતું જોવામાં આવે છે. આ વાત ચાલતી હોય છે તેટલામાં સીઝર અને એન્ટોની વિગેરે તેના ખાસ અનુયાયીઓ વિજયસ્વારીમાં પાસે થઈને જાય છે. જતાં જતાં કેસ્યસને ક્રોધવાળાં ભવાં ચઢાવી ઉભો રહેલો જોઈ સીઝર એન્ટોનીના કાનમાં કેસ્યસના જાતિ-સ્વભાવનું વર્ણન કરે છે. ત્યાર બાદ બ્રુટસ અને કેસ્યસ જ્યાં આગળ ઉભા હતા તે તરફ કાસ્કા નામનો એક ત્રીજો ઉમરાવ જતો હતો તેને કેસ્યસ ઉભો રાખે છે ને રાજ્યમહેલમાં આજે શા શા બનાવ બન્યા તે તેની પાસે જાણવા માંગે છે, કાસ્કાએ કહ્યું—"આજે રાજ્ય-મહેલમાં માર્ક એન્ટોની જે સીઝરનો મિત્ર છે અને હાલમાં 'પ્રીટર'–એટલે મુખ્ય માજીસ્ટ્રેટ–છે. તેણે સીઝરને બધા સભાસદોની સમક્ષ રાજાનો મુગટ આપવા માંડયો. પણ સીઝરે તે પહેરવાની ના પાડી. આવી રીતે ત્રણ વાર એન્ટોનીએ મુગટ સીઝરને માથે મૂકવા માંડયો અને ત્રણે વાર તેણે તે પહેરવા ના પાડી હતી. આવી રગઝગ જો કે બહુ થઈ હતી તો પણ મને લાગે છે કે સીઝરને રાજા થવાનુ માંહ્યથી મન તો ઘણું હતું." પછી તેઓ ત્રણે છૂટા પડે છે. બ્રુટસના ગયા પછી પ્રપંચી કેસ્યસ મનમાં બ્રુટસના એકદમ છેતરી જવાય તેવા જાતિસ્વભાવ ઉપર હસે છે, તે કહે છે:-"બ્રુટસની અક્કલને પણ ધન્ય છે કે તે આવી રીતે એકાએક ઉશ્કેરાય છે ! હું જો બ્રુટસ હોઉં અને બ્રુટસ જો મારી પેઠે મને ઉશ્કેરવા આવ્યો હોત તો હું કદી આ ભલા બ્રુટસની પેઠે એકદમ છેતરાયો ન હોત ! તો પણ ઠીક છે. આપણું અરધું કાર્ય તો થયું છે. હવે હું કેટલાક નનામા કાગળો લખી બ્રુટસની બારીમાંથી તેના ઘરમાં નાંખીશ. તેમાં બ્રુટસને સારી પેઠે ઉશ્કેરણી મળે તેવા શબ્દો લખીશ. ને પછી જુઓ કે બ્રુટસ કેવો આપણા પક્ષમાં એકદમ આવી જાય છે !"

ત્રીજા પ્રવેશમાં ખુનના મસલતીઆઓ–કેસ્યસ–સીસેરો–સીના–કાસ્કા, વિગેરે એક ઠેકાણે અંધારી રાતે એકઠા થાય છે. કેસ્યસ કાસ્કાને ઉશ્કેરી પોતાના પક્ષમાં લે છે.

બીજા અંકના પહેલા પ્રવેશમાં બ્રુટસ પોતાના કંપાઉન્ડમાં એકલો બેઠો બેઠો ગઈ કાલે કેસ્યસ સાથે થયેલી વાત પર વિચાર કરે છે. સીઝર જેવા મિત્રને મારવો કે નહિ તે વિષે અનેક વિચારો એ આ વખતે બ્રુટસના મનને ભારે મુંઝવણમાં નાંખી દીધું છે. બ્રુટસ મનમાં વિચાર કરે છેઃ—"સીઝરને દ્વેષ દર્શાવવાનું મને પોતાને ખાસ કારણ મળ્યું નથી. માત્ર સામાન્ય વર્ગના સુખને માટે જ મારે સીઝરને ધિક્કારવો પડશે. સીઝર કદાચ રાજા થાય, પણ તેથી તેનો સ્વભાવ બદલાશે કે કેમ અને બદલાશે તો તે કેવા રૂપમાં બદલાશે તે હવે સવાલ છે. ચઢતી એ મનુષ્યના મગજને ફેરવી નાંખનાર થઈ પડે છે. અધિકાર મળ્યા પછી જો તે માણસ બલમનસાઇનો પોતાના મનમાંથી ત્યાગ કરે છે તો જ તે અધિકાર ઉંચી પદવી–તેને ખરાબ રસ્તે દોરી જાય છે. પણ સીઝર વિષે ખરૂં પૂછાવો તો તેણે પોતાની સ્થિર

મનોવૃત્તિઓનું કદી પણ ઉલ્લંઘન કર્યું હોય એમ મેં જાણ્યું નથી. પણ એક સાધારણ કહેવત એવી છે કે ઉંચી પદવીએ ચઢતાં પહેલાં દરેક મનુષ્ય પહેલાં તો નરમ અને માયાળુ હોય છે. પરંતુ તે જેમ જેમ ઊંચી પદવીએ ચઢતો જાય છે તેમ તેમ તેનામાં ગર્વના અંકુરો સ્ફુરવા માંડે છે, અને તે જેવો ઊંચામાં ઊંચી પદવીએ ચઢે છે ત્યારે તે નીચે જોવાની તસ્દી લેતો જ નથી. આવી રીતે સીઝરનું પણ કદાચ બને. માટે સાપનાં ઇંડાંને તો તેનું સેવન થતાં પહેલાં જ પુરાં કરવાં જોઇએ .અને તેવી રીતે સીઝરને પણ ઉગતો જ દાબી નાંખવો જોઇએ."

એટલામાં લુસ્યસ નામનો બ્રુટસનો નોકર આવે છે ને બ્રુટસના હાથમાં કેટલાક કાગળોના ખીડા મૂકે છે–જેમાંના દરેકમાં–બ્રુટસને ઉશ્કેરણી આપે તેવા શબ્દો લખેલા બ્રુટસના વાંચવામાં આવે છે. પછી–અમુક કાર્ય કરવાનો મનુષ્ય આરંભ કરે ત્યારથી તે કાર્યની સમાપ્તિ થાય ત્યાં સુધીના વખતમાં માણસના મનની સ્થિતિ કેવી રહે છે તે ઉપર આલાપ બ્રુટસ કરે છે. પછી તે જ દિવસની રાતે પાંચ કેસ્યસ–કાસ્કા–ડેશીયસ બ્રુટસ સીન્ના–મીટેલસ સીંબર અને ટ્રેબોનીયસ–વિગેરે ખુનના મમલતીઆઓ બ્રુટસના ઘરમાં એકઠા થાય છે. અને સીઝરને મારવાની વાત બહાર વહેલી પ્રસિદ્ધિમાં ન પડી જાય તેટલા માટે વચન લેઇ બંધાવા તૈયાર થાય છે. અતિશય પ્રમાણિકપણાથી ભરેલો બ્રુટસ આ વાત માખી શકતો નથી. તે ગણી ઉઠે છે કે "સોગનથી બંધાવું તે તો બાયલા પુરૂષોનું કામ છે. જો આપણે સાચે સાચા રોમન હોઇએ અને આપણા કાર્યને પુરૂં કરવા ખરા મનથી દરેક જણ ગણી હોઇએ તો સોગન લેવાની શી જરૂર છે?"

પછી કેસ્યસ દરખાસ્ત મૂકે છે કે "માર્ક એન્ટોની જે સીઝરનો ખાસ મિત્ર છે તે એક ઘણો બાહોશ અને પ્રપંચી પુરૂષ છે માટે સીઝર પછી તેને જીવતો મૂકવો તે હાનિકારક છે માટે સીઝર ભેગું તેનું પણ કાટલું કરી નાખવું જરૂરનું છે." આ વચન કેસ્યસની વ્યાવહારિક કાર્યમાં નિપુણતા બતાવી આપે છે. સીઝરનું ખુન કર્યા પછી તેના મિત્ર એન્ટોનીને જીવતો મૂક્યાથી આગળ કેવું હાનિકારક પરિણામ આવે છે તે આપણ આગળ જોઇશું. વ્યાવહારિક કાર્યમાં છેક મૂઢ એવો બ્રુટસ આ દરખાસ્તને માન્ય ગણતો નથી. પ્રપંચી અને દીર્ઘદ્રષ્ટા કેસ્યસની પેઠે એન્ટોનીનો સ્વભાવ ભલો બ્રુટસ જાણતો નથી! તે કહે છે કે "માર્ક એન્ટોની એ સીઝરનો મિત્ર છે એટલે તેના શરીરનું તે અવયવ કહેવાય. માટે સીઝરને મારીશું તો તે તેનું અવયવ પણ મર્યું કહેવાશે. અને આપણે સીઝરના આત્માને મારવો છે, એના શરીરને કાપી નાખવું નથી. કસાઇની પેઠે તેને શરીરના કકડે કકડા કરવાને બદલે તેના આત્માને મારી નાંખી શકાતો હોય તો બસ છે. માટે એન્ટોનીને જીવતો મૂકવામાં કાંઇ હાની થવાનો સંભવ નથી."—પછી બધા મમલતીઆઓ પોતપોતાને ઘેર જતા રહે છે.

ત્યાર પછી સ્થળ પર એક બીજું મહાન્ પાત્ર આવે છે. પોર્શીયા નામની સ્ત્રી એ બ્રુટસની પત્ની છે. સર્વોત્તમપણાના સઘળા ગુણો બ્રુટસની પેઠે તેનામાં પણ જોવામાં આવતા હતા.—બ્રુટસના સર્વ ગુણો તેનામાં જાણે પ્રતિબિંબ રૂપે આવી રહેલા હતા. બ્રુટસનામાં જેમ તેના બાપદાદાની કીર્તિનું અભિમાન હતું તેમ તે પણ એક આબરૂદાર બાયડી અને કેટો

જેવા મહાન્ પુરૂષની છોકરી હોવાનું તે અભિમાન ધરાવતી હતી. સ્ત્રી જાતિને સ્વાભાવિક હોય એવા કેટલાક નજીવા દોષ જો કે તેનામાં હતા. તો પણ સુશીલતા અને પતિવ્રતના સર્વ ગુણથી ભરેલી સ્ત્રી કેવી હોય છે તેનું ખરૂં ચિત્ર કવિએ પોર્શીયામાં આપણને આપ્યું છે. પતિ-પત્નીની વચ્ચે કેવા ઉચ્ચ પ્રકારનો સંબંધ હોવો જોઇએ તે જાણવું હોય તો બ્રુટસ અને પોર્શીયા-એ બે પાત્રોનો જાતિસ્વભાવ વાંચ્યાથી વાંચકને બરાબર સમજાશે. બીજા અંકના પહેલા જ પ્રવેશમાં પોર્શીયા અને બ્રુટસ વચ્ચે સંવાદ ચાલે છે. આ વખતે પ્રાતઃકાળનો સમય થયો હતો. કેશીયસ કાસ્કા-વિગેરે મસલતીઆઓની સાથે સીઝરનું ખૂન કરવાની યોજનાઓ સાંધવાને વાસ્તે મસલતો કરવામાં ગઈ રાત બ્રુટસે ગાળી હતી તેથી સવારે તેનાં મોં પર ઉજાગરો જણાતો હતો; વખતે કાંઇક ગંભીર વિચારોમાં પડી ગયેલો હોવાથી, તેના મોં ઉપર આ સમયે ખિન્ન મનોવૃત્તિઓની છાયા પ્રસરી રહી હતી. આવી યોજનાઓમાં રોકાયેલો હોવાથી બ્રુટસના મનમાં બે ચાર દિવસથી અસ્થિરતા જોવામાં આવતી હતી તે પોર્શીયાને સમજવા લાગી તેમ ગઈ મોડી રાતે મસલતીઆઓને મળવા સારૂં બ્રુટસ પોતાની પથારીમાંથી છાનોમાનો જતો રહ્યો હતો ને પોર્શીયા ઊંઘમાંથી ઉઠી ત્યારે જોયું હતું. તેથી વહેલી સવારે જેવો બ્રુટસ આવ્યો ત્યારે પોર્શીયા વિનયપૂર્વક પોતાના પતિને પૂછે છેઃ—

" ઉમદા બ્રુટસ ! આપણી પથારીમાંથી તમે કાલ રાતે છાનામાના જતા રહ્યા હતા. વળી કાલ વાળુ કરતી વખતે તમે ઊંડા વિચારમાં પડી ગયેલા હો તેવા દેખાતા હતા—ભાણા ઉપરથી એકદમ ઉભા થઈ અકળવાળી મેડીમાં આમ તેમ ફરવા લાગ્યા હતા ને કાંઇક ઊંડા નિશ્વાસ નાંખતા હો તેવા દેખાતા હતા; ને વખતે તે બધાનું હું કારણ તમને પૂછવા લાગી ત્યારે તમે મને જવાબ સરખો પણ આપ્યો નહોતો. તમે મારી સામું ટગર ટગર જોયા કરતા હતા. મેં તમને ફરીથી આગ્રહ કરી પૂછવા માંડયું ત્યારે તમે તમારૂં કપાળ લુછ્યું અને અધીરાઇથી જમીન ઉપર તમારો પગ ઠોક્યો. ને જવાબ સરખો પણ આપ્યો નહિ. અને ક્રોધનો સહેજ ઇસારો કરી તમે મને તમારી પાસેથી દૂર જવાનું કહ્યું. તમે ગુસ્સે હોવાથી હું તમારી ના કહ્યા છતાં ઉભી રહીશ તો તમે બમણા ચીડાશો જાણી હું તરત જ તમારી આજ્ઞાનુસાર ખસી ગઈ. મનુષ્યજાતિનો સ્વભાવ આવો એકવાર થઈ જાય એ સ્વાભાવિક છે, અને વખત જતાં તમે પાછા શાંત થઇ જશો એવું હું ધારતી હતી. પણ આવો ચિંતાથી ભરેલો સ્વભાવ તમને નીરાંતે ખાવા પીવા તથા ઊંઘવા પણ દેનાર નથી. ચિંતા રૂપી પીડાએ જેવી તમારા શરીરના બાહ્ય રૂપ ઉપર અસર કરેલી અત્યારે જણાય છે તે જો તમારા જીવ પર અસર કરવા લાગશે તો વિપરીત પરિણામ થવાની મને બીક રહે છે. મારા વહાલા બ્રુટસ, તમારા દુઃખનું કારણ મને જણાવો. બ્રુટસ ટુંકામાં જવાબ આપી કાઢે છે કે " મારી તબીયત સારી નથી એ જ કારણ ". પોર્શીયા બોલી—" ઉમદા બ્રુટસ ડાહ્યો જ છે અને માંદો હોય તો તે કદી પણ સાજા થવાનાં સાધનો લેવાં ભૂલે તેમ જ નથી. બ્રુટસ કહેઃ—" હાં, હું પણ તેમ જ કરૂં છું. ભલી પોર્શીયા સુઈ જા. "

પોર્શીયા કાલાવાલા કરી કહે છે —" બ્રુટસ શું નરમ છે ? ત્યારે તે કપડાં બરાબર પહેર્યા શીવાય વહેલી સવારે બહાર નીકળી ઠંડીમાં શા માટે ફરતો હશે ? શું બ્રુટસ નરમ હોઈ મોડી રાતે બહાર નીકળી વધારે માંદા પડવાનું ધારે પણ ખરો ? નહિ, વહાલા બ્રુટસ

એવું કદી બને જ નહિ. તમારાં મનમાં કાંઇક જૂદી જ જાતનો વ્યાધિ આવી રહેલો છે, અને તે વ્યાધિ શો છે તે જાણવાનો તમારી પત્નીને પૂરો હક છે. હું પગે પડીને વીનવું છું: હું તમારી પત્ની છું. સાચા પ્રેમની તમે તે દિવસે પ્રતિજ્ઞા મારી સમક્ષ લીધી હતી તે બધી પ્રતિજ્ઞા પ્રમાણે હું અને તમે એ બેઉ હવે એક થયાં છિયે. આપણું શરીર હવે ભિન્ન નથી. ત્યારે હું નમ્રતાથી પૂછું છું કે રાતે તમે ક્યાં ગયા હતા? તમારા મનની અસ્થિરતાનું ખરૂં કારણ શું છે એ બધું મને કૃપા કરી જણાવો." પગે પડેલી પોર્શીયાને બ્રુટસ ઉભી કરે છે. પોર્શીયા આગ્રહથી કહે છે—"બ્રુટસ તમારી છાની વાત જાણવાનો મારો શું હક નથી? હું એ શું તમે જ નથી? તમારી સાથે ખાવા પીવાને વાસ્તે-સુવાને વાસ્તે-અને કોઇક વાર વાતચિત કરવાને વાસ્તે જ શું હું તમને પરણી છું? મને શું તમે ભિન્ન ગણવા માંડ્યા? હું શું તમારા અંતઃકરણનાં સુખ દુઃખની ભાગીદાર નથી? એમ હોય તો હું બ્રુટસની પત્ની કહેવાઉં જ નહિ પણ તેની નોકર બાયડી જેવી ગણાઉં."

પતિવ્રતા અને સુશીલ પત્નીનો આ પોર્શીયા એ એક કેવો ઉત્તમ દૃષ્ટાંત છે અને પતિ ઉપર એનો કેટલો હક છે—પત્ની અને ચાકરડી વચ્ચે કેવો ભેદ છે—ઈત્યાદિ આપણને આ સંવાદ વાંચ્યાથી સમજાય છે! બ્રુટસ તેને શાંત કરી ધીમેથી જવાબ આપે છે.— "ઉમદા પોર્શીયા, તું મારી સાચી અને સુશીલ પત્ની છે. મારા અંતઃકરણમાં વહેતા લોહીથી પણ તું મને વિશેષ વહાલી છે."

પોર્શીયાઃ—"જો મને સાચી પત્ની ગણતા હો તો તમારે મને તમારા મનની વાત કહેવી જોઇએ. અલબત હું કબુલ કરૂં છું કે હું એક સ્ત્રી છું અને સ્ત્રી જાતિના સ્વાભાવિક દોષ મારામાં આવ્યા પણ કદાચ હશે. પણ સાથે વિશેષમાં હુ કહીશ કે હું ઉત્તમ કુલમાં જન્મેલી છું—કેટો જેવા આબરૂદાર પુરૂષની છોકરી હોવાનુ અને બ્રુટસ જેવા આબરૂદાર પુરૂષની પત્ની હોવાનું મને અભિમાન છે. મને તમે તમારી છાની વાત જણાવો. હુ કદી પણ કોઇને તે કહી દેઇશ નહિ. મારા નિમકહલાલપણાના મેં ઘણાક દાખલા તમને આપ્યા છે. મેં પગમાં ઘા પણ ખમ્યો હતો ત્યારે મારા પતિના મનની વાત શું હૃદયમાં નહિ સાચવી શકું?"

બ્રુટસ હર્ષ પામી બોલે છેઃ—"ઓ દેવ, હુ આવી ઉમદા પત્નીને યોગ્ય થાઉં તેવો મને બનાવ." એટલામાં ઘરનું બારણું બહારથી કોઇક ઠોકતું સંભળાવાથી બ્રુટસ પોર્શીયાને છાની વાત આગળ ઉપર કહેવાનુ કહે છે.

(અપૂર્ણ.)

જ્ઞાનભક્તિ.

---

# આપણી ગદ્ય "શૈલી"નો પ્રારંભ અને તે વખતના બે શિષ્ટ લેખકો.

ગુજરાતી ભાષા પક્વ સ્વરૂપમાં આવી નથી એ કહેવું હજી કાંઈ અણઘટતું નથી. અલબત્ત, કુદરતના સતત પરિભ્રમણ કર્યા કરતાં ચક્રમાં ફેરફાર તો થયાજ કરે–સુધારો વધારો જાણ્યે કે અજાણ્યે પોતાનું કામ કર્યા કરે–એ સ્વાભાવિક જ છે. તેથી કોઈ પણ પદાર્થ અંતિમ સ્વરૂપમાં ક્યારે આવશે કે આવ્યો છે એ કહેવું એ શાસ્ત્રીય રીતે તો અનેક ઉપાધિથી બાધિત થાય જ. તો પણ જેમ હાલમાં અંગ્રેજી ભાષાનું સ્વરૂપ બંધાઈ ગયેલું મનાય છે એમ બિનઅંદેશે કહી શકાય, તેવું બદ્ધ સ્વરૂપ જે આપણી ભાષાએ દેખાડયું નથી તેવું સ્વરૂપ તે ક્યારે દેખાડશે એ ભવિષ્ય અત્યારે ભાખવું કામનું નથી. પણ એટલું તો સર્વાનુમતે સિદ્ધ છે જ કે ભાષા હજી વધતી, પાકતી, દશામાં છે. નવા વિચારોનો વેગવાળો પ્રવાહ હજી જારી જ છે. સર્વે વિચારો હજી શબ્દમય સ્વરૂપમાં ઉતર્યા નથી. હજી એવા અસંખ્ય વિચારો છે કે જે સચેત રીતે સમજાવવા અંગ્રેજી ભાષાની મદદ માગવી પડે છે. સંસ્કૃતમાંથી જે નવા શબ્દો લેવામાં આવે છે તે લોકપ્રિય થતાં વખત લેશે એ ખરૂં છે. તો પણ સારા, સરળ, સહજ સમજાય તેવા અને અક્ષરનાં અનુકૂળ સંમિલનવાળા સંસ્કૃત શબ્દો ગુજરાતીમાં રૂઢ કરવા એ જરૂરનું છે.

આ જરૂરીઆત ધ્યાનમાં લેતાં જે અસંખ્ય વાંધાઓ–ઘણા ખરા તો માત્ર અલ્પવિચારી અને ઉતાવળીયા સ્વભાવને લીધે, પોતે જરા પણ શ્રમ લીધો ન હોય છતાં એકદમ પરાકોટિએ પહોંચવાની ખોટી આશાને લીધે, અથવા જે સમજવામાં જરા પણ મહેનત પડે એ તો દંભી અને મિથ્યા પાંડિત્યદર્શી જ હોય એવી દૃઢ માન્યતાને લીધે, લેવામાં આવે છે, તેનું જોર પહેલી સટે બીવરાવી દે તેવું લાગે છે. તે વાંધાઓ થોડું ભણેલા તરફથી તો ક્વચિત્ જ ઉઠાવાય છે. ઘણું ખરૂં તો અંગ્રેજી અભ્યાસમાં ઘણા આગળ વધેલા જ એવા વાંધાને પગભર કરવામાં અગ્રણી હોય છે.

પણ અત્યારે ભાષાના વિકાસ સંબંધે વિસ્તારથી લખવા પ્રયોજન નથી. તેથી તેવા વાંધાવાળાને એવો જ ટુંકો જવાબ આપી દેવાનો છે કે પ્રમાણિક પ્રયત્ન, ખરી ખંત, અને અડગ આસ્થા વિના એકે કાર્યની સિદ્ધિ થતી નથી. માટે તેવાઓએ કૃપા કરી હાલમાં સારા ગણાતા પુસ્તકોનો ખંતથી અભ્યાસ કરવો, ક્રમવાર પોતાની યોગ્યતા અનુસાર તે અભ્યાસમાં વધતા જવું અને ખાતરી છે કે આઠ દશ માસના એકનિષ્ઠ અભ્યાસથી તેઓને પોતાના વિચાર ફેરવવા પડશે જ.

'શૈલી' શબ્દ કેવી રીતે રૂઢ થયો એ કહેવા જતાં ઉપરની લીટીઓ લખાઈ ગઈ. હવે પ્રસ્તુત વિષય વિષે કહીશે. 'શૈલી' સંસ્કૃત શબ્દ છે ને તેનો અર્થ 'વ્યાકરણસૂત્ર ઉપરની ટુંકી નોંધ' અગર 'વિવરણની પદ્ધતિ' એવો થાય છે. તેણે ગુજરાતીમાં 'Style' ના અર્થમાં વપરાય છે. અને તે સાક્ષર શ્રી નવલરામભાઇએ *૧૮૮૨ માં વાપર્યો છે. તે પહેલાં

* ૧૮૭૦ માં એકવાર 'શોધન શૈલી'માં વપરાયો છે પણ ૧૮૭૮ માં પાછો અંગ્રેજી શબ્દ Style જ વપરાયેલો માલમ પડે છે તેથી Style માટે જ શૈલી સ્વીકારાયો હોય

એ વપરાયો હશે કે કેમ તેની આ લખનારને માહેતી નથી. પણ ત્યાર પછી એ શબ્દ એટલો તો રૂઢ થઈ ગયો છે કે તેનો મળ અર્થ કાઇક બીજો હશે અને ગુજરાતીમા તે નવો જ દાખલ થયો હશે એમ આજે ઘણા થોડાના જાણવામા હશે.

નવા શબ્દો ભાષામા રૂઢ કરવા એ ખરેખર ઘણુ મુશ્કેલ કામ છે. બધાથી તે બનતું નથી તેમા શોધકશક્તિની સાથે ન્યાયદૃષ્ટિ પણ જોઇએ છીએ. જનસમાજની વૃત્તિને અનુકૂળ થઈ જાય તેવો શબ્દ જોઇએ, તે બીજા કોઈ અર્થમા વપરાયેલો ન હોવો જોઇએ, તેમ જે અર્થમા તેને અત્યારે વાપરવામા આવતો હોય તેના કરતા વધારે સારી રીતે તે બીજા કોઈ અર્થમા વાપરી ન શકાય તેમ પણ હોવુ જોઇએ. આવો શબ્દ મળ્યા પછી પણ તે કાઈ એકદમ કોશમા દાખલ થઈ શકતો નથી તેમ ભાષામા સ્વીકારાતો પણ નથી. તેને માથે સાક્ષર-સ્વીકારની છાપ પડવી જોઇએ. કોઈ માન્ય લેખક તેને સ્વીકારે ને વાપરે ત્યારે જ તે પ્રચલિત થઈ સર્વોપયોગી થાય છે.

‘ તંત્રી ’ એ શબ્દ editor માટે વપરાવા લાગ્યો તે પહેલા તે ખોળાયો હતો. અને આ લેખકના સમજવા પ્રમાણે તેના શોધનાર સા શ્રી ગોવર્ધનરામભાઈ છે. પરતુ તે પ્રચલિત તો ‘પ્રિયવદા ’ ના ‘ તંત્રી ’એ વાપર્યો ત્યારથી જ થયો છે.

અગ્રેજી Style ના અર્થમા રૂઢ થઈ ગયેલ ‘ શૈલી ’ શબ્દનો અર્થ ‘ વાક્યરચના ’ ના કરતા કઈક વિશેષ છે. વાક્યમા જુદા જુદા અવયવોની વ્યવસ્થા પૂર્વક જે સઘટના-જેથી અર્થનિષ્પત્તિમા અમુક જાતની મદદ થાય, લેખનુ અમુક જાતનુ સ્વરૂપ બધાઈ જાય, જે વાચ્યા પછી પણ તેના અમુક વિશિષ્ટ લક્ષણ આપણી નજરે તરી રહે એવી લેખનરીતિને શૈલી કહેવામા આવે છે. તે અભ્યાસથી સુધારી સારી કરી શકાય છે, તેમા માધુર્ય ઉમેરી શકાય, તેમા નવો જુસ્સો રેડી શકાય, તેની સરળતા સાધી શકાય, તેને વધારે સચોટ કરવાના પ્રયાસ પણ સફળ થઈ શકે અને તેને સર્વ જાતના અલકાર-રસના-શબ્દના-અર્થના લાવવા શ્રમપૂર્વક કરેલા પ્રયત્નો તેના સ્વરૂપને વધારે અસરકારક, વધારે સુદર અને વધારે મોહક કરી શકે આટલુ છતા પણ તેનુ મૂળ સ્વરૂપ બદલી શકાતુ નથી, દરેક સ્વતત્ર અને વિદ્વાન લેખકની શૈલી ઘણુ કરી જૂદી જ હોય છે, જેમ ‘ માણસની મુખાકૃતિ એક એકથી ભિન્ન છે તેમ શૈલી પણ હમેશા ભિન્ન હોય છે અને ભિન્ન રહે છે જ. ’ જેમ વધારે વધારે માણસોના સહવાસથી અનુભવ મેળવી માણસ પોતાનુ વર્તન ઘડી શકે છે પણ પોતાનુ વ્યક્તિત્વ તજી શકતો નથી તેવી જ રીતે લેખનશૈલીનુ પણ છે પરતુ જેમ અનુભવ, જ્ઞાન, અને અવલોકન માણસનું વર્તન સુધારવા જરૂરના છે તેમ જ શૈલી માટે પણ આ ત્રણે ઉપાયો અવશ્યના છે. દિલગીરી એટલી જ છે કે આપણા હાલના લેખ... ...ણો કરે છે પણ તેમાથી ઘણા થોડા જ આપણા પ્રતિષ્ઠિત બદ્ધ શૈલીવાળા લેખકોની શૈલીનો ધ્યાન પુરઃસર અભ્યાસ કરતા હશે આહિ ગદ્યલેખકોમાં of style ’ કરી શકાય તેના એ લેખમ સબધે ટુકામાં વિવેચન કરી

એમ લાગતું નથી. વળી ૧૮૭૨ ના એપ્રિલ માસના શુ. શા. ૫ મા
રાયો છે પણ તે પછી પાછો અવલોકનમા તે દેખાતો નથી.—હિ. ગ

અને અત્યાર સુધી નહિ ચર્ચાયેલો વિષય હાથમાં લેવામાં આવે એવી આધુનિક લેખકોને વિનતિ કરી વિરામીશ.

ગયા જમાનાના જેમ બે વિદ્વાનોની ગદ્યશૈલી અધ્યયન કરવા યોગ્ય છે તેમ જ ચાલુ જમાનામાં પણ તેવા શિષ્ટ શૈલીના લેખકોનાં પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ. પણ તે પુસ્તકો વાર્તાના રસ, વિદ્વત્તાના ભંડાર તથા વિચારના ગૌરવ માટે હાલમાં થોડાંઘણાં પણ વંચાય છે ખરાં; તેથી તેને માટે વિશેષ સૂચના કરવાની જરૂર નથી. તો પણ સા. શ્રી મણિલાલભાઇનાં પુસ્તકો શૈલીના વિશિષ્ટ જ્ઞાન માટે હાલ વચાય છે તેથી વધારે વંચાય તો લેખકોને વધારે લાભ થાય એવી માન્યતા છે.

ગદ્ય શૈલીના બે વ્યુત્પન્ન આચાર્યો કયા તે કોઇને અજાણ્યું તો ન જ હોય. એક, સુધારાનો સાથી, સમયને દોરનાર, સ્વયુગના વિચારવંત પુરુષોનો પણ અગ્રણી, આખા ગુજરાતને પંદર વીશ વર્ષ સુધી એક રીતે અને પછીનાં દશેક વર્ષ સુધી બીજી રીતે નચાવનાર, ' પ્રેમ અને શૌર્ય ' ની સાથે ' સત્ય ' ને પણ જોડી બેધડક રીતે અને નિખાલસપણે પોતાના વિચારો જાહેરમાં મૂકવાની અગ્ર હિમ્મત ધારનાર, ગુજરાતના ગયા જમાનાનો ગુર્જર પ્રવીર ( Hero of Gujarat ) તે **નર્મદ.** અને બીજો તે નર્મદને ' સમયમૂર્તિ ' તરીકે સમજનાર અને સમજાવનાર, તેનો નિકટ મિત્ર અને સાચો જીવનકથાકાર, નવીન લેખકોનો ઇંદ્ર અને સકળ ગુજરાતનો ચંદ્ર, બંને બાજુને સમાન દૃષ્ટિથી તોળી જોનાર, સ્વતંત્ર રીતે પોતાના વિચાર બાંધી સમયાનુકૂળ થઈ તે વિચારોને યોગ્ય રીતે દર્શાવનાર, વિચારયુદ્ધમાં તટસ્થ રીતે રહીને પણ પોતાના ગંભીર અને સંસારી નીતિરીતિથી પરિપક્વ થયેલા મતને પ્રજા સમક્ષ સાવચેતીથી અને સચોટ રીતે મૂકનાર, શિક્ષણશાસ્ત્રનો આચાર્ય અને શિક્ષકોનો ગુરુ, સચ્ચાઇથી ગંભીરતાથી અને સંગીનપણે વિચાર કરી, પોતાના વર્તનમાં તેવી જ રીતે વર્તવાની પ્રશંસનીય હિમ્મત બતાવનાર—તે ગુર્જરસાહિત્યનો ઉત્તેજક અને ઉત્પાદક સાહિત્યપ્રવીર ( Literary hero ) **નવલ.**

નર્મદ અને નવલ એ બે નામ લેતાં જ કયા વાચકની આગળ તે ભવ્ય, હૃદયંગમ, સમર્થ અને અસરકારક *મૂર્તિઓ ખડી નહિ થાય !×

કવિ શ્રી નર્મદાશંકરે ઈ. સ. ૧૮૫૦ થી લખવાની શરૂવાત કરી અને તેનો પહેલો નિબંધ 'મંડળી મળવાથી થતા લાભ' લખાયો. ગદ્ય લખાણ ગુજરાતીમાં તે પહેલું જ કહીયે

---

* આવા સફળ અને જીવંત અસરવાળા લેખકોની છબી ગુ. વ. સોસાઇટીમાં પણ ન હોય એ શું દીલગીર થવા જેવું નથી ?

× આ બે ગુર્જર પ્રવીરોની સાથે જ ત્રીજો ' સમયવીર ' પણ કોઇથી ચૂકાય તેવો નથી. પરંતુ હાલ ' સુધારો ' નહિ પણ ' ગદ્યશૈલી ' લેખનો વિષય હોઈ તે જનસમાજને દોરનાર અને પૃથગ્જનમાં સફળ રીતે સુવિદ્યા અને સતજ્ઞાનનો ફેલાવો કરનાર ' સમાજવીર ' દલપત વિષે કંઈ કહેવું તે અસ્થાને ગણાય એમ માની આટલી ટુંક નોંધ લઈ અટકવું જોઇએ.

તો કાંઈ ખોટુ નથી. રા દુર્ગારામ મહેતાજીએ 'માનવ ધર્મ સભા'ના રીપોર્ટ ગુજરાતીમા લખેલા, તે તેના જન્મચરિત્રના પહેલા ભાગમા છપાયા છે અને તે ૧૮૪૨-૪૩ મા લખાયેલા હોવાથી નર્મદાશંકરના ગદ્ય લેખ કરતા સમયમા પહેલા ગણાય પણ તે બહાર પડેલ નહિ અને છપાવવા માટે તે લખાયેલ પણ નહિ હોય મુબઈમા પારસી ભાઇઓએ છાપખાના કાઢયા હતા અને તેમા છપાતુ હતું, પણ તેમાનુ કશુ આટલા વર્ષોના ઘસા। સામે ટકી રહ્યુ નથી તેથી સ્થાયી રસનુ નહિ હોય એમ બિનહરકતે માની શકાય તેથી શિષ્ટ ગદ્યના પ્રથમ લેખક તરીકે નર્મદાશંકરને જ ગણવા યોગ્ય છે તેને લગભગ તદ્દન નવા ક્ષેત્રમા વિચરવાનુ હતું પરતુ પોતાની સ્વતંત્ર બુદ્ધિ અને નિપુણ આત્મ-કેળવણીથી પોતે એવો માર્ગ પાડી શક્યા કે હજારો અનુયાયીઓને સરળતા થઈ ગઈ તેને શૈલી પણ નવી જ મેળવવાની હતી પદ્ય શૈલીનો વિકાસ થતો જતો હતો તેને તેણે તદ્દન નવુ સ્વરૂપ બક્ષ્યુ એ ખરૂ, તો પણ તેની પહેલા થઈ ગયેલા દયારામે કઈક ઉત્તમ તે માર્ગ પર પાડ્યો હતો તેમા નર્મદાશંકરે અગ્રેજી જ્ઞાનના તેજથી વધારે પ્રકાશ ઉમેર્યો અને કવિતાની શૈલી વધારે વિકાસ પામી ગદ્યમા તેવુ કાંઈ હતુ જ નહિ. તેમા તો પોતાને જ શરુવાત કરવાની હતી અને તે વખતના બીજા લેખો વિસ્મૃતિસરિતને તળીયે જઈ બેઠા છે ત્યારે તેના લેખો હજી આબાદ જહાજ પેઠે ઉપર ને ઉપર રહી શક્યા છે, તે જ બતાવે છે કે તેની શૈલીમા અમુક જાતની શિષ્ટતા હતી જ

જો કે ભાષણની અને લખાણની શૈલીઓમા ઘણી ભિન્નતા હોવી જોઇએ તો પણ નર્મદના લખાણમા તેવો ભેદ બહુ દષ્ટિગોચર થતો નથી તેનુ કારણ એ જ કે તેણે લખેના લેખોમાથી ઘણા ખરા તો સભા સમક્ષ વાચવાના હતા અને તેથી ભાષણની શૈલીનો ઘણો અશ તેમા દાખલ થયેલો છે રામાયણનો સાર, ઇલીયડનો સાર, રાજ્યરગ વગેરે વિષય જે ભાષણ માટે નિર્ધારેલા નહિ તેની શૈલી બીજા લેખોથી જુદી માલમ પડે છે

આવી રીતે નર્મદ શૈલીના પ્રથમ બે સ્વરૂપ હતા, તેના પરિવર્તન પામેના વિચારથી પાછુ શૈલીનુ સ્વરૂપ પણ ફર્યુ એટલે નર્મદ શૈલી ત્રણ અવતાર પામી એમ કહી શકાય પહેલી નિબધોની, જેને સાવ શિશુ અવસ્થા સાથે સરખાવાય તેવી ન કહીયે તો પણ કિશોર અવસ્થાના વિલાસવાળી અને યુવાવસ્થાના પ્રાદુર્ભાવ સાથેના ઉન્માદ, ઉત્સાહ, અને જુસ્સાવાળી તો કહી શકાશે જ 'મડળી મળવાથી થતા લાભ'મા પહેલા લાભ ગણાવી, શ્રોતા અને વાચકને વિષય તરફ ઉન્મુખ કરી પછી બહુ જ સરળ રીતે તેના અતર્ભાવને હલાવે છે અને અસરકારક રીતે નવા ધર્મનો પ્રબોધ આપે છે રોવા કુટવાની ઘેલાઇમા તે ભયાનક રીતની નિરૂપયોગિતા બતાવી, અનર્થો સ્પષ્ટ કરી, છેવટે તે રીત કેવી હાસ્યજનક છે તે પણ બતાવી પોતાની સાથે સર્વને દોરી જાય છે દેશાભિમાનમા સર્વના લોહીને ગરમ કરી સ્વકર્તવ્યપરાયણ કરવામા બહુ જ કુશળ રીતે ફતેહ મેળવે છે સચોટતા, અનુકપા ઉત્પન્ન કરવાની શક્તિ, અતર્ભાવ જગાડી સર્વને પોતાની પાછળ જ દોરી જવાનો અતિ કઠણ વિજય, સાભળતા-વાચતા-વેંત જ સજ્જડ છાપ પાડી શકે તેવી પ્રતિભા, અને આ સર્વની સાથે સરળતા અને સુગમ્યતા, આ સર્વે ગુણો તેની પ્રથમની શૈલીમા બહાર પડતા દેખાઈ આવે છે તે શૈલીમા યાચના છે, બોધ છે, વિલાસ છે, જુસ્સો છે, શૌર્ય છે, અને વિચાર છે પણ તે

બધાનો સામાવાળાને અસર કરવાના હેતુમાં જ ઉપયોગ છે તેમાં જ તેની સમાપ્તિ છે અને તેનો જય છે. જુવાનીના ઉભરા સફળ રીતે અસર કરે છે અને સાંભળનારને કર્તવ્યોન્મુખ કરે છે.

નર્મદશૈલીના બીજા અવતારને જુવાની અને વાર્ધક્ય વચ્ચેના, વિચારની કેળવણીના, સત્ય જ્ઞાનની પ્રાપ્તિના અને કંઇક નિર્ણય પર આવવાને મથતી બુદ્ધિના વખતની કહી શકાય. તે અરસામાં રામાયણનો સાર મહાભારતનો સાર, ઇલીયડનો સાર, મહાદર્શન વગેરે વગેરે ઐતિહાસિક વિષયો લખાયા છે. દુનિયાંનું વધારે વધારે જ્ઞાન મેળવી, તે બીજાને આપવામાં ચિત્ત પરોવાયું છે. ગંભીર વાર્તા લખતાં શૈલીમાં કાંઇક પ્રૌઢિ, કંઇક સમગ્રતા, કંઇક ગાંભીર્ય આવતું દેખાય છે. જો કે ઇતિહાસ ટુંકા ટુંકા લખવાના હોઈ શૈલીને પરિણત સ્વરૂપમાં વિકસવાનો પુરતો અવસર મળેલો લાગતો નથી; તો પણ વાંચનારને એકદમ લાગે છે જ કે હવે તે કોઈ જુવાનની પાસે નથી, પણ પુખ્ત ઉમરના વિચાર કરનાર અને થોડા ઉછાળાવાળા, પીઢ લખનારની સમક્ષ છે. તેમાં જો કે ઉછાળા શાંત છે, જુસ્સો દેખાતો નથી, ઉન્માદને સ્થાન નથી તો પણ શૈલીની ચોટતા તથા અર્થનિષ્પત્તિની સફળ કુંચી હાથમાંથી ગઈ નથી. તોફાન પછી થયેલી શાંતિ જેવી અજબ અને અનેરી લાગે છે તેવી આ શૈલી પણ નવી છતાં ઓર જ લાગે છે. તોફાન પછીની શાંતિ પણ કાયમની થઈ ગયા પછી થોડે વખતે શીળી, લલિત લહરી જેવી સુખદ અને આનંદન લાગે, તેવી છેવટની ' ધર્મવિચાર 'ની બાની આપણને ભાસે છે. છેવટના વખતની તે કોઈ નિષ્પન્ન વિદ્વાનની, સૂત્રકારની, ગંભીર અર્થભરી અને શાસક પદ્ધતિથી ઉપદેશ દેનારા કોઈ ગુરૂની હોય નહિ, તેવી લાગે છે. જુવાનીના ઉછાળા કે પુખ્તાઇની શાંતિ તેમાં નથી; તેમાં તો વિચારનું ગૌરવ અર્થનું બાહુલ્ય. અનુભવનો સાર અને બોધનો ભંડાર છે. શૈલી ટુંકી છે, સૂત્ર જેવી છે. પણ તેટલા માટે ઓછી જોરદાર નથી. ' અગમ્યવાદ ' દાખલ છે ખરો, પણ તેટલા માટે સુગમતા સાવ ગઇ નથી. વય સાથે સુગમતાનું ધોરણ પણ ઉંચું થયું છે. વિચારો પ્રૌઢ, ન્યાયદૃષ્ટિ દીર્ઘ, અને વિવેક વધારે તીક્ષ્ણ થયો છે. નવલરામભાઈ જેને 'એફોરિઝમ શૈલી' કહે છે તેવી સંક્ષેપમાં વધારે અર્થ સમાવનારી,—મિતાક્ષરી પણ ગંભીર અર્થવાળી, શૈલી થઈ છે. તેમાં ચાતુર્ય પણ આપોઆપ પરિપાક પામે છે. ' સુધારા અને સુધારાવાળા ' ને અંતે લખાયેલો તથા જયવાર્તાનો ભાગ તેનાં ચાતુર્ય તથા પોતાની મેળે જ સિદ્ધ થયેલ કલાવિધાનના સારા નમુના છે.

'આર્યોત્કર્ષ' માં શ્રોતાઓને પ્રબોધતા હોય તેવું લખાણ છે ખરૂં. પણ તે વાંચતાં જણાશે કે તેમાં યા હોમ કરી પડવાનું સાહસ, કે પોતાની દીન સ્થિતિ પર નજર કરી નસોમાં લોહી ઉકળાવવાનો બોધ નથી, હથિયાર પકડી ઉભા થવા માટે વીરનાદ નથી, આવેશનું જોર નથી, તેમ ચંચળવૃત્તિનો ઉન્માદ નથી; પણ ગંભીર શિખામણ છે; હાવકી સલાહ છે; ગુરૂજન આપે તેવો પ્રૌઢ ઉપદેશ છે. જુવાનીનો જુસ્સો ગયો છે તેમ લખાણમાંથી કાંઇક ચમક પણ ગઈ છે; તેને સાટે શાંતિ અને ગાંભીર્ય દેખાવ દે છે.

નર્મદશૈલીનાં આ ત્રણ સ્વરૂપ વિષે કહેતાં તેનું એક અજબ આનંદી સ્વરૂપ તો રહી જ ગયું. તે તેની શૈલીની હાસ્યોત્પાદક શક્તિથી બંધાયેલું સ્વરૂપ છે. ( અપૂર્ણ. )

હિંમતલાલ ગણેશજી અંજારીયા.

---

# દેશના દીવા

યાને

# અલૌકિક મંડળનો અલૌકિક વૃત્તાંત.

## પ્રકરણ ૧ લું.

અમારા અલૌકિકરાયની શરૂઆતની જાહેર જીંદગી અંધારામાં ઢંકાઈ ગઈ છે. તેના પર પ્રથમ ઝગઝગતો ચળકતા સૂર્ય જેવો પ્રકાશ અલૌકિક મંડળના કામકાજ નીચે ટાંકેલી નોંધપત્રથી પડે છે. એ નોંધ અમે પુષ્કળ આનંદથી અમારા વાચકવર્ગની સમક્ષ રજુ કરીયે છીયે. જે વાંચેથી જનસમાજની ખાત્રી થશે કે આ અપૂર્વ અને અતિગમિક વૃત્તાંત લખવામાં, જે અસંખ્ય લેખો–દસ્તાવેજો–નોંધો–ટિપ્પણો અને પત્રોના પોટલા અમારે હવાલે કરવામાં આવ્યા છે તેમાં બારીકીથી મથન અને સંશોધન કરી, અમૃતરૂપી ખરૂ તત્ત્વ અને રહસ્ય ખેંચી કાઢવામાં અમને અથાગ મહેનત પડી છે. અમારે અમારી વિવેકબુદ્ધિનો અસાધારણ ઉપયોગ કરવો પડ્યો છે, અમારે અમારી તમામ આત્મિક અને માનસિક શક્તિઓને ખૂબ મહેનત આપી થકવી નાખવી પડી છે. સત્ય હકીકત અને ગુપ્ત બાતમીઓ મેળવવામાં અમારે સકડો માણસ–દોસ્ત અને દુશમન–ના ઓશીયાળા થવુ પડ્યુ છે, કેમકે ખરૂ કહીયે તો માનવંતા અલૌકિકરાયજીની જીંદગીની તવારીખ એ કેવળ એઓ સાહેબની એકલાની જાતની તવારીખ નથી, પરંતુ સારા દેશની–બલ્કે કહીયે તો સારી આલમની——તવારીખ છે. જૂદી જૂદી જાહેર બાબતો પ્રશ્નો અને બનાવો ઉપર અમે એમની અને એમના અકલમંદ દોસ્તોની કાળા સંગ જેવી દુકાળની નોંધ આખ ફોડી ફોડીને તપાસી છે, અને તે કવાયદમાં અમારા મગજની ચકરડી પણ ગુમ થઈ ગઈ છે. પરંતુ લેશ માત્ર પણ હમે ડર્યા નથી, સદરહૂ નોંધપત્રથી હાડકા પાંસળા મેળવી એક ખોખુ ઉભુ કરી, માનવંતા અલૌકિકરાયજીના પવિત્ર નામ રૂપી મંત્રનો ઉચ્ચાર કરી, પાણી છાંટી, અમે એ હાડપિંજરને સજીવન કરી હાલતું ચાલતુ કર્યું છે. માનવંતા અલૌકિકરાયજી અને એમના ડહાપણના દરીયા જેવા દોસ્તોના હેરતમંદ ચરિત્રો, પરાક્રમો, સાહસકર્મો, એક અદ્ભુત ધૂમકેતુની સિમાયે વાચકવર્ગની સમક્ષ ખડા થશે. અને તેથી સર્વ ભાઈઓને પુષ્કળ ગમત અને આનંદ મળશે એવી અમારી સંપૂર્ણ ખાત્રી છે.

"તા. ૧૫ એપ્રીલ ૧૮૮૯—

આજરોજ અલૌકિક મંડળની અસાધારણ સભા મળી. ગ. રા. અર્થચિન્તકદાસ-પાનસુપારીદાસ ઉપપ્રમુખ સાહેબ સભાપતિની ખુરશીએ બિરાજમાન, નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયલા જાહેર કરવામાં આવે છે.

૧. આ મંડળના માનવંતા પ્રમુખ સાહેબ ગ. રા. અલૌકિકરાયજી વિસ્મયરાયજી, એક મહાન્ શ્રીમંત અને અમીરી ગૃહસ્થ છતાં, એમના વર્ગમાંના કેટલાક બડેખાંઓની માફક,

પોતાનો વખત ખોટા મોજશોખ, એશઆરામ અને આળસમાં નહીં ગુજારતાં, અને નાટકો ગાયનો જલસાઓ અને સરકસોમાં એમને હાજર રહેવાનું દાબી દાબીને આમંત્રણ હોવા છતાં, તેમની લેશમાત્ર પણ પરવા રાખ્યા વગર, અત્યંત શ્રમ વેઠી, કોઈપણ જાતના મિથ્યા ડોળ વગર-ગઈ સાલના ડીસેંબર મહીનાના નાતાલના દિવસોમાં, મુંબાઈમાં ઇન્ડીયન નેશનલ કોંગ્રેસ નામે જે એક મહામંડળ દેવતાઈ ચમત્કારની માફક ઉભું થયું છે, તેની બેઠકમાં, વગર આમંત્રણે, કેવળ દેશસેવાની ખાતર, આ મંડળના ડેલીગેટ યાને પ્રતિનિધિ તરીકે હાજરી આપી, બિરાજમાન થઈ, આ મંડળને કૃતાર્થ કર્યું છે, અને તેને માટે આ મંડળ તેઓ સાહેબનો અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે.

૨. ઉપલા પ્રસંગ ઉપર કેવળ રાજ્યદ્વારી બાબતપર જ લક્ષ આપી બેસી નહી રહેતાં, તેઓ સાહેબ પોતાના અવકાશના વખતમાં, ચમકટેકરી પાસેના પ્રસિદ્ધ દેડકા તળાવમાં પડતા ગહનધોધનાં મૂળોનું શોધન કરી, અને સદરહૂ તળાવમાં પાકતા લાલ અને લીલી છાંટવાળા શંગોડાનું સૂક્ષ્મદર્શક યંત્રથી બારીકીથી અવલોકન કરી, તેમના સંબંધમાં નવીન કલ્પના અને વિવેચનથી ભરપૂર અને વિદ્વત્તાથી રેલછેલ થતો એક અતિ ઉત્તમ નિબંધ લખી આ મંડળને તેમજ સમસ્ત વિદ્વાનવર્ગને હેરત પમાડી આનંદસાગરમાં ડુબાડી દીધાં છે. આ મંડળના નાના મોટા દરેક સભાસદે આ લેખ પૂર્ણ ખુશાલી અને પસંદગીથી વાંચ્યો છે, અને કેવળ જનસમાજના કલ્યાણ ખાતર આવો અતિ ઉત્તમ નિબંધ લખવા બદલ આ મંડળ માનવંતા પ્રમુખ સાહેબનો નીચે ઘૂંટણીયે પડી ઉપકાર માને છે-અને તે તેમની પરોપકાર બુદ્ધિને વાસ્તે તેમને પુષ્કળ ધન્યવાદ આપે છે.

૩. આવી જાતના અમૂલ્ય અને અતિ ઉત્તમ લેખોથી વિદ્યા-જ્ઞાન-શાસ્ત્ર અને કળાને અત્યંત ફાયદો થવાનો સંભવ છે; અને જનસમાજની સામાજિક-પ્રાપંચિક-રાજકીય અને ધાર્મિક સ્થિતિપર પણ તેની મજબૂત અસર થઈ તે સુધરવાનો સંભવ છે 'એમ આ મંડળનું દૃઢ માનવું છે. અને માનવંતા પ્રમુખસાહેબે પોતાના ઉપર જણાવેલા નિબંધની દલીલની પુષ્ટિમાં અથાગ શ્રમ લઈ અંધારી આમલી, ચોરવડોદરા, કડોદ, બોચાસણ, ભદેલી, આમળીયારા, સફર કુઈ વગેરે પ્રદેશોમાં સફર કરી જે બીજા અનેક સંખ્યાબંધ દાખલા મેળવ્યા છે, તે આ મંડળની દૃષ્ટિની બહાર નથી. પરંતુ જો માનવંતા પ્રમુખ સાહેબ (ન્યાત બાહાર મુકાવાનો લેશમાત્ર પણ ડર રાખ્યા વગર) પોતાની અદ્‌ભુત અવલોકન તર્ક અને તુલના શક્તિઓનો લાભ એથી પણ બહોળા અને વિશાળ પ્રદેશને—ગુજરાતનેજ નહીં, પરંતુ આખા હીંદુસ્થાનને-બલકે રૂમ-શામ-યૂરોપ-અમેરીકા-આફ્રીકા-અને આસ્ટ્રેલીયા વગેરે સમુદ્રપારના દેશોને પણ આપે તો તેથી સારી આલમમાં વિદ્યાની વૃદ્ધિ અને જ્ઞાનનો ફેલાવો હદ પાર થવાનો સંભવ છે. અને તેઓ સાહેબનું, આ મંડળનું, અને આપણા હીંદ દેશનું નામ દુનીયાની ટોચપર ચઢ્યા વગર રહે નહી એમ આ મંડળનું સંગીન રીતે માનવું છે. અને આવી મહત્વની જનકલ્યાણની બાબતમાં આ મંડળ જો પોતાનો અભિપ્રાય દર્શાવ્યા વગર રહે તો પોતાની ફરજમાં ચૂકે એમ દૃઢ નિશ્ચયપર આવી તે મુજબનો ઠરાવ પણ પ્રોસિડિંગ બુકમાં મારવાનો આ મંડળ સર્વાનુમતે ઠરાવ કરે છે.

૪. ઉપલા હેતુ પાર પાડવાની મકસદથી માનવંતા પ્રમુખ સાહેબ અને મંડળના બીજા

ચાર માનવતા સભાસદ સાહેબ તરફથી જે દરખાસ્ત આ મંડળ સમક્ષ રજુ થઈ છે તેના ઉપર આ મંડળે ખૂબ ધ્યાનપૂર્વક અને નિશ્ચિતપણે અને હદે પેરે વિચાર ચલાવ્યો છે.

૫ સદરહુ દરખાસ્ત આ મતલબની છે કે અલૈકિક મંડળનું એક બીજું સહાયકારક લેખક મંડળ સ્થાપવું. એ દરખાસ્ત આ મંડળ સર્વાનુમતે પસાર કરે છે. અને સદરહુ માનવતા સભાસદોની માગણી મુજબ તેમને સહાયકારક લેખક મંડળ સ્થાપવાની પરવાનગી આપવામા આવે છે, અને તેના સભાસદ તરીકે માનવતા રા. રા. અલૈકિકરાયજી વિસ્મયરાયજી, માનવતા ના ના લહેરીલાલ ચક્રમલાલ, માનવતા રા. ગ ગુમાનરાય ગબ્બરરાય અને માનવતા રા. રા તણખાપ્રસાદ તારાપ્રસાદને નીમવામા આવે છે, અને તેઓ સાહેબોને વિનતિ કરવામા આવે છે કે તેમની મુસાફરી દરમ્યાન મળતા તમામ જાતના અનુભવ અને માહીતીઓનો સપૂર્ણ, મત્તાવાર, અને વિગતવાર એહેવાલ આ મંડળને લખી મોકલવો જનસ્વભાવ, મનુષ્યજાતની રીતભાત, વર્તન, વગેરે બાબતો ઉપર અવલોકન કરી તેમણે જે સશોધન કર્યું હોય, અથવા તો કોઈપણ માહસ કર્મોમા તેમને ઝપલાવુ પડ્યુ હોય, અથવા તો કોઈ અણધારી મુશીબતો અને વિટબણામા તેઓ ફસાઈ પડ્યા હોય, અને તેમાથી છૂટવાને તેમને જે અસાધારણ હીમ્મત બતાવવાની અને યુક્તિઓ લડાવવાની જરૂર પડી હોય— અથવા તો કાંઈ દેશહિતના કાર્યો તેમને માથે આવી પડ્યા હોય તો તે તમામ બાબતનો વિગતવાર વૃત્તાત આ મંડળપર મોકલી આપવો દરેક દેશ પ્રદેશની રાજકીય, સામાજિક, ધાર્મિક, વેપારની, અને નાણાની સ્થિતિનુ બારીકાઈથી અવલોકન કરી તેની નોધ આ મંડળ પર મોકલી આપવી, જૂદા જૂદા દેશના લશ્કરી અને દરીયાઈ બળ ઉપર ધ્યાન આપવું, ઈલ્મિહુનરનું બધારણ, રમતગમતના અખાડા, મેહેમાનગીરીની રીત, પોશાક અને અલકારોની જુદી જુદી ચાલની ફેશનો, લોકોના મોજશોખ–નાટક–ગાયન–જલસા–સમાજો, વગેરે બાબતોની સપૂર્ણ માહીતી વખતો વખત આ મંડળપર મોકલી આપવી સ્ત્રીવર્ગની બોલી–ચાલી–રીતભાત અને ફેશનો ખાસ લક્ષમા રાખી, તેથી આ મંડળને વખતો વખત વાકેફગાર રાખતા રહેવું દરેક જાતની રસીલી વાર્તાઓ અથવા સ્થાનિક જાણવાજોગ બીનાઓ અથવા જોવા લાયક જગાઓ સબધી સપૂર્ણ માહીતી આપવી અથવા તો કોઈ સ્થળને લગતી અદ્‌ભુત દતકથા, તવારીખના ટૂચકા, અથવા રસીલી પ્રેમની વાર્તા અથવા ભૂતપ્રેતના વહેમો અને ભામા હોય અથવા તો તે સબંધમા ખાત્રીપૂર્વક બનવા જોગ માનવા લાયક હકીકત હોય તો તેની ચોક્કસ ખોળ કરી તેની પુષ્ટિમા મળતા ભરોસાદાર અને વજન મુકવા લાયક પુરાવા સાથે સપૂર્ણ હકીકત આ મંડળને જે અલૈકિકનગરમા બિરાજમાન છે તેનાપર મોકલી આપવી

૬. સદરહુ સહાયકારક લેખક મંડળના દરેક સભાસદે પોતાનુ વાટ ગાડી અને સશોધન ખરચ પોતાના ગજવામાથી કાઢવાનુ છે, અને આ મંડળને તે માથે પડવા દેવાનું નથી— એ ઉત્તમ નિયમનો સ્વીકાર આ મંડળ પૂર્ણ ખુશાલીથી કરે છે, અને તે શરતે સદરહુ સહાયકારક લેખક મંડળના સભાસદો, પોતાની તપાસ તજવીજ અને ચોકસી પોતાને ફાવે તે જગ્યાએ અને મન ફાવે તેટલા વખત સુધી ચલાવ્યા જાય તે બાબતનો આ મંડળને લેશ માત્ર પણ વાધો નથી.

૭. સદરહુ સહાયકારક લેખક મંડળના સભાસદોને ખબર આપવી કે તેમાંના દરેક જણે પોતાના પદરથી, પોતાના કાગળો અને લેખોનું ટપાલખરચ આપવું; તેમજ તેમના સામાન પોટલા બીસ્તરા વગેરેનું ઉચકામણી ખર્ચ પણ તેમણે પોતેજ આપવું, અને પોતાને ખાતે લખી વાળી, આ મંડળને નામે ઉધારવું સરખું નહી, એવી જે માગણી તેઓએ આ મંડળ સમક્ષ રજુ કરી છે તેના ઉપર આ મંડળે ઘણો ગંભીરતાપૂર્વક વિચાર કર્યો છે, અને ખૂબ જોસમાં ચર્ચા પણ ચલાવી છે. ત્યારબાદ આ મંડળ સર્વાનુમતે, તે બાબતપર એક નિશ્ચયે આવીને એવો ઠરાવ કરે છે કે સદર્હૂ માગણી ઘણી પસંદ કરવા જોગ છે અને નકલ કરવા જેવી છે; અને જે મહાશયોના મહાન દિલમાંથી નીકળી છે તેને સંપૂર્ણ રીતે છાજતી અને બંધબેસતી છે; અને તેમની કીર્તિને યાવચ્ચન્દ્રદિવાકરૌ દીપાવનારી છે; અને તેથી કરીને પૂર્ણ ખુશાલીથી તે માગણીને આ મંડળ પોતાનું અનુમોદન આપે છે."

× × × ×

ઉપલા ઠરાવો મોટેથી ઘાંટો પાડીને મંડળના મંત્રી વાંચતા હતા ત્યારે તેમના તરફ માનવંતા અલૌકિકરાયજીનાં લંબગોળ લીલાં ચશમા અને ગોળ ચકરી પાઘડીનું દક્ષણી ફેશનનું રેશમી ખોખું તાકી તાકીને જોયા કરતું હતું; આ દેખાવ જોઇ જો કોઈ ઉપરચોટીયાં અવલોકન કરનારને કંઈ પણ અસાધારણ અને મહત્ત્વની બીના લાગે નહી; પરંતુ જે શુભસંસ્કારી અધિકારી વર્ગ ભીતરના રહસ્યનો લાભ મેળવવાને ભાગ્યશાળી થયો હતો તેને સારી પેઠે જાણમાં હતું કે આ જ ચક્કર માનવંતા અલૌકિકરાયજીના પ્રૌઢ મગજ અને તાળ પડેલા તાલકાનું ઢાંકણ હતું; અને આ જ ચશમા મહાન રાયજીસાહેબના—રુદ્ર ભગવાનની પ્રલય સમયે ઉઘડતી ત્રીજી આંખમાંથી નીકળતા કાળાગ્નિ જેવા, સહસ્ર ધગધગતા અંગારક ગ્રહ જેવા, લાલચોળ નેત્રોમાંથી ઝરતા, જગત્સંહારક—ક્રોધરૂપ અગ્નિથી, આ સૃષ્ટિનું રક્ષણ કરતાં હતાં. અને તેઓને આ દેખાવ ઘણોજ અદ્‌ભુત દિવ્ય અને શરીરનાં રૂંવાં ઉભાં કરી નાખે એવા ગાંભીર્યવાળો લાગતો હતો. જે મહાન પુરૂષે ચમકટેકરી પાસેના પ્રસિદ્ધ દેડકા તળાવમાં પડતા ગહન ધોધનું મૂળ શોધી કાઢયું હતું; અને ત્યાં પાકતા લાલ અને લીલી છાંટવાળા શીંગોડાનું બારીકીથી અવલોકન કરી, પોતાની કલ્પનાથી તમામ શાસ્ત્રીય મંડળને હચમચાવીને ક્ષોભ પમાડી દીઙ્મુઢ બનાવી દીધું હતું, તેઓ એક મહાસાગરની માફક શાંત, સ્વસ્થપણે, લેશ માત્ર પણ સદરહુ શોધથી પોતાના મગજપર કશી અસર થઈ નથી એમ નિરભિમાનતાથી હાલ્યા ચાલ્યા વગર બેઠા હતા; અને જ્યારે દીવાનખાનામાંથી ચોગરદમથી એકી વખતે બૂમ પડી કે—રાયજી સાહેબને બે બોલોની અમપર કૃપા કરવા અમારી નમ્ર વિનંતિ છે, અમે એમના વચનામૃતનું પાન કરવાને તરસ્યા અને તલપાપડ થઈ રહ્યા છીયે,—ત્યારે આ મહાશય ઉપપ્રમુખની પાસે ઉંચા પ્લેટફૉર્મપર સોનેરી ખુરશીપર બીરાજમાંન હતા ત્યાંથી ઉભા થયા. અને પોતે જે મંડળના સ્થાપક અને પિતા થતા હતા તે સમક્ષ શ્રોતાઓની તાળીયોની વધામણી વચ્ચે ભાષણ કરવા માંડ્યું, ત્યારે દેખાવ ઘણોજ ભવ્ય અને જોવા જોગ થઈ પડ્યો; અને સર્વને જે બેહદ આનંદ થયો અને ખુશાલી ઉપજી તેનો ખ્યાલ અત્રે આપી શકાય એમ નથી; તેનો ચિતાર કે વર્ણન રાજા રવિવર્માની પીંછી કે બાણ કવિની કલમ જ આપી શકે.

વાક્ચાતુર્ય અને વક્તૃત્વમાં પોતાને કુશળ માનનાર માનવંતા રા. રા. અલૌકિક-

રાયજી એક હાથ પોતાના ડુંડપરના ધોતીયાની પાટલીના 'હુચા ઉપર' પોતાના છટી કમવાળા કાળા ડગલાની બખોલમાંથી ખોસી, બીજો 'હાથ હવામાં આમ તેમ ઉંચો નીચો કરી પોતાની ધીમે ધીમે જાગૃત થતી વક્તૃત્વશક્તિને પૂર્ણ જોસમાં પ્રદીપ્ત થવાને પ્રેરણા કરતા નહી હોય એમ ચરિત્ર કરતા માલમ પડ્યા. એમણે નાગપુરી રેશમીકોરનું ધોતીયું પેહેર્યું હતું, પગપર નારંગી રંગનાં મોજા ઘૂંટણ લગી ચઢાવી દીધાં હતાં અને તેમનાપર રેશમી ફૂમતાંવાળાં ઉનથી ભરેલાં ગાર્ટર બાંધી દીધાં હતાં. મોજાનું રક્ષણ લાલ રંગના દક્ષણી જોડાથી થતું હતું. ખભે સોનેરી કોર અને બુટ્ટાવાળો ખેસ હવામાં ઉડતો હતો. અને પાઘડીપર કડકડતો કસુંબી રંગ ચળકી રહ્યો હતો. હાથમાં એક આંગળીએ હીરાની વીંટી પ્રકાશ મારતી હતી, અને તેની જોડે બીજી આંગળીયે રૂપાનો વેઢ હતો જે સવારમાં ઉઠતાંવારને દર્શન કરવાને રા. રા. અલૌકિકરાયજીને બહુજ કામ આવતો હતો,'અને આ વેંઢ ઉપર પનોતી ઉનારવાને શનિશ્ચરના નગની બીજી વીંટી ચઢાવી દીધી હતી. હોઠ પાનસોપારીના અહર્નિશ સેવનથી લાલચોળ રહેતા હતા અને પાનસોપારીનો ડુચો જમણી બાજુના ગલોફાને હમેશા ઉપસાવેલું ને ઉપસાવેલું રાખતો હતો, અને હાલમાં થોડીવાર પર એ ડુચો ભાષણ કરવાની શરૂઆતની અગાઉ ગળામાં ઉતરી એકરસ થઈ ગયો હતો. સુગંધીવાળી વીલાયતી તપખીરના મડાકાથી નાક હમેશાં જાગૃત અને જાગૃત રહેતું હતું. અને ભુરો રેશમી રૂમાલ હમેશાં પોતાના વિશાળ નસકોરાની સેવામા હાજર રાખવો પડતો હતો. કાને એક નાનકડી પાણીદાર મોતીની કડી આવી રહી હતી અને અંદરથી અત્તરનુ ધમકું મગમગાટ કરતું હતુ. એમની ધોળી થઈ ગયલી મૂછપરથી ઘડપણની અસર છૂપાવવાને કાળો કલપ ચઢાવ્યો હતો. પરંતુ મૂછપરના કેટલાક ભાગમા દેખાતી તપખીરીયા રંગની ભૂરાશ પડતી છાટપરથી ઘડપણ પકડાઈ જઈ બહાર પડ્યું હતુ. એમના કપાળપર જે તિલક આવી રહ્યુ હતુ તેની ખૂબીનો તો પાર હતોજ નહી. સામાન્ય મનુષ્યના હૃદયમા આ ઠાઠ જોઇને કદાચ રમૂજ અને હાસ્યરસની લાગણી પૈદા થવાનો સભવ રહે; પરંતુ માનવતા રા. રા. અલૌકિકરાયજીએ તે સર્વે અંગીકાર કરેલો હોવાથી તે આખા મડળને હેરત પમાડી થરરરરર કરવાને અને તેઓ માહેબને વાસ્તે ડંબ્યુર્વક પૂજ્યભાવના ઉત્પન્ન કરવાને બસ હતો.

રા. રા. અલૌકિકરાયજી, જે નરવીરો એમની સાથે રહીને એમની મૂસાફરીના સકટોમાં ભાગ લીધો હતો, અને જેઓ હજુ પણ એમની સાથે રહીને વધુ જોખમો ખેડવાને તત્પર હતા, તેઓથી વીંટળાઇને ઉભા હતા. એમની જમણી બાજુએ મિ. ચમનરાય શોખીનરાય બેઠેલા હતા.—ચમનરાય જેમના ઉપર સ્ત્રીવર્ગની ખૂબસુરતીની મોહિનીની ગજબ્ જાદુઈ અસર થયા વગર રેહેતીજ નહી; અને જેમણે પુખ્ત ઉમ્મરે પણ, દુનીયાદારીનું ડાહાપણ અને પુષ્કળ અનુભવ મેળવ્યા બાદ, પણ, એક ઇશકીલાલને છાજે એવો, સ્ત્રીવર્ગપર અસાધારણ આસક્તિ અને રીઝાગીરીનો—કદાચ ગધાપચીશીમાં દરગુજર થાય એવો—જુસ્સો અને ઉભરો અદ્યાપિ લગી ચાલુ રાખ્યો હતો. અનુભવ વગરના જૂવાન માણસ જીંદગી શરૂઆતમાં આ શોખને ઘણોજ રસિક પ્રિયતમ અને જીંદગીનું ખરૂં સાર્થક કરનાર અને કલ્યાણકારક માને છે; તેવુ જ મી. ચમનરાયનું પ્રૌઢાવસ્થાને પોહોચ્યા છતાં માનવું હતું. · જૂવાનીમાં મી. ચમનરાય એક સુંદરતાનો નમુનો હતા. અને એમની શીકલ સ્ત્રીવર્ગને ગુલતાન કરી નાખે એવી હતી; પરંતુ અદેખી અને ક્રૂર જરાવસ્થાની નાની બેન પ્રૌઢાવસ્થાએ એમની

સુંદર ચીકલ ફેરવી નાખી એમને બેડોળ ને અર્ધ ઓરાંગઉટાંગ જેવા બનાવી દીધા હતા. કાળ અને ખાધરાપણાએ એમના એક વખતના મનોહર અને એકવડા શરીરને બદશીકલ અને હૃષ્ટપુષ્ટ બનાવી દીધું હતું. અધૂરામાં પૂરો છાંટાપાણીનો શોખ લાગ્યો હતો. તેથી એમની આકૃતિ ફૂલી જઈ ગોળમટોળ થઈ ગઈ હતી. ગાલ હમેશાં ઉપસેલા ને ઉપસેલા રહેતા હતા. આંખમાં હમેશાં નીશાની ખુમારી જણાતી હતી. અને ફાંદ તંબુરાની માફક વધી જઈ તેમાં વાદ્ય વાગતા હતા. એમના દુશ્મનો મશ્કરીમાં એમને હલમશ્ન આપવાની ઉપમા આપતા હતા. અને જો કે દુષ્ટ દૈવે એમને દગો દઈ એમના શરીરની શીકલમાં ફેરફાર કરી નાખ્યો હતો તોપણ એમના મન અને જીવનમાં લેશ માત્ર પણ ફેરફાર પડ્યો હતો નહી, એમનો અંતરાત્મા અસલ જેવોજ હતો. સુંદર લલનાઓની ખુબસુરતી ઉપર હમેશાં ખુશખાન રહેતા હતા—અને તે જ એમના મનોવિકારના જુસ્સાનું ખરૂં પ્રાબલ્ય હતું.

પોતાના મહાન નાયકની ડાબી બાજુએ કાવ્યકળા, જડીબુટ્ટી અને સિદ્ધિના શોખીન રા. રા. લહેરીલાલ ચક્રમલાલ બેઠેલા હતા. અને તે શોખના ગજુથી તેઓ અદરૂનિશ યોગી અને સાધુઓની સેવામાં હાજર રહેતા. કાવ્યસરિતામાં દરરોજ સ્નાન કરવું એ એમનો વીસ વરસથી નિયમ હતો. મી. લેહેરીલાલની પાછળ બીજા બે માનવંતા રાયજી સાહેબના અંગત મિત્રો મિ. તણખાપ્રસાદ તારાપ્રસાદ, અને ગુમાનરાય ગડબડરાય બેઠેલા હતા.

માનવંતા અલૌકિકરાયજીનું આ પ્રસંગનું ભાષણ—તેનાપર ચાલેલા વાદવિવાદ સાથે—મંડળની પ્રોસિડિંગ બુકમાં નોંધાયેલું છે. તે ઘણુંખરા મહાન અને પ્રખ્યાત મંડળોમાં થતાં ભાષણો અને વાદવિવાદને પરિપૂર્ણ અને સંગીન રીતે મળતું આવે છે. અને મહાન્ પુરૂષોનાં લક્ષણમાં મળતાપણું ખોળી કાઢવામાં સર્વને બહુ રસ પડે છે; અને તેજ નિયમ મહામંડળોને પણ લાગુ પડતો હોવાથી, સદરહુ નિયમાનુસાર વાચકવર્ગની રસની લાગણી ઉદ્દીપ્ત કરવાના હેતુથી અલૌકિક મંડળની પ્રોસિડિંગ બુકની નોંધનો ઉતારો તેમની સમક્ષ રજુ કરી તેમની વિકસતી જિજ્ઞાસા તૃપ્ત કરવાની હમે રજા લઈએ છીએ.

" માનવંતા રાયજી સાહેબ બોલ્યા કે 'કીર્તિ મનુષ્યજાતને પોતાના પ્રાણથી પણ પ્યારી છે. કીર્તિની લાલસા કોઈપણ કાળે સેંકડો ઉપાયો કરો તોપણ મનુષ્યના હૃદયથી જુદી પડી શકે તેમ નથી. કવિરાજની કીર્તિ મારા મિત્ર મી. લહેરીલાલ ચક્રમલાલને પ્રિય છે. નાટક, ગાયન, અને સુંદરીવર્ગના અલંકાર આભૂષણ અને સ્વભાવનું અવલોકન કરવામાં એક્કા ગણાવાની કીર્તિ મારા મિત્ર મી. ચમનરાય શોખીનરાયને પ્રિય છે. રાજકીય પ્રશ્નોમાં મ્યુનિસિપાલ બાબતોમાં, અને કોન્ગ્રેસમાં પહેલો નંબર ગણાવાનો મારા મિત્ર મિ. તણખાપ્રસાદ તારાપ્રસાદનો હમેશ પ્રયત્ન ચાલુજ છે. અને સંસારસુધારાનો ઝુંડો હાથમાં ઝાલી તેમાં અગ્રેસર તરીકે ખપવાની કીર્તિ મારા મિત્ર મી. ગુમાનરાય ગડબડરાયને વાહાલી છે. અને વિશેષ તેઓ હાલની નવીન રમત—ગમતો ક્રિકેટ, લોનટેનીસ, ક્રોકેટ, અને કમાન દાંડિયા પ્રીય છે.' રાયજી સાહેબ પોતાનું ભાષણ આગળ ચલાવી બોલ્યા કે 'હું ઇનકાર કરતો નથી કે

મારા પર પણ મનુષ્ય જાતના વિકારોની અસર થાય છે; અને, મનુષ્ય જાતની સ્વાભાવિક લાગણીયો હું કબૂલ કરૂં છું કે મારૂં તન અને મન પણ ડામાડોળ કરી નાખે છે.(તાળીઓ) કદાચ મનુષ્ય જાતની ખામીયો મારામાં પણ આવી છે. અને માણસ જાતની કેટલીક નબળાઇઓને હું પણ વશ છું ('નહીં–નહીં'); પરંતુ અત્રે હું આટલું બોલવાની રજા લઉં છું કે મારા હૃદયની અંદર કોઇપણ વખત ભૂલચૂકે આત્મવશાઇનો અગ્નિ પ્રજ્વલિત થાય છે, તો તરત જ માણસ જાતને સુખી કરવાની વખતો વખત મારા હૃદયમાં સ્ફુરી આવતી ઇચ્છાઓ એકદમ જાગૃત થઈ તેને એકદમ શાંત કરી ટ્હેલગાર બનાવી દે છે. 'મનુષ્ય' એ શબ્દ ઉપર મારા હૃદયમાં અખંડ પ્રેમની લાગણી છે; પરોપકારબુદ્ધિ એ મારી વીણા છે, જનકલ્યાણ એ મારી સારંગી છે; મનુષ્ય જાતની કીર્તિ એ મારૂં કીર્તન છે; મનુષ્ય જાતનું ગૌરવ એ મારૂં ગાયન છે. અને મનુષ્ય જાતને સુખ, એ મારા સૂરનું આન્દોલન છે (પુષ્કળ અને જોસબંધ તાળીઓ); મિત્રો અને સ્નેહીના ગુણોનુ યશોગાન એ મારાં હારમોનીયમ અને તબલા છે. (ફરીથી જોસબંધ તાળીયો અને "સાંભળજો" "સાંભળજો"ની મોટેથી બુમ.) મારી ખુલ્લી રીતે આ મહાન્ મંડળની સમક્ષ કબૂલ કરવાની ફરજ છે—અને કહેતાં હું લેશ માત્ર પણ આચકો ખાતો નથી કે મારી લાલ અને લીલી છાંટનાં શીંગોડા સંબંધી કલ્પના મેં શાસ્ત્રીયવર્ગ સમક્ષ રજુ કરી તે વખતે મારા મનમાં કંઈક સ્વાભાવિક રીતે ગર્વની લાગણી ઉત્પન્ન થઈ હતી. મારા દુશ્મનો આ મારી કબૂલાતનો ફાવે તેવો લાભ લે અને ઉપયોગ કરે—સદરહુ મારી કલ્પના પ્રખ્યાતિ પામેલી હોય કિંવા નહી પામેલી હોય. (એક અવાજ–'કયારનીએ પ્રખ્યાતિ પામી ચુકી છે'—અને પુષ્કળ તાળીઓ).—

'આ મંડળના એક માનવતા ગૃહસ્થનો બુલંદ અવાજ મારા કાનના પડદા ફાડી નાખીને મને કહે છે કે તે કલ્પના પ્રખ્યાતિ પામેલી છે, તો તે અવાજનો પેગામ માથે ચઢાવી તે વાત હું ઉપકાર સાથે કબૂલ રાખુ છું. પરતુ આ દુનીયાના છેવટના ખૂણા સુધી–પાટાગોનીયાથી કામસ્ચાટકા સુધી, અને ચીનથી પેરૂ સુધી—હુ અગાડી વધીને કહું છું કે બલકે ઉત્તર ધ્રુવથી તે દક્ષિણ ધ્રુવ સુધી—જો મારી શોધ અને કલ્પનાથી મને ખ્યાતિ મળે અને તેનાથી જેમને મગરૂરી થવાનુ કારણ મળે અને મને આનદ ઉપજે તે આનંદ–આ આપણા સર્વ બંધુઓનુ મંડળ મારી આસપાસ વીંટળાઈ વળ્યુ છે તે જોઇને મારા હૃદયમાં જે આનદની ઊર્મિ સ્ફુરી આવે છે અને જે પ્રેમનો જુસ્સો ઉભરાઈ આવે છે તેની આગળ કંઈ વિશાતમાં નથી. આજ મારી જીંદગીનો મોટો મગરૂરીનો દિવસ છે–હું તો એક પામર પ્રાણી છું ('નહીં–નહીં.') પરંતુ મારે કહેવું જોઇએ કે સર્વ ભાઇઓએ એક મહાન, પરતુ જવાબદારીથી ભરપૂર કાર્યપર અમારી સર્વની નીમણુક કરી છે. આ મંડળની માગણીઓ સ્વીકારવામાં હાલ કેટલું બધુ જોખમ સમાયલુ છે તેનો સહેજ ખ્યાલ હું સર્વ ભાઇઓને આપવાની રજા લઉ છું. મુસાફરી હાલમાં સંકટોથી ભરપૂર છે. શીયાળામાં માવઠું અને વાવાઝોડા સાથે તોફાન થઈ લાખો રૂપીયા ખરચીને બાંધેલો નરબદાનો પૂલ તુટી ગયો છે. આણંદ અને ખંભાત વચ્ચે લૂટફાટનો પાર નથી. ડાકોર અને કપડવંજની સડકે વાઘરીયો ધોળે દહાડે લૂટે છે. સુંવાળમાં કોળયાઓ તાનમાં આવ્યા છે. મહી નદીના કોતરાંમાં પુરાતન શોધને વાસ્તે જવું બહુ જ

વિકટ થઈ પડ્યું છે. કાઠીયાવાડમાં મોર સીંધવાણી અને મકરાણી નાક કાપવાનો ધંધો લઇને બેઠેલા છે. (સર્વેએ અલૌકિકરાયજીના નાક સામું જોયું.) માળીયામાં મીયાણાનું તોફાન ચાલુ છે. અને કચ્છની મુસાફરીની મુશ્કેલીનો તો પારજ નથી. ગાડાવાળાઓના ચિત્તનું ઠેકાણું નથી. શ્રીનાથજીને રસ્તે ભીલ લોકો ઉઘાડે છોક લૂટે છે. ચોર લોકો બળદનાં જોતરાંઓ કાપી નાખી, ગાડાં ઉંધાં વાળે છે–મોં પર ફીણ આવી બળદો ફેં–ફેં–ફ થઈ જાય છે. દરીયામાં મછવા અને આગબોટો ઊંધી પડે છે. રેલવે સડકાપરથી એનજીનો પાટા પરથી ઉતરી પડે છે અને 'તારમાસ્તરો ઉંઘતા હોય તો અકસ્માત્ થવાનો મોટો સંભવ રહે છે.' મુંબાઈના કેટલાક બદમાશો ટાંટીયા ભાંગી નાખવાનો ધંધો લઇને બેઠેલા છે. ઇન્કમટાક્સ દાખલ થયાથી સાહુકારો અંગ્રેજી વેપારીઓ અને છાપાવાળાઓના ચિત્તનું ઠેકાણું રહ્યું નથી. ચરોતર તરફ કેટલાક વેપારીઓ નવા ચોપડા તૈયાર કરવામાં રોકાયલા છે અને તેઓ ઓળખાણ કે ભલામણપત્રને બરાબર માન આપતા નથી. (તાળીઓ). આમળીયારાને રસ્તે ધોળે દીવસે સાહુકારોનાં ખૂન થાય છે. (એક અવાજ–'નહીં–નહીં')

કોણ ના પાડે છે ? જે માનવંતો ગૃહસ્થ ના પાડતો હોય તે એકદમ મારી સામો આવી ના પાડવાની હીંમત ધરે. જોઉં તો ખરો; એની માએ શેર સુંઠ ખાધી હોય તો આવે મારી સામો (તાળીઓ).કોણે નાની બૂમ પાડી ? (જોસબંધ તાળીઓ.) એ કોઈ પતરાજ-ખોર–નાસીપાસ થયેલો–હું એને શંખશિરોમણિ કહેતાં પણ આંચકો ખાતો નથી—હલકા સ્વભાવનો માણસ છે. મારી લાલ અને લીલી છાંટના શીંગોડાની કલ્પના સંબંધી જે ઠેઠ વીલાયત સુધી વખાણ અને પ્રશંસા થાય છે તેથી એના દિલમાં અદેખાઈની લાગણી પેદા થઈ હોય એમ મને લાગે છે. ઈર્ષ્યાનું ઝેર એના બદનમાં રગેરગ વ્યાપી ગયું છે–સદરહુ મારી શોધ–(આ વખત હું અણઘટતું બોલવા માગતો નથી. પરંતુ સત્યના દૃઢ ઉપાસક તરીકે મારે કહેતા અચકાવું જોઇએ નહીં કે—મારી શોધને લીધે) જે મને માન મળ્યું છે અને મારી સાથે હરીફાઇમાં ઉતરવામાં તેને જે નિષ્ફળતા મળી છે અને છક્કડ ખાવી પડી છે તેના ચણચણાટનું એ પરિણામ છે.) મારી સાથે સરસાસરસી કરવામાં જે અપજશનો પોટલો તેણે બાંધ્યો છે અને તેમાં વળી વિશેષમાં આવી નીચ–નિંદાખોર હજામભાઈની–

(ગામડીના ગમતશંકર—'ઓરડર–ઓરડર'–એમ બૂમ પાડતા ઉઠ્યાઃ 'શું માનવંતા સભાસદ મારા સંબંધમાં અંગત ટીકા કરવા માગે છે ?–)' ('ઓરડર–ઓરડર'–સભાપતિ. હા–ના–ચાલવા દો–બંધ કરો, બૂમોના પોકારો–વચમાં–પીઈ–પીઈ–પીઈ. તાળીઓ અને ચીસો.)

રાયજી સાહેબ આથી કંઈ ગભરાઇને બેસી જાય એવા નહોતા. તેઓ બોલી ઉઠ્યા– અલબત–આ જ ગૃહસ્થના સંબંધમાં મેં મારા છેવટના શબ્દો ઉચાર્યા છે અને તેમના પર જ મેં અંગત ટીકા કરી છે–(ઓરડર–ઓરડરની બૂમો.)

ગામડીના ગમતશંકર બોલ્યા કે ત્યારે તો હું કહેવાની રજા લઉં છું કે જે અસત્ય

અને નિંદાખોર આરોપ મારાપર 'માનવંતા સદ્‌ગૃહસ્થે મુકયો છે' તેના તરફ હું પૂરેપૂરી તિરસ્કારની લાગણીથી જોઉં છું: અને એમની મારા સંબંધની અંગત ટીકાઓને (પોતાનો એક પગ ઉંચો કરી બતાવી) આમ એક પગે ઉડાડી લાત મારી દાદર પરથી ગબડાવી બાહાર ફેંકી દઉં છું. માનવંતા સદ્‌ગૃહસ્થ બડા ઢોંગી અને પોલમપોલ છે, અને એક ઘરડા ખચ્ચર જેવા છે. (પુષ્કળ–ગડબડ–શોરબકોર–પોકાર અને સભાપતિના નામની બમો.)

મી. લહેરીલાલ ચક્રમલાલ સર્વેને ચૂપ કરવા અને શાંતિ લાવવા ઉઠયા. અને બોલવાને ઉભા થતાં થતાં સભાપતિની ખુરશીપર ગબડી ગયા. પણ પાછા એકદમ ઉભા થઈ બોલ્યા કે—સદ્‌ગૃહસ્થો–શાંત થાઓ, શાંત થાઓ—" **शान्तिश्चिरं गेहिनी.** " આ મંડળના બે માનવંતા સદ્‌ગૃહસ્થો વચ્ચે આવી શરમ ભરેલી તકરાર થાય તે શું આ મંડળને છાજે એમ છે? અને તે શું આપણે ચાલુ રહેવા દેવી જોઇએ? ('સાંભળજો સાંભળજો' અને ઓરડરની બૂમ.)

સભાપતિ બોલ્યા કે 'મારી ખાત્રી છે કે માનવંતા સદ્‌ગૃહસ્થ હમણાં જે શબ્દો બોલ્યા તે તેઓ પાછા ખેંચી લેશે.' ગામડીના ગમતશંકરે જવાબ દીધો કે 'મને સભાપતિની ખુરશીની વાસ્તે પૂરેપૂરૂં માન છે પરંતુ હું છાતી ઠોકીને કહું છું કે હું મારા શબ્દો પાછા ખેંચી લેવા માગતો નથી. તમારૂં ચાલે તો મને ફાંસીયે લટકાવો.'

સભાપતિ—'મારે માથે એક ભારે ફરજ હવે આવી પડી છે અને તે મારે હવે અદા કર્યા શીવાય છુટકો નથી. માનવંતા સદ્‌ગૃહસ્થ કને હું ખુલાસો મેળવવા માગું છું કે જે શબ્દો એમણે પોતાના મોઢામાંથી કાઢ્યા હતા તે તેમણે દુનીયાદારીના વ્યાવહારિક અર્થમાં વાપર્યા હતા કે કેમ?' ગામડીના ગમતશંકરે જવાબ દીધો કે 'સાહેબ, મને લેશ માત્ર પણ કહેવાને ડગડગો નથી કે સદરહુ શબ્દો મેં લૌકિક કે વ્યાવહારિક અર્થમાં વાપર્યા નોહોતા, પરંતુ આપણા અલૌકિક મંડળની શૈલીને અનુસરતા અલૌકિક અર્થમાં વાપર્યા હતા.' ('સાંભળજો સાંભળજો')–સાહેબ, મારે અત્રે કબૂલ કરવાની ફરજ છે કે માનવંતા રાયજી સાહેબને વાસ્તે મને સંપૂર્ણ માન અને પૂજ્યભાવની લાગણી છે. એમને જે મેં ઘરડા ખચ્ચર અને પોલમપોલ કહ્યા હતા તે આપણા મંડળની આનંદી અને અલૌકિક રીતિને અનુસરીને કહ્યા હતા. ('સાંભળજો–સાંભળજો.')

માનવંતા રાયજી સાહેબને પણ ઉપલો ઉત્તમ, નિખાલસ, અને ગળે ઉતરી જાય એવો ખુલાસો બહુજ પસંદ પડયો અને તેઓ પણ ખુશી ખુશી થઈ ગયા. રાયજી સાહેબે અત્રે પોતાના તરફથી પણ ખુલાસો કરવાનું દુરસ્ત ધાર્યું. તેઓએ બોલવાની રજા લીધી. કે 'મારી ટીકાઓનો અર્થ પણ અલૌકિક દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખી કરવાનો છે.' (પુષ્કળ અને જોસબંધ તાળીઓ)."

* * * * *

અત્રે નોંધ પૂરી થાય છે. અને અમારી ખાત્રી છે કે વિશેષ વાદવિવાદ પણ આ જગ્યાએથીજ આવી સરળ સરસ અને સંતોષકારક સ્થિતિએ પહોચ્યા પછી બધ પડ્યોજ હશે.

Reg No.B. 463

# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૫, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત ૧૯૬૨

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ., એલ્. એલ્. બી.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે )

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એમાં પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષનાં, રૂ ૦-૮-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ "

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ.

મુંબાઇના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત–ઑફિસ"–ની સહીના લેખો માટે " વસન્ત-ઑફિસ " અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણુ–એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ થયો, હોય કે ન હોય–પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

### શુદ્ધાશુદ્ધ.

આ અંકના "વિશ્વરચના" 'ના વિષયમાં 'Caccum" ને બદલે 'Caecum' જ્યેષ્ઠના અંકના એ વિષયમાં પૃ૦ ૧૮૧, પં૦ ૮ માં "જ્ઞાન" ને બદલે "જ્ઞાત" અને વૈશાખના અંકના પૃ૦ ૧૪૭, પં૦ ૧૩ માં "બનેલું" ને બદલે 'બંનેનું' વાંચવું.

Reg. No.B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત ૧૯૬૨.

## પ્રાચીન કાળમાં શિક્ષણવ્યવહાર.

પઠન, પાઠન, અધ્યયન, અધ્યાપન; આ બે બ્રહ્મત્વ અર્થાત્ રૂઢ ભાષામાં બ્રાહ્મણત્વ સાથે સહચારી ભાવ ધરાવનાર ગુણો કહેવાયા છે. એ એવા નિર્મળ તથા પવિત્ર ગુણો છે કે આધુનિક કાળમાં પણ તેના મહત્ત્વનું માપ સંપૂર્ણ થઈ શકવું કઠિણ છે. અનુભવથી માત્ર માપ કરવાને રસ્તે જઈ શકાય; તો પણ બે બોલો લખવા, અનુભવથી ઉત્પન્ન થયાને લીધે, અનુચિત નહિં મનાય.

સાંપ્રત કાળમાં જે રૂઢિ પ્રવર્તે છે તે પુરાતન કાળની રૂઢિથી છે કે ભિન્ન એમ એકાએક કહેવું અસ્થાને ગણાય; છતાં એટલું લખી શકાય કે જ્યાં હાલમાં શિષ્ય ગુરૂનો સંબંધ માત્ર ગાધ છે તે જ શિષ્ય–ગુરૂનો આર્યાવર્તવાસીઓમાં સંબંધ ગાઢ હતો. તે ઉપર વિવેચન કરવાને બદલે માત્ર તે સંબંધ કેવો હતો એ વિષયનું જરા જરા દિગ્દર્શન કરાવવું જોઇએ. હાલમાં નિવાસગૃહ પાઠશાળાઓની જોડે રાખવાની અનેક યોજનાનું તાત્પર્ય એટલું લાગે છે કે આ ગુરૂ-શિષ્યનો સંબંધ ઉછેરવો અને વૃદ્ધિએ પહોંચાડવો. આર્યાવર્તમાં જોઇશું તો ગુરૂ શિષ્યભાવ એવો પવિત્ર છે કે આ સમયમાં તેનો માત્ર લેશ ભાગ જોવાય છે, એવું અનુમાન કેટલેક સ્થળે કરાય છે, તે વિગેરે વાત દૂર રાખી તે ભાવ પુરાણ કાળમાં શી રીતિનો હતો તે જ તપાસીએ. "ધી હિંદુસ્થાન રીવ્યુ" માં રાય શરચ્ચંદ્રદાસ બાહાદૂર લખે છેઃ—*

* તેને આધારે કાંઈ ન્યૂનાધિકતા સહિત આ લખાણ કરવું ઉચિત ધાર્યું છે.

વેદના સમયમા ઋષિ મુનિઓ અધ્યાપન કરતા અને પોતે પણ સ્વાધ્યયનમા ચૂકતા નહિ, તેઓ પોતાના આશ્રમમા જે અધ્યયન કરવા આવતા તે શિષ્યો પાસેથી દરમાસે, દરછોકરે, અમુક રકમ પૈસાની લેવી એ તો સમજતા જ નહિ. ગુરૂ એ પાચ જાતિના હિંદુ શાસ્ત્રમા સ્મરણ થતા પિતા માહેના એક છે, એમ સમજી શિષ્યભાવ બધાતો, અને " છોરૂ કછોરૂ થાય પણ પિતા કુપિતા થાય એ ન બને, ( ભલે ખરૂ વચન–" **कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति**"–એ રહ્યુ, પરતુ તેમા " પિતા " નો પણ ધ્વનિ છે, માટે ) એ ન્યાયે ગુરૂ વર્તન રાખતા, અને તેમા બંનેનુ શ્રેય થયુ સર્વ કોઇએ જોયુ છે તે જમાનો પસાર થઈ ગયો અને તેને " સુવર્ણ-યુગ " નામ આપતા આપણે આચકો નથી ખાતા તેટલો જ ધન્યવાદ તે યુગની પ્રશસા અને સર્વોત્તમતા સિદ્ધ કરાવવા બસ છે વળી પોતાના આશ્રમમા શિષ્યોને સુવા, બેસવા, રહેવા વિગેરેની સોઈ તો થાય તેમા આશ્ચર્ય નથી, તો પણ તે ઉપરાંત શિષ્યોને ભોજન પણ ગુરૂને આશ્રમે જ કરાવાતુ ગુરૂઓને ( Grant-in-aid ને મળતુ કોઈ અંશે ગણી શકાય ખરૂ ? ) આશ્રય રાજાઓ તરફથી મળતો એવી કદાચ ઘડી ભર વિચાર આવે, છતા એ કયે માગ વ્યયાય ધન આવતુ તે સબધી આપણે તર્ક કરવાનુ આ સ્થળે પ્રયોજન નહિ હોવાથી એટલુ જ કહેવુ બસ છે કે ગુરૂઓ અને શિષ્યોનો જે નિરતરની સગતિની લીધે પ્રેમભાવ ભક્તિભાવ તથા આસ્થાભાવ બધાઈ ગયો હતો તેવો પુરાણકાળ જેવો ભાવ હાલ જોવાને સર્વની સતત ઇચ્છા હોય તો કાંઈ ખોટુ નથી ભોજન ગુરૂ સાથે કરાતું-તે વાતમા બીજી અનેક હકીકતો સમાયેલ છે, અર્થાત્ પરિચર્યા, ગુરૂસેવા ઇત્યાદિના અનેક પ્રકારો સાથે એ વાત જોડાયેલ છે, તે સર્વ વિગતોનુ વિવેચન કરવુ યોગ્ય નથી શિષ્ય પોતાનુ ભણતર પૂર્ણ કરી રહે ત્યારે અમુક દક્ષિણા ગુરૂને આપે એટલુ જ, અને એ વખતે જેવો શિષ્ય હોય તેવી દક્ષિણાનુ યાચન ગુરૂ કરતા એમ હોય તો પણ તે પાછા પરાર્થે જ, એમ સમજી નાખવુ અને વળી સાથે સાથે એ પણ ખરૂ કે દક્ષિણા આપના જે વિદ્યાર્થી અસમર્થ હોય તેને દક્ષિણા આપવી ન પડતી, તેમ ગુરૂ તે પ્રાપ્ત કરવાની આશા પણ ન રાખતા

દક્ષિણાની વાત દૂર રાખીને જ ગુરૂ-શિષ્ય સબધ પવિત્રતામા મ્હાલ્યા કરતો તે છેક મહાભારત રામાયણાદિના યુગમા ગુરૂ બે પ્રકારના થવા લાગ્યા મહાભારતમા અને રામાયણમા પણ એવુ વાચવામા સ્થળે સ્થળે આવે છે કે એક ગુરૂને માત્ર બે પ્રકારના કર્તવ્યો કરવાના હતા. હશે તે સ્પષ્ટ વાત છે કે "શિક્ષા" વ્યવહારોપયોગી અને "દીક્ષા" વ્યવહારસરણિની પેલી પાર-પરમાર્થોપયોગી, એમ આપવામા આવતી અર્જુન વિગેરે સર્વે મહાભારતના પાત્રો તેમ જ રામચદ્ર વિગેરે રામાયણમા કીર્તિત થયેલ અવતારી પુરૂષોને આ બે પ્રકારની જ ગુરવિદ્યા આપવામા આવી હતી. તે આપવા માટે ગુરૂ એક જ કે બે જૂદા જૂદા તે વાત નિર્વિવ છે મુદ્દો એવો કે વ્યવહાર અને પરમાર્થ એ બે સિદ્ધ કરવાની યોજના સતોષકારક તે યુગમા પ્રયોજાયેલ હતી, અને તે યુગમા તદનુસાર ગુરૂશિષ્યભાવ પણ એવો જ પવિત્રતાને પદે વિરાજિત થયેલ હતો. દક્ષિણા ( Fees ) કે કોઈ જાતનો બદલો લેવો એવી સ્વાર્થવાળી આશાથી ગુરૂ કામ કરતા નહિ, એટલુ નહિ, પણ પઠન પાઠન એ માત્ર ધર્મ-કર્તવ્ય જ છે અને એ ' નિત્ય કર્મ " નો એક મુખ્ય ભાગ છે એવુ માનતા, કે જેને પરિણામે એ

કર્તવ્ય ન કરે તો પ્રત્યવાય લાગે એવી સદઢ ભીતિ રહેતી, એટલે સંધ્યાવંદનાદિની સમાન તે કર્મ નિત્યનું જ, (આનુનિક જ) છે એવું સર્વેનું સંપૂર્ણ ભાન રહ્યા કરતું.

ભેદ આ બે ઉપર કહેલ યુગોના શિક્ષણ પરત્વે જરા હતો તે એ કે: ઋષિમુનિઓ આશ્રમમાં રહી શિષ્યોને અધ્યાપન કર્મ કરાવતા, તેમાં ફી વિગેરે દક્ષિણા દાન ગ્રહણ ન કરતા; છતાં વેદ અર્થાત્ શ્રુતિથી તે સત્રના યુગ પર્યંત અસ્ત્ર શસ્ત્રવિદ્યા વિગેરે જે કાંઈ વ્યવહારને ઉપયોગી વિષયો હતા, તેનું શિક્ષણ રીતિસર અપાતું નહિં, તે હવે સાંસારિક વિષયોનો સમાન હિસ્સો અને હક પારમાર્થિક વિષયો સાથે બંધાયો. વળી અમુક જ બ્રાહ્મણ કે ક્ષત્રિયને શિક્ષણ મળે, તથા બીજાઓને ઋષિ-મુનિ સાથે અમુક સંબંધ હોય તો જ તેવું શિક્ષણ પ્રાપ્ત થાય એ ધોરણ પુરાણોના યુગ પૂર્વે પ્રવર્તતું હોવું જોઇએ એમ દઢ પ્રતીતિ થાય ખરી; તો પણ પુરાણોના સમયથી તો એટલું સિદ્ધ થાય છે કે આવા જ આશ્રમોમાં ગમે તે વિદ્યાર્થી અને ગમે તે સ્થિતિમાં, ગમે તે કાળે, ગમે તે વિષય-(ગુરૂ ગમ્ય અને ગુરૂને વિદિત હોવો જોઇએ) શિખવા માટે જઈ શકતો. એવી વિગતો રામાયણ તથા મહાભારતમાંથી અનેક સ્થાને મળી આવશે.

બુદ્ધના સમયથી આ રીતિમાં પણ જરા (સુધારો થયો કે ગમે તેમ માનવું પણ) ભેદ થતો દેખાયો. શિક્ષણ ભાગે ધર્મનું રહ્યું; અને છેક ધન વિનાનું અધ્યયન બધ પડ્યું. અધ્યયનપદ્ધતિમાં ખચ્ચે પગપેસારો કર્યો, અને આ પદ્ધતિને આધુનિક-વિશ્વવિદ્યાલય-શિક્ષણ-પદ્ધતિની ઉપમા આપવામાં આવે છે. સંપૂર્ણ અવકાશમાં, પૂર્ણ ખુલ્લા મેદાનમાં, લગભગ નિજસ્થાનક ઉપર બેસી, પોતાના આસન ઉપર રહ્યા રહ્યા ગુરૂ ધર્મનો બોધ કરે, શિક્ષણ આપે, અને વૃક્ષની શીતળ છાયની શાંતિથી શિષ્યો વિષયોનું અધ્યયન કરે તે માત્ર કથામાં કે પુરાણ ગ્રંથોમાં વાંચવામાં આવે છે એટલું જ નહિં, પણ ઇતિહાસને ધોરણે માપતાં સત્ય શોધ નીવડે છે. આવું અધ્યયન કરાવવાનું બ્રાહ્મણોને નહિં, પણ બુદ્ધધર્માનુયાયી યતિ-મહારાજોને નિત્યકર્મ તરીકે હતું, અને બુદ્ધનું કર્તવ્ય હતું, તેનું અનુકરણ કરવું જ એવો તેના અનુયાયી યતિવર્ગને તેણે વિધિવાક્ય તરીકે શાસન કરેલ છે.

આ ધર્મશિક્ષણ આપનાર યતિ-સાધુઓને "અનાગારિક" ઉપનામ અપાતું, અર્થાત્ નિરંતર તેઓ નિર્જન સ્થાનમાં ઝાડની છાયા તળે બેસી રહેતા અને નિવાસ કરતા. શિષ્ય વર્ગમાંથો અધ્યયન-ભાગ માટે ઘેર પાઠ કરવા લઈ જાય તો કોઇકના સંબંધમાં એ પ્રમાણે થવા દેવાતું હશે, એમ પણ લાગે છે.

આ પ્રમાણે કેવળ ધર્મ સંબંધી શિક્ષણને બદલે ધીમે ધીમે વધતે જતે સાંસારિક કેળવણી પણ અપાતી ચાલી. જ્યારે ગ્રીક-યવનો-નું રાજ્ય ઉદય થયું ત્યારે પણ આ સંસ્થા અસ્તિત્વમાં હતી. અનાગરિક સાધુઓએ પ્રવૃત્તિમાં મૂકેલ "આરામ"-શિક્ષાસ્થિતિ, એ સાર્વજનિક વિદ્યાદાન માટે નિર્માણ થયેલ હતી તે જ પ્રમાણે ચાલ્યા કરી; પણ આગળનો બધો રોળ મટી ગયો. છેક ખ્રીસ્તી સૈકા પૂર્વેના શતકમાં "તક્ષશીલ" નું બંધારણ થયું તે પહેલાં "વિહાર", "ચૈત્ય" વિગેરે શિક્ષણ માટે સંસ્થાઓ બંધાઈ. દેવાલયો. મંદિરો કે જેમાં

સાધુઓ નિવાસ કરી રહેતા, તે પુસ્તકાલય તરીકે પણ વપરાતુ અને શિક્ષણમાટે પણ નિર્માણ થતું. "તક્ષશીલ" મા અઢાર જાતિની વિદ્યા-કળા શિખવાતી, તે જૂદા જૂદા સ્થળમાં જૂદી જૂદી વિદ્યાનુ પાઠન થાય, અને આખા બધારણનુ નામ "તક્ષશીલ" કહેવાતુ. પ્રત્યેક વિદ્યા-કળાના જૂદા જૂદા શિક્ષા ગુરૂઓ હતા અને શિલ્પવિદ્યા, ચિત્રકળા વિગેરે અનેક કળા હુન્નરો શિખવાતા. મૂળ જોતા આ તક્ષશીલ વિદ્યાલય બ્રાહ્મણોના સમયથી ચાલ્યુ આવતું હતું, અને તેઓએ પ્રથા જાળવી હતી, તે જ રીતે અને ઉપરાત સુધારા વધારા સહિત બૌદ્ધ લોકોએ તેનુ કામ લેવાતું ગણ્યુ હતુ. હિંદુસ્થાનમાં હુન્નરકળા વિગેરે વિદ્યા તરીકે ભણવા ભણાવવાનુ કામ, છેક વેદના સમયથી નહિ એમ કદાચ ઘડીભર માનવામા આવે, તો પણ, પુરાણના સમયથી તો તે તે જનસંસ્થાને અનુકૂળ પડતી રીતિથી શિખવવામા આવતી એટલુ સિદ્ધ થયુ માની શકાય આ બધ ક્યારે અને કેમ થયુ એ ઇતિહાસ પૂરો કરાવાની રાહ વિના એટલુ જ કરવુ ઉચિત છે કે જો એક વખત પૂર્વજો આ કેળવણી લેતા અને અત્યારે એ કેળવણીથી પૂર્ણ લાભનો સભવ છે, તો પાછો ઇતિહાસનુ અનુસધાન અવિચ્છિન્ન રાખવા પ્રત્યેકે મથન કરવુ જોઇએ. જે વિદ્યા પૂર્વજો ભણ્યા હતા તે વિદ્યાના બીજ હોવા જોઇએ, તે શિખવા માટે નાડીઓમા લોહી ઉછાળા મારતુ હશે જ, અને કદાચ ગુપ્ત ગગાની સમાન ક્યાક અદૃશ્ય રહે તો પણ એ અદૃશ્ય રહેવાનો સમય વીતી ગયે માની પાછી ગગાના જેમ બે પ્રવાહો ફરી સધાઈ જાય છે, અને નવીન રીતે અવિચ્છિન્નપણુ ધારણ કરે છે, તેમ થવુ જોઇએ

હવે આ બધારણ એવુ જામેલ હતુ કે તેની અસર છેક પર્શીઆ, બેકટ્રીઆ, મગધના રાજ્યો વિગેરે સુધી પ્રસરી રહી હતી ભરણ અને માતગ આ વિદ્યાલયના આશ્રય નીચે અભ્યાસ કરી, પછી ચીન સુધી બુદ્ધ-ધર્મ પ્રસારવા નીકળી પડયા હતા વળી એમ પણ કહે છે કે પાણિનિએ અને ચાણક્યે આ જ વિદ્યાલયમા અધ્યયન કર્યું હતુ. એ ઉપરાત 'સિદ્ધ-નાગાર્જુને' કૃષ્ણા નદીને કિનારે 'શ્રીધન્યકટક' નામનુ વિદ્યાલય સ્થાપ્યુ હતુ, અને તેની વિખ્યાતિ પણ ઘણે સ્થળે ફેલાઈ ચૂકી છે. અહિ બ્રાહ્મણો માટે બ્રાહ્મણી અધ્યયન, અને બૌદ્ધો માટે એને યોગ્ય અધ્યયન થતુ હતુ પરન્તુ "નાલદ" અથવા "ધર્મગજ" નામથી ખ્યાતિ પ્રાપ્ત કરેલ વિશ્વવિદ્યાલય છેક ઈ. સ. ના આઠમા સૈકા સુધી અસ્તિત્વમા હતુ, અને તેની પ્રસિદ્ધિ અધિક હતી તે નિર્વિવાદ વાત છે. આઠમા શતકમા તે જ વિદ્યાલયની નિકટમા "ઉદતપુર"નો મહાન વિહાર સ્થાપવામા આવ્યો.

આવા વિદ્યાલયોને રાજાઓ પૂર્ણ રીતે આશ્રય આપતા, અને એ આશ્રય આપવો તે આ સમારનો મહિમા વૃદ્ધિ કરનાર થઈ પડતો તે ઉપરાત તેઓને ધર્મનુ શાસન માન્ય કરવાનો સતોષ તે ક્રિયામાથી પ્રાપ્ત થતો. જે સમયે વિદ્યાની વૃદ્ધિ નહિ, જે સમયે ધર્મની અસ્તવ્યસ્ત સ્થિતિ થતી જતી જોવાયા કરતી, જે સમયે બૌદ્ધ અને બ્રાહ્મણોનો તારતમ્ય ભાવ, ઉચ્ચ નીચ દશા આવ્યા કરતી, તે સમયે આવા આવા વિદ્યાલયો વિદ્યાનો સગ્રહ કરી શક્યા, એટલુ જ નહિ પણ તેનો પ્રસાર કરવા અમુક અશે ફલીભૂત બન્યાં. આનું મુખ્ય કારણ જનસમાજની દૃઢ આસ્થા, અને રાજ્ય-બધારણની દૃઢતર સહાય, તથા વિદ્યા સગ્રહ કરવી કરાવવી એ ધર્મ-કર્તવ્યનો ભાગ છે, એવો દૃઢતમ નિશ્ચય,—આ ત્રણી શકાય દૃષ્ટાત

તરીકે આ ઉદન્તપુરના વિહાર-વિદ્યાલયને "પાલ" વંશના નૃપાલોએ સંપૂર્ણ આશ્રય આપ્યો હતો. પુસ્તકાલય પણ તેમાં સ્થાપ્યું હતું. વળી બીજું એ કે આઠમા શતકના મધ્ય ભાગમાં ધર્મપાલ રાજાએ "વિક્રમશીલ" મઠ સ્થાપ્યો અને તેમાં આશરે ૧૦૮ દેહેરાં ૫૦ ધર્મમહાસ્થાનો, ૭ વિદ્યાલયો અને અમુક કળા-વિગેરે માટે મકાનો બાંધ્યાં તેની સાથે પાછા ચાર સત્રો અર્થાત્ વિદ્યાર્થીઓ સારૂ નિવાસગૃહો પણ તેમાં જ સમાવેશ કરાવ્યા. આ નિવાસગૃહોમાં ભોજન, શયન ઇત્યાદિ સર્વે સામગ્રી-પુરી પાડવામાં આવી હતી. આ સાહિત્ય વિદ્યાર્થી અને વિદ્યાદાતાની પ્રીતિ નિકટ જામે તે પ્રયોજન સિદ્ધ કરનાર થઈ પડે છે, એ વાત તેઓને એટલે પુરાણે સમયે પણ અચૂક જ્ઞાનમાં હતી અને ક્રિયામાં ઉપયુક્ત થતી, તો આધુનિક કાળમાં એ તરફનો હર એક પ્રયાસ, તેનું અનુકરણ છેક નહિં, તો બીજી બાજુએ છેક નવીન રીતિ પણ, નહિં નીવડે.

દાજીરાજ હાઇસ્કુલ;
વઢવાણ શેહેર,
તા. ૧-૭-૧૯૦૬.

શંભુપ્રસાદ. વિ. શિવપ્રસાદ મેહેતા.

---

## "જુલીયસ સીઝર."

(અનુસંધાન ગયા અંકથી.)

ગયા અંકમાં આપણે જે વિગતવાર વાત કરી ગયા તેના સારાંશનું આપણે અત્ર સ્મરણ કરીને આગળ ચાલીશું. રોમમાં પ્રજાસત્તાક રાજ્ય ચાલતું હતું ત્યારે સામાન્ય પ્રજા વર્ગમાંથી ઘણાક બુદ્ધિશાળી પુરૂષોએ મોટાં મોટાં પરાક્રમ કરી કીર્તિ સંપાદન કરેલ હતી. જુલીયસ સીઝર પણ આવા બુદ્ધિશાળી પુરૂષોમાંનો એક હતો. તેણે અન્ય પરદેશી પ્રજાઓની સામે દારૂણ યુદ્ધોમાં જય મેળવી રોમની મહત્તાના વિજયડંકાનો નાદ ચારે દિશાએ વજડાવી મૂક્યો હતો. અને આવાં પરાક્રમોના માનાર્થે તેને આગળ ઘણીકવાર વિજયસ્વારીઓ ('triumphs') નું માન પણ સામાન્ય પ્રજાવર્ગ તરફથી આપવામાં આવ્યું હતું. રોમમાં આ વખતે જો કે પ્રજાસત્તાક રાજ્યનો અમલ ચાલતો હતો, તો પણ પ્રજાસત્તાક રાજ્યની પડતીનાં ફણગા આ વખતે ક્યારનાએ ફૂટી નીકળ્યા હતા-એ તે વખતની વસ્તુસ્થિતિ જોતાં સાવ સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું. દીર્ઘદ્રષ્ટા સીઝરે આ વસ્તુસ્થિતિનો ખ્યાલ ક્યારનોએ પોતાના મનમાં કરી લીધો હતો. રાજ્યની અંદર સ્થિતિ અવલોકી જોતાં તેના પણ મનમાં સારી પેઠે સમજાતું ગયું હતું કે હવે તો રોમ ઉપર એક જ માણસનો અમલ ચાલે એમ થવાની વધારે આવશ્યકતા છે; તેથી જેમ જેમ તે વધારે પરાક્રમ કરતો ગયો તેમ તેમ રાજ્યની લગામનો મોટો ભાગ ધીમે ધીમે તે પોતાને હસ્તક કરતો ગયો. કૅસ્પસ-કાર્ઇકા-સીસ્રા-વિગેરે પૈરજનો

જેઓ પ્રજાસત્તાક રાજ્યના ચુસ્ત શુભેચ્છકો હતા, તેઓને સીઝરની આવી સ્વાર્થસાધક વર્તણુક જરાએ પસંદ નહોતી. તેઓએ આથી કરીને સીઝરનો ઘાટ ઘડવાનો વિચાર કર્યો તેઓએ એક છૂપી મડળી સ્થાપી, અને લાગ મળ્યે સીઝરનુ ખૂન કરવાની યોજના રોધવા માડી. બ્રુટસ નામનો એક ગૃહસ્થ—જે સીઝરનો દૃઢ મિત્ર હતો—તે પોતાના સદ્વર્તનને લીધે રોમમા તે વખતે ઘણી સારી પ્રતિષ્ઠા—આબરૂ—ધરાવતો હતો હવે બ્રુટસ જેવા આબરૂદાર પુરૂષને સમજાવી ફોસલાવીને આ મડળીમા આણી તેઓનો અગ્રણી કર્યાથી—સીઝરનુ ખૂન કર્યાનો ઘોર ગુનોહ સાવ ઢકાઈ જશે, ઉલટુ આ મડળીનુ કૃત્ય પ્રશસનીય ગણાશે, એવુ કેશ્યસ વિગેરે મડળિઓએ સહજ જ ધાર્યું તેથી કેશ્યસે અનેક પ્રકારની ઉશ્કેરણીઓના શબ્દોનો ઉપયોગ કરી બ્રુટસને પોતાની મડળીમા આણી દીધો, એ આપણે પાછલા અકમા વાચી ગયા એ સાથે બ્રુટસ—કેશ્યસ—અને સીઝર—એ ત્રણે મહાન પાત્રોના જાતિસ્વભાવનું આપણે સ્હેજસ્હાજ અવલોકન પણ કરી ગયા એક પતિવ્રતા સ્ત્રીનુ પૂર્ણ ચિત્ર પોર્શીયા નામની બ્રુટસની પત્નીમા આપણે જોયુ બ્રુટસના હૃદયની ગુહ્ય વાત પણ જાણવાનો પોર્શીયાનો અતિ આગ્રહ બ્રુટસની તેમ કરવાની આનાકાની અને અન્યોન્યના પ્રેમની ખાતરીઓ વિગેરેનુ મનોરજક ચિત્ર આપણે હર્ષપૂર્વક વાચ્યુ સીઝરને પોતાનુ ખૂન કરવાની ગૂઢ યોજનાઓનુ જરાએ જ્ઞાન નથી તો પણ તેની વિજયસવારીને દિવસે એક ભવિષ્યવેત્તાએ મોટે સાદે તેને માર્ચની પદરમી તારીખે સાવધ રહેવાનુ સૂચવ્યુ હતુ તે શબ્દોને તેણે ધિક્કારી હસી કાઢ્યા હતા ' સીઝર જેવો મહાન પુરૂષ—કે જેણે હજારો દારૂણ યુદ્ધોમા જય મેળવ્યો હતો અને જેણે ખુદ મૃત્યુના ડરને પણ મનમાથી દૂર કરી નાખ્યો હતો—તેવો પુરૂષ શુ આના એક ભવિષ્યવેત્તાના નિમાલ્ય શબ્દો માની બાયલા માણુસની પેઠે બ્હીતો ફરે ? " એવો વિચાર સીઝરના મનમા આવતો વિનાશ કાળે વિપરીત બુદ્ધિ '—એ પાઠાનુસાર સીઝરની સર્વ જ્ઞાનેન્દ્રિઓ સાવ બધિર જ થઈ ગઈ હતી આટલુ આપણા ગયા અકની વાર્તાના સારાશ રૂપે હવે આપણે આગળ ચાલીયે

બીજા અકના બીજા પ્રવેશમા સીઝરની પત્ની કેલ્પૂર્નીયાને સ્વપ્ન આવે છે તેમા સીઝરનું ખૂન થયુ છે એવુ તે જુએ છે કેલ્પૂર્નીયા એ આ નાટકનુ બીજુ સ્ત્રી પાત્ર છે બ્રુટસની પત્ની પોર્શીયાની પેઠે તેનામા પણ સ્ત્રી જાતિને શોભે તેવા ઘણા ગુણ પણ જોવામા આવતા હતા અને તે સાથે સ્ત્રી જાતિના સ્વાભાવિક દોષ—જેવા કે વહેમ—અધીરાઈ—દુરાગ્રહ—વિગેરે દોષ તેનામા સારી પેઠે હતા પાછલી રાત્રે આવુ ભયકર સ્વપ્ન આવેલ હોવાથી બીજે દિવસે સહવારે તે સીઝરને બહાર મમૂળગો નહિ નીકળવાનુ કહે છે અભિમાની સીઝર કેલ્પૂર્નીયાનું આવુ સ્વપ્ન નિર્માલ્ય ગણી હસી કાઢે છે સીઝર મહાન પરાક્રમો કરી પોતાને અપરાજિત ગણવા લાગ્યો હતો, અને તેથી કરીને તે પોતાને દેવરૂપે ગણવા લાગેલો હોવાથી મૃત્યુ જેવી નશ્વર વસ્તુ—'mortal thing'—નો તે લેશ માત્ર ડર રાખતો નહિ સીઝર કેલ્પૂર્નીયાને કહે છે—" ના, ના, સીઝર બહાર નહિ જાય એવુ કદી પણ બનનાર નથી આવા બનાવથી ઉત્પન્ન થતો ભય સીઝરના માત્ર વાસા તરફ જ રહે છે—મો સામો તે કદી પણ ટકી શકનાર નથી સીઝરનું દર્શન થતામા જ તેવો ભય ભૂતના ભડકાની માફક અદૃશ્ય થઈ જશે ! " આમ છતા પણ કેલ્પૂર્નીયા માનતી નથી. સ્વપ્નમા દેખાયેલા ભયકર ચિહ્નોનો ચિતાર તે સીઝર આગળ વર્ણવે છે કેવળ કર્મ ઉપર જ શ્રદ્ધા રાખનાર સીઝર—" **लिखितमपि ललाटे**

**मोज्झितुं कः समर्थः ?**—" એવા પાદના અર્થને મળતો જવાબ વાળે છે. કેલ્પૂર્નીયા કહે છે:—" સાધારણ મનુષ્યના મૃત્યુ વખતે આકાશમાં કાંઈ ધમકેતુ જેવા ભયસૂચક તારાઓનાં દર્શન કદાપિ થતાં નથી. એ તો આવા ધૂમકેતુ જેવાં ચિહ્નો મહાન પુરૂષોનાં મૃત્યુની સૂચના રૂપે આપણને દેખાવ દે છે." કેલ્પૂર્નીયાનું આવું વાક્ય સાંભળી સીઝરનો પોતાનો મૂળ જાતિ સ્વભાવ વધારે દૃશ્યમાન થાય છે. સીઝર જવાબ આપે છે.—" બાયલા પુરૂષો પોતાના મનમાં ને મનમાં સેંકડો વાર મરેલા પોતાને જુવે છે. શૂરવીર પુરૂષ માત્ર એક જ વાર મૃત્યુ દેખે છે, મૃત્યુ વસ્તુને અધીન પ્રત્યેક મનુષ્ય છે-સર્વેને માથે તે નિશ્ચિત જ છે. તો તેનો ભય રાખતાં ઘણાં માણસોને જોઈ મને નવાઈ લાગે છે." (સરખાવો મહાભારત,-યુધિષ્ઠિર યક્ષ સંવાદ—"**अहन्यहनि भूतानि गच्छन्ति हि यमालयम् । शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम् ?**)" આવી વાત ચાલી રહે છે તેટલામાં નોકર આવીને સીઝરને કહે છે કે ભવિષ્યવેત્તાએ આપને આજે બહાર નહિ જવાને વિનંતિ કરેલ છે. સીઝર માનતો નથી. આખરે કેલ્પૂર્નીયાના દુરાગ્રહથી સીઝર પોતાની હઠ મૂકી દે છે ને બહાર નહિ જાઉં એવી ધીરજ પોતાની પત્નીને આપે છે.

સીઝરનું ખૂન કરનાર માંડળિકોને ભવિષ્યવેત્તાના શબ્દોથી સીઝર આજે કદાચ રાજ્યમહેલમાં નહિ આવે એવી દહેશત હોવાથી તેઓએ પોતાનામાંના એક ડેસ્યસને સીઝરને ઉશ્કેરી ત્યાં તાણી લાવવાને વાસ્તે મોકલેલ છે. તે આ વખતે સીઝર પાસે આવે છે. અને 'સેનેટ હાઉસ'-રાજ્યમહેલમાં-આવવા સીઝરને વિનંતિ કરે છે. સીઝર પોતાની તબીયત નાદુરસ્ત હોવાનું બ્હાનું કાઢી આવવાની ના પાડે છે. ડેસ્યસ તેનું ખાસ કારણ કહેવા તેને આગ્રહ કરે છે. મૃત્યુનાં દ્વારે આવી પહોંચેલો સીઝર ડેસ્યસનાં કપટી હૃદયને કળી શકતો નથી. તે પોતાની પત્ની-કેલ્પૂર્નીયા-નું સ્વપ્ન તેને કહે છે. ડેસ્યસ તેને કલ્પૂર્નીયાના સ્વપ્નનો સાવ જૂદો જ અર્થ-સીઝરના લાભ રૂપનો અર્થ-કહી સમજાવે છે. અને વિશેષમાં સીઝરને કહે છે કે "આજે જો સીઝર નહિ આવે તો તેને રાજાનું તાજ આપવાનું ઠર્યું છે તે ઠરાવ ઘણો મોડો ફલીભૂત થશે તેટલું જ નહિ પણ કેલ્પૂર્નીયા જેવી સ્ત્રીજાતિના સ્વપ્નના વહેમ તળે દબાઈ સીઝર જેવો બળવાન પુરૂષ આજે બહાર નીકળ્યો નથી એવું કારણ જો સભાસદો જાણશે તો મને ધારતી છે કે તેઓ સર્વે એકે અવાજે તને બાયલો ગણી હસી કાઢશે." સીઝર આવા ઉશ્કેરણીના શબ્દો સાંભળી, જવાનો પાછો નિશ્ચય કરે છે. એટલામાં બ્રુટસ, કેસ્યસ, કાસ્કા, લીગેરીયસ-મિટેલસ સીંબર-ટ્રીબોનીયસ-વિગેરે માંડળિકો સીઝરને તેડવા આવે છે. તે માંડળિકો અને સીઝરની વચ્ચે કેટલીક માર્મિક વાતો થાય છે. સીઝર તેમનો ગુહ્ય ભેદ કળી શકતો નથી!

ત્રીજા પ્રવેશમાં—સીઝર વિગેરે રાજ્યમહેલ તરફ જતા હોય છે ત્યારે રસ્તામાં આર્ટેમિડોરસ નામનો એક ભવિષ્યવેત્તા એક કાગળ મોટે સાદે સીઝરની પાસે આવી વાંચી સંભળાવવા માટે તૈયાર થઈ સીઝરની વાત જોતો ઉભો રહે છે. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"ઓ સીઝર, તું બ્રુટસથી સાવધ રહેજે. કેસ્યસ તર્ફ લક્ષ રાખજે. કાસ્કાની પાસે જતો ના. સીનાની ઉપર આંખ્ય રાખજે. ટ્રેબોનીયસ ઉપર વિશ્વાસ મૂકીશ નહિ. મિટેલસ સીંબરને

ખૂબ જોતો રહેજે. ડેસ્યસ બ્રુટસ તને ચહાતો નથી. કાયસ લિગેરીયસનું તેં બગાડ્યું છે. આ સઘળા માણસોએ તારો ઘાટ ઘડવાની યોજના કરેલી છે. જો તું તારા પંડને અમર ન સમજતો હોય, તો આજુબાજુ લક્ષ રાખતો રહેજે. સાવધાનપણું બંડખોરોની ટોળીની આશાને નિષ્ફળ કરે છે. ઇશ્વર તારૂં રક્ષણ કરો. લી. તારો શુભેચ્છક—

—આર્ટેમિડોરસ."

આવું લખેલો કાગળ હાથમાં રાખી સીઝરની વાટ જોતો તે ભવિષ્યવેત્તા રસ્તામાં ઉભો રહે છે.

ચોથા પ્રવેશમાં—પોર્શીયા પોતાના ઘરમાં એકલી ઊભી ઊભી પોતાના મનમાં તર્કવિતર્ક કરે છે. સ્ત્રીના પેટમાં કોઈ પણ વાત ટકાવી રાખવી એ સ્ત્રી જાતિને કેવું કઠિન કામ થઈ પડે છે તેવા વિચારો તેના મનમાં આ વખતે આવે છે.

ત્રીજા અંકના પ્રથમ પ્રવેશમાં—રસ્તે જતાં સીઝર ભવિષ્યવેત્તાને ચાબખો સંભળાવે છે કે "માર્ચની પંદરમી તારીખ તો આજે થઈ; જોશી મહારાજ?" જોશી મહારાજે ઉત્તર આપ્યો કે "પણ તે દિવસ કંઈ હજી પૂરો વીતી ગયો નથી." એટલામાં આર્ટેમિડોરસે પોતાનો પેલો કાગળ સીઝરના હાથમાં મૂક્યો. ડેસ્યસ તે કાગળ સીઝરના હાથમાંથી છીનવી લઈ બીજો મૂકે છે. આર્ટેમિડોરસ તે તુરત વાંચવા સીઝરને આગ્રહ કરે છે. રસ્તામાં આવી અરજીઓથી સીઝરને હેરાન નહિ કરવાનું ભવિષ્યવેત્તાને કહી ડેસ્યસ તેને તરછોડી કાઢે છે. મૃત્યુને અધીન થનારો સીઝર આર્ટેમિડોરસના શબ્દોને લક્ષ આપતો નથી. રાજ્યમહેલમાં સભાસદોની ઠઠ મળી છે. સીઝર ત્યાં આવી પહોંચે છે. પોતાના આસન ઉપર બેસે છે. અરજદારો એક પછી એક પોતાની અરજીઓ સીઝર સમક્ષ રજુ કરે છે. મીટેલસ સીંબર પોતાની અરજી પહેલી રજુ કરે છે. પોતાના ભાઇને સીઝરે દેશનિકાલ કરેલ હતો તેને પાછો બોલાવવા મીટેલસ પ્રાર્થના કરે છે. સીઝર પોતાના મનના દૃઢ સંકલ્પનું ચિત્ર બતાવે છે. ઉત્તર ધ્રુવના તારાના જેવો તે અચળ મનનો છે એવું કહે છે; જ્યારે ખરી રીતે જોતાં તો, રાજ્યમહેલમાં તે પહેલાં તે નહોતો આવવાનો ને આવ્યો હતો તે તેના મનની અસ્થિરતા સિદ્ધ કરી આપે છે. આવી રકઝક ચાલી રહી છે તેવામાં લાગ સાધી કાસ્કા વિગેરે બંડખોરો સીઝર પર ઘા કરે છે. પોતાની તરફ દૃઢ મૈત્રીભાવ દર્શાવનાર બ્રુટસને પણ હાથ ઉગામતો જોઈ સીઝર બોલે છેઃ—"અરે બ્રુટસ, તું પણ!—ત્યારે સીઝર, તું પડ!"

(અપૂર્ણ.)

"જ્ઞાનભક્તિ."

---

## કેળવણી કસરત અને "વૉલન્ટીયરીંગ" અથવા તો "કૉન્સ્કીપ્શન."

જ્યારે છોકરાંઓ પોતાની મેળે હીંડતાં શીખવાનો પ્રયાસ કરે, અગર ખરી હોંસથી સામાન્ય ભણતર કે પોતાના બાપદાદાના ધંધાને યોગ્ય એવું ભણતર શીખવા પ્રયાસ કરે, અગર પોતાના વડીલોના બોજામાં ઘટાડો થવા ઇચ્છા રાખી પોતે તે બોજો ઉપાડવામાં મદદગાર થવા ઇચ્છે, મતલબ જે કામ માબાપો સારાં ગણતાં હોય તેવાં કામો તરફ છોકરાંઓની અકાળે નહિ એવી વૃત્તિ થતી દેખે ત્યારે સામાન્ય રીતે તેઓ તેવી સ્થિતિ જોઈ અનુપમ આનંદ પામે છે, અને તે તે કાર્યમાં તે બચ્ચાંઓ ફત્તેહમંદ થાય તેટલા માટે જોઈતી સામગ્રીઓ પૂરી પાડે છે; ખરી સામગ્રીઓ કઈ તે સમજાવે છે; તે તે સામગ્રીઓ ઉત્તરોત્તર કેવી રીતે મેળવી શકાય, તેનો કેવી રીતે ઉપયોગ કરવાથી સદાકાળનો ફાયદો તુરત પ્રાપ્ત કરી શકાય વિગેરે બાબત યોગ્ય સૂચનાઓ આપે છે; અને જેમ જેમ તેમને આગળ વધતાં, પાવરધા થતાં, જુએ છે તેમ તેમ તેઓ લગભગ આનંદઘેલાં બનતાં જોવામાં આવે છે. આમ કરવામાં કોઈ માબાપ કંઈ નવું જ કરે છે એમ નથી, તેમ તે પોતાનું કે તે છોકરાંઓનું ખરૂં હિત તેમાં જ છે એમ બરાબર સમજી વેપારી રીતની ગણતરી કરીને જ તેમ કરે છે એમ પણ નથી; એ તો કુદરતના એક અસંખ્ય તથા દૈવી એવા હુકમોમાંના એક હુકમને તાબે થઇને તેમ કરે છે. આથી માબાપો પોતાનાં બચ્ચાંઓ માટે જે કાંઈ કરે છે તે માટેના તેઓના ઉપકારમાં કાંઈ કમીપણું થતું નથી, કારણ તે કુદરતી કાયદો ન માનવો હોય તો તે પણ એના હાથમાં જ છે અને તેથી તેમ ન કરવું અને કુદરતી લાગણીને સંપૂર્ણ જોસથી કામ કરવા પ્રસંગ આપવો એ કાંઈ થોડો ઉપકાર નથી. કુદરતના કાયદાઓની એ પણ એક મજા છે કે તેને આધીન થવામાં જેમ લૌકિક ફાયદો રહેલો છે તેમ તેનો અમલ કરવામાં જ કંઈક ઓર આનંદપ્રાપ્તિની સગવડ રહેલી હોય છે.

માબાપની જગોએ રાજ્યકર્તા અને તેના અમલદારો તથા બચ્ચાંઓની જગોએ સામાન્ય પ્રજા વર્ગ લઈ ઉપરની હકીકત તપાસીશું તો લગભગ સર્વાંશે મળતાપણું જણાશે. જ્યાં રાજ્યકર્તા વર્ગ તથા પ્રજા વર્ગ જાતથી, ધર્મથી, તથા દેશથી એક જ છે ત્યાં જેવું દરેક કુટુંબમાં અનુભવાય છે તેવું જ દરેક રાજ્ય સંબંધે પણ જોવામાં આવે છે. જ્યાં જાત કે ધર્મ સંબંધે જુદાપણું હોય પણ દેશ પરત્વે ઐક્ય હોય છે ત્યાં પણ લગભગ તેવું જ જોવામાં આવે છે. સામાન્ય રીતે જોતાં જ્યાં દેશ પરત્વે ભિન્નતા હોય ત્યાં જો બીજી બાબતોમાં પણ ભિન્નતા હોય તો આવું પરિણામ ઘણે જ થોડે અંશે સંભવતું જણાય છે, છતાં ત્રણે બાબતોમાં ભિન્નતા હોવા છતાં હિન્દુસ્થાનમાં આ સંબંધમાં જેટલે દરજ્જે સારૂં પરિણામ આવેલું તથા આવતું જણાય છે તે આપણા રાજ્યકર્તા વર્ગની બલિહારી જ છે એમ સૂચવે છે.

સામાન્ય, ઔદ્યોગિક, ધાર્મિક વિગેરે પ્રકારની કેળવણી, વેપાર તથા ધંધા રોજગાર સંબંધેની ઉન્નતિ, રાજ્યતંત્ર ચલાવવામાં કુશળતા, આત્મસંરક્ષણ કરવાની શક્તિ વિગેરે મુદ્દાના તમામ વિષયો સંબંધે હિન્દુસ્થાનની શી સ્થિતિ છે તે આ જગોએ તપાસવાની જરૂર નથી. આ જગોએ એટલું કહેવું બસ થશે કે આપણી રાજ્યકર્તા કોમમાંના જે જે ઉંચા દીલના છે તે ઑફીસ્યલ વર્ગના હો કે બહારના હો છતાં તેઓ તો તમામ "સ્વદેશી હિલચાલ" જેવી બાબતથી દેખાતા, હિન્દુસ્થાનની પ્રજાના ઉદ્યોગ હુન્નર સંબંધે સ્વાશ્રયી થવાના,

પ્રબળ ગ્રીસુક્થને અનુમોદન આપનારા જ જણાયેલા છે, અને તેવુ બીજી પણ કેટલીએક બાબતોમા જોવામા આવે છે આજે આપણે જે અહીં જોવા ચાહીએ છીએ તે ફક્ત આત્મ સંરક્ષણ સબંધે જ છે, અને તે પણ ઉપર ટપકેથી જ વધારે બારીકીથી તપાસી સલાહ આપવાનું કામ ઘણા જ વધારે પ્રબળ શક્તિવાળા તથા અનુભવીઓનુ હોઈ તે તો તેઓના ઉપર જ રહે છે, અને અહીં પણ તે સ્પષ્ટ રીતે સ્વીકારવામા આવે છે

જે લશ્કરના સાહાય્યથી જાપાને રશિયા સાથેની પોતાની તાજેતરની લડાઇમા તમામ સુધરેલી પ્રજાઓને દંગ કરી દીધી તે લશ્કરને માટે ચાલતુ જેટલુ ખર્ચ જાપાનને ભોગવવુ પડે છે તેથી આશરે છગણુ હિન્દુસ્થાનને તેના લશ્કર માટે ભોગવવુ પડે છે એ હકીકત ઉપર સને ૧૯૦૬–૦૭ માટેના હિન્દુસ્થાનના બજેટ સબધેની ચર્ચા દરમીયાન મિ ગોખલેએ નામદાર હિન્દી સરકારનુ ધ્યાન ખેંચી “ લશ્કરી કામ માટે આ દેશની પ્રજા ઉપર અણ વિશ્વાસ નાખવામા આવે છે તે ખાતે અસતોષ જાહેર કર્યો આ સબધમા મિ ગોખલેએ ‘ આર્મ્સ એક્ટ ’ ની રૂઇએ આખા હિન્દુસ્થાનમા માત્ર ૩૦–૪૦ હજાર પરવાના અપાયા છે એમ ફરીયાદ કરી તથા એમણે જણાવ્યુ કે હિન્દુસ્થાનની સરહદ અને સરહદ બહારની જ જાતોને પલટણમા રાખવામા આવે છે તેથી હિન્દુસ્થાનની આખી પ્રજા ( મનુષ્ય જાતનો ૧/૫ ભાગ ! ) નિર્વીર્ય થઈ જાય છે અને શાન્તિના વખતની લશ્કરી સખ્યા યુદ્ધને સમયે વધારી લેવાની અનુકૂળતા ( જાપાનમા ૧૬૭ હજાર માણસનુ લશ્કર લડાઇને વખતે ૬ લાખ માણસનુ કરી લેવામા આવ્યુ હતું તેવી અનુકૂળતા ) રહેતી નથી, અને એવી અનુકૂળતા નહિ રાખો ત્યા સુધી વધારેલુ લશ્કર પૂરતું થવાનું નથી સર્વે દેશોમા મુખ્ય લશ્કર પાછળ રિઝર્વ લશ્કર અને ઉભય પાછળ પ્રજા ઉપર આધાર નાખવામા આવે છે ( વસન્ત વર્ષ ૫ અક ૪, પાનુ ૧૫૭ ) આ તથા આ સિવાય જે બીજુ આ સબધમા મિ ગોખલેએ કહ્યુ તે નાખી દેવાની ફરીયાદ રૂપે જ કહેલ નહિ, પણ તે સબધમા શુ થવુ જોઇએ તે બાબતની પોતાની માગણી બતાવી તેના ટેકામા તે હકીકત બતાવવા ધાર્યું હોવુ જોઇએ તે માગણી એવા પ્રકારની હતી “ નામદાર સરકારે હિન્દુસ્થાનની પ્રજામાની ખાસ પસદ કરેલી જાતિઓ અથવા વર્ગોને પ્રથમ સિટિઝન સોલ્જર ” તરીકેના હક્ક આપવા, અને પછી ધીમે ધીમે પરસ્પર ભરોસો વધતો જાય તેમ તેમ હિન્દુસ્થાનની સમગ્ર પ્રજાને હક્ક આપવા

હમેશનુ લશ્કર ઘણુ મ્હોટુ નાખવુ પોસાય નહિ તેથી પોતાની જવાબદારીઓ પૂરતુ જેવુ ન ચાલે તેટલુ રાખી જરૂર પડે ત્યારે તેમા એકદમ વધારો કરી શકાય તેટલા માટે લડાઇનો ધધો ન કરનારી પણ પોતાની તમામ પ્રજાને યુદ્ધશાસ્ત્રની જોઇતી પ્રાથમિક કેળવણી તો આપવી જ જોઇએ કે જેથી જરૂરને વખતે અપાયેલા સસ્કારો તુરત તાજા કરી તેવા લોકોનો કાર્યસાધક રીતે ઉપયોગ કરી શકાય. આટલુ તો સર્વમાન્ય હોવુ જોઇએ અને છે, એટલે તે સબધે આ માગણીના ટેકામા કઈ ન કહેતા તે સબધે જે વાધા અગર તેમ ન થઈ શકવાના કે ન કરવાના ખુલાસાઓ અપાએલા છે તે જ તપાસવા રહે છે

આ બાબત પરત્વે લાર્ડ મિન્ટોએ નીચેની મતલબનો ખુલાસો કર્યો જણાય છે ( “ ટાઇમ્સ ઑફ ઇન્ડીયા ’ તા ૩૦–૩–૧૯૦૬ )—જાપાનની શૈલીની ‘સિટીઝન સોલ્જરશિપ’ ઉપર મિ. ગોખલે ખાસ ભાર મેલે છે, પરન્તુ આ દેશ અને તેની રૈયતના મ્હોટા ફેરફાર સુલતના

અનુભવ ઉપરથી હિન્દુસ્થાનના લોકો મિ. ગોખલેની આતુરતાથી 'સિટિઝન સોલ્જરશિપ'નાં હક્ક તથા જવાબદારીઓ ખુશીથી કબુલ રાખશે એવી મ્હારી ખાત્રી થતી નથી; વિશેષે કરીને જ્યારે આવો ફરજીયાત લશ્કરી ઉમેદવારી તથા નોકરી કરનારને જે પગાર આપી શકાય તે કાયમી નોકરીયાત સોલ્જરોના કરતાં ઘણો જ ઓછો હોઈ શકે. વળી મને એમ પણ લાગે છે કે જે લશ્કરી ઉત્સાહ મિ. ગોખલે ખીલેલો જોવા માગે છે તે ઉત્સાહ, જે વર્ગના તેઓ પ્રતિનિધિ ગણાય તેમના પરત્વે જોતાં તો, તદ્દન નિર્દોષ જ હશે કે કેમ તે બાબત પણ મિ. ગોખલેના ધ્યાનમાં જોઇએ તેવી સંપૂર્ણતાથી આવી નહિ હશે.

નામદાર વાઇસરૉયે ચર્ચાને અંતે આપેલાં પોતાનાં ભાષણમાં જણાવ્યું (ટાઇમ્સ ઑફ ઇન્ડીયા તા. ૩૦-૬-૧૯૦૬) કે લશ્કરી બાબતોમાં હિન્દીઓની સ્થિતિ સંબંધમાં મિ. ગોખલેએ પોતાનો અભિપ્રાય જણાવ્યો છે. તે સ્થિતિ (હિન્દીઓની લશ્કરી બાબતની સ્થિતિ) બારીક (મુશ્કેલીવાળી) છે અને કેટલીએક બાબતોમાં તે સંતોષકારક નથી; પરંતુ હું કહી શકું છું, અને જે કહીશ તેમાં મ્હારા સાથીઓ સંમત થશે, કે ઇન્ડીયન આર્મીના (હિન્દીઓનાં બનેલાં લશ્કરના) ઘણા જ સરસ અમલદારો અને સેપાહીઓની વફાદાર નોકરીની કદરને અભાવે તેવી સ્થિતિ છે એમ કહી શકાય તેમ નથી.

હિન્દુસ્થાનમાં રહેતા સરકારના ઉંચામાં ઉંચા પ્રતિનિધિ તથા સર્વમાન્ય રીતે બ્રિટિશ શહેનશાહતના લડાયક યોદ્ધાના અગ્રગણ્ય તથા હિન્દુસ્થાનમાં આવી બાબતોમાં જેમના મતને સહુથી વધારે માન મળવું જોઇએ એવા એ અમલદારોના મત ટાંક્યા પછી તે બન્નેનું હાર્દ જાણી તેઓનો પ્રસંગોપાત્ત બચાવ કરનાર ટાઇમ્સ ઑફ ઇન્ડીયાની સ્થિતિવાળું પત્ર આ સંબંધમાં શું કહે છે તે તપાસીએ. (ટાઇમ્સ ઑફ ઇન્ડીયા તા. ૩૦-૩-૧૯૦૬ ના લીડર ઉપરથી)

જાપાનનાં લશ્કર કરતાં હિન્દુસ્થાનનું લશ્કર ખર્ચમાં ઘણું વધારે પડતું ભારે પડતું છે (લગભગ છગણું) અને આ સંબંધની બ્રિટિશ લશ્કરી રાજનીતિ હિન્દીઓ ઉપરનાં અણવિશ્વાસનું પરિણામ છે એમ કહી બ્રિટિશ લશ્કરી પોલીસીને વખોડી કાઢતાં પહેલાં મિ. ગોખલેએ તે બાબત સંબંધમાં સંભાળ પૂર્વક જોયું તપાસ્યું હોય એમ જણાતું નથી. જાપાનનું લશ્કર દુનીયાંમાં સહુથી ઓછામાં ઓછા ખર્ચે નીભાવવામાં આવે છે, અને તેમ થઈ શકવાનું કારણ એવું છે કે જાપાનના તમામ જુવાનોને લગભગ પેટવડીયા જેટલે પગારે ફરજીયાત રીતે લશ્કરમાં તાલીમ આપવામાં આવે છે. આ બે બાબતો મિ. ગોખલે જાણતા હશે કે કેમ તે વિષે શંકા થાય તેવું છે. હિન્દુસ્થાનમાં 'કૉન્સ્ક્રીપ્શન'(ફરજીયાત લશ્કરી કેળવણી તથા નોકરી)નું ધોરણ દાખલ કરવું જોઇએ એ કહેવાને મિ. ગોખલે ખરેખર તૈયાર છે ખરા ! અથવા બીજી રીતે કહીએ તો પોતાની જન્મભૂમિ માટે જાપાનના લોકો જે સ્વાત્માર્પણ કરે છે તેટલું કરી સજ્જ ('રેગ્યુલર') લશ્કરની સાથે ત્રણ વર્ષ અને રીઝર્વની સાથે નવ વર્ષ સુધી નોકરી આપવાને મિ. ગોખલે પોતે અને તેના મિત્રો તૈયાર છે કે શી રીતે ? વિગેરે.

ઉપરનાં ત્રણે મતનો સાર કાઢતાં નીચે બતાવેલા ચાર સવાલોના જવાબ આપવા જોઇએ; અને સાથે સાથે એ ત્રણ બાબતમાં સરકાર અગર તેના પક્ષ તરફથી હિન્દીઓના લાભની જે કબુલત થતી જોવામાં આવે છે તે પણ ધ્યાનમાં રાખવી જોઇએ.

તે સવાલો નીચે પ્રમાણે મૂકી શકાય:—

(૧) હિન્દુસ્થાનના લોકો કૉન્સ્ક્રીપ્શનને માટે કે વૉલન્ટીયર થવાનો હક્ક મળે તો તે જોખમદારી ઉઠાવવા ખુશી છે?

(૨) કદાપિ ખુશી હોય તો પણ સાધારણ સેપાહીના કરતાં પગાર ઘણો ટુંકો મળે તેથી અટકશે નહિ?

(૩) જેઓ ખુશી હોય તેમનો ઇરાદો જોઇએ તેવો નિર્દોષ હશે ખરો? અને

(૪) જાપાનના લોકો જેટલું સ્વાત્માર્પણ બતાવે છે તેટલું બતાવી મિ. ગોખલે અને તેના મિત્રો ફરજીયાત લશ્કરી કેળવણી અને નોકરી માટે તૈયાર છે ખરા?

અને જે કબુલતો છે તે નીચે પ્રમાણેની છે.—

(૧) જો કૉન્સ્ક્રીપ્શન દાખલ કરી શકાય તો લશ્કરી ખર્ચમાં ઘણો ઘટાડો થઈ શકે.

(૨) હિન્દીઓની લશ્કરી સ્થિતિ સંતોષકારક નથી, અને

(૩) હિન્દીઓએ અમલદાર કે સેપાહ તરીકે સરકારને પોતાની વફાદાર નોકરીથી સર્વ રીતે સંતોષ આપેલ છે.

ઉપરના સવાલો જેમને પૃછવામાં આવેલ તેમને તે તે બાબતના જવાબ દેવામાં કોઇની અપેક્ષા નથી જ. તેના જવાબ કોને કોને ક્યારે કેવી રીતે દેવા વિગેરે સબંધમાં મિ. ગોખલે અને તેના મિત્રોએ બંદોબસ્ત કર્યો હશે, નહિતર કરશે. આ લેખમાં જે બતાવવામાં આવશે તે એટલું જ કે આ સવાલોમાં જવાબ હરકોઈ આપી શકે તેમ છે અને તે લખવાનો હેતુ પણ એટલો જ છે કે જેમણે આ વિષય પૂરો વાંચ્યો ન હોય, અગર જે ઉતાવળથી છાપાંઓ હાલના જમાનામાં ઉથલાવાય છે અને ઉથલાવવા પડે છે તે ઉતાવળમાં વાંચ્યાથી જેઓએ તેનુ ખાસ મનન ન કર્યું હોય તેઓ (તેવા વસંતના વાંચકોમાંથી સેંકડે કેટલા હશે? જે થોડા નીકળશે તેટલે દરજ્જે પણ ફાયદો જ છે) આ સંબધમાં વાંચે તથા વિચારે.

(૧) હિન્દુસ્થાનના લોકો કૉન્સ્ક્રીપ્શનને માટે કે વૉલન્ટીયર થવાને માટે ખુશી કે શી રીતે તેનો જવાબ બહુ જ સહેલો અને ટુંકો છે અને તે એ કે "તક આપી અજમાવી જુઓ." એંગ્લો ઇન્ડીયનો અને પારસીઓને "વૉલન્ટીયરીંગ" સંબંધે જે છૂટ છે તેવી છૂટ અમને પણ મળવી જોઇએ એવી માગણી હિન્દીઓ તરફથી કરવામાં આવતી રહે છે તે જ બતાવે છે કે લોકોનો અમુક ભાગ તો તેને માટે તૈયાર જ છે. સરકાર તરફથી આવી છૂટ અપાયા છતાં તેના લાભ ન લેવાયાના પ્રસંગો આવ્યા બાદ ખુશી સંબંધે શંકા લેવાતી હોય તો તો તે બરાબર છે; નહિતર તો પ્રથમ તેવી છૂટ આપી શું પરિણામ આવે છે તે તપાસવું જોઇએ; જો પોતાનાથી જ વગર માગ્યે છૂટ આપવી યોગ્ય ન લાગે તો જ્યારે જ્યારે તેવી છૂટની માગણી થાય ત્યારે ત્યારે તે મંજૂર કરી પરિણામ જોવામાં આવે તો ખરી સ્થિતિ તુરત અને વધારે સારી રીતે સમજાઈ જાય એ દેખીતું છે.

હિન્દુસ્થાનના લોકો કૉન્સ્ક્રીપ્શન કે વૉલન્ટીયરીંગને માટે ખુશી છે એનો અર્થ તેની કુલ વસ્તીમાંના યોગ્ય ઉમરના તમામ પુરુષો તેને માટે તૈયાર છે એવો જો કરવામાં આવે

તો તો લોકો તે માટે તૈયાર નથી જ એટલું જ નહિ પણ કોઈ પણ દિવસ, તુરતમાં તો, તેમ તૈયાર નહિ જ થાય એમ પણ કબુલ કરવું જોઇએ.

જે દેશોમાં કોન્સ્ક્રીપ્શન કે વોલન્ટીયરીંગનું ધોરણ છે તેમાંના કોઇમાં પણ આવી "આઇડીયલ" (ભાવનાત્મક) સ્થિતિ નહિ હોય એમ કહેવું વધારે પડતું ગણાશે નહિ. જાપાનમાં પણ દુષ્ટ લોકો વસતા હશે જેમાંના કેટલાએક સંપૂર્ણ સ્વાત્માર્પણ કરનારા નહિ હોય; પણ ધારો કે ત્યાં તમામ દેવ જેવા જ છે તો પણ જ્યાં સુધી તમામ હિન્દીઓ તેવા ન થાય ત્યાં સુધી તેઓમાંના કોઈ ઉપરનાં હક્ક અને જવાબદારીને પાત્ર નથી એમ તેટલાથી જ ઠરતું નથી. જ્યાં સુધી અભણ રહેવે રાજી હોય તેવો સેંકડે એક પણ હિન્દી મળી આવે ત્યાં સુધી કેળવણી માટે હિન્દીઓ તૈયાર નથી એમ કહેવામાં જેટલું સત્ય ગણાય તેથી વિશેષ ઉપરની દલીલમાં છે એમ કહેવું મુશ્કેલીવાળું જણાય છે. ફરજીયાત કેળવણી સંબંધે હજુ લોકો તૈયાર નથી એ માન્યતા કેટલી ભૂલ ભરેલી છે એ કેટલાંએક દેશી રાજ્યોનાં વર્તનથી જણાવા માંડેલ છે. છેવટ કદાપિ કોન્સ્ક્રીપ્શનનાં ધોરણ માટે હિન્દુસ્થાનનો કોઈ પણ ભાગ કે વર્ગ તૈયાર ન હોય તો વોલન્ટીયરીંગના ધોરણનો લાભ લેવાની છૂટ મૂકવામાં આવશે તો પણ લોકોની સ્થિતિ તથા વલણ કેવાં છે તે તુરત સમજાઈ શકાશે.

મતલબ, હિન્દુસ્થાનના લોકો હાલનાં હથીયારોના ઉપયોગના માહેતગાર થઈ, તેને માટે થોડી ઘણી તાલીમ લઈ, ખરે વખતે ટુંકી મુદતમાં તૈયાર થઈ સરકારની સેવામાં રેગ્યુલર સોલ્જર જેટલું કામ આપી પોતાના દેશનું રક્ષણ કરવામાં ભાગ લઈ શકે એવા તેમને બનાવવાની સરકારની મરજી હોય તો તે રસ્તે શરૂઆત કરી લોકોનું વલણ શું છે તે સારી રીતે તપાસવું એ ઘણું જ આવશ્યક છે; અને તેમ કર્યા સિવાય લોકો ખુશી છે એવી ખાત્રી શી એવો શક રાખે જવો, અને તે ઉપર આધાર રાખી જવાબ દીધે જવા, એ સર્વોપરી સત્તાને પોસાય, પણ જ્યાં જવાબ લેનાર કોઈ ઉપર બેઠો હોય ત્યાં તે આવા જવાબથી સંતોષ પકડી બેસી રહે એ બનવા જોગ ગણાય નહિ.

(૨) બીજા સવાલનો જવાબ પણ એટલો જ સરળ છે, અને તે પણ એ જ કે 'અજમાવી જુઓ.' આ હક્ક ભોગવવા તથા તેના અંગની જવાબદારી ઉઠાવવા સરકારે અમને લાયક ગણ્યા તેને માટે અમે લાયક જ છીએ એમ બતાવી આપવાની હોંસથી જ ઘણા લોકો જે ટુંકો પગાર આપી શકવાનું કહેવામાં આવે છે તે કબુલ રાખશે, અને બીજાઓને માટે હાલની સ્થિતિ કે જેમાં ગ્રેજ્યુએટો પણ પનર પનરની કાયમની તથા આખા દિવસની અને પૂરા કામની નોકરી ઉપર દાખલ થતા જોવામાં આવે છે તે સ્થિતિ જોતાં બહુ હરકત નહિ આવે એમ ગણી શકાય તેમ છે.

જાપાની લોકોનું સ્વાત્માર્પણ તો દુનીયાંના બીજા કોઈ પણ ભાગમાં નથી ત્યાં તેવું સ્વાત્માર્પણ તમામ હિન્દીઓ બતાવે તો જ અમે આગળ ચાલીએ એવો આગ્રહ સરકાર રાખે તો તો કંઈ બની શકે નહિ; નહિતર જ્યારે પોતાનું તથા પોતાના દેશનું તેમાં હિત જણાયું ત્યારે દયા ખાતર જેમના પૂર્વજોએ માંસાહાર તજ્યો, તથા તે જ કારણે દારૂ વિગેરે તજ્યાં, હજારોની આવકવાળા ધંધાઓના ધંધા છોડી દીધા, અને જે લોકો હાલ પણ તે વાત ઘણે અંશે જાળવી રહ્યા છે તે લોકો આ કામમાં જરૂર જોઇએ તેટલા સ્વાત્માર્પણથી પણ, અને તે પણ તેમાં તેમનું તથા દેશનું હિત દેખાશે છતાં, પાછા પડશે એ વાત માની લેવાવી જોઇતી નથી.

(૩) જેઓ આ બાબતમા પ્રેરણા કરવા ખુશી હશે તેઓનો ઇરાદો જોઇએ તેવો નિર્દોષ હશે ખરો એ ત્રીજો સવાલ ઘણી જ બારીકીવાળો અને આ લાભ આપના જતા સરકારને સહુથી વધારે આડો આવનાર હશે એવો ગણાય તેવો છે.

આજે આશરે દોઢસો વર્ષ થયા અગ્રેજ પ્રજા પોતાના લશ્કરમા હિન્દીઓનો સિપાઈ તથા અમલદાર તરીકે ઉપયોગ કરતી રહી છે, તેમાં હિન્દુઓને હિન્દુ રાજ્ય સામે તથા મુસલમાનોને મુસલમાની રાજ્ય સામે લડવાના, અને તે પણ અગ્રેજ સરકાર તરફથી જ, એવા અનેક પ્રસગો આવી ગયેલ છે, તેમાથી આ બાબત સબધમા કઈ અનુમાન ઉપર આવવા જેટલુ સાધન સરકારને મળેલ છે કે શી રીતે? જો કઈ જ સાધન મળેલ ન હોય, તેમ બનવુ અસભવિત છે, તો અવસરે અને વગર અવસરે સરકારના જ અગ્રેજ યોદ્ધાઓ હિન્દીઓની તથા હિન્દી લશ્કરીઓની વફાદારીના જે મ્હોંફાટ વખાણ કરતા રહ્યા છે તેમા કઈ સત્યતા હતી કે ફક્ત પોલીસી ખાતર જ તેમ કરવામા આવતુ અને આવે છે?

મ્હોટા મ્હોટા બ્રિટનોએ એવી મતલબનુ બ્યાન વાચેલ હોય એમ યાદ આવે છે કે તેઓ હિન્દુસ્થાન જાળવી રહ્યા છે તે હિન્દીઓને માટે જ, જો તેઓ ખસી જાય તો યુરોપની બીજી કોઈ પણ પ્રજા તેમને છતી પોતાની ગુલામ જેવી કરી હેરાન કરશે અને આમાથી બચાવવાને ખાતર જ પ્રભુપ્રીત્યર્થ જ, તેઓ હિન્દુસ્થાન જાળવી રહ્યા છે હવે હિન્દુઓનો આ માગણી કરવામા દુષ્ટ ઇરાદો હશે અને હથીયાર પકડતા શીખ્યા એટલે બ્રિટિશ સરકારને હાકી કાઢવા જ ધારતા હશે એ જો કે અસભવિત જ છે, અને એવો ઇરાદો નથી જ એમ એક દેશી તરીકે અને મારા સ્વદેશબન્ધુઓની લાગણી જાણનાર તરીકે હુ નિશ્ચય પૂર્વક કહી શકુ છુ—છતા ઠેલા પાડવાની એક દલીલ તરીકે જ ઘડીભર તેમ હોય એમ માની આગળ ચાલીએ તો આ હક ભોગવ્યા પછી પણ તો તેઓ તે ઇરાદો પાર પાડવાને શક્તિમાન થશે અગર તો નહિ થાય જો થશે તો તેથી સાબીત થશે કે જો હિન્દીઓ દોઢસો વર્ષથી હિન્દુસ્થાનમા જામેલ દુનીયાની સત્તામા સરસ ગણાતી તથા સહુથી વધારે બળવત્તર અને હિન્દના દરેક પ્રભાગના ખુણા ખોચરાથી વાકેફ એવી પ્રજાને પણ હાકી કાઢી શક્યા તો પછી બીજા કોઇના પજામા નહિ સપડાતા પોતાની સ્વતત્રતા જાળવી રાખી શકશે અને તેમ થતા ઉપર સૂચનાઓનો જ હેતુ પાર પડશે અને હિન્દીઓ સ્વતત્રતા લાયક થતા તેઓને અહીં રહેવાનુ કઈ કારણ જ નહિ રહે અને જો ઉપરનો દુષ્ટ ઇરાદો પાર પાડી નહિ શકે તો તો કઈ તકરાર જ રહેતી નથી વળી અહીં એટલુ પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે ઘા ભેગા જ ગીત કઇ પડતા નથી ઇરાદો દુષ્ટ હશે તો મોડો વ્હેલો પણ તે દેખાવા માડશે અને તે દેખાતાની સાથે જ આપેલા હક પાછા ખુચવી લેવાને બાધ નથી અને દરમીયાનમાં જ ધાસ્તી રાખવાનુ કારણ મળી આવશે, કે ઘોડીની નદીઓ ચાલ્યા પછી જ આપેલ હકો ખુચવી લઇ શકાશે એમ પણ મનાય તેમ નથી

દોઢસો વર્ષ દરમીયાન ઘણીએ નવાજુની બની હશે છતા એક જ બનાવ થયો, અને તે પણ કેવા સજોગોમા અને તેવે વખતે પણ દેશી રાજા તથા લોકોમા કેટલાક તે બડ વાળા સરકારની સામે સામેલ થયા અને કેટલા સરકારની મદદે ગયા, અને તે પણ બડ વાળાઓ છતમા કે તે દરજ્જે આવેલ તે છતા એ તમામ જો બરાબર ધ્યાનમા રખાય તો ઇરાદો દુષ્ટ કલ્પવાનુ અગર દુષ્ટ પરિણામ આવવાની ધાસ્તી રાખવાનુ કારણ રહેશે નહિ

દર વર્ષે કરોડો રૂપીયા બ્રિટિશ સોલ્જર તથા અમલદારોને મળતાં જે હિન્દુસ્થાનની બહાર ઘસડાઇ જાય છે તે અટકાવીને તે પૈસા અહીં જ રાખવા એમ થાય તો ઠીક, એ તો ઇરાદો છે; અને તે જેટલે દરજ્જે દુષ્ટ ગણાય તેટલે દરજ્જે તે દુષ્ટ પણ છે, એટલે રાજ્યકર્તા પ્રજાના દેખીતા હિત સામેનો છે. આ પૈસા અહીં રહી દેશ આબાદ થાય તેમાં રાજ્યકર્તા પ્રજાનું ખરૂં હિત છે કે આ પૈસા ઘસડાઈ જવા દેવામાં એ વિષય પણ બહુ કઠિન નથી, અને એ સંબંધે એટલું બધું લખાઇ બોલાઇ ગયું છે કે તે વિષે અહીં લખવાની કંઇ જરૂર નથી.

હિન્દુસ્થાનની વસ્તી દહાડે દિવસે નિર્માલ્ય તથા બાયલી બનતી જાય છે તે અટકાવી અંગ્રેજોનું 'એમ્પાયર' મર્દોનું જ બનાવવું એ પણ એક ઇરાદો આ માગણી કરવાવાળાઓનો છે. તે દુષ્ટ છે કે શી રીતે તે સરકારે જ જોવાનું છે.

બાકી ઇરાદો કાંઇ એવી મૂર્તિમાન વસ્તુ નથી કે જે તુરત પ્રત્યક્ષ કરાવી શકાય. કૃત્યોથી જ તે જાણી શકાય છે. અને જ્યારે સામાન્ય સ્થિતિમાં સંભવે તેના કરતાં વિશેષ વ્યક્તિઓનાં કે ઘણી અગત્યની વ્યક્તિઓનાં કૃત્યોથી દુષ્ટ ઇરાદો જણાય ત્યારે જે કાંઇ ચાલતું ધોરણ હશે તે બંધ કરતાં સરકારને કોઇ અટકાવે તેમ નથી.

(૪) ચોથો સવાલ શોભે તે કરતાં વધારે અંગત છે. મિ. ગોખલે અને તેના મિત્રોનું સ્વાર્થાર્પણ કેટલા ઉંચા પ્રકારનું છે તે ટાઇમ્સ ઑફ ઇન્ડીયાની ધ્યાન બહાર હોય જ નહિ, છતાં જો તે સવાલ કરે તો તેને જવાબ દેવાની જરૂરીઆત જ ગણાય નહિ; છતાં એટલું કહેવું અહીં બસ થશે કે આઠસો આઠસો અને હજાર બારસોનો માસિક પગાર કે કમાણી ખુશીની સાથે અને વગર તકલીફે જેઓ કરીશકે તેમ હતા અને છે, તેવા મિ. ગોખલે અને તેના મિત્રો રૂા. ૬૦ થી ૮૦ સુધીનો ધાન કપડાં પૂરતો પગાર લઇ આખી જીંદગી પર્યંત દેશસેવા કરતા રહ્યા છે. એ હકીકત એટલી તો સુપ્રસિદ્ધ છે કે ટાઇમ્સ ઑફ ઇન્ડીયાના એડીટર સાહેબ પણ તેથી અજાણ્યા હોય નહિ. જે લોકોને બીજી ફરતી આવક હોય તેઓ જીંદગી ભર મફત દેશસેવા કરે તે સમજાય તેવું છે પણ જાડું ધાન કે છાશચોખા ને ચટણી ખાઇ તથા જાડાં કપડાં પહેરી માંડમાંડ હજારો રૂપીયા કમાવાની સ્થિતિમાં આવ્યા હોય ત્યાં તેવી આશા રાખનારાં માબાપ બૈરી છોકરાં, ભાઇભાંડુ, સગાં વ્હાલાંનાં, પત્થરને ફાડી નાંખે એવાં કરુણાજનક આક્રંદ તથા દલીલોને એક તરફ રાખી, પેટવડીયા જેવી રીતની નોકરી જીંદગીભર કબુલ કરવી તે એવું સ્વાર્થાર્પણ જણાશે કે તેવું સ્વાર્થાર્પણ તળ ઇંગ્લંડમાં પણ ફેર ફેર જોવામાં આવતું નહિ હોય.

સો રૂપીયાના બહારના માલ ઉપર એક હજાર રૂપીયા દાણ તરીકે લેવા શરૂ કર્યાં, અને પરદેશી અમુક કાપડ વાપરનારને ફોજદારી રાહે ગુન્હેગાર ગણી સજા કરવા માંડી,—ઇંગ્લંડની સરકારે આવી રીતનાં પગલાં ભરવા માંડયાં (આવી હકીકતો આપણે વાંચીએ છીએ) છતાં ત્યાંની પ્રજા તેવો માલ વાપરતી તેટલા જ કારણસર બંધ પડેલ નહિ, જ્યારે સરકાર તરફથી કાંઇ પણ જાસ્તી સિવાય, ઉલટું સરકારની મરજી તો તેથી વિરુદ્ધ બાજુની છે, હશે, અગર હોવી જોઇએ, એમ હજારો સોગન પૂર્વક માનતા હોવા છતાં, પોતાનાથી જ પરદેશી માલને હમેશને માટે છોડી, વખતે ઘણો મોંઘો પડવા છતાં, દેખાવમાં જોઇએ તેવો નહિ છતાં, દેશી માલ જ વાપરવાનો ઠરાવ કરનારા સંખ્યાબંધ હિન્દીઓ હિન્દુસ્થાનની આટલી અવનતિના

વખતમાં પણ મળી આવે છે એ હકીકતે ટાઇમ્સ ઑફ ઇન્ડીયાનુ પણ ધ્યાન ખેંચેલું હોવું જોઇએ. હિન્દુસ્થાનની સ્ત્રીઓ કે જેને બીજા લોકો ગુલામગીરી ભોગવતી, મૂર્ખ, પશુવત્ જીંદગી ભોગવનારી ગણે છે તેઓમાંની કેટલીએક પણ પોતાથી જ આ હિલચાલમાં દાખલ થઇ પરદેશી માલ ન વાપરવાના સોગન લઇ બેઠી છે અને તેનો અમલ પણ અખંડ ભોગવી કરે છે. આથી તેમને જણાવું જોઇએ કે આ હિલચાલ કે સ્વાત્માર્પણ કૃત્રિમ નથી. આવી હાલની હકીકતો સાથે જ્યારે ઉપર સૂચવેલી બાબતો, જેવી કે દેશને માટે મદ્ય માંસ, હજામોના નફાવાળા ધંધા, વિગેરે આજ દેશના લોકોએ હમેશને માટે હરામ કર્યાં હતાં અને હજુ તે માટેના નેવું ટકાને તો તે હરામ જ છે (સોગન લેનારા તો, સેંકડો વર્ષ પહેલા ગુજરી ગયેલ છે), આવી બાબતો ધ્યાનમાં લેવામા આવશે ત્યારે જણાશે કે સુદાની બાબતમા જે માગણી કરવામા આવેલ છે તે સરકાર બહાલ રાખશે તો જોઇતાં સ્વાત્માર્પણને અભાવે તે યોજના પડી ભાંગશે એમ માનવાને મુદ્દલ કારણ નથી. છતાં અમારૂં તો એ જ કહેવુ છે કે કૃપા કરી એક જ વખત યોગ્ય રીતની અજમાયેશ સરકાર કરી જુએ અને પછી મરજીને ગમે તેવી શકા ઉઠાવે.

ઉપરની હકીકત સાથે વાઇસરાય અને કમાન્ડર ઇન ચીફ જેવા અમલદારોએ જે કસુવતો પબ્લીકમા ઠેરેથી કરવામા આવે તેવી જાહેર રીતે કરેલ છે તે કસુવતો ધ્યાનમાં લેવાશે ત્યારે જણાશે કે જે સ્થિતિ આવી છે તો તેનુ સરકાર ઉપર અજમાયેશ પણ કેમ કરતી નહિ હોય, વિગેરે કરીને જ્યારે હિન્દીઓના સુધારા તથા આબાદાનીમાં સરકારનુ પણ હિત રહેલું છે એટલુ જ નહિ પણ તેમા તેમના અનુપમ મતોપનુ પણ મૂળ રહેલુ હોવુ જોઇએ એમ આપણે શરૂઆતમા જ જોઇ ગયા છીએ.

ઉપરની અને એવી હકીકત ધ્યાનમા લઇ સરકાર આપણી માગણી મજુર કરવા તરફ વિચાર ચલાવશે, અને આખર મજુર નહિ જ રાખે એમ આગળથી માની લેવામાં શાયદો પણ સો, પરન્તુ એમ થતા દરમીયાન તે માટે હિન્દીઓએ પોતે શુ કરવુ જોઇએ તે હવે પછીના અંકમા તપાસવા વિચાર છે જે માણસ પોતાથી બનતુ તમામ પોતા માટે પ્રથમ કરે તેને જ ઇશ્વર મદદ કરે છે, ત્યારે સરકાર પોતાથી બનતું પોતા માટે ન કરનારને મદદ આપવા ના કહે તો તેમા ખોટુ પણ શુ ? માટે સરકાર પાસે માગણી કરવાની સાથે, તે મદદ કરે ત્યારે સાથે ચલાવશું. દરમીયાન આપણે આપણાથી બનતુ હાથોહાથ કરવા માંડવુ જોઇએ, અને તે ધોરણે કામ કર્યા સિવાય કોઇ પણ બાબતમા, પછી તે ગમે તેવી નજીવી હોય તો પણ, આપણા હિન્દીઓના ઉદયની આશા રાખવી એ ઝાંઝવાનાં પાણીથી તરસ છીપાવવા દોડાદોડ કરવા સરખુ જ છે.

તા. ૨૫ માહે જુન ૧૯૦૬. }
મામરોળ (કાઠિયાવાડ). }

શંકરપ્રસાદ નવલશંકર.

# વિશ્વરચના ને તત્ત્વજ્ઞાન.

આ પત્રના જ્યેષ્ઠ માસના છેલ્લા અંકમાં મારા " વિશ્વરચના " ના લેખમાં કહેલા છેવટ ઉપરથી રા. નરસિંહરાવ ભોળાનાથે આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો છે. તો તે વિશે બે બોલ લખવા હું રજા લઉં છું.

ઇશ્વરજ્ઞાન ( Theology ), તત્ત્વજ્ઞાન (Philosophy), અને વિજ્ઞાન (Science) એ મનુષ્યના માનસિક જ્ઞાનની ત્રિપુટી છે. પણ તેમના રાજ્યની હદમાં ઇતિહાસના વિવિધ અરસાઓમાં અદૃશ્ય રીતે ફેરફાર થતો રહ્યો છે. સૈકડો વર્ષ સુધી ઇશ્વિરજ્ઞાનનું રાજ્ય નિર્વિવાદ અને સંપૂર્ણ હતું. એટલામાં તત્ત્વજ્ઞાને પોતાનું રાજ્ય સંપાદન કર્યું, એટલે સુધી કે આખરે તેણે પોતાની સ્વતંત્ર સ્થિતિ પ્રસિદ્ધ કરી. અને જ્યારે આ બે હરીફો શ્રેષ્ઠતા માટે યુદ્ધ મચાવી રહ્યા હતા ત્યારે વિજ્ઞાન શાંત અને છુપી રીતે પોતાનો સ્વતંત્ર માર્ગ કરતું હતું.

ઇશ્વિરજ્ઞાનનો પ્રદેશ તત્ત્વજ્ઞાન તેમજ વિજ્ઞાનથી અલગ છે એમ હમણાં મનાય છે. જો કે ઉચ્ચતમ સત્યની કુંચીઓ પોતાની પાસે હોવાનો તે હક્ક ધરાવે છે તો પણ હવે તે કદી ગૌણ–વ્યવહારિક સત્ય વિષે વિચાર દર્શાવવાની ના પાડે છે, અને પ્રાપ્ય સાધનો અને યોગ્ય આધારોથી જ્ઞાનની તપાસ ચલાવવાની પોતાની અશક્તિ કબુલ કરે છે. તે પોતાને માટે શ્રદ્ધાને લાગણીઓનો પ્રદેશ સ્વીકારી લે છે અને તત્ત્વજ્ઞાનને સત્યના શોધનનો પ્રદેશ સોંપે છે.

વિજ્ઞાનનો અધિકાર તો સ્પષ્ટ છે અને તે " દૃશ્યમાન તરીકે જ દૃશ્યમાન પદાર્થોના જ્ઞાનને વ્યવસ્થિત ક્રમમાં મુકવાનો છે. " સામાન્ય કલ્પનામાં પ્રત્યેક વિગતનું વર્ગીકરણ કરી " એકકાલિક અને ક્રમાનુસાર " નિયમોમાં દૃશ્યમાન પદાર્થોને ગોઠવી તે પદાર્થોના પ્રકારને વિજ્ઞાન સમજાવે છે.

તત્ત્વજ્ઞાનનો અધિકાર આ બન્નેનાથી જુદો જ છે. તે ઇશ્વિરજ્ઞાનને વિજ્ઞાનથી મળેલી કલ્પનાઓનો વ્યવસ્થિત ક્રમમાં મુકવાનો છે. જેમ વિજ્ઞાન પ્રત્યેક વિગતની સામાન્ય કલ્પનામાં વ્યવસ્થા કરે છે તેમ તત્ત્વજ્ઞાન આ કલ્પનાઓને વળી એક મોટી સામાન્ય કલ્પનામાં મુકે છે. એટલે કે જો વિજ્ઞાન જ્ઞાન મેળવી આપે છે તો તત્ત્વજ્ઞાન અમુક મત પ્રતિપાદન કરે છે.

આ પ્રમાણે મનુષ્યજ્ઞાનની ત્રણ સંસ્થાઓની સ્થિતિ છે. ઇશ્વિરજ્ઞાને પોતાની સર્વ કલ્પનાઓ માત્ર માનસિક ભાવનાઓમાંથી કરી છે, અને જ્યારે તેનું રાજ્ય પ્રબળ હતું ત્યારે તેણે ધાર્મિક મત પ્રતિપાદન કર્યો હતો. એટલું જ નહિ પણ વિજ્ઞાનના સામાન્ય દૃશ્યમાન અનુભવોની સમજુતી પોતાની કલ્પનાઓમાંથી આપવાને તત્ત્વજ્ઞાનના ઉપર હુકમ ચલાવ્યો હતો. પરંતુ જેમ જેમ વિજ્ઞાન ધીમે ધીમે પણ દૃઢતાથી પોતાનું રાજ્ય પ્રસારતું ગયું તેમ તેમ ઇશ્વિરજ્ઞાન ને વિજ્ઞાનને વિક્ષેપ પડવા માંડ્યો. આ વિક્ષેપ અનિવાર્ય હતો કારણ કે જે સાધનોથી આ બે સંસ્થાઓ પોતાનો અમલ ચલાવતી હતી તે સાધનો જ એક બીજાથી જુદા જ પ્રકારનાં હતાં. કારણ કે ઇશ્વિરજ્ઞાનનાં સાધનો ઘણે અંશે માનસિક ( Subjective )

હતા જ્યારે વિજ્ઞાનના સાધનો વિષયાત્મક ( Objective ) હતા હવે જ્યારે આ પ્રમાણે આ મરથાઓમા તકરાર પડી હતી ત્યારે સ્વાભાવિક રીતે તત્ત્વજ્ઞાનમા પણ બે શાખા પડી ગઈ જે તત્ત્વજ્ઞાનીઓ પોતાનો મત ઇશ્વરજ્ઞાનની માનસિક કલ્પનાઓમાથી સિદ્ધ કરવા માગે છે તે તત્ત્વજ્ઞાનીઓને આપણે " આધ્યાત્મિક ( Intuitive, Metaphysical ) તત્ત્વજ્ઞાનીઓ " કહીશુ અને જે તત્ત્વજ્ઞાનીઓ વિજ્ઞાનની કલ્પનાઓમાથી પોતાનો મત સિદ્ધ કરી ઈશ્વરજ્ઞાન મેળવવા ઇચ્છા રાખે છે તેમને આજુબાજુની અનિશ્ચિત વાત ઉપર આધાર ન રાખનાર વિજ્ઞાનસિદ્ધ ( Empirical, Positive ) તત્ત્વજ્ઞાનીઓ " કહીશુ તો રા નરસિંહરાવના લખવા પ્રમાણે આધ્યાત્મિક તત્ત્વો અને વિજ્ઞાનસ્વસિદ્ધ તત્ત્વોની પ્રયોગશાળાઓ એક બીજાથી સ્વતત્ર જ છે

હવે આપણે તેમના સાધનનો વિચાર કરીએ જેવા પ્રમાણથી વિષયો પોતાની ગતિ બુદ્ધિને દર્શાવે છે, તે પ્રમાણે જ તે વિષયોની ગતિનુ બારીકીથી નિરીક્ષણ કરી, વિજ્ઞાનનુ આ વિષયાત્મક સાધન પોતાની કલ્પનાઓ એવી તો રીતે બાધે છે કે મનના વિચારોની ગતિ ને વિષયોની ગતિ એકાત્મકજ થઈ જાય છે અને આધ્યાત્મિક માનસિક સાધન વિષયોનો ક્રમ સમજાવવાને પોતાની કલ્પનાઓ તે વિષયોના વિચારો સાથે ડગલે ડગલે અનુકૂળ નહી બાધતુ નથી, પરતુ અગાઉથી જ થયેલા વિચારના ઘસારાથી જેને ના ન સિહરાવ ' સહજ ઉપલબ્ધિ ( Intuition ) કહે છે તેનાથી બાધે છે આ વિચારના ઘસારાની દિશા માત્ર વિચારોથી નક્કી થાય છે પણ વિષયોના અનુભવથી મર્યાદામા રખાતી નથી ના નરસિંહ રાવ પોતાની કસોટીમાથી જડ જગતથી સ્વતન્ત્ર કોઈ અગોચર તત્ત્વનુ દર્શન ' હુ છુ " એ સ્વાનુભવથી કરાવે છે પણ એ વિષે સવાલ તો એમ ઉભો થાય છે કે આ તત્ત્વના નિયમો ચેતનાવાળી ઇન્દ્રિયસવ્યવસ્થા અને તેની આસપાસ રહેલા વિષયોના ( sensitive organisation ) સબધોમાથી ઉત્ક્રાન્તિ પામેલ છે, કે જેમ રા નરસિંહરાવ માને છે તેમ જડ જગતથી સ્વતત્ર કઈ અગોચર જ છે? આપણને જીવનશાસ્ત્ર ( Biology ) શીખવે છે કે જેમ ચેતનાવાળી ઇન્દ્રિયસવ્યવસ્થા પોતાનુ શરીર પૂર્વજોમાથી વારસામા લે છે તેમ જ પોતાની માનસિક પ્રકૃતિ પણ વારસામા લે છે અને તે પોતાના પૂર્વજોના અનુભવોથી બધાએલી હોય છે અનુભવની રચનાને જરૂરી વિચારના આ રૂપો પણ બીજા જીવવાળા રૂપોની પેઠે ઉત્ક્રાન્તિ પામેલ છે અને આ વિચારો માનસિક તત્ત્વની શક્તિના માત્ર રૂપો છે તે ઉપરથી એમ જ સિદ્ધ થાય છે કે જો વિચારો ઉત્ક્રાન્તિ પામેલ છે તો તેનું સ્થાનતત્ત્વ પણ ઉત્ક્રાન્તિ પામ્યુ હોવુ જોઇએ અને જો આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનીઓ માને છે તે પ્રમાણે ચેતનતત્ત્વને સ્વતત્ર માનીએ તો જીવનશાસ્ત્રના મૂળ નિયમનુ ઉચ્છેદન થાય છે જીવનશાસ્ત્રે જો કોઈ સામાન્ય નિયમ શીખવ્યો હોય તો તે એ છે ' જે કઈ સ્પષ્ટ છે તે સિદ્ધ જ નથી " એટલે ઉત્ક્રાન્તિ પામેલ સ્પષ્ટ સ્થિતિનુ કોઈ પણ રૂપ મૂળ આદિસિદ્ધ સ્થિતિમા મળી આવતુ નથી. એટલા માટે આપણે માનવુ પડે છે કે ચિત્ પણ જડ શરીરની માફક કઈ આદિસિદ્ધ નથી પણ ઉત્ક્રાન્તિ પામેલ છે આ નિયમને જીવનશાસ્ત્રમા 'Epigenesis' નામ આપેલુ છે આ પ્રમાણે આપણે માનસિક સાધનથી થતી ભુલનું નિરીક્ષણ કરીએ તો તે એ કે આ સાધનથી થતી ચેતનતત્ત્વની મૂળ પ્રતિજ્ઞા જ અનુભવ સિદ્ધ નિયમની સાથે મળતી આવતી નથી અને આ માનસિક સાધન આવશ્યક સત્યના

રસ્તા પરથી આપણને વિમાર્ગે લઈ જાય એમ સંભવ છે—જે ધાસ્તી આપણે વિજ્ઞાનના વિષયાત્મક સાધનમાં રાખવાની નથી; કારણ કે તે તો પોતાની પ્રતિજ્ઞાઓને પગલે પગલે વસ્તુઓના અનુભવોની સાથે જોડાએલી રાખે છે. આ પ્રમાણે બીજી સર્વ કસોટીઓ જેવી કે સૌન્દર્યની છાપ, તેમ જ સુખ, દુઃખ, પ્રેમ, દ્વેષ ઇત્યાદિ લાગણીઓ સહજ ઉપલબ્ધ થયેલ નથી; પણ મૂળે ચેતનાના માનસિક તત્ત્વના જડ વસ્તુથી થયેલા અનુભવ ઉપરથી ઉદ્ભવેલી, પરંતુ કાળે કરીને જડના સંબંધથી છુટી પડેલી, ભૂમિતિમાં જેમ બિંદુ કેવળ અસંબદ્ધ કલ્પના છે તેમ, અસંબદ્ધ ભાવનાઓ છે. આની ઉત્ક્રાન્તિ કેવી રીતે થઈ તે ક્રમાનુસાર સિદ્ધ કરી શકાય એમ છે પણ અહીં સ્થલસંકોચને લઈ કરવા ઇચ્છા નથી.

અલબત અનુભવની સાથે જ્ઞાનનો સંબંધ ધરાવનારાઓની કલ્પનામાં પણ કેટલીક માનસિક કલ્પનાઓ આવે છે ખરી; દાખલા તરીકે કાર્યકારણનો ન્યાય, તેમ જડતત્ત્વની કલ્પના. પરંતુ અહિંયા અનુભવને પ્રથમ પદ આપવામાં આવે છે. અને આ સાધનનો ઉપયોગ કરતી વખતે પણ વસ્તુઆત્મક સાધન તેની આવશ્યક સત્ય સાબીત કરવામાં વપરાતી સર્વ કસોટીઓ સહિત સામ્રાજ્ય ચલાવે છે. અજ્ઞાત તે જ્ઞાતનું માત્ર લંબાણ છે અને જ્યાં સુધી અજ્ઞાત ગતિની સાથે નિકટ સંબંધમાં છે ત્યાં જ સુધી તેની શ્રદ્ધા રહી શકે છે, પણ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનીઓ જે અનુભવની કલ્પના ઉપરાંત અનુભવથી સ્વતંત્ર (apriori) માનસિક કલ્પનાઓમાં માને છે અને જેઓ આપણા વસ્તુસંબંધી જ્ઞાન કરતાં ભિન્ન સ્વયંભૂ (intuitive) જ્ઞાન હોય એમ માને છે તેઓ અનુભવશાસ્ત્રીઓની જ્ઞાતમાંથી અજ્ઞાત જોવાની રીતને પલટાવી નાંખે છે અને જેને પોતાના વિરુદ્ધીઓ અજ્ઞાત તો નહિં પણ કેટલેક દરજ્જે અજ્ઞેય પણ કહે છે તેમાંથી તેઓ કેટલાંક આધ્યાત્મિક સત્યો શોધી કાઢે છે, અને આ સત્યોથી દૃશ્યમાનના સંબંધો સમજાવવા યત્ન કરે છે. અને એટલા જ માટે જ્ઞાત વિશ્વના વિજ્ઞાનના ઉચ્ચ ગિરિને તત્ત્વજ્ઞાનના ઉચ્ચતર ગિરિ સાથે જોડનારા ગૂઢ સેતુનું દર્શન થયા છતાં પણ, કવિત્વશક્તિથી ઉત્પન્ન થયેલી અપ્સરાઓની માફક માનસિક પાંખો વડે વિજ્ઞાનના ગિરિ ઉપરથી તત્ત્વજ્ઞાનના ગિરિ ઉપર રા. નરસિંહરાવે ઉડ્ડયન કર્યું હોય એમ લાગે છે; અને આ ઉડ્ડયન પણ સ્થૂલ હવામાં થયું નથી પણ સૂક્ષ્મ આકાશ ( Vacuum )માં. અલબત આવી શક્તિ વિજ્ઞાનના અનુભવાનુસારી ( Positive ) તત્ત્વજ્ઞાનીઓ ધરાવતા નથી, તેમ ધરાવવાનો દાવો પણ કરતા નથી. અને એમને આ વિજ્ઞાનના ઉચ્ચ ગિરિ ઉપર એક જાતનાં ચક્કર અને તમર આવે છે ખરાં. પણ તે વિજ્ઞાનીઓ મૂળ પદાર્થ ને મૂળ ગતિના આદિકારણરૂપ અજ્ઞાત શક્તિને શ્રદ્ધા અને આદરયુક્ત માન આપી, તત્ત્વજ્ઞાનના ગિરિને જોડનાર સ્થલ સેતુ નહિ હોય તો તેની નવી યોજના કરી તે પ્રદેશનું વિજ્ઞાનના પ્રદેશની સાથે ઐક્ય કરી દેવા સતત યત્ન કર્યા જ કરશે.

આ તો આપણે આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનની પ્રયોગશાળાનાં સાધનોનું નિરીક્ષણ કર્યું અને જોયું કે એની ઉપર સંપૂર્ણ આધાર રાખવાથી અનુભવસિદ્ધ નિયમોનું તે સાધનો ખંડન કેવી રીતે કરે છે. હવે આવાં સાધનોથી થયેલી પરીક્ષામાં પણ અનુભવવિરુદ્ધ અનુમાનો થવાનો સંભવ છે અને આવું અનુમાન રા. નરસિંહરાવની પરીક્ષાની છાયામાં પણ લાગેછે. આ અનુમાનમાં પદાર્થને ગતિ મળ્યાની સાથેજ ગતિની પછાડી કોઇક ઇચ્છાના અસ્તિત્વની આવશ્યકતા બતાવી છે. અને વળી આ ઇચ્છા જ્ઞાનરહિત નહિં પણ જ્ઞાનમય છે. એમ દ-

શોધેલુ છે. વળી એના પુરાવામાં એઓ લખે છે કે "વિશ્વરચનાના નિયમોના સ્વરૂપથીજ એ સ્વીકારાય એમ છે. અન્ધ ઇચ્છા હોત, જ્ઞાનહીન ઇચ્છા હોત, તો અનેક ઉત્પાત અનેક નિયમભંગ, અનેક અનિયમિત ક્ષોભ, આ વિશાળ વિશ્વમાં ડગલે ડગલે પ્રગટ થાત." આ પુરાવો આપતા એમને પરમાત્માના મહાચારી શુભ દર્શન કરવાથી પરમાનંદ થયો છે અને તેને લઇને એમની બુદ્ધિ મોહમા પડી હોય એમ લાગે છે. આવી ઉચ્ચ ધાર્મિક ભાવના મનુષ્યના મગજને અત્યંત સુખદ છે ખરી પણ તેમ જ તે અત્યંત મોહક પણ છે. આ મોહને લીધે, વિશ્વમા પ્રસરી રહેલું સેતાનનુ કે દૈત્યનુ દુષ્ટ તત્ત્વ એમનાથી વિસ્મૃત થઈ જાય છે, પણ તેનુ અસ્તિત્વ છે એ કોઇથી ના પડાય એમ નથી. આ વિશ્વમા અનેક ઉત્પાતો અનેક ક્ષોભો થાય છે જ અને વળી તે ડગલે ડગલે પ્રગટ થાય છે. અનુભવસિદ્ધ વિજ્ઞાનના ગમે તે પ્રદેશમા દૃષ્ટિ કરો તો કુદરતના નિયમની કેટલીએ નિષ્ફળતા માલૂમ પડશેજ. ખગોળશાસ્ત્રમા જુવો તો આપણા સૂર્યમંડળ કરતા પણ ઘણીજ ઉચ્ચ ઉત્ક્રાન્તિ પામેલા તારાઓ કઈ વિનાશ પામ્યા છે. ઇશ્વરેચ્છાથી જ જો તેની સ્થિતિ થઈ હતી તો તેના નાશનુ શું પ્રયોજન? ભુસ્તરવિદ્યાના દષ્ટાન્ત તપાસો તો લાખો વર્ષ ઉપર આ પૃથ્વી ઉપર Ichthyosaurus, Plesiosaurus, Labyrinthodon વિગેરે મોટાં મોટા મગરમચ્છ જેવાં પ્રાણીઓ તેમજ હાથીથી પણ ઘણા મોટા 'મેમથો' થઈ ગયા છે તે શા માટે? જીવનશાસ્ત્રમાં બારીકીથી નજર કરો તો દરેક પ્રાણી કે વનસ્પતિ કે તમામ જીવની મવ્યવસ્થાઓમા કેટલાએ નકામા અને સુસ્ત થઈ ગયેલા અવયવો માલૂમ પડે છે અને કોઈ વખત તો આ અવયવો તેમની સવ્યવસ્થાને ઇજારૂપ થઈ પડે છે. ઘણા રોપાઓના ફુલોમા પુનરુત્પત્તિ કરે એવાં પાદડાઓ ઉપરાત સાવ નકામા અને ભારરૂપ પાદડાઓનો જમાવ થયેલો જોઇએ છીયે. પક્ષી અને જીવડાની જાતમા એવી પણ કેટલીક જાતો છે કે જેની પાંખો ઉડવામા બીલકુલ કામ આવતી નથી પણ સાવ વિઘ્નકર્તા છે. અરે! પણ ઇશ્વરેચ્છાને સર્વ રીતે અનુકૂળ મનુષ્યદેહ તરફ નજર કરો તો એ શુ! કાનમા ને પોપચામા એવા તો સ્નાયુ છે કે જે હાલ સાવ નકામા થઈ ગયા છે, તેમ જ પુરુષને દુગ્ધજનક કોથળીઓ અને કુચાગ્રની શી જરૂર છે? અને વળી આપણા આંતરડામા Caecum ના સાપોળીયાકાર વધેલા ભાગની કઈ જરૂર તો નથી પણ તેમા કોઈ વખત સોજો આવી જવાથી સેંકડો મનુષ્યના મૃત્યુ નીપજે છે. તો આ પ્રમાણે આ વિશ્વમા ચારેમેર ચાલુ રહેલી યોજના વિનાની વસ્તુસ્થિતિનો ખુલાસો સર્વશક્તિ માન-ઇચ્છાવાળા-ઈશ્વર વાદીઓ આપવા સમર્થ નથી, પણ તે જીવનશાસ્ત્રના ડાર્વિનના ઉત્ક્રાન્તિનિયમથી સમજાવવો સહેલ છે. "જીંદગીની લડત" અને "યોગ્યની જીત" નો અન્ધ નિયમ, મોટા તાગઓ, Labyrinthodon વિગેરે પ્રાણીઓનો નાશ, જીવતા પ્રાણીઓના સુસ્ત થઈ ગયેલા અવયવો, સર્વેનો જવાબ આપવા એ સમર્થ છે. અને સ્પષ્ટ દેખાય છે કે વિશ્વયંત્રમા કઈ ગૂઢ "યોજકેચ્છા" રહેલી જ નથી.

આની રીતે આપણે અનુભવસિદ્ધ શાસ્ત્રોથી શક્તિમાન યોજકેચ્છાનુ અસ્તિત્વ જોઈ શકતા નથી આવી ભુલ થવાનુ કારણ માત્ર આધ્યાત્મિક સાધનનો ઉપયોગ જ છે. કેમકે આ સર્વવ્યાપક ઇચ્છાનુ અસ્તિત્વ મનુષ્યના વ્યાપાર ઉપરથી થયુ છે. અને ધર્મની ઉચ્ચ ગણાતી ભાવનાના પ્રદેશમાં પ્રવેશ કરનાર, અલ્પજ્ઞાનીઓનો ઇશ્વરને મનુષ્યરૂપની મૂર્તિમા

પૂજવાથી તિરસ્કાર કરનાર, આ યોજકેચ્છાના જ્ઞાનમય શક્તિમય એક સર્વવ્યાપી ઇશ્વરને માનનાર જનો પણ, તેમના ઇશ્વરને મનુષ્યરૂપ આપવાની ભુલ કરે (anthropo-morphism) છે.

આ વિવાદનું છેવટ આણતાં કહેવાની જરૂર છે કે સત્યના શોધનમાં લાગણીઓને પ્રમુખસ્થાન આપી ન શકાય; પરંતુ અનુભવસિદ્ધ જ્ઞાનના હાથ નીચે તેમને યોગ્ય જગ્યા આપવી જોઇએ. અને જો મનુષ્યની પ્રાથમિક સ્થિતિમાંથી તે અત્યાર સુધીના ધર્મોનો ઇતિહાસ બારીકીથી સમજીએ તો ડાર્વિનનો વિશ્વનો ઇશ્વિરકૃત–યોજના–હીન નિયમ આ જ પ્રમાણે જ્ઞાનને ધાર્મિક લાગણીઓને ગોઠવે છે. જેમ વિશ્વના જ્ઞાનનો કોઈ મોટો વિચાર ધાર્મિક લાગણીઓની સાથે તદાત્મક કરીએ છીયે અને તેને લઇને મળેલી જગ્યા ઉપરથી ભૂતકાળનું દર્શન કરીએ છીયે ત્યારે આપણી જુની કલ્પનાઓ કેવી ક્ષુદ્ર અને વહેમભરેલી લાગે છે, તે જ પ્રમાણે આપણી દૃષ્ટિમર્યાદામાં પડતો "મૂળ પદાર્થ અને મૂળ ગતિ આવ્યાં ક્યાંથી?" એ વિચારને પણ ધાર્મિક લાગણીઓ જોડે જોડી શકાય. અને વળી જ્યારે તે પ્રમાણે કરીએ છીયે તો મનુષ્યને જ્ઞાન થાય છે કે મનુષ્યરૂપમાં ઇશ્વરને યોજવાની ઉચ્ચ સ્થિતિના પણ વિચારો કેટલા અપૂર્ણ છે. વિશ્વના ઊંડા ગૂઢ અને સત્ય જ્ઞાનની અને વિશ્વમાત્ર જેતું એક ક્ષણિક રૂપ જ છે એવા **પરમ સત્ય**ના અતિગંભીર જ્ઞાનની સાથે એકસ્વર થઈ જતી ધર્મની લાગણીઓ હાલની આપણી લાગણી કરતાં એટલી તો ઉચ્ચતર થશે કે જેટલી ઉચ્ચતર હાલની લાગણીઓ એક ક્ષુદ્રક મૂર્તિપૂજકની લાગણીઓ કરતાં ઉચ્ચતર છે. તેમ જ વળી વિજ્ઞાનનો ભવિષ્યમાં કોઈ નવો શોધ આ લાગણીઓને મજબુત અને મોટી કરતો જશે. જેમ જેમ જ્ઞાનવિજ્ઞાન વધતું જશે તેમ તેમ આપણામાં શ્રદ્ધા અને આદરયુક્ત માનનો વધારો થતો જશે.

અને ભૂતકાળના બેસુરી જ્ઞાન કરતાં ભવિષ્યનું જ્ઞાન ને લાગણીથી એકત્ર થયેલું સંગીત વધારે મધુર અને ગંભીર થશે. કારણ કે અણુથી માંડીને અખિલ સુધીમાં અપાર વિશ્વનો પ્રત્યેક નવો શોધ એક જ સત્ય શીખવશે અને તે વધારે વધારે સ્પષ્ટ થતું જશે અને મનુષ્યની લાગણીઓનો મોટો ને મોટો પ્રદેશ કબજ કરતું થશે. કારણ કે જેમ જેમ વધારે વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ વધારે વધારે ગૂઢ થતાં રહસ્યોમાં એક સંપૂર્ણ ખાત્રી સમાએલી છે કે આપણે હમેશાં સર્વ વસ્તુના આદિકારણરૂપ અનન્ત અને અનાદિ શક્તિની સમક્ષ ઉભા છીયે. અને અહિંયા અને અહિંયા જ વિજ્ઞાન અને ધર્મનું સંલગ્ન થયેલું જોઇએ છીયે.

વિજયલાલ કનૈયાલાલ ધ્રુ.

---

# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

## ( સિંહાવલોકન્ ૧૮૪૮-૧૯૯૮. )

આજકાલ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં વારંવાર ખાલી પડતી આસીસ્ટંટ સેક્રેટ-રીની નિમણુંક બાબત, જાહેર પત્રો જેવાં કે ' સાંજવર્તમાન ' ' ગુજરાતીપંચ ' અને હિતેચ્છુમાં પ્રસિદ્ધ થયેલા લખાણોથી, ઘણી ચર્ચા થવા લાગી છે. બીજું, સોસાઇટીએ રૂપિઆ ૪૫૦૦૦ ) ગુમાવ્યાની વાત પ્રસિદ્ધ થઇ ત્યારથી સોસાઇટી પર ઘણા કટાક્ષો થયા છે અને તે જારી છે. કેટલાકનું એમ માનવું છે કે સોસાઇટી પોતાના ઉદ્દેશ અને હેતુઓ ફતેહમંદ રીતે સફળ કરવામાં નિષ્ફળ નિવડી છે. ઉંચી અને સારી અભિલાષાઓ, લોકો, સોસાઇટીના કા-મથી ફલીભૂત થવા ઇચ્છા રાખતા હતા, તે નિસ્તેજ થઈ બરબાદ થઈ છે; સાહિત્યસેવા, સોસાઇટીના કામને શરમાવે, લજવે તેમ છે, ખરા દેશકલ્યાણ અને લોભના વિષયો વીસરી જઈ, ફક્ત ટ્રસ્ટફંડોનો સંગ્રહ કરી, કમીશન ખાતા આવડયું છે; બેંક માફક પૈસાનો અંગ્છો જમાવ શી રીતે કરી રાખવો, તેનો સરસ શિક્ષણબોધક નમુનો સોસાઇટીનો અહેવાલ રજુ કરે છે. આ આક્ષેપમાં વાસ્તવિક શુ છે, ખરૂં કોણુ છે, તે સોસાઇટીનાં સઘળાં કાર્યો જ્યાં સુધી નિષ્પક્ષપાત ન્યાયથી તપાસીએ નહિ ત્યાં સુધી, કશા પણ નિર્ણય પર આવી, સ્હેજ પણ અભિપ્રાય દર્શાવવો, માત્ર ગેરવાજબી નહિ પણ દોષને પાત્ર છે.

પોતાના હિતનુ ભલું ઇચ્છવા, પ્રત્યેક મનુષ્યે, વર્ષ આખરે, ન બની શકે તો અમુક મુદતના અંતરે, પોતાના આચરણ અને જીવનની યોગ્ય વાજબી પરીક્ષા કરી, ગુણ દોષ શોધી કાઢવા એ તેનુ કર્તવ્ય છે. પોતાની ખોડ ખાપણ અને દૂષણો પોતાની જાતને બરોબર જડી ન આવે અથવા સુઝે નહિ તેટલા સારૂ બીજાની સારી શિખામણ અને ખરી લાગણીનાં હિતનાં વચનો, ગ્રહણ કરવા આવશ્યક છે. ભલા ઇરાદાથી જ સજ્જન નીતિપાઠનો બોધ કરે છે. કેટલીક વખતે ટીકા-નિષ્પક્ષપાત ન્યાય અને શુભ ધારણાથી લખાયલી ટીકા-બહુ લાભ-દાયક માલમ પડે છે. હાનિ કરતાં ફાયદો વિશેષ મળે છે. જેટલે દરજ્જે, આ ફાયદો મનુ-ષ્યને લાગુ પડે છે, તેના કરતાં વિશેષ, તેની અસર જનસમૂહના હિતાર્થે સ્થાપાયલા મંડળો પર થાય છે, અને પરિણામ પણ શુભ આવે છે. વાર્ષિક રીપોર્ટ દરેક જાહેર મંડળ પ્રસિદ્ધ કરે છે બલકે તેમ કરવા ફરજ પડે છે. રીપોર્ટ તૈયાર કરવાની પણ જુદી જુદી રીત છે. થોડાએક વિદ્વજ્જનની સભામાં, વાર્ષિક જનરલ સભા વખતે, સોસાઇટીનો પ્રમુખ, ગત વર્ષનું સરવાયું રજુ કરી, આવતા વર્ષમાં કરવાનાં કામો નોંધી, એક વિદ્વત્તાભરેલા રસિક અને સુબોધ શરૂઆતના ભાષણમાં, પોતાની મંડળીએ, જનમંડળની પાછલા વર્ષોમાં બજાવેલી સેવાની સ્તુતિ કરી, બાકી શું કરવાનુ છે તે તપાસી, કયા અગત્યનાં કામ કરવા અધુરાં છે અને હવે શું બની શકે તેમ છે તે સર્વેનો ટુંક ઇન્તેખાબ, આપે છે. આ ધારો ઘણો પ્રશંસનીય છે. આપણી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં પ્રતિવર્ષે, સાહિત્યનો વિકાસ, દેશમાં સાહિત્યની જાગૃતિ વિગેરે ભિન્ન ભિન્ન વિષયો પર પ્રમુખ અને સેક્રેટરીઓના ભાષણ થતાં હોય તો કેવું સારૂં! તેથી આપણો કેટલો બધો લાભ મળે! આશા છે કે આ સૂચના તદન નકામી નહિ જાય.

આજકાલ જ્યુબીલી ઉત્સવ ઉજવવાનો નિયમ હરકોઈ પાળે છે અને તે સારો છે. પશ્ચિમની કેળવણીના સારા ફળોમાંનું આ એક છે. યુરોપ સાથેના સહેવાસ અને પરિચયથી આપણે ઘણું શીખ્યા છીએ અને ખુલ્લી અથવા આડકતરી રીતે, તેઓના ગુણ અને અવગુણો આપણી સીસ્ટમમાં દાખલ થઈ ચુક્યા છે. આ તો ઉચ્ચ ગુણ છે અને તેની નકલ પ્રશંસનીય છે. મુંબાઈના એક અઠવાડિક પારસી પત્રે પોતાની 'સુનેરી જ્યુબીલી'નો મહોત્સવ કરી સ્મરણીય પુસ્તકમાં, પત્રની ઉત્પત્તિ, વિકાસ અને આધુનિક સ્થિતિનો ટુંક ઇતિહાસ, પ્રવર્તકોના અહેવાલ સહિત, પોતાના સમકાલીન અને ગત થયેલા પત્રોની યાદી આપી પ્રસિદ્ધ કરી સંતોષ માન્યો. ૧૯૦૪ ના જુન માસમાં સુપ્રસિદ્ધ 'ગુજરાતી' પત્રે 'રૂપેરી જ્યુબીલી' પાળી, હિંદના નરરત્ન સર ફીરોજશાહને પ્રમુખ પદ આપી, જાહેર સભામાં પ્રસંગાનુસાર ભાષણો કરી, ખાસ અંકો પ્રસિદ્ધ કીધા અને હમેશ યાદગીરી દાખલ ગ્રાહકોમાં 'રૂપનગરની રાજકુંવરી' એ પુસ્તકનું લ્હાણું કીધું. જ્યુબીલી જેવો અવસર ઉજવવાનો પ્રસંગ માત્ર થોડા મેળવવા ભાગ્યશાળી થાય છે. આ તહેવાર ક્વચિતજ આવે છે. તેટલા વાસ્તે તેના સ્મરણાર્થે રચાતા અને અપાતા ગ્રંથો પણ તેવા સુંદર, અમૂલ્ય અને સરસ હોવા જોઇએ. ગુજરાતીપત્રના બાહોશ, ખંતીલા સાક્ષર રા. રા. ઇચ્છારામ તરફથી અમે આવા પુસ્તકની આશા રાખી નહતી. નવલકથાનાં પુસ્તકો, આથી પણ સરસ, તેઓ હમેશ ભેટ આપે છે. અમારૂં ધારવું એવું હતું કે કોણ જાણે ઇચ્છારામભાઇ કેવુંએ ઉપયોગી પુસ્તક ભેટ આપશે. ગુજરાતી સાહિત્યમાં વર્તમાનપત્રોનો ઇતિહાસ પ્રગટ કરી, અભિવૃદ્ધિ કરશે એવી આશા હતી. થોડા વખતમાં જાણીતા પ્રસિદ્ધ 'ફુરસદ' માસિકના અગ્રેસરો, તે ચોપાનીઆની જ્યુબીલી કરવા પ્રયાસ કરે છે. આ શુભ અવસરની યાદગીરીમાં, તેના કર્તાકારવતાઓને અમે વિનંતી કરીશું જે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં અને થતાં માસિકોનો ઇતિહાસ આપે. આથી સાહિત્યના ઇતિહાસમાં બહુ લાભ થવા સંભવ છે. 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'એ જ્યુબીલી તો કીધી પણ ખાસ નોંધ રાખવા જોગ કંઈ પણ પ્રસિદ્ધ કર્યું નહિ. માત્ર, એક ૫૦ વર્ષનો સામટો રીપોર્ટ પ્રસિદ્ધ કરી આનંદ માન્યો. આ શું ઘટિત હતું? ગુજરાતી સાહિત્યના ઇતિહાસની તંગી અને જરૂર શું આપણા ટુંક બંડોળમાં માલમ પડતી નથી? આવું પુસ્તક આ સંજોગમાં રચાય નહિ તો બીજી અનુકૂળતા ક્યારે મળશે? સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલા રીપોર્ટ સંબંધી થોડું બોલવું જરૂરનું છે. આ પુસ્તકમાં સંપાદકે, સોસાઇટીનો ઇતિહાસ રજુ કરવા પ્રયત્ન કીધો છે પણ તે પ્રયાસ તદન નિષ્ફળ ગયો છે. ક્યાં મુંબઇની રૈયલ એસીઆટીક સોસાઇટીના લાયબ્રેરીયન મી. તેલવરકરનો મુંબઇના તે મંડળનો ઇતિહાસ, અને ક્યાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો રીપોર્ટ. બંન્ને પુસ્તકોનો ઉદ્દેશ અને ધારણ એક જ છે તે છતાં કેટલો બધો તફાવત! બુદ્ધિપ્રકાશમાં પ્રથમ ઘણા સારા લેખો આવતા હતા. હાલ પણ કોઈ વખત ક્વચિત સારા લેખો આવે છે. જુના બુદ્ધિપ્રકાશની ફાઇલો જડવી મુશ્કેલ છે. કોઈ વિષયની માહિતી મેળવવા બહુ આપદા ભોગવવી પડે છે. રીપોર્ટ સાથે સર્વે લેખો અથવા પસંદ કરેલાં લખાણોનું એક સાંકળીયું તૈયાર કરી મુક્યું હોત તો તે કામ શું ભારે હતું?

આ પ્રમાણે સોસાઇટીનો રિપોર્ટ ઉપયોગી ગ્રંથ છે છતાં ગ્રંથકર્તાની ખામીને લીધે તે નિરૂપયોગી થયો છે તે માટે અફસોસ!

આપણે સોસાઇટીની સેક્રેટરીની જગા સારૂ વિચાર કરવાનો છે વાસ્તે, સોસાઇટીનો

કારભાર સારી રીતે સમજવા, રીપોર્ટ બરોબર તપાસી જવાની જરૂર છે. પણ તે કરતાં પહેલાં સોસાઇટી ક્યારે સ્થપાઈ, સ્થાપક કોણ વિગેરે ખબર આપણે જાણવી જોઇએ.

બ્રિટિશ રાજ્યથી આપણને બહુ ફાયદા મળ્યા છે આપણી ઉન્નતિ સારૂ તેઓએ ઘણું કર્યું છે. આધુનિક પ્રવૃત્તિઓનુ કારણ તેઓ છે. હું કોણ, મારો દેશ કોણ, મારો ઇતિહાસ શું છે, મારી સ્થિતિ શી છે વિગેરે કપરા અને અઘરા પ્રશ્નો પર, જાણતાં સમજતાં અને વિચારતાં શીખવવાનુ માન તેઓને છે. દેશમાં એકત્રતાના બીજનો પાયો નાંખનાર તેઓ છે. કેળવણીની શરૂઆત તેમણે કીધી. આ સીવાય સાહિત્યની ખીલવણી અને બહોળા પ્રચાર સારૂ તેઓએ કેટલી સભાઓ સ્થાપી! આથી બંને પ્રજાને બહુ લાભો મળ્યા છે. પૂર્વના સાહિત્યની શોધખોળ કરનાર, હિંદની પુરાણુ વસ્તુઓનો તપાસનાર, સંસ્કૃત અભ્યાસની શરૂઆત કરનાર અને પુરાણી બંગાળ સોસાઇટી સ્થાપનાર, સર વીલ્યમ જોન્સનો આપણે એકલા જ નહિ પણ આખી દુનિયાની સુધરેલી પ્રજા ઉપકાર માને છે; તો પણ આ કાર્યની શરૂઆતનો મૂળ ઉદ્દેશ માત્ર પરમાર્થ એકલો નહિ પણ સાથે કંઈ સ્વાર્થ સંધાયલો હતો અને તે હિંદની સ્થિતિથી સ્વદેશમાં પોતાના બંધુઓને, લોકોના આચારવિચાર, દેશની જુદી જુદી જાતો, ભિન્ન ભિન્ન ધર્મો, નવી નવી ભાષાઓ, લોકકથા, ઇતિહાસ, ફીલસુફી સાહિત્ય અને દેશની માહિતી પુરી પાડવાનો હતો. પરમાર્થ એ હતો કે તેઓ એમ માનતા કે હિંદ દેશ પરમેશ્વરે તેની ઉન્નતિ સારૂ ઇંગ્રેજોના હાથમાં સોપેલો છે અને તેથી તેની સ્થિતિ સુધારી દેશને આબાદ કરવો, એ તેઓ પોતાનો ધર્મ સમજતા. ટુંકાણમાં આ બે લાગણીથી દોરવાઈ પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવા, આ પ્રયાસનો આરંભ કર્યો હતો. પણ જે શખ્સ વિશે હાલ હું લખું છું તે ગૃહસ્થ માત્ર પરમાર્થની લાગણીથી ગુજરાતનુ હિત કરવા, લલચાયો હતો. તે દયાળુ અને પરોપકારી પુરૂષ બીજો કોઈ નહિ પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો પાયો નાંખનાર **ઑનરબલ મી. એલેક્ઝાંડર કીન્લોક ફાર્બસ** છે. આ માયાળુ વીરરત્નની ઉદારતાથી આપણે નીહાલ થયા છીએ. રાસમાળા જેવો અમૂલ્ય ઐતિહાસિક ગ્રંથ મેળવવા ભાગ્યશાળી નિવડ્યા છીએ. માનવતા મરહુમ કવિ દલપતરામના એ શબ્દોમાં કહિયે તો—

'ફાર્બસ સમ સાધન વિના નવ ઉગરત ગુજરાત.'

આ સમયમાં ગુજરાતી ભાષા માત્ર બજારભાષા હતી. તેમાં વાંચવા લાયક કંઈ પુસ્તકો નહોતાં અને લોકો અજ્ઞાન તથા વહેમી હતા. દેશની માઠી સ્થિતિ હતી તેવે સમયે લોકલાગણીમાં, તરત ફેરફાર કરી, ધારેલું કાર્ય સફળ કરવું એ આપણે બોલીએ તેટલું સહેલું અને સરળ નથી. આ દશામાંથી આપણી ઉન્નતિ કરવા, સદ્બુદ્ધિથી દોરાઈ, આ દેવતાઈ બહાદુર ગૃહસ્થે **"ગુજરાતી ભાષા અને તેનુ' સાહિત્ય ખીલવાથી** લોકોની સ્થિતિ સુધરશે એમ ધારી તા. ૨૬ ડિસેમ્બર સને ૧૮૪૮ ના રોજ 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'ની સ્થાપના કરી."

ત્યાર બાદ સોસાઇટીની ચડતી દિનપ્રતિદિન શી રીતે થઈ, ચોક્સ મુદતે કેટલો સુધારો વધારો કીધો, પોતાનો ઉદ્દેશ ફતેહમંદ પાર ઉતારવા, શા શા ઇલાજો લીધા તે જાણવાથી

આપણે ઘણું નવું શીખવાનું મળશે અને તેટલા સારૂં સોસાઇટીના ૫૦ વર્ષનો કારભાર પાંચ વિભાગમાં વહેંચીશું.

(૧)—(૧૮૪૮–૧૮૫૯). સોસાઇટી પોતાના પ્રથમના દશકામાં, કેળવણીના ઝાઝા પ્રચાર અને પુસ્તક સમૃદ્ધિ સારૂં બહુ જાગૃતિ બતાવી અને તે કયા પગલા લઈ પાર પાડી તેની નોંધ આપણે નીચે લઇશું. (अ) લેખકોને ગ્રંથ લખવા ઉત્તેજન મળે તે હેતુથી, તેઓના પુસ્તકની અમુક સંખ્યા ખરિદ કરી તેઓને સહાયતા આપવા માંડી. ૧૮૪૯ના વર્ષમાં ત્રણ લેખકોને આ લાભ મળ્યો હતો. (ब) વાંચનનો શોખ લોકમાં વધે તે સારૂં તા. ૧૨ ફેબ્રુઆરી ૧૮૪૯ ને રોજ 'નેટિવ લાયબ્રેરી' સ્થાપી જે હાલ હિમાભાઈ ઇન્સ્ટિટ્યુટના નામથી ગુજરાતની પુસ્તકશાળામાં શ્રેષ્ઠ પંકિતમાં છે. (क) પ્રજાને આસપાસના વસતા ગામો અને શહેરો તથા દેશ પરદેશની ખબર પુરતી મળે તે વાસ્તે તા. ૪ એપ્રિલસને ૧૮૪૯ ને રોજ 'વર્તમાન પત્ર' નામનું એક સપ્તાહિક પત્ર અમદાવાદમાં શરૂ કીધું. ગુજરાતમાં આ પત્ર તથા નેટિવ લાયબ્રેરી પહેલા પ્રથમ સ્થપાયા હતા. હમણાં પ્રેસ અને લાયબ્રેરી, લોકોની સુધારણા અર્થે મુખ્ય ગણાય છે અને દેશમાં તે પર મોટો આધાર રહે છે તેવા અતિ ઉપયોગી સાધનો પોતાના શરૂઆતના વખતમાં સોસાઇટીએ આરંભ્યા. (ड)—તા. ૧૩ જુનને રોજ વ્યવસ્થાપક કમિટીએ ઠરાવ કર્યો કે સરકારી, ઇંગ્રેજી અને ગુજરાતી શાળાઓના વિદ્યાર્થિઓની કોઇ મુકરર ગુજરાતી પુસ્તકમાં પરિક્ષા લેવી અને તેમની પાસે અમુક વિષય પર નિબંધ લખાવવો. દેશની ઉન્નતિનો આધાર તેની બાળ પ્રજાના શીક્ષણ પર રહે છે અને તે સારૂ કમેટીએ આ શુભ પગલું ભર્યું. (इ)—સારા પુસ્તક લખવા ભણેલા અને વિદ્વાન લોકોમાં ઉત્કંઠા થાય તે સારૂ ગુજરાતી ભાષામાં સારો નિબંધ લખનારને રૂ. ૧૫૦ નું ઇનામ આપવા ઠરાવ કીધો. દેશની સ્થિતીનો આધાર તેના સાહિત્યની ખીલવણીપર છે અને તેટલા સારૂં આ કાર્ય કીધું. (ज) લોકો, પૈસાની તંગીને લીધે, શાળોપયોગી પુસ્તકો ખરિદતા ખંચકાય, તે સારૂં ભારે ખર્ચ થતું અને નુકશાન જતું તો પણ વિદ્યાર્થિ અને સરકાર સારૂં સોંઘા અને સરતા પુસ્તકો પુરા પાડવા, સોસાઇટીએ છાપખાનું ચલાવવું જારી રાખ્યું. આ ઉપરાંત ગુજરાતી 'કોશ' કરવામાં મદદ મળે એવા હેતુથી જુના કવિઓના અને બીજા જુના હસ્ત લિખિત ગુજરાતી ગ્રંથો સોસાઇટીની લાયબ્રેરીમાં રાખવા માંડ્યા, આ, ભારે અને વેદનું કામ તેઓએ, એક વરસના ટુંક દરમ્યાનમાં કર્યું. સોસાઇટીનું કામ, હળવે હળવે, સંગીન અને મજબુત થતું ચાલ્યું અને ૧૮૫૫ ની સાલમાં, તે એટલે સુધી વધ્યું કે સોસાઇટીની લાયબ્રેરીમાં મદદ કરવા તા. ૮ સપ્ટેમ્બર સને ૧૮૫૫ ને રોજ સભા મળી તે વખતે નગર શેઠ હિમાભાઈ વખતચંદે, ઉદારતાથી રૂ. ૪૫૦૦) લાયબ્રેરીનું મકાન બાંધવા આપ્યા અને તે રકમમાં બીજા સદ્દગૃહસ્થોએ રૂ. ૫૪૦) ઉમેરી આપ્યા. લાયબ્રેરીનું નામ હિમાભાઈ ઇન્સ્ટિટ્યુટ રાખવા ઠરાવ થયો અને ૧૮૫૭ માં લાયબ્રેરી ખુલ્લી મુકવામાં આવી અને તેનો વહિવટ જુદી કમેટિને સોંપ્યો ત્યારે તેમાં ૩૧૫૮ પુસ્તકો, ૧૭૫ મેમ્બરો અને વાર્ષિક પેદાશ રૂ. ૫૦૦) નીહતી.

આથી આપણે લાયબ્રેરીની આબાદ સ્થિતીનું કંઈ ભાન થાય છે.

રા. કરૂણાશંકરની વિનંતી પરથી સોસાઇટી, છોકરા અને છોકરીની શાળાનો વહીવટ

કરતી હતી અને તે સારૂં કન્યાશાળાની ઇમારત બાંધી આપવા અને નિશાળના ચાલુ ખર્ચ માટે, શેઠ હઠિસીંગ કેસરીસીંગની વિધવા શેઠાણી હરકોરબાઇએ રૂ. ૧૨૦૦૦) બક્ષીસ આપ્યા. સ્ત્રી કેળવણી સારૂં સોસાઇટીનું આ ઉત્તમ કાર્ય હતું. કન્યાશાળાનું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા વખતે, કવિ દલપતરામે,' રાણીજીના છંદ ' પહેલ વહેલા વાંચી સંભળાવ્યા. આ પ્રસંગે, નામદાર ગાયકવાડના પ્રધાન રા. ગોવિંદરાવે રૂ. ૫૦૦ સોસાઇટીને ભેટ આપ્યા. વધારામાં, પોતાની સ્વભાષા બરોબર શીખે તેટલા સારૂં ૧૮૫૫ ની વાર્ષિક જનરલ સભાએ ઠરાવ કીધો કે અમદાવાદની ઇંગ્રેજી નીશાળનો જે વિદ્યાર્થી વાર્ષિક પરિક્ષામાં ઇંગ્રેજીનો ગુજરાતીમાં સૌથી સારો તરજુમો કરી લાવે તેને રૂા. ૨૦) નું ઇનામ આપવું. હાલમાં ગ્રેજ્યુએટો પોતાની સ્વભાષા લખી શકતા નથી તે સામે થતી ફરીયાદો સામે, આ સોસાઇટીએ લીધેલા ઉપાયની નોંધ ખાસ જરૂરની છે. સોસાઇટી નાના મંડળોને પણ મદદ કરતી–' વિદ્યાભ્યાસક ' સભાને વિલાયતથી મંગાવેલા યંત્રોમાં થયેલા ખર્ચમાં રૂા. ૫૦) ની મદદ આપી. ૧૮૫૫ ના સાલથી સોસાઇટી સાથે આપણુ માનવંતા કવિ દલપતરામનો સંબંધ જોડાયો. સોસાઇટીએ બહુ ઉત્સાહ અને ઉમંગથી ૧૮૫૪ ના માર્ચ માસથી ' બુદ્ધિપ્રકાશ ' પત્રની શરૂઆત કરી. ૧૮૫૫ સુધી ઑનરરી સેક્રેટરી મી. ફાર્બસ હતા અને તેઓએ શું શુ કીધુ તેનું અવલોકન આપણે ઉપર કરી ગયા છીએ. સોસાઇટીએ પોતે યોજેલા સર્વે કામમાં યશવંત નીવડી અને સોસાઇટીની સહાયતા અને આશ્રયના બળે, લોકની સ્થિતિમાં મોટો ફેરફાર થયો અને કેળવણીનો પ્રસાર વધવા માડયો. આ દશ વર્ષ દરમ્યાન સોસાઇટીએ ૫૩ ગુજરાતી અને ૧ ઇંગ્રેજી એમ મળી ૫૪ પુસ્તક પ્રસિદ્ધ કીધાં. ઇંગ્રેજી પુસ્તક મી. ફાર્બસનો 'ભૂતનિબંધ' છે અને તે ગ્રંથ કવિ દલપતરામના એજ નામના ગ્રંથનુ ભાષાંતર છે. આ સમયના મુખ્ય લેખક કવિ શ્રી દલપતરામ છે. તે સીવાય મી. એદલજી ડોસાભાઇનો 'ગુજરાતનો ઇતિહાસ' અને મી. ખુશાલરાય મારાભાઇનો ' હાકેણનો નિબંધ ' ઠીક છે. બાકીનાં બીજાં પુસ્તકો મળતાં નથી અને તેઓ માત્ર તે વખતે લોકોની જિજ્ઞાસા તૃપ્ત કરવા લખાયાં હતાં અને તાત્કાલિક નાબુદ થયાં છે એટલે સાહિત્યમાં આ સિવાય વિશેષ કાંઈ નથી. આ દશ વર્ષમાં મેમ્બરોની સંખ્યા ૨૮ હતી અને કુલ મીલ્કત ૧૮૪૯ મા રૂા. ૭૦૦૫–૫–૦.

૧૮૫૯ ,, રૂા. ૧૪૫૩૯–૪–૧.

મી. ફાર્બસની જગાએ મી. કર્ટિસ ઑનરરી સેક્રેટરી નિમાયા હતા.

(૨.)—(૧૮૬૦–૬૯)—૧૮૬૪નું વર્ષ ખાસ જાણવા જેવું છે કેમકે પુસ્તકવૃદ્ધિ કરવા સારૂં, નવાં નવાં પુસ્તકો લખાવવા, ઇનામ આપવા સારૂં, શેઠ સોરાબજી જમશેદજી તરફથી પહેલ વહેલું ટ્રસ્ટ ફંડ રૂા. ૨૫૦૦) નું સોસાઇટીને મળ્યું. બીજું, એક સારૂં વ્યાકરણ ગુજરાતી ભાષામાં રચાવવા સારૂં મહેરબાન ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબે સોસાઇટીને રૂ. ૫૦૦ આપ્યા તે પરથી રેવરંડ જે. વી. એસ. ટેલર સાહેબને ઇનામના રૂા. ૧૦૦૦) આપવા ઠરાવીને ગુજરાતી વ્યાકરણ સોસાઇટીએ રચાવ્યું. આ સમયે કવિ દલપતરામે, સરકાર સારૂં ' ગુજરાતી કાવ્યદોહન ' તૈયાર કીધું અને તે બદલ રૂા. ૧૫૦૦ તેમને મળ્યા. ૧૮૬૫ માં સોસાઇટીને સારો સંગીન લાભ થયો. શેઠ પ્રેમચંદ રાયચંદ તેમની જાહેર

મખાવત સારૂં મશહુર છે. વિદ્યાલય અને વિદ્યા ઉત્તેજન સારૂં અપાયલી તેમની બાદશાહી સખાવતો કદાપિ વીસરાય તેમ નથી. પ્રેમચંદ રાયચંદ સ્કોલર, કલકત્તા યુનિવરસિટીમાં મોટું માન છે. મુંબઇની યુનિવરસીટીમાં આપેલા પૈસાથી કોણ અજાણુ છે ? રાજાબાઈ ટાવરથી સર્વ માહિત છે. અમદાવાદની મેલ ટ્રેનિંગ કોલેજ તેમણે બંધાવી આપી છે. આ સર્વ પ્રતાપ શેઠ પ્રેમચંદનો આ જ ગૃહસ્થે અમદાવાદમાં જ્યારે તે આવ્યા તે પ્રસંગે રૂ. ૧૦૦૦૦) સોસાઇટીને બક્ષિસ આપ્યા. હાલમાં તેઓ તરફથી રૂ. ૩૫૦૦૦ ) ની ગયલી રકમ પાછી મળી, તેથી સર્વ વાકેફ છે. તેજ પ્રમાણે રૂ.૪૮૫૦) ‘ઉઘરાણાનાં ફંડમાંથી સોસાઇટીને મળ્યા. ભાવનગરના શેઠ સાહેબે રૂ. ૨૦૦ તથા જુનાગઢના નવાબ તરફથી રૂ. ૧૫૦ આવ્યા. આ તો નાણાં સંબંધી સ્થિતિની વાત થઈ. ૧૮૬૮ ની સાલ સાહિત્યનાં ઇતિહાસમાં યાદ રાખવાની છે. આ વર્ષમાં, શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસે, “ સંસ્કૃત શબ્દો ગુજરાતીમાં કેમ અપભ્રંશ થયા અને વાક્યોમાં કેમ વપરાયા” તે સંબંધી, ખેડાના માજી ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેકટર મી. હરિલાલના ફંડના રૂ. ૨૦૦ ના ઇનામમાં એક કીંમતી ઉપયોગી નિબંધ લખ્યો અને તે ‘ ઉત્સર્ગમાળા ’ નામથી સોસાઇટીએ પ્રસિદ્ધ કીધો. સોસાઇટીએ રેવરંડ ટેલર તથા વ્રજલાલ શાસ્ત્રીની સહાયતાથી ગુજરાતી ભાષાના શબ્દમૂળનું એક પુસ્તક તૈયાર કરવા માંડ્યું. ખર્ચ ઘણું થતાં, સરકારે રૂ. ૬૦૦ ની મદદ આપી અને છપાવવાનું કામ કેળવણી ખાતાને સોંપ્યું. તેઓએ ‘ ધાતુસંગ્રહ ’ને નામે તે ગ્રંથ બહાર પાડ્યો. ૧૮૬૭ માં મી. ફાર્બસ માંદગીને સબબે ઈંગ્લાંડ જતા હોવાથી, તેમણે કરેલા કામની કદર બુઝી રૂ. ૨૦૦૦ રોકડા ઇનામ આપ્યા. શેઠ ગોવિંદજીનું રૂ. ૧૦૦ નું ‘ મિથ્યાભિમાન ’ વિશેનું ઇનામ યાદ રાખવાનું છે કારણ કે આને લીધે ગુજરાતી સાહિત્યમાં કવિ દલપતરામની કસાયલી કલમથી લખાયલું, મનોરંજક, બોધદાયક ધાર્મિક અને હાસ્યરસથી ભરપુર એવું એક સુંદર અને સારૂં નાટક મેળવવા નસિબવંત થયા છીએ. આ દશ વર્ષમાં, કવિતાના, ૯ નિબંધ, ૭ ઇતિહાસ, ૧ અને ભૌગોલિક, ૧, એમ મળી ૧૮ પુસ્તક પ્રસિદ્ધ કર્યાં. મુખ્ય લેખક કવિ દલપતરામ અને શાસ્ત્રી વ્રજલાલ છે. શાસ્ત્રી વ્રજલાલનો ‘ ગુજરાતી ભાષાનો ઇતિહાસ,’ ખાસ જાણવો જરૂરનો છે. મેમ્બરોની સંખ્યા ૩૧ હતી. સોસાઇટીની કુલ મીલ્કત ૧૮૬૦ માં રૂ. ૧૪૯૪૦–૧૫–૨.

૧૮૬૯ માં રૂ. ૨૯૫૫૦– ૧–૩.

આ સમયે માત્ર શેઠ સોરાબજીનું ફંડ મળ્યું હતું. ફાર્બસ સાહેબની જગાએ થોડો વખત મી. સ્કોટ સેક્રેટરી હતા.

(૩.) ૧૮૭૦–૭૯ કચ્છના રાવ તથા ધ્રાંગધ્રાના રાજા તરફથી સોસાઇટીને મદદ મળી ૧૮૭૦ માં સોસાઇટીએ ગુજરાતી ભાષાનો કોષ તૈયાર કરવા શબ્દોનો સંગ્રહ કરવાનું માથે લીધું. ૧૮૭૧ માં રા. બ. ગોપાલ હરિદેશમુખ પહેલા પ્રથમ દેશી ઓનરરી સેક્રેટરી પસંદ થયા. લોકોમાં વકતૃત્વ શક્તિ ખીલવવા, છટાદાર ભાષણો કરાવી ઇનામ આપવાની આ નવિ પદ્ધતિ સોસાઇટીએ પકડી. ફતેહચંદ ઉમેદવાર, રૂપિઆ રોકડા લેવા રાજી ન હોય તેઓને તે બદલ, “**गु. व. सोसायटीदत्तोयं सुभाषणार्थं कीर्तिचन्द्रः**” શબ્દો કોતરાવી રૂપાના ચાંદો આપતા. ૧૮૭૫ માં મી. ફાર્બસની છબી તૈયાર કરી મંગાવી, હિમાભાઈ ઇન્સ્ટિટ્યુટમાં મેલવાનો ઠરાવ કીધો. રા. સા. મહિપતરામને રા. બા. દેશમુખ રજા પર જતાં, ૧૮૭૬માં

સેક્રેટરી ચુંટી કાઢ્યા  બહારના  વિદ્વાન પુરૂષોને સોસાઇટીના ઓનરરી મેમ્બર કરવા નક્કી થયુ અને તેનુ પ્રથમ માન, એમ્બે સસ્કૃત સીરીઝવાળા વિખ્યાત પડિત શકર પાડુરંગ અને ઓરીએન્ટલ કોન્ગ્રેસ સુધી કીર્તિ મેળવી આવેલા સુપ્રસિદ્ધ મી કુન્તે એ બે ગૃહસ્થોને મળ્યુ હતું હાલમા મી ભડારકર  જેમના નામથી ભાગ્યે જ કોઈ અજાણ્યુ હશે તેઓને એ માન આપેલુ છે રૂ ૨૦૦૦૦ ટ્રસ્ટ ફડ, સસારસુધારાના  વિષયો પર ઇનામી  નિબધો લખાવવા શેઠ હરિવલ્લભદાસ બાલગોવિદદાસ તરફથી મળ્યુ  આ બીજુ ટ્રસ્ટ ફડ હતું. કવિ દલપતરામે પોતાના ખરા જીગર અને અતિ આનદથી સન ૧૮૫૫ થી ૧૮૮૦ સુધી નોકરી કર્યા બદલ મેનેજીંગ કમિટીએ તેની અશક્ત અવસ્થામા માસિક રૂ ૨૦ ) નુ પેન્શન  આપવા તથા એમની પાછળ એમની બે પત્નીઓ જીવે ત્યા સુધી દરેકને મહિને રૂ ૪) આપવા ઠરાવ કીધો આ દશ વર્ષમા માત્ર ૮ પુસ્તક છપાયા હતા  આ વખતે એક જ નવો લેખક બહાર આવ્યો અને તે મી વિઠ્ઠલદાસ ધનજીભાઇનો છે અને તેઓના પુસ્તકોથી આપણે સર્વ માહિતગાર છીએ કવિ દલપતરામ શાસ્ત્રી વ્રજલાલ અને મી વિઠ્ઠલભાઇ એમ કરી આ સમયના મુખ્ય મા । લેખકો ફક્ત ત્રણ અને આ દસકાનો નવો ગ્રથકાર માત્ર એક, આ દશકા માહિત્યની હતો મેમ્બરોની સખ્યા ૫૫ હતી. અને સોસાઇટીની મીલ્કત ૧૮૭૧મા રૂ ૧૮૮૩૩-૫ ૯

૧૮૭૯ મા રૂ ૩૬૫૯૦-૪-૦

(૪.)—(૧૮૮૦-૮૯) આ દશ વર્ષમા સોસાઇટી પાસે ટ્રસ્ટ ફડ જલદી વધવા માડ્યા. ૧૮૮૧ મા પાચ ફડોનો વહીવટ મળ્યો.

૧૮૮૨ મા એજ્યુકેશન કમીશન અમદાવાદમા આવ્યુ ત્યારે માનપત્ર આપ્યુ નામદાર ગાયકવાડે સોસાઇટીના કામથી ખુશી થઈ રૂ ૫૦૦૦ બક્ષીસ આપ્યા સોસાઇટી આ ફડનો ઉપયોગ માટે 'ગાયકવાડ ગ્રથ સીરીઝ' કાઢવા નિશ્ચય કર્યો  કરસનદાસ મુળજી અને રી પોટસ ફડો મળ્યા મી મણિશકર કીકાણી ફડના વ્યાજમાથી  માત્ર ધર્મ  ફીલસુફી, ન્યાય અને શાસ્ત્રોના પુસ્તક પ્રસિદ્ધ કરવાના છે  ૧૮૮૭ મા શેઠ પ્રેમાભાઈ સ્વર્ગવાસ થવાથી રા બા બહેચરદાસ પ્રમુખ થયા  એ જ વર્ષમા સોસાઇટીએ એક અગત્યનો ઠરાવ કીધો–યુનિવરસિટીની પરીક્ષામાથી દેશી ભાષાઓ બાતલ કરેલી હોવાથી એ ભાષાઓનો અભ્યાસ હાઇસ્કુલો અને કોલેજોમા ચાલતો નથી  આથી વિદ્યાર્થીઓ પોતાના જ્ઞાનનો લાભ દેશી ભાષાના લોકોને આપી શકતા નથી માટે એ ભાષા દાખલ કરાવવા, સત્તાવાળાઓને એક મેમોરીઅલ સોસાઇટીએ મોકલ્યુ  આ લડતથી આખરે, એમ એ મા દેશી ભાષા દાખલ કરાવવા આપણા પ્રયાસો ફતેહમદ નીવડયા છે  અને હજુ પણ બીજી પરીક્ષામા આ નિયમ થાય તે સારૂ લડત જારી રાખવી એ આપણી ફરજ છે  બીજુ મહત્ત્વનુ કામ રા  હરગોવિદદાસને શોધ કરતા મળી આવેલા પ્રાચીન ગુજરાતી કાવ્યોને મેળવવા ઉતરાવવા તથા સશોધન કરાવીને મૂળ સ્વરૂપમા આણી સોસાઇટીને સોપવા બદલ રૂ  ૫૦૦) દર સાલ આપવાનો ઠરાવ છે, ઉધ્ધવકૃત રામાયણ સીવાય  બીજા કયા પુસ્તકો તેમણે તૈયાર કીધા તે માલમ પડતું  નથી. આ યોજનાનું શુ પરિણામ આવ્યુ  અથવા તે સબધી હકિકતથી લાભ થવા સભવ છે આ દશ વર્ષમા, નિબધ ૧૦, કવિતા ૧, ઇતિહાસ મુસાફરી ૩, ચરિત્રનાટક ૩, અને વિદ્યા હુન્નરકળા ૫, એમ મળી ૨૨ પુસ્તક છપાયા  આ કાળમા લેખકોની સખ્યા સારી હતી અને

ઘણાં નવાં પુસ્તકો લખાયાં છે. મી. બલવંતરામ મહેતાએ બહુ સારી મદદ કરી છે અને તેમના સાયન્સ પ્રાણિવર્ગ, વનસ્પતિશાસ્ત્ર વિગેરે વિદ્યાના ગ્રંથો આપણી ભાષામાં પ્રથમ છપાયા. કવિ દલપતરામના પુસ્તકોથી સાહિત્યમાં મોટો વધારો થયો છે. મી. કેશવલાલે, 'સ્થાનિકસ્વરાજ્ય' અને કૃષ્ણરામે 'નારીશિક્ષા' પ્રગટ કરી સાહિત્યમાં ઉમેરો કીધો છે-મહિપતરામનું 'અકબરચરિત્ર' અને મી. ખુલાખીદાસનું સ્પેન્સરકૃત 'કેળવણી' એ પુસ્તકો જાણવા જોગ છે.

મેમ્બરોની સંખ્યા-૧૭૬-કુલ મિલ્કત-૧૮૮૦ માં રૂા. ૩૬૬૮૭-૧૧-૧૦

૧૮૮૯ માં રૂા. ૫૦૨૮૫—૫-૧૧

સોસાઇટીનાં આ દશ વર્ષમાં ૧૭ ફંડો મળ્યાં જેની હકિકત નીચે પ્રમાણે છે—

| પુસ્તક સારૂ | સ્કોલરશીપ | લાયબ્રેરી. |
|---|---|---|
| ૭ | છોકરા-છોકરી. | ૧ |
| ૭ | ૨ | |

પુસ્તકફંડમાં મી. હરિદેશમુખફંડ માત્ર દેશી કારીગરી અને હુનરના પુસ્તક સારૂ છે. બીજાં સામાન્ય છે. કીકાણીફંડ-બ્રમ્હે અને શીલોસોફી સારૂ છે-સ્કોલરશીપના ૯ ફંડમાંથી ૭ છોકરાઓ સારૂં અને ૨ છોકરીઓ વાસ્તે એક લાયબ્રેરીના વહિવટનું ફંડ છે-પાર્વતીકુંવર ફંડમાંથી પુસ્તક લખાવવા શીવાય બીજા કેટલાક કામમાં તે પૈસા વપરાય છે.

(૫.) (૧૮૯૦-૯૮) રા. બા. બહેચરદાસ દેવલોક થવાથી મો. રણછોડલાલ પ્રમુખ નીમાયા-ધાર્મિક અને રાજકીય વિષયો સીવાય બીજી બાબતપર ભાષણ કરનારને જાહેર સભા બોલવવાને અને તે પ્રસંગે બીજો કંઈ ખર્ચ થાય તે આપવા મેનેજીંગ કમિટીને સત્તા આપી. રા. બા. રણછોડલાલનું આરોગ્યતાવર્ધક અને માદકપદાર્થનિષેધક ફંડ રૂા. ૨૦૦૦)નું બહુ ઉપયોગી છે—આ ફંડમાંથી અપાતાં ભાષણોથી અજાણ્યુ અને હલકા વર્ગમાં સારી અસર થતી માલમ પડે છે-પુસ્તક પણ સારાં છપાય છે. ૧૮૯૧ ની સાલમાં રા. બા. લાલશંકરભાઇને ઑનરરી સેક્રેટરી પસંદ કીધા. તથા શ્રી. કર્ટિસને રૂપિઆ૨૦૦૦ઇનામ આપ્યું તે મુજબ, સોસાઇટીની અછી ચાકરી કરનાર મર્હુમ રા. સા. મહિપતરામના માનાર્થે રૂ. ૧૬૦૦) સોસાઇટીએ પોતાના ભંડોલમાંથી કાઢી એક ઑઇલ પેન્ટીંગ તસ્વીર તૈયાર કરાવી, હિમાભાઈ ઇન્સ્ટિટ્યુટમાં મુકવા અને બાકીના રા. ના વ્યાજમાંથી દર વર્ષે બે રૂપાના ચાંદ તૈયાર કરાવી તેમાંનો એક અમદાવાદ મેલટ્રેનિંગ કોલેજમાં સૌથી સારે નંબરે ઉંચા વર્ગમાં ગુજરાતીભાષાના જ્ઞાનમાં પાસ થનારને આપવો અને બીજો ફીમેલ ટ્રેનિંગકોલેજમાં સૌથી ઉંચા વર્ગમાં ઉપલે નંબરે શિક્ષણપદ્ધતિમાં પાસ થનારને આપવા ઠરાવ કીધો. અજમેરના પંડિત સમર્થદાસે અને સિંધના મી. વિરુમલે, સોસાઇટીના કેટલાક પુસ્તકનું હિંદી અને સીંધીમાં ભાષાંતર કરવા રજા માગી તે બક્ષવામાં આવી. વ્યાપારીવર્ગમાં વાંચનનો શોખ વધે તે સારૂ માણેકચોકમાં એક વાંચનગૃહ ઉઘાડવામાં આવ્યું—આગમાં મકાન બળી જતાં હાલ તે બંધ કીધું છે. તેવી જ

રીતે મી. મણીલાલની સખાવતથી, ચગપોલમાં સોસાઇટી હસ્તક એક લાયબ્રેરી ખુલ્લી મેલી છે–૧૮૯૨ મા પુસ્તકવૃદ્ધિના ફડોની રકમ વધી જતા, વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે સોસાઇટી તરફથી છપાવવા જેવા પુસ્તકની યાદી કરી, તે ઇનામની રકમ કામ પુરૂ કરવા કેટલાક ગૃહસ્થને નક્કી કરી, સોપવામા આવ્યુ પણ ખેદની વાત છે કે તેમા કરવાનું હજી ઘણુ બાકી છે. સસારસુધારાના ઇતિહાસમા સોસાઇટીનો નીચેનો ઠરાવ ઉપયોગી છે. સ્ત્રીઓમા ભાષણ આપવાની શક્તિ ખીલવવા અને વધારવા, સ્ત્રીવક્તાને ઇનામ આપવા નક્કી કીધુ. આથી વિશેષ ઉપયોગી અને મહત્વની બાબત હાલમા લેવાતી સ્ત્રીશિક્ષણપરીક્ષા છે સ્ત્રીની ઉન્નતિ થીજ આપણી આબાદી થવાની છે અને જ્યા સુધી સ્ત્રીસુધારણા બરોબર ફતેહમદ ઉતરી નથી ત્યા સુધી સસારસુધારાની બહુ થોડી આશા છે સસારસુધારાસમાજ માત્ર ઠરાવ પસાર કરી મૌનવ્રત ધારણ કરી વરસ સુધી સુસ્ત બેસી રહે છે પણ આપણી સોસાઇટીએ એક પગલુ આગળ ભરી, વ્યહવારૂ કામ ઉપાડી લઈ, સુધારાના કામનો રસ્તો સુતર કરી આપ્યો છે ૧૮૯૩ મા જોડણી મુકરર કરવા કમિટી નીમી તે એવા નિર્ણયપર આવી કે શબ્દસગ્રહ તૈયાર કર્યા પછી જે બીજુ કામ નહિ કરવુ દીલગીરીની વાત છે કે દશ વર્ષ ઉપર વીતી ગયા છતા આનુ પરિણામ કઈ જણાયુ નથી—' સાહિત્ય સભા ' ને ધન્યવાદ ઘટે છે કે પહેલી પરિષદ્ ભરી, જોડણી ચર્ચાનુ કામ શરૂ કીધુ છે અને હાલ તે જોડણી સબધી પ્રશ્નો તૈયાર કરી, જુદા જુદા વિદ્વાનોને તેઓના વિચાર અને અભિપ્રાય સારૂ મોકલી આપનાર છે સોસાઇટીએ પોતાનુ ખાસ મકાન બાધવા ૧૮૮૩ થી પૈસા ઉઘરાવવા માડયા અને તે શુભ કાર્યમા ૧૮૮૫ ના એપ્રિલ માસમા જનરલ મીટિંગમા શેઠ પ્રેમાભાઈ સ્મારક કમિટીએ, અમુક શરતે રૂ ૧૨૦૦૦) આપવા ઠરાવ કીધો–મેનેજીગ કમેટીએ, શરત પ્રમાણે મકાનના મજલાપર હૉલ કરવા અને તેને નગરશેઠ પ્રેમાભાઈ હૉલ ' નામ આપવા કબુલ કર્યું કવિ દલપતરામ સ્વર્ગવાસી થયા તેની યાદગીરીમા એક સ્મારકફડ જુદુ રાખી તેના વ્યાજમા જુના કાવ્યો સશોધન કરી છપાવવા તથા ગુજરાતી સાહિત્યના ગ્રથો છાપવામા વાપરવાને નક્કી કીધુ

સોસાઇટીને આ દશ વર્ષમા ૨૭ ટ્રસ્ટ ફડો મળ્યા જે નીચે પ્રમાણે છે

| પુસ્તક સારૂ | સ્કોલરશીપ | લાયબ્રેરી |
|---|---|---|
| ૨ | છોકરા–છોકરી | ૩ |
| | ૧૦ ૧૨ | |

કીર્તિ લક્ષ્મીપનમાળામા વિદ્વાનો અને સદ્પુરૂષોના કિમતીબોધ અને અમૂલ્ય વચનોનો સગ્રહ કરી વહેંચવા સુચવ્યુ છે–રણછોડલાલ ફડ દારૂ સબધી ચોપડી છપાવવા સારૂ છે–છોકરીઓની સ્કોલરશીપ ફડમા એક રા બા રણછોડલાલનું ખાડીઆ કન્યાશાળાનુ ફડ છે અને બીજુ ફડ ખાસ મહત્વનુ છે કેમકે જાણીતા સાક્ષર મી કેશવલાલ ધ્રુવે સોસાઇટીની ઉત્તમતા સ્વીકારી ચતુરલક્ષ્મી સ્કોલરને રૂપિઆ રોકડા નં આપતા, તેઓને સોસાઇટીના મેમ્બરો નિમવા પોતાના ટ્રસ્ટફડમા કલમ મુકી છે આથી સ્ત્રી મેમ્બરોની સખ્યા આપણી લાયબ્રેરીમા હરનિશ વધતી જાય છે અને તેથી વિશેષ લાભ થશે એમ માનવુ છે

છોકરાઓને અભ્યાસ વધારવા ઉત્તેજન મળે તે સારૂ ૧૦ સ્કોલરશીપ છે અને છોકરીઓ પોતે રાજી ખુશીથી નીશાળમાં હાજરી આપે અને ઉમંગથી ભણે તે સારૂ ૧૨ ફંડો છે. આ ફંડોમાં કેટલાંક ખાસ અમુક જ્ઞાતિ સારૂ છે–બીજાં એ બહાર ગામમાં મોકલવાના છે અને ત્રણ ફંડ લાયબ્રેરીની વ્યવસ્થા સારૂ છે. આ દશ વર્ષમાં કવિતામાં ૪, નિબંધ ૩૧ ધર્મનીતિ તત્ત્વજ્ઞાન ૧૦ ઇતિહાસ ૧૨, ચરિત્ર અને નાટક ૧૩, વિદ્યા હુન્નરકળા કૌશલ્ય ૧૪ અને ભાષા સંબધી ૧ એમ એકંદર ૮૮ ગ્રંથો છપાયા છે. આ જમાનાના નવા લેખકો, આપણે અગાડી ગણાવી ગયા છીએ તે સીવાય નીચેના ગૃહસ્થો છે–મણિલાલ તેના બર્નીયરના પ્રવાસ વાસ્તે, બાલાશંકર માર્કોપોલોનો પ્રવાસ, મહારભીખાજી તેના ભાષાંતરો સારૂ, મી. દેરાસરી સાયન્સનાં પુસ્તકો અને રણજીતસિંહ, રા. સા. કમળાશંકર કર્તવ્ય અને ઇંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ, ડાકટર ત્રીભોવનદાસની માને શિખામણ આરોગ્યતા વિગેરે વૈદક ગ્રંથો, મી. ગણપતરામનું સદ્દ્વર્તન, ડાકટર નીલકંઠરાયનાં સામાન્ય અને વૈદકનાં પુસ્તકો, ડાકટર જોસફ અને મી. છત્રપતિનાં માદકપદાર્થનિષેધક ચોપાનીયાંને ચોપડીઓ રેવાશંકરનું નીતિસિદ્ધાંત અને બીજા ગ્રંથો, ભોગીલાલ ભીખાભાઇનો રૂપિયોગકોષ. દી. બા. અંબાલાલનું અર્થશાસ્ત્ર મણીશંકરનું પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર મી. મોદીનાં પુસ્તકો, ગોવિંદભાઇના ઇતિહાસના ગ્રંથો કવિ ગણપતરામના પાર્વતિકુંવરચરિત્ર અને બાળલગ્નથી થતી હાની, મણીલાલનું ન્યાયશાસ્ત્ર, નારાયણ હેમચંદ્રના પરચુરણ લેખો, ઝવેરીના મોહસીનીના નીતિવચનો વિગેરે બીજા કેટલાક સારા લેખકો અને ગ્રંથકારો છે.

સોસાઇટીના મેમ્બરોની સંખ્યા–૫૯૦, કુલ મીલકત–૧૮૯૦ માં રૂા. ૫૨૪૭૩–૦–૬
૧૮૯૮ માં રૂા. ૬૧૫૧૮૬–૬–૧૧

આપણી તપાસ પુરી થઈ. વિશેષ વિવેચન કરતાં પહેલા ૧૯૦૪ ના રીપોર્ટપરથી સોસાઇટીના ટ્રસ્ટ ફંડો કેટલા વધ્યાં છે, કુલ મીલ્કત કેટલી અને મેમ્બરોની સંખ્યા શી છે તે જોઇ, સોસાઇટીએ હવે શું કરવું તે સંબધી વિચાર કરીશું.

૧૯૦૪ માં મેમ્બરોની સંખ્યા ૬૦૭ તેમાં સ્ત્રી મેમ્બરો ૫૭ છે. રજીસ્ટર લાયબ્રેરીની સંખ્યા ૮૧ ની છે. બધાં મળીને ૭૦ ફંડ હાલ સોસાઇટી પાસે છે. ૬ વર્ષમાં ૨૪ ફંડ નીચે પ્રમાણે વધ્યાં છે.

| પુસ્તક સારૂ | સ્કોલરશીપ. |
|---|---|
| ૩ | ૨૧ |

સોસાઇટીનું તથા ટ્રસ્ટ ફંડોનું એકંદર રૂા. ૪૨૫૪૫૮–૨–૮ નું છે.

પુસ્તકો નવાં આશરે વીસ વધ્યા છે એટલે એમના વખતમાં પુસ્તક પણ સારી સંખ્યામાં છપાયાં છે.

આ તો આપણે સોસાઇટીએ આગલા વર્ષોમાં કરેલા કામનો હિસાબ જોયો. હવે આપણે સેક્રેટરીની નિમણુંક સંબધી થતી ચર્ચા પર વિચાર કરીશું. મોટી નવાઇની વાત છે કે

સોસાઇટી જેવી મોટી સંસ્થામાં, એક જ માણસ હમણાં થોડા વખતથી, લાંબો સમય ટકી, રહી શકતો નથી. તેનું કારણ શું હશે તે જાણવાની જરૂર છે. રીટાયર થયેલા સેક્રેટરીઓની વાતને વજન આપીએ તો, તેમની, તેઓ પર પડતા હદ ઉપરાંત કામના બોજાની ફરિઆદ છેક તદન ખોટી નથી. આપણે અગાડી તપાસ્યું છે કે રા. બા. લાલશંકરભાઈના સમયમાં, સોસાઇટીની આબાદીમાં આઠગણો વધારો થયો છે અને લગભગ છગણી મેમ્બરોની સંખ્યા છે. આમ સોસાઇટીના વધતા જતા વિસ્તાર સાથે, કામનો બોજો વધે એ સ્વાભાવિક છે. નાની મોટી રકમના ૭૦ ટ્રસ્ટ ફંડોના હીસાબ રાખવા, તેમના પત્રવ્યવહાર ચલાવવા, અને બીજા પરચુરણ કામ સારૂ ખાસ એક ઇલાયદા મનુષ્યની જરૂર છે. હાલ તો સોસાઇટીના આસિસ્ટંટ સેક્રેટરીને, બુદ્ધિપ્રકાશના અધિપતિના કામ ઉપરાંત, આ સર્વ કામ કરવું પડે છે અને બીજી દેખરેખ રાખવી પડે તે જુદી. વિદ્યાવિલાસી ગ્રેજ્યુએટને હીસાબ કીતાબના માથાકુટીઆ સરવાળા બાદબાકી કરવાં અને નોંધ રાખવી કેમ પરવડે? તેના વિચારો, શેક્સપીઅર અને બેકન સાથે વાત કરતા હોય, તેનું મન કાલીદાસ અને ભવભૂતિ સાથે ભટકતું હોય તે પ્રસંગે કારકુનનું કામ કરવુ તેને કેમ ગમે? મૂળથી જ સાહિત્યરસિકને ગણિત શાસ્ત્ર સાથે અણગમો હોય છે; પછી તે જ ગૃહસ્થને, તેના ગમતા અને મનપસંદ કામ કરતાં મુકાવી દઈ, આવાં સાદાં અને હલકા કામ સોંપવામાં આવે તો તે શી રીતે પાર પાડે. આ જ સબબથી ચાર સેક્રેટરીઓએ રાજીનામાં આપ્યાં છે, કામ વધી ગયું છે અને એક નવીન માણસની અગત્ય છે. આજ માંગણી, વર્તમાનપત્રોમાં ચર્ચા કરનારા, ગૃહસ્થોએ કરી છે અને તે વાજબી છે. સોસાઇટીના પ્રવર્તકોને વિનંતી કરવાની કે આ કામનો નિકાલ જલદી આણશે.

બુદ્ધિપ્રકાશ જેવા બહોળા વિસ્તાર પામેલા જુના માસિકમાં સારા લેખોની અપેક્ષા પ્રત્યેક મનુષ્ય કરે તેમા નવાઈ નથી. વિશેષ ન કહેતાં, એટલુ જ કહેવું બસ થશે કે સોસાઇટીની આ સેવા ટીકાપાત્ર છે. હમણાં પ્રગટ થતું પત્ર, સોસાઇટીના નામને બટ્ટો લગાડે તેવું છે. ખાનગી મદદથી, એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થ, સારૂં અને ઉપયોગી માસિક પ્રસિદ્ધ કરી શકે ત્યારે સોસાઇટી જેવું મંડળ આ કામમાં નિષ્ફળ નિવડે એ કેટલું શરમ ભરેલું છે! પછી બીજી વિદ્વાન મંડળીઓ તરફથી બહાર પડતા પુસ્તકો અને માસિકો સાથે સરખામણી કરવાની વાત ક્યાં રહી? આ દોષનું કારણ કેટલેક અંશે વારંવાર સેક્રેટરીની ફેરબદલીને લીધે છે અને બીજું તે પર પડતો હિસાબી કામનો બોજો છે. આશા છે કે હવેથી એ પત્ર સાહિત્યમાં કંઈ નવીન વધારો કરશે અને સોસાઇટીના કાર્યને જેબ આપશે.

ગુજરાતી ગ્રંથાલયોની ગુજરાતમાં મોટી ખોટ છે તેમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પોતે બહુ જુની હોવા છતાં, ત્યાં ગુજરાતમાં પ્રસિદ્ધ થયેલા તમામ પુસ્તકોનો સંગ્રહ ન હોય તો બીજે કયે ઠેકાણેથી મળવાનો સંભવ છે? સોસાઇટીનું આ કાર્ય ઘણું દોષિત છે. સોસાઇટીની અનિયમતા, બીનધોરણનું માઠું પરિણામ સહિત્યમાં આપણે વેઠવું પડશે.

લંડનના બ્રિટિશ મ્યુઝીઅમમાં, લેખકો સારૂં સર્વ પ્રકારની ગોજના છે. તેવું એકાદ સ્થળ સોસાઇટી કરે તે શું ખોટુ છે? આ શું તેની ફરજ નથી. વિશેષ લાભની આશા ન

રાખતાં સોસાઇટીની મેનેજીંગ કમેટીને વિનંતી કરીશું કે તેઓ એક સંપૂર્ણ ગુજરાતી પુસ્તકો અને માસિક વિગેરેનું ગ્રંથાલય બનાવશે અને જાહેર પ્રજાની સેવામાં ખુલ્લું મુકશે. આ કામમાં બનતી ઝડપ થવાની જરૂર છે. આ ખામીને લીધે આપણે હજુ સુધી સાહિત્યનો ઇતિહાસ મેળવી શકયા નથી. સોસાઇટીની સાહિત્યસેવા શી છે? ગુજરાતી ભાષાનું સરસ વ્યાકરણ, એક ઉત્તમ કોષ અને સાહિત્યનો ઇતિહાસ કયાં છે? આ ભાષાનાં મૂળતત્ત્વ છે અને તે આપણે અહિં સાહિત્યમાં હજુ અધુરાં અને બાકી છે. વ્યાકરણની બાબત બાજુએ રહી. કોષ સારૂં ૧૮૪૯ ની સાલથી સોસાઇટી તરફથી સાધનો ભેગાં કરાય છે. ૧૮૭૦ માં 'શબ્દસંગ્રહ' કરવાનું કામ માથે લીધું હતું. ૧૮૯૩ માં જોડણી કમીટીએ, જોડણીના ધારા નક્કી કર્યા. પ્રથમ એક શબ્દકોષ તૈયાર કરવા નિશ્ચય કીધો પણ દશ વર્ષ વિતી ગયા છતાં, તેનું પરિણામ શું આવ્યું તેની ખબર કોઇને માલમ પડતી નથી. જોડણીની બાબત નાની સરખી, '**ગુજરાતી સાહિત્ય સભા**' એ ઉપાડી, આપણા પર મોટો આભાર કીધો છે. હાલમાં તે મંડળ તરફથી જોડણીના પ્રશ્નોની યાદી તૈયાર થાય છે અને થોડા સમયમાં વિદ્વાન લેખકો, વર્તમાનપત્રના અધિપતિઓ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો પર તેઓના અભિપ્રાય સારૂં મોકલવામાં આવશે. ત્યારબાદ આપેલા જવાબ પરથી અમુક ધોરણના નિયમો ઘડવાનું નક્કી થશે. સાહિત્યસભાએ "પ્હેલી સાહિત્ય પરિષદ્" ભરી દેશમાં ડંકો વગાડયો ત્યારે સોસાઇટી સાહિત્યના કામમાં લસલસાટ ઉંઘે એ શું કહેવાય? કવિતાનાં પુસ્તકો વાંચવા, 'પ્રાચીન કાવ્યમાળા'ની જરૂર પડે છે. વડોદરા પ્રાંત બહારના કવિઓના ગ્રંથો સારૂં ગુજરાતી પ્રેસના પુસ્તકો વેચાતાં લેવાય છે પણ સોસાઇટી તરફથી તેમાં કંઈ થયું નથી. હજુ તેમાં ઘણું કરવાનું છે. આશા છે કે સોસાઇટી હવે આંખ ઉઘાડીને જાગૃત થશે. લોકોની ધર્મપુસ્તકો વાંચવાની જીજ્ઞાસા પુરી પાડવા, રા. ઇચ્છારામે સારી સેવા કીધી છે. દેશમાં સાહિત્યનાં પુસ્તકો રચાવવા હજુ બહુ બાકી છે. દક્ષિણ દેશમાં જ્યાં સોસાઇટી જેવું મંડળ નથી તે છતાં તેઓના સાહિત્ય તરફ નજર કરો. મરહુમ રાનડેનો મરાઠી ભાષાની ખીલવણીનો લેખ વાંચો. ટુંકાણમાં બાકી બહુ રહ્યું છે. સોસાઇટીએ કંઇક કીધું છે પણ તે લોકોની ઇચ્છાનુસાર, કંઈ ક્રમવાર કે નિયમિત કરવામાં આવ્યું નથી. ખુશી થવાની વાત છે કે હાલ ત્રણ વિદ્વાન ગૃહસ્થોની કમિટી કયાં પુસ્તકો સોસાઇટી તરફથી રચાવવા, તેની યાદી તૈયાર કરે છે. પરંતુ તે નક્કી કરવામાં આવે તે પહેલાં બુદ્ધિપ્રકાશમાં તે લીસ્ટ છપાવી, જાહેર પ્રજાને જાણ સારૂં પ્રસિદ્ધ કરે કે તેમાં સુધારા વધારા થાય અને લોક ખુમાટાની ફરિઆદ આવે નહિ. લોર્ડ એકટન અથવા લોર્ડ આવબરી (મી. લબક) જેવા સાહિત્યમાંથી સારાં સો પુસ્તકની યાદી તૈયાર કરવાનો વખત હજુ બહુ દૂર છે. પરદેશી ભાષાઓ અને જુના હસ્તલેખિત પુસ્તકો, સંસ્કૃત અને ફારસી ભાષા વિગેરેમાંથી ઘણા ગ્રંથો રચાય તેમ છે અને હવે આપણે ઇચ્છીશું કે સોસાઇટીનું કામ સરસ થઈ ફતેહમંદ પાર પડે. કેળવણીનો પ્રચાર વધતો જાય છે તેવે સમયે સોસાઇટી માત્ર સ્કોલરશીપનાં ફંડો ભેગાં કરી અને બીજી યોજના માથે લઈ બેસી રહે એ હવે પરવડે તેમ નથી. દેશની પ્રવૃત્તિ સાથે સોસાઇટીએ પણ જાગૃત થવું જોઇએ. દેશના સાહિત્યની ઉન્નતિ સાથે આપણી આબાદી છે, અને તે '**વસન્તે**' તેના પ્હેલા અંકમાં, પત્રના ઉદ્દેશમાં સારી રીતે બતાવ્યું છે. એટલે વિશેષ ન લખતાં, એટલું જ કહીશું કે સોસાઇટીએ પોતાનો કારભાર વખતને અનુસરતો કરવાની ખાસ જરૂર છે. સોસાઇટી હમેશ દેશની સેવા કરતી આવી

છે અને કરશે એમાં કંઈ શક નથી. રા. બા. લાલશંકરભાઈ સોસાઇટીની આબાદી સારૂં બહુ મહેનત કરે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે અને આપણે દેશની પ્રજાએ તેમનો ઉપકાર માનવો ઉચિત છે.

સોસાઇટીની પાછલી હકિકત અને હાલની સ્થિતિનું દિગ્દર્શન કરાવી, મારો લેખ સમાપ્ત કરતાં સંતોષ માનું છું. સોસાઇટીમાં કેવા પ્રકારના ફેરફાર અને સુધારા વધારા કરવા, પરદેશી સાહિત્ય અને તે ભાષાના શબ્દો શા ધોરણે આપણે અહિં દાખલ કરવા, સાહિત્યની ઉન્નતિ અને પુસ્તક સમૃદ્ધિ સારૂં શું ઉપાયો યોજવા, કેવી જાતનાં કાર્યો કરી ભણેલા તથા અન્ય વર્ગને ખુશી કરી રાજી રાખવા, દેશની આબાદી કેમ વધે અને પ્રજાને લાભ થાય, લોકોમાં જ્ઞાનનો ફેલાવો થાય અને સ્ત્રીકેળવણીના પ્રચારનો વિસ્તાર વધે અને સાહિત્યમાં ચર્ચાતા લિપિ અને જોડણીના પ્રશ્નોનો ફડચો આણી યોગ્ય સમાધાન કરવું વિગેરે બીજા ઘણા વિષયો પર વિચાર કરી, એકાદ યોજના તૈયાર કરી, સૂચવવાનું કામ મારા કરતાં વિશેષ અનુભવી, કાબેલ, હોશિઆર અને વિદ્વાન વર્ગના હાથમાં સોંપુ છું.

હીરાલાલ. ત્રિ. પારેખ.

---

## જીવજગત્માં કીડીનું સ્થાન.

આ જગત્મા એવા અનેક ક્ષુદ્ર પ્રાણી છે કે જેનાં કાર્યથી આપણે વિસ્મય પામી જઇએ. કીડીઓની સામાજિકતા, ચતુરતા અને ઘર બાંધવાની નિપુણતા બહુ વિસ્મયજનક છે.

મ્હોટા મ્હોટા યુરેપિયન્ પંડિતોએ કીડીઓની કાર્યપ્રણાલી જાણવા સમર્થ પ્રયત્નો કર્યા છે ને તેથી જે જે શોધો થઈ શકી છે ત્હેનો માત્ર આભાસ આપવાનો આ પ્રયત્ન છે. કીડી છે તો અતિ ક્ષુદ્ર પ્રાણી, પણ ત્હેની પ્રકૃતિ એવી કૌતૂહલજનક છે કે હ્યુબર્ અને સર્ જૉન્ લબક્ જેવા સમર્થ પંડિતોએ તેનુ હલનચલન જોવાને અતિ આગ્રહ સહિત પોતાના અમૂલ્ય સમયનો અને પુષ્કળ દ્રવ્યનો ભોગ આપ્યો છે. સર જૉન્ લબક્ ઘણી વખત હાથમા ઘડીઆળ લેઈ રાતદિવસ કીડીઓના દર આગળ બેશી રહેતો અને અનિવાર્ય પ્રસંગે ત્યાંથી ખસવું પડતું તો પોતાની એકાદ પુત્રીને બેસાડતો. ઘણો પૈસો ખર્ચી ત્હેણે નાના પ્રકારનાં ટેબલ ને પેટીઓ બનાવરાવી હતી ને ત્હેમાં માટી નાખી કીડીઓને રાખી હતી. વળી બાગમા પણ ત્હેણે કીડીઓને રાખવા યોગ્ય વ્યવસ્થા કરી હતી. કીડીઓ સંબંધે કંઈ જાણવાનુ ન હોય તો સર્ જૉન્ લબક્ જેવો સમર્થ વિદ્વાન્ આવા પ્રયત્નો કરે જ નહિ. ખરેખર, તેમના જીવનમાં ઘણું જાણવાનુ છે ને તેથી જ આવા પ્રયત્નો, તેમાંથી મળતા જ્ઞાનની તુલનામાં કંઈ જ નથી.

કીડીઓમાં અનેક પ્રકાર હોય છે. વર્ણથી, આકૃતિથી અને પ્રકૃતિથી ત્હેના ભેદ પડી શકે છે. કોઈ જાતિ કાળી, કોઈ પીળી, કોઈ થોડી અથવા વધારે રાતી ને કોઈ ભુખરા

રંગની હોય છે; કોઈ ન્હાની, કોઈ મ્હોટી હોય છે; એક જાતિનો સ્વભાવ કોઈ કોઈ સ્થળે અન્ય જાતિના સ્વભાવથી કેવળ વિપરીત હોય છે; કોઈ ભોંયની અંદર રહે છે, કોઇ ઝાડપર રહે છે ને કોઇ ઝાડ અથવા વેલીના મૂળમાં રહે છે; કોઇ શાન્ત હોય છે તો કોઇ તોફાની હોય છે. એમ કીડીઓમાં અનેક પ્રકાર હોય છે.

તે જાતિઓ પાછી ન્હાના ન્હાના સમાજમાં વ્હેંચાઈ ગયેલી હોય છે. દરેક સમાજ એક એક રાણીને અધીન હોય છે. એ રાણી જ ઘણું કરીને આખા સમાજની માતા હોય છે. રાણીની પ્રજામાં બહુધા નપુંસક અથવા સ્ત્રીઓ હોય છે, કારણ કે પુરૂષો બહુ દિવસ જીવતા નથી. એક સમાજની કીડીઓ પરસ્પરને સારી રીતે ઓળખી શકે છે, એટલે સુધી કે અનેક દિવસના વિયોગથી પણ તેઓ એક બીજાને ભુલી શકતી નથી. સર્ જૉન્ લબક્ આદિ પંડિતોએ કેટલીક કીડીઓને તેમના વાસમાંથી ઉઠાવી લેઇ એક વર્ષ સુધી જુદી રાખી ને પછી પાછી તે વાસમાં મુકી જોઇ તો જણાયું કે ત્હેમની સખીઓએ ત્હેમને ઓળખી કહાડી ને આદરપૂર્વક ગ્રહણ કરી. એ કીડીઓ પોતાના સમાજની કીડીઓનો જેટલો આદર કરે છે તેટલો આદર બીજા સમાજની કીડીઓનો નથી કરતી. એમ પણ માલમ પડ્યું છે કે એક જાતિની કીડી બીજી જાતિના વાસમાં જાય તો તે વાસની બધી કીડીઓ એકઠી થાય ને પેલી અજાણી કીડી પર હુમલો કરે. કીડીઓનો આવો જાતિવિદ્વેષ એ અસભ્યતાનું ચિહ્ન ગણી શકાય નહિ, કારણ કે સભ્ય મનાતા મનુષ્યસમાજમાં આજકાલ તો એ જ જોવામાં આવે છે! ઑસ્ટ્રેલિયામાં એશિયાવાસીથી જઇ શકાય નહિ! દક્ષિણ આફ્રિકામાં એશિયાવાસીઓને રહેવું બહુ કઠણ થઇ પડ્યું છે!

કીડીઓ પોતાના સમાજને ત્યજી એકલી રહી શકતી નથી. માખીઓ કોઇ કોઇ વખત એકલી જોવામાં આવે છે. પણ પરીક્ષાથી સિદ્ધ થઇ ચુક્યું છે કે કીડીને સમાજથી વિખુટી પાડી એકલી રાખવામાં આવે તો ઝાઝા દિવસ જીવી શકે નહિ. વસ્તુતઃ કીડીનું જીવન સમાજગત છે. કીડી જે કંઇ કરે તે પોતાને માટે નહિ પણ સમાજને માટે જ: આહાર સંગ્રહ કરે તે પણ સમાજને માટે; ઘરો બાંધે તે પણ સમાજને માટે. એવું સમાજહિતવ્રત તો મનુષ્યમાં પણ જોવામાં આવતું નથી. ખરે કીડી દેવીનો એ ગુણ અનુકરણીય છે.

મનુષ્યસમાજમાં ગુલામો રાખવાનો વ્યાપાર એક દિવસ ધમધોકાર ચાલતો હતો. એક જાતિ બીજી જાતિને યુદ્ધમાં પરાજય પમાડે તો તે સમયે પરાજય પામેલી જાતિના મનુષ્યોને જીતનાર જાતિ પકડે ને ગુલામ કરી રાખે. કીડીઓમાં પણ એ રિવાજ જોવામાં આવે છે. કીડીઓમાં બે જાતિ એવી હોય છે કે જેઓ બીજી બધી જાતની કીડીઓ પર હુમલો કરે છે ને તેમનાં ઇંડાં પકડે છે. એ ઇંડાંમાંથી જે કીડીઓ જન્મે ત્હેમને ગુલામ કરવામાં આવે છે. એ ગુલામ જાતિની કીડીઓ તે ઘણું કરીને કાળી હોય છે. કાળા રંગ પર કુદરતનો કોપ શાથી હશે તે જણાતું નથી! મનુષ્યસમાજમાં પણ કાળા રંગનાં મનુષ્યો—હબસીઓ—ને ગોરા રંગના મનુષ્યો—યુરોપિયનો—પગ તળે પીલે છે! એ જાતિવિદ્વેષને લીધે કીડીઓમાં વખતો વખત મ્હોટા મ્હોટા સંગ્રામો થાય છે, અને તે વખતે રૂશિયા જાપાનના યુદ્ધ જેવી તૈયારીઓ ચાલી રહે છે. પોર્ટ્ આર્થરની પેઠે કાળા રંગની કીડીઓના વાસપર હલ્લો

કરવામાં આવે છે. જીનિવાના પ્રખ્યાત પ્રાણિતત્ત્વવિદ્ પંડિત હુબરે આ વાતની પ્રથમ શોધ કરી. તે એક પ્રસંગની કથા કહે છે તે ખરેખર આશ્ચર્યજનક છે. એ વર્ણનથી બીજી પણ એક મહત્ત્વની વાત ફલિત થાય છેઃ યુરોપિયન પંડિતોમાં કેવી ચિકિત્સા કેટલો ઉદ્યમ ને કેટલી ખંત છે તે એથી સિદ્ધ થાય છે. તે એક દિવસ યુદ્ધસામગ્રીથી સજ્જિત થઇ દોડતી કીડીઓના સૈન્યને જોઇ ત્હેની પાછળ ચાલવા લાગ્યો. દશ હાથ લાંબું ને ચાર હાથ પ્હોળું એ સૈન્ય દોડ્યું જતું હતું. રૂપિયાએ કે જાપાને કે કોઇ પણ રાજ્યે આજ સુધી તો એટલું સૈન્ય રણક્ષેત્ર પર નહિ ઉતાર્યું હોય! થોડી જ મિનિટમાં રસ્તો ને એક મ્હોટું ખેતર ઓળંગી એક ઘાસવાળી જગામાં તે આવી પહોંચ્યું. ત્યાં પાસે જ કાળી કીડીઓનો વાસ હતો. સેનાપતિનો તૂર્યધ્વનિ સાંભળી આખું સૈન્ય એકદમ ત્યાં અટકી પડ્યું. કેટલીક કાળી કીડીઓ પોતાના કિલ્લાને દરવાજે રક્ષણ કરવા આવી ઉભી. શત્રુસેના પાસે જ આવી ઉભેલી દેખી ત્હેમણે કેશરીઆં કર્યાં ને આગલી હાર પર ધસારો કર્યો. શત્રુ આવ્યાની ખબર જોત જોતામાં કિલ્લાની અંદર પ્રસરી ગઇ. જોતજોતામાં કાળી કીડીઓનાં ટોળેટોળાં બહાર આવ્યાં. એટલા વખતમાં ધોળી કીડીઓ કિલ્લાના દરવાજા સુધી આવી લાગી હતી. ત્યાં આગળ બન્ને દળ વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું. એક બીજા પર પડવા લાગી, કોઇએ કોઇનું માથું દાંતથી કરડી ખાધું. કોઇના હાથપગ કપાયા, થોડા જ સમયમાં કપાયલાં મસ્તકના, હાથપગના અને ધડના રણક્ષેત્રમાં ઢગલા થઇ ગયા. અતુલ સાહસથી લડ્યા છતાં કેટલેક વખતે કાળી કીડીઓને પાછું હઠવું પડયુ. તેઓ કિલ્લામાં પેશી ગઇ ને ભોંયરામાં સંતાઇ પેઠી. જીતનારી કીડીઓએ કિલ્લામાં દાખલ થઇ રસ્તા ઘાટ વગેરે સર કર્યાં. મ્હોંવતી ધરોમાં કાણાં પાડવા માંડયાં ને તેમાં પેશી કાળી કીડીઓના ઇંડાં પકડયાં. આમ જય મેળવ્યા પછી તેઓ પાછી પોતાને મુકામે ગઈ.

જે બે જાતિઓમાં ગુલામ રાખવાની પ્રથા છે તેઓનુ ગુલામ પ્રત્યેનું વર્તન એક બીજાથી વિપરીત છે. એક જાતિ ગુલામોને ઘરમાં જ રાખે છે ને ઘરનું સર્વ કામકાજ ત્હેમની પાસે કરાવે છે. બહારનુ જે કામકાજ હોય છે તે પોતે જ કરે છે. બીજી જાતિની કીડીઓ બધુ કામ ગુલામો પાસે કરાવે છેઃ આહારાદિ ત્હેમને જ સંગ્રહ કરવાં પડે છે, પ્રભુસંતાનને ઉછેરવાનુ કામ ત્હેમને જ કરવું પડે છે; એટલે સુધી કે પ્રભુવર્ગની કીડીઓને ખવરાવવું પણ ત્હેમને જ પડે છે. ગુલામોને આમ સર્વ કાર્ય સોંપવાથી એ જાતિની કીડીઓની બુદ્ધિવૃત્તિ ધીમે ધીમે ક્ષીણ થવા લાગી છે. હવે હાલ તેઓ પોતાનાં ઘર પણ બાંધી શકતી નથી. તેઓ એટલી બધી વિલાસી થઇ પડી છે કે જુના ઘરમાંથી નવા ઘરમાં વાસ ફેરવતી વખતે પોતે ત્યાં ચાલીને જઈ શકતી નથી. દાસગણુ ત્હેમને ખાંધે ચ્હડાવીને લેઈ જાય છે. વૈજ્ઞાનિકોએ એ જાતિની કેટલીક કીડીઓને જુદી રાખી જોયું તો જણાયું કે ત્હેમની પાસે આહારની સર્વે સામગ્રીઓ મુક્યા છતાં તેઓ ત્હેને અડતી સરખી પણ નથી. એ પ્રમાણે થોડા દિવસ અલગ રાખીએ તો તે આહાર વિના ભલે મરી જાય, પણ પોતાને હાથે ખાવાનું લેઇને ખાય નહિ. વિલાસિતાનાં એ અવશ્યંભાવી પરિણામ માનવ ઇતિહાસમાં પણ ઓછાં નથી. એક દિવસ એ વિલાસિતાને પરિણામે ભારતમાંથી મુસલમાન રાજ્ય નાશ પામ્યું છે. ઉન્નત, ગર્વિત ગ્રીસ એક દિવસ એને લીધે જ પરપદદલિત થયું છે.

મનુષ્ય દુધને માટે જેમ ગાય પાળે છે, તેમ કીડીઓ પણ મધને માટે એક પ્રકારના

કીડાને પાળે છે. એ કીડામાંથી એક પ્રકારનો મધ જેવો રસ નીકળે છે તે કીડીઓ પીએ છે. જે કીડીઓ એ કીડાને ગાય રૂપે પાળે છે તેઓ ત્હેને માટે ઘર પણ બાંધી આપે છે ને પોતાનાં ઈંડાંનું ને સંતાનનું જતન કરે છે તેવી જ રીતે ત્હેનાં ઈંડાંનું ને સંતાનનું પણ જતન કરે છે.

કીડીઓમાં શ્રમવિભાગની પ્રણાલી જોવામાં આવે છે. કોઇ કાર્યમાં વધારે સમય તથા શ્રમની જરૂર હોય તો કીડીઓ પોતાને કેટલાક વિભાગમાં વ્હેંચી નાખે છે ને તેઓ કાર્ય વ્હેંચી લેઇ જલદી જ પુરૂં કરી નાખે છે. ખેતરમાંથી અનાજ લેઈ જતી વખતે એક દળ છોડવાઓ પર ચ્હડી દાણા નીચે ફેંકે છે ને બીજું દળ નીચે પડેલા દાણા વીણી લેઇ ઘેર લેઈ જાય છે. ખેતરથી બહુ દૂર હોય તો રસ્તાના વિભાગ કરી ત્યાં કીડીઓનાં દળ ઉભાં રહે છે, ને એક દળ બીજા દળને દાણા પ્હોંચાડી આપે છે ને અંતે છેલ્લું દળ સઘળા દાણા ઘેર લેઈ જાય છે. એમ થોડા પરિશ્રમે ને થોડા સમયમાં સર્વ દાણા ઘેર પ્હોંચી જાય છે. અનેક પંડિતોએ ગળી વસ્તુઓથી કીડીઓને લલચાવી ત્હેમની શ્રમવિભાગની પ્રણાલીની પરીક્ષા કરી જોઈ છે. એવું જોવામાં આવ્યું છે કે કોઈ વસ્તુ ઉંચે લટકાવવામાં આવી હોય તો ત્હેની શોધ કરી એક દળ ભીંત અને છત પર થઇને તે વસ્તુ પર આવી લાગે છે ને બીજું દળ નીચે ઉભું રહે છે. ઉપરનું દળ પેલી ગળી વસ્તુ ધીમે ધીમે નીચે નાખે છે ને નીચેની કીડીઓ તે ઉંચકી ઘેર લેઈ જાય છે. આ સર્વ હકીકત પરથી જણાય છે કે કીડીમાં બુદ્ધિ છે ને તે બુદ્ધિ પરસ્પર મળીને પોતાના સમાજના હિતમાં વાપરે છે. મનુષ્યમાં બુદ્ધિ તો છે પણ તે સ્વાર્થપર છે, ત્હેની તુલનામાં કીડીમાં સ્વાર્થપરતા છે જ નહિ એમ કહીએ તો ચાલે.

આહાર ભેદથી પણ કીડીઓના પ્રકાર છે. બધી કીડીઓ એક પ્રકારના ખાદ્ય પર ગુજરાન ચલાવતી નથી તેમ જ તે ખાદ્ય પ્રાપ્ત કરવાને માટે એક જ પ્રકારના ઉપાય કામે લગાડતી નથી. એક પ્રકારની કીડીઓ શિકાર પર જીવન ધારણ કરે છે. તેઓ વખતો વખત પેલા કીડાનું મધ પીએ છે ખરી પણ ત્હેનું પ્રતિપાલન કરતી નથી. મનુષ્યસમાજમાં હજી એ એવી અસભ્ય જાતિઓ છે કે જે માત્ર શિકાર પર જ જીવન ધારે છે. પ્રથમ અવસ્થામાં સર્વ મનુષ્યો એ પ્રમાણે જ જીવન ધારણ કરતા. મનુષ્યની એ આદિમ અવસ્થામાં સમાજ-બંધન નહોતું, મૃગયાવિહારી એ કીડીઓમાં પણ સમાજબંધન નથી. તેઓ દલબદ્ધ થઈ આહાર શોધવા નિકળતી નથી. સૌ પોતપોતાનો આહાર શોધી લે છે. એક પ્રકારની કીડીઓ ગાયો રૂપી પેલા કીડાઓ પાળે છે ને તેમના દુધ પર જ જીવન ધારણ કરે છે, ત્હેમનામાં સમાજબંધન છે. તેઓ દલબદ્ધ થઈ કાર્ય કરે છે ને પરસ્પર એક બીજાને સહાયતા કરે છે. મૃગયાજીવી કીડીઓ કરતાં આ કીડીઓને ઉન્નત માનવી પડશે. આદિમ મનુષ્ય પણ ધીમે ધીમે મૃગયાવૃત્તિ છોડી ગાય ભેંસ પાળવા લાગ્યાં, ને એ સમયથી મનુષ્યમાં સમાજબંધનનું બીજ રોપાયું. બીજી એક જાતની કીડીઓ અનાજનો સંગ્રહ કરે છે ને તે પર પોતાનું ગુજરાન ચલાવે છે. કેટલીક વખત તો તેઓ જાતે ખેતી કરે છે! પોતાના ઘરો પરની જમીનને સાફ કરી બીજ વાવે છે. એ બીજ ઉગી નિકળી જ્યારે ત્હેના પર દાણા પાકે છે ત્યારે ત્હેને લાવી ઘરમાં એકઠા કરે છે. એ જાતની કીડીઓમાં સમાજબંધન છે; તેઓ દલબદ્ધ થઈ કાર્ય કરે છે. કૃષિજીવી મનુષ્યની સાથે ત્હેની તુલના થઈ શકે. ગોપાલક દશામાંથી મનુષ્ય કૃષિજીવી દશામાં આવ્યો, એ ઉપરથી એમ કહી શકાય કે કૃષિજીવી કીડીઓ ગોપાલક કી-

ડીઓ કરતાં ઉન્નત દશામાં છે. આ ઉપરથી જોઈ શકાશે કે પ્રાચીન મનુષ્યજીવનમાં જે ત્રણ અવસ્થાઓ—શિકારી, પશુપાલક, અને કૃષિજીવી—જોવામાં આવતી તે ત્રણે અવસ્થાઓ કીડીઓના જીવનમાં પણ છે.

કીડીઓની ઘર બાંધવાની ચતુરતા સર્વેથી વિસ્મયજનક છે. બધી કીડીઓ એક જ પ્રકારનાં ઘર બાંધતી નથી. કોઇ કોઇ લાકડાંના ને પાંદડાંના ન્હાના ન્હાના કકડાને માટી સાથે મેળવી ત્હેનાથી ઘર બનાવે છે; કોઇ કોઇ કેવળ માટીથી જ ઘર બાંધે છે. વળી કોઇ ઝાડની *ડાળીઓમાં અથવા મૂળમાં છિદ્રો પાડી ત્હેમાં ઘર બનાવે છે. પરીક્ષા કરી જોઇએ તો જણાશે* કે એ બધાં ઘર વ્યવસ્થા પૂર્વક બાંધેલાં હોય છે. કોઇ કોઇ ઘરમાં વીશ વીશ અથવા એથી પણ વધારે માળ બાંધ્યા હોય છે, ને દરેક માળમાં અનેક ખડો હોય છે. એ માળોમાં ને ખડોમાં એવી તરેહનાં છિદ્રો રાખેલાં હોય છે કે જેમાં થઇને શુદ્ધ હવાની આવજા થયા કરે. દિવસે તાપની ક્ષતિ વૃદ્ધિ પ્રમાણે ઉપર નીચેના માળોમાં કીડીઓ રહ્યા કરે છે. વર્ષાકાલમાં પાણી નીચેના માળમાં આવે તો ઉપર જાય ને ઉપરના માળે પ્રથમ આવે તો નીચેના માળમાં જાય. બધા ઘરમાં પાણી ફરી વળે તો ત્યાંથી નિકળી કોઇ ઉંચા સ્થાન પર જઇ વાસ કરે છે. દરેક માળના ખડોની ભીંતો સુંદર ને સુંવાળી બનાવેલી હોય છે. મધ્ય ભાગે સૌથી મ્હોટો ખંડ હોય છે ત્હેમાંથી ચારે બાજુના ખંડમાં તથા ઉપર નીચેના માળમાં જવાને માર્ગ રાખેલા હોય છે ઝાડમાં છિદ્રો પાડીને જે ઘર બાંધવામાં આવે છે ત્હેમાં પણ આ વ્યવસ્થા જોવામાં આવે છે. ઝાડની અંદરનુ કોચી કાતરીને એનાં સુંદર ઘર બનાવે છે કે જે જોઇને આપણે અવાક્ થઇ જઇએ ને આપણી બુદ્ધિનું અભિમાન મુકી દેઇએ. જે કીડીઓ લાકડાંના ને પાંદડાંના કકડા માટીમાં મેળવી ઘર બનાવે છે ત્હેમનાં ઘર વધારે મજબુત થાય છે. ત્હેમાં વ્યવસ્થા તો તે જ પ્રમાણે હોય છે. અંદરની બાજુએ માટીનું ને બહારની બાજુએ લાકડાં ને માટીની ગારથી કામ કરેલું હોય છે. વળી ઘરની ઉપર શરૂ જેવી એક વનસ્પતિનુ આચ્છાદન કરેલું હોય છે, આથી વર્ષાદનુ પાણી ઘરની અંદર ન જતાં બ્હાર નિતરી જાય છે. લાકડાંને ને પાંદડાંને માટી સાથે એવી રીતે મેળવી દે છે કે તેઓનો સંબંધ દૃઢ થઇ જાય છે, અને અતિ પ્રબળ વૃષ્ટિથી પણ ઘરને હાનિ થતી નથી. હ્યુબર સાહેબ એ જાતિની ઘરો બાંધવાની કુશળતા આ પ્રમાણે વર્ણવે છેઃ—“પ્રથમ તેઓ જમીનમાં એક ખાડો ખોદે છે. એ સમયે કેટલીક કીડીઓ લાકડાં ને પાંદડાંના કકડા સંગ્રહ કરવા આમ તેમ દોડતી માલમ પડે છે; *એવા કકડા લાવી તેઓ ખાડા પાસે લાવીને એકઠા કરે છે. ખાડો ખોદતાં જે માટી* ઉપર આવે તે માટી સાથે પેલા કકડા મિશ્રિત કરવામાં બીજી કેટલીક કીડીઓ રોકાય છે. એમ કામ આગળ ચાલે છે ને બહારની ભીંતો પેલી કાલવેલી માટીથી તૈયાર કરવામાં આવે છે. ત્હેની સાથે અંદરના ખંડોની ભીંતો પણ એકલી માટીથી તૈયાર થતી જાય છે.” આ ઘર બાંધવાનું કામ એક વર્ષાદ પડયા પછી શરૂ કરવામાં આવે છે, કારણ કે એથી પલળેલી માટીમાં લાકડાંના ને પાંદડાના કકડા સારી રીતે ભળી શકે. પછી સૂર્યના તાપથી જ્યારે એ ઘર સુકાઇ જાય છે ત્યારે ખુબ મજબુત થઇ જાય છે. વર્ષાદ વરસ્યા પ્હેલાં ઘર બાંધવાની ખાસ જરૂર હોય તો એ ખાડો ઉંડો ખોદે ને નીચેની ભીની માટી કુહાડીતે વડે કામ ચલાવે.

જે કીડીઓ એકલી માટીનાં ઘર બનાવે છે તે પણ ભીની મોટી મેળવવાને તો ઉપ-

રેના જ ઉપાયે કામમાં લે છે. તેઓ એક જાતની એવી ચીકણી માટી વાપરે છે કે જેથી ખંડોની ભીંતો બરાબર મજબુત થાય. ત્હેમની ઘર બાંધવાની રીતનું હુબર્ સાહેબ નીચે પ્રમાણે વર્ણન કરે છે:—"વૃષ્ટિ આરંભ થતાંની સાથે જ કેટલીક કીડીઓ ભોંયમાંથી બહાર આવીને કંઇક વિચાર કરી તુરત જ પાછી અંદર ગઇ. થોડીજ પળમાં પ્રત્યેક કીડી મ્હોંમાં માટીના ન્હોના ન્હાના કણ લેઇને ફરી પાછી ઉપર આવી. થોડા સમયમાં દેખાયું કે ચારે બાજુએ દિવાલો બાંધવા માંડી છે ને ત્હેની અંદર જુદા જુદા ખંડો તૈયાર થવા માંડયા છે. ધીમે ધીમે બધી દિવાલો ઉંચી થઇ, ધીમે ધીમે ગોળ વળાઇ ને ઉપર જતાં ચારે દિવાલો એક થઇ. આમ એક માળ પુરો થયો. કીડીઓ હાથપગ વડે માટીને એવી મિશ્રિત કરતી કે દિવાલ ને છત સારી રીતે સુંવાળી થાય."

એક ખંડમાંથી બીજા ખંડમાં જવા માટે બે ત્રણ દરવાજા રાખવામાં આવે છે ને બહારની દિવાલોનાં બારણાં ઉપર, તાપ અને વર્ષાદ લાગે નહિ એટલા માટે વાછોટીઆં કરવામાં આવે છે. કેટલીક વખત તે ઘરો ઘાસવાળી જમીનમાં બાંધેલાં હોય છે ને દાણા લાવતાં માર્ગમાં એ ઘાસથી હરકત નડે છે, માટે ઘાસ કાપી સારા સારા રસ્તા બનાવેલા હોય છે. કેટલીક વખત એવા રસ્તા ત્રણસો ત્રણસો ફૂટ લાંબા ને ત્રણ ત્રણ ફૂટ પ્હોળા હોય છે.

કીડીઓની આ સકળ અદ્ભુત કાર્યપ્રણાલીનું અવલોકન કરીએ તો વિસ્મયસાગરમાં ડુબી જઇએ. કીડી એટલી ન્હાની છે, છતાં ત્હેમાં સમાજબંધન, અદ્ભુત શ્રમવિભાગબુદ્ધિ, ઘર બાંધવાની નિપુણતા આદિ મનુષ્યોચિત બુદ્ધિવૃત્તિ જોવામાં આવે છે ને તેથી જ સર્ જૉન્ લબકે કહ્યું છે કે:—

"The anthropoid apes no doubt approach nearer to man in bodily structure than do any other animals; *but when we consider the habits of* ants, their social organisation, their large communities and elaborate habitations, their roadways, their possession of domestic animals and even in some cases of slaves, it must be admitted that they have a fairer claim to rank next to man in the scale of intelligence."

પ્રાચીન કાળથી પંડિતોમાં એવું મન્તવ્ય હતું કે મનુષ્ય સિવાયનાં ઇતર પ્રાણીઓમાં પ્રેરણાશક્તિ સિવા બીજી કોઇ બુદ્ધિશક્તિ નથી. કેટલાંક પક્ષીઓના પ્રાચીન કાળથી આજ સુધીના એક જ પ્રકારના માળા તથા ટેવો જોઇ આ મન્તવ્ય બંધાયું હતું. પણ જેમ જેમ પદાર્થવિદ્યાની વૃદ્ધિ થતી જાય છે ને નવી નવી શોધો થતી જાય છે તેમ તેમ તે મન્તવ્ય ખોટું પડતું જાય છે. દરરોજની શોધો સિદ્ધ કરતી જાય છે કે બીજાં પ્રાણીઓમાં બુદ્ધિ તો છે પણ કોઇમાં વધારે ને કોઇમાં ઓછી છે, અર્થાત્ મનુષ્યમાંને ઇતર પ્રાણીઓમાં પ્રકારનો નહિ પણ માત્ર પાયરીનો જ ભેદ છે.

**નરસિંહભાઈ ઇશ્વરભાઈ પટેલ.**

---

# “ मानद ” શબ્દનો અર્થ.

( ચર્ચાપત્ર. )

સંવત ૧૯૬૨ ના જ્યેષ્ઠ માસના ‘ વસન્ત ’ ના અંકમા ‘ શ્રી ફાર્બસ ગુજરાતી સભા સંબન્ધી જાહેર ખબર નીચે ‘ માનદમન્ત્રી ’ એમ સહી નીચેનું અધિકારપત્ર વાચતાં મ્હને જરાક સંશય ઉત્પન્ન થયો કે ‘ ઑનરરી સેક્રેટરી ’ એ શબ્દમાં ‘ ઑનરરી ’ (honorary) શબ્દનો અર્થ આટલા વર્ષ સુધી જે હું જાણતો હતો તે ઊંધો જ હશે કે કેમ પરતુ આજ સુધી બધાના અનુભવ અને જ્ઞાનને અગ્રેજી કોશનો પણ આધાર મળે છે તેથી મ્હારા મનને કાઈક આશ્વાસન મળ્યુ અગ્રેજી કોશમા honorary શબ્દનો અર્થ નીચે પ્રમાણે છે –

* “ 1 Done, made, conferred or held simply as an honor,

~ Holding an office or title bestowed in sign of honor, and exemp from the regular powers and duties ”

અર્થાત્ મન્ત્રીપદ કે કોઈ પણ પદ સ્વીકારવાથી માન આપનાર નહિ પણ તે પદ મળવાથી માન પામનાર–પગારદાર નહિ પણ એ અધિકારનુ માન માત્ર મેળવનાર–એમ જ અર્થ છે ‘ માનદ ’નો અર્થ ‘ માન આપનાર ’ એમ છે તે સાધારણ સસ્કૃતના અને સારા ગુજરાતીના જ્ઞાનવાળાને તો કહેવાની જરૂર જ નથી તેથી એ શબ્દ honorary ને સ્થળે વાપરવો યથાર્થ નથી એ કોઈને પણ સ્પષ્ટ જણાશે

આ પ્રકારના નવીન શબ્દોની યોજના કેટલીકવાર કેટલાક વર્ગમા કેટલાક કારણોને લીધે રૂઢ પ્રચાર ઉત્પન્ન કરનારી થઈ પડે છે માટે જ વેળાસર એ મોટા પ્રચાર સુજ્ઞ વર્ગમા ના પ્રવર્તે એ ઉદ્દેશથી આટલુ લખવુ એ કર્તવ્ય લાગે છે

‘ ઑનરરી ’ શબ્દને બદલે સસ્કૃત શબ્દ વાપરવો જ એમ આગ્રહ હોય તો બીજા યોગ્ય શબ્દ ના જડે એમ નથી થોડા દિવસ ઉપર જ માગરોળ જૈન સભાના મન્ત્રીનો પત્ર મ્હારા ઉપર આવેલો ત્હેમા ‘ માનાધિકારી મન્ત્રી ’ એમ અધિકારપત્ર લખ્યુ હતું તે મળ શબ્દનો અર્થ બરોબર સાચવે છે ‘ માનાધિકારી ’ શબ્દ બહુ લાંબો પડતો હોય તો “ માનાર્થ ” એ શબ્દ વાપરવા લાયક નથી એમ નથી. એ શબ્દમા બીજો લાભ એ છે કે અમુક અધિકાર મળ્યાથી માન મળ્યુ છે એમ માનનારથી, તેમ જ તે અધિકાર સ્વીકારીને માન સભા વગેરેને પોતે આપ્યુ છે એમ કલ્પનારથી પણ એ શબ્દ સરખી રીતે વગરસંકોચે વાપરી સકાશે

રત્નાગિરિ,
તા ૮–૭–૦૬

નરસિંહરાવ ભોળાનાથ.

* The Standard English Dictionary

અંતરિત હોવાથી તેનું માપ થઈ શકતું નથી અને ફરી ફરી જોયા કરતાં પણ મન ધરાતું નથી. ઈશ્વિરી માયા જેમ સંપૂર્ણપણે ન જણાવાથીજ તેના મોહની પકડ વધારે દૃઢ અને જાપતાવાળી થાય છે, તેમજ તેના લેખોમાં જે પ્રૌઢિ અને જે નાગરત્વ આવેલ છે તે જ તેને સર્વ કાળ માટે સરખી રીતે જ યોગ્ય બનાવે છે અને સર્વ વાચકોને તેના મોહપાશમાં સપડાવી રાખે છે.

આવી રીતે સમગ્ર સ્વરૂપનો યથાશક્તિ ચિતાર આપી તેના ત્રણ જુદી જુદી જાતનાં લખાણોને પૃથક્ પૃથક્ લઇ જોઇએ તો જણાશે કે સ્વતંત્ર ને સંપૂર્ણ લેખમાં વીરમતિ અને ભટનું ભોપાળું એ સર્વભોગ્ય કહી શકાય. તેમાં પણ વીરમતિ કરતાં પણ ભટનું ભોપાળું તો અનન્ય જ કૃતિ છે. મૂળ નાટક ઉપરથી આપણી રહેણી કરણીને યોગ્ય કરવામાં સંપૂર્ણ રીતે સફળ થયા છે એમ કહેવામાં ઘણા જણનો મત મારી સાથે પડશે એમ માનું છું. તેની શૈલી 'હાસ્યરસપ્રધાન' નાટકને યોગ્ય જ છે. હાસ્ય ઉત્પન્ન કરવા ખાતર ગ્રામ્ય કે અણછાજતા શબ્દોનો ઉપયોગ કરવાની તેને બહુ જરૂર પડી નથી. સમય અને પાત્રને યોગ્ય જે કંઈ વિચિત્રતા અથવા તો અરસિકતા દાખલ કરવી પડે તે દાખલ કરવામાં પણ વિવેક અને વિનય સાચવવો એ ખાસ જરૂરનુ છે, અને તેમ કરવામાં પણ નવલરામે ભૂલ થાપ ખાધેલી જણાતી નથી. નવલરામના સ્વભાવમાં જ કાંઈ ગંભીર ભ્રામક હાસ્યરસ પોષક તત્ત્વો ભળ્યાં હોય તેવું લાગે છે. અવલોકન કરતી વખત પણ તેના લેખોમાં ક્યાંક ક્યાંક તો એવાં મજાનાં કટાક્ષો છે કે તેની અસર બહુજ સરળ રીતે થયા વિના રહેતી નથી. તેના તેવા ઉદ્દગારો અને વચનોને લીધે મૂળ લેખ આપણને વધારે યાદ રહે છે અને પ્રિય થઈ પડે છે. અવલોકનોમાં તેની રસિક વૃત્તિ દરેકે દરેક ઠેકાણે બહાર પડતી જણાઈ આવે છે ને તેની શૈલી એ રસિક વૃત્તિને અદ્દભુત રીતે પોષણ આપનારી છે. પુસ્તકોનો સાર એવી સરળ અને મોહક શૈલીમાં આપવામાં આવેલો હોય છે કે તેના મોહને લીધેજ મૂળ તરફ આપણને ભાવ ઉત્પન્ન થાય છે. જ્યાં દોષ દર્શાવે છે ત્યાં પણ તેની શૈલી મીઠાશ કે લાલિત્ય તજતી નથી અને તેથી મૂળ લેખકને જરા પણ અસંતોષ કે અસુખ આપ્યા વિના તેના દોષ બતાવી શકે છે. અવલોકનકારમાં એ ગુણ એટલો તો કામનો છે કે તે વિના ગમે તેવુ સરસ અને સાચું અવલોકન હોય તોપણ તેથી મૂળ લેખકને બોધ મળતો નથી. આ સર્વને ગમી જાય તેવી શૈલી જ સર્વ કામમાં ફતેહ અર્પાવે છે અને નવલરામને વિજય આપવામાં તેની વિવેકી અને રસભરી શૈલી બહુ સાધનભૂત થયેલી માલમ પડે છે.

સામાન્ય વર્ગોને માટે સામાન્ય જાતનાં જે જે વર્ણનો તેણે લખ્યાં છે તેમાં તેની શૈલી પણ કાંઇક સામાન્ય જનને પ્રિય થઈ પડે તેવી છે. તેમાં બીજા કરતાં પ્રસાદ અને સરળતા કંઈક વિશેષ છે અને વર્ણનો એવાં તો તાદૃશ બનાવાયાં છે કે વાંચતાં વાંચતાં તે વસ્તુ આપણી નજર આગળ ખડી થાય છે અને આનંદથી આપણે તે વાંચન સંપૂર્ણ કરીયે છીએ.

માસિક માટે સામાન્ય જ્ઞાનના જે જે વિષયો લખાયા છે તેમાં પણ નવલરામની ગંભીર, ઉપદેશક, સરળ અને અનુકમ્પાભરી વૃત્તિ સર્વત્ર દૃશ્યમાન થાય છે. કેટલાક કુદરતી દેખાવોનાં વર્ણન છે, તે સુંદર તદ્રૂપ અને મધુર શબ્દોમાં વર્ણાયેલી વસ્તુનું ચિત્ર નજરે ઉભું

કરે છે; અને કેટલાક શાસ્ત્રીય જ્ઞાન આપનાર ખબરલેખ છે તે સીધી, સ્પષ્ટ, અને સંપૂર્ણ માહેતી આપી લેખકનો શ્રમ સફળ કરે છે.

આ પ્રમાણે નવલરામે પણ જે જે વિષયો હાથ ધરેલા છે તેમાં સર્વ ઠેકાણે શૈલી-નિયન્તાના ગુણો સારી પેઠે માલમ પડે છે.

ગદ્યશૈલીના આ બે પ્રથમ અને શિષ્ટ લેખકો સંબંધે મારા વાંચનમાં આવેલા તેમના ગ્રંથો ઉપરથી જે કંઈ વિવેચન આંહિં કરાયું છે તેવાં વિવેચનો વધે એવી નમ્ર યાચના સાથે હાલને માટે આ લેખ પુરો કરવા રજા લઉં છું.*

હિમતલાલ ગણેશજી અંજારીઆ.

---

## અમે કોણ ?

( બીહાગની ધૂનમાં. )

જનેતા જન્મભૂમિને પિતા પ્રભુઃ અમારેઃ
મીઠાં માબાપની સેવા સહોદરને અમારેઃ

મમતા ભર્યાં મૈયા પિતા પ્રેર્યાં રસાયન રેલીયે !
ચલવી ચમક કંઈ ઓર ઉજ્જવલ આતમબળ બહલાવીયે !

જનેતાનાં દુધડીયાથી થયુ 'દુધમલ' અમારેઃ
પિતાને છત્ર પ્રકટે આત્મ ઘુમટ કંઈ અમારેઃ

સંસાર સુન્દર સારમયમાં ડોલીએ ડોલાવીયે !
ઉલ્લાસમાં રમતાં અજબ રંગી જગત અજવાળીયે !

"લલિત."

---

* આ લેખ અમદાવાદની 'સાહિત્યસભા'માં રા. રા. નરસિંહરાવ ભોળાનાથના પ્રમુખપણા નીચે પૂર્વે વંચાયો હતો.–એમ એ સભાના સેક્રેટરિ તરફથી અમને જણાવવામાં આવ્યું છે.

તન્ત્રી.

# ચર્ચાપત્ર.

મહેરબાન "વસન્ત" માસિકના તન્ત્રી સાહેબ,

આપના માસિકના ગયા માસના અંકમાં "ગ્રન્થાવલોકન"ના મથાળા નિચે મુક્ત સ્વરૂપ લલ્લુભાઈ ગોવર્ધનદાસની જગતલીલા" નામના ગ્રંથનું અવલોકન કરવામાં આવ્યું છે, તેમાં ૨૩૯ મે પાને આપે નિચે પ્રમાણે લખ્યું છેઃ—

"પૃ૪ ૧૧૨ મે "કૃષ્ણ કૈસી હોરી મચાઈ, મચાઈ"

"ઇત્યાદિ સૌન્દર્ય અને ભવ્યતાનું ભરેલુ કાવ્ય ટાંકવામાં આવ્યું છે, તેની ફુટનોટમાં "આ
" પદ પિતાશ્રીનું બનાવેલું છે" એમ જણાવ્યું છે. પરન્તુ ગ્રન્થકર્ત્તાની આ સરતચૂક હશે
" એમ લાગે છે. કારણ કે બ્રહ્માનન્દ સ્વામીના કાવ્ય તરીકે ઉપરની હોરી "અધ્યાત્મભ-
" જનમાલા" માં ઘણાં વર્ષો ઉપર પ્રસિદ્ધ થઈ હતી, અને હાલમાં બ્રહ્માનન્દજીએ પોતે
" અમને પોતાની "ભજનમાલા" નું પુસ્તક મોકલ્યું છે તેમાં પણ આ હોરી જોવામાં
" આવે છે. આ જ બ્રહ્માનન્દજીનો રા. લલ્લુભાઇને સમાગમ થયો હતો, અને ઘણું કરીને
" એ હોરી બ્રહ્માનન્દજીની રચેલી હોઈ એમણે એમના મિત્ર ઉપર એ મોકલાવી હશે એમ
" અનુમાન થાય છે."

આ સંબંધમાં વાંચક વર્ગમાં કેટલીક ગેર સમજ થવાનો સંભવ છે, તેથી નિચેનો ખુલાસો આવતા અંકમાં પ્રસિદ્ધ કરવાની કૃપા કરશો.

૧૧૩ મા પાનાની ફુટનોટમાં જણાવ્યું છે કે "આ હોરી તથા આની આગળનું પદ પિતાશ્રીએ રા. ત્રીપુરાશંકરજીને ઉપલા જ પત્રની સાથે મોકલ્યાં હતાં." આ ૧૧૨ મા પાનાની ફુટનોટ નિચે છાપવું જોઇતું હતું તેને બદલે છાપનારની ભૂલથી ૧૧૩ મા પાનાની ફુટનોટમાં છપાઈ ગયું છે. એ વિષે "શુદ્ધિપત્રક" માં ખુલાસો કીધો છે તે જોવાથી સમજાશે, બન્ને પદોમાં બ્રહ્માનંદ સ્વામીનું નામ આવે છે એટલે એ પદો પિતાશ્રીના બનાવેલાં નથી એ ચુકેજ જણાઈ આવે છે. ૧૧૨ મે પાને "દ્વૈતકા ખેલ દિસેં અદ્રષપર ખુલ ગઈ ચષમ રોશનિયાં" એ પદ વિષે નિચે આપેલી ફુટનોટ સમજવી; કારણ કે એ પિતાશ્રીનું બનાવેલું છે.

સોડા એન્ડ એરિયેટ ડિપો,
અમદાવાદ,
તા. ૨-૮-૧૯૦૬.

લી. ચંદુલાલ લલ્લુભાઈ.

---

# શકુંતલોપાખ્યાન.

શ્રી મહાભારત—આદિ પર્વ અધ્યાય ૬૮ થી ૭૪ નો સંક્ષિપ્ત તરજુમો

મહાકવિ શ્રી કાલિદાસના અભિજ્ઞાનશકુંતલા નાટકનું મૂળ શ્રી મહાભારતના આદિપર્વમાંનું શકુંતલોપાખ્યાન છે તેનો સાર આ પ્રમાણે છે —

અધ્યાય ૬૮ થી ૭૦

પૂરુવંશનો વિસ્તારનાર ચક્રવર્તી દુષ્યંત રાજા* એક સમયે મૃગયા માટે નીકળેલો અસંખ્ય વનેચરોને મારતો મારતો માલિની નદીના કાંઠા ઉપર આવેલા કશ્યપ ગોત્રના કણ્વ મહર્ષિના આશ્રમ આગળ આવી પ્હોંચ્યો ત્યાં તેને એ પુણ્યપ્રભાવ મહાત્માના દર્શન કરવાની ઇચ્છા થઈ એટલે તે પોતાની ચતુરંગ સેનાને આશ્રમના દ્વાર આગળ થોભાવીને અંદર ગયો. ચારે વેદ, છએ દર્શનો, અને સકલ શાસ્ત્રોમાં પારંગત, અને નાના પ્રકારના યજ્ઞયોગજપતપ નિયમાદિમાં કાલનો સદ્વ્યય કરનાર અસંખ્ય બ્રાહ્મણો વડે એ આશ્રમ સાક્ષાત્ બ્રહ્મલોક જેવો દીપી રહ્યો હતો પણ દુષ્યંતે મહર્ષિના પોતાના નિવાસ આગળ જઈને બૂમ પાડી, ત્યારે અંદરથી તેમને બદલે એક શ્રીના જેવી સુંદર કન્યા આવી, અને રાજાનું આતિથ્ય કરીને બોલી, કે ' મ્હારા પિતાજી ફલાદિ આણવા ગયેલા છે, તે મુહૂર્તમાં પાછા આવશે, જરા થોભો " એ કન્યાને જોતાં જ તેના તપ અને દમથી ખીલી નીકળેલા ઝળકતા રૂપયૌવનને લીધે રાજા તેના ઉપર મોહી પડ્યો, અને તેને પૂછવા લાગ્યો —

અધ્યાય ૭૧

તૂં મની ? કોણ ? સુશ્રોણિ આવી શા માટ આ વને ?
આવા રૂપ ગુણો વાળી ક્યાંથી આવી તૂં ગોભને ?
મન મ્હારૂં, શુભે, ત્હેં તો હરી લીધૂં જ દર્શને,
જિજ્ઞાસા તૂં-વિષે થાતી, તો મ્હને કહે તૂં શોભને "

તે કન્યા કહે, " હૂં ભગવાન કણ્વની પુત્રી ' ત્યારે દુષ્યંતે શંકા કરી, કે " કણ્વમહર્ષિ

* આદિ પર્વના ૯૫ મા અધ્યાયમાં આપેલી કુરુવંશના રાજાઓની યાદીમાં દુષ્યંતનું સ્થાન નીચે પ્રમાણે છે —

દક્ષ પ્રજાપતિથી ચોથો મનુ અને નવમો યયાતિ થયો યયાતિ અને શર્મિષ્ઠાના પુત્ર પૂરુથી ઓગણીશમો દુષ્યંત થયો દુષ્યંતનો ભરત થયો, અને ભરતનો પ્રપૌત્ર હસ્તી થયો જેણે હાસ્તિનપુર સ્થાપ્યું હસ્તીના પુત્ર વિકુંઠનનો પ્રપૌત્ર કુરુ થયો કુરુનો પ્રપૌત્ર પરીક્ષિત, તેનો પૌત્ર પ્રતિશ્રવા, અને પ્રતિશ્રવાનો પૌત્ર શાંતનુ થયો. એ શાંતનુના વિચિત્રવીર્યની સ્ત્રીઓએ તેના મરણ પછી પોતાની માસુ સત્યવતીની આજ્ઞા પ્રમાણે એ સત્યવતીના જ કાનીન પુત્ર દ્વૈપાયન વ્યાસથી ધૃતરાષ્ટ્ર, પાંડુ, અને વિદુરને મેળવ્યા દુષ્યંતને બીજા ચાર ભાઈ હતા, પણ કુરુ એના ભરતના વંશમાં થયો માટે એ કુરુવંશનો સ્થાપનાર ગણાયો, અને કુરુવંશ દૌષ્યંતવંશ તથા ભારતવંશ પણ કહેવાયો

બ્રહ્મચારી છે, અને સાક્ષાત્ ધર્મ પણ કદાપિ ચળે, તો યે એ પોતાના વ્રતથી ચળે નહીં; માટે, હે વરવર્ણિની, તું એમની પુત્રી શી રીતે એ વિષે મ્હને મ્હોટો સંશય પડે છે તે ટાળ."

કન્યા બોલીઃ "મ્હારો જન્મ કેમ થયો અને હું કણ્વની પુત્રી કે રીતે, એ બધો ઇતિહાસ આપને માંડીને કહું. પ્હેલાં કોઇ ઋષિએ કણ્વ ભગવાનને પૂછેલું તેનો એમણે નીચે પ્રમાણે જવાબ દીધો હતોઃ—

"'પ્હેલાં એક સમયે વિશ્વામિત્ર ઉગ્ર તપ કરતા હતા, ત્યારે તેનો તાપ ઇંદ્રને લાગ્યો, અને તેને ચિંતા થૈ કે રખે ને એ તેને પોતાના ઇંદ્રાસનથી ઉઠાડી પાડે. એટલે ઇંદ્ર મેનકાને વીનવવા લાગ્યાઃ "હે મેનકે, હે કલ્યાણિ, હે મ્હારી અપ્સરાઓમાં શ્રેષ્ઠ, તું જા, અને આમના તપમાં વિઘ્ન નાખીને મ્હને અવિઘ્ન કર. તું ત્હારી બધી કલા વાપર, અને

"'"રૂપયૌવનમાધુર્યે ચેષ્ટિતસ્મિતભાષણે
લોભવી લોભવી ખાંતે તપોધી વાર આમને."

"'મેનકાએ આના જવાબમાં વિશ્વામિત્રનાં સુપ્રસિદ્ધ અને એકએકથી વધારે અદ્‌ભુત પરાક્રમો ગણાવ્યાં, અને કહેવા લાગી, કે "એ રાજર્ષિનું જેવું તપ છે તેવું જ તેજ છે, અને તેટલો જ વળી એમનો કોપ છે, એ સર્વ આપ સારી પેઠે જાણો છો. તથા આપને પણ એમનો તાપ અને ભય લાગે છે. તે છતાં પણ જો આપ ફરમાવતા જ હો તો સાથે એટલી પણ કૃપા કરો, કે એ ક્રોધમાં મ્હને બાળી ન દે અને હું આપનું કાર્ય પણ કરી શકું, એ માટે હું ત્યાં જાઉં ત્યારે પવનને અને કામદેવને મ્હારી મદદમાં રહેવાનું ફરમાવો. હું એમને લોભવવા મથું ત્યારે મન્મથે એમના હૃદયમાં પેસવું, અને સદાગતિ પવને વનોના સુગંધ ચારે તરફ ફેલાવી મૂકવા, તથા મ્હારૂં વસ્ત્ર ઉરાડી ઉરાડીને ખોલી દેવૂં.'"

અધ્યાય ૭૨.

"કણ્વ કહેતા હવાઃ 'ઇંદ્રે એ મુજબ હુકમ કર્યો અને મેનકા વિશ્વામિત્રના આશ્રમમાં આવી તથા એ તપોનિમગ્ન રાજર્ષિને પ્રણામ કરીને નૃત્યક્રીડા કરવા લાગી. ત્યાં સદાગતિએ એનું ચાંદની જેવું વસ્ત્ર ઉરાડી ઉરાડીને ખેંચી લીધું, અને મેનકા તે પકડવાને શરમાતી શરમાતી તેની પાછળ આમથી તેમ દોડતી ભૂમિ ઉપર ઊતરી.

જોતાં વિપ્રર્ષિએ એને મૂંઝાતી લજ્જાતીને
નિહાળ્યૂં નગ્ન અંગોના વયે અસ્પર્શ્ય રૂપને.
મન્મથે યે પૂર્યો વાસ, તપોવૃત્તિ ગઈ સરી,
"મેનકે, આવ!"—વાણીએ રાજર્ષિ સુખથી ખરી.'"

"કણ્વ કહેતા હવાઃ 'મેનકાએ એમની ઇચ્છા સ્વીકારી, અને વિશ્વામિત્રે એની સાથે ભોગવિલાસમાં ઘણો કાલ ગાળ્યો, તે એક દિવસ જેટલો પણ ન લાગ્યો. ઋષિથી મેનકાને ગર્ભ રહ્યો, અને તે હિમવાનની સુરમ્ય ખીણોમાં વ્હેતી માલિની નદીને કાંઠે પુત્રીને જન્મ આપી, તથા પોતાનું કાર્ય પૂરૂં થયૂં ગણીને ઇંદ્રલોકમાં ચાલી ગૈ. બાલકને એ નિર્જન વનમાં પડેલું જોઇને શકુંત (? આસ) પંખીઓ સિંહવ્યાઘ્રાદિથી તેનું જતન કરતાં તેની આસ-

પાસ બેસી રહ્યાં. હું સ્નાનાદિ માટે ત્યાં જે મ્હડયો ત્યારે મ્હેં આ કૌતુક દીઠું; અને બાલકાને ઊપાડીને આશ્રમમાં લાવ્યો, તથા તેને મ્હારી પુત્રી કરીને રાખી. ધર્મશાસ્ત્ર પ્રમાણે દેહકર્ત્તા પ્હેલો પિતા, પ્રાણદાતા તે બીજો, અને અન્નદાતા તે ત્રીજો. એને ગહન વનમાં શકુંતોએ રક્ષી માટે મ્હેં એનું શકુંતલા નામ પાડયૂં. હે ઋષિ, શકુંતલા મ્હારી પુત્રી તે આ રીતે. અને નિર્દોષ શકુંતલા પણ મ્હને પિતા જ ગણે છે.''

શકુંતલા કહે, "હે રાજન્, આ પ્રમાણેનો મ્હારો ઇતિહાસ છે. મ્હેં મ્હારા પિતા વિશ્વામિત્રને દીઠેલા પણ નથી, અને હૃ કણ્વ મહર્ષિને જ પિતા માનું છૂં."

અધ્યાય ૭૩

દુષ્યંત કહે,

"કલ્યાણિ, રાજપુત્રી તૂં, રંભોરુ, સુજને વર:
કહે તે તુજ રૂડૂ હૂ કરૂ હેમંથી સત્વર.
શોભીતાં વસ્ત્ર, માલાઓ, કુડલો વળી હેમનાં,
મણિઓ, રત્ન, મોતીઓ, અજિનો, દેશદેશનાં,
કહે તે લાવૂં—સમૃદ્ધિ રાજ્યની સર્વ તાહરી,
ગાંધર્વવિધિએ ભીરુ, મ્હારી થા આજ સુંદરિ."

પણ શકુંતલા કહે, પિતાજી આવતા જ હશે, તેમની રાહ "જુવો કે તે પોતે ત્હમને મ્હારૂં દાન કરે."

ત્યારે દુષ્યંત કહે,

"આત્મા જ બધુ આત્માનો, આત્મા જ આત્મની ગતિ,
પડે જ પડનૂં દાન દે ને તૂ ધર્મરીતથી.
લગ્નના વિધિ *આઠમા ત્યાજ્ય પૈશાચ છે સદા
વર્જ્ય આસુર ને આર્ષ, ધર્મ્ય પાંચ રહ્યા તદા;
ત્રણ બ્રાહ્મણના તેમાં, બે કહ્યા ક્ષત્રના પરા,
તેમાં યે શ્રેષ્ઠ ગાંધર્વ, એમાં સંદેહ ના જરા.
અન્યોન્ય કામ બંનેને અધ પ્રત્યક્ષ સુંદરિ,
ગાંધર્વવિધિએ માટે ભાર્યા થા ભીરુ, માહરી."

શકુંતલા કહે,

"જો આવો ધર્મનો પંથ, આત્માનો સ્વામી આત્મ જો,
વરૂં તો શરતે એક, પૂરૂ શ્રેષ્ઠ, કબૂલજો.

---

* બ્રાહ્મ, દૈવ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ એ આઠ. પ્હેલા ચાર બ્રાહ્મણ ક્ષત્રિય બંને માટે, આસુર વૈશ્ય શૂદ્ર માટે, અને ગાંધર્વ તથા રાક્ષસ ખાસ ક્ષત્રિયો માટે તેમાં રાક્ષસવિવાહ નિંદ્ય. રુક્મિણીવિવાહની માફક ગાંધર્વ અને રાક્ષસ વિવાહનો મિશ્ર વિધિ એટલો નિંદ્ય નહીં, પરંતુ તે યે શુદ્ધ ગાંધર્વ વિધિથી ઉતરે.

કહું એકાંતમાં તે આ કોલ દૈ સત્ય પાળજો,
થાય જે માહરો પુત્ર તે યુવરાજ્યે સ્થાપજો:
આપના પછી રાજા એ, કોલ એવો દિયો પ્રભો,
મ્હારો ને આપનો સંગ ભલે દુષ્યંત, થાવ તો."

દુષ્યંતે વિચાર કર્યા વગર જ કોલ આપી દીધો, અને તેનું પાણિગ્રહણ કર્યું. પાછા વળતાં તેણે એને વારંવાર કહ્યું, "હે શુચિસ્મિતે, હું ચતુરંગ સેના મોકલીને ત્હને તેડાવી લેશ, તું વિશ્વાસ રાખ." પણ રસ્તે જતાં જતાં કણ્વ ભગવાન જાણશે ત્યારે શું કરશે, એ જ ચિંતા તેને વ્યાપી રહી.

મુહૂર્ત્ત થતાં કણ્વ આવ્યા ત્યારે શકુંતલા શરમાઈ ગૈ ને સામી ન આવી. પણ મહર્ષિએ દિવ્યચક્ષુથી સર્વ જોયું, અને પ્રસન્ન થૈને બોલ્યાઃ

"ભદ્રે, મ્હને ન પૂછ્યું ને કીધો ત્હેં સંગ ગુપ્ત જે
કામી સાથે સકામાએ* નહીં ધર્મવિરુદ્ધ તે.
ક્ષત્ર માટે કહ્યું છે એ શ્રેષ્ઠ ગાંધર્વલગ્નને,
દુષ્યંત વર્યો ધર્માત્મા મહાત્મા છે શકુંતલે.
થશે પુત્ર ત્હમો એનો ચક્રવર્ત્તી મહાબલી,
પૃથ્વી ભોગવશે આખી મહાત્મા સર્વતોજયી."

પછી શકુંતલા બ્હાર આવી અને પોતાના પતિકુલ માટે વર માગ્યો કે પૂરુકુલના રાજાઓ સદા ધર્મિષ્ઠ રહે અને કદાપિ રાજ્ય ન ખુવે, તે મહર્ષિએ આપ્યો.

અધ્યાય ૭૪.

શકુંતલાને પુત્ર સાંપડ્યો, તે અત્યંત તેજસ્વી અને ચક્રવર્ત્તીનાં લક્ષણોવાળો થયો. ત્રણ વર્ષને વયે કણ્વે તેના જાતકર્માદિ સંસ્કારો કર્યા. છ વર્ષનો થતાં તો તેના બલ અને પરાક્રમથી આખું વન ગાજી રહ્યું. તે સિંહવાઘવરાહમહિષ અને હાથી જેવા મ્હોટા બયાનક પ્રાણીઓને પણ પકડી ઝાડે બાંધવા, તેમની ઊપર ચ્હડવા, અને તેમને અનેક રીતે દમવા લાગ્યો. આશ્રમવાસીઓએ આથી તેનું સર્વદમન નામ પાડ્યું. પછી કણ્વે એનું વધતું જતું વય અને તેજ જોઇને એનો યુવરાજપદ પામવાનો સમય આવ્યો ગણ્યો, તથા પોતાના શિષ્યોને આજ્ઞા કરીને કહ્યું, કે "સ્ત્રીઓનો પિયેરમાં લાંબો નિવાસ કીર્ત્તિ ચારિત્ર અને ધર્મવિરુદ્ધ છે, માટે શકુંતલાને પુત્ર સાથે એના પતિને ત્યાં મૂકી આવો."

શિષ્યો શકુંતલા અને સર્વદમનને પ્હોંચાડીને પાછા વળ્યા, અને શકુંતલા દુષ્યંતને રીતસર માન દૈને બોલીઃ

"હે રાજન્, આ આપનો દેવ સમો પુત્ર; હે મહાભાગ, કણ્વના આશ્રમમાં સંગમ પૂર્વે મ્હને દીધેલો કોલ સંભારો, અને તે મુજબ વર્ત્તી આને યુવરાજ બનાવો."

---

* સર્વ લગ્ન ધર્માર્થકામ મોક્ષના પુરુષાર્થો સાધવામાં સ્ત્રીપુરુષના સહચાર માટે. ગાંધર્વવિધિનાં વિશેષ લક્ષણ એ કે એમાં સાક્ષી કોઈ નહીં, વરકન્યાએ સામસામી ઇચ્છા થતાં એ પોતે જ કરેલો ગુપ્ત સ્વયંવર, અને એ ખાસ કરીને ક્ષત્રિયો માટે વિહિત.

રાજાને સર્વ સાભરતૂ હતૂ, તથાપિ તે બોલ્યો "હે દુષ્ટ તાપસિ, તૂ શૂ કહે છે? હુ ત્હને ક્યા પરણ્યો છૂ! મ્હને તો કૈં સાંભરતૂ નથી તૂ કોની છે?"

આવૂ સાભળતા શકુતલા દુ:ખથી જડ થૈ ગૈ તેને ક્રોધ વ્યાપ્યો, અને તેની આખમાથી ઝાળો નીકળવા લાગી. પણ દુ:ખને દાબી દૈને તે પોતાના પતિ સામે જોઇને ગુસ્સાથી કહેવા લાગી

"જાણો તો યે મહારાજ,   કેમ આમ વદો ત્હમે
હલકા કોઇની પેઠે   ,નિ:શકે, કે ન જાણતો! ૨૫×
આપનૂ હૃદયે જાણે   સત્ય શૂ ને અસત્ય શૂ,
સાક્ષી હો તેમ બોલો ને   જાતે ના હલકા પડો ૨૬
જે યથાતત જાણીને   અન્યથા આમ બોલતો
ચોર આત્માપહારી તે—   શૂ તેને પાપ ના કર્યૂં! ૨૭

છૂ એકલો એમ ત્હમે ગણીને
જાણો ન હૃત્શાયી મુનિ પુરાણ
જે જાણતો દીધ અધર્મ સર્વ,
તેની કને આપ બનો છો પાપી ૨૮

કરી પાપ લહે છે જે   કે મ્હને કો ન જાણતૂ,
તેને દેવો બધા જાણે   જાણે અતપૂરુષ ૨૯

આદિત્ય ચદ્રો અનિલાનલો ને
દ્યૌ ભૂમિ પાણી ઉર ને વળી યમ
અહર્નિશા ને વળી બે મ સધ્યા
ને ધર્મ જાણે મનુજોનૂં ચેષ્ટિત ૩૦

યમ વૈવસ્વત તેના   કરે નિષ્પીડ પાપને
જે સતોષે ઉરે સાક્ષી   રહેલા ક્ષેત્રનાથને ૩૧
જે સતોષે ન એને તે   દુરાત્મા પાપકારીના
કરે વૈવસ્વત નિશ્ચે   અતિપીડદ પાપને ૩૨
જે જાતે જાતને નીચી   પાડતો અન્યથા વદે,
આત્માયે હેતુ તેનો ના,   તો ક્યાથી હોય દેવતા! ૩૩

"જાતે આવી ઉભી આહી   ભાર્યા છૂ હૂ પતિવ્રતા,
અર્ચાર્હને ન અર્ચો શૂ!   મ્હને ના અવગણો ત્હમે! ૩૪
આ સભામા મ્હને પાડો   નીચી, એ શૂ ત્હમે કરો!
આ કહેતી હૂ ન વેરાને,   નહીં કેમ સુણો મ્હને! ૩૫

---

× આ આકડા મૂળ શ્લોકોના છે

જો મ્હારૂં યાચતી કેરૂં કહ્યું નહીં કરો ત્હમે
તો દુષ્યંત, ત્હમારૂં આ શતધા શિર ફાટશે ! ૩૬

"ભાર્યામાં પતિ પેસીને જન્મે છે ફરિ તે થકી;
કહે તે માટ ભાર્યાને 'જાયા' પ્રાચીન કવિઓ. ૩૭
શ્રુતજ્ઞ જનનું આમ જન્મતું જે અપત્ય તે
તારે સંતતિથી સર્વે પિતૃઓ પૂર્વ પેઢીના. ૩૮
પુન્નામે નરકેથી એ પોતાનો તારતો પિતા,
માટે એને કહ્યો 'પુત્ર' સ્વયંભૂ મનુએ સ્વયં. ૩૯
ગૃહિણી દક્ષ તે ભાર્યા, ભાર્યા તે જે પ્રજાવતી,
ભાર્યા જે પતિના પ્રાણ, ભાર્યા તે જે પતિવ્રતા. ૪૦
ભાર્યા પતિતણું અર્ધ, ભાર્યા છે મિત્ર ઉત્તમ,
ભાર્યા અર્થ ત્રણે સાધે, ભાર્યાથી તરતો પતિ. ૪૧
ભાર્યાથી જ ક્રિયાસિદ્ધિ, ભાર્યાથી ઉત્તમાશ્રમ,
ભાર્યાવાળા સુખો પામે, શ્રી યે ભેરે સભાર્યને. ૪૨
ઉત્સવોના પ્રસંગોમાં મિત્ર સાચી પ્રિયંવદા,
ધર્મ કાર્યે પિતા જાણો, આર્ત્તિમાં માત તુલ્ય એ. ૪૩
કાંતારોમાં ય વીસામો વાનપ્રસ્થતણી પ્રિયા;
બને સભાર્ય વિશ્વાસ્ય; ભાર્યા જાણો પરા ગતિ. ૪૪
નરકો ઘોરમાં જાતા એકલા પ્રેત પાછળે
ઉદ્ધારેચ્છાર્થી જાનારી એકલી છે પતિવ્રતા. ૪૫
જતો પ્હેલો પતિ તેને સાધ્વી જાતે અનુસરે,
પોતે જો જાય પ્હેલી તો જૈ જોતી વાટ સ્વામીની. ૪૬
આવાં કારણથી રાજા, લગ્ન ધર્મે કહ્યું ખરે,
પાણિગ્રહણથી પત્ની પતિની એ ય લોકની. ૪૭
જન્મ્યો જાતથી જાતે પુત્ર તેને સુધો કહે,
માટે પુત્રજનનીને જનની સમ જાણવી. ૪૮

"ભાર્યાથી પ્રસવ્યો પુત્ર પોતાની જ પ્રતિકૃતિ,
પિતાને જોઈ આહ્લાદ મહા, સ્વર્ગ મળ્યા સમો. ૪૯
ઊંચકી પુત્રને એનાં મેલાં ધૂલભર્યાં બધાં
પિતા આલિંગતો અંગ,– હોય એથી અધિક શું ! ૫૩
તો ત્હમે તમકેરો આ જાતે આવી ઊભો સુત,
અભિલાષા ભર્યો, તેને શાને માટે અવગણો ? ૫૪
કીડી યે નિજ ઈંડાને સાંભરે, નહિ ફોડતી,
ત્હમે ધર્મજ્ઞ તો શું આ પોતાનાને ન પાળશો ! ૫૫

વસ્ત્રો કે રમણીઓ કે હંડકોના ન સ્પર્શથી
થતું તે સુખ જે થાયે આલિંગનથી બાલના. ૫૬
શ્રેષ્ઠ છે ચોપગાંમાં ગૌ, બ્રાહ્મણ દ્વિપદો વિષે,
વડીલોમાં ગુરુ શ્રેષ્ઠ, સ્પર્શ્યમાં પુત્ર ઉત્તમ. ૫૭
ફૂટેલો પુત્ર આ, એને સ્પર્શી આશ્લેષ દ્યો ત્હમે,
પુત્રસ્પર્શ સમો સ્પર્શ ન હોયે અવની મહીં. ૫૮
"પૂરા છત્રીશ માસે મ્હેં પ્રસવ્યો છે કુમાર આ,†
અરિદમ, મહારાજ, કાલ એ તમ શોકનો. ૫૯
સુણો આકાશવાણી મ્હેં પ્રસવે સુણી એહના,
"કરશે અશ્વમેધો એ પૂરા સો"—સત્ય, પૌરવ. ૬૦
જાણો છો જે મહારાજ, પુત્રના જાત કર્મમાં
આ બે વેદ તણા મંત્રો ઉચ્ચારે છે દ્વિજો સદાઃ ૬૨
"સંભવે અંગઅંગેથી, જન્મતો હૃદયે થકી,
પુત્ર નામે ખરે આત્મા* જીવ તું શરદો શત! ૬૩
તું આધાર જીવિતનો વંશવિસ્તારનો વળી,
માટે પુત્ર જીવો મ્હારા સુખેથી શરદો શત!" ૬૪
ત્હમારા અંગથી ફૂટ્યો નરથી અન્ય આ નર,
ત્હમારી છબિ એ, જેવી જુવો સ્વચ્છ જલાશયે. ૬૫
ગાર્હપત્યથકી જેમ બીજો અગ્નિ× ગ્રાય છે,
તમથી તેમ આ ફૂટ્યો, ત્હમે એક દ્વિધા થયા. ૬૬

"મૃગયામાં મહારાજ, આવ્યા મૃગ પૂંઠે ધસી
પિતાના આશ્રમે, ત્યાં હૂં કુમારી નિરખી ત્હમે. ૬૭
ઉર્વશી, પૂર્વચિત્તિ, ને સહજન્યા, ને મેનકા,
વિશ્વાચી, ને ઘૃતાચી, એ છે છ ઉત્તમ અપ્સરા. ૬૮
મેનકા બ્રહ્મપુત્રી તે સર્વમાં શ્રેષ્ઠ અપ્સરા
સ્વર્ગથી ઉતરી પૃથ્વી વિશ્વામિત્રપ્રિયા બની. ૬૯
હિમાદ્રિપ્રસ્થમા તેણે જન્મ આપ્યો મ્હને, અને
પરાયાં બાલને જેમ,
કે હૈયે હેત ના તેમ, છાંડી મ્હને ગઈ ન્હડી. ૭૦

† મુબાઈનો પાઠ—त्रिषु वर्षेषु पूर्णेषु प्रजाताहमरिंदम;"
બંગાળાના પાઠનો તરજુમો—"I gave birth to this boy after the completion of three years."

* તું કહેવાય પુત્ર પણ તું તો હૂં પોતે જ.

× આહવનીય.

"કેવાં યે દુષ્ટકર્મો મ્હેં   પૂર્વ જન્મે કર્યાં હશે
જન્મતાં માતતાતે કે   ત્યજી, ને આ ત્યજો ત્હમે! ૭૧
ત્યાગશો જો મ્હને સત્ય   તો પાછી જૈશ આશ્રમે,
પોતાના જ પરંતુ આ   પુત્રને પણ ત્યાગશો." ૭૨

પરંતુ શકુંતલાના ક્રોધથી કે ધર્મોપદેશથી, એની દૃઢતાથી કે એના વીનવણાંથી દુષ્યંત ઊપર કૈં જ અસર ન થૈ, જવાબમાં તે ગમે તેમ બોલવા લાગ્યો. ઘડિમાં કહે કે "વિશ્વામિત્ર જેવો મહર્ષિ ક્યાં મેનકા જેવી અપ્સરા ક્યાં, અને તું ક્યાં!" વળી બીજી ક્ષણે કહે કે "વિશ્વામિત્ર જેનો પિતા અને મેનકા જેની માતા તેનાં વચનનો શો વિશ્વાસ!" વળી એના પુત્ર વિષે કહે કે "એટલા થોડા કાલમાં આ શાલસ્તંભ જેવો વધી ગયો એ તે કેમ મનાય?" એણે તો છેવટનો જવાબ દીધો કે "મ્હને કૈં સાંભરતું નથી; તું કહે છે તે કૈં મનાય એવું નથી; અને મ્હારી આગળ પણ પુંશ્ચલીની માફક બોલી રહી છે તે શરમાતી નથી? જા, ચાલી જા, ત્હારે જ્યાં જવું હોય ત્યાં."

શકુંતલા બોલીઃ

"રાજન્, સર્ષપ જેવાં યે   પરછિદ્રો જુવો ત્હમે;
બિલ્વાં જેવાં ય પોતાનાં   જુવો તો ય જુવો નહીં. ૮૨
દેવોમાં મેનકા જાણો;   દેવો યે મેનકા પછીઃ
ત્હમાઈ કુલ દુષ્યંત,   મ્હારા કુલ તોલે નહીં. ૮૩
ભૂચર છો ત્હમે રાજન્,   ગગને ઊડીએ અમેઃ
ત્હમે અમે ન જોડીનાં—   ક્યાં મેરુ ક્યાં જ સર્ષપ! ૮૪

"સત્ય ધર્મ ત્જે તેથી,   છંછેડાયા જ સર્પથી,
આઘા અનાસ્તિકો યે રૂહે   આસ્તિકોનું શું પૂછવું! ૯૬
પોતે પુત્ર કરી પેદા   પોતા સમો ન જે લહે
આ લોકે શી ખુવે તે તો,   ને ક્યાંરાં પરલોકનાં! ૯૭
પૃથિવીપતિ, રાજેંદ્ર,   પાળો ને સત્યધર્મને,
સાચવો પોત પોતાનું,   ત્યજવો પુત્ર ના ઘટે. ૧૦૧
વાવ સારી કુવા સોથી,   યજ્ઞ સો યે સુવાવથી,
સો યજ્ઞોથી ચ્હડે પુત્ર,   સત્ય સો યે સુપુત્રથી, ૧૦૨
હજાર અશ્વમેધો ને   સત્ય સાથે જ તોળશો,
હજારે અશ્વમેધોથી   વધારે સત્ય જાણશો. ૧૦૩
ચારે વેદ ભણ્યે પુણ્ય   ને સર્વ તીર્થસ્નાનનું
સત્ય સામે મૂકી જોતાં   તરે તુલ્ય, ન યે તરે! ૧૦૪
નથી સત્ય સમો ધર્મ   સત્યથી પર કૈં નથી,
અને આ લોકમાં જાણો   નથી ભૂડું અસત્યથી ૧૦૫

રાજન્, સત્ય પરબ્રહ્મ, નિયમે વિશ્વ સત્યથી,
લોપો રાજન્, પ્રતિજ્ઞા ના, સત્યસાથી સદા રહો. ૧૦૬
(પણ જો) જાતના હીન વિશ્વાસે વળગો છો જ અસત્યને,
ભલે તો, જાઉં છું ચાલી સાથી ઇચ્છું ન તમ સમો. ૧૦૭
અને દુષ્યંત, આ મ્હારો પુત્ર તો આત્મવિક્રમે
શૈલાવતંસ શોભીતી જીતશે જ ધરા બધી." ૧૦૮

આમ કહીને શકુંતલા ચાલી નીકળી. પણ ત્યાં તો સભામાં ઋત્વિજ્, પુરોહિત, આચાર્ય, મંત્રિ આદિ સર્વ મંડલ અને દુષ્યંત પણ સાંભરે એમ અંતરિક્ષથી વાણી થૈઃ—

"માતા કુપ્પી જ, જેનો તે પુત્ર પોતે સ્વયં પિતાઃ
**ભરસ્વ** પુત્ર, દુષ્યંત, છાંડી દે ન શકુંતલા. ૧૧૦
બીજવાતા બની પુત્ર ઊગરે યમધામથીઃ
ગર્ભ આ ત્હેં જ પૂર્યો'તો સત્ય બોલે શકુંતલા. ૧૧૧
જાયા પ્રસવતી પુત્ર પતિની જ પ્રતિકૃતિ
**ભરસ્વ** માટે દુષ્યંત, આ શાકુંતલ પુત્રને. ૧૧૨
જીવતા પુત્રને ત્યાગી જીવવું હતભાગ્ય છેઃ
**ભરસ્વ** પુત્ર દૌષ્યંતિ શાકુંતલ પરાક્રમી. ૧૧૩
વળી **ભર્ત્તવ્ય** ત્હારે એ અમારાં વચનો થકી;
ને તેથી રાખજે નામ **ભરત** તવ પુત્રનું." ૧૧૪

આ દેવવાણી સાંભળીને દુષ્યંતે પુરોહિત આદિ સર્વને આનદથી કહ્યું કે "શકુંતલાને હૂં ગાંધર્વવિધિએ વર્યો હતો અને એણે કહેલી સર્વ વાત ખરેખરી છે અને આ બાલક મ્હારો જ પુત્ર છે, તથાપિ બીજી સાબીતી વગર શકુંતલાના જ વચન ઉપરથી હૂં એમને સ્વીકારૂં તો લોક શકા કરે અને કુલમાં કલક બેસે, એ ભયને લીધે મ્હારે આમ વર્તવૂં પડ્યૂ. પરંતુ હવે ત્હમે બધાએ આ દેવવાણી સાંભળી છે તો હૂં એમને સ્વીકારી હર્ષ પામૂં છૂ." શકુતલાને પણ એણે એ મતલબનૂં કહીને સંતોખી, અને તેણે કોપમાં પોતાને જે કેડુ વચન કહ્યાં હતાં તેને માટે માફી આપી. પછી શકુંતલાપુત્ર ભરતનો યુવરાજપદે અભિષેક થયો, અને એ સાર્વભૌમ થવા નિર્માણ થયેલાનૂં તેજોમય અજિત ચક્ર પૃથ્વી ઊપર ઘૂમવા અને ગાજવા લાગ્યૂં. વળી ભરતે સાર્વભૌમ ચક્રવર્ત્તી થૈને ઘણા ઘણા યજ્ઞો કર્યા, અને તે કરાવનાર કણ્વ ઋષિને હજારો પદ્મ સોનૈયાનાં દાન આપ્યાં. ભરતની કીર્ત્તિ એટલી બધી વ્યાપી કે એના ઊપરથી "ભારતી કીર્ત્તિ" ની કહેવત ચાલી, અને એનો વંશ પણ ભારતવંશ કહેવાયો.

બલવંતરાય. ક. ઠાકોર.

---

# ' ત્રણ દરવાજા પરનો શિલાલેખ '*

મારા ઇતિહાસના લેખમાં, તામ્રપત્ર, શિલાલેખ, શિક્કા વિગેરે વસ્તુઓ ઐતિહાસિક બનાવો મુકરર કરવાને કેટલી ઉપયોગી નીવડે છે તે બતાવ્યું હતું. તે જ પ્રમાણે આજનો વિષય પણ એક શિલાલેખ સંબન્ધી છે. આ શિલાલેખ, આપણી સભામાં બેઠેલા બનતાં સુધી પ્રત્યેક સભાસદે જોયો હશે—જોયો હશે એટલે માત્ર તેના તરફ નજર જ કરી હશે. પરંતુ તે શું છે, શા સારૂ છે વિગેરે સર્વ માહિતી મેળવવાને મારી ધારણા પ્રમાણે ભાગ્યે કોઇકે જ પ્રયાસ કર્યો હશે. આ જ બાબત આપણા લોકમાં અવલોકન કરવાની ટેવની ખામી છે તે સાબીત કરે છે. કોઈ પણ વિષયમાં ઉંડા ઉતરી, ગંભીરપણે, પુરતો અભ્યાસ કરવા, આપણે હજી શીખ્યા નથી. કોઈ પણ કામ ફતેહમંદ પાર પાડી, ઠેઠ પહોંચાડતાં આપણને ફપારી છુટે છે, કંટાળો આવે છે; વાસ્તે આ ઉમદા ગુણની, આપણા પર હકુમત ભોગવતી ઇંગ્રેજ પ્રજા પાસેથી, નકલ કરવાની જરૂર છે. આથી ઘણા લાભો થવા સંભવ છે. હોપ વાંચનમાળામાં આવેલી, ફકીર જાદુગરની વાત હજુ આપણે વીસરી ગયા નથી. જો કે તે કલ્પિત છે તો પણ તેમાંથી ઉત્તમ ધડો ગ્રહણ કરવાનો છે. આ જ વિષય પર મી હીરાલાલ નાણાવટીએ, " લોક પ્રિય લેખમાળા " ના એક અંકમાં આધુનિક ' સાયન્સ 'માં બારીક અવલોકનશક્તિથી શા શા ફાયદા થયા છે તે સારી રીતે દર્શાવ્યું છે. પ્રો. બ્લેકી લખે છે કે—

" It is astonishing how mnch we all go abont with onr eyes open and yet seeing nothing—" How to observe," the most important part of onr early education, unfortunately. only too much neglected. This is becanse the organ of vision like other organs requires training and by lack of training and the slavish dependence on books, becomes dull and slow and ultimately incapable *of exercising its natnral functions."* Self-cnlture.

આજે આપણે ત્રણ દરવાજા પરના શિલાલેખ સંબંધી વાતચિત કરવાની છે. અમદાવાદ તેનાં ઉત્તમ બાંધકામો અને ભવ્ય વિશાળ મકાનો સારૂં મશહુર છે.

મુસલમાન બાંધણીના ઉત્તમ નમુનામાં અમદાવાદના રોજા અને મસિદો સર્વોપરી છે. મી. ફરગ્યુસન પોતાના પ્રસિદ્ધ પુસ્તકમાં કહે છે કે—

" Of the various forms, which the Saracenic architecture assumed in India, that of Ahmedabad may probably be considered as the most elegant as it certainly is the most characteristic of all. No other form is so essentially Indian and no one tells its tale with the same unmistakeable distinctness."

" History of Indian and Eastern Architecture."

ત્રણ દરવાજાની કારીગરી મનોહર અને તેની બાંધણી બહુ રમણીય છે. ત્રણ દરવાજાનું સુશોભિત બાંધકામ જોઇ મી. જેમ્સ ડગ્લાસ પોતાના, " મુંબઈ અને પશ્ચિમ હિંદુસ્તાન " ના વોલ્યુમ પહેલામાં જણાવે છે કે—

* આ લેખ " ગુજરાત સાહિત્ય સભા " માં વંચાયો હતો.

"As Michael Angelo said of Ghibertis' gates, some of the screens and windows of Ahmedabad, were worthy to adorn the gates of Paradise"

વિશેષ તે એટલે સુધી, આગળ વધી લખે છે કે તાજમહેલ જેવુ જગવિખ્યાત સુદર ભભકાદાર મકાન બધાવનાર મુગલ શહેનશાહ શાહજહાનના સુશોભિત આકર્ષક મસિદો અને મહેલો બધાવવાના શોખની પ્રથમ શરૂઆત, અમદાવાદના બાધકામોની ખુબી નિહાળવાથી તપાસવાથી જ, થઈ—

'Is it too much to suppose that it was here (Ahmedabad) the master builder drank in the elements of his taste which was to display such glorious results elsewhere Everything has a beginning, Greece before Rome Damascus before Cairo Agra follows Ahmedabad"

આ દરવાજા, અમદાવાદ વસાવનાર સુલતાન અહમદે, ભદ્રના બાદશાહિ ચોગાનની ચોકી સારૂ બધાવ્યા હતા. આ દરવાજાની પૂર્વ દિશાએ ૨ ફૂટ ૭ ઇચ લાબો અને ૧ ફીટ, ૧૧ ઇચ, પહોળા માપનો એક શિલાલેખ છે શિલાલેખમા ૧૮૫૮ નો વિક્રમ સવત એટલે તે લગભગ ૧૦૦ વર્ષનો જુનો છે આ લેખ પર સવતની ચાર પાચ લીટીઓ સસ્કૃતમા છે, બાકીની સર્વ હકિકત ગુજરાતી ભાષામા છે તે કાલમા છાપખાના મોજુદ નહોતા. તેથી કોઈ પણ અગત્યની બીના, લોકોની જાણ સારૂ જાહેરમા આણવાને થાળી વગડાવવામા અથવા દાડી પીટાવવામા આવતી આ ઉપરાંત જાહેરખબર આપવાની બીજી પણ એક રીત હતી અને તે એ કે કોઈ સરીઆમ રસ્તાપર, એકાદ જાહેર સ્થળમા, જ્યા લોકોનો જમાવ જાદે થતો હોય, તેવે ઠેકાણે અમુક લેખ પથ્થર પર કોતરાવી મુકવામા આવતો

આપણો શિલાલેખ આ રીવાજને અનુસરતો છે અને તેમા ખુલ્લુ લખેલુ છે કે આ બાદશાહિ ફરમાનનો શિલાલેખ શહેરના અગ્ર ભાગમા મુકવો

આ લેખની ભાષા ગુજરાતી છે અને તે દેવનાગરી લિપિમા છે અક્ષરો સાફ ચોખ્ખા હરકોઈ વાચી શકે તેવા છે

* અસલ પ્રત નીચે આપી છે અને તેનો ટુક સાર આ પ્રમાણે—(પૃ૦ ૨૯૯ મા)

સવત ૧૮૫૮ ના આશો મહિનામા વડોદરાના રાજ્યકારભારી (Regent) ફતેહસિહરાવની આજ્ઞાનુસાર તેમના વડા કારભારી ગગાધર શાસ્ત્રી અને વડોદરા રાજ્યના તે સમયના બ્રિટિશ એજટ મી જેમ્સ રીવેટ કરનાક મહેસુલના કામ સારૂ અમદાવાદ આવ્યા હતા તે પ્રસગે, શહેરના મહાજને, નગરશેઠ વખતચદને અગ્રેસર કરી, આ અધિકારીઓ પાસે ઇન્સાફ માગ્યો કે જેમ અત્યાર સુધી છોકરીને બિનવારસ ઠેરવી, તેનો હક નામંજુર કરી, સરકાર, મરનાર શખ્સને પુત્ર ન હોવાથી તે મીલ્કત જપ્ત કરે છે તેમ ન થતાં હવેથી છોકરા અને છોકરીને, તેમના વડવાની મિલ્કત પર સમાન હક ગણવા વિનંતિ કરી. આ વાજબી માંગણીનો ન્યાય સરકારે સ્વીકાર્યો અને ફરમાવ્યું કે છોકરા તેમ જ છોકરી બન્ને સરખા વારસ છે અને મરનાર ધણીને જો એક જ છોકરી હોય તો તે છોકરીને ફરજંદ થાય નહિ ત્યાં સુધી તે જ સ્ત્રી હકદાર વારસ ગણાય.

આ ઠરાવ અમલમાં મુકવાને અને લોકોની ખબર સારૂ શહેરના સત્તાધિકારી, શહેર અને હવેલીના મામલતદારો, રાઘુ રામચંદ્ર અને બાપુજી ગોવિંદને, આ સરકારી હુકમ, કોઈ જાહેર જગ્યામાં પથ્થર પર કોતરાવી, મુકવાની આજ્ઞા કરી.



१|०



* १॥ ॥ श्रीगणेशायनमः ॥

२॥ संवत १८६८ वर्षे शके १७३४ प्रवर्त्त ॥

३॥ माने दक्षणायगते श्री सूर्ये शरद ऋतौ ॥

४॥ मासोत्तम शुभकारी आश्वन् मासे शुक्ल ॥

५॥ पक्षे ५ पंचमी तीथौ शनिवासरे सुगानुनाम्ने ॥

६॥ संवत्सरे तद्दीने दील्हीपत पातशाहा श्री ७ पात ॥

७॥ शाहा अकबर शाह गाजी तथा श्री पुना मध्ये ॥

८॥ राज्यकर्त्ता श्रीमंत पेशवा० वाजेरावसाह ॥

९॥ वजा तेहमना कनिष्ट बंधू श्रीमंत० राजश्री चीं ॥

१०॥ मनाजी रघुनाथ ते श्री अमदावादना सुबेदार ॥

११॥ तेहुनी आज्ञाथी अधीकारि श्रीमंत राजेश्री आ ॥

१२॥ णदराव गायकवाड सेना खासखेल समसेर ॥

१३॥ बाहदर तेहना बंधु श्रीमंत राजेश्री फतेसींघरा ॥

१४॥ व गायकवाड तेहनामानि वडोदरेथी कुमाशदारी ॥

१५॥ तेहुनी सवारी सहेर अमदावादमां आवी त्यारे आ ॥

१६॥ जम कुंपनी बाहादरनी तरफथी अजमकरणी ॥

१७॥ यक शाहेब पोते हता तेहना अमेकारभारी वे ॥

१८॥ दशाहस्त संपन्न राजेश्वरि गंगाधर शाहस्त्री ते ॥

१९॥ हुना आगल शेहेर अमदावादना श्रेष्ट० वखतचं.॥

२०॥ द खुसालचंद आपे शाहुकार तथा रहियन् सर्वे आ ॥

२१॥ वीने अरज करी जे को एकना वंसमां कला होय छे तेह ॥

२२॥ ना पीतानी मलकत सारु शरकार हरकत करे छे ते ॥
२३॥ हनी माफीमां घणू पून्य छे शांभलीने दया आवी त्या ॥
२४॥ रे आज्ञा करि जे दीकरो तथा दीकरी वारसदार अथवा ॥
२५॥ कन्याने सतान् न होय त्यारे कन्या पोते वारसदार जारसु ॥
२६॥ द्धि कन्यानी सतती होय त्यांहां सुद्धि वारसदार अेवु श्री ॥
२७॥ चद्र सूर्य तपे ता सुधी काले शरकार समद्धी डखल को ॥
२८॥ ई करे नही एवु बोलीने राजेश्री० राघू रामचद्र सेहर ॥
२९॥ ना मामतदार तथा हवेली गायकवाडनी मामतदार रा ॥
३०॥ जेश्री० बापुजी गोवींद जेमने आज्ञा करी जे अे प्रमाणे च ॥
३१॥ लावजो तथा पाशाण उपर ए प्रमाणे लखिने बेजागमा ॥
३२॥ गाडो जे मारग कोय ओलघन करमे नही येम श्री ओल ॥
३३॥ घन करे तेमने श्री विश्वनाथ पुछे पोतानो धर्म हारे श्रीरस्तु ॥
३४॥ लखीतग व्यास० प्राणजीवन सुपराम बक्षी खतवालो ॥
३५॥ कोई वाकू चूकू बोले तो हींदुने श्री महादेव त० मुस ॥
३६॥ लमानने खुदा तथा रसुल पुछे सत्य मानजो ॥

આ અમલ શિલાલેખની નકલ તથા બીજી ઐતિહાસિક માહિતી રેવરંડ. બી. જે. ઈ. એમરના લેખ પરથી લીધી છે.

ગુજરાતી ભાષાની સ્થિતિ સો વર્ષ પૂર્વે શી હશે તેનો કંઇક ખ્યાલ આપણને આ શિલાલેખ પરથી મળી શકે. ગુજરાતી ભાષા અને ઇતિહાસનો વિકાસ અને ઉન્નતિનો કાળ, તેમા શા શા વિકાર અને ફેરફાર થયા, તેણે હાલનુ સ્વરૂપ કયારે ધારણ કર્યું વિગેરે બાબતો સંબન્ધી માહિતી મેળવવા, ઇતિહાસ અને સાહિત્યના પુસ્તકના અભાવે, જુના દસ્તાવેજો, હસ્ત લેખિત પુસ્તક, તામ્રપત્ર, શિલાલેખ, ખત, ચીઠ્ઠીઓ, કાગળો વિગેરે જે સાધન પુરાં પાડે તે પર માત્ર આધાર રાખવો પડશે. આ શિલાલેખ દેવનાગરી લિપિમાં છે અને તે પરથી હાલમાં ચર્ચાતા લિપિના પ્રશ્નને વિશેષ ઉત્તેજન મળશે. જોડણીમાં ઘણા દોષો છે. કેટલાક શબ્દોમાંથી અમુક અક્ષરો સમુળગા રહી ગયા છે. એક જ શબ્દની જોડણી, આ નાના સરખા લેખમાં, જુદી જુદી રીતે લખાઈ છે' જેમકે **कन्या, कंन्या** અને **कान्या**. બીજુ **सहेर शेहेर** અને **सेहेर**. **आजम**ને ઠેકાણે **आजम, पातशाहा, पादशाहा** વિગેરે. તેમ જ **त्यांहां सुद्धि** અને **तां सुधी, शाहस्त्र** અને **शाहस्त्री**. હાલ પણ આવી જોડણીની ભુલો પથ્થર પર કોતરાતા કેટલાક લેખ પર માલમ પડે છે અને તે ઘણે ભાગે સલાટની અજ્ઞાનતાનુ પરિણામ છે. આ શિલાલેખમાં પણ તે કારણ હોય એ સભવિત છે.

હવે આપણે ઇતિહાસ તરફ નજર નાંખીએ. આ શિલાલેખમાં ચાર શહેરોનાં નામ આપેલાં છે અને ૧૦ અધિકારી વર્ગના અને એક અન્ય પુરૂષ એમ અગીઆર મનુષ્યનાં નામો દર્શાવેલાં છેઃ—

અ—દિલ્લી, પુના, વડોદરા, અને અમદાવાદ.

બ—૧—શાહ અકબર-બીજો-દિલ્લીનો સુલતાન.

૨—બાજીરાવ પેશ્વા-પુના.

૩—ચીમનાજી રઘુનાથ-ગુજરાતનો સુબેદાર.

૪—આણંદરાવ ગાયકવાડ-વડોદરા.

૫—ફતેહસિંહરાવ-વડોદરાનો રાજ્ય વહિવટ કરનાર.

૬—કેપ્ટન જેમ્સ રીવેટ કરનાક-બરોડાનો બ્રિટિશ એજંટ.

૭—વખતચંદ ખુશાલચંદ-અમદાવાદના નગર શેઠ.

૮—ગંગાધર શાસ્ત્રી-મુખ્ય કારભારી-વડોદરા.

૯—રઘુરામચંદ્ર-શહેર મામલતદાર.

૧૦—બાપુજી ગોવિંદ-ગાયકવાડની હવેલીનો મામલતદાર.

૧૧—વ્યાસ પ્રાણજીવન સુવ(ખ)રામ-લેખ લખનાર.

આ સમયે અમદાવાદમાં ત્રણ રાજ્યોની સત્તા મનાતી. ૧. દિલ્લીની પાદશાહી. ૨. પુનાની પેશ્વાઈ. ૩. વડોદરાની ગાયકવાડી. મુગલ શહેનસાહતની જાહોજલાલી અને પુર દમામ, સત્તા અને હાકમી, ઔરંગજેબના રાજ્યમાં પૂર્ણ રોચે પહોંચ્યાં. માંહોમાંહે કુસંપ, ઇર્ષ્યા અને નબળાઇના પરિણામે દીલ્લીની મુગલાઇનો સૂર્ય આથમવા માંડયો, અને રાજ્યની પડતી એટલી હલકી અવસ્થાએ આવી કે—

આપણા શિલાલેખમાંનો અકબર બીજો, બ્રિટિશ સરકારનો પેનશનર બની, માત્ર નામનો પાદશાહ કહેવાયો. આ સુલતાન આવી, બુરી અને નબળી સ્થિતીમાં હોવા છતાં, ગાયકવાડ અને પેશ્વાઈ સરકાર, તેના નામના શિક્કા પડાવતા એ નવાઈ જેવી વાત છે. આ પાદશાહના નામના શિક્કા અત્રેના બજારમાં કોઇકવાર જડી આવે છે અને કેટલાક શિક્કા ડાકટર ટેલરના 'કેબીનેટ' માં છે.

પહેલાનો મુગલાઈ સત્તાનો ડર અને ત્રાસ, બહારપ્રાંતના સુબાઓ પર એટલો સજ્જડ બેસી ગયો હતો કે તેઓ એકદમ દિલ્લીની પાદશાહિ સામે બંડ ઉઠાવવા હિંમત કરતા નહિ. બીજું, આસપાસના બીજા હાકેમોના ભયને લીધે અને માંહેમાંહેની અદેખાઈ અને હમેશની ચાલુ લડાઇના પરિણામે, આ લોકો, મુગલ પાદશાહની નામની સત્તા અને હકુમત સ્વીકારી, આખી રાજ્ય ગાદી અને સર્વ આયપત પોતે બીન્ ફીકરે ભોગવતા હોય એમ, અનુમાન કરી શકાય. તેથી જ, મુગલાઈ પડી ભાંગ્યા છતાં અને તે માત્ર નામની રહી હતી તો પણ તેઓ સિક્કાપર નામ પાડવું જારી રાખી, આપણા શિલાલેખ પર તેનું નામ કોતરાવ્યું છે.

બાજીરાવ પેશ્વા—મરેહાઓએ, ઔરંગઝેબના મોત પહેલા બે વર્ષથી એટલે ૧૭૦૫ ની સાલથી ગુજરાત પરની ચઢાઈ શરૂ કરી, સન ૧૭૫૭ માં આખો ગુજરાત પ્રાંત સર કીધો. આ દેશની મહેસૂલ અને ઉપજ, કરેલા કરાર મુજબ, પેશ્વા અને ગાયકવાડ વચ્ચે વહેંચાતી. ચીમનાજી રઘુનાથ માત્ર નામનો જ ગુજરાતનો સુબો હતો. સર્વ વહિવટ પેશ્વાના અમલદાર કરતા. વડોદરાનો ગાયકવાડ આણંદરાવ, પોચો હોવાથી, સર્વ રાજ્યઅધિકાર, તેનો નાનો ભાઈ ફતેહસિંહરાવ ભોગવતો. પેશ્વા અને ગાયકવાડ તરફથી, અમદાવાદનો વહિવટ, અને શહેર અને ગાયકવાડની હવેલીના મામલતદારો, રઘુરામચંદ્ર અને બાપુજી ગોવિંદ કરતા. વડા કારભારી, ગંગાધર શાસ્ત્રીને તેના પંઢરપુરમાં થયેલા ખુનથી સારીરીતે ઓળખી છીએ. મી. સેકરની પછી, બરોડાના બ્રિટીશ એજન્ટ તરીકે, મી જેમ્સ કર્નાકને નીમવામા આવ્યા હતા. આ લેખમાં શેઠ વખતચંદનું નામ આવે છે. આ શેઠના કુટુંબ સાથે આપણે લાંબા વખતનો ઘાડો પરિચય છે. નગરશેઠના વશે અમદાવાદની બહુ કીંમતી અને ઉપયોગી સેવા ચાકરી કરી છે. તેમની મખાવત અને ઉદારતાના ફળ હજુ આપણને મળે છે. ખાસ નોંધ લેવા જોગ છે કે નગરશેઠનો ઇલ્કાબ, આ કુટુંબને સરકાર તરફથી બક્ષવામા આવ્યો છે આ પેઢીના મુખ્ય શેઠોના નામનીચે મુજબ છે—૧ શાંતિદાસ, ૨ ખુશાલચંદ, ૩ વખતચંદ, ૪ હિમાભાઈ, ૫ પ્રેમાભાઈ, ૬ મણિભાઈ અને હાલના નગર શેઠ ચીમનભાઈ

૧—શાંતિદાસ મોટા ધનાઢ્ય વેપારી હતા અને તેમના બંધાવેલા સરસપુર પાસેના સુંદર દેવાલયો સબંધી, જાણિતો મુસાફર મેન્ડુલ્સલો, પોતાના અહેવાલમા કેટલીક માહિતી આપે છે. ૧૬૩૮ મા જ્યારે દેરાસરો બંધાઈ રહ્યા ત્યારે આ મુસાફર અત્રે આવ્યો હતો અને તે પોતાના પુસ્તકના બીજા વોલ્યુમમા લખે છે કે—

"As soon as yon enter the mosque, you see two elephants of black marble done to the life, and upon one of th m the effigies of the founder, a rich Buny i merchant named Santidas"

આ જ દેહરા સબંધી બીજો એક પ્રસિદ્ધ મુસાફર મી. થેવનો ( Thevnot ) જણાવે છે કે ઔરંગઝેબ જ્યારે અહિંનો સુબો હતો તે વખતે તેણે આ મકાનનો નાશ કરાવ્યો અને આ વાતની, તેના પિતા શાહજહાનને ખબર પડી ત્યારે ઔરંગઝેબની વર્તણુકથી બહુ દલગીર થયો, ઠપકો આપ્યો અને દેવાલયોને ફરીથી સમરાવી બંધાવી આપવાને હુકમ કર્યો. ઔરંગઝેબે ગાદીએ બેઠા પછી, એકવાર ફરીથી આ ધર્મનાં સ્થાનો નાબુદ કીધા. એમ કહેવાય છે કે નગર શેઠની પદવી, શાંતિદાસને સુલતાન શાહજહાને આપી હતી તે સીવાય પાલીતાણાના દરબારે, પાલીતાણાના ડુંગરોનો સર્વ હક બીન સરતે તેમને સ્વાધીન કર્યો

ખુશાલચંદનો જન્મ ૧૬૭૪મા થયો હતો. મરેઠાની મોટી ધાડ વખતે, શહેરનો મજબુત બચાવ કરી, દેશની અને સરકારની સેવા કર્યા બદલ, તેની કદર પીછાની, સરકારે નગરશેઠનો ઇલ્કાબ આપ્યો. આ ઉપરાંત, બતાવેલી, બહાદુરીથી બહુ ખુશ થઈ, અમદાવાદ શહેરની જકાત ઉઘરાવવાનો હક તેમને મળી જે હાલ બ્રિટિશ સરકારે, તેમના કુટુંબી પાસેથી લ

પાંસનના રૂ. ૨૧૩૩ આપવા કબુલી વેચાતો લીધો છે. તેમના પુત્ર, તે આપણા લેખમાંના નગર શેઠ વખતચંદ છે. તેમનો જન્મ ૧૭૪૦ માં થયો. તેમના પર ગાયકવાડ સરકારની ખાસ મહેરબાની હતી. રાજ્ય તરફથી તેમને રંકોરનું ગામ ઇનામ મળ્યુ છે કે જેનો વહિવટ નગર શેઠના વારસો હજુ ચલાવે છે. આ શેઠ ૧૮૧૪ માં સદ્દગતિ પામ્યા. તેમના પુત્ર શેઠ હીમાભાઇને તો આપણે સારી રીતે પીછાણીએ છીએ. હીમાભાઈ ઇન્સ્ટિટ્યુટથી તેમનું નામ જાણીતું છે. તેમના પુત્ર પ્રેમાભાઇએ શહેરની ખોટ પુરી પાડી, પ્રેમાભાઈ હાલ, અમદાવાદનો ટાઉન હૉલ બંધાવી આપ્યા બદલ આપણે તેમના બહુ આભારી છીએ.

મરહુમ મણિભાઈની મ્યુનીસીપાલેટીના પ્રેસિડન્ટ તરકેની કારકીર્દી અને બીજી દેશ સેવા ભુલાય તેમ નથી. આપણા શહેરની સેવા અને પરજા નગર શેઠના કુટુંબે જે રીતે કરી છે તેમ આપણે હવે ઇચ્છીશું કે હાલના નગર શેઠ ચિમનભાઈ, બાપદાદાના શુભ પગલે ચાલી, તેઓએ મેળવેલી કીર્તિને જેષ આપી પોતાના કુટુંબને યશસ્વી કરી પોતાનું નામ અમર કરશે.

રાધુરામચંદ્ર અને બાપુજી ગોવિંદ, પેશ્વા અને ગાયકવાડ સરકાર તરફથી શહેર મામલતદાર તરીકે સર્વ વહિવટ કરતા અને વ્યાસ પ્રાણજીવન આ લેખનો લખનાર હતો અને તેના સંબન્ધી હાલ કંઈ પણ માહિતી મળતી નથી. આટલી આપણી ઐતિહાસિક ખબર છે. સન ૧૮૧૨ માં અમદાવાદમાં ભયંકર દુકાળ પડયો હતો અને તે સંબન્ધી, આપણા શિલાલેખમાંના મી. જેમ્સ રીવેટ કરનાકે મુંબઇની લીટરરી સોસાઇટીના પુસ્તકમાં કેટલુંક વિવેચન કર્યું છે તે પરથી આપણે એમ અનુમાન બાંધી શકીએ કે તેઓ ગંગાધરશાસ્ત્રી સાથે અત્રે મહેસુલ અને કર સંબંધી ગોઠવણ કરવા આવ્યા હોય.

ઉંચેરે ભદ્રના ભવ્ય દરવાજામાંથી બાદશાહિ મહેલના વિશાળ ચોગાનમાં અવાતું; આની મધ્ય ભાગે, એક ઉંચી અટારી તથા ઉડતા પાણીનો ફુવારો હતો. અત્રે પાદશાહ પરદેશી રાજ્યના એલચીઓ અને ખંડીઆ રાજાઓની મુલાકાત લેતો, અને કેટલીક વાર પોતાનું સૈન્ય ભેગું કરી લશકરી કવાયદની મોજમજાહ તથા બીજી રમતગમ્મતો આ અગાશીમાં નીહાળતો. તેમ જ, સાંજના સમયે કોઇક પ્રસંગે, બાદશાહી દરબાર આ ફુવારા પાસે ભરવામાં આવતો હતો. આ ચોગાનને, ઉત્તર અને દક્ષિણ દિશાએ બે દરવાજા હતા જેમાંનો એક ત્રણ દરવાજા *જેમાંથી શહેરમાં દાખલ થવાય છે તે હજુ છે. હવે તો બધો દેખાવ બદલાઈ ગયો* છે. ત્રણ દરવાજા પર જુના સમયનું છાપરૂં હતું તે પણ નીકળી ગયું છે.

"Through this gateway *sallied Mahmod Beggra at the age of 14* to quell by his looks the rebellious nobles who disputed his succession and in later days the newly appointed Mahratha governors used to aim five arrows at one of its beams and augur good or ill to their administration in accordance with their success in striking it."—"Architecture of Ahmedabad"—Hope & Fergusson.

હીરાલાલ. ત્રિ. પારેખ.

# મારો સ્વાધ્યાય.

## મનુષ્યજીવન.

"The proper study of Mankind is Man."—Pope.

મનુષ્યદેહની દુર્લભતાનું જેમને ભાન છે તેઓ આ સંસારને આત્મકલ્યાણના સાધન રૂપે જ જુએ છે. તેમની વૃત્તિ ધન પુત્ર કલત્ર માન પ્રતિષ્ઠા વિગેરે ઐહિક વિષયો ઉપર સ્થિર થતી નથી. પરંતુ તેઓ જે કાંઈ જુએ છે, વિચારે છે, કરે છે અને અનુભવે છે તેમાં મનુષ્યજીવનના પરમ પ્રાપ્તવ્ય રૂપ મોક્ષ તેના ઉપર તેમની દૃષ્ટિ રહે છે અને સંસારયાત્રાના મુકામોમાંથી પસાર થતાં તેના મોહમાં ન લપટાતાં તેના અનુભવો ઉપરથી બોધ લે છે અને મોડા વ્હેલા પ્રાપ્તવ્ય સ્થાને પહોચે છે. નીચેની વાર્તા એક અંગ્રેજી લેખમાં વાંચેલી તે આ વિષયનું એક રૂપક છે. એમાં 'બટુક' તે ભવાટવીમાં દાખલ થતો મનુષ્ય જીવ છે.

આજે આ બટુકની બાલ્યાવસ્થા પૂરી થાય છે. હવે તે પોતાની પરિસ્થિતિ તપાસે છે.

અત્યાર સુધી તે સીમમાં કૂદતાં નાચતાં હરણાં જેવો કોઈ પણ પ્રકારની જવાબદારી વિનાનો હતો. દયા અને ભયના ભાન વિનાનો હતો. તે સિવાય અપથ્ય ભોગનો તેને સ્વાદ લાગ્યો હતો. અને હુંપણાની બુદ્ધિ તેનામાં ઉત્પન્ન થઈ હતી.

પણ આજે તે એક લાંબી મુસાફરીના ઉમરા ઉપર છે.

### ૧. સદસદ્વિવેક.

અહીં તેને જગત્ મોટા ઉપવનના જેવું જણાયું. તેમાંનાં વૃક્ષોનાં નામ પણ તે જાણતો નહતો. પણ જ્યાં તે એકલો ઉભો હતો ત્યાં તેનાથી જરાએક દૂર બીજાં વૃક્ષોથી છૂટું એક વૃક્ષ તેના જોવામાં આવ્યુ. તે વૃક્ષને તે ઓળખતો હતો. સ્વાભાવિક રીતે તે વૃક્ષનાં કેટલાંક ફળ તેણે તોડ્યાં અને ખાધાં. તે તેને મીઠાં અને કડવાં લાગ્યાં. આવા વૃક્ષ ઉપર આ વિલક્ષણ ફલ જોઇને તેને આશ્ચર્ય થયું.

આ વૃક્ષ જીવનયાત્રાના આંગણામાં જ ઉગેલું હતું. કલ્યાણ અને અકલ્યાણ—શિવ અને અશિવ—સદ્ અને અસદ્—ના જ્ઞાનનું તે વૃક્ષ હતું. તે જ એક વૃક્ષ નંદનવનમાંથી આ લોક ઉપર આવ્યું હતું.

### ૨. લક્ષ્મી.

આપણો બટુક જીવનના પહેલા આશ્રમમાં જ છે. આ ઉપવનના જૂદાં જૂદાં વૃક્ષોની કુંજોમાં જગતના કંઈક લોકો તરેહ તરેહની અટાપટીની રમતો રમતા તેના જોવામાં આવે છે. કંઈક લોક ઊંચામાં ઊંચી શાખાઓ ઉપર લટકતાં સુવર્ણ ફળવાળાં વૃક્ષો ઉપર નિરંતર ચડ્યાં કરતા, જ તે જુએ છે. અને એમ પણ જણાય છે કે તેટલે ઊંચે પહોચ્યા પછી જે તે ફળ ચાખે છે તે કટાણું મ્હોં કરે છે.

હવે તે બટુક સમજે છે કે આ ફળ તે લક્ષ્મી છે. તેણે પણ તે ફળમાંથી થોડુંક ખાધું. તેને તે સ્વાદિષ્ટ લાગ્યું અને પેલાનાં મ્હોં કટાણાં થયાં તે તેને આશ્ચર્ય લાગ્યું.

## ૫. કીર્તિ.

વળી તેણે તે વાડીમાં કેટલાંક લીલાં વૃક્ષો જોયાં. આ વૃક્ષોને કાંઈ ફળ બેસતાં નહતાં. ઘણા લોકો આનાં પાંદડાના મુકુટો બનાવી પોતાના માથા ઉપર મૂકતા તેને જણાયા. પણ તે મુકુટોમાંના પાંદડાં ઘણે ભાગે છૂટા પડી જતાં હતાં. અને જેટલો વખત તે મુકુટો પહેરનારાઓના માથા ઉપર આબાદ રહેતો તેટલો વખત પણ તે પહેરનારાઓ તેને દુઃખી દેખાતા. આથી પણ તેને આશ્ચર્ય લાગ્યું.

હવે તેને સમજાય છે કે આ વૃક્ષો તે કીર્તિ છે. તેનાં પાંદડનો એક મુકુટ તેણે પણ પહેરી જોયો. તે સ્થિર રહ્યો. અને તેનાથી તેનું પોતાનું જીવન તેને ઉદ્દીપ્ત થતું જણાયું. તેના શરીર અને તેના આત્માને આ મુકુટ ધારણ કરવાથી કંઈ નવું જ ચેતન મળ્યું.

## ૪. પ્રેમ.

હવે તે બટુકે ઉપવનમાં મોજ માણતાં કેટલાંક મંડળો તરફ ચાલવા માંડ્યું. ત્યાં તેણે કંઇક આનંદી જુવાનો જોયા. તેણે તેમને તેઓના આનંદ વિશે અને જુવાની વિશે સમાચાર પુછયા. તે લોકોએ જવાબમાં ઉપવનની વનસ્પતિ ઉપર બેઠેલાં પુષ્પો તરફ આંગળી બતાવી. આ બધાં વસંત પુષ્પો હતાં. વળી તે ઉપવનની વાડો ઉપર ઉગેલાં ગુલાબનાં ફુલ બતાવ્યાં. આ ફુલો તેણે પહેલાં કદી જોયાં નહતાં.

હવે તેને ખબર પડી કે આ પુષ્પો એ પ્રેમનાં પ્રતીક છે. એણે થોડાંક પુષ્પો ચુંટ્યા ત્યારે તેણે સહચારી માટે ઇચ્છા કરી, અને એક મુગ્ધ બાળાને જોઇને તેણે તેના સામો હાથ ધર્યો. તેના શરીરમાં અગ્નિ પ્રકટ્યો અને તેનું હૃદય મીણની પેઠે ઓગળી ગયું. પણ તે બાળાએ દીલગીરીની સાથે તેના કીર્તિમુકુટ તરફ નજર કરી.

## ૩. કવિતા.

આ બનાવથી આપણા પાન્થની જીભ એકદમ છૂટી. તેણે કવિતા ગાવા માંડી જ્યારે તેણે સંસાર, સંસારનું સૌંદર્ય, જગતના આનંદો, અને જીવનની મહત્તા, અને પ્રેમના અગાધ ગૌરવ ઉપર કેટલાંક ગીતો ગાયાં ત્યારે તેના માર્ગમાં એક પડછાયો દેખાયો; અને ઊંચું જોયું ત્યારે જગતના સર્વ સામર્થ્યને ધારણ કરનારી એક સ્ત્રી તેના જોવામાં આવી. તેણીનું મ્હોં ગંભીર હતું, તેનો ચ્હેરો ફીકો હતો, પણ તેની આંખોમાં યૌવનનું દૈવત હતું.

આ સ્ત્રી આપણા પથિકનો હાથ પકડી તેને લઈ ગઈ. તેની આંખો તેણીના મુખ ઉપર સ્થિર થઈ. અને તેણે સ્ત્રીનો હાથ પકવા દીધો. આ વખતે તેના હાથમાંનાં બધાં પુષ્પો ખરી પડ્યાં. ફક્ત એક રહ્યું. અને તે એક પણ કરમાયું.

તે સ્ત્રી તેને તે વાડીના મધ્ય ભાગમાથી પસાર થતા એક પથ્થરના માર્ગમાં દોરી ગઈ અને તેણીએ તેને ત્યા છોડી મુક્યો

અહીં ' પધારો કવિ ' એવો એક અવાજ તેને કાને પડયો.

### ૬. સત્ય અને સૌંદર્ય વચ્ચે

હવે આપણા પથિકને એક મ્હોટા સઘનો સગાથ થયો. તેમાના કેટલાક આલાપ કરતા હતા, અને કેટલાક મિતભાષી હતા પણ તેમના દરેક વાક્યો અર્થ ગાભીર્યવાળા હતા તેને માલુમ પડયુ કે હું જગતને અર્થે વાત કરનારા એક મડળનો સગાથી થયો છુ

તત્ત્વચિતકોની આગળ હમેશા એક ધૂમસવાળો સ્તભ રહે છે આ ધૂમસમા સત્ય સતાયલુ છે જ્યારે લોકો ઉપવનમા લીના માણતા મજા કરે છે ત્યારે આ ગભીર પુરુષો તેમને અર્થે ચિતન કરે છે તેઓ નમળાઓને માટે વિધિનિષેધના વાક્યો રચે છે અને બલિષ્ઠ પુરુષોને પોતાના હૃદયમા ધારણ કરવા સારૂ સત્યરૂપી અમૂલ્ય રત્નો આપે છે

કવિઓ હમેશા અગ્નિ–જ્યોતિના સ્તભને પૂજે છે આ સ્તભમા **સૌંદર્ય** રહેલુ છે અને સૌંદર્ય ઉપર નજર રાખીને તેઓ સ્પષ્ટ કઠથી મધુર કાવ્યો આલાપે છે આ કાવ્યાલાપોમાના કઈક શબ્દો થાક્યા પાક્યા લોકોને કાને જતા આવતા પડે છે સૌંદર્યની જ્યોતિનો પ્રકાશ તેમના ચ્હેરા ઉપર પડતા તેઓ સુદર અને જુવાન જેવા દેખાય છે

આ સિવાય એક બીજી વસ્તુ તેણે જોઈ તેના સંઘાથીઓ કાન કાલાન્તરના અને જાત જાતના હતા છતાં–કેટલાકના તો તમામ વાળ પણ ધોળા થઈ ગયેલા અને શરીર વળેના છતા–તેમની આખોમા જે સ્ત્રીએ તેનો હાથ ઝાલ્યો હતો તેની આખોના જેવુ શાશ્વત યૌવનનુ તેજ હતુ

કોઈ કોઈ વખત રસ્તે ચાલતા કોઇક કવિ બાજુ ઉપરથી એકાદ પુષ્પ ચુટે અને ચુટે તે ક્ષણે જ તે પુષ્પ કરમાઈ જાય પછી તે કવિ તે પુષ્પ પાછુ અમર ગાનમા સજીવન થાય ત્યા સુધી આલાપ કરે જો કે તે પુષ્પનુ સ્થૂલ તો કરમાઈ ગયુ હોય, પણ તેનો અમર આત્મા તો અનન્તકાલ કાલપર્યંત જીવતો જ રહે

### ૭. લક્ષ્મીનો સત્ય અને સૌંદર્ય સાથે વિરોધ

કોઈ વાર તેમાનો કોઈ કવિ કે કોઈ તત્ત્વચિંતક તે રસ્તામાથી ઉપવનની વનસ્પતિમા થઇને લક્ષ્મીના વૃક્ષ તરફ જાય, અને તેના ફળમાથી કઇક ખાઈ લે પરિણામ એ આવે કે તેની આખમાથી યૌવનનું તેજ જતું રહે તેનો કંઠ આલાપ કરતો બધ થાય તો પણ કીર્તિનો મુકુટ ધારણ કરીને લક્ષ્મીના વૃક્ષ નીચે જ્યા સુધી તે બેઠો હોય ત્યા સુધી લોકો તેને કાઈ સાભળે, અને એક ક્ષણને માટે અભિનન્દન આપે પછી, તે પછી તરત જ, તે બધાનું વિસ્મરણ થઈ જાય અને પોતે પણ બુઢ્ઢો અને કદૂપો થઈ રહે

## ૮. નિર્વેદ-કરુણા.

હવે આપણો પથિક તે ઉપવનમાંના કેટલાક લોકને અંદર અંદર કંકાસ કરતા જુએ છે. તેઓ માંહોમાંહે એવી રીતે લડે છે કે ઉપવનની સર્વ વનસ્પતિ ચગદાઈ જાય, પુષ્પો અને વૃક્ષો ભાગી જાય, અને લોકના લોહીની નદીઓમાં અફળાય. આ જોઇને આપણા પાન્થને રોવું આવે છે. પણ તેના સંધાથીઓમાંના કેટલાકને તો આ પ્રલય દેખાતો પણ નથી. તેઓ તો હજી જીવનની મગરૂરીનાં, યૌવનના ગરમ લોહીનાં, અને પરાક્રમનાં ગૌરવોનાં ગાન હજી ગાયાં જ કરે છે. આણી તરફ આપણા પથિકને તો વેરાન થઈ ગયેલાં આવાસોનાં, દુઃખાગ્નિથી બળતાં મંદિરોનાં, અને મુએલાં નિર્દોષ બાળકોની ચિંતાનાં ગાયનો ગાવાં જ સૂઝે છે.

## ૯. વાત્સલ્યરસ. સંસારને સલામ.

આ પછી એક નવું ગીત તેના હૃદયમાં ઉગે છે. અને હોઠ ઉપર હમણાં આવશે હમણાં આવશે એવી આશામાં કેટલોક વખત રાહ જોતો બેસી રહે છે. તેના હોઠ ઉઘડતા નથી. પોતે કેમ મુંગો થઈ ગયો તેની સમજણ ન પડવાથી તે પોતાની આસપાસ જુએ છે.

ત્યાં તે ઉપવનમાં એક ગુલાબની વાડ નીચે જે બાળાના ઉપર તેને પ્રથમ પ્રેમ ઉત્પન્ન થયો હતો તેને તે જુએ છે. તેની સાથે એક પુરુષ છે. અને તેના ઘુંટણ આગળ ત્રણ બાળકો આનન્દ કરે છે.

હવે તેના હોઠમાંથી પેલું ગીત વહન કરે છે. અને તે વાત્સલ્યગીતા ગાય છે. જ્યારે તેણે આ ગીતા ગાઈ ત્યારે તેને માલુમ પડયું કે તે એકલો પડેલો છે, અને ઉપવનની બહાર એક વેરાનમાં ઉભો છે. અહીં તે સંસારના સ્વરો સાંભળે છે. અને કોઇ કોઈવાર પુષ્પગન્ધથી સુવાસિત થયેલી પવનલહરીઓ દ્વારા તેનાં પોતાના પૂર્વના આલાપો તેને સંભળાય છે. તેમાંના કટલાંક ઉત્સાહનાં ઘણાંક કારુણ્યનાં અને ઘણાંખરાં પ્રેમ અને સંસારના સૌંદર્યનાં છે.

## ૧૦. સદાશિવનો પ્રસાદ—ભક્તિરસનો સાક્ષાત્કાર.

આ વેરાનમાં તે ઘણાં વરસ રહે છે. ત્યાં એક પલ્વલમાં જોતાં તેને પોતાના વાળ સફેદ થયલા જણાય છે. આથી તેને આશ્ચર્ય થાય છે. કારણ કે પોતે તો હજી સંસારયાત્રાના આંગણામાં ઉભેલા મધુર ફૂલ ખાનારા બટુકના જેવો જ બાળક છે એમ અનુભવે છે.

અહીંયા તેને પોતાની બાલ્યાવસ્થા યાદ આવે છે. અંધકાર નષ્ટ થયું જણાય છે. હવે બાલ્ય એ કેવી સારી વસ્તુ છે અને બાલક થતાં શીખવામાં કેટલો વખત જાય છે તે તેને સમજાય છે. હવે તે 'રસ'ની કિંમત સમજે છે.—જે રસ સંસારમાં બાલ્યનું રહસ્ય ભૂલી ગયલા લોકોને અગોચર છે.

આખરે તેને તે સ્થાન છોડવાનો સમય આવી પહોંચ્યો છે એ વાત સમજાય છે.

ઉંચી ટેકરીઓ વચ્ચે થઇને ચાલતા એક માર્ગમાં હવે તે પંથે પડે છે. ચાલતાં ચાલતાં મનુષ્ય-આત્માને હલાવનાર ભવ્ય ગંભીર વસ્તુઓનું એક ગાન ગાય છે. મનુષ્યના આત્માનુસંધાનનાં સ્ત્રીઓનાં દુઃખનાં, અને અનુમાહિત પ્રેમનાં કાવ્યો પણ તેના હૃદયમાં ઉભરાય છે.

જ્યારે તે ટેકરીના શિખર ઉપર એ પહોંચે છે ત્યારે પોતાની સમક્ષ એક ભવ્ય અને ગહન સમુદ્ર અને સૂર્યના પ્રકાશથી ઝળહળી રહેલી સુવર્ણની રેતી તેને દેખાય છે.

પછી તે રેતીમાં ઉતરે છે. સૂર્યના તડકામાં એક દૃષ્ટિએ જોઈ રહે છે. તેના પ્રકાશથી તેની આંખો અંજાઈ જાય છે. અને જ્યારે કીનારા સુધી સમુદ્રનાં મોજાં ઝીણા ઝીણા કાંકરાને પગતળાં ધમધમસે છે ત્યારે તેને હસવું આવે છે. ત્યાં તે આત્માના આનન્દથી ભરાય છે. અને બાળક જેવા આનન્દનો અનુભવ લે છે. જેમના ઉપર સદાશિવનો પ્રસાદ છે તેઓ નિરંતર આત્માનંદ ભોગવે છે.

## ૧૨. સ્વર્ગારોહણ.

આખરે એક દિવસ અરુણોદયને વખતે જ્યારે આકાશ ગુલાબી રંગથી રંગાઈ ગયું હતું, અને પોતાનો આત્મા મોતીના જેવો નિર્મળ હતો ત્યારે છેટેથી તેણે શ્વેત શઢ જોયો. તે વખતે અસ્મિત વદનથી તેણે પોતાનું છેલ્લું અત્યંત પવિત્ર ગીત ગાયું. અને ગોઠણીયે પડીને અમતતત્ત્વનો અનુભવ કરતો કૈવલ્યસુખની ગહન જોતો સ્થિર થઇ ગયો."

"અભ્યાસી."

---

## "ફુલડાં કટોરી."

ગન્ધીએ અમૃત મોકલ્યાં રે બ્હેન !
ફુલડાં કટોરી ગૂંથી લાવ,
જગભાવણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિં ઝીલું રે બ્હેન !
અંજલિમાં ચાર ચાર ચારણી રે બ્હેન !
અંજલિએ છુંદણાંના ડાઘ,
જગભાવણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિં ઝીલું રે બ્હેન !
ઝીલું નહિં તો ઝરી જાતું રે બ્હેન !
ઝીલું તો ઝરે ધારાધાર,

જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિં ઝીલું રે બ્હેન !

ફૂલડાંમાં દેવની હથેલિયો રે બ્હેન !
દેવની કટોરી ગૂંથી લાવ્ય,
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિં ઝીલું રે બ્હેન !

(રા. ન્હાનાલાલ દ. કવિ.

—સુન્દરીસુબોધ, માર્ચ ૧૯૦૬.)

રા. ન્હાનાલાલની કવિત્વશક્તિ વિશે મ્હેં એક બે પ્રસંગે આનન્દયુક્ત પ્રશંસા કરેલી છે; અને એ શક્તિની સાથે કલાવિધાનનાં અમૂલ્ય તત્ત્વોનો અનાદર, અપૂર્વતાના લોભમાં તણાઈ હસનીય વિચિત્રતાના ફળની પ્રાપ્તિ, વગેરેનો સંયોગ જોવાથી ખેદ પણ બતાવ્યોછે. પરિણામ એ થયુંછે કે હેમનાં અત્યાર સુધી પ્રસિદ્ધિમાં આવેલાં કાવ્યોમાં સુન્દરતા અને ખરા કવિત્વવાળી રચના ગણ્યાં ગાંઠ્યાં ઉદાહરણોમાં જ જડેછે. પરંતુ એ વિરલતાને લીધે, તેમ જ એ ગણતર ઉદાહરણોમાં સમાયલી અપૂર્વ ઉચ્ચતાવાળી કવિત્વકલ્પનાને લીધે, એ અપવાદો જોરથી પ્રકાશી નીકળેછે. હેવા પ્રકાશતા અપવાદમાં ઉપર ઉતારેલા કાવ્યને દાખલ કરી સકાશે. છતાં હેમાં પણ રા. ન્હાનાલાલની અનિષ્ટ વિલક્ષણતાએ કેટલીક ખામીઓને પ્રવેશ આપ્યોછે તે કહ્યા વિના નથી રહેવાતું. એ ન્હાની ખામીઓ ના હોત તો આ કાવ્ય કેટલું દીપી નીકળત એ વિચારથી જ એ ખામીઓની પરીક્ષા પ્રથમ કરીને પછી આ કાવ્યની ખૂબીનું દર્શન કરાવવાની ઇચ્છા છે.

પ્રથમ કાવ્યને નામ આપનાર શબ્દ જરાક કઢંગો શ્રવણને લાગે છે. 'ફૂલડાંકટોરી' એમ બહુવચનયુક્ત પૂર્વપદવાળો સમાસ સુરુચિયુક્ત નથી લાગતો. 'ફૂલની કટોરી' એમ હોત તો ચાલત અને આ વાંધો ના ઉત્પન્ન થાત. પદ્યમાં પણ 'ફૂલની કટોરી ગૂંથી લાવ્ય' એમ સારી રીતે બેસે એમ છે. પરંતુ આ બહુ મહત્ત્વનો દોષ નથી.

અમૃત—એ શબ્દમાં 'મૃ' તે જોડાક્ષર હોય એમ ભ્રમથી પૂર્વનો 'અ' થડકાવીને બોલવાની ભૂલ્ય આ શબ્દ આ કાવ્યમાં જે રીતે ગોઠવ્યોછે તે ઉપરથી જણાઈ આવેછે. એથી શ્રવણને કર્કશતા ઉત્પન્ન થાયછે. મણિલાલ દ્વિવેદી જેવા સંસ્કૃતના સારા જ્ઞાનવાળા વિદ્વાનને હાથે પણ

'જે કર્ણ–અમૃત રસાયન ચિત્તકેરાં,'

જેવા સ્થળમાં આ દોષ થયેલો જોયોછે તો સંસ્કૃતના જ્ઞાનનો ગન્ધ પણ જેને નથી હેવાને આ દોષ માટે ક્ષમા આપી સકાશે.

પરતુ ક્ષમા ના આપી સકાય હેવો દોષ સંસ્કૃતના જ્ઞાનનો અભાવ છતા સસ્કૃત ભાષાના શબ્દો જોડે ઉદ્ધત છૂટથ લેઇને રા. ન્હાનાલાલ માથે વ્હોરી લેછે તે ખેદકારક છે. 'ચન્દ્રી' એ શબ્દ આ ધૃષ્ટતાનુ ઉદાહરણ છે. એ રૂપ આપી એ શબ્દમાં શો નવો અર્થ સમાવવાનો પ્રયત્ન એઓ કરેછે તે જ પ્રથમ તો અગમ્ય છે.–'ચન્દ્રી શુકીનાં તેજ'—એમ એક બીજે પ્રસંગે હેમણે પ્રયોગ કર્યોછે, ત્હાં પણ હાસ્યજનક પરિણામ આવ્યું છે, ને શું ઉદ્દિષ્ટ છે તે વાત તો ગૂઢ જ રહી છે. 'ચન્દ્રિકા'–ચાદની–તો ઉદ્દિષ્ટ નહિં જ હોય એ આ કાવ્યના સદર્ભ ઉપરથી જણાયછે ત્યારે 'ન્હાનો સગ્ખો ચન્દ્ર' એમ મતલબ હશે? તો હેવા ચન્દ્રમાથી અમૃતની ધાગ વરસતી સભવે નહિ. 'ચન્દ્ર'ને સ્રીલિગ બનાવી રસિક રૂપ આપવાની જ ઇચ્છા હશે, અથવા ચન્દ્રને સ્રીરૂપ કલ્પ્યો હશે એમ વખતે સભવે. પણ તેમ કરવા જતા હાતુ અપરિચિત સાક્ષરતાવિરોધી અને હાસ્યજનક રૂપ ઘડી કાઢવાથી તો રુચિભગ જ થાયછે. 'ચદા' એ પ્રાકૃત રૂપ હિન્દી કવિતામાથી અને નર્મદ કવિના કાવ્યોમાથી પ્રાપ્ત થયેલુ જેમ ભાષાશુદ્ધિને ક્ષોભ આપવાથી અલગ રહેછે તેમ સુરુચિ અને રસિકભાવનાને પોષક બનેછે. એ રૂપ સ્વીકારવામા રા. ન્હાનાલાલને નાનમ લાગતી હોય તો તો લાચાર! પરતુ પોતાની મેળે અપૂર્વ શબ્દ ઘડી કાઢવાની છૂટથ સમર્થ વિદ્વાન્ અથવા કવિજન પણ વિરલ પ્રસગે લેછે અને લેછે ત્યારે સફળતા હેવાને જ અને અમુક મર્યાદા સાચવ્યાથી જ મળે છે–એ વાત ધ્યાનમા રાખવાની છે.

'ચાળવુ'–ઉપરથી 'ચાળણી' શબ્દ થયેલો છે છતા 'ચાયણી' એમ રૂઢ થયેલુ રૂપ અશિષ્ટ માની શિષ્ટ બનાવવા જતા, ય તો રકારનો જ થાય એમ ગણી લઈ 'ચારણી' શબ્દ રા. ન્હાનાલાલે વાપર્યોછે તે ઉઘાડી રીતે જ ખોટો અને હાસ્યજનક છે. પરતુ આ શબ્દશુદ્ધિની જ માત્ર વાત છે તેથી, તેમ જ રા ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા વિદ્વત્તા માટે વિખ્યાત પુરુષે પણ આ પ્રસગની જ ભૂલ કરેલી છે—'ચારણી' શબ્દ વાપર્યોછે—તેથી, રા ન્હાનાલાલ જેવા યુવકને આ ક્ષતિ માટે બહુ દોષ નહિ દઈએ તો ચાલશે, જો કે એ શબ્દની અશુદ્ધિ તો તેથી લુપ્ત નહિ જ થાય

ઉપરના કાવ્યની ત્રીજી કડીમા અમૃતને 'દશધાર' ઝરી જતુ કહ્યુછે તે જરાક સમજાતું નથી. અજલિ બે હાથની બનાવતા દસ આગળા વચ્ચે આઠ (અથવા તો બે હાથ જોડાતા ટચલી આગળીઓ છૂટી રહી ગણતા નવ) તડો પડેલી હોય તેથી, 'અષ્ટધાર' અથવા 'નવધાર' સભવે આ એક ન્હાની સરખી શકા નોધીને જ બસ કરુછુ.

'જગમાલણી'–એ રૂપમા 'જગત્' અને 'માલણી' એ ઉપમેય અને ઉપમાન વચ્ચે વિગભેદ આવેછે તે જરાક રુચિને ક્ષોભ કરનાર જણાયછે. પણ હેને બદલે શું મૂકવું જોઇતુ હતું તે સોધી કાઢતા જરાક વાર લાગશે.

આટલા દોષારોપણ બતાવ્યા પછી હવે આ કાવ્યના અસાધારણ ગુણાંશ બતાવવાનું આનન્દમય કર્તવ્ય બજાવુછુ. આ કાવ્યમા સમાયલા અતિ ઊંચા પ્રકારના ધ્વનિનુ શ્રવણ રસિક જનોને તરત થશે. મ્હારી અલ્પમતિ પ્રમાણે મ્હને જે ધ્વનિનુ શ્રવણ થાય છે તે અહિ

દર્શાવીશ. વાચ્યાર્થ તો સ્પષ્ટ આટલો જ છે કે ચન્દ્રમાંથી અમૃત ઝરણ પડેછે તે કવિ હાથની અંજલિમાં ઝીલવાને અનિચ્છુ છે; હેનાં કારણો અંજલિમાં છિદ્રો હોવાથી પૂરું ઝીલાય એમ નથી, તેમ જ હાથમાં છૂંદણાંના ડાઘથી અમૃત મલિન થવાનો ભય છે; અને ઝીલવું તો છે—ના ઝીલે તો અમૃતઝરણ વ્યર્થ જતું રહે; 'માટે એ ઝીલવા માટે જગતરૂપી માલણની કને ફૂલડાંની ગૂંથેલી કટોરી માગેછે, કેમકે ફૂલની પાંખડીઓ તે દેવની હાથેલિયો છે, અલૌકિક છે, તે જ આ પ્રકારનું અમૃત ઝીલવાને યોગ્ય તથા સમર્થ છે; દેવલોકો અમૃતપાન કરનારા મનાયાછે તો હેમની હાથેલિયો આ જગતમાં સુન્દર ફૂલમાં જણાય છે, માટે તે સાધનથી આ અમૃત ઝીલાશે. અથવા દેવ એટલે પરમ દિવ્ય પરમાત્મા હેનું સુન્દર સ્વરૂપ ફૂલમાં છે એમ વધારે સુઘટિત અર્થ થશે. આમ વાચ્યાર્થ છે. હામાં સુન્દરતાથી ઊભરાઈ જતો ધ્વનિ તપાશિયે. વાચ્યાર્થ ઉદ્દિષ્ટ નથી એ તો ઊઘાડી જ વાત છે. વ્યઙ્ગ્ય અર્થ જ પ્રધાન છે અને તેથી જ આ કાવ્યના કવિત્વની સુન્દરતા છે; વિશેષ એ વ્યઙ્ગ્ય અર્થની ચારુતા અને ઉચ્ચ કલ્પનાને લીધે જ. તેમ જ વ્યઙ્ગ્ય અર્થ અસ્પષ્ટ નથી તેમ અતિસ્ફુટતાના દોષવાળો પણ નથી. એ વ્યઙ્ગ્ય-એ ધ્વનિ-આ છે:—દિવ્ય ભાવનાઓ મનુષ્યને માટે આ માનવ જીવનથી કોઇ ઉચ્ચતર પ્રદેશમાંથી અમૃતની પેઠે ઝરે છે. ઇશ્વર એ અમૃત મોકલે છે; પરંતુ તે ઝીલવા માટે અર્થાત્ એ ભાવનાઓ બરોબર ધારણ કરવા માટે આ જીવનની ખામીનાં છિદ્રોથી ભરપૂર અને ઐહિક વાસનાઓથી કલંકિત માનવહૃદય યોગ્ય પાત્ર નથી; હેને ઝીલવા માટે દિવ્ય વાસનાઓથી બનેલું કોઇ હૃદય જ સમર્થ અને યોગ્ય છે; માટે જગતને કવિ વીનવે છે કે હેવી કોઈ દિવ્ય વાસનાઓથી મ્હારું હૃદય લિપ્ત કર્ય કે જેથી એ દિવ્ય ભાવનાનું અમૃત ઝીલી સકું. આપણા માનવજીવનના રંગબેરંગી અનુભવો આપણને સમઝાવી સકશે કે ઇશ્વરદત્ત વિરલ પળોએ થતી દિવ્ય ભાવનાઓની ઝાંખી મનુષ્યજીવનની જડ મલિનતાને લીધે ક્ષણિક જ રહેછે; આ ચન્દ્રિકાની ઝાંખી મટી એકધારી દીપ્તિવાળી ચન્દ્રિકાનું સતત દર્શન થવાની ઉચ્ચ ઊર્મિમાં ઊછળીને આ કાવ્ય રચાયલું જણાયછે. ચન્દ્રમાંથી ઝરતું અમૃત ઝીલવાને, તે અમૃત ઝરી ના જાય, તેમ જ ઐહિક વાસનાનાં છૂંદણાંથી એ અમૃત કલુષિત ન થાય, હેવી કોઇ દિવ્ય કટોરી આ કવિને જોઇયે છિયે. તે કોણ આપશે?—મલિન વાસનાઓવાળું જગત્? એ કેમ આપી સકે? જગતનાં છૂંદણાંના ડાઘથી તો મુક્ત હેવી અંજલિ બનાવવી જોઇશે. છતાં 'જગમાલણી' કને જ કવિ 'ફૂલડાંકટોરીની'—દેવની કટોરીની-માગણી કરેછે. હેમાં જણાતો વિરોધ તે વિરોધાભાસ જ છે. એ દેખાતા વિરોધમાં ઊંડું સત્ય સમાયલુંછે. દિવ્યભાવનાઓનું ગ્રહણ કરવાને આ જીવનના અનુભવોમાંથી જ ઊંચાં તત્ત્વો મળી સકેછે; પ્રેમ, ઉપકાર, સદ્ભાવ આદિ અનેક કુસુમો આ જીવનમાંથી પ્રાપ્ત થાયછે; અને તે ઊંચાં તત્ત્વો આ જીવનમાંથી એકત્ર કરીને હેની 'ફૂલડાંકટોરી' ગૂંથી આપવાની શક્તિ આ સંસારમાં છે—જો બરોબર રીતે એ શક્તિનો ઉપયોગ થાય અને સેવાય તો. એ માટે કોઇ જગતની બ્હારના કલ્પિત જગતમાં જવાની જરૂર જ નથી. માટે જ જગમાલણીને પ્રાર્થના કરીછે. દિવ્ય વાસનાઓને ફૂલડાંની ઉપમા અપાઈછે તે અતીવ ચારુતાયુક્ત કલ્પના છે. પ્રકૃતિનાં સુન્દર સ્વરૂપોમાંથી ન્હાનકડા આકારમાં છૂટક છૂટક રહેલાં સ્વરૂપ સુન્દર કુસુમ જ છે; અને દિવ્ય વાસનાઓનાં છૂટક છૂટક પ્રસંગે સ્ફુરતાં સ્વરૂપો તે આ કુસુમની કલ્પનાથી સરસ રીતે પ્રગટ થાયછે. માટે જ 'ફૂલડાંમાં દેવની હથેલિયો' કવિ જુવેછે.'

દિવ્ય ભાવનાઓનું અમૃત ઝીલવાનું ઉપર કહ્યુંછે હેમાં કવિત્વભાવનાઓ, ધર્મભાવનાઓ, વગેરે સર્વ ઉચ્ચ ભાવનાઓનો સમાવેશ થાયછે, અને એમ ઉચ્ચ ભાવનાના પેટાભેદનો પરામર્શ કરીને આ કાવ્યમાંનો ધ્વનિ-સૂર્યનાં કિરણો જુદા જુદા પ્હેલમાં ઝીલીને જુદા જુદા ઇન્દ્રધનુષ્યના રંગ વિખેરતા લોલકની પેઠે-ભિન્ન ભિન્ન સુન્દર રંગ પ્રગટ કરેછે.

આ કારણથી જ રા. ન્હાનાલાલના આ કાવ્યથી મોહ તથા આનન્દ ઉત્પન્ન થાયછે. હેના જ પ્રમાણમાં ને તે માટે જ ઉપર બતાવેલી કેટલીક મહત્ત્વની ખામીઓથી હેની સુન્દરતા કથળેછે તેથી ખેદ થાયછે. પરંતુ એકંદર ફળ સુન્દરતાના દર્શનનું જ થાયછે એ આ કાવ્યની અન્તર્ગત ઉચ્ચ રસિકતાનું પરિણામ છે.

રત્નાગિરિ, તા. ૧૧-૭-૦૬. } નરસિંહરાવ ભોળાનાથ.

---

## હિંદુસ્તાનનો રાજ્યવહીવટ.

( અનુસન્ધાન પૃ. ૨૧૪ થી ).

**ક્રિમિનલ પ્રોસિજરમાં સુધારો.**

૧૮૮૩ માં ફોજદારી કામ ચલાવવાની રીતમાં એક એવી મતલબનો સુધારો કરવાની દરખાસ્ત કરવામા આવી કે દેશના અંદરના ભાગોમાં અમુક દરજ્જાના ન્યાયખાતાના દેશી અમલદારોને પણ યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર કામ ચલાવવાની હકુમત આપવી. આ દરખાસ્તથી આખા હિંદુસ્તાનમાં ભારે ખળભળાટ ફેલાયો હતો. ૧૮૭૨ ના ક્રિમિનલ પ્રોસિજર કોડ પ્રમાણે યુરોપિયન બ્રિટિશ રૈયત ગુન્હેગાર હોય ત્યારે, હકુમતની વ્યવસ્થા એવી હતી કે (૧) ત્રણ મહિનાની કેદ અથવા એક હજાર રૂપીયા દંડ કે બન્ને તરેહની શિક્ષા જેને માટે ઠરાવેલી છે તેવા ગુન્હાઓની તપાસ ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટને હાથે થાય, (૨) જે ગુન્હાઓને માટે એક વર્ષની કેદની અથવા ગમે તેટલા દંડની, અને બન્ને તરેહની શિક્ષા થઇ શકે તેવા ગુન્હા સેશન્સ જજ, એડિશનલ સેશન્સ જજ અને અમુક એસિસ્ટંટ સેશન્સ જજ ચલાવી શકે—પણ એવો સ્પષ્ટ નિયમ હતો કે તે મેજીસ્ટ્રેટ અથવા સેશન્સ જજ કે ઍડિશનલ સેશન્સ કે ઍસિસ્ટંટ સેશન્સ જજ જસ્ટિસ ઑફ ધ પીસ (સુલેહનો અમલદાર) હોવો જોઇએ તેમજ તે પડે યુરોપિયન બ્રિટિશ રૈયત હોવો જોઇએ, (૩) આથી વધારે શિક્ષાના ગુન્હા હાઇકોર્ટમાં ચાલતા. આ ધારા વખતે (૧૮૭૨માં) એવી દરખાસ્ત મુકવામાં આવી હતી કે **દેશી** કોવેનેન્ટેડ સિવિલ સર્વન્ટ-જેઓ સુલેહના અમલદાર હોય તેમને પણ યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર કામ ચલાવવાનો અધિકાર આપવો. પણ આ વખતે વ્હાઇસરોયની ધારાસભાના અમલદાર અધિકારીઓ એકમત

નહોતા, અને આ દરખાસ્ત પરિણામમાં પાંચ વિરૂદ્ધ સાત મત પડવાથી રદ ગઈ. દશ વર્ષ પછી ૧૮૮૨ ના માર્ચની છઠ્ઠી તારીખે સુધરેલો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો પસાર થયો. પણ તે પહેલાં કલકત્તાના પ્રેસિડન્સિ મેજીસ્ટ્રેટ અને બેન્ગૉલ સિવિલ સર્વિસના એક દેશી અમલદાર મિ. બિ. એલ. ગુપ્ત એમણે બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર **સર એશલિ** ઈડિન ઉપર ૧૮૭૨ ના કાયદા મુજબ યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપરની હકુમતના સંબંધમાં કોવેનેન્ટેડ સિવિલ સર્વિસના અમલદારો કેવી વિચિત્ર સ્થિતિમાં છે તે બતાવનારી એક યાદી મોકલી હતી. આ યાદી **સર એશલિએ** બિલ પસાર થતા પહેલાં સરકારમાં મોકલેલી નહિ, એમ સમજીને કે તે બિલના ત્રીજા વંચાણ વખતે તેની ચર્ચા ચલાવવી અનુકૂલ નહિ પડે. તે યાદી **સર એશલિએ** તા. ૨૦ મી માર્ચને રોજ સરકારમાં મોકલાવી. ૧૮૭૨ ના કાયદા પ્રમાણે ઇલાકાના પાયતખ્તોમાં પ્રેસિડન્સિ મેજીસ્ટ્રેટ સિવિલ્યન હોય વા ન હોય તોપણ તેને યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર કામ ચલાવવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. પણ બહારગામનો તેવો અમલદાર જાતે યુરોપિયન બ્રિટિશ રૈયત હોય તોજ તેને યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર કામ ચલાવવાનો અધિકાર હતો. આ યાદી ઉપર ભવિષ્યમાં જ્યારે પ્રસંગ આવે ત્યારે પુરતું ધ્યાન આપવાની બંગાળાની સરકારે વડી સરકારને ભલામણ કરી અને **સર એશલિ** પંડે, કોવેનેન્ટેડ અમલદાર જો જીલ્લા મેજીસ્ટ્રેટ કે સેશન્સ જજના દરજ્જા સુધી પહોંચ્યો હોય તો તે સ્વદેશી હોય તોપણ તેને યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર અધિકાર આપવાના લાભમાં હતો. ૧૮૮૨ ના એપ્રિલમાં વડી સરકારે આ સવાલ પ્રાન્તિક સરકારોને અભિપ્રાય માટે મોકલાવી આપ્યો. ૧૮૮૨ ના સપ્ટેમ્બરમાં વડી સરકારે આ બાબતમાં સેક્રેટરી ઑફ સ્ટેટને લખાણ કર્યું, અને તેમાં એવી દરખાસ્ત કરી હતી કે 'જસ્ટિસ ઑફ ધ પીસ ' ( સુલેહના અમલદાર ) ની પદવી જે સ્વદેશી અથવા પરદેશી કોવેનેન્ટેડ અમલદારને આપવી તે એવાને જ આપવી કે જેને માટે તે યોગ્ય લાયકાત ધરાવે છે એવું અમલદારીમાં મળેલી તાલીમથીજ અનુમાન થઇ શકે. તેમણે એવી સલાહ આપી કે તમામ જીલ્લા મેજીસ્ટ્રેટો અને સેશન્સ જજોને આ પદવી અને સત્તા તેમના હોદ્દાની રૂએજ આપવી, અને કાયદામાં તેવો સીધો નિયમ કરવો. તેમણે વળી એવી દરખાસ્ત કરી કે કલકત્તા મદ્રાસ અને મુંબઈનાં પાયતખ્તનાં શેહેરો સિવાય બીજાં શહેરોમાં ( ૧ ) કોવેનેન્ટેડ ( સનદી પરીક્ષાદ્વારા નીમાએલા ) સિવિલ સર્વિસના અમલદારોને, (૨) સ્ટેટયુટરિ ( સરકારે, કાયદાની રૂએ મળેલી સત્તાથી, નીમેલા દેશી-) સિવિલ સર્વિસના અમલદારોને, ( ૩ ). કેટલાક સ્વદેશી અમલદારો જે ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટની સત્તા ભોગવતા હોય અને આવી સત્તાને માટે યોગ્ય ગણાય તેવા અમલદારોને, યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર કામ ચલાવવાની સત્તા આપવાનો અધિકાર સ્થાનિક આપવો. વાઇસરોયની સભાનો મોટો ભાગ આ ભલામણમાં એકમત હતો. અને તા. ૯ મી ફેબ્રુઆરી ૧૮૮૩ ને રોજ **ઇલબર્ટ બિલ**-એ નામથી ઓળખાતું બિલ વ્હાઇસરોયની ધારાસભામાં દાખલ થયું. તરતજ એક મોટો હલ્લો શરૂ થયો. તા. ૨૮ મી ફેબ્રુઆરીએ કલકત્તાના 'ટાઉનહૉલ' (નગરમંદિર )માં કલકત્તાની યુરોપિયન વસતિની જાહેર સભા ભરાઇ. આ સભામાં આ બિલના ધોરણને વખોડનારો ઠરાવ પસાર થયો. અને તેના પરિપાકને અટકાવવા માટે યુરોપિયન જનસમાજે પ્રતિજ્ઞા કરી. તે વખતથી આ બિલ સામે વૈરભાવ વધારે ને વધારે બલવાન થતો ગયો, અને છેવટના ભાગમાં તો તેણે અપૂર્વ ઉગ્રતા ધારણ કરી. અત્રેની આખી બ્રિટિશ કોમ આ વિરોધ બતાવવામાં શામીલ થઈ.—જવલેજ કોઇ બાકી રહ્યું હશે.

વાધા ઉપર વાધા વરસના માડ્યા અને દેશી અો યુરેપિયન પ્રજા વચ્ચે અત્યત કડવાશ ઉત્પન્ન થઈ સેક્રેટરિ ઑફ સ્ટેટ ફોર ઇન્ડિયા સાહેબે વિલાયતથી અત્રે ઇન્ડિયા સરકારને લખ્યુ કે જે પ્રમાણે મુસદ્દો થયો છે તેજ પ્રમાણે બિલને આગળ ચલાવવુ પણ ૧૮૮૩ મા તે બિલ ધારાસભા આગળ ફરીથી રજુ થયુ નહિ અને આખો ડિસેમ્બર માસ યુરેપિયન પ્રજા સતપ્ત રહી ઇન્ડિયા સરકાર આ કામ છેવટના પરિપાક સુધી લાવવામા આચમે ખાઈ ગઇ સ્હામો પક્ષ સરકારની કૃતિઓ ઉપર બરાબર પેરો ગખી બેઠો હતો અને વસ્તુ ગહાઇ ગયા જેવી લાગતી હતી તેવામા મિ ઇલબર્ટ ૧૮૮૪ના જાન્યુઆરીની ૪ થી તારીખે આ બિલ સિલેક્ટ કમિટિને સોપવાની દરખાસ્ત આણી. પણ તે પહેલા એક ખાનગી ગૃહસ્થ મારફત સરકારના એક સભાસદ સાથે સદેશા શરૂ થઇ ગયા હતા, અને સિલેક્ટ કમિટિને બિલ સોપાયુ તે નીચેની ગોઠવણને અમલમા મૂકવાને માટેજ સોપાયુ હતુ—મેજીસ્ટ્રેટ કે સેશન્સ જજ્જ પાસે કામ ચાલે ત્યારે યુરેપિયન બ્રિટિશ રૈયતને ૪૫૧ ની કલમ મુજબ જ્યુરીથી કામ ચલાવવાની માગણી કરવાનો હક આપના સરકારે સિલેક્ટ કમિટિમા કબુલ કરતુ શરત એટલી કે યુરેપિયન અને સ્વદેશી મેજીસ્ટ્રેટ કે સેશન્સ જજ વચ્ચે કઇ તફાવત ગણવો ન જોઇએ ડિ મેજીસ્ટ્રેટને કલમ ૪૪૬ મુજબ છ મહીનાની કેદ અને રૂ ૨૦૦૦ ના દડની સત્તા આપવી આ પ્રમાણે ઠરેલો ઠરાવ સને ૧૮૮૪ મા પસાર થયો અને હજી સુધી તે કાયમ છે જે કાયદો પસાર થયો તેના સામે એક મુખ્ય વાધો એ રજુ થયો હતો કે જ્યુરીની પદ્ધતિ હિંદુસ્તાનને લાગુ પાડી એ પાછુ પગલુ છે તોપણ જે વચલો રસ્તો કાઢવામા આવ્યો—તેના સામી તે વખતે જે જે અડચણો રજુ કરવામા આવી હતી તેવી કાંઈ પણ અડચણ હજી સુધી નડી નથી અને તેણે વ્હાઇસિરોયની સભાના સભાસદો અને યુરેપિયન જનસમાજ વચ્ચે એક મોટો કલહ—જેમાથી પાછા હઠવાનો કઇ પણ માર્ગ કાઇને સૂઝતો નહતો—તે બધ પાડ્યો

૧૮૮૩ ના તોફાની વર્ષમા વવાયેલા બીજમાથી એક રોપો ઉગ્યો ‡ તે પેદાશમા તો વખતે સ્વદેશી હશે પણ ઉછેર કાળજીવાળા બ્રિટિશ હાથનો [ મિ એ. ઓ. હ્યૂમનો ] હતો. તેનુ નામ '**ધિ ઇન્ડિયન નેશનલ કૅાન્ગ્રેસ.**' કટલેક અશે આ કોગ્રેસ 'બ્રિટિશ ઇન્ડિયન એસોસિએશન' એ નામની એક સસ્થાને જવાબરૂપ હતી આ એસોસિએશન જે રીતે કાન્ગ્રેસ સ્વદેશી

**ધિ ઇન્ડિયન નેશનલ કૅાન્ગ્રેસ**

‡ નૅશનલ કૅાન્ગ્રેસનો ઉદ્ભવ લૅાડ ડફરિને મિ એ. ઓ. હ્યુમને કરેલી સૂચનામાથી થયો છે એમ કહેવાય છે પણ એમને માન સલાહરૂપે લોકમત જોઇતો હતો તેને બદલે માગણીઓ અને ફરિયાદો રૂપે એ પ્રકટ થવા માડ્યો એ એમને પસંદ પડ્યુ નહિ અને તેથી એમણે એક પ્રસગે નૅશનલ કૅાન્ગ્રેસ ઉપર સખ્ત ટીકા કરી અને તે વખતે એમણે વાપરેલા Microscopic minority એ શબ્દો લોકવિશ્રુત થઈ ગયા છે લાર્ડ ડફરિને સરકારનો રાજ્યવહીવટ સરળ અને લોકપ્રિય થઈ પડે તે માટે, પોતાની ધારાસભામાં સલાહકાર દેશીઓ નીમવાની અને એ દેશીઓની પાછળ ' Native party –' દેશી પક્ષ ના અસ્તિત્વની ઇષ્ટતા જણાવી હતી આ 'Native party'– દેશી પક્ષ તે અત્યારે ઇન્ડિયન નૅશનલ કૅાન્ગ્રેસ ' ને નામે જામેલો છે લૅાર્ડ ડફરિનના શબ્દો નીચે મુજબ હતા —

"I should feel it both a relief and an assistance if in the settlement of many Indian administrative questions affecting the interest of millions of her Majesty's subjects I could rely to a larger extent than at present upon

પ્રજાના અભિલાષો જાહેર કરે છે તેવી રીતે તેવી જ સપ્રમાણતાથી, યુરોપિયન બ્રિટિશ રૈયતના પ્રતિનિધિ હોવાનો દાવો રાખીને તેમના અભિલાષો જાહેર કરવું હતું. તેની પહેલી વાર્ષિક બેઠક ૧૮૮૩ ના શિયાળામાં થઈ. તે પછી દરેક વર્ષની આખરે તેની બેઠક થાય છે અને તેમાં થોડા વધારે પણ તદન ફેરફાર કરવાના ઠરાવો પસાર કરી પ્રસિદ્ધ કરે છે. આ ઠરાવોનું મુખ્ય લક્ષ્ય રાજ્યકાર્યભારના અધિકારની પરદેશીઓના હાથમાં એકત્ર થએલી કહેવાતી સત્તા, રાજ્યકર્ત્રી કોમના કાયદામાં અને રાજ્યવહીવટમાં–કહેવાતા–અનન્ય હક્કો, અને લોકનિયુક્ત ધારાસભાઓના વાદવિવાદ અને જાહેર ચર્ચાના હક્કો ઉપર મૂકાયલો કહેવાતો અંકુશ–એ જ છે.

આરંભનાં વર્ષોમાં તો બહુ ઉદ્યમ અને ચતુરાઇથી આ 'રાષ્ટ્રીય સભા'નાં વખાણનો કોલાહલ મચાવાતો હતો, પણ હજી સુધી પોતાના ઉપર તે ધ્યાન ખેંચી શકી નથી.*

---

the experience and counsels of Indian co-adjutore. The fact of their supporting the Government would popularise many of its acts which now have the appearance of being driven through the legislative by force, and, if they in their turn had a Native party behind them, the Government of India would cease to stand up as it does now an isolated rock in the middle of a tempestuous sea."—*Lord Dufferin.*

* આ એક ઐતિહાસિક લેખ છે અને આપણા રાજ્યવહીવટના પ્રશ્નો ઉપર નિષ્પક્ષપાત રીતે વિચાર કરવાનાં સાધન પૂરાં પાડવાં એ જ આ લેખનો ઉદ્દેશ છે–કૉન્ગ્રેસની માગણીઓ વાજબી છે કે નહિ એ વિષે કાંઈ પણ તૈયાર અભિપ્રાય બાંધી આપવાનો આ લેખકનો ઇરાદો નથી, કારણ કે દેશહિતના પ્રશ્નો ઘણા વિકટ છે અને રાજા અને પ્રજાના આન્તર જીવનના પુષ્કળ અનુભવ અને માહિતી પૂર્વક દરેક જણે પોતાના સ્વતન્ત્ર વિચાર બાંધવા એ જ ઇષ્ટ છે, તથાપિ એક ઐતિહાસિક હકીકત તરીકે એટલું કહેવું જોઇએ કે અત્યારે આ શબ્દો ખરા રહ્યા નથી. નૅશનલ કૉન્ગ્રેસ સ્હામા પક્ષ તરફથી અવગણના અને કેવલ વિરોધની દશામાંથી નીકળી સ્પષ્ટ રીતે અર્ધસ્વીકારની દશામાં આવેલી જણાય છે. ઘણાં વર્ષો ઉપર અલાહબાદમાં મળેલી કૉન્ગ્રેસ વખતે તે મેળાવડાના પ્રમુખ મિ. યૂલ—એમણે આ અર્ધસ્વીકારનાં નવાં ચિહ્નો જોઈ આનન્દ બતાવ્યો હતો, અને ત્યાર પછી કેટલાંક વર્ષોથી અત્રેના અંગ્રેજ પત્રકારો પણ કૉન્ગ્રેસની સૂચનાઓમાંની કેટલીક તો 'અમારી જ છે' એમ કહેતા હતા. પણ આ સંબન્ધી ખુદ સરકારના પોતાના મુખથી અને ઇંગ્લંડના મુખ્ય પત્રો તરફથી કૉન્ગ્રેસ સંબન્ધી સ્પષ્ટ અભિપ્રાયો હવે જ પ્રસિદ્ધ થવા લાગ્યા છે. આજકાલ આ બાબતમાં થયેલા નીચેના ઉદ્ગારો નોંધવા જેવા છેઃ—

(૧) ઇંગ્લંડના "ટાઇમ્સ" પત્રના પ્રતિનિધિએ નામદાર રાજકુંવર સાથેની મુસાફરીમાંથી "The Growth of New Political Forces in India" એ મથાળા નીચે લખેલા લેખોમાં એક સ્થળે આ પ્રમાણે શબ્દો છેઃ—

"The authorized programme of the Congress party does not really amount to much more than an endeavour to quicken the pace of Government on *the lines on which it began long ago to move*"—*The (London) Times.*

અર્થાત્ કે સરકારે લાંબા વખતથી ભરવા માંડેલાં પગલાં વધારે ઝડપથી ભરાવવાં એટલો જ કૉન્ગ્રેસના રીતસર થએલા ઠરાવનો અર્થ છે. આમ કહીને એ લેખક, સરકારના અધિકારીઓ જે વિષે વિચાર ચલાવે છે એવા કેટલાક સુધારા પણ ગણાવે છે. પણ એકંદરે

કારણ કે તેનું સૂત્ર સ્પષ્ટ રીતે કેટલાક અંગ્રેજોના હાથમાં છે, અને કહેવું જોઇએ કે તે સૂત્ર ચતુરાઇથી ચલાવાય છે. આ રાષ્ટ્રીય સભા માત્ર કેળવાયલા વર્ગના નાના ભાગના અભિપ્રાયોનો જ પ્રતિઘોષ કરે છે. અને તે કેળવાયલો વર્ગ આખો પણ હિંદના જનસમાજનો એક નજીવો અંશ છે. વળી, આ વર્ગમાં ઘણો વર્ગ બંગાળીઓનો છે અને રાજ્યદ્વારી

---

એ લેખકનો મુદ્દો કૉન્ગ્રેસની કુમક કરવાને બદલે કૉન્ગ્રેસથી સરકારે ચેતતા રહેવું જોઇએ એમ કહેવાનો જણાય છે.

(૨) આ મંડળ ઇંગ્લંડની પ્રજા આગળ આજકાલ એટલું બધું ખડું થયું છે કે અત્યારના સેક્રેટરિ ઑફ સ્ટેઇટ—મિ. મોર્લિ—ને પણ હિન્દી બજેટ ઉપરના પોતાના ભાષણમાં એ સંબન્ધી પોતાનો મત ઉચ્ચારવાની જરૂર જણાઈ છે. મિ. મોર્લિ—જાણે ટાઇમ્સ પત્રની પૂર્વોક્ત ચેતવણીનો જવાબ આપતા હોય એમ—કહે છે કે—'કૉન્ગ્રેસથી બ્હીવાનું કશું કારણ નથી'; આખું હિન્દુસ્તાન વફાદાર છે એ બાબત નામદાર રાજકુંવર સાથેના મુસાફરો તરફથી પુષ્કળ ખાતરી મળી છે, અને સરકારના વહીવટ ઉપર સખ્ત ટીકા કરવી એ રાજદ્રોહ નથી. પણ તે સાથે પોતે એમ પણ કહે છે કે "બધી બાબતોમાં હું કૉન્ગ્રેસ સાથે મળતો નથી."

(૩) ત્યાર બાદ, મિ. મોર્લિના ભાષણ વિષે લખતાં, તા. ૩ ઑગસ્ટના ટાઇમ્સ પત્રના "Indian Affairs"ના લેખકે નવા જમાનાના પ્રશ્નોને લગભગ વધાવી લીધા છે એમ કહીએ તો પણ ચાલે. એ લેખ નોંધ ઉપર રાખવા જેવો હોવાથી અત્રે થોડો ઉતારીએ છીએ.

From his speech upon the Indian Budget it is clear that Mr. Morley has grasped the fact that our relations with Indian are entering upon a new phase. The Government of India is confronted with problems of a new order. The questions with which Viceroys in the past have had to deal were mainly of a material kind, internal peace had to be maintained and equal laws administered, roads canals and railways to be built, and famine relieved. One by one these problems were successfully solved by the patience and devotion of the Indian Civil Service; but the very success of the Indian administration has raised questions of another order. The diverse races inhabiting the Indian continent have been brought to some sort of consciousness of political unity; they have learnt the equality of all men before the law; they have been taught to recognize the dignity of freedom and the nobility of patriotism; by these and a multitude of subtle suggestions they have been inspired to demand a share in the government of their country. This is no accidental by-product of the British connexion with India; it is an end to which every act of our administration is daily and hourly pointing. The Brahman and the Sudra, the Englishman and the Indian, stand before the tribunals on a footing of visible equality, which is intelligible to the least imaginative rustic. We have thrown open to the educated classes a literature every page of which is full of the praise of liberty and patriotism. At prize distributions the Indian schoolboy stands up to declaim—

બાબતોમાં હિંદુસ્તાનમાં બંગાળીઓનું વજન બહુ જ કમતી છે. મુસલમાનનો મોટો સમુદાય તેનાથી વિરુદ્ધ છે. જે ઠરાવો પસાર થાય છે તે જનમંડળના હૃદયમાં એક ખુણે પડી રહેલી પણ વાસ્તવિક રીતે હયાતી ધરાવતી વૃત્તિઓ, જેનો અનાદર કરવાથી પરિણામે નુકસાન થાય, તેવી માર્મિક ચિત્તવૃત્તિઓનું પ્રકટીકરણ નથી. ટુંકામાં આ કોન્ગ્રેસ રાષ્ટ્રીય

---

Breathes there the man, with soul so dead,
Who never to himself hath said,
This is my own, my native land ?

and partial elders murmur approvingly "Shahbash, laska." To secure the circulation of the ideas which our literature begets, we have introduced the printing press and the daily newspaper, and conceded full liberty of speech and of the Press. And lest the people should fail to catch the teaching of the facts before their eyes we have on two memorable occassions gone out of our way to declare that no Indian should by reason only of his religion, place of birth, descent, or colour be precluded from holding any office in the Government for which he is qualified. The peoples of India would have been less than human had they not taken these lessons to heart, had they not, after more than half a century of such teaching, begun to ask their rulers for a larger share in the Government of their country. This is what the educated minority are actually doing, and the slow response which has been made to that demand is the cause of that discontent with British connexion and of that impatience of the existing system of administration which is the most ominous cloud upon the horizon of Indian politics. The difficulties which the Government will have to face in the near future will be difficulties arising out of the necessity of meeting this new spirit and reconciling the satisfaction of its legitimate aspirations with the maintenance of Imperial authority. Patience, sympathy, and political sagacity will be needed to encourage the centripetal and restrain the centrifugal tendencies of Indian politics and stimulate the growth of Imperial patriotism. But though the task is a difficult and delicate one, it is surely not beyond the capacity of the services which have achieved the daily miracle of our Indian Empire. But in order to ensure success it must be frankly acknowledged that Indian politics have entered upon a new phase and that the demand of educated Indians for a share in the Government of their country is one of the most important factors of the new problem which awaits solution."—*The (London) Times.*

સારાંશ કે—પહેલાંના વ્હાઇસરૉયોને વિચારવાના પ્રશ્નો માત્ર એટલાજ હતા કે દેશમાં શાન્તિ શી રીતે રાખવી, ઇન્સાફની કોર્ટો કેવી રીતે સ્થાપવી, અને રેલ્વે-રસ્તાઓ-વગેરે શી રીતે બાંધવા, દુકાળ વખતે લોકના સંકટનિવારણ માટે શી વ્યવસ્થા કરવી ઇત્યાદિ-પણ હવેના અમલદારો આગળ એક નવો જ પ્રશ્ન આવીને ઊભો છે. એ કાંઈ આકસ્મિક મુશીબત આવી પડી હોય એ તરેહનો નથીઃ સર્વને માટે એકસરખા કાયદા, સ્વાતન્ત્ર્ય સ્વદેશાભિમાન ઇત્યાદિ સદ્‌ગુણોની કિંમત દર્શાવનારી કેળવણી, તથા વર્તમાનપત્રોને-પોતાના વિચાર બતાવવાની છૂટ—એને પરિણામે અત્યારે હિન્દુસ્તાનની પ્રજામાં રાજકીય સત્તા અધિક પ્રાપ્ત કર-

પ્રજાની નથી, કારણ કે હિંદુસ્તાનના દ્વીપકલ્પમા એક પ્રજા છે એવુ નથી તેમ જ જે પુરુષો તેમા હાજર થાય છે તે પુરુષો તરફ જોતા, જે રીતે તેમની ચુંટણી થાય છે તે જોતા, જે અભિપ્રાયો તેઓ દર્શાવે છે તે અભિપ્રાયો તરફ નજર કરતા, કોન્ગ્રેસના મ્હેરબા પ્રતિનિધિઓ આગલા બધા વર્ગોના એવા પ્રતિનિધિ નથી કે કે જેથી તેઓનો પોતાને કંઈ પણ અશમા જનમંડળના પ્રતિનિધિ કહેરાવવાનો દાવો વાજબી ગણાય*

---

વાની ઇચ્છા સ્વાભાવિક રીતે ઉદય પામી છે, અને બ્રિટિશ સામ્રાજ્યના લાભને હાનિ ન પહોચે એવી રીતે આ નવી અભિલાષાઓ કેમ તૃપ્ત કરવી એ અગ્રેજ અમલદાર આગળ આવી પડેલો મ્હોટો પ્રશ્ન છે અને જે 'ઇન્ડિયન સિવિલ સર્વિસ' હિન્દુસ્તાન ઉપર રાજ્ય કરવાનુ અદ્ભુત કાર્ય પ્રતિક્ષણ કર્યે જાય છે તે ધીરજ દિનમોજી અને રાજકીય ડહાપણથી આ મહાપ્રશ્નનો નીવેડો પણ લાવશે એમા શકા નથી

આ પ્રમાણે પહેલાના અને હાલના વખતમા પડેલા ફેરફારનુ મહત્ત્વ દર્શાવી, આ લેખક નવા જમાનાના ચિહ્નો માટે આનન્દ બતાવે છે અને જણાવે છે કે હિન્દુસ્તાનની પ્રજામા અત્યારે જે સ્વદેશાભિમાન સ્વાતન્ત્ર્યાભિલાષ અને રાજકીય એકતા તરફ વલણ દેખાય છે એ જ સિદ્ધ કરી આપે છે કે હિન્દુસ્તાનમા બ્રિટિશ અમલ સફળ થયો છે અધિકારી વર્ગ આ નવા જમાનાને ઓળખવામા કેટલીકવાર મન્દ દેખાય છે જે દલીલથી લૉર્ડ રેએ મિ ગોખલેના ભાષણ ઉપર બોલતા સ્વરાજ્ય' માટે નાપસદગી બતાવી હતી, એ દલીલ પ્રમાણે તો હિન્દુસ્તાનના લોકોએ સ્વરાજ્યમા ભાગ લેતા થવા લાંબો વખત વાટ જોવી જોઈએ પણ આમ દલીલ કરવાથી દેશમા પ્રસરેલી અસન્તોષની લાગણી ઘણી વધી પડશે વળી આ સબન્ધમા ધ્યાનમા રાખવાનુ એ છે કે કદાચ રાજ્યવહીવટની કાર્યક્ષમતા (administrative efficiency) ઓછી થશે, તથાપિ દેશીઓને રાજ્યવહીવટમા હાથ કરતા વધારે ભેળવાથી "સ્વરાજ્ય' ની અભિલાષા સતોષીને બ્રિટિશ રાજ્ય તરફ લોકની ભક્તિ વધારવી એ રાજ્યતન્ત્રીનુ કામ છે

(૪) પણ ત્યારબાદ એ જ વિષય ઉપર લખેલા બીજા લેખમા પૂર્વોક્ત લેખક કૉંગ્રેસની માગણીઓ સ્વીકારવાથી 'પ્રતિપક્ષ' ને ઉત્તેજન મળશે અને તેથી વગર જવાબદારીએ તે સખ્ત ટીકા કર્યા કરશે એ ભય તરફ સરકારનુ લક્ષ ખેંચે છે એ કહે છે કે—

It is the prospect of office which sobers and restrains a European opposition Is it wise to assume that Indian politicians who have no traditions of public life to guide them will be moderate and wise without restraint? '— *The (London) Times*

આથી ટાઈમ્સ પત્રના કૉન્ગ્રેસ સમન્ધી અભિપ્રાયને માત્ર અર્ધસ્વીકારરૂપે જ ગણવો ઉચિત છે

* "નૅશનલ કૉન્ગ્રેસ' સ્હામે સરકારપક્ષના બે વાધા છે—

(૧) કૉન્ગ્રેસ હિન્દુસ્તાનના લોકો પૈકી અત્યન્ત જુજ સખ્યાના વિચારો દર્શાવે છે—માત્ર નવી કેળવણી પામેલા વર્ગના જ, જેને લૉર્ડ ડફરિને એક વખત "microscopic minority "—'સૂક્ષ્મદર્શક યન્ત્રથી જ જોઈ શકાય એવી અલ્પ સખ્યા 'કહી હતી. હિન્દુસ્તાનમા નાતજાત અને ધર્મના ભેદ એટલા બધા છે કે આખો દેશ એકમતે નવી કેળવણીવાળા વર્ગના વિચારને ટેકો આપે છે એમ કહેવુ મિથ્યા છે

(૨) ઇગ્લડના રાજ્યબધારણમા જેમ 'Opposition'—પ્રતિપક્ષ, તે વખત અમલદારી ભોગવતા પક્ષની સ્હામેનો પક્ષ—હોય છે, તેને મળતી આ કૉન્ગ્રેસની સ્થિતિ નથી ઇગ્લડમા "પ્રતિપક્ષ" માત્ર વૈતડિક પક્ષ નથી—અર્થાત્ અમલદાર પક્ષ ઉપર ટીકા કરીને

આઠમા દશકના પહેલા ભાગનાં બીજાં મુખ્ય રાજ્યકૃત્યોમાં, લૉર્ડ લિટને સ્વદેશી ભાષાનાં વર્તમાનપત્રો ઉપર મૂકેલો અંકુશ રદ કરવાનું કૃત્ય હતું.

**દેશી વર્તમાનપત્રો સંબંધના કાયદા.** લૉર્ડ રિપનની સરકારના અભિપ્રાય પ્રમાણે, લૉર્ડ લિટનના સ્વદેશી ભાષાનાં વર્તમાનપત્રોના કાયદામાં (૧૮૭૮ નો ૯ રમો તથા ૧૬ મો) ચાળીસ વર્ષે ઉપરાંત વર્તમાનપત્રો સંબંધે જે રાજ્યનીતિ ઇન્ડિયાની સરકારે અંગીકાર કરેલી હતી તે રાજ્યનીતિ કોરાણે મૂકવા જેવું હતું. તે વખતે અત્યંત

---

બેશી રહેનારો પક્ષ નથી. પણ પોતે અમલદારીમાં આવતાં, બોલ્યા પ્રમાણે કરી બતાવવાની એને માથે જવાબદારી છે. (જુઓ ઉપર આપેલો ટાઇમ્સનો છેલ્લો ફકરો.)

આ ત્રણ વાંધાના જવાબમાં પ્રજાપક્ષ તરફથી નીચે પ્રમાણે કહેવામાં આવે છેઃ—

(૧) નવી કેળવણી પામેલો વર્ગ અલ્પ છે ખરો—પણ એના દેશી ભાઇઓના મન ઉપર એ મ્હોટી સત્તા ભોગવે છે. પોતાના અજ્ઞાન દેશબન્ધુઓના મગજનું કામ સઘળું એ કરે છે, એટલું જ નહિ પણ આખું સ્વદેશી છાપખાનું અંગ્રેજી તેમ જ દેશી ભાષાનું એના હાથમાં છે, અને તેથી તે સમસ્ત-માત્ર દેશી ભાષા લખી વાંચી જાણનારાઓના જ નહિ પણ તેઓ સાથે સંબન્ધમાં આવનારા અભણ લોકના પણ–વિચાર અને વૃત્તિઓ ઉપર અસર કરે છે. અમીર ઉમરાવ જમીનદારોનો વર્ગ પડી ભાગ્યો છે, કારણ કે હાલ વખત તરવારનો નથી, પણ કલમનો છે-અને તેથી નવી કેળવણી પામેલો વર્ગ જેને મિ. થૉર્બર્ને "intellectuals" કહી અવગણી કાઢ્યા હતા તે "**ब्राह्मणोऽस्य मुखमासीत्**" એ ન્યાયે, લોકનું મુખ બને એ સ્વાભાવિક છે. (જુઓ ઑ. મિ. ગોખલેએ ૧૧ મી જુલાઈ, ૧૯૦૬ ને દિને ઇસ્ટ ઇન્ડિઆ એસોસિએશન સમક્ષ "Self-Government for India"–"હિન્દુસ્તાન માટે સ્વરાજ્ય"-એ વિષય ઉપર વાંચેલો નિબન્ધ. કેળવાએલા વર્ગના બળ સંબન્ધે ટાઇમ્સ પત્રના વિચાર, પણ ગોખલેને મળતા જ છે: જુઓ ટાઇમ્સ પત્રના પહેલા બે લેખો–જેમાંથી ઉપર ઉતારા આપ્યા છે.)

(૨) નાતજાત અને ધર્મના ભેદ હવે પેહેલાં જેટલા તીક્ષ્ણ નથી. પચાસ વર્ષથી ચાલી આવતી પશ્ચિમની કેળવણીએ લોકના વિચાર ઉપર અસર કરી છે. અને સો વર્ષથી હિન્દુસ્તાનમાં સર્વને માટે એક જ કાયદાઓ અને એક જ રાજ્યવહીવટ છે, સર્વનાં દુઃખો પણ એક જ છે અને રાજકીય અનધિકાર (disabilities) પણ એકસરખા જ છે-તેની સ્વાભાવિક અસર પૂર્વોક્ત ભેદ નષ્ટ કરવા તરફ થાય છે જ. અલિગઢના મુસલમાનોની પણ રાજકીય સુધારા તરફ આંખ ઊઘડી છે, અને તેઓની માગણીઓ પણ મુદ્દાની બાબતમાં કૉન્ગ્રેસના જેવી જ થશે એમ સંભવ છે—અને થોડોક વખત જુદું અસ્તિત્વ ભોગવીને એ મંડળ પણ નૅશનલ કૉન્ગ્રેસના મહામંડળમાં ભળી ગયા વિના રહેશે નહિ. (જુઓ ઑ. મિ. ગોખલેનો પૂર્વોક્ત નિબન્ધ. મિ. જસ્ટિસ અમીર-અલીએ હાલમાં એક અંગ્રેજી માસિકમાં માગણીઓ કરી છે તેમાં નીચેની માગણીઓ કૉન્ગ્રેસને મળતી જ છેઃ—(૧) લશ્કરમાં અધિક ભાગ; (૨) ન્યાય અને અમલબજાવણીનો વિભાગ; (૩) દેશીઓને મ્હોટી જગ્યાઓ; (૪) સ્થાનિક કાર્યમાં લોકમતની અધિક સત્તા.) દિવસે દિવસે હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોના લોકો કેવા એક થતા જાય તે સંબન્ધમાં સર હેન્રી કૉટન એમનાં "New India" માં નીચે પ્રમાણે લખે છેઃ "કેળવાએલો વર્ગ એ દેશનો અવાજ અને દેશનું મગજ છે. મુંબાઇના ઉત્તમ કેળ-

રાજ્યદ્રોહી થઈ ગયેલા સ્વદેશી વર્તમાનપત્રના સમુદાય ઉપર અંકુશ મૂકવાનો આ કાયદાઓનો હેતુ હતો. આ કાયદા રાજ્યદ્રોહી અને સામાજિક શાન્તિ ભંગ કરનાર લખાણોને લાગુ પાડેલો હતો એટલું જ નહિ પણ ખાનગી ગૃહસ્થો અને રાજ્યના નોકરોના સંબંધમાં પ્રકટ થતા લખાણોને લાગુ પાડવામાં આવ્યો હતો અને તેમાં એવો નિયમ કરવામાં આવેલો હતો કે એકવાર તેવા લખાણો પ્રકટ કરનારાં પત્રોને ચેતવણી આપવી, અને તે પછી તેને હુકમથી બંધ કરવાનાં પગલાં લેવાં. બીજા બધા વાંધા બાજુ ઉપર રાખતા લોર્ડ રિપનની સરકારને મુખ્ય વાંધો એ જણાયો હતો કે પરદેશી છાપાના લાભમાં સ્વદેશી અને પરદેશી છાપા વચ્ચે આથી એક મોટો અવિવેકી ભેદ પડે છે; અને એવી દલીલ કરવામાં આવી હતી કે ફોજદારી કાયદો અત્યારની સ્થિતિને અટકાવી શકે તેમ ન હોય તો તેમાં યોગ્ય સુધારા કરવા. આથી ઉપરના ૧૮૭૮ નો ૯ મો તથા ૧૬ મો—એ કાયદા રદ કરવામાં આવ્યા પાછળથી સને ૧૮૯૮ માં પુનામાં મરકીના હુલ્લડો થયાં તેને પરિણામે, સ્વદેશીઓના રીત રીવાજ વિરુદ્ધ તેમનાં જનાનખાનાંમાં શોધ ચલાવવામાં તેમને થયેલા કહેવાતા અપમાનથી ઉશ્કેરાઈને બે બ્રિટિશ અમલદારોના ખુન થયા, અને તેના સંબંધમાં મુંબઈ ઇલાકાના વર્તમાનપત્રોમાં ઘણું રાજ્યદ્રોહી લખાણ આવ્યું. તેને લીધે પીનલ કોડ અને ક્રિમિનલ કોડમાં ૧૮૯૮ ના ૪ થા અને ૫ મા કાયદાથી સુધારા કરવામાં આવ્યા; જે સુધારાથી રાજ્યદ્રોહનો કાયદો પ્રથમ કરતા ઘણો જ વધારે સખ્ત થયો. (અપૂર્ણ.)

---

વણી પામેલા તવંગર અને જોરદાર પારસીઓ દરેક બાબતમાં ત્યાં આગળ પડેલા છે, અને એ ઇલાકાની બુદ્ધિ અને વેપારના ભવિષ્ય ઉપર અસર કરે છે બુદ્ધિના તેજવાળા અને સ્વદેશહિતૈષી મરાઠાઓ, એમના ગએલા વખત માટે અને એમના પૂર્વજોની કીર્તિ માટે અભિમાનથી ભરેલા હોઈ, પારસીઓ સાથે રાજકીય ઉત્કર્ષના પ્રયત્નોમાં ભળે છે, અને એમના હૃદયમાં વસતા જાગતા હિન્દુ ધર્મને લીધે તેઓ લોકમત ઉપર વધારે સત્તા ચલાવે છે મદ્રાસના બ્રાહ્મણોએ, એમની સૂક્ષ્મ બુદ્ધિથી અને અંગ્રેજી ભાષાના અનુત્તમ જ્ઞાનથી, દક્ષિણ હિન્દુસ્તાનના પ્રત્યેક ખુણામાં નવા વિચારના મોજા ઉત્પન્ન કર્યા છે. બંગાળાના બાબુઓએ આ કરતાં પણ વધારે કર્યું છે. તેઓ પેશાવરથી ચિત્તગાંગ સુધી લોકમત ઉપર રાજ્ય ભોગવે છે, અને જો કે વાયવ્ય હિન્દુસ્તાનના દેશીઓ કેળવણી અને રાજકીય સ્વાતન્ત્ર્ય માટેની લાગણીમાં બંગાળા કરતા ઘણા પાછળ છે તથાપિ તેઓ પણ હવે નવી બુદ્ધિના અમલ નીચે આવતા જાય છે. થોડાંક વર્ષ ઉપર આની છાયા સરખીપણ નહોતી. પંજાબમાં બંગાળી અસર—એ વિચાર લૉર્ડ લૉરેન્સ કે સાન્ટગોમરિ કે મૅકલાઉ સ્વપ્ને પણ માનત નહિ. અને આજ તો એક બંગાળી વક્તા ઉત્તર હિન્દુસ્તાનમાં અંગ્રેજી ભાષણ આપતો અને લોકથી વધાવી લેવાતો મને યાદ આવે છે. અને આ વારે સુરેન્દ્રનાથ બાનરજીનું નામ જેટલું ઢાકામાં તેટલું જ મુલ્તાનમાં ઉછરતા જમાનાનું હૃદય ઉછાળે છે."

(૩) અત્યારે "પ્રતિપક્ષ" ("Opposition") વર્ગ વગર જવાબદારીએ ટીકા કર્યે જાય છે એ ખરૂં, અને માથે જવાબદારી આવ્યા પછી એના વિચારમાં કેટલોક ફેર પડે એ પણ સંભવે છે—પણ એનો ઇલાજ તો એ જ છે કે એને અધિકાર આપીને જવાબદાર બનાવવો. એને જવાબદાર બનાવવાનું કામ સરકારના પોતાના હાથમાં છે. અને તે છતાં જવાબદારીના અભાવને દલીલ રૂપે આગળ ધરવો એ બરાબર નથી.

# EDUCATION ON NATIONAL LINES.

"It may be said that though love of one's own country and one's own nation is laudable, yet education should not be limited by considerations of nationality, but should proceed upon a cosmopolitan basis. This may be true to a certain extent, and so far as is true, the National Council accepts it by expressly providing for the incorporation of the best assimilable ideals of Western life and thought with our own. But though this assimilation of foreign ideals is desirable in the later stages of mental growth, in the earlier stages, such assimilation is not possible, and any attempt to force it on will retard instead of accelerating the healthy development of the mind. Every student, when commencing his school education, brings with him in addition to his outfit of language, the importance of which should be separately considered, his stock of thoughts and sentiments, the gift of his nation, which the teacher, instead of ignoring and hastily displacing, should try to utilize and gradually improve. Want of due regard for this elementary principle is, I think, one of the main reasons why the existing system of English education in this country has failed to produce satisfactory results.

I would only remark that none need be under any apprehension that the National Council of Education is antagonistic to any one or opposed to the interests of other educational institutions. We shall certainly teach our pupils to love their country and their nation, but we shall never tolerate in them, much less, teach them, want of love for others: for we devoutly believe in the principle often lost sight of by many in the elation of prosperity or under the exasperation of adversity that true self-love is incompatible with want of love for any fellowman and that true self-interest can never be secured by injury to the legitimate interests of others

We keenly feel our dependence on foreign countries for the supply of manufactured articles some of which are among the necessaries of life. How much more keenly should we feel our dependence on a foreign language for the supply of words for the interchange of thought not only in serious discourse on scientific subjects—such as Mathematics, Psychology, Economics and Physics, but even in ordinary conversation on many matters of every day concern. And the Council in that branch of its work which seeks to supply our language with necessary words for the interchange of thought is entitled to encouragement and help from every true supporter of the *Swadeshi* movement. Mark the lesson which history teaches. The ignorance of the Middle Ages was not dispelled and the Revival of Learning was not complete until knowledge began to be disseminated through the modern languages. Nor can we expect any revival of learning here until it is imparted not merely in its primary stage but in the higher stages as well, through the medium of the vernaculars."

—*Sir Gurudās Banerjee.*

અમદાવાદ—યુનિયન પ્રિંટીંગ પ્રેસ કંપની લિમિટેડ.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦-૮-૦

"વસન્ત પત્રનું કદ વધારવમાં આવશે તો પોસ્ટેજ ખર્ચના આના ચાર વિશેષ લેવામાં આવશે.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનુ ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

---

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" એટલે વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

## ગ્રાહકોને વિનંતિ.

આ વર્ષના નવ અંક આપને મળી ચૂક્યા. જે ગૃહસ્થોએ અગાઉથી લવાજમ ન ભર્યું હોય તેઓને કૃપા કરી તે જલદી મોકલવા વિનતિ છે. વ્યવસ્થાપક.

Reg. No.B. 413

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૯. [ માસિક. ] આશ્વિન, સંવત્ ૧૯૬૨.

## સ્વદેશી અંકગણિત.

### મનોયત્ન—૧.

હિન્દની આર્થિક સ્થિતિનો મહાપ્રશ્ન ક્યારે શાન્ત થશે એ સમજાતું નથી. હિન્દુસ્તાનની આયાત કરતાં નિકાસ જેટલો વધારે છે તેટલો પૈસો હરવર્ષ પરદેશ ચાલ્યો જાય છે અને તેના બદલામાં આપણને કાંઇ મળતું નથી, અને જે કાંઈ મળતું કહેવાય છે—જેમકે પરદેશી નોકરોનું બુદ્ધિબળ કાર્યબળ વગેરે—તે ખરૂં જોતાં નફો નથી પણ ખોટ છે, કારણ કે અત્રે પરદેશી નોકરો દ્વારા રાજ્યવહીવટ ચલાવવાથી લોકની બુદ્ધિ નીતિ અને કાર્યદક્ષતાને ખીલવાનો પ્રસંગ આવતો નથી, ઉલટાં તે દીમાઇને કરમાઈ જાય છે—આ વિચાર જ્યારથી મિ. દાદાભાઇ નવરોજજીએ ઉઠાવ્યો, અને મિ. જસ્ટિસ રાનડે વગેરેએ એનું અનુમોદન કર્યું, અને મિ. ગોખલે પૂર્ણ જુસ્સાથી વેલ્બી કમિશન આગળ મૂક્યો, ત્યારથી તે હિન્દુસ્તાનનાં લગભગ બધાં દેશી વર્તમાનપત્રોમાં સિદ્ધાન્ત રૂપે સ્વીકારવામાં આવે છે. જે પદાર્થનો મનુષ્યને સાક્ષાત્ અનુભવ થાય છે, જેમકે ક્ષુધા તૃષા—તેનું અસ્તિત્વ સિદ્ધ કરવાને તર્કની દલીલો જોઇતી નથી; અને તેથી જેટલે અંશે પૂર્વોક્ત સિદ્ધાન્ત દરેક હિન્દવાસીના અપરોક્ષ અનુભવ રૂપ છે, તેટલે અંશે એ સિદ્ધાન્તને સર્વથા સિદ્ધ થઈ ચૂકેલો માનવામાં આવે તો તે સ્વાભાવિક છે. પણ આપણે એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે જે આપણને સ્વતઃસિદ્ધ છે તે આપણા રાજ્યકર્તાને ન હોય—શુદ્ધ પ્રામાણિક બુદ્ધિથી તેઓનો મતભેદ હોઇ શકે.* અને એ પ્રમાણે મતભેદ પડવાનું ખાસ કારણ એ છે કે તેઓના પોતાના દેશની સ્થિતિ આપણા દેશથી અનેક રીતે જુદી છે, અને તેથી તેઓએ પોતાના દેશના અનુભવ ઉપરથી જે અર્થશાસ્ત્રનાં સત્યો માન્યાં

* ઉદા૦ મિ. સેમ્યુઅલ સ્મિથ

છે તે ઘણીકવાર આપણા દેશને લાગુ પડતાં નથી; વળી, તેઓ શુદ્ધ બુદ્ધિથી આપણા દેશનું હિત ઇચ્છે છે અને તેથી તેઓની આવી અનુપમ રાજ્યપદ્ધતિ આ દેશને દરિદ્ર કરતી હોય એ વાત સામાન્ય રીતે તેઓની કલ્પનામાં પણ આવી શકતી નથી. અને તેથી જ્યારે દેશી વર્તમાનપત્રો તરફથી અધિક દલીલ શિવાય માત્ર જુનો'જ સિદ્ધાન્ત પુનઃપુનઃ ઉચ્ચારવામાં આવે છે ત્યારે તેઓને એ વર્તમાન પત્રોમાં દુરાગ્રહ,અન્ધતા અને કૃતઘ્નતા જ પ્રતીત થાય છે આવી સ્થિતિમાં, આપણાં વર્તમાનપત્રો હિન્દની આબાદીની દલીલો જેમ જેમ વધારે સૂક્ષ્મતાથી તપાસે તેમ તેમ તેઓનો સિદ્ધાન્ત સ્હામા પક્ષમાં વધારે માન્ય થવાનો સંભવ છે.

ગયા હિન્દી બજેટ વખતે મિ. મોર્લિએ કરેલા ભાષણમાં એવું પ્રતિપાદન હતું કે હિન્દુસ્તાન દરિદ્ર દેશ છે એ ખરી વાત છે, પણ દિવસે દિવસે એ વધારે દરિદ્ર થતું જાય છે એ કહેવું ખોટું છે. અને આ પ્રતિપાદન એમણે કેટલાંક પ્રમાણોને આધારે કર્યું હતું. તેમાંની નીચે બતાવેલી ત્રણ દલીલોની પરીક્ષા હાલમાં થોડાક દેશી પત્રકારોએ સારી સૂક્ષ્મતાથી કરી છે –

**(૧) છેલ્લાં દશ વર્ષમાં જમીનની મહેસૂલમાં ૧,૫૦૦,૦૦૦ (પંદર લાખ) પાઉંડનો વધારો થયો છે—જમીનની ઉત્પાદકતા વધીછે તેથી, તથા વધારે જમીન ખેડાણ થાય છે તેથી.**

**(૨) રેલવે વધવાથી દુકાળવાળા પ્રાન્તોમાં માલ સહેલાઇથી જઇ શકે છે; અને ચોતરફ માલની જા-આવ થઈ, વેપાર વધે છે, અને એ રીતે દેશ વધારે ધનવાન થતો જાય છે.**

**(૩) આયાત અને નિકાસના આંકડામાં વધારો છે. તે આ પ્રમાણે:—**

| દશ વર્ષ ઉપર | ગયે વર્ષે | વધારો |
|---|---|---|
| નિકાસ—પાઉંડ ૭૩,૦૦૦,૦૦૦નો | ૧૦,૫૦૦,૦૦૦ | સેંકડે ૪૪½ ટકા. |
| આયાત—પાઉંડ ૪૬,૨૫૦,૦૦૦ની | ૬૮,૭૫૦,૦૦૦ | „ ૪૮½ „ |

૧. આમાંની પહેલી દલીલ ઉપર વિવેચન કરતાં, 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' પત્ર નીચેના જાણવા જોગ આંકડા પ્રસિદ્ધ કરે છે:—

| | છેલ્લા દશકનો પૂર્વાર્ધ. | છેલ્લા દશકનો ઉત્તરાર્ધ. | સેંકડે. |
|---|---|---|---|
| કુલ વાવેતર | ૧૭૬૦ લાખ એકર. | ૧૭૯૦ લાખ એકર | ૩ ટકા વધારો |
| ડાંગેરનું વાવેતર | ૬૮૨ „ | ૭૧૪ „ | ૪.૭ „ |
| ડાંગેરના પાકનું કળતર. | ૪૨૭૦ લાખ હંડરવેટ | ૪૪૩૦ લાખ હંડરવેટ. | ૩.૭ „ |
| ઘઉંનું વાવેતર | ૨૦૧ લાખ એકર. | ૧૯૭ લાખ એકર. | ૨ ઘટાડો. |
| ઘઉંના પાકનું કળતર. | ૬૬ લાખ ટન. | ૭૧ લાખ ટન. | ૭.૫ વધારો |

ઉપરના આંકડાથી સહજ જણાઇ આવે છે કે ડાંગેરના વાવેતરમાં જરા વધારો છે તો ઘઉંનામાં ઘટાડો છે. પાકનું કળતર બરાબર થયું હશે એમ માનીએ તો ઘઉં તેમ જ ડાંગેરના પાકમાં વધારો છે—પણ એકરના પ્રમાણમાં પાક ગણતાં ડાંગેરના પાકમાં ઘટાડો છે અને ઘઉંનામાં વધારો છે. હાલમાં સરકારે જળાશય બાંધવાનું કામ વધાર્યું છે તેથી એકંદરે-સારાં વર્ષોમાં—જમીનનો પાક ઠીક ઉતરતો હશે, અને નવી જમીન ખેડાણમાં આવતી હશે એમ માની શકાય. પણ આ સાથે એ બાબત સ્મરણમાં રાખવાની છેઃ—

(ક) વસ્તીના વધારાના પ્રમાણમાં પાકમાં વધારો થવો જોઇએ;

(ખ) અને ખોરાકી પાક (અન્નૌષધિ, ઘઉં ડાંગેર વગેરે) કરતાં રેસાના પાક (વસ્ત્રૌષધિ—શણ વગેરે)માં વિશેષ વધારો થતો જાય છે. એ વલણ બહુ ઇષ્ટ નથી—કારણ કે તે તો માંચેસ્ટરના કારખાનાંવાળાઓની આજ્ઞાથી જ અને તેઓના લાભ ખાતર જ કરવામાં આવ્યું છે.

૨. બીજી દલીલ—રેલવે બાબતની—ને સંબન્ધમાં, પણ 'ટ્રુથ એન્ડ વેસ્ટ' પત્ર બહુ સારૂં પૃથક્કરણ કરે છે. આ વિષે મિ. ગોખલેનો અભિપ્રાય એવો છે કે રેલવે દેશનું અનાજ સહેલાઇથી બંદરે લઇ જાય છે અને એ રીતે એ અનાજને પરદેશ ખેંચી જવામાં એક મ્હોટું સાધન થઈ પડે છે. આ અભિપ્રાય એકદમ સ્વીકારી ન લેતાં એ પત્ર આ પ્રશ્નમાં ઊંડું ઉતરે છે, અને બતાવે છે કે ૧૯૦૫ માં આખા હિન્દુસ્તાનમાં ૬૮૦ લાખ, અને બ્રહ્મદેશ બાદ કરીએ તો ૫૨૬ લાખ, હંડરવેટ ચોખા રેલવેમાં ચડ્યા. અને ૧૯૦૪-૫ ના નિકાસના આંકડા જોતાં જણાય છે કે એ વર્ષ આખા હિન્દુસ્તાનમાંથી ૪૮૮ લાખ, અને બ્રહ્મદેશ બાદ કરીને બોલતાં, તળ હિન્દુસ્તાનમાં ૫૨૬ લાખ હંડરવેટ રેલવેમાં ચડ્યા અને તેમાંથી ૧૭૦ લાખ પરદેશ નિકાસ થયા—એટલે ૩૫૬ લાખ હિન્દુસ્તાનના પોતાના લાભ અર્થે જ એક સ્થળેથી બીજે સ્થળે ગયા—અર્થાત્ રેલવેને લીધે પરદેશના લાભ કરતાં હિન્દુસ્તાનનો લાભ બેવડો (૧૭૦:૩૫૬) સર્યો. ઘઉંના આંકડા લેતાં જુદું ફલિત થાય છેઃ ૭૩૦ લાખ હંડરવેટ ઘઉં રેલવેમાં ચડ્યા, અને ૪૩૦ લાખ પરદેશ નિકાસ થયા—એટલે ૩૦૦ લાખ હિન્દુસ્તાનની અંદરના લાભ અર્થે રેલવેમાં ફર્યા. અર્થાત્ આ બાબતમાં રેલવેથી હિન્દુસ્તાન કરતાં પરદેશને વિશેષ લાભ થયો. હવે અનાજની પેદાશના પ્રમાણમાં નિકાસ કેટલો થાય છે તે જોઇએઃ છેલ્લાં બાર વર્ષમાં સરેરાશ ચોખાનો કુલ પાક ૪૩૫૦ લાખ હંડરવેટ છે; અને એનો નિકાસ ૩૦૦ લાખ છે—એટલે કે આશરે ચઉદમો ભાગ (સેંકડે ૭$\frac{1}{2}$ ટકા) પરદેશ જતા રહે છે. આમાંનો $\frac{3}{4}$ ભાગ બ્રહ્મદેશથી આવે છે. એટલે તળ હિન્દુસ્તાનમાંથી ૭$\frac{1}{2}$×$\frac{1}{4}$=આશરે સેંકડે બે ટકા જાય છે. એ જ રીતે ગણતરી કરતાં, ઘઉં સેંકડે દશ ટકા જાય છે—જે નિકાસ થોડો નથી. આથી અનાજની કિંમત ચડી જાય છે, અને હિન્દુસ્તાન જકાત મૂકવામાં સ્વતન્ત્ર હોત તો નિકાસ ઉપર જકાત મૂકીને પરદેશ અન્ન તણાઇ જતું કેટલેક અંશે અટકાવત. પણ અત્યારે આ આશા વ્યર્થ છે. મિ. મોર્લિ મિતજકાતી નીતિના પક્ષ તરફથી પાર્લ્યમેન્ટમાં બીરાજે છે, એટલે તેઓ આ બાબતમાં કાંઇ જ કરી શકે એમ નથી પણ એમના

જેવા બુદ્ધિમાન રાજ્યતન્ત્રીએ વિચારવાનું આટલું છે કે જે દલીલ ઇંગ્લંડમાં બિનજકાતી નીતિની તરફેણમા છે તે જ હિન્દુસ્તાનમા જકાતી નીતિનું સમર્થન કરે છે જકાત નાખવાથી ઇંગ્લંડના મજુર વર્ગનો રોટલો મોઘો થઇ પડશે એ દલીલથી અને એ દલીલને નેત્રગોચર કરવા માટે ભાષણોમા કરવામા આવતા 'અડધા રોટલાના પ્રદર્શનથી લિબરલ પક્ષનો જય થયો, અને ચેમ્બરલેઇનનો જકાતી નીતિનો વાદ પડી ભાગ્યો. પરતુ ખરૂં જોતા બિનજકાતી નીતિનુ પરિણામ હિન્દુસ્તાનમાં તો એ આવે છે કે હિન્દુસ્તાનનુ અનાજ પરદેશ સહેલાઇથી તણાઇ જાય છે અને ગરીબ લોકનો રોટલો—જે આમ પણ ન્હાનો જ હતો તે—વિશેષ ન્હાનો થઇ જાય છે જેઓ નિકાસના ભયથી રેલવે અનિષ્ટ ગણે છે તેઓના અભિપ્રાય ઉપર ટીકા કરતા એ પત્રકાર કહે છે કે આ સૂચના તો લોહી બધ કરવા માટે શરીરમા લોહી ફરતુ જ અટકાવવુ એના સમાન છે " You stop bleeding by stopping the circulation of blood " અને તેથી રેલવે અટકાવવા કરતા નિકાસ ઉપર જકાત નાખવાનો ઇલાજ વધારે પસદ કરે છે પણ એ પત્રકાર પોતે જ કબુલ કરે છે કે લિબરલ પક્ષ તરફથી આ બીજો ઇલાજ લેવાવો દુરાપાસ્ત છે અને આપણે સારી રીતે જાણીએ છીએ કે કન્ઝરવેટિવ પક્ષ પણ બ્રિટિશ કંપનીઓ(સંસ્થાનો)ના હિતની દૃષ્ટિએ જ પરરાજ્યની આયાત ઉપર જકાત નાખવાનું સૂચવે છે એટલે હિન્દુસ્તાનના હિત ખાતર એના નિકાસ ઉપર જકાત નાખવાનો ઇલાજ એ પક્ષના કાર્યક્રમમા આવવો અશક્ય છે આમ ઉભય પક્ષ તરફથી આપણે આ આશા છોડવાની છે તો રેલને હવે ન વધારો એટલી જ માગણી " practical politics " એટલે કે રાજકીય સાધ્યતાની કોટિમા આવે છે હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય ભાગમા દુકાળ વગેરે અટકાવવા માટે જોઇતી રેલને બધાઈ ગઈ છે, એટલે લોહી ફરતું અટકાવવાની ઉપમા લાગુ પડે એમ નથી વળી એ ઉપમાને અગે એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે રુધિરસ્ત્રાવ અતિ ન થઈ જાય તેટલા માટે અન્ય ઉપાયને અભાવે સખ્ત પાટો બાધવાની પણ જરૂર પડે છે વળી આ જકાતી પ્રતિબન્ધ પણ હમેશને માટે કરવો એમ કોઇનું કહેવું નથી દેશમા કૃષિની સ્થિતિ સુધરે અને લોકને પેટપૂર ધાન્ય મળે તો વધારાનુ અન્ન પરદેશ જતુ અટકાવવાનુ કોઇ જ કહેતુ નથી

૩. હિન્દુસ્તાનની આબાદાની બતાવનારી બીજી મ્હોટી દલીલ એ છે કે એના આયાત અને નિકાસના આકડા વધતા જાય છે આ દલીલ ઉપર 'ઇન્ડિયન સોશ્યલ રિફૉર્મર' અને 'ઇન્ડિયન રિવ્યૂ' એ બે પત્રમા ઉત્તમ ચર્ચા કરવામા આવી છે એમાનુ પહેલુ પત્ર જણાવે છે કે માત્ર આયાત અને નિકાસના આકડા ન જોતા, આયાત અને નિકાસ ક્યા ક્યા માલની થાય છે એ વિગતવાર તપાસવુ જોઇએ (૧) કાચો માલ પરદેશ મોકલવો એ દેશની આર્થિક સ્થિતિનુ શુભ ચિહ્ન નથી રૂ, ચામડા, હાડકા મેંગેનીઝ અને તેલના બીયા ( અળશી, એરડા વગેરે ) સીધે સીધા અત્રે કારખાનામા રૂપાન્તર પામ્યા વિના—પરદેશ ચાલ્યા જાય છે, ( ૨ ) અનાજ પરદેશ ચઢવાથી રોટલો મોઘો થાય છે અને ( ૩ ) સુતરાઉ કાપડ મેંગેનીઝ અને કાંઇક સોનુ પરદેશ

મોકલીએ છીએ એ જો દેશની જરૂરિયાતો પૂરી પાડીને મોકલતા હોત તો તે સન્તોષકારક ગણાત; પણ, એ જ માલ પરદેશથી અત્રે પુષ્કળ આવે છે, એટલે એનો અર્થ એ થયો કે પરદેશી માલની હરીફાઇમાં ટકી ન શકવાથી એને માટે સ્વદેશમાં જગ્યા કરી એને પરદેશ–જંગલી દેશોમાં ખપવા માટે—જવું પડે છે. વળી દેશી કોલસાનો નિકાસ શાથી થાય છે એ વાત પણ જાણવા જેવી છેઃ થોડાક વખત ઉપર સુધી અત્રેની રેલવેના નૂરની ગોઠવણ એવી હતી કે કેટલાંક રેલવેસ્ટેશનોએ પરદેશી કોલસો દેશી કોલસા કરતાં થોડે ખર્ચે ઉતારી શકાય—જેનું પરિણામ એ આવે કે દેશી કોલસાએ પરદેશમાં નિર્વાહ શોધી લેવો પડે! (૪) આયાત માલ ઉપર દૃષ્ટિ ફેરવીએ છીએ તો પણ એવો જ ખેદ થાય છે. સુતરાઉ કાપડ, ખાંડ, લોઢું–પોલાદ, દવાઓ, દીવાસળીઓ વગેરે જે માલ પરદેશથી આવે છે તે એવો છે કે જેને માટે જોઇતું કાચું દ્રવ્ય હિન્દુસ્તાનમાં જ મળી શકે એમ છે. (૫) વળી ગયા વર્ષમાં સોનાની આયાતમાં સેંકડે ૪ ટકા અને રૂપામાં ૩૨ ટકા ઘટાડો છે. (૬) કુલ ૧૨૪ કરોડની આયાત છે તેમાંથી કેટલાક માલનો ફરી નિકાસ થાય છે—એટલે ૧૧૮ કરોડની ચોખ્ખી આયાત ગણી શકાય, જે હિન્દુસ્તાનની વસ્તીના પ્રમાણમાં બહુ જ થોડી છે. (૭) આયાત અને નિકાસ મળી ૨૮૪ કરોડનો વેપાર થાય છે, તે પણ માણસ દીઠ ૧૦ રૂ. નો થયો.

" ઇન્ડિયન રિવ્યુ " માં " Indian Publicist " નામના લેખકે જુદી જ રીતનું પરીક્ષણ કર્યું છે. એનું કહેવું એવું છે કે સર રૉબર્ટ ગિફન વિગેરેએ બતાવેલા શાસ્ત્રીય ધોરણસર આ આંકડા પ્રસિદ્ધ કરવામાં આવતા નથી, તથા દેશી રાજ્યોનાં આયાત–નિકાસ બ્રિટિશથી જુદાં જણાઈ આવે એમ થતું નથી, એને તેથી પોતાના આંકડા ઉપરથી સરકારપક્ષ જે આબાદાનીનું અનુમાન કાઢે છે તે ભૂલભરેલું છે. વિશેષમાં એણે નીચેની ચાર બાબત ઉપર વાચકનું ધ્યાન ખેંચ્યું છેઃ—

(૧) સામાન્ય રીતે દેશના આયાત અને નિકાસના આંકડા સરખા થવા જોઇએ, કારણ કે વ્યાપાર એ માલનો બદલો છે. પણ જો વહાણનો ધન્ધો પરદેશને હાથ હોય તો અહીં આંકેલી નિકાસની કિંમતમાં નફો અને વહાણનું ખર્ચ ઉમેરતાં જેટલું થાય તેટલું આયાતની કિંમતની બરોબર થવું જોઇએ. આ રીતેઃ–આયાત=નિકાસ+નફો+વહાણનું ખર્ચ.* પણ હિન્દુસ્તાનમાં તો આયાત કરતાં નિકાસ વધારે થાય છેઃ એ આયાત કરતાં નિકાસ જેટલો વધારે તેટલો પૈસો વગર બદલે પરદેશમાં રહ્યો સમજવો; વિશેષમાં, ઉપલા સૂત્ર પ્રમાણે નિકાસમાં નફો અને વહાણખર્ચ ઉમેરતાં જે આંકડો થાય તે આયાતની બરોબર થવો જોઇએ એટલે કે બે બાજુઓ બરોબર થવા માટે નિકાસ આયાત કરતાં ઓછો હોવો જોઇએ—અને હિન્દુસ્તાનમાં તે ઓછો નથી એટલું જ નહિ પણ વધારે છે—એટલે હિન્દુસ્તાનનું નુકશાન=આયાત કરતાં નિકાસ જેટલો વધારે એટલું જ નહિ, પણ એમાં નફો અને વહાણખર્ચ ઉમેરીએ એટલું.

* હાલમાં ઇંગ્લંડમાં આ સંબન્ધી જે ચર્ચા ચાલી છે, તેમાં મિ. હિન્ડમન્ વહાણખર્ચ વીમા વગેરે ખાતે સેંકડે ૧૫ ટકા ગણે છે.

(૨) કુલ આયાત આંકડામાંથી સરકારી ખાતાની આયાતના અને ફરીનિકાસના આંકડા બાદ કરી ચોખ્ખા આંકડા નીચે મુજબ આપે છે:—

| | ૧૮૯૬–૯૭ | | ૧૯૦૫–૦૬ | સેકડે વધારો. |
|---|---|---|---|---|
| ચોખ્ખો આયાત માલ | ૬૭.૭૬ | કરોડ રૂ. | ૯૯.૫૪ | +૪૬.૯ |
| " સોનુ | ૨.૨૯ | " | ૯.૪૫ | +૩૧૨.૮ |
| " રૂપું | ૫.૮૫ | " | ૫.૦૨ | − ૧૪.૨ |
| કુલ ચોખ્ખો આયાત. | ૭૫.૯૦ | " | ૧૧૪.૦૧ | + ૫૦.૨ |
| ચોખ્ખો નિકાસમાલ. | ૯૯.૮૮ | " | ૧૫૮.૧૮ | + ૫૮.૩ |

અને એમાંથી સાર એ ખેચે છે કે છેલ્લાં દશ વર્ષમાં—

નિકાસની વૃદ્ધિ દર વર્ષે સેકડે ૫.૮૩ ટકા.
આયાતની વૃદ્ધિ.........સેકડે ૪.૬૯ ટકા.
—નુકશાનમા વધારો. ૧.૧૪. ટકા.

(૩) આયાતમાં સોનુ રૂપુ આવે છે તેનો ખુલાસો એ લેખક એવો આપે છે કે હિન્દુસ્તાનના લોક ગરીબ હોઈ એના ઉપભોગના પદાર્થો થોડા છે અને તેથી પરદેશથી તેવા પદાર્થો આવવાને બદલે સોનુ રૂપુ જ આવે છે. આમ, જે દલીલથી સામાન્ય સમૃદ્ધિનુ અનુમાન થાય છે તે જ દલીલથી આ લેખક હિન્દની ગરીબાઈ બતાવી આપે છે.

(૪) સોના રૂપાની આયાત છેલ્લા દસ વર્ષમા વધી કહેવામાં આવે છે પણ નિકાસના પ્રમાણમાં તો એ ઘટી છે દસ વર્ષ ઉપર એનુ પ્રમાણ ૯.૧૫ હતું; હાલ ૮.૧૫ છે.

(૫) કુલ આયાતમા વધારો થયો કહેવામાં આવે છે. પણ દસ વર્ષ ઉપર નિકાસના પ્રમાણમાં એ સેકડે ૭૬ ટકા હતી; હાલ ૭૨ ટકા છે.

[ વસન્ત–ઑફિસ. ]

# મિ. અ. ફ. ખબરદાર કૃત વિલાસિકા.

## ( કવિ ઉપકવિનો ભેદ. )

ટેનિસનનું એક નહાનું કાવ્ય નીચે પ્રમાણે છેઃ

" એકવાર એક સોનેરી પલમાં મેં જમીન ઉપર એક બી નાખ્યું; ( તેનું ) એક ફુલ ઉગી આવ્યું; ( પણ ) લોકોએ તેને તુચ્છ ગણ્યું. ૧

" મારી એકાંતવાડીની આરપાર તેઓ અહીંથી તહીં ફરતા ફરતા અસંતોષનો બડબડાટ કરતા મને અને મારાં ફુલને શાપવા લાગ્યા. ૨

" પછી તે ( મારૂં ફુલ ) એટલું ઊંચું વધ્યું કે તેની ઉપર પ્રભાનો મુકુટ બિરાજ્યો. પણ રાતમાં બહારના ચોરોએ મારો વંડો ટપીને મારૂં બી ચોરી લીધું. ૩

" (તથા ) એ દરેક ગામ અને ગઢમાં ઘણે દૂર સુધી વાવી દીધું. અને ( જ્યાં ત્યાં ) સર્વે લોકો કહેવા લાગ્યા, 'અહો, આ ફુલની ભભક ઓર છે!' ૪

" મારૂં નહાનું દૃષ્ટાંત ઉકેલોઃ ( એ ) હાલતાં ચાલતાં પણ ઉકલે એવું છે. હવે ઘણુયે એ ફુલ ઊગાડી શકે છે, કેમ જે એ બીજ બધાની પાસે છે." ૫

આમાં ઉપકવિઓને † સખ્ત વેણ કહ્યાં છે, પણ તે સર્વથા યોગ્ય નથી. બેશક મહાકવિ એટલે કે ખરા કવિને મુકાબલે ઉપકવિઓ તુચ્છ છે. પણ સાહિત્યના વિકાસમાં દેવદારુ અને અશોક જેવા દીર્ઘાયુષી તરુવરોને સ્થાન છે, તેમ ચાર દિવસનું ચાંદરણું કરનાર મોગરા ગુલદાવરીને પણ છે. વાલ્મીકિ અને કાલિદાસ, ભવભૂતિ અને તુલસી, મીરાં અને પ્રેમાનંદની કવિતાના પ્રભાવ વિષે બે મત હોય જ નહીં. પણ પોતાના દેશકાલના થોડા ઘણા સહૃદય ગ્રાહકોને સૌંદર્યનું લહાણું કરે છે એ પણ ખરી કવિતા છે. મેઘલી રાતમાં ચાર હાથ અવકાશમાં પ્રસરી શકતા પણ આગિયા કીડાના કિરણ કુદરતની લીલા છે અને બીજા કીડાઓનાં નેત્ર ઉપર દૈવી પ્રસાદ વર્ષાવે છે.

દલપત અને નર્મદ વિરામ્યા તે પછી અંગ્રેજી, સંસ્કૃત અને ફારસી કવિતારસના શોખીનોની રંગેલી કવિતા આગળ પડી અને આપણો હાલનો ઉપકવિઓનો જમાનો જન્મ્યો. મણિલાલ નભુભાઈ દ્વિવેદી, હરિલાલ હર્ષદરાય ધ્રુવ, બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા, તથા રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા એ એ જમાનાના પ્રથમ કાલનાં મુખ્ય ફુલ; તથા ઠાકોર શ્રી સૂરસિંહ, જીવણરામ લક્ષ્મીરામ દવે, બાપુરાવ હિંમતલાલ દેસાઈ, અને રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસેરીએ બીજા કાલનાં મુખ્ય ફુલ; × ત્રીજો કાલ પણ આવતો થઈ ચૂક્યો છે. 'કાવ્યમાધુર્ય' અને

† Minor poets.

'ગીતમાળા'મા દાખલ કરેલા કેટલાક ઉગતા કવિઓ આ ત્રીજી શાલના ફૂલ છે. એ ઉપરાત કેટલાક ચાલતા માસિકોમા વખતોવખત દર્શન દે છે અને મિ ખબરદારનુ આ પુસ્તક-અમે એની તુલના છેક હલકા ધોરણે કરતા ન હઇએ તો—'કુસુમમાળા,' 'પ્રેમજીવન,' 'કલાન્ત કવિ,' અને 'કુંજવિહાર'થી શરૂ થતી પરપરામા સારૂ પદ પામવાને લાયક છે.

મિ. ખબરદારની પ્રથમ પ્રસિદ્ધ થયેલી "કાવ્યરસિકા'મા ચિત્ર-કાવ્ય, કહેવતકાવ્ય, પાદપૂર્તિ અને અલકારપૂર્તિ કાવ્ય, સ્થૂલ બોધ, સ્થૂલ વર્ણન, અને શબ્દચમત્કૃતિ આદિનું પ્રાધાન્ય હોઇ એ પુસ્તક "કાવ્યકૌસ્તુભ" અને દલપત શૈલિના એકદેશી શિષ્યોના રચેલા બીજા પુસ્તકોના વર્ગમા પડતુ હતું, તે આ માસિકના એક આગલા અકમાં કરેલા તેના અવલોકનમા સૂચવેલુ છે એની પ્રસ્તાવનામા એમણે જણાવ્યુ હતુ કે એ ઢબની બીજી ઘણી કવિતાઓ એમની પાસે સિલકમા હતી પરતુ "કાવ્યરસિકા" ઇ સ. ૧૯૦૧ મા પ્રસિદ્ધ થઇ, અને આ 'વિલાસિકા" ઈ સ ૧૯૦૫ મા થઈ, એ સાડાત્રણથી ચાર વર્ષના ટૂકા સમયમા એમનો કવિતાનો આદર્શ એટલો ફરી ગયો કે ઉપર જણાવ્યુ છે તેમ આ બીજુ પુસ્તક છેક નવી પદ્ધતિનુ છે "કાવ્યરસિકા"ની પ્રસિદ્ધિ વખતે કર્ત્તા ઓગણીશ વર્ષના હતા, અત્યારે ચોવીશ વર્ષના છે. ખીલતી જુવાનીમા વિચાર આચાર કૃતિ ભાવના રાગ વલણ અને લક્ષ્યમા કેટલો બધો ફેર પડી જાય તેનો આ બે પુસ્તક વચ્ચેનો મોટો તફાવત સારો નમૂનો છે

'વિલાસિકા ની છદરચનાઓ પણ નવીન ઢબની છે મણિલાલ દ્વિવેદીની લાવણી, બાબુરાવ દેસાઇનો મિશ્ર હરિગીત બાલાશકર કંથારિયાની ગજલ, કલાપીનો તોટક, કાન્તનુ વૃત્તમિશ્રણ, નરસિહરાવ દિવેટિયાની ગરબી, વગેરેની ચોટ આ માધુર્યભક્ત શ્રોતાને લાગી છે, અને આ પુસ્તકમા એ છદો કે રચનાઓ સ્થલે સ્થલે સભળાય છે કેટલાક છદો વિષે કર્ત્તાએ ટિપ્પણ લખી એની રચના પોતે જ પ્રથમ કરી એવો દાવો કરેલો છે * આ વિષે અમારો અભિપ્રાય એમ છે કે ચાલતી રૂઢિની કવિતા અતિ પરિચયને લીધે નીરસ લાગે પરભાષા કે પરદેશની કવિતાની શબ્દાર્થગત નવી મોહની આકર્ષવા લાગે, અને સમયપરિવર્ત્તના બલથી નવા લેખકોને હાથે સાહિત્ય પરિવર્ત્ત થવા લાગે, ત્યારે—

× આ યાદી દિગ્દર્શન માટે છે એમા હાલના તમામ કવિઓના નામ ગોઠવવા કે જે આપ્યા છે તે પણ ક્રમવાર ગોઠવવા ઈચ્છા કરી નથી વળી *કેશવલાલ હરિરામ, અને ભીમરાવ ભોળાનાથ, રા રા ગોવર્દ્ધનરામ ત્રિપાઠી અને બે ચાર બીજા આ પરંપરામા ગણાય એમ નથી દલપતમાથી ઉદ્ભવેલી પરંપરા વળી જુદી છે તેને અહીં ઈસારો પણ કર્યો નથી અને વળી કલાપી તથા નરસિહરાવને અહીં ઉપકવિઓમા નોધવા પડયા છે માટે ખાસ જણાવવુ જોઇએ છે કે તેઓ કવિ નહીં ઉપકવિ માત્ર છે એવો આ લખનારનો તો અભિપ્રાય નથી

* આ દાવો એમણે તોટકમણિ,' 'અદલ છદ,' 'ધ્વનિત,' 'મોહક છદ,' 'ઘટિકા છદ,' અને 'દિવ્ય છદ' વિષે કર્યો છે પણ 'દિવ્ય છદ'મા ખાસ નવીનતા નથી, 'મોહક છદ' અને 'ઘટિકા છંદ'ના નવા નામ આપ્યા છે તે છદો જૂના છે, 'તોટકમણિ' અને 'અદલ છદ' તોટકના જ જુદા જુદા રૂપ છે, અને 'ધ્વનિત'મા પણ દરેક પક્તિનુ બધારણ તોટકની ઢબનુ છે

ઋતુ ફરે છે ને જેમ એક જ જાતનાં ફુલ અનેક સ્થલે સાથે લાગાં ઊઘડી આવે છે, તેમ—નવા છંદ, નવાં દૃષ્ટિબિંદુ, નવાં અનુકરણ, નવા પ્રયોગ, નવી કલાઓ, નવી કસોટીઓ, નવી રચનાઓ અનેક સ્થલે સાથે લાગાં પ્રકટે છે. વળી એકમાંથી બીજી અને તેમાંથી ત્રીજી એમ ઉપરાઉપર નવીનતાઓ થતી જાય છે એટલે એકંદર સરવાળે તે આખા જમાનાના સાહિત્યની નવીનતા ઘણી જણાય છે, તથાપિ એ મોટો સમુચ્ચય કેમ થવા પામ્યો તે જાણવાને આદિથી તપાસવા માંડીએ છીએ, ત્યારે વીશ ચાળીશ લેખકોએ મળીને એ આખો ઢગલો રચ્યો એમ તો સ્પષ્ટ દેખાય છે, પણ તે દરેકનો ખુદ પોતાની જ રચનાનો અને અનન્ય સ્વામિત્વનો હિસ્સો બહુ થોડો માલુમ પડે છે. એમાં કોઇ મહાકવિ હોય તો તેનું, અને તે ઉપરાંત બે ચાર શરૂઆતના ચીલા પાડનાર= લેખકો અને બે ચાર છૂટી પડી આવતી નવીનતાઓનું વિશિષ્ટ કર્તાપણું સર્વના ધ્યાનમાં આવી શકે છે, પણ તે પછી બાકીના ઢગલાને, ટેનિસને ઉપર ટાંકેલા કાવ્યમાં લખ્યું છે તે દૃષ્ટિએ, સમસ્કૃત જ ગણવો પડે છે, કેમ જે છંદ, વિચાર અને ભાવ પ્રવાહ, તથા રચનામાં છટા નવીનતા કેમ આણવી તેનું "બીજ" બધાને જ મળી ચૂક્યું હોય છે.

વિચારની પરંપરામાં પણ એ જ ન્યાય. છંદ રચનામાં જેમ ભાષાના છંદો અને તેમની અગણિત શક્યતાઓમાંથી કવિ તેની કેળવણી-તેના જમાના-તેની પરંપરાને અનુરૂપ અમુક રચનાઓને પસંદ કરે છે અને ખીલવે છે, તેમ કવિતાના વિષયને માટે પણ કેળવણી-જમાના-પરંપરાને અનુરૂપ અમુક પ્રત્યક્ષાંશો † જ તેને ગમી જાય છે, તેમનાં સમીક્ષણ તે અમુક દૃષ્ટિએ જ કરે છે, તેમનાં મનનમાં તે અમુક વિચારો અને ભાવો જ સ્વીકારે છે,—તેના સર્ગ રચના આદિમાં અમુક પ્રકાર જ તેને સુંદર અને ઉચિત જણાય છે. પરંતુ કોઈ પૂછશે કે આમ હોય તો સાહિત્યનું વ્યક્તિત્વ÷ અને કવિઓની પ્રતિભા+ એટલે શું? પરંપરાનાં પૂતળાંનાં ગાનતાનમાં એનાં દર્શન ક્યાંથી? એનો જવાબ એ કે મનુષ્યને તેનાં કર્મ નચાવી રહે છે તથાપિ એ નાચમાં જ પુરુષ પ્રયત્ન મૂર્તિમાન થાય છે

---

આ 'ધ્વનિત' નામ એમણે 'સૉનેટ' નામની ચૌદ પંક્તિઓની રચના માટે યોજ્યું છે. અને એ વિષે એવણ લખે છે,—"અંગ્રેજી તથા બીજી યૂરોપીય ભાષાઓમાં વપરાતા Sonnet ને અત્ર ગુજરાતીમાં ઉતારવાનો નવીન પ્રયોગ કીધો છે." પરંતુ એમના પહેલાં હાલના ત્રણ જાણીતા લેખકોની રચેલી સોનેટો આજ કેટલાંક વર્ષથી પ્રસિદ્ધિમાં આવી ચૂકેલી છે. સોનેટ ગુજરાતીમાં પ્રથમ કોણે રચી એ વિષે રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિએ એમનાં 'કેટલાંક કાવ્યો'ની ટીકામાં લખ્યું છે કે "શુદ્ધ ઇંગ્લિશ સોનેટના નમૂના પ્રથમ ગુજરાતીમાં રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટે રચ્યા છે." પણ આયે એટલે દરજ્જે જ ખરું છે કે જે ગુજરાતી સોનેટ (જ્ઞાનદર્શન નામના માસિકમાં) પ્રથમ પ્રસિદ્ધિ પામી તે રા. રા. મણિશંકર ભટ્ટની રચેલી હતી.

= Pioneer.

† Phenomena.

÷ Individuality.

+ Genius.

તે પ્રમાણે પરપરાદત્ત સચિતનો ઉપયોગ અને ઉપભોગ કરવામા જ કવિની વિશિષ્ટ શક્તિ* ડગલે ડગલે છતી થાય છે, રીઝે છે, અને રીઝવે છે. જીવનચરિતોની તુલના કરતા જેનામા અસાધારણ પુરુષાતન જણાય છે તેને જ મહાપુરુષ કે ખરો નર કહીએ છીએ, અસાધારણ કર્મસભાગ્યના યોગથી ઊંચા પ્રવાહમા માત્ર ભળ્યો હોય તેને નહીં, તેમજ જુદા જુદા કવિઓના કૃતિચરિતોની તુલના કરતા જેનામા અસાધારણ સર્ગશક્તિ જણાઇ આવે તે જ મહાકવિ કે ખરો કવિ, પરપરાપ્રાપ્ત સુરાવટના પડઘા માત્ર ઉપજાવવામાં જેની સર્ગશક્તિનો તાગ આવી રહે તે ઉપકવિ કે અમુક જમાના કે શાલા માત્રનો કવિ

આરભમા કહ્યુ જ છે કે આવા ઉપકવિઓ પણ નકામા નથી. અને અહીં ઉમેરી લઇએ કે કવિતાના જનનના આ શાસ્ત્ર મુજબ તે બહુધા નકવિયા અને કૃત્રિમ હોવી જોઇએ એમ ભૂલવાનુ નથી અમુક જાતની કવિતા કે સગતિનો+ આસ્વાદ લેતા લેતા તેનો એવો અ ધ્યાસ જામે છે કે તેવી લગની આપોઆપ પ્રવર્ત્તી રહે છે માટે જ કવિ જાણેઅજાણે અમુક શાલામા પડે છે, અમુક પરપરામા જોડાય છે. માટે જ ખરૂ પોત પ્રકાશવા સારૂ, પોતાનુ જ વ્યક્તિત્વ ખીલવવા સારૂ અનિચ્છાએ તણાયા જવાને બદલે નિરતર જાગૃતિ અને દૃઢ પ્રયાસની એક જાતની કૃત્રિમતા આવશ્યક છે માટે જ સારો કવિ જાતે પોતાનો અતિ કડક ટીકાકાર હોય છે, અને કવિતાની ખરી આસક્તિ કેફ કે દિવાનાપણાની સર્વે નકારની મસ્તીથી તો અત્યત ભિન્ન હોઇ એક પ્રકારની સમાધિ છે

'કાવ્યરસિકા'મા "વર્ષાવર્ણન"નુ લાબુ ૪૪ પાનાનુ કાવ્ય છે, તે કઈ ઢબનુ છે તે એ પુસ્તકના અવલોકનમા જણાવેલુ છે. એ સાથે આ 'વિલાસિકા'માનું "મેઘને" એ નામનુ માત્ર આઠ કડીનુ કાવ્ય સરખાવી જોતા બને પુસ્તકો વચ્ચે કેટલો મોટો તફાવત પડ્યો છે તે દીસી આવે છે 'મેઘને'મા પ્રસિદ્ધ અગ્રેજ કવિ શેલિની છાપ પદે પદમા પડી છે છાપ ઝાપી છે, મિ. ખબરદારના ચિત્ર અસ્પષ્ટ છે અને ભાવોદ્ગાર નિર્બળ છે એ જુદી વાત એમના ગુણ અને દોષના નમૂના તરીકે કર્ત્તા જલની વૃષ્ટિની સાથે આશાજલની, વીરત્વજલની અને કવિત્વજલની વૃષ્ટિ માટે પ્રાર્થના કરે છે એ ત્રણ કડીઓ ટાકીએ -

(મિશ્ર હરિગીત)

૨

આકાશને સહુ છાઇ દે,<br>
તુજ સફળ દળની વધાઈ દે,

સરસર સરી,<br>
રસરસ ઝરી,

જગને અમીરસ પાઈ દે ! -

---

* Originality<br>
+ સ. ગતિ, Surroundings

નિર્દોષ કંઈ જગઆળકો અથડાય છે,
જીવન નિરસ ગણીને નિરાશ જ થાય છે:

તું તેમનાં ઉર છાઇને આશા નવી અંકાવજે,
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! રસ રસ અંતરે ઉછળાવજે!

૫.

અયિ! કૂદતો કંઇ આવજે!
ભર સિંધુને ઉછળાવજે!

જળપૂરમાં
ખુબ શૂરમાં

નદીને જરા હેટાવજે!—

આ દેશનું વીરત્વ મંદ પડી ગયું,
ઉડયું તેજ, કાળપ્રહાર સહી જ રહી રહ્યું;

તેને જગાવી મંત્ર ફૂંકી ઊર્મિઓ ઉકળાવજે,
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! હર હર વીર હાક પડાવજે!

૬.

રસધર! ઉતર આકાશથી!
રમિયે અહીં હુલ્લાસથી

જગ અણદીઠા
અદ્દભુત મીઠા

કંઈ ખેલ રાસવિલાસથી!

મુજ હૃદયને ચમકારથી ચમકાવી દે!
રસ દિવ્યધામથકી હેલા-મધુ લાવી દે!

રે આવ! કુદિયે નાચિયે! કંઇ વિવિધ ભાવ જગાવિયે!
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! જગને રસરસે ન્હવરાવિયે!"

"સ્વર્ગીય ગાન" અને "સુષ્ટિનું દિવ્ય શાસ્ત્ર" એ કાવ્યોમાં પણ શેલિની અસર સ્પષ્ટ છે. આ છેલ્લું તો શેલિના એક સુપ્રસિદ્ધ કાવ્યનું અનુકરણ જ છે.

"ત્યાગમાં રાગ," "ફકીરી" અને "અમે" એ કાવ્યો કલાપીની છાપથી અંકિત છે. "અમે"નો ઉત્તમ ભાગ ઉતારીએઃ—

( દિવ્ય છંદ. )

૪.

" અમેં સરિતાકાંઠે બેશી
  કરિયે ઘડીક કેંક પસાર;
અમેં સાગરહૃદયે પેશી
  ભરિયે અમ રત્નપટાર;

આકાશ પતાળ પ્રવેશી
  કરિયે સ્વચ્છંદ વિહાર;—
અમેં સર્વ અવકના એશી
  વળી સેવક ને સરદાર !

૫

" અમેં સૂરજ સાથે ફરિયે,
  કદી ચન્દાનો ધરી હાથ,
કદી તારકમાહિં વિચરિયે
  કદી ભીડિયે નભશું બાથ,

કદી સખી ઉષાને કરિયે,
  કદી રમિયે સંધ્યા સાથ:
અમે વિશ્વ બધુ ઉર ભરિયે
  —છે મ્હાય ત્રિભુવનનાથ !

૭

" અમેં ઝરઝરતા ફુવારા,
  અમેં તેજભર્યાં ભવ્ય બ્હાણ,
અમેં ઝગઝગતા જગતારા,
  અમેં ચૌદ રત્નની ખાણ;—

જગમાં ને જગથી ન્યારા,
  માનુષી ને દૈવી પ્રાણ;
અમેં અણુગમતા ગમનારા,
  અમેં જાણીતા અણજાણ !

૮

" અમને નહિ દેશો દોષો:
  અમેં કુદરતના હથિયાર;

અમે તો કુદરતના કોષો;
ભવરણશીંગાં ફુંકનાર !

" કદી હસશો કે કદી રોશો:
અમે આવિર્ભાવકાર;
અમ હૃદય અજબ કંઈ લેશો—
અમે એક અનેક પ્રકાર. "

પરંતુ, બેશક, આ પુસ્તકમાં સૌથી વધારે છાપ રા. રા. નરસિંહરાવ દિવેટિયાની છે. તે ઘણે ભાગે એ કવિનાં 'કુસુમમાળા' ની; એમનાં 'હૃદયવીણા' માં જે વધારે ઊંચું કવિત્વ છે તેની છાયા મિ. ખબરદારની આ પુસ્તકમાંની કવિતાઓમાં માલુમ પડતી નથી. પણ આમાં આપેલાં એમનાં "રાત્રિની સખી", "પ્રભાતની વાદળીને", "તારાઓનું ક્રીડાગાન" અને એવાં ચાતુર્ય અને માર્દવવાળાં સષ્ટિવર્ણનોમાં; "પ્રીતિની માળા", "પ્રેમતરંગ", "ચંદ્રા સાથે સંદેશો", "સરિતા કિનારે", અને એવા કોમલ અને વિશ્રબ્ધ પ્રેમના આલાપોમાં; તથા "એક માતાનું સ્વપ્ન", "આશા દેવીનું ગાન", અને "એક સુંદર સાંઝ" જેવાં બોધ અને ગંભીરતાની છાંટવાળાં કાવ્યોમાં 'કુસુમમાળા' ના ચીતારાની પશ્ચાદ્ભૂમિ,‡ તેનું વાતાવરણ, તેના આશયો, અને બહુ અંશે તેનું જ કલાવિધાન જોવામાં આવે છે. વળી 'કુસુમમાળા' ના મોટા ભાગની ખામી—કે એમાં કલ્પનાના પ્રભાવ કરતાં તેના લાલિત્યનો* અંશ વધારે છે તે—આ સર્વ કાવ્યોમાં પણ છે.

તો પણ આમાંથી કેટલાંક કાવ્ય મિ. ખબરદારની કૃતિઓમાં ઊંચ સ્થાને હોઇ ખરેખર અસરકારક છે અને તેમાં કર્તાની ભાવના અને સરલતા સારી રીતે જણાઇ આવે છે. સ્થલ-સંકોચને લીધે વધારે ઊતારા કરી શકાતા નથી, પણ "એક સુંદર સાંઝ" માંથી થોડી કડીઓ લઇએ:—

( વસંતતિલકા )

હાં માનવી કંઈ રડે " જન એક જાય ",
ત્યાં દિવ્યલોક " જનમ્યું શિશુ એક " ગાય;
એવો વિચિત્ર કંઈ મર્મ બતાવતી જો
આ સાંઝ સુંદર ધરે કંઈ રંગ બીજો. ૮

× × × ×

" હે સાંઝ ! જ્યાર મુજ મંગળદિન આવે,
ને દુઃખથી મધુર મોત મને બચાવે,
રે ત્યાર આત્મ મુજ આ બની દિવ્યપંખી
જો ઊડશે તુજ ભણી તુજ ભૂમિ ઝંખી ! ૧૪

‡ Background.
* 'કલ્પનાલાલિત્ય' Fancy ના અર્થમાં; 'કલ્પનાપ્રભાવ' Imagination ના અર્થમાં.

તે તેજ તુ ઊંચકીને તુજ હાથ તેને
આ તુજ શાતિગૃહ ફેરવી શાત વેળે,
તે અભ્રહીન નભમા મૂકજે જ પ્રીતે
છાયા ન હોય જહિ રાતની કોઈ રીતે ૧૫

ને જેમ કાચ રૂપલેપનનો બતાવે
જ્યા તેજ ત્યા તમ અને તમ તેજ-ભાવે,
રે તેમ આ જગતનો સહુ અધકાર
ત્યા દિવ્ય તેજ બનીને દીપશે અપાર ! ! ૧૬

આ ભૂમિને અમરભૂમિ તણો સુજોગ
એ રીત છે મધુર સાચ ! કરાવી યોગ્ય,
ત્યા મુજને લઈ જજે તુજ રગ રગી,
હા આપણે બની જશું પ્રિય એ સગી ! ૧૭"

હવે આપણે એમના જેમા બીજા કોઇ કવિની વધારે છાપ પડી ન હોય એવા કાવ્યો માથી એક એ નમના જોઇએ "પ્રભાતનુ ગાન" એ મથાળા ઉપર ઉભરાઇ જતી મીઠા સ્નેહવાળી પ્રભાતમાતાનુ ગાન છે —

( રાગ પ્રભાત )

જાગો રે બાળકડા મ્હારા ! હુ આવી રમતી,
હુ આવી રમતી આ મ્હી આવશે ભમતી !—જા૦ ૧

× × × ×

ને તમ કાજે લ્હેર મોટી આ હર્ષનગી વારી !—જા૦ ૩

એ લ્હેરે પ્રિય આખ ઉઘાડી લ્યો એની જોડી
કરમા ઝટ ઉત્સાહ ભરો, મે ગમ્મી છે શેરી !—જા૦ ૪

તિમિરે તમ રક્ષા કીજે મે તારલડા રાખ્યા,
મુજ બાળકડાએ સૂતા તે હસી હસી ઝાખ્યા !—જા૦ ૫

"રમતા થાક્યા તે સૌને નીંદ હવે લેવા,
મુજ ચૈતન્ય અચળ ઓઢાવી પોઢાવ્યા દેવા !—જા૦ ૬

× × × ×

નભચારી વાદળ-૫ એરા બેદીને ખસતા,
ખસતા ખસતા નિજ અગે મુજ રગ પૂરે હસતા,—જા૦ ૧૦

સ્નેહે ને ઉત્સાહે મુજને જોઈ રહે ગેલા !
એ રગે રગાવા, ન્હાવા, જાગો રે વ્હેલા !!—જા૦ ૧

ફૂલે ફૂલે ચળકતા મે મોતીડા વેર્યા,
રમતી ભમતી લ્હેરે આવી લાડે ખ એર્યા,—જા૦ ૧૭

એ મોતીડાં કેરૂં પાણી આવો જોવાને !
રવિકરહંસ પછી તૂટી પડી એ ખારો સઘળાંને.—૧૦૧૮"

× × × ×

"ચંપેલી" નામના કાવ્યમાંથી પાંચ કડી ઊતારીએઃ—

(અડલ છંદ.)

જગમાં બહુ સુંદરતા સરજી,
બહુ વાર, છતાં, મનની મરજી
મધુરાં ફુલડાં સહુને વરજી,
તુજશું બની ઘેલી,

નિરખે નિરખે તુજને તજ અહીં,
નહિ દૃષ્ટિ ઠરે સ્થળ અન્ય કહીં,
તુજ મોહ સમો કંઈ મોહ નહીં,
ફુલરાણી ચમેલી ! ૧

કદી દેશ રહું, પરદેશ ફરૂં,
વળી હર્ષ જ કે કદી શોક ધરૂં,
તુજ નામ ઘડી ઘડી હું સમરૂં
ઉરની મમતાથી;

મુજ બાળપણે તુજશું રમતો,
અહૈં પીમળ યૌવનમાં ભમતો,
ભરજે મુજ વૃદ્ધ વયે શમ તો,
મુજ જીવનસાથી ! ૨

× × + ×

નભમાં બહુ તારક છે જ જડ્યા
બહુ જ્યોતિષિ તેહની પૂઠ પડ્યા,
ગતિ અંતરના મરમો પકડ્યા
કળથી નિજ યંત્રે;

મધુરી ! પણ છે મુજ તારક તું,
અહિં ભૂપર ઉર સુધારક તું,
બની જ્યોતિષિ હું તુજ બ્હાર કરું
મુજ કાવ્યસુમંત્રે ! ૪

× × × ×

તુજ પાસ પધારૂં પળેક ઘડી,
કળવા જનજીવન કેરી કડી,
તવ તું મુજને કંઈ વાત વડી
અતિ પ્રૌઢ સુણાવે;—

કંઈ હાસ્ય કહું, કંઇ અશ્રુ મીઠાં,
કંઈ ચિત્રવિચિત્ર પ્રપંચલીલાં
જન-આત્મ પરે ચિતરેલ દીઠાં
ન દીઠાં દૃગ પાડે ? ૧૦

× × × ×

પ્રિય પંચ કરી ! મધુરી ફરજે
તુજશું ભલી શુદ્ધ ધરા કરજે
કવિપુષ્પ બની કવિમાં ભરજે
જશ પીમળ તું તો ?

તુજ ગાન કરૂં જગમાં ભટકી,
પ્રિય ? આશ રહે તુજશું લટકી,
મુજ અંતરમે ક્વઅશ્રુ થકી
રડશો નહિ શું તો ? ૧૨"

અને છેવટે પ્રેમ અને ભક્તિના અભેદની ખામ આપણા દેશની અસલ પરંપરાનું આ "પ્રેમમંદિર" કાવ્ય આખુ ટાંકી અવલોકન પૂરૂં કરીએ:—

( ગરબી. )

વ્હાલા પધારો મ્હારે મંદિરે રે લોલ !
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો:— વ્હાલા૦
રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ,
વ્હાલાને વધાવું હું ય તેમ જો:— વ્હાલા૦
મંદિરે વગાડો સ્નેહઘંટડી રે લોલ.
ઘંટડીની તાને રાખું ધ્યાન જો:— વ્હાલા૦
ચાલો પૂજીએ પ્રેમદેવને રે લોલ,
એક બની ગાશું હરગાન જો:— વ્હાલા૦
આસુડાં ઉભાય મ્હારે અંતરે રે લોલ
વ્હાલા વિના તે ઝીલે કોણ જો:—, વ્હાલા૦
કુસુમકળી વેરાય ઉરની રે લોલ,—
વ્હાલા વિના રે ખીલે કોણ જો ? વ્હાલા૦
મંદિરે ચ્હડાવો અમર ફુલડાં રે લોલ,
ઉરમાં ભરીશ હું સુવાસ જો:— વ્હાલા૦
આવો, ભૂલીને જગવાતડી રે લોલ,
હસિયે તે સ્નેહ તણું હાસ જો ! વ્હાલા૦"

[ વસન્ત-ઑફિસ. ]

———

# "જુલિયસ સીઝર."

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૪૮ થી )

દશ પંદર ઘાથી જખમી થયેલા પણ છવતા સીઝરનું હૃદય આખરે બ્રુટસ જેવા દૃઢ મિત્રનો વિશ્વાસઘાત જોઈ ફાટી જાય છે! તે આવા છેલ્લા શબ્દો બોલી-પ્રાણ છોડે છે! લાખો માણસોનાં લશ્કરોનો પોતાના બુદ્ધિબળે પરાજય કરનાર-ચાલ્કરીબળ ધરાવનાર સીઝર જેવો શૂરવીર યોદ્ધો આવી રીતે દશ પંદર સભાસદોના હાથે ધોળે દહાડે ભર સભા મધ્યે અણચિંત્યો મરાય છે એ કેવું આશ્ચર્ય તેમજ શોકજનક છે! ખરેખર-'कर्मणो गहना गतिः' !

એવું કહેવાય છે કે સીઝર જ્યારે આગળ ઉપર દારુણ યુદ્ધમાં જય મેળવી પોતાના તંબુમાં એકવાર પાછો આવ્યો ત્યારે કોઇકે તેને પૂછ્યું હતું કે "સીઝર, તને કેવી જાતનું મૃત્યુ વધારે ગમે?" તેના જવાબમાં સીઝરે જવાબ આપેલ હતો કે "જે મૃત્યુ અકસ્માત્-અણચિંત્યુ-આવે તે." ભવિષ્યમાં આવાજ પ્રકારનુ અણચિંત્યું-અકાળ-મૃત્યુ પોતાનું થશે એવો સીઝરના મનને આ વખતે આવું બોલતાં જરાયે ખ્યાલ હતો ખરો? મનુષ્યની વાણી કોઇકવાર ભવિષ્યની સ્થિતિસૂચક પણ થઇ નીવડે છે એવું આપણે કહીશું તો શું તે સાવ ખોટું કહેવાશે? અંગ્રેજી કવિ શેલિનું મૃત્યુ પણ એના ઇચ્છિયા પ્રમાણે જ થયું હતું.

સીઝરના દુસ્મનોમાંના કેટલાક જેવા કે કેસ્યસ-મીટેલસ-સીંબર વિગેરેએ-ખાસ દ્વેષને લીધે સીઝરનું ખૂન કર્યું હતું ત્યારે બ્રુટસ જેવા કેટલાકોએ ખાસ કરીને પ્રજાસત્તાક રાજ્યનો નાશ થતો અટકાવવાની ખાતર જ સીઝરનો નાશ કરેલ હતો. સીઝરનું ખૂન થયેલું જોઇ ગભરાઇ આમ તેમ દોડી જતા સભાસદોની આગળ બ્રુટસ-કેસ્યસ-વિગેરે માંડલિકોએ પણ સીઝરનું ખૂન કર્યાનો હેતુ આવોજ કહી બતાવ્યો હતો. દીર્ઘદ્રષ્ટા સીઝર એવું સમજતો કે પ્રજાસત્તાક રાજ્યનો અમલ હવે વધારે સમય લગી ટકી શકે તેમ નથી માટે એક જ માણસનો અમલ હવે જરૂરનો છે; ત્યારે બ્રુટસ વિગેરેઓએ નાશ પામવાની અણી-તૈયારી-ઉપર આવી રહેલા પ્રજાસત્તાક રાજ્યને ટકાવી રાખવાની ખાતર સીઝરને માર્યો હતો. -તો હવે આ બેમાંથી કયી દષ્ટી વધારે સાચી નીવડે છે તે આપણે આગળ જોઇશું.

સીઝરનું ખૂન કર્યા પછી બ્રુટસ, કેસ્યસ, સીન્ના વિગેરે શહેરમાં ચારે દિશાએ ફરી ત્રાસ પામેલા પૌરજનોને સીઝરનું ખૂન કર્યાનું કારણ સમજાવી શાંત પાડે છે.

"સ્વતંત્રતાના બચાવને અર્થે આગળ ભવિષ્યમાં આ દુનિયા ઉપર સીઝર જેવા સ્વાતંત્ર્યનો નાશ કરનાર બીજા કેટલાકનો નાશ કરવામાં આવશે!"—એવા વિચારો બ્રુટસ અને કેસ્યસ આ વખતે પોતાના મનમાં કરે છે. સુલેહનો બચાવ કરવાની ખાતર સીઝરનું ખૂન કર્યા પછી પાછળથી સુલેહનો ઉલટો કેટલે અંશે ભંગ થનાર છે એવું, અને વળી સ્વાતંત્ર્યના રક્ષણાર્થે થયેલા-ફ્રેંચ રેવોલ્યુશન-જેવા સાહસિક બનાવની પાછળ પણ સુલેહનો ભંગ

કેટલે બધે અંશે આગળ ભવિષ્યમાં થનાર છે એવું, સીઝરનો નાશ કરનાર બ્રુટસ અને કેસ્યસ વિગેરેએએ આવા વિચારો કરતી વખતે મનમાં જરાકે ધાર્યું પણ નહિ હોય ! સ્વાતંત્ર્યનો નાશ કરનાર ઝેરી કીડો હરકોઇ રાજ્યમાં વા પ્રજામાં જન્મ્યો હોય ત્યારે અમુક પુરુષનો નાશ કર્યાથીજ નાશ થતી સ્વતંત્રતાનું રક્ષણ કદાપિ થનાર નથી—એવું શિક્ષણ આ નાટકની વાર્તા ઉપરથી તેમજ ફ્રેંચ રેવોલ્યુશન પછી બનેલા બનાવો જાણ્યાથી આપણને મળે છે.

સીઝરનો મિત્ર બ્રુટસ આ પ્રમાણે વિશ્વાસઘાતી નીવડયો. પણ તેના બીજા મિત્રોમાંનો એક માર્ક એન્ટોની નામનો મિત્ર સીઝરના ખૂનનું વૈર વાળવા તૈયાર થયો. આ સમયથી તે હવે આપણા મહાન્ પાત્રોમાંનું એક પાત્ર થશે. બ્રુટસમાં આવી રહેલા સદ્વર્તનના ગુણ એન્ટોનીમાં જરાકે નહોતા. તોપણ કેસ્યસની પેઠે તેનામાં પણ વ્યાવહારિક કાર્યનું કૌશલ્ય વિશેષ જોવામા આવતું હતું. પણ કેસ્યસની પેઠે તેનામાં દ્વેષ-ખારીલાપણુ-વિગેરે દોષ નહોતા. અપ્રમાણિકપણું-જૂઠાણું-વિશ્વાસઘાત અને સમયસૂચકતા જેવાં સાધનોનો પૂરેપૂરો અભ્યાસ કરેલા એન્ટોનીને બ્રુટસ જેવા વ્યાવહારિક કાર્યોમાં મૂઢ પુરુષને તેના કાર્યોમાં નિષ્ફળ કરવો એ કામ બહુ કઠિન લાગનાર નથી. સમયસૂચકતાને અધીન થઈ તે આ વખતે તો કશું પણ બોલતો નથી. ઉગતા દેવને પૂજવો અને પાછળથી લાગ આવ્યે બધાનો ઘાટ ઘડી નાંખવો એ વિચાર એન્ટોનીને આ વખતે વધારે સરળ લાગ્યો. એન્ટોનીમાં ઘણાક દોષો જોવામાં આવતા હતા, તોપણ પોતાના મિત્રના ખૂનનું વૈર વાળવાનો તેણે નિશ્ચય કરેલ તે આ સમયે ઘણો પ્રશંસનીય ગણાશે. તે છાનોમાનો પોતાને ઘેર નાશી ગયો. અને પાછળથી પોતાની તરફથી બ્રુટસને વિજ્ઞપ્તિ કરવા પોતાના નોકરને મોકલ્યો. નોકર બ્રુટસની સમક્ષ આવી નીચે પ્રમાણે પ્રાર્થના કરે છે.—"મહાન્ બ્રુટસ, મારા શેઠે મને તમને નમસ્કાર સાથે એવુ કહેવા કહ્યું છે કે-'આપ પોતે ઉમદા, ડાહ્યા, શૂરવીર અને પ્રમાણિક છો એવું હું (એન્ટોની) સારી પેઠે સમજું છું; તેમજ સીઝર પણ, બળવાન બહાદુર અને માયાળુ હતો એ પણ હું સમજું છું; હું બ્રુટસને ચાહુ છું અને તેથી તેને હુ માન આપું છું; હું સીઝરથી બ્હીતો હતો તોપણ તેને માન આપતો તેને ચહાતો હતો; માર્ક એન્ટોની જીવતા બ્રુટસ જેટલો મુવેલા સીઝરને કદાપિ ચહાનાર નથી. તે બ્રુટસના પક્ષમાં રહેવા હવે રાજી છે. માટે કૃપા કરી સીઝરનો નાશ કરવાનો હેતુ તેને જણાવવા બ્રુટસ તસ્દી લેશે તો બ્રુટસનો આભારી થશે'-આવું મારા શેઠે આપને કહાવ્યુ છે." બ્રુટસ બિચારો એન્ટોનીના આ ખુશામતીઆ વચનોનો ગૂઢ ભેદાર્થ સમજતો નથી. કેસ્યસ આ વખતે એન્ટોનીને પણ ભેગભેગો પૂરો કરી નાંખવા બ્રુટસને કહે છે. પણ બ્રુટસ આમ કરવાનું નહિ માની એન્ટોનીને જીવતો રહેવા દેવાનું વચન આપે છે. આ બ્રુટસની બીજી ભૂલ ગણી શકાય. બ્રુટસના વચન ઉપર વિશ્વાસ રાખી એન્ટોની સીઝરના શબ આગળ આવીને મિત્ર તરીકે વિલાપ કરે છે. પછી ગરીબ ગાય જેવો થઇ એન્ટોની બધા માંડલિકોની ભેગો ભળી જાય છે; બ્રુટસ, કેસ્યસ, કાસ્કા વિગેરેની સાથે મિત્રતાનાં વચનો અરસપરસ તે લે છે. એન્ટોનીના મુખમાં કવિએ આ વખતે જે વાણી મૂકી છે તે તે વખતના અંગ્રેજી લેખકોની લેખનપદ્ધતિ જેને અંગ્રેજીમાં આપણે "Elizabethan conceit "ને નામે ઓળખીએ છિયે-તેવી પદ્ધતિમાં કવિએ લખી છે. (વાંચો અંક ત્રીજો, પ્રવેશ ૧ લો, લીટીઓ ૧૯૪ થી-૨૧૦ ). સાધારણ રીતે રોમમાં

તે વખતે એવો રિવાજ હતો કે અમલદારોમાંના કોઈનું પણ મૃત્યુ થાય તો તેનો અગ્નિદાહ થતાં પહેલાં તેના શબને રોમના એક વિશાળ બજારમાં લાવી એકઠા મળેલા લોકની હાની સમક્ષ તે મૃત્યુ પામેલા માણસના ગુણના બે શબ્દો તેના સગામાંથી કોઈક બોલી સંભળાવતું હતું. આને અંગ્રેજીમાં–*Funeral oration* નામે ઓળખીએ છિયે. સીઝરના શબની ઉપર આવું ભાષણ આપવાનું બ્રુટસ પોતે માથે લે છે. અને તેની પાછળ બે શબ્દો બોલવાની એન્ટોની બ્રુટસ તરફથી અનુમતિ મેળવે છે. એન્ટોનીને બ્રુટસની પછી બોલવા દીધાથી તે કદાચ બ્રુટસની વિરુદ્ધ બોલશે તો બ્રુટસના બોલ્યાની બધી અસર ધોવાઇ જશે અને પરિણામ વિપરીત આવવાનો સંભવ થશે એવું સમજનાર કેશ્યસ બ્રુટસને આવી અનુમતિ નહિ આપવા સમજાવે છે. પરંતુ સીધે રસ્તે ચાલ્યો જનાર બ્રુટસ આ વાત પર લક્ષ આપતો નથી. એ એની બીજી ભૂલ ગણી શકાય.

બીજા પ્રવેશમાં–"ફોરમ" નામે ઓળખાતા વિશાળ બજારની મધ્યે લોકોની ભારે ઠઠ મળેલી છે. તેમની સમક્ષ બ્રુટસ સીઝરના મૃત્યુનું ભાષણ આપે છે. આ ભાષણ સાદી અને સરલ ભાષામાં આપવામાં આવેલું હતું તોપણ અહંતાનો ધ્વનિ તેમાં પુષ્કળ આવી રહેલો હતો. પોતે સીઝરનો આવો એક પ્રિય મિત્ર હોવા છતાં તેનો નાશ કરવામાં તેણે ક્યમ ભાગ લીધો એનો ખુલાસો કરતાં બ્રુટસ જણાવે છે કે "સીઝર બ્રુટસને ચહાતો હતો તેના કરતાં બ્રુટસ કાંઈ સીઝરને ઓછો ચહાતો નહતો. છતાં પણ સીઝરનો કોઈ મિત્ર મને પૂછશે કે આવું હતું ત્યારે તેં સીઝરને ક્યમ માર્યો? તેના જવાબમાં હું તેને કહીશ કે સીઝરને હું ઓછો ચહાતો હતો એવું નહોતું પણ હું રોમને સીઝર કરતાં વિશેષ ચહાતો હતો. સીઝરને જીવતો રાખી તમે બધા ગુલામ થઇ રહેવાનું વધારે પસંદ કરશો? કે સીઝરને મુવેલો જોઈ તમે સૈ સ્વતંત્ર રહેવા રાજી થશો? આ બેમાંથી કયો માર્ગ તમને વધારે પસંદ પડશે? સીઝર મને ચહાતો હતો તેથી હું અત્યારે તેને માટે રડું છું; તે ભાગ્યશાળી હતો તેથી હું ખુશી થાઉંછું; તે શૂરવીર હતો તેથી તેને હું માન આપું છું; પણ તે રાજ્યલોભી (ambitious) હતો તેથી મેં તેને મારી નાંખ્યો. આટલા બધામાંથી કોને ગુલામ થવું ગમશે? જો કોઈ ગુલામ થવા રાજી હોય તો તે બોલી ઉઠો, કારણ તેનો મેં ગુનોહ કરેલ છે." આ ક્ષણે બ્રુટસ લોકો તરફથી જવાબ સાંભળવા અટકે છે. બધા લોકો એકે અવાજે જવાબ આપે છે. "ના, બ્રુટસ, નહિ; તેં કોઇનો પણ અપરાધ કર્યો નથી." પછી સરળ રસ્તે ચાલનાર બ્રુટસ છેવટમાં લોકોને કહે છે કે—"રોમના ભલાને માટે મેં મારા પ્રિય મિત્રને માર્યો છે. અને મને પણ રોમના ભલાની વિરુદ્ધ જતો તમે કદાપિ જુઓ તો આનું આ જ ખંજર મારી ઉપર ઉપાડવાનો પ્રત્યેક રોમનને હું હક આપું છું." અહો! ધન્ય છે–બ્રુટસના નિઃસ્વાર્થી સ્વભાવને અને તેના અતિશય પ્રમાણિકપણાને કે તેના મુખમાંથી આવી વાણીનો ઉદ્‌ગાર થઇ આવે છે! આટલું બોલી બ્રુટસ ખસી જાય છે અને એન્ટોનીને સીઝરના શબ ઉપર બોલવાની રજા આપે છે. એન્ટોનીનું આ વખતનું ભાષણ તેની વક્તૃત્વશક્તિનો ખ્યાલ આપણને કરાવે છે. તે સરળ ભાષામાં કહેવામાં આવ્યું હતું તેટલુંજ નહિ પણ ધીમે ધીમે લોકોનાં મનને ઉશ્કેરે એવી છટાથી તે કહેવામાં આવ્યું હતું. એન્ટોની કહે છે:–"ભલા રોમનો, મારી તરફ તમારા કાન ધરો. હું સીઝરને બાળવા આવ્યો છું, તેનાં વખાણ કરવા આવ્યો નથી. મનુષ્ય જે કાંઈ ખરાબ કૃત્યો કરે છે તે તેની પાછળ

લોકોના મનની અંદર યાદ રહી જાય છે. પણ સારાં કૃત્યો ઘણીવાર તેની સાથે જ ભૂલી જવાય છે. સીઝરનું પણ તેમજ થાઓ ઉમદા બ્રુટસે તમને કહ્યુ છે કે સીઝર રાજ્યલોભી હતો. તેમજ હોય તો તે તેની મોટી ભૂલ હતી અને તેને માટે સીઝરે શિક્ષા પણ ઠીક વેઠી છે. બ્રુટસ જેવા માનવતા પુરુષોની રજા લેઇ હુ આ વખતે સીઝરના શબ ઉપર બા પણ આપવા આવ્યો છુ સીઝર મારો મિત્ર હતો. તેણે સેકડો કેદીઓને રોમમા આણ્યા હતા. અને તેમના છૂટકારા બદલ લાખો રૂપિયા રોમની રાજ્યતિજોરીમા આવી પડયા હતા આ પરોપકાર શુ સિઝરનો રાજ્યલોભ બતાવી આપે છે? તેને ત્રણવાર તાજ આપવામા આવ્યો હતો, પણ ત્રણેવાર તેણે તે સ્વીકારવા ના પાડી હતી. છતા ઉમદા બ્રુટસ તેને રાજ્ય લોભી કહે છે. ગઈ કાલે સિઝરનુ નામ આખી દુનિયાને ત્રાસજનક હતુ. આજે તે બિચારાને માટે શોક કરનાર પણ કોઈ નથી!" આવા શબ્દો વાપરી એન્ટોની લોકોની લાગણીને ધીમે ધીમે સાવચેતીથી ઉશ્કેરી લેવા માડે છે. પછી તે સીઝરનુ "વિલ" (વારસાપત્ર) લોકોને વાચી સભળાવે છે. સીઝરે પોતાના વિલમા પોતાની મિલકતનો અર્ધા કરતા વિશેષ ભાગ રોમન લોકોના સામાન્ય ઉપયોગ માટે વહેચી આપેલો એમ જણાવવામા આવ્યાથી રોમન લોકોની મનની લાગણી વિશેષ ઉશ્કેરાય છે. એન્ટોની તેનો લાગ જોઇ-સમયસૂચ કતા વાપરી-તેનો વધારે ને વધારે લાભ લેતો જાય છે ને વધારે ઉશ્કેરણીના શબ્દોનો ઉ પયોગ કરતો જાય છે (જુઓ અક ૩ જો પ્રવેશ ર જો, લીટીઓ ૧૧૦-૨૫૭) આખરે લોકોના મન એવા તો ઉશ્કેરાઇ જાય છે કે વસ્તુસ્થિતિ પહેલા કરતા સાવ ઉલટી જ થઇ ગયેલી જોવામા આવે છે. સીઝરનુ વૈર વાળવા લોકો તૈયાર થાય છે. આમ તેમ ચોતરફ દોડી સીઝરનુ ખૂન કરનારાઓના ઘરબાર લૂટી તથા બાળી મૂકે છે. આખા શહેરમા ત્રાસ ત્રાસ વર્તી રહ્યો છે બ્રુટસ અને કેશ્યસ, વિગેરે માડલિકો શહેર છોડી બહાર નાશી જાય છે.

ત્રીજા પ્રવેશમા—રોમમા આ વખતે લોકોના મનમા ઉત્પન્ન થઇ રહેલા ત્રાસનુ એક મનોરજક ચિત્ર કવિ આપણને આપે છે. એન્ટોનીના ભાષણથી ઉશ્કેરાયેલા લોકો ચારે દિ શાએ ફરી પોતાની સામે જે કોઈ બ્રુટસ વિગેરેના પક્ષનો માણસ મળી આવે તેને ત્યાંનો ત્યા પૂરો કરી નાખતા હતા. આ વખતે રોમમા સીન્ના નામના બે માણસ રહેતા હતા. તેમાનો એક સીન્ના બ્રુટસની ટોળીમાનો હતો અને તેથી સીઝરનું ખૂન કરવામા તેણે ભાગ લીધેલ હતો, અને જે બીજો પુરુષ સીન્ના નામનો હતો તે સીઝરનો ખાસ મિત્ર હતો. ભેદ માત્ર એ હતો કે આ બીજો સીન્ના-જે સીઝરનો મિત્ર થાય-તે કવિ હતો. હવે રોમમા આ હુલ્લડ થયુ ત્યારે આ સીન્ના કવિ સીઝરના શબની પાછળ ચાલવાનો વિચાર કરી પો તાના ઘરમાથી નીકળી 'ફોરમ'-બજાર-તરફ જતો હતો. રસ્તામા તેને આ હુલ્લડખોરો સામા મળ્યા. તેઓએ સીન્નાને પૂછ્યુ-"તુ કોણ છે?"—સીન્નાએ જવાબ આપ્યો! "મારૂ નામ સીન્ના છે." "સીન્ના" શબ્દ સાભળી હુલ્લડખોરોએ એકદમ માની લીધુ કે "આ તો બ્રુટસ ના પક્ષમા હતો તે જ સીન્ના છે માટે તેને એકદમ મારી નાખો" આવી રીતે સીન્નાને પેલો બીજો નામરાશી હતો તે જ એ એમ ધારી લઇને સૌ મારવા લાગ્યા. સીન્નાએ બિચારાએ ઘણાએ કાલાવાલા કરી કહ્યુ કે 'હું સીઝરનું ખૂન કરનાર સીન્ના નથી પણ સીન્ના નામનો કવિ— જે સીઝરનો મિત્ર છે-તે હું છુ. માટે મને મારશો મા" લોકો એન્ટોનીના ભાષણથી એટલા

બધા તે ઉશ્કેરાઇ ગયા હતા તેઓએ પોતાના આવેશમાં આના કશા પણ કાલાવાલા ઉપર લક્ષ આપ્યું નહિ. અને તે બિચારાને ત્યાંના ત્યાં પરમાત્માને અધીન કરી દીધો !

ચોથા અંકના પહેલા પ્રવેશમાં–સીઝરને વારસ અને ભાણેજ ઑકટેવીયસ સીઝરનાં મૃત્યુના સમાચાર સાંભળી રોમમાં આવે છે. તે ઍન્ટોની અને લેપીડસ નામને સીઝરના હાથ નીચે કેળવાયેલો સરદાર–ત્રણે એક થઈ બ્રુટસ વિગેરેનું કાટલું કાઢવા નિશ્ચય કરે છે. ઐતિહાસિક બનાવનું કવિએ આ જગાએ દૃઢ અનુકરણ કરેલું હોય તેવું જણાતું નથી. વખતો વખત તે નાટકને ઘટે તેવી રીતે છૂટથી ઐતિહાસિક બનાવમાં સુધારો વધારો કરી નાટકની વાત ગોઠવી છે. આ ત્રણેમાં લેપીડસ માત્ર નામને રમકડા રૂપે જ ગણવામાં આવ્યો છે. લશ્કરી મદદ શિવાય બીજા કશા પણ કામમાં તેનો હિસાબ ગણવામાં આવતો નહોતો. આ ત્રણે જણાએ જે સંપ કરેલો તેને ઇતિહાસમાં "ત્રિપુટી"—( triumvirate ) નામે ઓળખવામાં આવે છે.

બીજા પ્રવેશમાં—બ્રુટસ–કેસ્યસ–વિગેરે માંડલિકો રોમ છોડી–એશીયા તરફ જાય છે. ત્યાં મોટું લશ્કર એકઠું કરે છે. આ પ્રવેશની લીંટીઓ–૨૦–થી–૨૭–વાંચવા યોગ્ય છે. તેમાં પ્રીતિની કસોટી વિષે કવિએ ઠીક વર્ણન આપ્યું છે.

ત્રીજા પ્રવેશમાં—બ્રુટસ અને કેસ્યસ વચ્ચે સ્હેજ પણ તીખો અણબનાવ થાય છે. સાર્ડીસની પાસેના મેદાન ઉપર લશ્કરે પડાવ નાંખ્યો છે, તે વખતે કેટલાક સિપાઇઓએ સાર્ડીનીયન્સ પાસેથી લાંચ લીધી હશે–તેમને સરળ માર્ગે ચાલનારા બ્રુટસે શિક્ષા કરેલ હતી. કેસ્યસ જે વ્યાવહારિક કાર્યમાં કૌશલ્ય દેખાડનાર હતો તેને બ્રુટસની આવી એક-માર્ગી વર્તણુક બિલકુલ પસંદ પડી નહી. સમયને અધીન થઈ અનુસરવું તે સિદ્ધાંત પ્ર-પંચી સ્વભાવના કેસ્યસને વધારે પ્રિય હતો. તેથી તે બ્રુટસની આગળ આવી વાત વિષે દીલગીરી જણાવે છે. બ્રુટસ આ સાંભળી કેસ્યસની ઉપર લાંચ લીધાનો આક્ષેપ મૂકે છે. અને કહે છે "આપણે કે જેઓએ સીઝર જેવા મહાન્ પુરુષને ફક્ત ન્યાયની ખાતર જ માર્યો તેઓ લાંચ લેઇશું તો આપણા જેવા વિશ્વાસઘાતી બીજા કોણ કહે-વાશે ? રોમન થઇ આવો નીચ સ્વભાવ દર્શાવવો તેના કરતાં કુતરા થઇ ચન્દ્ર સામું ભસવું એ મને વધારે પ્રિય છે." જો કે સમયને લેઇને આવા પ્રકારનાં અતિશય સરળતા અને પ્રમાણિકપણું–બ્રુટસને શોભે તેમજ નહોતું; તોપણ ખરે, પ્રમાણિકપણાને દૃઢ અવલંબી રહેનાર બ્રુટસનાં મુખમાં આવી ઉચ્ચ વૃત્તિની વાણી ન શોભે તો બીજા કોના મુખમાં શોભે ? ( જુઓ લીંટીઓ ૨૦ થી ૨૭ ) બ્રુટસ અને કેસ્યસ વાદવિવાદ કરતાં ઘણા જ તીખા થઈ જાય છે. અને મારામારી ઉપર આવી જાય છે. બ્રુટસ કહે છે કે " પ્રમાણિક-પણાને હું એવો તો વળગી રહેનાર છું કે ગરીબ બીચારા ખેડુતો પાસેથી પૈસા લીધા કરતાં મારૂં લોહી આપવા હું વધારે તૈયાર થઇશ ! " કેસ્યસે કહ્યું " મિત્રે તો પોતાના મિત્રના દોષને જોવા જોઇએ નહિ, માટે મારા દોષને તારે ઢાંકવા જોઇએ." બ્રુટસે કહ્યું "એ તો ખુશામતીઆ લોકો જ પોતાના મિત્રને મોંએ સારૂં સારૂં બોલે છે" પછી કેસ્યસ પાછળથી ઘણો જ અકળાય છે ને બ્રુટસને કહે છે,"લે આ મારી છાતી તે ચીરીને તેમાંથી

મે જે લાચ લીધી હોય તે લેઈ લે. કુબેર ભંડારીની પાસે જે કાંઈ ધન હશે તેના કરતાં પણ વિશેષ અમૂલ્ય એવું મારા અંતઃકરણમાંનુ રુધિર તે હુ તને આપવા તૈયાર છું. કારણ મને ખાતરી છે કે સીઝરને માર્યો ત્યારે તું મને અત્યારે ચહાય છે તેના કરતાં પણ તું તે વખતે સીઝરને વિશેષ ચહાતો હતો. ત્યારે મને મારવામાં તને શી અડચણ આવે તેમ છે ?" ગદ્‌ગદ સ્વર કાઢતા કેસ્યસનું આવું નરમ અંતઃકરણ જોઈ, બ્રુટસ પણ નરમ થાય છે, બન્ને જણ શાંત થઈ-અરસપરસ સલાહ કરે છે. પછી બ્રુટસ પોતાની પત્ની પોર્શીયાના મૃત્યુના સમાચાર કેસ્યસને કહે છે. બ્રુટસે વિશેષમાં કહ્યુ કે "રોમ છોડી આ તરફ ચાલ્યા આવ્યા પછી એન્ટોની વિગેરેએ આપણા પક્ષના જે કોઈ રોમમા પાછળ રહ્યા તે બધાનો એક પછી એક નાશ કરવા માંડયો હતો. સિસેરોનુ પણ અકાળ મૃત્યુ થયુ હતું એમ કહેવાય છે. અને વિશેષમા પોર્શીયાના મૃત્યુ વિષે એમ વાત આવી છે કે મારો વિયોગ તેનાથી સહન થઇ ન શકવાથી તેણે દેવતા-અગારા-ગળી પોતાના પ્રાણ ત્યજ્યા હતા" આ વાત ચાલી રહી છે તેટલામાં મેસાલા નામનો એક સરદાર ખબર લાવે છે કે એન્ટોની વિગેરે દુશ્મનો પોતાના લશ્કર લેઇ આપણી સામા આવે છે. આથી બ્રુટસ પોતાના લશ્કરને ફીલીપ્પાઇના મેદાનમા ઉભા રહેવા કહે છે. વિગ્રહકળામા નિપુણ કેસ્યસ બ્રુટસના આ ભૂલ ભરેલા ઠરાવ વિરુદ્ધ પોતાનો અભિપ્રાય દર્શાવે છે અને પૂરેપૂરા તૈયાર થયા પછી લડાઈ લડવાનો અભિપ્રાય દર્શાવે છે. પણ બ્રુટસ કેસ્યસની આવી અમૂલ્ય સલાહ પ્રમાણે ચાલતો નથી. એ તેની ત્રીજી ભૂલ કહી શકાય. અને કેસ્યસ બ્રુટસનો ઠરાવ ભૂલ ભરેલો છે એવુ સમજે છે, તોપણ તેના શબ્દનુ ઉલ્લંઘન કરતો નથી એ કેવુ બ્રુટસ પ્રતિ તેનુ નિમકહલાલીપણુ સૂચવે છે! આ અંકની એટલે ચોથા અંકના ત્રીજા પ્રવેશની લીટીઓ-૧૯૩ અને ૨૧૮-૨૨૪-વાચવા યોગ્ય છે.

ત્યાર પછી બ્રુટસ અને કેસ્યસ પોતપોતાના તંબુમાં સુવા જાય છે. બ્રુટસ પોતાના તંબુમા સુઇ જતા પહેલા મોડી રાત લગી પુસ્તક વાચતો પડી રહે છે તે તેની વિદ્વત્તા અને શાંત મનોવૃત્તિ સૂચવે છે પુસ્તક વાચી રહ્યા પછી સુવાની તૈયારી કરે છે તેટલામા દીવો એકાએક ઝાંખો થઈ જાય છે અને સીઝરનું ભૂત તેની સામુ આવીને ઉભુ રહેલુ તે જુએ છે પોતાના મિત્ર તરીકે ગણેલા સીઝરનો તેણે વિશ્વાસઘાત કર્યો તે ઘોર ગુનોહ તેના અંતઃકરણને ખૂબ પીડા કર્યા કરતો હતો. પીડિત અંતઃકરણમાં અનુભવાતી એ આન્તર સ્થિતિનુ આ ભૂત રૂપાન્તર હતુ તેમ કહીયે તો ખોટુ નહિ. બ્રુટસ સીઝરના પ્રેતને પૂછે છે "તુ કોણ છે?" પ્રેત કહે છે, "હુ ભૂત છુ." બ્રુટસે પ્રશ્ન મૂકયો—"તુ શા માટે આવ્યુ છે?" પ્રેતે જવાબ આપ્યો. "તુ મને ફીલીપ્પાઇના રણક્ષેત્રમા જોઇશ." આટલુ કહી સીઝરનું પ્રેત અંતર્ધાન થઈ ગયુ.

(અપૂર્ણ.)

"જ્ઞાનભક્તિ."

# "અગાધ વિષયની ચર્ચા."

વિશ્વરચના અને તત્ત્વજ્ઞાનથી જે વાદની કોટિઓનું "વસંત "માં વિનોદસ્થાન રચાયું છે, તે માત્ર મનના મોહને આધીન જેમ સકલ વિશ્વરચના રહેલ છે તેમ વ્યષ્ટિ પરત્વેના મોહને આધીન એ પ્રથમ દર્શને જ હોય એવું લાગે છે. કયો મોહ અને કયું સત્યજ્ઞાન એ કહેવું એટલું તો વિષમ છે કે સ્પેન્સર જેવાઓએ છેવટ સર્વ જ્ઞાનનો વિરામ અજ્ઞાત અને અજ્ઞેયમાં કરાવ્યો છે. ઘણા ઘણા સમર્થ વિદ્વાન અને તત્ત્વજ્ઞાનીઓને આ અને આવા જ વિવાદાસ્પદ થઇ પડેલા વિષયો વાંચવામાં આવ્યા છે, અને તેમાં મતિ છેવટ સુધી ભ્રમિત થઈ ગયેલી માલમ પડે છે, તો તેનું કારણ માત્ર સ્વપક્ષના સમર્થન માટેનો દુરાગ્રહ એકલો જોવાય છે. પ્રત્યેક વક્તા લેખક કે સામાન્ય રીતે કહીએ તો વિચાર કરનાર માત્ર જ્ઞાનની અભિવૃદ્ધિને પ્રથમ પગથીએ જ હજી છે, એમ તો વિજ્ઞાન તત્ત્વજ્ઞાન વિગેરે સર્વ વિશિષ્ટ જ્ઞાન સ્વીકારશે; કારણ કે ઉત્ક્રાંતિવાદનાં ગમે તે સ્વરૂપો ગમે તે પ્રક્રિયા કે સંપ્રદાયકારો સ્વીકારે તોપણ એટલું તો સત્ય જ છે કે જ્ઞાન દિન પ્રતિદિન અભિવૃદ્ધિ કરતું જાય છે. છતાં આ વિષયનું ઐક્ય જળવાયું નથી; અને એ પ્રક્રિયાને દૂષિત કરનાર આજનો અનુભવ છે, તેનું કારણ એટલું કે ગમે તેટલું અભિવૃદ્ધિએ પાશ્ચાત્ય વિદ્યાએ જ્ઞાનને સામાન્ય રીતે મૂક્યું માનીએ, તોપણ દૃષ્ટાંત તરીકે જ્ઞાનનાં સાધનો જે ન્યાય વૈશેષિક દર્શનોમાં પ્રતિપાદિત છે તેથી અધિક હજી કાંઈ પશ્ચિમની વિદ્યા શિખવવા કે સમજાવવા અમુક અંશે સમર્થ નથી, એમ કહેવું અનુચિત નહિં મનાય. સ્વદેશવાત્સલ્ય આમ બોલાવે છે એમ ટીકા નિરર્થકપણે કરી સંતોષ માનનારાઓને માત્ર એટલી વિનંતિ કે એઓ સંપૂર્ણ રીતે બંને બાજુઓ તપાસવા અને નિષ્પક્ષપાતપણે વિચારસંકલના વધવા તેમ પુષ્ટ થવા સ્વતંત્રપણે અવકાશ આપશે તો સત્ય તેઓને સહજ સ્ફુરી આવ્યા વિના રહેશે નહિં એમ દૃઢ ખાત્રી થઈ શકે.

જ્ઞાનનો પ્રદેશ જ વાદનો પૂર્ણ અવકાશ આપનાર છે. આવા અને ઉપરના વિષયમાંથી નિકળતાં સાધારણ શાખા-વાદોને અવાંતર અર્થાત્ ગૌણ પક્ષમાં અત્યારે મૂકી તેઓના વિસ્તારમાં ન ઉતરતાં, માત્ર મોહ અધિક અંશે કોનો ગણાય અને સર્વને પાશમાં પકડનાર માનસિક મોહ-એકાદ બાજુને તિમિર રૂપી અજ્ઞાન આધીન કરનાર મોહ—કોને છે, એ વિષે જરા સ્પષ્ટીકરણ કરવું પ્રાપ્ત છે.

ટુંકામાં બોલી પ્રસ્તુત વિષય ઉપર પરબાર્યા જતાં માત્ર એટલું ભાન થાય છે આ બે વિવાદ કરનારાઓમાં વિદ્વત્તા કેવી અને કેટલી છે, તેનું માપ લેવાઈ જાય. છતાં તે વિષે ધ્યાન ન આપતાં, માત્ર જે તેઓના મતોમાં ભેદ છે તે એક મુદ્દા ઉપર કેંદ્રસ્થાન કરી રહેલ છે. જડવાદાનુયાયી પ્રથમથી યુગોના યુગો પહેલાંથીજ—જડગતિમાં વ્યાપક બદલે જડગાતપ્રેરક માત્ર ઇચ્છા છે એવું જે તત્ત્વજ્ઞાની કે ઇશ્વરવાદી માને તે આધાર વિનાનું છે, એમ કહેતા આવેલ છે; છતાં જે વસ્તુસ્થિતિ હશે તે તો તેજ રહેવાની ગમે તે જડવાદી કહે કે ચૈતન્યવાદી કહે પરંતુ પ્રકૃતિની સ્થિતિ બદલાવાની નથી. પણ એટલું કહી બેસી રહેવાથી વિદ્યાવૃદ્ધિ થતી નથી, જ્ઞાનનો ઉદય ઘટ જામતો નથી, અને કલ્પનાશક્તિ વિચાર-

બળ વિગેરેને વિકાસ પામવાનો અવકાશ રહેતો નથી. માટે આવા વિષયોની ચર્ચા આવશ્યક ગણાઈ હોય તો અન્યાય ન મનાય. જડવાદીના માપ પ્રમાણે જ્યારે ગતિ પદાર્થમાં થાય ત્યારે અમુક ધારા-ધોરણોને માની તે પ્રથમ ગતિસમયે શું હતું વિગેરે અધિક ઉંડા ઉતરવાના પ્રશ્નોનું સમાધાન અત્યારે કરવા પહેલાં ગતિ થઇ એમ માની આગળ વધવું ઉચિત છે. ગતિ થઇ તો એ કયા ધોરણને આધારે થઇ? ગતિ એ શું? "મૂળ પદાર્થ અને મૂળ ગતિ કયાંથી આવી?" આ પ્રશ્ન ઉપર જ જગતના વિજ્ઞાન ઇશ્વરજ્ઞાન કે તત્ત્વજ્ઞાનનો મુખ્ય આધાર રહેલ છે.

હવે આવો પ્રશ્ન ઉત્પન્ન થાય કે નહિં, અને એક જ બ્રહ્મને સંબંધે ઉપાધિકૃત ભેદ વડે બનેલ પ્રત્યેક વ્યક્તિને ઉત્ક્રાંતિ દરમ્યાન આવા પ્રશ્ન સંભવે ખરા—વિગેરે વાતો માત્ર બીજાઓને નિરર્થક ડહાપણ ડાહ્યાં વચનો ભરેલી વાત લાગે, માટે તેવા વિવાદોમાં ઊંડા જવાનુ મિથ્યા ધારી, એ જડની ગતિની વાત પાછળ લાગવું જ ઉચિત છે. આવું વચન નીકળ્યુ કે "જડમાં ગતિ થઇ," તેમાં ત્રણ વાત ઉપર મુખ્ય આધાર રહે છેઃ—(૧) જડ-વસ્તુ, (૨) ગતિ-શક્તિ; અને એ બેને મળવાનો અર્થાત્ જડને ગતિ શબ્દથી વાચ્ય બનાવતાં જે ક્રિયા થાય તે; (૪) પરિણામ (ચોથી બાબત) આવતાં જે જે (૩) ધારા-ધોરણો ઉપર આધાર રાખવો પડે છે, તે ત્રીજી બાબત ગણી શકાય. જડ; ગતિ; ગતિવિશેષવત જડ; અને જડ-ગતિનો આધાર રહ્યો હોય એ ધારા-ધોરણો કે જે પરિણામ-ક્રિયામાં રૂપાન્તર પામે છે. આ ચાર દેખાવો, બહિઃપ્રકાશ આવિર્ભાવો, પ્રાકૃત સ્વરૂપો-જે નામ તેને કહીએ તેમાં કાંઇ વિરોધ કરવા જેવું નથી-થાય છે તેમાં જડવાદીઓ કે તત્ત્વજ્ઞો કે ઇશ્વરવાદીઓને કોઇને પણ નહિં સ્વીકાર કરવા જેવું હોય એમ લાગતું નથી. આટલે સુધી સર્વે મત, સર્વે સંપ્રદાય, સર્વે માન્યતાના હાથો હર્ષથી એકત્ર થાય છે; તો પછી એ ગતિ પ્રેરનાર ધારા ધોરણોનો સમૂહ ચૈતન્યમય છે કે જડમય છે-અર્થાત્ સ્વેચ્છાએ વર્તે છે, કે ઇચ્છા જેવું કાંઇ નથી, પણ માત્ર યદૃચ્છાએ વર્તે છે આ પ્રશ્નનું નિરાકરણ થાય તે ઉપર આધાર છે. તો તેને માટે બીજી તર્ક-યુક્તિ પ્રયોજવી ઉચિત છે.

ફરી જડ જગત્ તરફ દૃષ્ટિ ફેરવતાં તાત્કાલિક વિચારથી જ માત્ર માલમ પડે છે કે જે પદાર્થમાં કાંઇક ગતિ-ક્રિયા થઇ તે પદાર્થ ઉપર કે પદાર્થના અવયવીભૂત પરમાણુઓ ઉપર કાંઇક **અસર** થાય છે એટલે કાંઇક **સંસ્કાર** મૂકાય છે, આ સંસ્કાર વારંવાર પુનરાવર્તનદ્વારા દૃઢ બને છે, અને તે દૃઢીકરણ ટેવ કહેવાય છે. એટલું હરકોઇ જડવાદી સ્વીકારી લેશે. આ અસર-સંસ્કાર-માં કેમ વિગેરે પ્રશ્નો સહિત સમાધાન આપીને ઊંડા ઉતરવાનું કંટાળા ભરેલું થાય, અને આલ્પ વાદમાં એમ કરવા જરૂર નથી. વળી સ્થળસંકોચ પણ છે માટે, એવી વિગતો દૂર રાખી એ સંસ્કાર પડે છે એટલે સુધી વાત આવી તો પછી એ સસ્કાર દૃઢ થયે **એક જન્મમાં** ભૂંસાઇ જતા નથી, અને અદૃશ્યપણે પણ અસર કરે જાય છે, તથા ટેવ શબ્દથી સંજ્ઞિત બને છે, એ તો કબૂલ કરાય એવું જ છે. હવે પરમાણુઓ ઉપર જે સંસ્કાર પડ્યા હોય તે સંસ્કારોનો આત્યંતિક નાશ થાય છે એમ તો કોઇ પણ જડવાદી કહી શકશે નહિ; કારણ કે તે કોઇ પણ વસ્તુ કે શક્તિનો આત્યંતિક નાશ થાય જ નહિં એ સત્યનો તો પ્રથમથીજ સ્વીકાર કરી રહ્યા હોય છે. વળી પર

પક્ષ દૂષણ કરવાને પ્રયોજને, કદાચ એમ કહેવામાંઆવે કે પ્રથમ ગતિનું શું ? તો તે પ્રશ્નનો ઉત્તર તો સરલ છે, છતાં અત્યારે અસાંપ્રત માની તેને ઉદ્ભવવાજ દેવો નહિ. હવે જો ટેવ ટકી રહે છે તો તે ટેવ અધિક દૃઢ બને; એનો નાશ કેમ માની શકાય ? એકાદ દૃષ્ટાંત વડે સિદ્ધાંતની પુષ્ટિ થશેઃ—સામાન્ય રીતે લૌકિક ન્યાયથી જ માત્ર તપાસતાં માલમ પડે છે કે સ્થિતિસ્થાપક ગુણ ધારણ કરેલા પદાર્થોમાંથી પણ જે ધક્કો (impact) વિગેરે ગતિનાં પ્રદર્શનો તેઓમાં જોવાય છે, તે છેક–આત્યંતિક–નાશ નથી પામતાં, પરંતુ ગમે તે સ્વરૂપમાં વિપરિણમે છે, એ વાત જો સત્ય છે, તો તેવાં દ્રવ્યો હોય કે જેનામાં આ સ્થિતિસ્થાપક ગુણ નથી. તેવાંઓને તો એક વખત થયેલ ગતિ–સંસ્કારનો નાશ કરવો કે થવા દેવો કેમ જ સંભવે ? (આ સ્થળે ચૈતન્ય વિના જડ જાણે વર્તે છે એમ કલ્પી લઈ વૈખરી પણ એ અનુસાર ગોઠવી છે; કારણ કે સ્વપક્ષની સિદ્ધિ અર્થે ચક્રક આદિ દોષ ન આવવા જોઇએ; ઉપરાંત પરપક્ષનાં જ સિદ્ધાંતોને દૂષિત કર્યા વિના સિવાયવિવા જ્યારે આગળ વધારવી હોય, ત્યારે સ્વપક્ષના પુષ્ટિકારક સિદ્ધાંતો લાવવાને સરખાવટમાં મૂકવાનો આડંબર કર્યા વિના જ પરપક્ષમાં સ્વપક્ષને વિરામવા દેવો એ ન્યાય માન્યો છે.) હવે બીજી રીતે એમ માનો કે અખિલ બ્રહ્માંડ જડ પ્રકૃતિ હોઈ, તેમાં મનુષ્ય પણ બુદ્ધિથી પ્રવર્તન કરનાર હોવા છતાં પણ, એક જડ પદાર્થનો ભાગ જ છે, પરંતુ ચૈતન્યમય છે, તો તેને માટે ગતિપ્રેરક–રૂપી કાંઇક સ્થાન હોવું જોઇએ તે કયું ? આ સ્થાન મળ્યા બાદ એ જો ચૈતન્યાત્મક મનુષ્ય છે તો તેનો જડ પ્રકૃતિથી ભેદ છે, એ પણ સ્વાભાવિક રીતે સ્વીકારી લેવાય; તે પછી, જો આપણા જગતમાં દેહધારી ચૈતન્યાત્મક મનુષ્ય જ હોય તો જડમાં ગતિ આવી શકે એમ છેક ન માનીએ, તોપણ થોડે અંશે તેની આવશ્યકતા છે, એટલું સ્વીકારવું પડે જ. કદાચ એમ કહેવામાં આવે કે ઑક્સીજન ( અમ્લજનક વાયુ ) અને હાઇડ્રોજન ( જલજનક વાયુ ) મનુષ્યની અપેક્ષા કે આવશ્યકતા ધરાવ્યા વિના પણ સંયુક્ત બની રાસાયનિક રીતે જલપરિણામ ઉત્પન્ન કરે જાય છે; પરંતુ દૃશ્યવ્યવહારમાં તો, અને તેમાં પણ મનુષ્ય–જ્ઞાનમાં સમાય એવા દૃશ્યપ્રદર્શનોમાં તો અવશ્ય રીતે મનુષ્યરૂપી–ચૈતન્યાત્મકની સ્વેચ્છાએ જ સર્વે વ્યાપાર ચાલે છે, એમ દૃષ્ટિગોચર વાત છે, એટલું કહી શકાય. તો પછી એવા ચૈતન્યાત્મકની સ્વેચ્છાવડે ચલાવવાની આવશ્યકતા અખિલ બ્રહ્માંડ પરત્વે સિદ્ધ થઇ શકે એ અબાધિત વાત છે. પરંતુ આ વિવાદ જરા સ્હેજ ઓછો ટેકો આપે છે, માટે પ્રથમનો વાદ જ અનુસંધાન રાખી પૂરો કરી લેવો જોઇએ.

પરમાણુમાં ગતિ કે અવયવીમાં અર્થાત્ દ્રવ્યમાં ગતિ, એ પ્રશ્ન પાછો ઉપન્ન થાય છે તેને સુવારી મૂકી માત્ર ગમે ત્યાં પણ દ્રવ્યમાં ગતિ થાય તેની અસર દ્રવ્યમાં રહેવી જોઇએ; ચતો ફેમ કરવાની ક્રિયા થાય તે જેમ દૃષ્ટિગોચર નિવડે તેવી રીતે ક્રિયાના સંસ્કાર રાખી દ્રવ્યને વાચ્ય એ રીતે બનાવે છે; વળી ઉષ્ણ શક્તિ, તેજઃશક્તિ કે સ્નાયુ–બળ શક્તિ ગમે તે ઉપયોગમાં આવી હોય, પણ તે શક્તિ જે રૂપાંતરની [illegible] પ્રકારે પરિણમે છે; તેમ તેમ તે તે દ્રવ્યોની સ્થિતિ પરમાણુ પરત્વે [illegible] અગર એક બાજુમાં [illegible] જ જોઇએ; અને તે તે ભેદાનુસાર યોનિમાં તેનો પ[illegible]રશીલ અને અનંત પ્રકારનાં દૃશ્ય તે તે દ્રવ્યો બદલાઈ જૂદાં જૂદાં દ્રવ્યોનાં ( સમવાયોથી,[illegible] શકે, [illegible] થવાં જોઇએ. વૈદ્યુતિક તેજથી ઉત્પન્ન થયેલ ચુંબક કે [illegible]

બક બનાવે છે, અર્થાત્ અમુક સયોગોવડે અમુક દ્રવ્યમા એ શક્તિ રેડે છે, ત્યારે તે અ પલ કે રેડેલ શક્તિ અમુક મુદત અમુક સ્થળમા ટકી રહે છે આવા જુજ સસ્કારો ટકે છે તો બીજા સસ્કારો જે બ્રહ્માંડની ગતિથી ઉદ્ભવ, અને જેમાં ગતિ–શક્તિ અમાપ સ્વ રૂપે ઠરે છે, તે સસ્કારો ધારણ કરનાર દ્રવ્યોના જન્માતર થયા શિવાય કેમ રહે અને એ જન્માતરોમા તે તે સસ્કારને આધીન જ વર્તન થાય જ્વાલામુખી પર્વત પોતાની ઉષ્ણતા દાહાત્મક શક્તિ વિગેરે જેમ અમુક મુદત રાખી શકે છે, તેમ દ્રવ્યો પોતાના સસ્કારોને દઢ થયેલ હોય ત્યારે રાખી લઈ, તદનુસાર સ્વવર્તન માટે જ પ્રવૃત્તિ કરે તે માનવુ વિરુદ્ધ નથી જ્યારે બીજા ગતિ–શક્તિ–ધારણ કરનાર દ્રવ્યોના સસર્ગમા આવે ત્યારે બીજુ રૂપાતર પ્રકટ થાય તો પછી એ જ રીતે જગતવ્યવહારચક્ર નિરતર ચાલ્યા કરે છે, એટલે સુધી વાદસકલના થઈ કહેવાય એટલુ જ નહિ પણ વિસ્તાર પામવાની પણ શક્તિ ધરાવે છે, તે વાત દાહાત્મક ( ઉષ્ણતા ) શક્તિ ઇત્યાદિ બધાના પ્રયોગો પ્રકટ કરે છે જેમ કોઈ લોઢાનો સરીઓ એક ખૂણે ધગાવ્યો હોય તે આખા સરીઆના અણુઓમા દાહાત્મક શક્તિ પ્રસરી જાય છે અને આસપાસ જે નજીક હોય તેને પણ ભાગીદાર કરવા સતત પ્રયાસ કરતો હોય તેમ માલમ પડે છે તે રીતે અખિલ બ્રહ્માડોના દ્રવ્યોનું સર્વ શક્તિ સબધે સમજી લેવુ

હવે તકરાર માત્ર અહિ ઠરે છે કે આ શક્તિ સ્વત પ્રેરિત છે, કે કોઈ ચૈતન્યથી પ્રેરિત બને છે તો તેમા એટલુ ઉત્તર દેવાતુ પ્રાપ્ત થાય છે કે ઉપર બતાવ્યા પ્રમાણે સ્વત પ્રેરિત તો ન જ બને અમુક ધારા–ધોરણોને વશ તો રહેવુ જ પડે છે આ ધારા ધોરણ કદાચ એવા ઘડીભર માનીએ કે adhesion cohesion, attraction—સસક્તિ સશ્લેષ આકર્ષણ ઇત્યાદિ હોય–તોપણ એમા અર્થ રહેલ છે સસક્તિ, સશ્લેષ આકર્ષણ વિગેરે ધારા–ધોરણો દ્રવ્ય પરત્વે વત છે, તે એવી રીતે કે તેઓને આધીન જે દ્રવ્ય નથી તે "દ્રવ્ય" શબ્દથી વાચ્ય પણ નથી બીજુ એકે એ ધારા–ધોરણોનુ અસ્તિત્વ ક્યાંથી માનવુ? લાપ્લાસ્ વિગેરેની જગતરચનાની પ્રક્રિયાનુ નિરીક્ષણ કરતા લાગે છે કે જ્યારે અણુસબધથી સમ્બન્ધ થયેલ અભિન્ન વિશ્વ હતું ત્યારે આ ધારા ધોરણો ન હતા એ તો માત્ર વ્યાકૃત સ્વરૂપ વિશ્વનુ જન્મ્યુ તે કાનથી પ્રકટ થયા હોય એવી માની શકાય તો તે શા ધારા–ધોરણે પ્રથમારભમા રચાયુ? આ રીતે વાદો જુદુ કરવા જતા એક ધારા–ધોરણના સબ ( set ) માટે બીજાની અપેક્ષા રહે છે, અને એ રીતે છેવટે "અનવસ્થા" દોષ આવે છે, કે જે પાશ્ચાત્ય જ્ઞાનવિધિમા પણ દોષ તરીકે સ્વીકારાયો છે વળી બીજી રીતે વિચાર કરશુ તો સ્પષ્ટ લાગશે કે ડાર્વીનના "યોગ્યતમનો ઉત્કર્ષ" અને "નિર્બળતરનો પરાજય અથવા નાશ," એ ધારા–ધોરણે અખિલ જગત ધારાવાહી વહન કરી રહ્યું છે તે કદાચ અનાદિ ... તો હવે તે પ્રક્રિયાનુ સવિસ્તર તો નહિ પણ સૂક્ષ્મતર નિરીક્ષણ કરવુ ... છે, તથા ટેવ ... વિષયોપરથી અજ્ઞાત ઉપર જવાનો શ્રેષ્ઠ ન્યાય માની, આગળ પગમાણુઓ ઉપર જે સરક... મા આવે છે કે પ્રાણીઓ ( ઘોડા–બળદ—દષ્ટાત તરીકે )— તો કોઇ પણ જડવાદી કહી શકશે ... એજ રીતે વનસ્પતિની ઉત્પત્તિ માટે ખનિજ જેવાં પાર્થિવ તિક નાશ થાય જ નહિ એ મ... વનસ્પતિ વિગેરેના પદાર્થો ઉપર નિભાવ કરી રહેલ પ્રાણીઓ

પોતાની જાતિને અભિવૃદ્ધિએ પહોંચાડે છે; અને અનેકગુણિત વૃદ્ધિ કરવા સમર્થ બને છે. તેજ પ્રાણીના પુરીષોત્સર્ગ વિગેરે પદાર્થોવડે વનસ્પતિ-જીવન બંધાય છે, અને પ્રાણીનાં મડદાં પણ કામે લાગતાં હોય એમ ઘણી વખત વનસ્પતિશાસ્ત્રમાંથી માલમ પડે છે. તો પરસ્પર વિનિમયનો ધારો સર્વત્ર પ્રવર્તે છે એમ માની શકાય. સબળ નિર્બળ માત્ર સાપેક્ષ શબ્દો છે; યોગ્યતર, યોગ્યતમ પણ અપેક્ષાવાચક વચનો છે; અને કીડીથી કુંજર સુધી જોતાં પણ અમુક ઉપાધિને આધારે અમુક જીવ સબળ કે યોગ્ય, અને અમુક જીવ નિર્બળ કે અયોગ્ય ગણાય. કેટલીકવાર વળી જે સર્પ નાનાં પ્રાણીઓ ઉપર જીવે છે, તે તે પ્રાણીઓને હિંસાકર્મને આધીન કરવા અમુક સમય સુધી સમર્થ થતો નથી, તેમાં અમુક ઉપાધિઓ કારણભૂત થાય છે, તો આવા બધા અનિયમિતપણે બંધાયેલ ડાર્વિનના ધારા-ધોરણો છેવટના અને સત્ય જ આત્યંતિક રીતે છે, એમ તો કોઈ નહિં માને. તેમાં પણ ઉપાધિ હેતુના વિશેષણ તરીકે જો વારંવાર લેવી પડે તો ગૌરવદોષ નડે, અને ઉદ્વેગજનક કે સંરંભજનક નિયમ તો ન જ હોવો જોઇએ, એમાં જ નિયમનું "નિયમત્વ" જળવાઈ રહે છે. આ સ્થળે અંધ ઇચ્છા જ્ઞાનહીન ઇચ્છા—વાદને દૂર રાખીએ તોપણ એક સ્વાભાવિક વાત ઉત્પન્ન થાય છે કે જડવિજ્ઞાનવાદીએ કાઢેલ દૂષણનાં સ્થાનો શ્રાવણ માસના " વસંત "ના અંકમાં છે તે પરપક્ષને બાધ લગાડે એમ માનીએ, તો સ્વપક્ષની સિદ્ધિ, એ દોષવડે ન થાય. તેમજ ઉપર આ સ્થળે જે દોષો દર્શાવ્યા તેનાથી અહિં પણ સ્વપક્ષની સિદ્ધિ નથી થતી. માત્ર બંનેમાં સમાન હાનિ છે, એમ માનીએ તો પણ બન્નેની તુલના પ્રમાણે નિકૃષ્ટ હાનિ દૂર રાખી, વધારે સારી હાનિ અર્થાત્ ઓછી અધમ હાનિનો માર્ગ ગ્રહણ કરવો યોગ્ય છે— 'Choose the lesser evil'—એ ન્યાયે 'જે પ્રક્રિયામાં અંધ ઇચ્છાથી બનતી અનર્થપરંપરાની પ્રાપ્તિ થતી હોય, તેમાં તો પ્લેટો જેવા મહાન્ તત્ત્વજ્ઞના અભિપ્રાય પ્રમાણે પણ સ્થાપવ્યા રહેવું વાસ્તવિક ન કહેવાય. વળી બીજી દૃષ્ટિથી નિરખતાં લાગશે કે જો મનુષ્યજ્ઞાન છેવટને પગથીએ પહોંચ્યું નથી, જો વિજ્ઞાન ભવિષ્યમાં નવા નવા શોધો કરવામાં તત્પર રહે છે, અને જ્ઞાનની દિનપ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે, તો એ જ વસંતના શ્રાવણ માસના અંકમાં સૂચવાએલ દોષો ગુણના ઉત્કર્ષજનક કાં નહિં નિવડે ! ! ! " સ્થિતિ થયા પછી નાશનું શું પ્રયોજન " એવા દૃષ્ટાંત તરીકે દોષો લઈ બહાર મૂકવાનું તો નિરર્થક આયાસ લીધા જેવું જ કર્યાનું છે; કારણ કે જમ્યા પછી મળોત્સર્ગ કેમ જ થવો જોઈએ, અતિ પ્રેરાયા પછી વિરતિ શેની જ થવી જોઇએ; બધાં પ્રાણીઓ જન્મે એટલાં કાં ન જીવે; એ બધા પ્રશ્નો અસ્થાને છે. તેમ જ " ઘણા રોપાઓના ફૂલોમાં પુનરુત્પતિ કરે એવાં પાંદડાંઓ ઉપરાંત સાવ નકામાં અને ભારરૂપ પાંદડાંઓનો જમાવ થયેલો જોઇએ છઇએ " ઇત્યાદિ. આ તો એવું થયું કે ભૂમિતિના પ્રથમ પુસ્તક-ભાગના સિદ્ધાંતો આવડે, એટલે ગમે તે સિદ્ધાંત આવડવું જ જોઇએ. જડ-વિજ્ઞાનવાદથી નહિં સમજાતાં, અથવા હાનિકારક રીતે-સમજણનો ઉપયોગ થવાથી પરિણામો આવતાં, હોવાને લીધે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિનો ઉદ્યમ ભાવ એ જ સિદ્ધાંતો સમા ગોઠવી આપી, હાનિ દૂર થાય; જગદ્ વ્યવહારની અનુકૂલતા અધિક આવી રહે-પ્રકટ થાય, તો એમ ન સમજવું કે મનુષ્યજ્ઞાન બંને અગર એક બાજુમાં પણ પરિપૂર્ણ થઈ ચૂકેલું છે, કે જેથી કરીને અનેક અગાધ, ચમત્કારશીલ અને અનંત પ્રકારના દૃશ્ય જગતના વિષય સંબંધી બધું સમજાવવા સમર્થ થઈ શકે.

એ પણ નક્કી કે યુગો યુગોને પરિણામે અભિનવ જ્ઞાનોદય થાય છે અને વિષય પણ ગહન છે તે એટલો કે આ ટુંકા વિવેચનમા પણ અવાતર પ્રશ્નોના ફાટા વચ્ચે વચ્ચે ફટતા ફૂટયા કર્યા કે જેનુ સર્વનું સમાધાન કરવા જતા પુસ્તક સરખુ લખાય, તો અખિલ જ્ઞાનના વિષયનુ પ્રતિપાદન કરવામા તો કદાપિ સિંધુ મહાસાગર ખડીઓ બને મેરુ સમાન મોગ ઘેરાન જેટલો શાહીનો સચય થાય પૃથ્વી કે બ્રહ્માડ જેટલુ વિશાળ લખવાનુ સ્થળ હોય અમર કલ્પ વૃક્ષની લેખણથી લખવા માટે સરસ્વતી દેવી, કે છ મુખી દેવ કે ગમે તે તત્પર થાય તો પણ વિશ્વ-જ્ઞાનનો પાર આવે નહિ, એ નિ સદેહ વાત છે અને આ વિષયોની ચર્ચાનો અત પણ એક યુગે આવે એ માનવુ પણ ભૂલ ભરેલુ છે તો એક બે છૂટા છવાયા મનુષ્યો તો ક્યાથી જ લાવી શકે માત્ર થોડી ઘણી વૈખરી વધે, પછી જ્ઞાનમા સગીન વધારો થાય કે નહિ તે માટે તો અખાભક્તનુ વચન સ્મરણમા લેવુ પડે "અખા એ અધારો કૂવો ઝઘડો જીતી ગઇ ન મુઓ '

નજીરાજ હાઇસ્કુલ
વઢવાણ શહેર
તા ૮-૮-૧૯૦૬

લી. શંભુપ્રસાદ વિ. શિવપ્રસાદ મેહેતા.

---

## આપણાં નાટકો.

નાટકનુ મુખ્ય કામ અત કરણનુ શોધન કરવાનુ છે ધર્મ અને નીતિના નિયમોથી ચળી જવા થકી પડતી આફતોના સદર્શનથી ભય અને શોકગ્રસ્ત થવુ અનીતિ અને ક્રૂરતા ત રૂ તિરસ્કાર ઉપજાવવા દભ અને મૂર્ખતાને ઉપહાસ્યનો વિષય કરી તે પરત્વે ત્યાગવૃત્તિ પેદા કરવી અને સામાન્યપક્ષે સુકૃતનો જય અને દુષ્કૃતનો પરાજય બતાવી સૃષ્ટિરચનામા દરેક વ્યક્તિને કર્તવ્યપરાયણ કરવી જોઇએ એમ ખરા નાટકકારો તથા ભજવનારોનુ માનવુ છે નાટકની અભિરુચિ સૂચક હકીકતો ઘણા જુના કાળમા પણ આપણને મળી આવે છે સાવિત્રી આખ્યાનમા છેવટના ભાગમા ઇદ્રજાળ પાથરી નરકનુ ભાન કરાવ્યુ છે તેમજ મહા ભારતમા પાડવકૌરવની સભામા દુર્યોધનના પ્રવેશ પહેલા મયદાનવે સ્થળ ત્યા જળ અને જળ ત્યા સ્થળાકારવૃત્તિ ઉત્પન્ન કરી છે તે પણ ચાક્ષુષ વિકૃતિ પૂર્વક એક જાતનુ આખ્યાન જ છે ઐતિહાસિક કાળમા નાટક અને નાટકશાળા માટે રોમન પ્રજાનો શોખ જાણીતો છે યુરોપમા ચારસો વરસ પહેલાથી નાટક એ એક પ્રજાકીય સસ્થા જેવુ થઈ પડેલ છે અને આર્યાવર્તમા તો વિક્રમ સવતની શરૂવાતથી જ નાટકકારની ગણના મોટામા થતી આવી છે તે સ્થિતિમા હાલ તદન ફેર પડી ગયો છે અને તેટલે દરજ્જે જનસમાજની ઉન્નતિનું એક અગત્યનુ બુદ્ધિ અને રસમિશ્રિત સાધન આપણે ગુમાવીએ છીએ એમ ધારૂં છુ અને સાંપ્રતકાળની રગભૂમિના પ્રેક્ષક વર્ગનો પ્રકાર, રગભૂમિ પરના સભાષણો અને વિચારો-અયથા વ્યાજબી રીતે મશ્કરી-ટીખળો-બતાવવાની શૈલી અને વિવિધ રસના પૌર્વાપર્યની ગેરહાજરી

જોઈ રંગભૂમિમાંથી પાછા ફરતાં જે સંસ્કારો આપણે સાથે લઈ જઈએ છીએ તે જ આ બાબતની મુખ્ય સાબેતી પૂરે છે.

સમાજના મોટા જથાને અસર કરવાના ઉદ્દેશવાળો સમારંભ હાથ ધરવાનો હરકોઈ માણસને હક છે એવા દાવાની જ હું પ્રથમ તો ઇનકારીયત કરૂં છું. "જેવી સાધન સંપત્તિ, અને જેવા દ્રષ્ટા અને શ્રોતા, તેવું અમારૂં કામ" એવો ખુલાસો જાહેર સંસ્થાના ઉચ્ચ લક્ષ્યને હલકું પાડવાનું પહેલું પગરણ છે. તેવો બચાવ સુકર અને સુલભને પહેલ આપી, કર્તવ્યથી ગેરવ્યાજબી રીતે પરાઙ્મુખ રાખે છે અને પ્રેક્ષક વર્ગને પોતાની પ્રતિજ્ઞા ખરી રીતે જાણવામાં અંતરાય થઈ પડે છે. તો પણ એટલું તો કહેવું જોઇશે કે યોજક, વ્યવસ્થાપક અને પાત્રો એક બાજુએ, અને લોકસમૂહ બીજી બાજુએ, તે એમાં દરેક પક્ષની ઉપેક્ષાવૃત્તિ બંનેની હાલની સ્થિતિ માટે જવાબદાર છે. જો નાટક એ પ્રજા જીવનનું અગત્યનું પોષક છે તેથી પ્રજાકીય સંસ્થા તરીકે તેને કાયમી જગ્યા મળવી જોઇએ એવો જ આગ્રહ કરવામાં આવે તો પછી સામી બાજુની સ્થિતિ સુધરવી જ જોઇએ એ દેખીતું છે, અને તો જ નાટકભૂમિપર કૌશલ્યનું ગૃહ–ધર્મ–વિમુખતા સાથે હાલ જે ભુલ ભરેલી રીતે સહગામિત્વ મનાય છે તે બંધ પડશે. જેમ સમાજ તેમ રાજ્યની જવાબદારી પણ ઓછી નથી. રાણી એલિઝાબેથે નાટકકાર શેક્સપીયેર પાસે જ તેનું એક નાટક ખાસ ભજવાવી જોયું હતું. અને મરહુમ મહારાણીશ્રીએ, જાણીતા નાટકપાત્ર હેન્રી ઇર્વિંગને ખાસ ઉત્તેજન આપી બાદશાહી મ્હેલમાં તેને માન-ઇલકાબની નવાજેશ કીધી હતી એટલું જ નહીં પણ એક બીજા દેશના રાજા બાદશાહો બીજા દેશની મુલાકાતે જાય છે ત્યારે તેમની સ્હેલગાહમાં બાદશાહી અથવા જાહેર નાટકભૂમિમાં ચોકસ નાટકોના તમાશગીર બનવાનો સમાવેશ કરવામાં આવે છે. પ્રસંગોપાત્ત આમ થવાથી ઘણા લાભ થાય છે. પ્રજાપ્રીતિમાં નાટકની ચોકસ સ્થિતિ કબુલ કરાય છે. નામાંકિત પુરુષોની હાજરી હઇને, કેવી જાતના પ્રેક્ષક વર્ગને શાળામાં દાખલ કરવા તેનો વિચાર વ્યવસ્થાપકોને કરવો પડવાથી, અવસરમાં ગાંભીર્ય આવે છે; અને પાત્રોને પોતાની હમેશની રીતિ અને ગતિમાં નિયમ જાળવવાની જરૂર હોવાથી તેઓમાં પણ સુધારાને અવકાશ મળે છે. આટલેથી બસ નથી. ઉત્તેજન રાજા આપો કે પ્રજા આપો; પણ જે પ્રમાણમાં ઉત્તેજન આપવાના વિચાર અને વૃત્તિનું ઉચ્ચગ્રાહિત્વ તે પ્રમાણમાં નાટકશાળાની ચડતી પડતી તે તો સર્વથા સિદ્ધ છે.

કાળિદાસ, ભવભૂત્યાદિનાં પ્રાચીન નાટકોમાં હમેશાં રસપ્રાધાન્ય દરેક નાટક પરત્વે રહેલું હોય છે. તો પણ રસનું મિશ્રણ એવી કુશળતાથી થયેલું જણાય છે કે ભયાનકમાંથી શાન્ત અને શાન્તમાંથી કરુણા અથવા વીરમાંથી હાસ્યનું પરાવર્તન ક્યાંથી કેવી રીતે થયું તે વિચારવાનો પણ આપણને વખત રહેતો નથી. રચનારા તો રચી ગયા પણ ભજવનારાએ તો ભજવવાનું રહેલ છે. અને હાલનાં નાટકોમાં વિષય પ્રાચીન હોય તો પણ પાત્રોની બેકદરાઇને લીધે પ્રેક્ષક વર્ગની વૃત્તિ સ્તબ્ધ નહીં થતાં વિષયના પ્રસંગથી નિરાળી રહેતી લાગે છે અને રસમાં કેમ જાણે ખારાશ કે ખટાશ દાખલ થતી હોય તેમ વૃત્તિ છિન્નભિન્ન થતાં યોગ્ય વાસનાનો અનુપ્રવેશ થતો અટકે છે. વિદૂષક જેવા ઠોળીયા મશ્કરાની જરૂરત છે પણ તે નાયકપાત્રના રમકડાં માફક હઈ તેનાથી જુદો પાડી લઈ, જેટલે દરજ્જે એકલો પ્રેક્ષક

વર્ગના સીધા સમાગમ કે સંભાષણમા લાવવામાં આવે, અને તેનાં ટીખળો તેટલે દરજ્જે ઇરાદા પૂર્વક હલકટ અને ગ્રામ્ય અને અપ્રસ્તુત થયાં કરે, અને તેનો મુખ્ય હેતુ, પડદા પાછળ ચાલતી તૈયારીના વખત દર્મીયાન પ્રેક્ષકોને જાળવી લેવામા ગૌણ થઈ જાય, તેટલે દરજ્જે વિદૂષક પોતે જ નહીં પણ આખી નાટકશાળા પણ સમાજનું ઉપહાસ્યપાત્ર થાય છે.

હાલના નાટકોમાં ગદ્યાત્મક સંભાષણો ઓછો કંટાળો આપતાં નથી. પાત્રો કયાં જાતિ કુળનાં તથા કેવાં સુશિક્ષિત હોય છે અને પ્રૌઢતામાં વય અથવા બીજા કારણથી કેટલે સુધી વધેલા હોય છે તે આપણે જાણીએ છીએ. છતાં જે વાક્યો રચનારના પોતાના મુખમાં પણ હાસ્ય કર્યા વગર ભાગ્યે જ શોભશે તેવાં વાક્યો ગજ એક લાંબાં અને વેંત એક પહોળા પોપટ–પાત્રોની જીભ ખેચી ખેચીને ગળામા ઠોકાય છે, અને તેમા પણ જ્યારે યાદદાસ્ત દગો દઈ વાક્યશૃંખલાના એકાદ બે મંકોડાને ખેસવી નાખે છે ત્યારે દેખાવ જોવા માટે ઉત્સાહી રચનારને ખરેખર તે પ્રસગે નાટકશાળામા દાખલ કરવો જોઇએ ! આઠેક વરસનો છોકરો પગે વાસડા બાધી મોટી ડાંફો લેતો હોય તેવુ લાગે છે અને તેવે પ્રસંગે રચનારની લેખણ અને ભજવનારના વાક્પ્રવાહ વચેની અધપરપરાને વખાણવી, કે શ્રોતા અથવા પ્રેક્ષક વર્ગની ધીરજને વખાણવી તે નકી કરવુ મુશ્કિલ થઈ પડે છે.

સગીત ભાગ પણ બહુ ઉંચા પ્રકારનો હોતો નથી એમ કહેવામા પણ કદાચ આપણે પ્રશસા કરતા હશુ ! અલબત રાગ ઘણા ગૂઢ હોય છે અને પ્રાચીન સગીતશાસ્ત્રીઓના ભેજામા નહીં આવેલા એવા આ ગૂઢ રાગો બીજા કોઇ શીખી ન જાય તે માટે દરેક ગાયનને મથાળે રાગનુ નામ ન લખવામા કઈ અર્થ હોવો જોઇએ ખરો ! નહિ નોતરાયેલ મીજમાન જેવા આ “ નાટકી ” રાગોને, પોતાના તાન, મીંઢ અને પલટા વીગેરેથી રોકાઇ ગયેલ પ્રદેશમા દાખલ કરવાના પ્રયત્ન માટે પ્રાચીન સગીત વિદ્યાએ હાલના જમાનાનો ઘણો પાડ માનવો જોઇશે. આ રાગોમા ઘણા ખરા એવા અપૂર્વ ગણાય છે કે તેમાના એક કરતા વધારે હરકોઈ નાટકમા દાખલ કરાયા ન હોય ત્યા સુધી પૂરૂ ઉત્તેજન મળવાની નાટકશાળાએ આશા રાખવી વ્યર્થ છે. અને હરકોઈ નાટકની લોકપ્રિયતાનુ માપ, રાગની માત્રા અને તાલને બાજુ પર રાખી, શરીરના અવયવોનુ જુદી જુદી રીતે વક્રીભવન કરી, જેમ બને તેમ ઉતાવળથી ગાઇ જવા માટે અમુક પાત્રને, પ્રેક્ષક વર્ગ સુલેહ અને શાતિનો ભંગ કરી, કેટલી વખત ફરીફરી બોલાવે છે તેમા સમાઈ જાય છે.

આટલે સુધી નાટકના દેહ માટે કહેવાયુ. તે દેહ કવિતા, સગીત અને ચિત્રકળાના બારીક હુન્નરનો બનેલો છે, અને આપણી હાલની તૈયારીઓની પામર અવસ્થામા, તે દેહમા કેવા સુંદર આત્માનો નિવાસ કરી શકાય તે વિચારની યોગ્ય કદર પણ થઈ શકતી નથી. યોજક, વ્યવસ્થાપક અને પાત્ર એમ ત્રણેની સસ્કારી બુદ્ધિ હોય, અને બારીક હુન્નરનુ ભાન કરાવવા તેમની માનસિક દૃષ્ટિ પુરતી કસાયેલી હોય, ત્યારે જ નાટકશાળા પોતાનું સાફલ્ય સિદ્ધ કરી શકે છે.

તે દેહની સંકલના માટે થોડુક કહેવાનુ છે. શેકસપીયેર આજ સુધી જીવતો હત અને ‘ કાપીરાઇટ ’ નો કાયદો આપણામા ચુસ્ત રીતે અમલમા હત તો મને લાગે છે કે આપણી

નાટકશાળા પર મનાઈ હુકમો મોકલતા રહેવામાં દિવાની કોર્ટોનું કામ ઘણું વધી પડત અને નુકશાની બદલ કંપનીઓ પાસેથી તે લક્ષાવધિ રકમ મેળવી શકત. અનુકરણ ન જ થવાં જોઇએ તેવો આગ્રહ તો વ્યર્થ છે. તેની સાથે શેક્સપીયેરની લેખિનીનો વૈભવ, જનસ્વભાવનાં કુલ પ્રદેશમાં એવા લાવણ્ય અને પ્રૌઢતાથી વિસ્તાર પામેલ છે કે હરકોઇ સમયની હરકોઈ વ્યષ્ટિ અથવા સમાજની લાક્ષણિક પ્રકૃતિ આલેખવામાં, તે પ્રદેશમાં જાણે અજાણે પણ આધુનિકરચનારનો પગ પડી જાય છે. નાટકમાં પેટાનાટક "હેમ્લેટ" માં થાય છે. જોડીયા ભાઇઓની ભુલભુલામણી "કોમેડી ઑફ એરર્સ" માં થાય છે. 'હરમીયોની' રાણીના પુતળા પર રાજા "લીઑન્ટીસ" "વીન્ટર્સ ટેઇલ" માં ભુલ ખાઈ જાય છે. ઓરત, બારીસ્ટરનો લિબાસ પહેરી, પૈસાના વ્યાજખાઉ વેપારી પાસે વકીલાત કરી, વચનમાં ફસાઇ ગયેલ ધણીને, "મરચન્ટ ઓફ વેનીસ" માં છોડાવે છે. આવા કિસ્સાઓ ગમે તેવી દેશી બનાવટના ચોકઠાંમાં મેલી બતાવાય તો પણ સુશિક્ષિત વર્ગ તુરત તેનું ખરૂં મૂળ પારખી શકશે. નાયક અથવા નાયિકા જેવાં મુખ્ય પાત્રોની આસપાસ આ ચોકઠાં મેલાયાં હોય તો તો આનંદ જળવાઇ રહે છે કેમકે પોતાના વિષય માટે તો શેકસપીયેર ખુદ પણ તદ્દન સ્વતંત્ર નહોતો. પરન્તુ "બોકાશીયો"ના "ડીકામેરન" ના અભ્યાસનો સારો ઉપયોગ તેણે કરેલો માલુમ પડે છે. આ કોઇ કોઇ આપણાં નાટકોમાં ઉપરના જેવાં અનુકરણો ફતેહમંદ નથી લાગતાં તેનું કારણ એ હોવું જોઇએ કે હાલના યોજકોનો મોટો ભાગ મૂળનું હાર્દ બરાબર સમજી શકે તેવા ભાષાજ્ઞાનમાં પાવરધા નહઇ, ઉપલક રીતે મૂળ આખ્યાન જાણી લઇ, અનુકરણમાં અવાન્તર ભાગ તરીકે દાખલ કરી દેવા ચાહના રાખે છે અને પાત્રોથી માંડી બીજી બધી સાધનસંપત્તિ અધુરી હઇ પોતાની કૃતિ જ ફતેહમંદ નથી કરી શકતા. દાખલા તરીકે "કોમેડી ઓફ એરર્સ" માં એક જોડીયાનો એક ભાઇ, બીજા જોડીયાના બીજા ભાઇ સાથે એટલે સુધી મળતો છે કે તેને કહેવું પડે છે કે—

"Me thinks you are my glass, and not my brother."

તેમ દેશી અનુકરણમાં ફક્ત એક પાત્રના અંગરખાની ઢક કે પાઘડીનો રંગ અને વળ, અથવા મોજાને બુટના સરખાઇ કરવાથી કોઇ દિવસ તદ્રૂપાકારવૃત્તિ જ્ઞાન પ્રેક્ષકનું નહીં થઈ શકે અને ચહેરાઓમાં તફાવત હશે ત્યાં સુધી એક બીજાને ભુલી જવાનો ફક્ત ઢોંગ જ થાય છે એવી અસર છેવટ સુધી કાયમ રહે છે. તેથી જ્યાં સુધી ચહેરા સુધાંતનું તદ્દન મળતાપણું હોય તેવાં પાત્રો ન મળેલ હોય ત્યાં સુધી, આવો અવાન્તર ભાગ દાખલ કરેલ પોતાનું નાટક, કોઇ વ્યવસ્થાપક કંપનીને ભજવવા નહીં સોંપવામાં ડહાપણ રહેલું છે.

વ્યવસ્થાપક તેમ જ પાત્રોની સંસ્કારી બુદ્ધિના અભાવ વિષે ઉપર કહેવાઇ ગયું છે. તેની એક વિચિત્ર અસર માલમ પડે છે. ધારો કે એક કંપનીને ૧૦ પડદા છે. એક પડદો જંગલનો, એકાદ બે જાહેર રસ્તા તથા બજારના એકાદ બે ખાનગી ઘરના, અને દરબાર કચેરી વીગેરેના હોય. જંગલનો પડદો શીકાર અથવા દેશનિકાલ બતાવવામાં કામ લાગે. દરબારકચેરી, અને પ્રધાન અને રાજકુટુંબનો દેખાવ કરવામાં કામ લાગે. અને બીજા પડદા પોતપોતાનાં અનુયોગી કાર્યો માટે કામ લાગે, પણ પડદાની સિલિકની આ રીતે હદ

હોવાથી, પોતા પાસેનાં બધાં નાટકોમાં તે જ સિલિક કામમાં લેવાની હઇ, નાટકના નામ જુદાં જુદાં છતાં, મુદ્દે વિષય એક જ જાતનો બધામાં આવ્યા કરે છે.

ગૃહની અંદરના ઘણાજ ખાનગી બનાવો કે દેખાવો જે કે ગૃહનીતિનો લોપ કર્યા વગર કદી જાહેર આવી શકે નહીં તેવા દેખાવો પ્રેક્ષક વર્ગમાંના નર–નારી તથા વય અને ગુણથી વિશિષ્ટ મંડળ સન્મુખ રજુ કરવાથી શુ લાભ છે તે સમજવું મુશ્કેલ છે. 'નેપથ્ય' તથા 'સ્વગત'ના શબ્દો શ્રોતાઓની છેલ્લામાં છેલ્લી બેન્ચ સુધી સંભળાવવાથી, નિરર્થક થાય છે. મતલબ કુદરતી સભવ તથા ક્રમને આબેહૂબ અનુસરી શકવાના સાધનો વગરના માણસે નાટકસમારભ કરવાથી વેગળુ રહેવું જોઇએ.

ભજવવામા અતિયોગથી પણ સાવધ રહેવુ જોઇએ. મદબુદ્ધિનાં માણસ પણ જે મૂર્ખાઇવાળા કૃત્યને મૂર્ખાઈ તરીકે તુરત જાણી શકે અને કઠણ હૃદયનો માણસ પણ જે ક્રૂરતાનો તિરસ્કાર કરશે તેવી મૂર્ખાઈ તથા ક્રૂરતાની બતાવણી કરાવવાથી શ્રમનો વ્યય અને અનુભવનું પિષ્ટપેષણ થાય છે. તેજ હાસ્ય અને રમુજને લાગુ પડે છે. જોનારાનો મોટો ભાગ ગ્રામ્ય હોય ત્યા તેવાનો આશ્રય ફળદાતા હઈ તેવાની પામળીઓ કેમ હાસ્યાંજ કરે અને તેમની પ્રવૃત્તિઓને અનુકૂળ પ્રવાહ કેમ જોસથી વ્હેતો રહે એવુ ખોટું લક્ષ્ય નાબુદ થવા જરૂરત છે.

ભલે પ્રાત દિઠ એકજ નાટકશાળા હો, અને કપની પણ ભલે એકજ હોય પણ ઉંચામાં ઉંચા ભેજાવાળા યોજકની મદદ લઇ, સાધનોને તમામ રીતે પરિપૂર્ણ બનાવી, સમાજમા ઊંચી સ્થિતિ ભોગવતા વ્યવસ્થાપકો તુરતનો ફાયદો ધ્યાન બહાર રાખી નાટક એ પ્રજાની ઉમદા સેવાનુ ઉપકરણ છે તેથી કેમ વધારે વધારે ઉંચો વર્ગ તેનો લાભ લેવા આવે એવા નેમથી કાર્યપ્રવૃત્ત થાય ત્યારે નાટક, એક સસ્થા તરીકે ઓળખાવા પામે અને ત્યારે જ ખર્ચ અને શ્રમને ઊંચા આશયથી પ્રેરિત ગણાય. અને કેટલાક નાટક સમાજોમાં કેટલાક નાટકો જેટલે દરજ્જે ઉપલી બાબતો સાધી શક્યા છે તેટલે દરજ્જે તેમની લોકપ્રિયતા વ્યાજબી રીતે મેળવાઈ છે એમ તો આપણે કબુલ કરવુ પડશે. આપણે આશા રાખશું કે નાટકસમાજે લાઇસન્સ મેળવવા તથા નાટકશાળાના સામાન્ય નિયમન માટેના ધારા, આ કાયદા કાનુનના અઠર્ણના સમયમા દાખલ કરાવવા કોઈ સુધારાવાળો, સમાજ રૂબરૂ દરખાસ્ત કરે તે પહેલાં, સમાજની સમગ્ર ડહાપણ વૃત્તિ કાર્યદર્શી નીવડશે.

ગણેશરાય.

---

# મારો સ્વાધ્યાય.

## એક ઈનામના મેળાવડામાં—

### સ્ત્રીકેળવણી.

ગઈ તા. ૩૧ મી જુલાઈએ મુંબાઈમાં ગુજરાતી કન્યાશાળાઓનો ઈનામનો મેળાવડો હતો. એક મિત્રની કૃપાથી હું તે મેળાવડાનાં દર્શન લેવા ભાગ્યશાળી થયો હતો. સારામાં ખોટું જોવું, સૌંદર્યમાં ભય જોવો, આનંદમાં દીલગીર થવું—એવી વૃત્તિ સુલભ નથી: અને મને તો ખાસ કરીને. તો પણ આ મેળાવડાના પ્રસંગમાં મને કંઈ એવું થયું હતું. આવા મેળાવડા મેં બીજે ઠેકાણે જોયા છે અને દરેકમાં કંઇ કંઇ અણગમતું તો મારે માટે હોય જ: પણ આમાં તો કેટલીક બાળાઓનાં નિર્દોષ સુંદર સુઘટિત વદનો, તેમના રમણીય રંગબેરંગી પોશાક, અને ઇનામ લઇને જતી વખતની તેમનાં વદન ઉપરની આનંદની રેલ; એ સિવાય મને બીજું થોડું જ સારૂં લાગ્યું હતું. અધિપતિજી! માફ કરજો. મુંબઇનાં પત્રોમાં આ મેળાવડાનાં અંગેઅંગનાં પુષ્કળ વખાણ થયાં છે; પ્રમુખ સાહેબને પોતાને, ભાષણમાં તેમણે જણાવ્યું હતું તે પ્રમાણે, અત્યંત આનંદ થયો હતો. કેટલાક શ્રોતાઓ પણ આનન્દ લઇને જ ગયા હતા. એવા પ્રસંગમાં જો મને આમ લાગ્યું તો તેનાં કારણ આપવાનો મારો હક ઉત્પન્ન થાય છે, અને વાંચનારને તે જાણવાનો.

મેળાવડાનું કામ મુંબઇ પાંચ વાગે શરૂ થવાનુ હતું. કાલબાદેવી ઉપર મહૂમ સર મંગળદાસ નથુભાઇના વડા પુત્ર રા. ત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઈ,—નગરશેઠ ત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઇ-( તેમના પિતા નગરશેઠ એ પદવી ધરાવતા. તેઓ તેમના વડા પુત્ર છે મુંબઇમાં નગરશેઠ એ પદવી હાલ બીજું કોઈ ધરાવતું નથી તો પછી એમને જ એ મંગલમય પદવી શા માટે ન લગાડવી એવું કારણ હું સમજી શકતો નથી.) એઓનું E. O. S. અને S. Hormasji—છબી પાડનારાની પ્રયોગશાલાની પાછળ 'પ્રિન્સેસ થિએટર' એ નામનું એક નાટયાલય છે. નાટયાલય બહુ વિશાળ તો નથી તેમ શિલ્પના નમુના તરીકે બહુ રમણીય પણ નથી. પણ હાલમાં તો નાટયાલયોનો મુંબાઇમાં દુકાળ પડયો છે તેવામાં નગરશેઠ ત્રિભોવનદાસનું આ નાટયાલય મુંબાઇની નાટયરસાભિલાષી પ્રજાની ઠીક સેવા બજાવે છે. હું દશેક મિનિટ વહેલો ગયો હતો. ઓર્ચેસ્ટ્રાની પહેલી હાર મુંબઇના ધનાઢ્ય વર્ગને અને આ ખાતાના કેટલાક અધિકારી વર્ગને માટે નિયત કરવામાં આવી હતી. તે બાદ કરતાં તેની પાછળની પંક્તિઓમાં એક સ્ત્રીસમુદાય બેસી ગયો હતો. રંગબેરંગી ગુલાબી આછી તથા ઘેરી બદામી, ખસખસી, પીરોજી આછી તથા ઘેરી, કંઇક પીળી (સુનેરી) સાડીઓનો (લાલ રંગ ભાગ્યેજ હતો) વીલાયતી જમાવ ઠીક થયો હતો. ભભકદાર ફ્રીતપતીવાળા ઝુલદાર પાંખદાર પોલકા અને ચોળીઓના જુદા જુદા ધારોનું પ્રદર્શન ઠીક ભરાયું હતું. વાંકી સેંથી અને કવચિત્ બાબરીઓની શોભા પણ નજરે પડતી હતી. ઉપરના ભાગમાં મુસલમીન પડદાનશીન સ્ત્રીઓનો સમુદાય જામ્યો હતો.

પાંચ ઉપર કેટલોક વખત થતે મંડળી જામી ગઇ. પ્રમુખ સાહેબ પધાર્યા તેમની સાથે બે ત્રણ ઇંગ્રેજ બાનુઓ હતી બીજા પણ કેટલાક ગૃહસ્થો—આશરે આઠ દસની સભાવિત મંડળી હાજર થઇ ગઇ હતી. નાટ્યાલયની રંગભૂમિ ઉપર એક નાનું ટેબલ સુશોભિત આચ્છાદન સાથે પડ્યું હતું રંગભૂમિને બે છેડે કન્યાઓના ચિત્રકામોના નમુનાની તખ્તીઓના તકતા મૂકી દીધા હતા પહેલી હારના મ્હોં આગળ તેમના ભરતકામના કેટલાક નમુનાઓ ગોઠવવામાં આવ્યા હતા ચિત્રકામમાં તો હજી રંગ પુરવા સુધી જ આ બાળાઓ પહોંચી હતી કારણ કે આકૃતિ કે સૃષ્ટિસૌંદર્યના નમુના આમાં નહોતા આપણા સર્વતોભદ્ર જેવા, કેટલાક જુદા જુદા રંગોના ખાનાવાળા શતરંજના જેવા, કેટલાક તખ્તામાં રંગની ગોઠવણ ઠીક જણાતી હતી તેમાં એક આછા રંગોનો વર્તુલ ખડોની આકૃતિઓ વાળો કટકો સર્વથી વધારે મનોહર લાગતો હતો

કેટલીવેની મુદતે પડદો ઉઘડ્યો રંગભૂમિ ઉપર કંઇક હસતી, કંઇક શરમાતી, કંઇક સુનેરી કોર ભુતાવાળા કંઇક સામાન્ય તો કંઇક વિચિત્ર પહેરવેશવાળી, આશરે એકવીસ બાળાઓની એક પંક્તિ અમને આવકાર આપવા માટે તયાર થઇને ઉભી હતી આમાં મોટી સંખ્યા હિંદુની હતી ચાર પાંચ મુસલમીન હતી, એકાદ પારસી બાલિકા પણ હતી. તેમની ઉમર પાંચથી પંદર સુધીની હતી. પ્રાર્થનાનું ગીત એક હિંદુ બાળાએ (બાલિકા નહિ કહું, બાળા પણ નિશાળમાં છે માટે જ કહીશ) શરૂ કર્યું. ગીત સર્વએ ગાયું ઠીક ગાયું તાળીઓ પડી પણ ગીતો શા હતા?

એક ગુજરાતી ગીત જે ગાવામાં સર્વ હિંદુ મુસલમાન પારસી બાળાઓ સામીલ થઇ હતી તેને માટે આપ જગા આપશો એવી આશાથી અહીં ઉતારૂં છું

## પ્રાર્થના.

રાગ-ધ્રુપદ

તું છે એક સરજનાર ગગન ભૂમિ ને પાતાળ
સુરજ ચંદ્ર તેજધાર અધર સહુ ચલાવ તુંજ—ટેક
પવન શિતળ પાણી ધાટ સકળને બતાવી વાટ,
તરુવર પશુ પખી જાત, અવર બહુ બનાવ તુંજ—તું૦
અન્ન ભિતોનરી અપાર, જન પ્રાણીનો આધાર,
અન્ય તાહારા બહુ આભાર અજબ ઇશ ઉદાવ તુંજ—તું

ગો૦ ક૦ દેલવાડાકર

તત્રીજી! સંગીતની કવિતામાં પણ મારે 'કવિતા' જોઇએ છે, અને મુંબઇ જેવા શહેરમાં ગુજરાતી બાળાની પ્રાર્થના-કવિતાના આ નમુનાએ તો મને અત્યંત શોક ઉત્પન્ન

ફર્યો. 'અધર ચલાવ', 'પાણી ઘાટ', 'બતાવી વાટ', 'અજબ ઉઠાવ', એ બધામાં રહેલું કંઇ શબ્દનું કંઇ અર્થનું અને સર્વત્ર ભાવહીનતાનું અનૌચિત્ય મને અતીવ દુ:સહ લાગ્યું. પણ શો ઉપાય?

બીજી એક ઇસ્લામી બંદગી ઉર્દૂ ભાષામાં હતી તે ઉપરના સમુદાયમાંની માત્ર મુસલમીન બાળાઓએ જ ગાઇ હતી. આ બંદગી જુદી મુકવાનું કારણ હું સમજી શક્યો નથી. વખતે મુસલમીન કોમના ધર્મને માટે ખાસ લાગણી બતાવવા સારૂ હશે. જો જરૂર હતી તો બધાંઓ પાસે ગવરાવાઇ શકાય એવી મૂકવી જોઇતી હતી. આવા મેળાવડાઓમાં ખાસ કરીને આપણા સ્ત્રીવર્ગમાંથી હિંદુ મુસલમાનનો ભેદ જેટલો થાય તેટલો ઓછો કરવાના પ્રસંગો આવે છે. પહેલાં ગીતમાં સર્વસાધારણ પ્રાર્થના આપીને એમણે આ દિશામાં શુભ પગલું ભર્યું હતું. તો પછી આ વિશેષતાની શી જરૂર એમને જણાઇ હશે? ગમે તેમ હોય, પણ તેથી પહેલા ગીતની શુભ અસર ઉપર કંઇક પાણી ફરે છે.

હજી આવકારનું પદ હવે આવે છે. તે નીચે પ્રમાણે હતું.

આવકાર.

પીલુ.

ભલે પધાર્યાં આજ સમાજે,
આનંદ ઉરમાં અદકો છાજે—ટેક.
કન્યાકેળવણી શુભ કાજે,
આપ પધાર્યા એક અવાજે—ટેક.
સરસ્વતીમંદિર શોભાવ્યું
માન મળ્યું અમને અતિ આજે—ટેક.

ગો૦ ક૦ દેલવાડાકર.

આ પ્રમાણે કાર્યક્રમપત્રમાં છપાયલું છે. કન્યાઓએ ગાતી વખતે જરાક ફેરફાર કર્યો હતો. ત્રીજી લીટીમાં 'શુભ કાજે'ને બદલે 'ખીલવવા', અને છેલ્લી લીટીમાં 'અતિ આજે', ને બદલે 'શુભ કાજે' ગાઇને આ પદ્યની કવિતામાં કાંઇક કાન્તિ અર્પી હતી. જેણે તે ફેરફાર સૂચવ્યો હોય તેને ધન્યવાદ ઘટે છે. તો પણ તે રસજ્ઞ પરીક્ષકનું ધ્યાન

'આપ પધાર્યા એક અવાજે'

એ પદ ઉપર નહિ ગયું હોય. 'એક અવાજે પધારવું'—શું? કવિના મનમાં શું હશે? અનેક તર્કો થવાનો અવકાશ છે પણ એકે બંધ બેસતો નથી. આ યોજના કવિની અનભિજ્ઞતાનો જ પુરાવો આપે છે એમ એક અવાજે કહી શકાય.

તે પછીનુ ગીત સુંદર છે. 'સુમન્ત—બન્ધુસમાજ' એમનુ લખેલુ છે. આ પદ્ય ઘણુ કરીને સુદરીસુબોધમા છપાયલું છે. પદ્ય સુદર છે, મધુર છે, ભાવ ઊંચા છે, વિચાર પ્રૌઢ છે, પદબધ એકદર લલિત છે. 'પારસી ઇસ્લામી આર્ય રમણીઓ'એ મુંબઇના એક મેળાવડામા રા. 'સુમન્ત'ની કૃતિને કૃતાર્થ કરી છે. આપના વાચનારાઓ આ પદનો અત્યારે જ આનદ લે તે સારૂ આપ થોડીક જગાનો સંકોચ નહિ રાખો એવી આશા છે.

## ભારતી સ્રીગીત.

રાગ કાફી ધનાશ્રી.

ગરબે રમવા સાહેલી સાયરો રે લોલ.
ભારતીમદિર ચારૂ પ્રીતિથી ફરીરે લોલ,
આવો બ્હેની ગીતરગ રેલીએ રે લોલ. ગરબે૦

સાખી.

ભાગીરથી ગોદાવરી બ્રહ્મપુત્ર શુભ તીર,
ઝમે સિધુ કાવેરી જ્યા રમ્ય નર્મદાનીર,
પારસી, ઇસ્લામી આર્ય રમણીઓ રે લોલ.
આવો એની હિદ દેવી વદીએ એ બોલ. ગરબે૦

સાખી

હિમાલય શિર શમ ઊંચી નિર્મળ એ મન આશ,
નિજ જાતી રીતી તદપિ રહો એક ઉર અમ આશ ગરબે૦

સુમન્ત—બન્ધુસમાજ.

છેલ્લી સાખીમા 'હિમાલય શિરસમ ઉંચી આશ' એ વિચારને વાચ્યાર્થમા પ્રત્યક્ષ કર્યાથી પદની સુદરતા કઇક ઓછી થાય છે, પણ બીજી રીતે કવિતા આપણુ નવીન વર્ગની ઊંચી કવિતાનો એક નમુનો છે રા. સુમન્તની કલ્પનાનો મુબાઇની કન્યાશાળાના ઇનામના મેળાવડાના સત્રધારોએ અમને સાક્ષાત્કાર કરાવ્યો, તે માટે તેમનો આભાર માનવો જોઇએ. વ્યવહારના સકોચો તો મટવા હશે ત્યારે મટશે,—પણ આવા મેળાવડાના પ્રસંગે એકએકની સાથે રહેવાથી, સાથે ગાવાથી રમવાથી, હિદુ મુસલમાનપણાના માનસિક અતરો અવશ્ય દૂર થશે. મેળાવડાના આ અગના દેખાવથી મને અપૂર્વ આનન્દ થયો હતો અને હુ ધારૂ છુ કે સર્વને થયો હશે

આ પછી ડ્રિલ આવી, એનુ નામ 'ઇન્ફન્ટ ડ્રિલ' હતુ. આશરે ૨૫-૩૦ બાલિકાઓએ

આમાં ભાગ લીધો હતો. આખા તખતા ઉપર પાંચ પાંચ બાળાઓની પાંચ પંક્તિઓ ગોઠવીને આ કવાયત દેખાડવામાં આવી હતી. આ બાળિકાઓની ઉમર પાંચથી આઠ દસ વર્ષ પર્યંતની હતી. એ ત્રણુ કન્યાઓના ગીચ અંબોડા ઉપર સફેદ પુષ્પની વેણીઓ બહુ શોભા આપતી હતી. એની સાથે કવિતા ગાવામાં આવી. તેમાંની

ખુશ મગજ રહે સદા, જો ગા તું દીલ બહલાવવા.

—એ પંક્તિના છેલ્લા શબ્દના અર્થની મને સમજણ પડે છે તે પ્રમાણે તો તે શબ્દ અત્યંત અસ્થાને છે. કોરસમાં—

રગે રગે રૂધિર ઠરે, સુખી રહે સદા

—ને બદલે 'રૂધિર ફરે' હશે કે નહિ? રૂધિર ઠરે એ તો મૃત્યુની નિશાની મનાય છે. હું વૈદક નથી જાણતો: વખતે નવા વૈદક શાસ્ત્રમાં રૂધિર ઠરવું એ તન્દુરસ્તીની નિશાની હોય તો મને ખબર નથી. રુધિર આનન્દની શાન્તિથી ઠરે એમ અર્થ હોય? પણ કસરતને વખતે એનો પણ સંભવ નથી.

આગળ જતાં એક ગ્રીષ્મ ઋતુનો મેળો કર્યો હતો. જુદી જુદી કન્યાઓને સુરજ સરિતા આંબો ફોયલ અને મોગરો એના સ્વાંગો આપેલા. એક મોટી કન્યાએ કહ્યું કે હું સુરજ છું. પછી તેણે પોતાના તાપનાં વખાણુ કરી બીજી બે સાથે મળીને એક શાર્દૂલવિક્રીડિત ગાયો. તેની છેલ્લી પંક્તિ

બારે ભીષ્મ ગ્રીષ્મ કાળ કહીએ નાના પ્રકારે નડે.

માં 'ભીષ્મ' ને છંદને માટે 'ભીષમ' કહેવો પડ્યો હતો. તે પછી સરિતાનો સ્વાંગ આવ્યો. એક જણીએ 'હું નદી છું' કહી પોતાની ગ્રીષ્મકાળની સ્થિતિ વર્ણવી અને બીજી એની સાથે મળીને એક વસંતતિલક ગાયો. તે આખો ટાંકીશ.

વસંતતિલકા.

જો કે સુકાય નદીનાં નીર જઇ પાતાળે  
તોયે તરૂ નવ સુપલ્લવ થાય બારે  
છુપી રહી જમીનમાં રસ પાઉં પ્યારે.  
તેથી વહે શીતળ લ્હેર અચૂક ભ્હારે.

આ પદ્યના છંદના દોષો સત્વર ખબર પડે તેવા છે. હ્રસ્વ દીર્ઘ 'ઇ' 'ઉ' સહન થાય છે પણ 'આ'ને બદલે 'અ'—જેમ પાતાળેમાં કરવું પડે છે તે તો તદ્દન અસહ્ય છે. કવિતા બહુ જ દળદરી છે, એ જુદી વાત. પણ એક આસન્નયૌવના કન્યા પાસે—

છૂપી રહી જમીનમા રસ પાઉં પ્યારે
તેથી વહે શીતળ લ્હેર અચૂક મ્હારે—

—એ શબ્દો નાટચાલયના તખ્તા ઉપર અનેક સ્ત્રી પુરુષોના સમાજમા ગવરાવવા એ મને તો ઠીક નહોતુ જ લાગ્યુ તે પછી એક કન્યા આંબો થઈ 'હુ આંબો છુ મને ફુલ ફળ આવે છે, વિગેરે કહી બીજી બે જણીઓની સાથે કવિતા ગાઈ તેમાના ભાવોને ઉપ ની ટીકા વધારે સબળ રીતે લાગુ પડે છે તેની છેલ્લી બે પંક્તિઓ જ અત્રે ટાકીશ વૃત્ત તોટક છે

અતિ તાપવડે થઈ શાખ અરે, રસદાર મનોહર રગ ધરે,
સરતી બની નિત્ય ચિત્ત હરે, જન ખાય પછી ખૂબ દીલ ઠરે

છેલ્લી પંક્તિના પ્રથમ શબ્દમા પ્રથમ જ ર છાપવામા પડયો લાગે છે

તે પછી એક ગોયલ થાય છે ગોયલ થનારી કન્યા બની રીતે કોયલ જેવી જ હતી આ પદ્યમા કઇ વાધા જેવુ નહતું પછી એક કન્યા મોગરો થાય છે અને છેવટે બધી કન્યાઓ એકઠી મળી સુરજનો સ્વાગ લેનારી કન્યા પાસે ગવરાવે છે કે—

શરદી મે સઘળી હરી આપુ ગરમી આગ

ર દેલવાડાકરની કવિતા ઉપર ટીકા કરવી મને પસદ નથી પણ આના સમાજમા આવી કવિતામા અનૌચિત્યની પરાકાષ્ઠા જોયાથી જ મારે આટલુ લખવુ પડયુ છે સર્વ દેશમા સ્ત્રીકેળવણીનો પ્રશ્ન અતીવ પવિત્ર છે અને વિશેષમા આપણા દેશમા તો તે અતીવ વિકટ પણ છે અને હજી લોકલાગણી એ તરફ ઉત્સાહથી ધસી નથી તેવે વખતે એ નાજુક છોડને બહુ સભાળથી ઉછેરવો જોઇએ—એવુ મારૂં સખ્ત માનવુ હોવાથી કદાચ સખ્ત શબ્દમા અત્રે લખાયુ હોય તો તે સ્ત્રીકેળવણીના જ હિત ખાતર છે એમ સમજવુ

રા દેલવાડાકર કાતો કવિતાના સ્વરૂપના અનભિજ્ઞ હશે કાતો ગુજરાતીના વ્યગોની એમને સમજણ નહિ હોય ગમે તેમ હોય પણ મને લાગ્યુ અને મારી સાથેના જેઓ હુ સાભળી શકુ તેવી રીતે વાત કરતા હતા તેઓની વાત ઉપરથી હું કહી શકુ છુ કે, ઘણાને રા દેલવાડાકરની આ કવિતાથી સર્વને માઠુ લાગ્યુ હતુ પણ હવે આ વિષય ઉપર વધારે પંકિલ વિવેચનમા હુ પડવા નથી માગતો

આ પછી લક્ષ્મી સરસ્વતીનો સવાદ હતો

આ કોનો રચેલો હતો તેની મને ખબર નથી પણ રચના સારી હતી એક કન્યાદલ

સરસ્વતીનું; બીજું લક્ષ્મીનું. તેમાં સરસ્વતી અને લક્ષ્મીનું ગૌરવ પૃથક્ પૃથક્ ઠીક ગવાયું. લક્ષ્મી તરફથી એક સૈનિકે 'ભણેલા ભુખે મરે છે તેનું કેમ ?' એ વાક્ય મર્મેથી કહી આખા સમાજને હસાવ્યો હતો. આખરે લક્ષ્મીનું દળ હારે છે અને બન્ને દળો એકઠાં થઇ એક ગરબો ગાય છે. આ ગરબો ઠીક છે.

આ પછી એક ઉપકારગીત ગવાયુંઃ અને પછી રાજગીત હતું. તે વખતે તો ભીડ બહુ હતી તેથી હું આગળથી જ બહાર નીકળી ગયો હતો.

ઇનામના સમારંભોમાં બાલિકાઓની પાસે ગીતનાટચના પ્રસંગોમાં અનૌચિત્ય ન થાય એની ખાસ કાળજી રાખવાની આવશ્યકતા ઉપર ફરીને હું ભાર મૂકવા માગું છું. ખાસ કરીને સ્ત્રી પુરુષોના સંમિશ્ર સમાજમાં કવિતા અત્યંત શુદ્ધ જોઇએ. નાટચના પ્રસંગો બહુ ઉચ્ચ અને નિર્દોષ હોવા જોઇએ અને આવા પ્રસંગો માટે નાના વયની બાલિકાઓ નાટચાદિકને માટે પસંદ કરાતી હોય તો વધારે ઠીક થાય. આ પ્રસંગમાં કવિતાના અનૌચિત્યને લીધે મને જરા ઠીક નહિ જણાયું હોય. તેમ ગરબા વિગેરેમાં ગરબાના ભાવ સારા શુદ્ધ ઉન્નત હોય તો મોટી બાળાઓ ભાગ લે તેમાં હરકત પણ નહિ. પણ આપણા સમાજમાં એકંદર રીતે સ્ત્રીત્વબુદ્ધિના અભાવની દશામાં મિશ્ર સમાજોમાં સ્ત્રીઓએ ગીત વાદ્ય નાટચાદિકમાં ભાગ લેવો ન જોઇએ એમ મારું માનવું છે. નાની બાલિકાઓની નિર્દોષ ચેષ્ટાઓ સ્વાભાવિક રીતે સાત્ત્વિક આનંદ ઉત્પન્ન કરે છે. આસન્નયૌવન અથવા સંપ્રાપ્તયૌવન દશામાં સ્ત્રીત્વનું લજ્જા એ જ ભૂષણ છે. સ્ત્રીકેળવણીને લગતી આ બાબત વિષે સર ફ્રેડરિક લિલિના નીચેના વિચારો ઉપર આપના વાંચનારનું ધ્યાન ખેંચી આ વિષય હું સમાપ્ત કરીશ. (પાનું ૬૨-૬૩)

"It [the girl school-house] is unusually in a public situation, with front doors and windows on a high road or in a compound adjacent. It is thus at all times, and especially on the occasion of an event such as a lady's visit, in full view of every passer-by and of every loafer who chooses to stand and stare. So long as this is so the school will never be a resort for girls up to the age of fifteen or sixteen, and for respectable ladies of the village to go in and out as visitors. The possibilities of it as a rallying ground for the children, young wives, and mothers are great, but they will never come within sight unless the right building is provided. It should be on the simple plan of an old-time-native house-a square of unadorned brick or mud, with a door in front, the outer walls without any other opening except perhaps ventilators high up, and the inner sides open to the light and air of a centre-courtyard, which should be bright with a few flowers, and contain space for simple gymnastics It would be cool, healthy and free from outside interference. It might be cheap also, for there need be no floor of stone, or roof of cut timber, or compound walls. A few chicks to protect against the sun and rain when

necessary, would complete the simple equipment. Chairs, benches and tables at the public expense would be as much out of place as high-heeled shoes. So also ostentatious prize-givings, open to every one of whatever sex and position. All that is really wanted is a homely building in which the mistress and her staff may carry on their work under the eyes of the neighbouring ladies, with the retirement and outward decorum so dear to the respectable native."

તાત્પર્ય કે કન્યાશાળાનુ મકાન પણ એવું ન હોવું જોઇએ કે જેમાં રસ્તે જનાર ગમે તે માણસ ડોકીયું કરી શકે. સ્ત્રીઓની લજ્જા સચવાય એમ સઘળી ગોઠવણ હોવી જોઇએ.

એક વાત રહી ગઈ. આ પ્રસંગે એક કન્યાશાળાનાં વડાં અધિષ્ઠાત્રી બાઇએ ભાષણ આપ્યું તેમાં ઉમરે વધેલી સ્ત્રીઓને માટે ગૃહકાર્ય અને કુટુંબવ્યવસ્થાની શાળા ઉઘાડવાની ભલામણ કરી હતી. હુ આશા રાખુ છું કે મુબઇની પ્રજા આ ભલામણને ટેકો આપશે. પણ હુ સાથે એટલી ભલામણ કરૂ છુ કે એવી શાળાઓ ઉઘડે તે પછી તે શાલાની વિદ્યાર્થી બાઇઓને મહેરબાની કરીને ઇનામના સમારંભોના પ્રસંગોમાં નાટ્યાલયની રંગભૂમિ ઉપર ન લાવતા.

અભ્યાસી.

---

## THE TWO SEXES

Picture the state of primitive Man, his fear of other primitive Men his hatred of them his unsociability his isolation and think how great a thing was done by sex in merely starting the crystallization of humanity At no period, indeed, was Man ever utterly alone There is no such thing in nature as *a man* or for the matter of that as an animal except among the very humblest forms Wherever there is a higher animal there is another animal wherever there is a savage there is another savage, the other half of him, a female savage This much at least, sex has done for the world—it has abolished the numeral *one* Observe it has not simply discouraged the existence of one The solitary animal must die, and can leave no successor Unsociableness, therefore is banished out of the world it has become the very condition of continued existence that there should always be a family group, or at least pair The determination of Nature to lay the foundation stone of corporate national life at this point and to embed *Sociability for ever in the constitution of humanity, is only obvious* when we reflect with what extraordinary thoroughness this Evolution of sex was carried out There is no instance in Nature of Division of Labour being brought to such extreme specialization The two sexes were not only set apart to perform different halves of the same function, but each so entirely lost the power of performing the whole function that, even with so great a thing at stake as the continuance of the species, *one* could not discharge it Association, combination, mutual help, fellowship affection things on which all material and moral progress would ultimately turn—were thus forced upon the world at the bayonet's point

—*Drummond's "Ascent of Man"*

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

Reg. No.B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૧૦ [ માસિક. ] કાર્તિક સંવત ૧૯૬૩.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ; એલ્એલ્ બી.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦-૮-૦

"વસન્ત" પત્રનું કદ વધારવામાં આવશે તો પોસ્ટેજ ખર્ચના આના ચાર વિશેષ લેવામાં આવશે.

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" એટલે વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો યત્ન કર્યો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહક અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

## કાવ્ય માધુર્ય.

આધુનિક લેખકોના ઉત્તમ કાવ્યોનો સમર્થ સંગ્રહ કરનાર.

**હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ એમ. એ.**

સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ.

કિંમત કાચું પુઠું. એક રૂપીઓ. } ટપાલ ખર્ચ
„ પાકું „ દોઢ રૂપીઓ } જુદું.

મુંબાઇ, હરિબાગ, ફરગ્યુસનરોડ એ સરનામે ગંથ્રદ્ કર્તા પાસેથી અગર એન એમ. ત્રિપાઠીની કંપનીમાંથી તથા દેશાવરના પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળી શકશે.

## ગ્રાહકોને વિનંતિ.

આ વર્ષના નવ અંક આપને મળી ચૂક્યા. જે ગૃહસ્થોએ અગાઉથી લવાજમ ન ભર્યું હોય તેઓને કૃપા કરી તે જલદી મોકલવા વિનતિ છે. વ્યવસ્થાપક.

Reg. No. B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૧૦ [ માસિક. ] કાર્તિક સંવત્ ૧૯૬૨.

## નવા વર્ષની મુબારકબાદી.

મ્હારાં આર્યબાંધુઓ !—આપણાં પ્રાચીન પૂર્વજોએ ( "આપણાં...પૂર્વજો," કારણ કે આ કાર્યમાં પુરુષોએ તેમ જ સ્ત્રીઓએ ભાગ લીધો છે ) તેઓએ આપણે માટે અસંખ્ય ઉત્તમ સંસ્થાઓ રચી મૂકી છે: વધારે યથાર્થ રીતે બોલીએ તો, તેઓનું જીવન—ધાર્મિક કૌટુમ્બિક ઇત્યાદિક—આપણી વિવિધ સંસ્થાઓનું રૂપ ધરી હજારો વર્ષથી આપણી સમક્ષ ઊભું છે. એ જીવન કેવું હતું—એ જીવનનો આત્મા શો હતો અને એનું શરીર શું હતું—અને એનું ચૈતન્ય આજ આપણા આત્મામાં કેવી રીતે ઉતારી શકાય કે જેથી એ આપણી ખાંધ ઉપર એક મૃત શરીર જેવું બોજારૂપ ન થતાં એક અન્તઃશક્તિરૂપ થઇ મદદગાર થાય—આ આપણા જમાનાનો મહાપ્રશ્ન છે. પ્રાચીન સંસ્થાઓ મૃત અને જડ થઇ ગઇ છે, અને તેથી એનું પુનરુજ્જીવન થવું તે વિશ્વવિકાસના નિયમથી ઉલટું છે એમ કહી કેટલાક જનો આ પ્રશ્નને સર્વથા નિવારે છે. પણ ખરે જોતાં, આ વિશ્વમાં જડ એવું કાંઇ જ નથી; જડ દૃષ્ટિને જ જડ ભાસે છે; ચૈતન્યદૃષ્ટિ સર્વત્ર ચૈતન્ય જ જુએ છે અને ચૈતન્યનું પાન કરે છે. કવિ વર્ડ્ઝવર્થ સાથે આખું બ્રહ્માંડ વાતચિત કરતું—અને તે જ પ્રમાણે આપણા નેત્રમાં અમીદૃષ્ટિ હશે તો પ્રાચીન સંસ્થાઓ પણ આપણી સમક્ષ જીવંત ખડી થશે, અને આપણા આત્મામાં અલૌકિક બોધ પ્રેરશે. આવી અમીદૃષ્ટિએ જોતાં, આજકાલના રળીઆમણા દિવસો આપણી પ્રાચીન આર્ય ભાવનાઓથી કેવા ભરપૂર છે ! આસો માસ ગયો—નવા ધાન્યના યજ્ઞો હોમાયા; શ્રી કૃષ્ણચન્દ્રનો શરદ્પુનમનો રાસ રમાયો; લક્ષ્મીપૂજન થયું; અને "ગૃહની લક્ષ્મી" અને કુટુમ્બસુખની પ્રતિમા—ચાંદની જેવી—કુલવધૂ આનન્દથી વધાવી લેવાઇ. યમ અને પિતૃ નિમિત્ત દીપ પ્રજ્વાળવામાં આવ્યાં, અને વર્ષ આખર જમે ઉધારનું સરવૈયું નીકળી નવા ચોપડાનું પૂજન થયું.

" નવા વર્ષમાં હિન્દમાં ધનધાન્યની સમૃદ્ધિ હજો; સ્વદેશપ્રેમનો રાસ, આપણી દેશી-દયની વિવિધ પ્રવૃત્તિઓમાં, જરા પણ વિક્ષેપ કે તાલભંગ થયા વિના, પરમાત્માને મધ્યમાં રાખીને, પૂર્ણ ઉલ્લાસથી રમાજો; 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः' એ મનુ-મહારાજના વાક્યને અનુસરી દરેક કુટુમ્બમાં સ્ત્રીઓનું પૂજન થજો; કુળમાં આનન્દ અને અજવાળું કરતા, પિતૃઓ જોઇને રાજી થાય એવા, ઘેર ઘેર, જાપાન જેવા દીવાઓ પ્રકટજો; અને અત્યારે હિન્દુસ્તાનના સરવૈયામાં દેવું નીકળે છે તથા ભૂખ વેઠી પરદેશી માલની કિંમત ભરી આપવી પડે છે તેને બદલે જમે ઉધાર સરભર થઇ, આ દેશ અને પરદેશ વચ્ચે ઉત્તમ કારીગરીની વસ્તુઓનો જ વ્યાપાર ચાલી, આયાત અને નિકાસના આંકડા દિનપરદિન વધજો!"—એ આપણા નવા વર્ષના ચોપડાનું મંગલાચરણ. અને એની પહેલી રકમ હાલ તો નીચે પ્રમાણે:—

| જ | ઉ |
|---|---|
| રૂ. ૫૫,૫૪,૦૦૦,૦૦—આયાત. | રૂ. ૧૫૮,૧૮,૦૦૦,૦૦—નિકાસ. |

એટલે ૧૯૦૫–૬ મા રૂ. ૫૮,૬૪,૦૦૦,૦૦ની ખોટ. દરવર્ષે થતું આવું ભારે નુકશાન શી રીતે અટકી શકે? પરદેશી નોકરોના પગાર પેન્શન વગેરે ખાતે પરદેશ જતાં નાણાં તો અટકાવી શકાય એમ નથી, પણ સરકારી નોકરીમાં દેશીઓને વધારે જગ્યાઓ આપવાની માગણી ઉપરાંત, ત્રણ બાબતો થઈ શકેઃ (૧) હિન્દના યુવકો પરદેશ જઇ, સ્વપરાક્રમથી ત્યાં મ્હોટી પ્રતિષ્ઠા પામી, ત્યાંથી અનેક રીતે દ્રવ્ય અત્રે ખેંચી શકે; (૨) નિકાસ માલ અત્યારે કાચો—ખેતર અને ખાણમાંથી સીધો—પરદેશ જાય છે તેને બદલે અત્રે કારખાનાં સ્થાપી એની વિવિધ ચીજો બનાવી પરદેશ મોકલવામાં આવે તો દેશમાંથી અનાજ જતું અટકે અને નફો મજુરી વગેરે પણ આપણા દેશને મળે; તથા (૩) પરદેશી ચીજનો મોહ છાંડી સ્વદેશી ચીજ વાપરીએ તો પરદેશી આયાત ઘટે અને એટલા માલની કિંમત આપણા દેશમાં રહે તથા દેશના ઉદ્યોગો ઉત્તેજન પામે.

પણ દરેક દેશનો આર્થિક અભ્યુદય બુદ્ધિ અને નીતિના સ્તંભ ઉપર ટકેલો છે—અને ઉભયના પાયામાં ધર્મ છે. જે દેશની બુદ્ધિ અને નીતિનાં શિખરો ઉચ્ચ અને દૃઢ, અને જે દેશનો ધર્મ પરમાત્મા જેવો ગંભીર અને વિશાળ—એ જ દેશ લાંબે ગાળે સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકે, ભોગવી શકે, અને જીરવી શકે. માટે સ્મરણમાં રાખજો કે—

" यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ "

જ્યાં યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર અર્જુન—જ્યાં સિદ્ધિદાતા પરમાત્મા અને પરાક્રમશાલી જીવાત્મા—ત્યાં જ લક્ષ્મી, વિજય, વૈભવ, અને લક્ષ્મીનો વાસ છે.

મ્હારાં આર્ય બાંધુઓ!—આજથી માત્ર કાગળના ચોપડા જ નહિ, પણ આપણા

જીવનની પોથી જ નવી બાંધવી જોઇએ. નવું વર્ષ એ કાલમહોદધિમાં ચાલતી જીવનનૌકાને આગળ પ્રયાણ કરવા માટે નવું બળ આપનારૂં બંદર છે. તેમાંથી આત્મનિશ્ચયરૂપી યોગ્ય સામગ્રી ભરી લઇશું, તો પરમાત્માના અનુગ્રહરૂપી નિત્ય વાતો પવન આપણને સહજમાં પ્રાપ્તવ્ય સ્થાને પહોંચાડશે,

" .... ....the fresh breeze is blowing,
And the strong current flowing,
Right onward to the eternal store."

---

## યુગ મુબારક !

શકુનનું સબરસ લ્યો, હાંરે કોઈ સબરસ લ્યો.

મંગલ દિન, મંગલ ઘડી, મંગલ અરુણ સોહાય,
મંગલ કુદરતથી વહી મંગલોર્મિ છલકાય,
એથી મુજ અર્ઘપાત્ર ઉભરાય,
શકુનનું૦ ૧.

"દિન પલટયો, પલટી ઘડી, પલટી હતભ્ય કમાન,"
કલિરજનીસંધ્યા તણું વિષાદનું એ ગાન,
પરંતુ આ તો ઉગતો ભાણુ!
શકુનનું૦ ૨.

કલિજડતાવિષ ઉતરે, સ્ફુરે પ્રાણ શબમાંહ્ય,
રજની ત્રણ વીતી ગઈ, રક્ત સજીવન થાય,
ફરીથી ઓપે પૌરુષ કાય,
શકુનનું૦ ૩.

તિમિર તણાં પડ ઊપડે, ફોરે અનિલ ઉમંગ,
ગગન દીસે, વિકસે ધ્વજો આશા ઝળકિત અંગ,
ભાવિના પૂરી વિધવિધ રંગ,
શકુનનું૦ ૪.

જનતૃણતરુખગવાનો અનિલધુમ્ર અવકાશ.
પાય પીયે સવિતા તણા રમજીવનપ્રકાશ,
માનવી ઊંડે ધરી ઉલ્લાસ.

શકુનનું૦ ૫.

દિન પલટ્યો, પલટી ઘડી, પલટી હવે ફરમાન,
ઘડપણ જે જોબન ચ્હડે રગે રગે મસ્તાન,
જગતનું જોબનકાર્ય મહાન

શકુનનું૦ ૬,

જોબનભરી નરજાતિઓ ઉન્નતિપથ ઉછળત
અદ્વિતીયચારિત્રના વિજયકેન ફરકંત
સુરપતી દર્ગ ગભીર મદન,

શકુનનું૦ ૭

અસત ફુલવત આપણું એ જોબન, એ પથ,
નરજોગ એ, આર્યજોગ એ ફરી ફરે ઉછળત,
નવો મગલ યુગ વર્તાવત,

શકુનનું૦ ૮.

ભરૂચ, કાર્તિક શુદ ૧.

બલવંતરાય ક. ઠાકોર.

---

## શંકાપત્ર.

મહેરબાન " વસન્ત " ના અધિપતિ સાહેબ,

વિનતિ કે નીચેની શંકા આપના પત્રમાં છાપી તેનું સમાધાન કરશો એવી આશા છે.

प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम् ।
विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम् ॥ १ ॥

मनु. ६–७९.

આથી એમ જણાય છે કે એક જણનું પાપ પુણ્ય બીજામાં સંક્રાન્ત થાય છે. અને એવો જ અર્થ કુલ્લૂક કરે છે. અને તેના સમર્થનમાં—

"हानौ तूपायनशब्दशेषत्वात्कुशाच्छन्दःस्तुत्युपगानवत्तदुक्तम्"

આ બ્રહ્મસૂત્ર આપે છે. વળી

तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् ॥२॥
तस्य प्रिया ज्ञातयः सुकृतमुपयन्ति अप्रिया दुष्कृतम् ॥ ३ ॥

આ બે વચનોનો પણ ભાવાર્થ એજ છે કે એકનાં પાપપુણ્ય બીજાને લાગે છે.

આમાં શંકા એ છે કે ઇશ્વરીય વ્યવસ્થામાં એકનાં પાપપુણ્ય અન્યને લાગે તો મોટો અન્યાય કહેવાય. તો એકનાં પાપપુણ્ય બીજાને લાગે કે કેમ તે બાબત આપને સ્પષ્ટ ખુલાસો કરવા વિનતિ છે. તેમજ પ્રથમના શ્લોકમાં કુલ્લૂકે આપેલ બ્રહ્મસૂત્રનો પણ અર્થ સમજાવવા પ્રાર્થના છે.

शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥ १–१–३० ॥

આ બ્રહ્મસૂત્રના ભાષ્યમાં શ્રી શંકરાચાર્યે " **अहं मनुरभवं** " બૃહદારણ્યનું પ્રતીક વિષયવાક્ય તરિકે આપ્યું છે. તે એ મંત્રમાં **વામદેવ**ને વક્તા તરિકે ગણ્યા છે.

આમાં શંકા એ કે શ્રી આચાર્યે આપેલું બૃહદારણ્યકનું વચન તે ઋગ્વેદ (૪–૨૬–૧) નું વચન છે. એ મંત્રમાં **વામદેવ**નું વર્ણન નથી કારણ સાયણાચાર્ય વગેરે ટીકાકારો એ મંત્રનો ઇન્દ્ર દેવતા માને છે. **વામદેવ**ને દેવતા માનતા નથી. નિરુક્તમાં લખેલ છે કે—

या तेनोच्यते सा देवता ।

એટલે મન્ત્રમા જેનુ વર્ણન હોય તે મન્ત્રનો દેવતા કહેવાય હવે જ્યારે આ મન્ત્રનો દેવતા **इन्द्र** છે, તો એ મન્ત્રમા **इन्द्र=परमात्मानुं** વર્ણન છે. **वामदेव**નુ વર્ણન નથી વામદેવ તો એ મન્ત્રના દ્રષ્ટા છે અને નિરૂક્તાનુસાર ઋષિ તો માત્ર **मंत्रद्रष्टा** કહેવાય છે આથી સાબીત થાય છે કે ઉક્તમન્ત્રમા **वामदेव** નામના ઋષિ વક્તા નથી તેથી ખરી રીતે ઉક્તસૂત્રમા શ્રી આચાર્યે આપેલુ ઉદાહરણ પ્રામાદિક હોય એમ જણાય છે. શ્રી આચાર્ય ઉક્તમન્ત્રમા **वामदेव**ને વક્તા ગણે છે તે વિરુદ્ધ છે એમ જણાય છે

શ્રી શકરનું કહેવુ યથાર્થ છે કે કેમ તે બાબત આપનો અભિપ્રાય આપવા નમ્ર વિનતિ છે

છોટા ઉદેપુર
તા ૨૦-૫-૦૬ } **લિ. નારાયણ દલપતરામ ભગત.**

અનુલેખ—મારા કહેવાના સમર્થનમા એક વાત લખવી ભૂલી ગઈ છે તે લખી મોકલુ છુ શ્રી જૈમિનિઆચાર્ય કહે છે કે—

परन्तु श्रुतिसामान्यमात्रम् ॥

એટલે વેદસહિતામા આવેલા શબ્દો સામાન્ય અર્થમા લેવા વેદમા વ્યક્તિવિશેષનું વર્ણન નથી તે સૂત્ર ઉપરના ભાષ્યમા શબરસ્વામી બધી વાત સ્પષ્ટ કરે છે હવે નિરુક્ત તથા જૈમિનિ એઉ જણ મન્ત્રમા કોઈ વ્યક્તિવિશેષનુ વર્ણન નથી માનતા, તેથી શ્રી શકરાચાર્યનુ કથન આ બેઉથી વિરુદ્ધ છે એ વાત ધ્યાનમા રાખવા જેવી છે તો બેમાથી એમનુ વચનજ માન્ય થાય એમ છે

* * ૧. અવકાશને અભાવે આ શકાપત્ર ઘણા દિવસથી અમારી પાસે અનુત્તરિત પડી રહ્યુ હતુ ને માટે લેખકની ક્ષમા યાચી આજ ઉત્તર લખીએ છીએ —

બ્રહ્મજ્ઞાનીને અહતા ટળી ગએલી હોવાથી પાપપુણ્ય રહેતા નથી ત્યારે એના પાપ પુણ્યનુ થાય છે શુ ? આનો ઉત્તર કે વસ્તુત તો એને પાપ પુણ્ય કદી હતા જ નહિ, કારણ કે કર્તૃત્વ-ભોક્તૃત્વની વાત જ મિથ્યા છે, એટલે એના પાપપુણ્યનુ શુ થયુ એ પ્રશ્નજ છેવટના સિદ્ધાન્તમા અઘટીત છે પણ જે દૃષ્ટિએ આપણને અજ્ઞાન અવસ્થામા પાપ પુણ્ય ભાસે છે તે દૃષ્ટિએ એને ખરા માની એનુ શુ થાય છે તેનો ખુલાસો કરવો પડે છે એ બાબત શાસ્ત્રવ્યવસ્થા એવી છે કે એકના પાપપુણ્ય તે સ્વરૂપત તો બીજાને સક્રાન્ત થતા નથી પણ તેના ફલ સક્રાન્ત થાય છે એ ફલ જ્ઞાની પુરુષે પોતે બીજા ઉપર નાખવાના છે એમ નથી ( " **नत्विह हानमुपायन वाऽनुष्ठेयत्वेन सङ्कीर्त्यते**" **शा भा** ) તેમ એ આકસ્મિક રીતે બીજા ઉપર આવી પડે છે ( **अकृताभ्यागम** ) એમ પણ નથી, કર્યા કર્મના બદલા રૂપે જ એ અન્યને પ્રાપ્ત થાય છે અને તે એવી ન્યાયી વ્યવસ્થા પુર સર કે બ્રહ્મજ્ઞાની ઉપર પ્રેમ રાખનારને એના સુકૃતનુ ફળ મળે અને દ્વેષ નાખનારને દુષ્કૃતનુ ફળ મળે બ્રહ્મજ્ઞાનીના સુકૃત કે દુષ્કૃતનુ ફળ એના મિત્ર કે શત્રુને મળે

એમાં અન્યાય પ્રાપ્ત થાત, જો એ ફળ વિનાકારણ અન્યના ઉપર ઉતરવું હોત તો. પણ પ્રકૃત સ્થળે તો બ્રહ્મજ્ઞાનીની ઉપર પ્રેમ રાખવો એ રૂપી જે સુકૃત, અને દ્વેષ રાખવો એ રૂપી જે દુષ્કૃત, તેના બદલામાં જ તે તે ફળ મળે છે, એટલે સઘળી વ્યવસ્થા સકારણ અને ન્યાય્ય બને છે. પણ હજી એક શંકાને અવકાશ છે. તે એવી કે પૂર્વોક્ત વ્યવસ્થામાં અન્યાય તો નથી, પણ અસંભવ છે. એક જણના સુકૃત કે દુષ્કૃતનું ફળ અન્યના સુકૃત કે દુષ્કૃતનું ફળ બને ખરૂં ? આનો ઉત્તર નીચે પ્રમાણે આપી શકાશે:—અનેક જણ પોતપોતાનાં કર્મને પરિણામે એક જ ફળના ભોક્તા બને છે, જેમ એકજ દ્રવ્ય પિતા અને પુત્ર ભોગવે છે, સ્ત્રી–પુરુષ ભોગવે છે તેમ. એટલે એક જણના સુકૃતનું ફળ તેજ બીજાના સુકૃતનું પણ ફળ હોય એમાં અસંભવ નથી. પણ તે ઉપરાંત એ ધ્યાનમાં રાખવાનું છે કે અત્રે એક ફળે બીજું ફળ બનવાનું નથી: બ્રહ્મજ્ઞાનીના સુકૃતનું ફળ હજી ઉત્પન્ન થયું જ નથી; થાય છે ત્યારે તે એના ઉપર સુહૃદ્ભાવ રાખનારને જ થાય છે. અર્થાત્ અમુક સુકૃતનું જે ફળ બ્રહ્મજ્ઞાનીને થાત, તે ભોક્તૃત્વબુદ્ધિને અભાવે એનેન થતાં, એના સુહૃદ્‌ને થાય છે; પણ તે બ્રહ્મજ્ઞાનીના સુકૃતના ફળ તરીકે નહિ, પણ એ સુહૃદ્‌ના પોતાના સુકૃત (સુહૃદ્ભાવરૂપી)ના ફળ તરીકે–એટલે એકનું સુકૃત બીજાને કેમ ફળે એ વાંધો રહેતો નથી. ત્યારે, બ્રહ્મજ્ઞાનીનું પોતાનું સુકૃત તો નિષ્ફળ જ રહ્યું ? બ્રહ્મજ્ઞાનીને પોતાને તો નિષ્ફળ જ. કારણ કે જ્યાં કૃત્ય નહિ ત્યાં ફળ કેવું?–જ્યાં કર્તૃત્વ નહિ ત્યાં ભોક્તૃત્વ કેવું ? પણ એનું સુકૃત એ જગત્ માટે–અન્ય પ્રાણીઓ માટે એ મૂકતો જાય છે, અને એનું ફળ જગત્ પામે છે. આ પ્રમાણે સુકૃતના ફળની સંક્રાન્તિ, માનસશાસ્ત્ર, અને ઇતિહાસમાં પ્રતીત થતા જગતના નૈતિક સામ્રાજ્યની વ્યવસ્થા, ઉભય થકી સિદ્ધ છે. ક્રાઈસ્ટના પવિત્ર જીવનનું ફળ જગત્ પામે છે–જે એના ઉપર પ્રેમ રાખે તેને એ તારે છે–એ ક્રિશ્ચેનિટિના સિદ્ધાન્તમાં પણ આ જ રહસ્ય રહેલું છે. શંકરાચાર્ય આ "ઉપાયનવાદ"ને "વિદ્યાસ્તુત્યર્થ" માને છે; એ ઉપરનો વિચાર શાંકરભાષ્યની વિવિધ ટીકાઓ જોવાથી સ્પષ્ટ થશે.

૨. "સાયણાચાર્ય વગેરે ટીકાકારો એ મન્ત્રનો **इन्द्र** દેવતા માને છે. **વામદેવને** દેવતા માનતા નથી"–આ કહેવું યથાર્થ નથી. એ મન્ત્ર ઉપર સાયણભાષ્ય નીચે પ્રમાણે છે:—

"अहं मनुरित्याद्याभिस्तिसृभिरात्मानमिन्द्ररूपेण वामदेवः स्तुतवान् । यद्वा इन्द्र एवात्मानं स्तुतवान् । अतो वामदेववाक्यपक्षे वामदेव ऋषिः इन्द्रो देवता । इन्द्रवाक्यपक्षे त्विन्द्र ऋषिः परमात्मा देवता" [अहं मनुः........" ઇત્યાદિ ત્રણ ઋચાઓ વડે વામદેવે પોતાના આત્માને ઇન્દ્ર રૂપે સ્તવ્યો છે. અથવા, ઇન્દ્રેજ પોતાના આત્માને સ્તવ્યો છે. તેથી, આને વામદેવના વાક્ય તરીકે લેતાં, વામદેવ ઋષિ અને ઇન્દ્ર દેવતા. અને ઇન્દ્રના વાક્ય તરીકે લેતાં ઇન્દ્ર ઋષિ અને પરમાત્મા દેવતા.] આમાંનો વામદેવઋષિવાળો પક્ષ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લેવાયો છે, એને આધારે મૂળ મન્ત્રનો એ અર્થ સ્વીકારી સૂત્રકારે પોતાનું સૂત્ર રચ્યું છે. અને તેપ્રમાણે શ્રી શંકરાચાર્યે ભાષ્ય કર્યું છે. "**या तेनोच्यते सा देवता**"— એ નિરુક્તકારના દેવતાવિષયક નિયમનો વામદેવને વક્તા માનવામાં શો બાધ આવે છે?

નિરુક્તકારને વેદમન્ત્રમાં વ્યક્તિવિશેષનો ઉલ્લેખ માનતાં બાધ આવે એમ નથી; પૂર્વે

મીમાંસાના કર્તાને એ બાધ નડ્યો હતો કારણ કે એમના મતમાં વેદ અપૌરુષેય અને નિત્ય છે. શંકરાચાર્યના મતમાં વેદ નિત્ય છે, પણ તે પરમ પુરુષના નિઃશ્વાસ રૂપે સૃષ્ટિકાલે નીકળે છે. ( જુઓ "**शास्त्रयोनित्वात्** " સૂત્ર ઉપરનું શંકરાચાર્યનું પ્રથમ વ્યાખ્યાન). વ્યક્તિવાચક વસિષ્ઠ વામદેવાદિ નામ પૂર્વમીમાંસામાં કૃત્રિમ રીતે ઉડાવી દેવાં પડે છે ( જુઓ " **वेदांश्चैके संनिकर्षं पुरुषाख्या.** " ત્યાંથી શરૂ થતું વેદના અપૌરુષેયત્વનું અધિકરણ ) શાંકર સિદ્ધાન્તમાં તેમ કરવાની જરૂર નથી. શંકરાચાર્યને જૈમિનિ મુનિનો વિરોધ અકિંચિત્કર છે.

આ સ્થલે અધિક વિસ્તર અભાગ સામાન્ય વાચકોને અકાંડતાંડવ થઇ પડે માટે ટુંકાણમાં ઉત્તર દેવો યોગ્ય ધાર્યો છે. આ ઉભય પ્રશ્નો વિષે અધિક ખુલાસાની જરૂર હશે નો તે ખાનગી પત્રવ્યવહારમા કરવામાં આવશે.

---

## તન્ત્રીદ્વારા ખુલાસો.

૧. રા. નરસિંહરાવે રા. ગોવર્ધનરામભાઇના ' ચારણી ' શબ્દના પ્રયોગ વિષે વસન્તના ગયા ભાદ્રપદ માસના અંકમાં ટીકા કરી હતી, તે ઉપરથી રા. ગોવર્ધનરામભાઇએ, તન્ત્રી તરીકે અમને રા. નરસિંહરાવનું નીચેની બાબત ઉપર ધ્યાન ખેંચવા કહ્યું છે—સ્નેહમુદ્રા પ્રથમ છપાઈ ત્યારે રા. નરસિંહરાવે ઘણું કરી કર્તાનું ધ્યાન ખેંચ્યુ હતું અને તે ઉપરથી સ્નેહમુદ્રાની બીજી આવૃત્તિમાં ત્રીજે પાને છઠ્ઠી લીટીમાં સુધારો કરી " ચાળણી " શબ્દ લખેલો છે.

૨. ન. રા. મનસુખરામભાઇના " **मानद मन्त्री** "-શબ્દના પ્રયોગ સંબન્ધે રા. નરસિંહરાવભાઇએ જે ટીકા કરી હતી તેના જવાબમા રા. રા. મનસુખરામભાઈ તરફથી એમને જણાવવાની અમને સૂચના થઇ છે કે—સભાને **मान** એટલે પૂજા અર્પનાર એવા અર્થમા એમણે સંસ્કૃત " **मानद** " શબ્દ વાપર્યો હતો.

તન્ત્રી.

---

# સરસ્વતીચન્દ્ર.

અને

## આપણો ગૃહસંસાર.

( અનુસન્ધાન પૃ૦ ૨૦૭ )

### કુમુદસુંદરી.

अनिर्भिन्नो गभीरत्वादंतर्गूढघनव्यथः ।
पुटपाकप्रतीकाशो रामस्य करुणो रसः ॥

—उत्तररामचरितम् ।

The passage of life is from innocence, through temptation, to virtue; and every virtue acquired is only preliminary to a new battle to be begun.

Lyman Abbot's The "Theology of an Evolutionist.

જગતમાં નિઃશ્રેયસ તેમજ અભ્યુદયની પ્રાપ્તિમાં સરળતાને સ્થાન નથી. ઉત્કર્ષનો જન્મ આત્માર્પણમાંથી છે. વર્તમાન ભૂમિકાનાં સંકટો ભાવી ઉચ્ચતર ભૂમિકાનું દ્વાર છે. સંકટમાં જ મનુષ્યનું અંતસ્તત્ત્વ પ્રકટ થાય છે; સંકટ જ અહંકાર જેવા અનેક દુર્ગુણના બીજભૂત ઉપાધિઓને દૂર કરે છે: અને તેવી રીતે વર્તમાનમાં વિશુદ્ધિ પ્રાપ્ત કર્યા પછી મનુષ્ય ઉચ્ચતર ભૂમિકાનો અધિકારી થાય છે. સંકટ વખતે ધૈર્ય રાખવામાં જ મનુષ્યનું મનુષ્યત્વ છે. સંકટ એ જ એક મનુષ્યની મહત્તાની જન્મભૂમિ છે. તેમાં પણ ધર્મસંકટ જેમ સંકટ તરીકે વધારે તીવ્ર અને કઠિન છે તેમ ફળમાં વિશેષ તેજસ્વી છે.

" विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः। " " વિકારનો હેતુ છતાં જેનું મન વિકાર પામતું નથી તે જ ખરા ધીર છે. " કુમુદસુંદરી જો કે આ ક્ષણે ધીરત્વના આ લક્ષણમાં આવતી નથી તોપણ સંકટની મહાન કસોટીમાંથી પસાર થયેલી એ ઉત્તમ નાયિકા છે એમાં કાંઇ શક નથી. આપણે આગળ જોઇશું કે આ પ્રસંગ પણ ખરા 'ધીરત્વ'ની તૈયારીનો જ પ્રસંગ છે. ગ્રંથકાર, આગળ સુંદરગિરિ ઉપર કુમુદને સરસ્વતીચન્દ્રની સમક્ષ, એકાન્તમાં, રાત્રીમાં, અનેક ઉદ્દીપન પ્રસંગોની વચ્ચે, દઢવ્રત રાખે છે. બુદ્ધિધનના ઘરમાં પસાર કરેલા આ ધર્મસંકટનો પ્રસંગ કુમુદને વિશેષ બળવાન કરે છે. તે પ્રસંગ ઉપર આવતાં તો લગ્નધર્મની અપ્રતિવિધેયતાની ભાવનાનો સંપૂર્ણ અમલ તેના હૃદયમાં ઠસી ગયો છે; અને પ્રમાદધનના દેહાન્તના સમાચાર આવ્યા પછી પણ એક ઇંગ્રેજ

ભણેલી, રસીલી, શોખીલી, અત્યત પરિતાપ પામેલી, નિષ્ફળ લગ્નના અનુભવવાળી, બાળ વિધવા પોતાના સાચા અને પૂર્ણ પ્રેમનુ પાત્ર સરસ્વતીચન્દ્ર, જેને ઉદ્દેશીને પોતાને આટલી મન્મથવ્યથામાથી પસાર થવુ પડ્યુ હતુ, તેની સાથે પુનર્વિવાહ કરવાની ના પાડે છે કુમુદના સબધમા આ આખો પ્રસગ આપણે ધ્યાનમા લઇને કુમુદના 'સતીત્વ'ની તુલના કરવાની છે

અહીં આપણે કુમુદની સર્વ પરિસ્થિતિ જરાક સૂક્ષ્મતાથી તપાસીશુ વાચનાર જોશે કે સરસ્વતીચન્દ્ર ઉપર કુમુદે પોતાની તમામ પ્રીતિ રેડી હતી, તે વખતે કુમુદ છેક બાળક નહતી, તેનુ સુકુમાર મન સરસ્વતીચન્દ્રમા લીન થઇ ગયુ હતુ તે સ્થિતિમા સરસ્વતીચન્દ્રે તેનો પરિત્યાગ કર્યો આ પરિત્યાગથી સુકુમાર કુમુદના ઉપર શી અસર થશે તેનું કોઇને પૂરૂ ભાન નહતુ, કુમુદ પણ તે પુરૂ સમજી શકતી નહતી તેવામા પ્રમાદધનનુ માગુ આવ્યુ, અને બાળહૃદયમા પોતાને હાથે વાવેલા અને અકુરિત થયેલા પ્રેમબીજના મર્મનો પૂરો વિચાર કર્યો વિના જ, તે વિષયમા અજ્ઞાત સ્ત્રીવર્ગથી જાણે અજાણ્યે દોરાઇને, વિદ્યાચતુર પ્રમાદધનનુ માગુ કુમુદને માટે કબુલ્યુ અને એને પરણાવી દીધી

આસપાસની પરિસ્થિતિની અનુકૂલતા વિના સાસારિક વિષયોમા આગળ વધવામા કવુ જોખમ સમાયલુ છે તેનો કુમુદનો ઇતિહાસ ઠીક ખ્યાલ આપી શકે છે પરણવા પહેલા 'વરકન્યા' વચ્ચે રમતમા પ્રીતિ કરાવવી એ કેટલાક રમતીયાળ માબાપોને આપણા વિદ્યમાન સસારમા પણ ગમે છે, પણ કુમુદ અને સરસ્વતીચન્દ્ર વચ્ચે જે પ્રસગ વિદ્યાચતુર લઇ આવ્યો હતો તે પ્રસગ તત્ત્વત આપણા સસારનો નહિ પણ પાશ્ચાત્ય સસારનો છે ત્યાના રીતરીવાજોમા તે પ્રસગ અનુકૂલ છે આવી રીતે સમાગમમા આવેલા 'વર' 'કન્યા' પરણી ચૂક્યા એવુ ત્યા માનવામા આવે છે એક શબ્દ માત્રથી પરણવાને બધાઇ ગયા પછી સકેત તોડવો એ ત્યા 'વર'ને માટે ઘણુ જ હીણુ મનાય છે એવી રીતે સકત તુટ્યા પછી બીજી વિશેષતા એ છે કે કન્યા' પુન બીજા સાથે સમાગમ કરવાની બાબતમા સ્વતન્ત્ર છે ઘણુ કરીને ત્યાનો શિષ્ટ વ્યવહાર એવો છે કે આવી રીતે ' વચનભગ ' કરનાર પુરુષ અધમ ગણાય છે 'કન્યાના હૃદયભગનો તેના ઉપર આરોપ આવે છે, તેના ઓળખીતાઓમા તે લગભગ સમાજ બહાર થાય છે અત્યત તીવ્ર પ્રેમવાળી સુશીલ કન્યા વખતે અન્યની સાથે સસાર માડતી જ નથી અને માંડે છે તોપણ એકવાર હૃદયભગ કરનાર ઉપર તેના હૃદયમા પ્રીતિ અને માનને બદલે દ્વેષ અને તિરસ્કાર ઉત્પન્ન થાય છે હૃદયભગ કરનાર 'વર' પછીથી મળી શકતો નથી તે સ્ત્રીના કુટુબમા કોઈ કાળે જવા આવવાનો પણ તેનો હક નષ્ટ થઇ જાય છે અને બોલવા ચાલવાનો પણ સબધ રહેતો નથી

આ સ્થિતિ ત્યાના લગ્નના બધારણને અનુકૂલ છે તે ઘણા અનુભવને અતે ઘડાઇને સુસ્થિત થયેલી છે તેમનો સસાર પણ તે વસ્તુપરિસ્થિતિ બરાબર સમજીને, ચાલ્યો જાય છે આપણે અહીંઆ રા ગોવર્ધનરામની કલ્પનાશક્તિ આ 'નવીન રીત'નુ એકપક્ષી અનુ કરણ કરવામા કેવી વિષમતા ઉત્પન્ન થવા સભવ છે તે બરાબર બતાવે છે સમાજ એક સુસ્થાપિત સાવયવ શરીર છે તેના પ્રત્યેક રીવાજો ઘણા લાંબા કાળના પ્રયોગો પછી વ્યવસ્થાપિત થયેલા છે પ્રત્યેક 'નવીનતા' દાખલ કરવામા જ્યા સુધી તમામ પરિસ્થિતિનો

વિચાર ન કરવામાં આવે ત્યાં સુધી જોખમ છે. આટલા માટે જ સમાજતત્ત્વવેત્તાઓ નવીન પદ્ધતિઓ ધીમે ધીમે દાખલ કરવી ઇષ્ટ ગણે છે. અને જ્યાં જ્યાં આ સૂત્રની અવગણના થાય છે ત્યાં એક અથવા બીજી વિષમતા અવશ્ય પ્રાપ્ત થાય છે.

જોવાનું એ છે કે વિદ્યાચતુર 'વરકન્યા' વચ્ચે પરણ્યા પહેલાં પ્રીતિ બાંધવાની યોજના કરે છે પણ તે પ્રીતિનો અને તેના ભંગનો જે સાક્ષાત્કાર એક પશ્ચિમના પિતાને હોય તેટલો તેને અથવા તેના કુટુંબમાં કોઇને નથી. આપણા સંસારમાં અનેક અનુભવ પછી સુસ્થિત થયેલો 'કન્યાકાળ'નો સકોચ-જે આ નવીન રીતની સાથે કેવળ અસંગત છે તે હજી વિદ્યાચતુરના કુટુંબમાંના કોઇના મનમાંથી અને તેના પોતાના મનમાંથી પણ ખસ્યો નથી. કુમુદ પોતે પણ પ્રાચીન વ્યવહારસરણીમાં ઘડાયેલી છે. તેને પોતાને પણ આ સ્વગ્રથિત પ્રીતિના બળની ખબર નથી. લગ્નના સંબંધના 'નવીન' પદ્ધતિના અનુષંગી સ્નેહકની તેને ખબર નથી. એમ. એ. સુધી પહોંચેલા હજીરો પંડિત સરસ્વતીચન્દ્રને પણ આવા 'વચનભંગ'નાં અંતિમ પરિણામોનું ભાન નથી. અને કર્યા પછી તેને અંગે તે તરફના શિષ્ટ જનસમાજમાં ઉત્પન્ન થયેલા 'આચાર વિચાર'ની કાંતો તેને ખબર નથી અથવા તે પાળવા જેટલું તેનામાં સૌજન્ય નથી.

'નવીન' સંસ્કારો છતાં નવીન રીતે પરણવા પહેલાં, ધારેલા વર પ્રતે પૂર્ણ પ્રેમારોપણ છતાં, સમજણી કુમુદ પ્રાચીન રીત પ્રમાણે ગાયની પેઠે 'દોરે ત્યાં જ જાય છે.' પણ ત્યાં આગળ તેનો નવો સંસાર તેને પાછળનો ઇતિહાસ ભુલાવી શકતો નથી. સરસ્વતીચન્દ્ર તરફ સ્વભાવથી તેમજ આત્મપ્રયત્નથી વાળેલું મન બીજે સ્વાભાવિક રીતે જ પૂર્ણ રીતે વળી શકતું નથી, એટલું જ નહિ પણ બળતામાં ઘી હોમવાની પેઠે સરસ્વતીચન્દ્ર નવીનચન્દ્રનું નામ ધારણ કરી તેના નવા સંસારનો સાક્ષી થાય છે.

ત્યાં તેને પ્રમાદની માનસિક સંપત્તિ અને કુમુદની માનસિક સંપત્તિમાં અનન્ત અંતર માલમ પડે છે. અધુરામાં પુરૂં પ્રમાદ કુમુદથી **વિરક્ત છે; અન્યમાં આસક્ત છે.** અને કુમુદ પ્રમાદના એક વ્યભિચારપ્રસંગની સાક્ષિણી થાય છે. 'ભણેલાએ વગર પરણ્યે તરછોડી, વગર ભણેલાએ પરણીને તરછોડી' એ અસહ્ય ઉદ્દગાર કાઢવાનો કુમુદને વખત આવે છે.

આ તમામ પ્રસંગ કુમુદની હૃદયદ્રાવક મનોવ્યથાનું કારણ છે. અને તેમાં જ તે અલ્પ કાલાવસ્થાથી સરસ્વતીચન્દ્રના સંબંધમાં મદનાવેશનું પણ બીજ છે.

કુમુદ સરસ્વતીચન્દ્ર ધારતો હતો તેમ તેને ભૂલી જ નહતી. પ્રમાદધન પાસે કુમુદના આત્માને પોષણ મળે તેવી કાંઇ પણ સામગ્રી નહતી. ઉલટું ' વિદ્વાન ' વહુથી પ્રમાદધન કંટાળતો અને 'રસ'નો અનુભવ અન્યત્ર કરતો. છેવટે 'તરછોડવાની' બુદ્ધિથી કુમુદનું હૃદય ભરાયું. અને મૂળથી જ પરાણે દાખલ થયેલા પ્રમાદને 'વગર ભણેલાએ પરણીને તરછોડી' એ બુદ્ધિના પ્રવેશે હૃદયમાંથી ખસેડ્યો. તે પછી જ સરસ્વતીચન્દ્રનું સ્મરણ થયું અને અસાધારણ ઉદ્દીપનપ્રસંગોની વચ્ચે ..( જેના વર્ણનમાં ગોવર્ધનરામનું કવિત્વ પરાકાષ્ઠાએ

પહોચ્યુ છે. )—સરસ્વતીચન્દ્ર પ્રત્યેનો કુમુદનો પ્રેમ જાગૃત થયો. ક્ષણભર મદનમહાવ્યથાને તે બાલિકા શરણ થઇ. આ પ્રલોભનકાળ અસાધારણ હતો. ગ્રથકાર ખરૂં કહે છે કે આવા પ્રસગોમા મનુષ્યઆત્માને તેના સહજ બળ વિના બીજુ કાઇ જ શરણ નથી. મદનોન્માદ દશામા શરીર અશરણ થઈ ગયા પછી 'ધર્મ'ભાવનાનુ સામ્રાજ્ય નષ્ટ થાય છે. ઇન્દ્રિયગ્રામ એક જ મદનમહારાજના સામ્રાજ્યમા મનની પાછળ જ તણાતો જાય છે. આવા પ્રસગમા 'જ્ઞાન' જ એક શરણ છે તે જ્ઞાન કુમુદને પ્રાપ્ત હોવાથી છેવટની ક્ષણે, મરણકાલે આખા જીવનમા ભજેલા પ્રભુની પેઠે, હાજર થાય છે અને કામયમના પાશમાથી છોડાવી સાસારિક રીવાજોના સક્રાન્તિકાળની અનેક વિષમતાઓમાં હોમાયલી કુમુદને વિશુદ્ધિવૈકુઠમા લઈ જાય છે.

કુમુદનુ જ્ઞાન આ વખતે કયા સ્વરૂપમા દર્શન દે છે તે પણ જરા જોવા જેવુ છે. સર્વથી વધારેમા વધારે અસર કરનાર ગૃહની કેળવણી છે આ વખતે તેને ઇગ્રેજી કે સસ્કૃત કાવ્યોના પતિવ્રતાના ચરિત્રો, કે ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ, કે વ્યભિચારનુ ખડન કરનારા વચનો કે તેની શિક્ષારૂપ યમયાતનાના પ્રસગોના સ્મરણો આવી શકતા નથી. તેની દૃષ્ટિમા તેની પોતાની વિશુદ્ધ માતા આવે છે, અને પ્રથમનો ઉન્માદ શમ્યા પછી તેનો આખો સસાર તેના આતકમા ખરો થાય છે. તેની માનસિકવ્યથા અને અકર્માભિમુખ મનોવૃત્તિ, તે સર્વે જોઇ ગયા હોય એવુ તેને ભાન થાય છે. મદનમહાવ્યથામાથી મુક્ત થયેલી બાળાને સહુથી મોટામાં મોટો વિચાર પોતાની આત્મપ્રતિષ્ઠાની હાનિનો છે. ગ. ગોવર્ધનરામે આ પ્રસગમાં મનુષ્યના નીતિબળનુ ખરૂ મૂળ આવી રીતે બતાવી આપ્યુ છે નિત્ય શુદ્ધ બુદ્ધ વિમુક્ત સ્વરૂપ આત્માના સ્વસ્વરૂપનુ ભાન એજ સર્વ શૈથિલ્યનો પ્રતીકાર છે એજ કળકળતા મનોવિક્ષોભને શાન્ત કરનાર મહૌષધિ છે એજ સર્વ વિપત્પ્રસગોમાથી ઉગારનાર મહામન્ત્ર છે 'લાજ' 'શરમ' એ એજ આત્મપ્રતિષ્ઠનુ લૌકિક સ્થૂલ સ્વરૂપ છે એ લાજનુ આ ખરૂ સ્વરૂપ બનાવર સમજવુ એ બુદ્ધિને હૃદયના સર્વ ભાવોમા ઓતપ્રોત કરવી પોતાના જીવનને એ મહૌષધિમા તન્મય રાખવુ, એજ આપણુ ખરૂ કર્તવ્ય છે. આત્મજ્ઞાનનુ કવચ ધારણ કરનારને કશાનો ભય નથી એ આ અર્થમા સર્વથા ખરૂ છે. એ સિવાય બીજુ સર્વ ભયવાળું છે એ પણ સમજવાની, અને હૃદયમા અનુભવવાની આવશ્યકતા છે.

કુમુદના ઇતિહાસનો આ પ્રસગ હવે આપણે આટલેથી છોડીશુ. આ પછી કુમુદને હિમત આવે છે સરસ્વતીચન્દ્ર તરફ પોતાની ફરજ શી છે તેનુ હવે તેને ભાન થાયછે. મુબઇ પાછા જવાની તેને પ્રાર્થના કરવાનો નિશ્ચય કરે છે અને વિશુદ્ધ થયેલી, આત્મબલના પ્રતિષ્ઠાપનથી બળવાન થયેલી, તે બાળા બેધડક સરસ્વતીચન્દ્રના ઓરડામાં દાખલ થઇ તેના ડગલાના ગજવામા 'પર થયેલા સ્વજન' ઉપર લખેલો એક વિનતિપત્ર મૂકે છે.

અહીંઆ આગળ એક બીજો અતિકરુણ પ્રસગ રા. ગોવર્ધનરામની કવિત્વશક્તિ ઉપજાવે છે જે વખતે કુમુદ સરસ્વતીચન્દ્રના ઓરડામા વિનતિપત્ર મૂકવા આવે છે તે વખતે સરસ્વતીચન્દ્ર પડે વિચારનિદ્રામા પડેલો છે. કુમુદને જોઇને તે ઝબકે છે, આ વખતે સરસ્વતીચન્દ્રની દશાનુ વર્ણન કરતા કવિ ( આ પ્રસગોમાં રા. ગોવર્ધનરામને નવલકથાકાર એ ઉપાધિ કરતા 'કવિ' એજ ઉપાધિ વધારે ઉચિત છે. ) લખે છે કે,—

"'આ શું? કુમુદસુંદરી!' આ પ્રશ્ન નવીનચન્દ્રના મસ્તિકાકાશમાં વ્યાપી ગયો. તે દિઙ્મૂઢ થયો; સ્વપ્ન કે જાગૃત? તે ન સમજાયું; કલ્પનાવશ થયો, કુમુદસુંદરી ઉપર કંઈ કંઈ વૃત્તિયોવાળી હોવાનો આરોપ કર્યો, પરવૃત્તિનો આભાસ પોતામાં થતાં સ્વવૃત્તિ જાગવા લાગી, વિશુદ્ધિ ડગમગતી કંપતી—જય પામવા પ્રયાસ કરવા લાગી, મને નિશ્ચય કર્યો કે આંખો ન ઉઘાડવી, આંખોએ નિશ્ચય કર્યો કે પોપચાં જરાક ઉઘાડાં રાખી પાંપણોમાંથી જોવું કે કુમુદસુંદરી શું કરે છે, કુતૂહલ તત્પી રહ્યું, હૃદય અધીરૂં બની રહ્યું, અને શરીર સ્તબ્ધ થઇ રહ્યું."—

કુમુદે નવીનચન્દ્રના ખીસામાં પત્ર મૂક્યો, પણ પાછું જવાનું કરતાં નવીનચન્દ્રની છાતી ઉપર પડેલો એક પત્ર તેના જોવામાં આવ્યો. આ જોઈ કુમુદસુંદરી ખાટલાના ઉશીકા ભણી ચાલી અને ધીમે રહીને સુતેલાના હાથમાંથી પત્ર ખેંચવા લાગી. આ પત્ર આખો ફાટ્યા વિના કુમુદના હાથમાં આવ્યો.

આ પત્રે નવીનચન્દ્ર તે સરસ્વતીચન્દ્ર જ એવી કુમુદને ખાત્રી કરી આપી, અને પોતાના છોડ્યા પછીથી તે કાલ સુધીના સરસ્વતીચન્દ્રના ઇતિવૃત્તની માહીતી આપી.—તે સરસ્વવતીચન્દ્ર ખરોઃ એ જાણ્યાથી કુમુદમાં હવે તેના શરીરની સ્થિતિ જોઇ કરુણ પ્રગટ્યો. તેનું કૃશ અને વિવર્ણ થયેલું મુખ જોઇને અને 'લક્ષાધિપતિનો બાળક ઘરબાર તજી, પર દેશમાં, પરગૃહમાં, આમ અનાથ જેવો પોતાને વાસ્તે જ ભમે છે, એ વિચાર બાળાના મનમાં ઉત્પન્ન થયો, અને તેનું સુતેલું ધ્રુજતું શરીર ધ્રુજતી ધ્રુજતી રોતી રોતી જોવા લાગી."

આ સ્થળે રા. ગોવર્ધનરામ લખે છે કે કુમુદનો મન્મથ ભસ્મસાત્ જેવો થઈ ગયો. અને પ્રિય દુઃખ જોઇને દુઃસહ દુઃખમાં આપણી કુમુદ પડી.

'કુમુદ સરસ્વતીચન્દ્રનું શરીર ઉભી ઉભી જોઇ જ રહી! નિઃશ્વાસ એક પછી એક નીકળવા જ લાગ્યા; આંખો આંસુથી છલકાઈ ગઈ. પાંપણોમાંથી ગાલ ઉપર, ઓઠ ઉપર, સાંથી ખભા ઉપર અને છાતી ઉપર વસ્ત્ર ન્હેલાળતી આંસુની ધાર ટપક ટપક થઈ રહી; છાતી તોડી અંતર્ના ધબકારા સ્તનમાં મૂર્તિમાન્ થયા; અને અંતરનો ડસકાં મુખમાં ન્હડી આવ્યાં. વગર બોલ્યે આખું શરીર 'હાય હાય' કરી રહ્યું. પાંચ મિનિટ દશ મિનિટ તે આમને આમ જ ઉભી રહી.". સરસ્વતીચન્દ્રે આંખો ન જ ઉઘાડી.

રોતાં રોતાં કુમુદે સરસ્વતીચન્દ્રની છાતી ઉપરથી સેરવી લીધેલી પત્રિકા વાંચી. અને

દીધાં છોડી પિતા માતા, તજી વ્હાલી ગુણી દારા;
ગણ્યા ના મર્મ ભેદાતા, લીધો સંન્યાસ એ ભ્રાતા.

ઇત્યાદિ ગઝલોએ કુમુદને સરસ્વતીચન્દ્રના આંતરભાવોનો સાક્ષાત્કાર કરાવ્યો; આ પત્ર ચંદ્રકાન્ત ઉપર સરસ્વતીચન્દ્રે પૂર્ણ વિશ્વાસમાં લખેલો હતો. પોતાનું હૃદય આ પદ્યોમાં સરસ્વતીચન્દ્રે

ખાલી કર્યું હતું. - દુઃખ, પશ્ચાત્તાપ, ક્ષમાપન, ઉપદેશ અને પ્રાયશ્ચિત્તના શબ્દોથી ભરેલાં આ પદ્યો કુમુદ ઉપર વજ્ર જેવાં થઇ પડ્યાં.

સ્ફુરે પોતે ન દેખાય, કુમુદની ગન્ધ અહોંવાય.
અરણ્યે એકલો વાયુ ! જીવન એ ભાવિ છે મ્હારું"
જહાંગીરી—ફકીરી એ ! લલાટે છે લખાવી મ્હેં !
પ્રજાએ હું—નૃપાળ એ હું ! ઉરે,એ એકલી તું–તું !

એ પદ્યો વાંચતાં વાંચતાં કુમુદના મર્મ કચડાવા લાગ્યા, ચીરાવ્યા લાગ્યા; દુઃખની આખર અવસ્થામાં કુમુદ હૈયાસુની બની, અને ત્રિદોષ થયો હોય તેમ, તે પદ્યોમાંના અત્યંત માર્મિક પદ્યો બકવા લાગી.

"નિરાધાર—નિરાકાર—અરણ્યે એકલો એ તો !"
"હવે પાછો નહીં આવું ! ઉંડો જ્વાળામુખી જેવો"
"ગણ્યા ના મર્મ ભેદાતા ! ન ભુલાતું ન ભુલાય !"
"ઉરે-એ એકલી ! તુ તુ ! અરણ્યે એકલો એ તો"
"નિરાધાર—નિરાકાર ! સઉ હુ દુષ્ટને કાજ !"
"ન ભુલાતુ—ન ભુલાય નિરાધાર—નિરાકાર!
. .. .. ... નહીં તોડી કદી તુટે!"

એમ રોતા રોતા કુમુદની આંખોમાં તમ્મર આવ્યાં, અને સરસ્વતીચન્દ્રના ઓશીકા આગળ કુમુદ મૂર્છિત થઇને પડી ! સરસ્વતીચન્દ્ર પણ ઉઠ્યો. તેનુ પણ અતર આ દુઃખદ દેખાવથી ચીરાવા લાગ્યુ.

સરસ્વતીચન્દ્ર અને કુમુદ એ બન્નેના પ્રથમ એકાન્ત સમાગમમાં આટલો કરણ : આ ગ્રન્થકારની કલ્પનાશક્તિની પરિસીમા છે. ક્યાં પરોક્ષમાં સરસ્વતીચન્દ્ર માટેનો કુમુદનો ઉગ્ર મદનાવેશ ! ક્યાં સરસ્વતીચન્દ્રનો પોતાનો પણ, તેને સ્પષ્ટ સૌજન્યધર્મ છોડાવીને અહીં સુધી લઇ આવનારો કુમુદ પ્રતિનો ગંભીર, અને તેના ઉપર ગુજરતા દુઃખપ્રસંગોમાં પણ તેણીની ઉન્નત અવસ્થા જોઇ વ્યકત અને ઉન્નતર થયલો, તેજ પ્રથમનો કામ ! અને કયા અપરોક્ષ થયા પછી એકાન્તમા મળ્યા પછી આ અત્યુત્કટ કરણનો આવિર્ભાવ ! આ ગતિ કવિની સૃષ્ટિમાં જ સંભવે છે. આવી જ કાલ્પનિક સૃષ્ટિદ્વારા કવિ, વિધાતાની સૃષ્ટિનાં પામર જનોના કપાળમાં લખેલા મામિક સ્વભાવના અક્ષરો ઉપર હરતાલ મારી તેમનામાં પરમાત્મતત્ત્વના વિશુદ્ધ સત્ત્વપ્રધાન સ્વભાવનુ ઉદ્દ્ઘાટન કરે છે. કવિત્વશક્તિનો આ પરમ વિજય ગ. ગોવર્ધનરામના અક્ષરશરીરને અમરતા અર્પે છે.—

'આવી રીતે ઉભયના અન્યોન્ય સંબંધના ઉત્કટ રાગને પણ આવા અતિ કરુણ પ્રસંગમાં પરિણામ પમાડી રા. ગોવર્ધનરામ પોતાનાં નાયક નાયિકાની વિશુદ્ધિનું રક્ષણ કરે છે, તેને સુદૃઢ કરે છે, અને ભવિષ્યને માટે નિર્ભય કરે છે. મૂર્છામાં પડેલી કુમુદનું શું કરવું એ વિચાર સરસ્વતીચન્દ્રને થોડીવાર ગુંચવારામાં નાંખે છે. રાત્રિ મજલ કાપતી જાય છે. લોકલજ્જાનો ભય સરસ્વતીચન્દ્રને સતાવે છે. આખરે હીમત ધરી સરસ્વતીચન્દ્ર કુમુદને મૂર્છામાંથી જગાડે છે, પછી રા. ગોવર્ધનરામ લખે છે કેઃ—

"જયવંત વિશુદ્ધિ ઉભય ચિત્તમાં શાંતિનો વર્ષાદ વર્ષાવવા લાગી. ભયથી બંધાયલી કૃત્રિમ પ્રતિજ્ઞાઓ એની મેળે તુટી.' તોપણ હજી સંસારવાસનાનાં બીજ દગ્ધ થતાં થતાં લૌકિક વૃત્તિઓ ઉદ્ભાવે છે. સરસ્વતીચન્દ્રને પશ્ચાત્તાપમાં નાંખે છે. અને "હું આ સુવર્ણપુરમાં ન જ આવ્યો હત તો ઉચિત થાત." એ સૌજન્યધર્મનું ભાન કરાવે છે. અત્યારે ને અત્યારે મને પવન-પાવડી કાંઈ મળે ને હું ઉડી જાઉં? એવા તર્કો કરાવે છે, ' પોતાને અપરાધી માની, શકુન્તલાને ઓળખી કહાડી તેને પગે પડતા ક્ષમાર્થી દુષ્યન્તના શબ્દો સંભારી તે જ વૃત્તિ અનુભવે છે, અને **સુતनुहृदयात् प्रत्यादेशव्यलीकमपैतु ते ।** એ શબ્દ મનમાં બોલતો સરસ્વતીચન્દ્ર નીચું જોઇ રહે છે. આણી તરફ કુમુદ હિમતથી પણ દુઃખ અને દયાયુક્ત શબ્દોમાં પોતાનો સંદેશો કહે છેઃ—

'સરસ્વતીચન્દ્ર'! કૃપા કરી, દયા આણી. મુંબાઈ જાવ, શું ભણેલાઓ સર્વ તમારા જેવા હશે? શું ક્રૂરતા વિદ્યાની અંગભૂત હશે?......મુંબાઈ જાવ કે મ્હારા પિતાને મળો. આમ ક્રૂર ન થશો. પતંગ પેઠે રૂહો,—કે સમુદ્રના મોજા પેઠે રહો—કે વાયુ પેઠે રૂહો, એ સર્વ નિર્દયતા રચતાં તમને કોઈ રોકે એમ નથી! જીવન છતાં ચિતા વચ્ચે બેઠેલી તેને કંઇ નાસવાનું છે? તમે છુટ્યા પણ મ્હારાથી કંઇ છુટાશે? બળીશું, ઝળીશું, રોઇશું કે મરીશું—વજ્ર જેવું આ કાળજું ફાટશે તે સહીશું–થશે તે થવા દઈશું–તેમાં તમારે શું? તમારે તમારી **સ્વતંત્રતા** અખંડ રૂહો—એટલે થયું.

ઉત્તર મ્હારે નથી જોઇતો! કહું છું તે વિચારજો એટલે ઘણું!
ઇશ્વર તમને સદ્બુદ્ધિ આપો."

ગ્રંથકાર એક અતિ કુશળ ચિત્રકારની કલમથી આ આખો પ્રસંગ ચિત્રી લખે છે કેઃ આટલું બોલતાં બોલતાં ગળગળી થઈ ગયેલી, આંખમાં વ્હેતું આંસુનું પૂર ખાળવા વૃથા પ્રયત્ન કરતી, અંતે રોઈ પડતી, "મને દુઃખમાં છાતી સરસી તમે કાંઇ હવે ચાંપી શકવા જેવું રાખ્યું છે?" એવું ભાન આપતી ઠપકો દેતી હોય તેમ ઉતાવળો છેલો ક્રોધ-કટાક્ષ નાંખતી, દુઃખમય બાળા અચીંતી પોતાની મેડી ભણી દોડી; પાછું પણ જોયા વિના પુંઠ પાછળ દ્વાર વાસી દીધાં, પાછું જોયું ન જોયું કરી સાંકળ વાસી, અને પલંગપર પડી, રોઇ: અને છેવટે સરસ્વતીચન્દ્રના તમામ પત્રો એકઠા કરી બાળી 'મર્મદારક ભસ્મ કરી તેને શીશીમાં પુરી તે શીશી છાતી સરસી ચાંપી છે આખરે આ મહારાત્રીના દુઃખદ

વિશુદ્ધિકર પ્રસંગોના અતિ ભાર નીચે દબાયલી બાળા 'ભાગ્યશાળી પવિત્ર ઉત્કૃષ્ટ સતી કુમુદસુંદરી તપને અંતે આનન્દસમાધિ પેઠે જાતે આવેલી અસ્વપ્ન નિદ્રાને વશ થઈ."

આ આખા ચિત્રની પળે પળની છબીઓ લઈ સેનેમેટાગ્રાફ દ્વારા જીવતી છબીઓ જોવા માટે આપણે શું ન આપીએ ?

અહીંઆં આપણે કુમુદના સંસારની રજા લેવાની છે. હવે આપણે કુમુદને બીજા જ સ્વરૂપમાં જોઇશું. ત્યાં પણ રા. ગોવર્ધનરામ આ રાત્રિના ધર્મસંકટને અંતે સસ્થાપિત કરેલી ઉભયની વિશુદ્ધિનું પુનઃ તેજોમય દર્શન કરાવે છે પણ આટલે સુધી આવતાં આપણે આટલું જોયુ કે આપણા સાસારિક જીવનમાં જે કાંઇ નવીનતાઓ દાખલ કરવાનો ઉપક્રમ કરવાનો વિચાર હોય તે નવીનતાઓ સાગોપાંગ દાખલ કરવાને આપણે તયાર છીએ કે કેમ તેનો પ્રથમ વિચાર કરવાની આવસ્યકતા છે. આપણો સાંસારિક જીવનપ્રવાહ માત્ર સગવડના અને સાસારિક સુખસપત્તિ અનુભવવાના હેતુથી બંધાયલો નથી પણ મનુષ્યના સમગ્ર–ઐહિક પારલૌકિક–જીવનના અમુક સુસ્થાપિત સિદ્ધાન્તોને અનુલક્ષીને બંધાયલા છે. અસમગ્ર વિચારથી આદરેલા સુધારા, પરિણામે–સુખને બદલે દુ:ખ, દારુણ દુઃખ ઉત્પન્ન કરે છે, કુમુદના બાહ્ય અને આતર જીવનનો રા. ગોવર્ધનરામે કલ્પેલો '**अनिर्भिन्नो गर्भीरत्वादन्तर्गूढघनव्यथः पुटपाकप्रतीकाशः ।**' મૂર્તિમાન કરુણરસ જેવો આ ઇતિહાસ આ બાબતનો સ્પષ્ટ પુરાવો આપે છે.

( અપૂર્ણ. )

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.**

---

# " જુલીયસ સીઝર "

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૪૨ થી. )

પાંચમા એટલે છેલ્લા અંકના પ્રથમ પ્રવેશમાં ફીલીપ્પાઇનાં રણક્ષેત્રનો દેખાવ આવી રહેલો છે. એન્ટોની, અને ઓકટેવીઅસનાં લશ્કરની સામે બ્રુટસ અને કેસ્યસનાં લશ્કર પડાવ નાંખી રહ્યાં છે. પછી યુદ્ધ શરૂ કરતાં પહેલાં બન્ને પક્ષના સરદારો અરસ્પરસ સંવાદના બે શબ્દો બોલે છે. બ્રુટસની વિશ્વાસઘાતી વર્તણુક ઉપર એન્ટોની મ્હેણું મારે છે. કેસ્યસે એન્ટોનીને જવાબ આપ્યો કે: " તું શબ્દવ્યાપારમાં તો કુશળ છે તે તો અમે આગળ જોયું. પણ તારૂં બાહુબળ છે કે નહિ તે જોવાનો વખત અત્યારે આવશે. " કવિએ આ શબ્દો કેસ્યસના મુખમાં મૂક્યા છે તે ઇતિહાસ આધારે તપાસી જોતાં ખોટા છે. કારણ એન્ટોની પહેલાં સીઝરના શૂરવીર સરદારોમાંનો એક હતો તે ઐતિહાસિક પ્રમાણથી આપણે જાણી શકીયે છિયે. પછી એન્ટોનીને, સીઝરને મારતી વખતે, ભેગભેગો પૂરો કરી નાંખ્યો હોત તો આવું સાંભળવાનો બ્રુટસને ભવિષ્યમાં વખત ન જ આવ્યો હોત એવું કેસ્યસ બ્રુટસને કહે છે. લીટીઓ ૬૧-૬૨ એન્ટોનીનો જાતિસ્વભાવ સૂચવે છે.

આ ઉભય પક્ષની વચ્ચે ચાલેલો સંવાદ સલાહજનક થઇ પડતો નથી. આખરે લડાઇ લઢવાના નિશ્ચય ઉપર તેઓ આવે છે. લઢતાં પહેલાં બ્રુટસ અને કેસ્યસ છેલ્લા પ્રણામ કરે છે. આ વખતે બન્ને વચ્ચે થયેલી વાત હૃદયને શોક ઉત્પન્ન કરે તેવું ચિત્ર સૂચવે છે. ( જુઓ લીટીઓ ૯૪-૧૨૬. )

પછી ઓકટેવીયસ અને બ્રુટસની વચ્ચે-અને એન્ટોની અને કેસ્યસની વચ્ચે-દારુણ યુદ્ધ થાય છે. બ્રુટસ ઓકટેવીયસને હરાવે છે ત્યારે બીજી તરફથી એન્ટોની કેસ્યસને હરાવે છે. બ્રુટસે ઓકટેવીયસને હરાવ્યા પછી એકદમ હાર પામેલા કેસ્યસની મદદે આવવું જોઇતું હતું તે નહિ આવતાં તે માત્ર ઓકટેવીયસના તંબુ લૂંટવામાં પોતાનું લશ્કર રોકી રાખે છે તે બ્રુટસની યુદ્ધકળાના જ્ઞાનમાં ખામી સૂચવે છે. હારેલો કેસ્યસ પોતાના ટીટીનીયસ નામના સરદારને બ્રુટસના લશ્કરની શી હાલત થઇ છે તે જોવા મોકલે છે અને પાછળ પીન્ડેરસ નામના બીજા સરદારને દોડતો મોકલે છે. બ્રુટસના વિજયી લશ્કરને ભૂલથી પીંડારસ દુશ્મનનું લશ્કર જાણે છે. ને બ્રુટસ હાર્યો છે એવા ખોટા ખબર ભૂલથી કેસ્યસને જણાવે છે. હારેલો કેસ્યસ નિરાશ થાય છે અને પીન્ડારસને પોતાની એટલે કેસ્યસની જ તરવારથી પોતાના શરીરના બે કકડા કરવા કેસ્યસ હુકમ કરે છે. અને આવી રીતે નિરાશ પામેલો કેસ્યસ પોતે આત્મઘાત કરે છે! જે તરવારથી કેસ્યસે સીઝરનું ખૂન કર્યું હતું તે જ તરવાર વડે અત્યારે કેસ્યસ પોતાના શરીરનો નાશ કરે છે એ કર્મવ્યાનિયમનું એક અદ્ભુત દૃષ્ટાન્ત બને છે! What an Irony of Fate! આણી તરફથી બ્રુટસ એ કેસ્યસની આવી દુર્દશા જોઈ પોતે પણ આત્મઘાત કરે છે. અને " ઓ સીઝર! હું અત્યારે જેટલા મનથી મારી પોતાની સામે મારી તરવાર ઉગામું છું તેટલા જ મનથી મેં તારી સામે તરવાર ઉગામી હતી એવું મને સાંભરતું નથી "—આવા શબ્દો કહી બ્રુટસ પણ પોતાના પ્રાણનો ત્યાગ કરે છે.

અગ્સપરસની ગેરસમજણ-ભૂલ (Error) શા માઠા પરિણામ ઉત્પન્ન કરે છે તે ઉપર કવિએ બહુ સારુ લખ્યુ છે (જુઓ. અંક પાચમો પ્રવેશ ત્રીજો લીંટીઓ ૬૬ થી ૭૧) વળી ચોથા પ્રવેશની ૨૫ મી લીંટી બ્રુટસનો જાતી સ્વભાવ સૂચવે છે —

આ લડાઇમા પ્રખ્યાત કેટોનો પુત્ર પણ બ્રુટસના પક્ષમા લડતો લડતો મરેલો એવુ કહેવાય છે. આવી રીતે સીઝરનુ ખૂન કરનારાઓનો પરાજય-નાશ-કરી એન્ટોની અને ઓક્ટેવીયસ રોમ તરફ પાછા ફરે છે અને આ જગાએ નાટકની વાર્તાનો અત આવે છે. લીંટીઓ-૬૮ થી ૭૬ બ્રુટસના ઉચ્ચ જાતિસ્વભાવની સૂચના કરે છે

આટલુ આપણે નાટકની વસ્તુ ઉપર વિવેચન કર્યું અને તેના વસ્તુ-પાત્ર-વિગેરે ઉપર સામાન્ય અવલોકન પણ આપણે આ સાથે પ્રસગવશાત્ કરતા હતા બ્રુટસ અને પોર્શીયા, સીઝર અને કેલ્પૂર્નીયા, અને કેશ્યસ, એન્ટોની વિગેરે પાત્રોના જાતિસ્વભાવનુ આપણે ઘણુ અવલોકન પણ કરી ગયા. નાટકનુ વસ્તુ (plot) વાચી રહ્યા પછી નીચેના પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉદ્ભવ પામશે કવિએ આ નાટકના વસ્તુ-પાત્ર-વિગેરે ઐતિહાસિક બનાવ ઉપરથી લીધેલા છે, તો નાટકમા કેટલે અશે તેણે ઇતિહાસના બનાવનુ બરાબર અનુકરણ કર્યું નથી ?-બીજુ, નાટકના ત્રીજા અકના પ્રથમ પ્રવેશમાથી જ સીઝરનુ મૃત્યુ થાય છે અને બ્રુટસ છેક છેલ્લા અક સુધી હયાત રહે છે તો આ નાટકનો નાયક સીઝર કે બ્રુટસ, એ બેમાથી કોને ખરો નાયક કહેવો ?-ત્રીજુ, સીઝરને જો નાયક માન્ય રાખીએ તો તેના જાતિસ્વભાવનુ કવિએ કેમ આવા સાદા રૂપમા નિરૂપણ કર્યું છે ? અને ચોથુ આ નાટકનો ખરો તાત્પર્યાર્થ શો સમજવો ?— વિગેરે પ્રશ્નો વાચકના મનમાં ઉદ્ભવ પામે એ સ્વાભાવિક છે ઉપરના પ્રશ્નોનો સક્ષિપ્ત ખુલાસો આપણે નીચે પ્રમાણે કરીશુ. પ્રથમ તો આ નાટકમા ચર્ચેલા બનાવનુ વર્ણન પ્રાચીન કાળમા થઇ ગયેલા પ્લુટાર્ક નામના એક ઇતિહાસકર્તાએ લખેલુ તેનો અગ્રેજીમા મી નૉર્થ નામના લેખકે તરજુમો કરેલો તેનો સાર આપણા કવિએ પોતાના વખતમા સાભળેલો વા વાચેલો-તે પ્રમાણે તેણે નાટકના રૂપમા તેનુ યથાસ્થિત સકલન કરેલુ અને ઇતિહાસના બનાવનુ નાટકના રૂપમા અનુકરણ કરતી વખતે ઇતિહાસના બનાવમા ઘણો જ સુધારો વધારો કરવો ઘણીક વાર આવશ્યક હોય છે છતા પણ માત્ર એક બે જગાએ ફેરફાર કર્યો છે તે સિવાય કવિએ ઇતિહાસના બનાવ પ્રમાણે અક્ષરશ નાટકના વસ્તુ અને પાત્ર ગોઠવ્યા છે. કવિની પ્રૌઢ વિચાર શક્તિ સૂચવે છે બીજા પ્રશ્નના ખુલાસામા જણાવવાનુ કે અલબત્ત કવિએ સીઝર-નાયક હોવા છતા-તેના જાતિસ્વભાવનું હલકા સ્વરૂપમા નિરુપણ કર્યું છે આનું કારણ એક તો એ હોવુ જોઇએ કે બ્રુટસ જેવા પ્રજાસત્તાક રાજ્યના શુભેચ્છકોએ પોતાના મતનુ સમર્થન કરવુ છે તેથી અને બીજુ સીઝરનુ મૃત્યુ પાસે આવેલુ છે તે કારણથી તેની આખર સ્થિતિની સૂચનાને રૂપે જ સીઝરના જાતિસ્વભાવનું હલકુ નિરૂપણ કર્યું છે.

અને સીઝર જો કે નાટકના બીજા અકની શરૂઆતથી જ મૃત્યુ પામે છે-તો પણ સીઝરનો આત્મા તો કાઈ છેક અત સુધી નાશ પામતો જ નથી. બ્રુટસ વિગેરેઓએ સીઝરની સત્તાનો નાશ કરવા વાસ્તે સીઝરનુ ખૂન કરેલ તો પણ સીઝરનો આત્મા છેક લગી

. ટકી રહી. બ્રુટસ વિગેરે પ્રજાસત્તાક રાજ્યના હિમાયતીઓનો નાશ કરે છે એ સીઝરના આત્માનું પ્રૌઢ બળ અને પ્રજાસત્તાક રાજ્યનો અંત આણી એક માણસનો અમલ આવશ્યક છે એવો સીઝરનો અભિપ્રાય તે યથાર્થ છે–એવું સિદ્ધ કરી આપે છે. અને આથી જ કરીને સીઝરને નાટકનો ખરો નાયક ગણી શકાશે. છેવટ, આ નાટકનો ખરો તાત્પર્યાર્થ શો? ઉન્નત અવસ્થાના છેક ઉંચામાં ઉંચા શિખર ઉપર આવી પહોંચેલો મનુષ્ય–પોતાની સાદાઈ ભૂલી જઈ–મિથ્યાભિમાન અને બેદરકારીપણું બતાવવા માંડે તો તેની પડતી થવાનો કેટલો બધો સંભવ છે–એ સિદ્ધાંતનો સીઝર પૂર્ણ દૃષ્ટાંત છે. આ દુનિયામાં પ્રશંસનીય ગણાતી સર્વ પ્રકારની મનોવાંછનાઓથી ભરપૂર હોવા છતાં જનસમૂહના વ્યાવહારિક કાર્યોમાં છેક મૂઢ હોય એવા મનુષ્યને આખરે કેવાં માઠાં પરિણામ ભોગવવાં પડે છે–તેના બધાં કાર્ય કેવાં નિષ્ફળ જાય છે–તે સિદ્ધાંતનો બ્રુટસ પૂર્ણ દૃષ્ટાંત છે. આ આ નાટકનો તાત્પર્યાર્થ કહી શકાય. જેવી રીતે સીઝરે સ્થાપેલા રાજ્યતંત્રનો નાશ કરવાને વાસ્તે બ્રુટસ, કેસ્યસ વિગેરે પ્રજાસત્તાક રાજ્યના હિમાયતીઓએ સીઝરનું ખૂન કર્યું. પણ પાછળથી તેમની બધી આશાઓ સાવ નિષ્ફળ જ નીવડી હતી તેવો જ દાખલો અર્વાચીન કાળમાં ઇ. સ. ૧૭૮૯ માં ફ્રાન્સમાં થયો હતો. વોલ્ટેર–રુસો–રોબઝપીયર–વિગેરે–જનસમૂહના અમલના દૃઢ હિમાયતીઓએ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે ફ્રાન્સના બુર્બોન રાજાઓનો નાશ કરવાની યોજના કરી હતી અને તેમના મતના અનુયાયીએ બુર્બોન રાજાનો નાશ કરેલો જે બનાવને આપણે ઇતિહાસમાં ફ્રેંચ રેવોલ્યુશન યાને રાજ્યપરિવર્તને નામે ઓળખીએ છિયે–તે બધી ઉથલ પાથલ કર્યા છતાં–લાખો માણસની અમૂલ્ય જીંદગી વિગેરેનો નાશ કરેલ છતાં–પાછળથી વસ્તુ સ્થિતિ તો પહેલાંના જેવી ને જેવી જ રહી હતા! અને જુલીયસ સીઝરના ખૂન પછી આવી જ રીતે સુલેહનો નાશ થયો હતો.

જુલીયસ સીઝરના વખતનો રાજ્યપરિવર્ત કરનાર બ્રુટસ અને ફ્રેંચ રેવોલ્યુશનના સમયમાં થઈ ગયેલો એક બુદ્ધિશાળી પુરુષ–રોબેસપીયરી ઘણીક બાબતમાં મળતા આવે છે. બન્નેમાં ઉંચા પ્રકારની મનોભાવના જોવામાં આવતી હતી અને તેથી ઉભય સમસ્ત પ્રજાવર્ગ તરફથી મળતા માનને પાત્ર થયા હતા. પણ ઉભય વચ્ચે ભેદ એ જોવામાં આવતો હતો કે બ્રુટસે માત્ર પોપટીઓ જ્ઞાન સંપાદન કરેલ હતું–ને પોતાની (theories) મનોભાવનાનું સારૂં પરિણામ આણવાને વાસ્તે જે યોગ્ય સાધનો લેવાની આવશ્યકતા છે તે સાધનો લેતો નથી એ તેની વ્યાવહારિક કૌશલ્યની શિથિલતા સૂચવે છે. રોબસપીયરીએ પોતાના સિદ્ધાંત લોકોને સમજાવેલા તેની સાથે તે સિદ્ધાંતને સફળતાએ પહોંચાડવા જે જે સાધનો લેવાં જોઇએ તે તે સાધનો પણ બતાવી આપ્યાં હતાં. પણ તે પ્રમાણે તેના અનુયાયીઓ ચાલ્યા નહિ તેથી જ ફ્રેંચ રેવોલ્યુશન–બ્રુટસની આશાઓની પેઠે–નિષ્ફળ નીવડયો. ફ્રેંચ રેવોલ્યુશનમાં જે પક્ષ ગીરોન્ડીસ્ટસ ( Girondists ) નામે ઓળખાય છે તે પક્ષમાં આપણે બ્રુટસને મૂકી શકીયે. અને કેસ્યસને જેકોબીન નામના પક્ષમાં મૂકીએ તો આ બે પાત્રોનો જાતિસ્વભાવ યથાર્થ સમજ્યા છિયે એવું કહેવાશે. અલબત પ્રત્યેક મનુષ્યમાં ગુણ અને દોષ બન્ને મિશ્ર થયેલા જોવામાં આવે છે. તે પ્રમાણે બ્રુટસમાં જેમ કેટલાક ગુણ હતા તેમ કેટલાક દોષ પણ જોવામાં આવે તે સ્વાભાવિક છે. કેસ્યસની પેઠે રાજ્યનીતિમાં કે બીજા

કોઇ પણ પ્રકારના વ્યાવહારિક કાર્યમાં તે જરાકે કુશળ નથી. સીઝર પ્રતિ મિત્ર તરીકેનો પોતાનો ધર્મ તેના કરતાં રાજ્યનું ભલું ઇચ્છવાનો ધર્મ તે વધારે પ્રિય ગણે છે. અને કેશ્યસના ઉશ્કેરણી ભરેલા શબ્દોનો ગૂઢાર્થ કળી શક્યા વિના તે એકાએક તેના પક્ષમાં ખેંચાઇ જાય છે. એ તેના મનની અસ્થિરતા સૂચવે છે. સીઝર જેવા મિત્રનો નાશ કરતાં તે ખચકાતો નથી. એ તેનો વિશ્વાસઘાતી સ્વભાવ સૂચવે છે. આગળ પોતાના પિતાનો નાશ કરનાર પોમ્પી જેવા દુશ્મનની સાથે પણ તેણે સલાહ કરી લીધેલી. એ તેની મનોભાવનામાં અસ્થિરતા સૂચવે છે. પહેલાં કેટો નામના જનસમૂહનો એક બુદ્ધિશાળી નેતાએ આત્મઘાત કર્યો હતો ત્યારે બ્રુટસે કેટોને હસી કાઢ્યો હતો. અને કેટોનો જ પુત્ર ફીલીપ્પાઇનાં રણક્ષેત્ર ઉપર યુદ્ધમાં જ લડતો મરણ પામે છે અને પોતાના પિતાની આબરૂને ઉજ્જવળ કરે છે તેના જેવી પરાક્રમી પ્રકૃતિ નહિ બતાવતાં પોતાની ઉપર વિપત્તિ આવી પડે છે ત્યારે બીકણુ અને નિરાશ પુરષની માફક, બ્રુટસ લડાઇમાં લડતાં મરવા કરતાં પોતાની મેળે આત્મઘાત કરીને મરી જવું વધારે પ્રશસનીય ગણે છે! આ દોષનુ સ્પષ્ટીકરણ કર્યાથી છેક બ્રુટસને આપણા અભિપ્રાયમા ઉતારી પાડવાનો આપણો હેતુ હોવો ન જોઇએ. પ્રત્યેક મનુષ્યમાં જેવા દોષ હોય છે તેમ તેનામા પણ હતા. અને તેનામા જે ગુણ હતા તેને માટે બેશક તે લોકો તરફથી ભારે પ્રશસાને પાત્ર થતો હતો. તો પણ બ્રુટસની ઉચ્ચ મનોવાંછનાઓ અને કેશ્યસનુ વ્યાવહારિક કાર્યમા કૌશલ્ય—એ બેનુ મિશ્રણ એક જ પુરુષમાં થયું હોત તો પરિણામ કાંઇક જૂદુ જ આવ્યુ હોત! પણ વિધાતા સર્વ ગુણો એકજ વ્યક્તિમાં કદી પણ ભરે છે? નિરપરાધી સીઝરનુ ખૂન થયુ તેનુ વૈર પાછળથી કેવી સારી રીતે—એનીમેળેજ—મળ્યું હતું તે ઉપરથી "સત્યનો હમેશા જય હોય છે"—એ સિદ્ધાંત ઉપસ્થિત થાય છે. છેવટ, અમેરિકન કવિ લોંગફેલોની સાથે વદીશુ કે,—

"In the world's broad field of battle,
In the bevouac of life,
Be not like dumb, driven cattle,
Be a hero in the strife"

—Longfellow.

"જ્ઞાનભક્તિ."

---

## હિન્દુસ્થાનના વ્યાપાર–ઉદ્યોગ.

અન્ન વસ્ત્ર અને ઔષધિ એ મનુષ્યને આવશ્યક છે, અને દરેક દેશમાં આ ભૌતિક પદાર્થોને માટે અનાદિ કાળથી યુદ્ધ ચાલી રહ્યું છે. દેશની આબાદાની મનુષ્યના જીવનનાં આ મુખ્ય સાધનના ઉપર આકારવામાં આવે છે અને જે દેશમાં જેટલા પ્રમાણમાંઆ પદાર્થોની વૃદ્ધિ તેટલા પ્રમાણમાં તે દેશ સમૃદ્ધિમાન ગણાય છે. જીવનકલહના મામલામાં પારમાર્થિક વસ્તુના ઉપર આના જેટલું ધ્યાન ભાગ્યે જ અપાય છે; અને સામાન્ય માણસની દૃષ્ટિ આ ભૌતિક પદાર્થની વૃદ્ધિના ઉપર જ પોતાના સુખ દુઃખનું પ્રમાણ રાખે એ સ્વાભાવિક પણ છે; કારણ કે આ શરીરના પોષણમાં તે વસ્તુનો દેખીતો જ ખપ પડે છે. આ પ્રમાણ ઘણે થોડે અંશે દરેક પ્રજાએ સ્વીકાર્યું છે અને સમય એવો આવ્યો છે કે આર્યાવર્તને પણ શરીરના પોષણાર્થે હવે તેવા ભૌતિક પદાર્થને પ્રધાન પદ આપવાની જરૂર પડી છે. પારમાર્થિક સમૃદ્ધિનો આધાર શરીરના આરોગ્ય ઉપર આશ્રિત છે અને તેથી જ્યારે આ કાળમાં શરીરના પોષણ સંબંધે જ સર્વત્ર દુઃખની બુમ સંભળાય છે ત્યારે કેટલોક કાળ આપણા દેશના વિદ્વાન અને નેતા જનોનું ધ્યાન આપણા વ્યાપાર ઉદ્યોગ તરફ આકર્ષાવું આવશ્યક છે. આ સંબંધમાં આપણા દેશના વિદ્વાન અને અનુભવી પુરુષોએ કેટલોક વિચાર કર્યો છે. અને તેને તપાસી જવાથી આપણને ઘણો લાભ થવાનો સંભવ છે તે અતિ સ્પષ્ટ છે.

અન્ન અને ઔષધિનો મુખ્ય આધાર ખેતી અને ખનિજના ઉપર છે અને આ બંને વિષયો ઉપર ઘણું જ વિચારવા જેવું છે. આપણે અત્યારે તો માત્ર વસ્ત્ર–જેમાં અનેક વસ્તુનો સમાવેશ થઈ જાય છે—તેના જ ઉપર જરા વિચારીશું. અત્યારના આપણા સંસાર તરફ દૃષ્ટિ ફેરવીશું તો જણાશે કે આપણા વાપરની લગભગ દરેક ચીજ પરદેશમાં બનાવેલી છે અને તે માટે આપણા દેશને બીજા દેશો સામે મોં ફાડી બેસી રહેવું પડે છે. એનુ પરિણામ એ આવ્યું છે કે આપણી વપરાશની ચીજો ઉત્પન્ન કરવામાં વપરાતા પૈસાનો લાભ બીજા દેશોને મળે છે, જ્યારે આપણા દેશમાં જે લોક ખેતીના ઉપર નીરસ જીવન ગુજારે છે તે, અને માત્ર ગુલામગીરી જેવી નોકરીના ઉપર જ પેટ ભરી બેસી રહે છે તેમના, સિવાયના કરોડો માણસ આળસમાં જ બેસી રહી પોતાનું જીવન પુરૂં કરે છે; અને આવું જીવન ગુજારવાથી ખેતીવાળા અને નોકરીઆત લોકના માથા ઉપર પણ માત્ર બોજા રૂપ થઈ દેશને વધારે ને વધારે ગરીબાઇમાં ખેંચતા જાય છે. તેમની જે કાંઈ મજુરી કરવાની શક્તિ હોય તેને ઉપયોગમાં લાવવાનો તો તેમને અવકાશ મળતો નથી, અને દર વર્ષે વસ્ત્રાદિ જેવી અનેક જરૂરીઆતી ચીજોને માટે પારકા દેશની મજુરીનું, દરિદ્રતાને લીધે ક્ષુધા વેઠી, પોતાના લોહીથી પોષણ કરવું પડે છે. અહીંના લોકની મજુરી અને બુદ્ધિશક્તિનો નિરર્થક વ્યય થઈ ખપી જાય છે ત્યારે આપણી આધુનિક રીતભાતે નવો જ પેદા કરેલો સંસાર પારકા દેશના ખજાના તર કરતો જાય છે. આવા અગ્રણી પુરુષોના પ્રોત્સાહભર્યા શબ્દની સામે, સ્વાશ્રયી બળિષ્ટ જીવનનો બિલકુલ ખ્યાલ વગરના, અને નિર્માલ્ય થઈ જઈ માત્ર મૃત્યુની રાહ જોતાં નિરાશાના ઉંડા ખાડામાં જ ઉંધે માથે ધસ્યા જતા, કેટલાક સ્વદેશીઓ, અને કેવળ સ્વાર્થના જ ઉપર દૃષ્ટિવાળા કેટલાક પરદેશીઓ, એવો વાંધો કાઢે છે કે હાલના જમાનામાં જોઇતી

ચીજો આ દેશમા બની શકે તેમ નથી અને વળી કદી બનાવી શકો તો આવી હરીફાઇના કાળમા તમને તે સારી પરવડી શકશે નહીં પરિણામ જ્યારે આવુ નિશ્ચિત છે ત્યારે પ્રયત્ન કરવામા જ માલ નથી માટે હાલ જેમ ચાલે છે તેમ ચાલવા દેવુ અને પરદેશીઓ પરોપકારી પુરૂષો છે તેમના પુણ્ય ઉપર આધારવાળુ આપણુ લૂલૂ જીવન છે ત્યા સુધી ગમે તેમ તેને પુરૂ કરવુ ! આવા મરેલા જ વિચારમા જીવનની સુગધ વ્યર્થ છે. મરવુ નિશ્ચિત તો પછી જીવતા જીવતા મૃત્યુને સભારવાની પણ જરૂર શી છે ? જીવતા છતા મૃત્યુના ભયમા જ મૃત્યુને સભારતા જીવન પુરૂ કરનાર મનુષ્યના કરતા મૃત્યુની કેવળ અવગણના કરી જીવન જ્યા સુધી ચાલે ત્યા સુધી તેને જીવન રૂપ જ ગણનાર માણસ વધારે સુખી છે જીવન આશા એકલી જ તેનુ જીવન સુખમય કરે છે મૃત્યુના મોઢામાથી ખરૂ જીવન છુટાવી લઈ પ્રયત્નશીળ પુરૂષને જીવનઆશા કલ્યાણકારી નીવડે છે

પરતુ આ ઉઠાવેનો વાધો સત્ય છે ? શુ આપણા દેશમા આપણી જરૂરીઆતી ચીજો આપણે બનાવી શકીએ તેમ નથી ? એના ઉત્તરમા માત્ર એટલુ જ કહેવાનું કે દેશની દોલતના અખુટ ભડારની શોધખોળ કરનાર નવીણ પુરૂષો વારવાર કહી ગયા છે કે હિન્દુસ્થાન દેશ એવો છે કે જેને પોતાના જીવનને માટે બીજા દેશ ઉપર કોઈ પણ ચીજ અર્થે આધાર રાખવાની જરૂર પડે તેમ નથી તે એટલો તો વિશાળ પ્રદેશ છે કે લગભગ આખી સૃષ્ટિના દેશોમા જણાતી વિવિધ પ્રકારની હવા પાણીની સ્થિતિ અહિંના કોઇને કોઇ ભાગમા મળી શકે છે એટલે તે તે દેશોમા પાકતી વનસ્પતિઓ અને ખનિજની ચીજો આપણા દેશના કોઈ કોઈ ભાગમા હોય છે જ એટલે દેશની નૈસર્ગિક સમૃદ્ધિને માટે તો કદિ દોષ મઢી શકાય તેમ નથી આ વસ્તુ વળી પૂર્વના ઇતિહાસ ઉપરથી પણ સ્પષ્ટ રીતે સિદ્ધ થઇ શકી છે હિન્દુસ્થાનના પૂર્વ વિભવનો હેવાલ જેણે વાચ્યો છે તે મનુષ્ય કદી એમ નહીં જ કહી શકે કે હાલમા આપણી જરૂરીઆતી ચીજો આપણા દેશમા બની શકશે નહીં હિન્દુસ્થાનમા બનેલા વસ્ત્રાદિ વિભવના સાધનો પાશ્ચાત્ય દેશના રાજાઓના મેહેલોમા માનથી સ્વીકારાતા અને અત્યારે દેશની વિદ્યાકળા નાશ પામતા છતા પણ કેટલીક ચીજો અર્વા એવી સારી બનાવી શકાય છે કે તે યુરોપના લોકોમા આનદની સાથે આશ્ચર્ય ઉત્પન્ન કરે છે લોઢુ અને કોલસાનો મોટો જથ્થો એક સ્થળમા ઇગ્લન્ડ જેટલો મળવો કદાચ અહીં મુશ્કેલ હશે અને તેથી સચા વિગેરેની બનાવટમા અત્યારે કદાચ આપણે અયોગ્ય હોઇશુ પરતુ તે મચાવતી આપણી જોઇતી ચીજો બનાવવા માટે આપણા દેશમા કાઇ પ્રકારની હરકત પડે તેમ નથી આપણે ઘણી ચીજો પરદેશમાથી મગાવીએ છીએ તેનો ઘણો ખરો કાચો સામાન આપણા જ દેશમાથી ત્યા મોકલી તેમની મજુરીના પૈસા તેના ઉપર ચડાવરાવી આપણા દેશમા આપણે પાછો આણવો પડે છે ! આમ કરતા આપણને નકામુ બેવડુ ખર્ચ થાય છે એટલુ જ નહીં પરતુ વચની બનાવટની મજુરીનુ જરૂરીઆત ખર્ચ થાય તેનો લાભ પણ આપણે પરદેશીઓને આપીએ છીએ આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ છે કે જો કેટલીક વાતે એ જ ચીજોની બનાવટ કરવાનુ આપણને બીજી રીતે અનુકૂલ હોત તો તે તમામ ચીજ આપણે અહીં બનાવી શકીએ એ નિ સશય વાત છે અને તે અહીં બની શકે તેમ નથી જ એમ બોલવુ ભૂલભરેલુ છે

કોઇ વખત એમ પણ કહેવામાં આવે છે કે આપણા દેશના લોકો પાશ્ચાત્ય પ્રજાના જેટલા એવી બનાવટના કામમાં **ચાલાક** નથી અથવા તેમને હાલનાં નવી પદ્ધતિનાં હથિયાર વિગેરે વાપરવાં ગમતાં નથી અર્થાત્ આપણા લોકમાં નવી પદ્ધતિએ કામ કરવામાં ઘણી શિથિલતા છે. કામ કરવાની પદ્ધતિ હાલમાં ચાલે છે તે ફેરવવાની ઘણી જરૂર છે એ વાતનો સ્વીકાર કરતાં પણ ઉપરનો દોષ યોગ્ય નથી. હાલમાં જે યુરોપીયનોએ સંચાઓમાં નવી જ પદ્ધતિ અનુસાર કામ કરવા માંડ્યું છે તેઓ એ સંબંધમાં ઉત્પન્ન થતી આપણી ચિંતાને કેટલુંક સાન્ત્વન આપ્યું છે અને કહે છે કે હિન્દુસ્થાનના માથા ઉપર મુકવામાં આવતો એવો દોષ તદ્દન પાયા વિનાનો છે. દેશ દેશની કામ કરવાની રીતભાત જુદી હોય છે અને દરેક દેશમાં એક પદ્ધતિએ કામ કદી સારૂં થઇ શકતું નથી અને આ દેશનાં લોક પોતાની સ્થિતિ અનુસાર સારાસારનો વિચાર કરી પરદેશી ઓજાર અને કામ કરવાની પદ્ધતિનું સારૂં અનુકરણ કરી તેને પકડી લેવામાં ઘણા જ હોંશિયાર છે એવી તેમની અનુભવસિદ્ધ ખાતરી થઇ છે. શીવવાના કામમાં **સીંગર**ના સંચાનો ઘેર ઘેર થતો ઉપયોગ તથા નવી બનાવટની ઝીણી સોયો, કાતરો, દોરા તથા સુતાર, સોની વિગેરે બીજા કારીગરોનાં આજકાલ વપરાતાં તમામ પ્રકારનાં નવાં ઓજારો અને હિન્દુસ્થાનમાં ચાલતી રેલવે અને મીલોમાં અતિ પ્રવીણતાએ પહોંચેલા દેશી મજુરો આ વાતની સાક્ષી પૂરે છે. વળી આ દેશની રીતભાત તથા તેનાં હવાપાણીથી બંધાયલાં તેમનાં શરીરને યોગ્ય આવે એવી પદ્ધતિએ કામ કરતાં **હ્યુસીનમ**ના નવા કારખાનામાં આપણા દેશી કારીગરોએ ઘણો સારો સંતોષ ઉપજાવ્યો છે એથી પણ સ્પષ્ટ જણાય છે કે જો આપણા લોકને તે પદ્ધતિ સારી રીતે બતાવવામાં આવે અને દેશ કાળને અનુસરી તે પદ્ધતિ ફાયદાકારક જણાય તો આપણા લોક તેને તરતજ ઝડપી લે છે અને પોતાને ગમે તે રીતે પણ ફાયદો કરવા ચુકતા નથી. આપણ સર્વને વિદિત છે કે એક વખત વિલાયતી **હળનો** પ્રચાર દાખલ કરવા સરકારે ઘણો પ્રયત્ન કર્યો હતો પરંતુ એનો પ્રયોગ આ દેશની ખેતીની સ્થિતિને કેવળ પ્રતિકૂળ હોવાથી લોકમાં બિલકુલ ચાલી શક્યો નહીં અને આખરે સરકારને પણ કબુલ કરવું પડ્યું કે વિલાયતી હળની પદ્ધતિએ કામ કરતાં આ દેશની ખેતીમાં ખેડુતને લાભને બદલે ઘણું નુકશાન છે. પરંતુ જ્યારે ખેડુત લોકને માલમ પડ્યું કે કેટલોક શાકભાજીનો પાક અહીં ફાયદાકારક બનાવી શકાશે તો તેઓએ તરત જ તે પદ્ધતિએ એવો પાક ઉત્પન્ન કરવા માંડ્યો છે. વળી એજન્સી વિગેરેની રીતે **પેઢીઓથી** કામ કરવાની કેટલીક યુરોપીય પદ્ધતિ દરેક જગ્યાએ સ્વીકારવા માંડી છે એ સર્વ વાત ઉપરથી એટલું સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે લોક માત્ર અમુક પદ્ધતિ અથવા સાધન પરદેશનાં છે માટે તેઓ તેને સ્વીકારી તેનો લાભ લેતા નથી એ દોષ તદ્દન ખોટો છે. સારૂં અને ફાયદાકારક ગમે તો તે સ્વદેશી હોય કે પરદેશી હોય તોપણ પૈસો પેદા કરવા તરત જ તેઓ ઝડપી લે છે, અને એક વખત તેમની ખાત્રી કરી આપો કે અમુક ઓજાર તથા સાંચા કામમાં ફાયદો કરી આપે છે તો તેઓ તેને સ્વીકારવા કદી ચુકતા નથી. ખેતીના કામમાં શેરડી પીલવાના **કોલની** પહેલાંની લાકડાંની બનાવટ ઘણીજ ભારે અને ખર્ચાળ હતી પરંતુ હાલમાં લોઢાના સંચા સારા અને ફાયદાકારક માલમ પડવાથી ઠેરઠેર પેસી ગયા છે. આવા અનેક દાખલા લોકો પોતાનો સ્વાર્થ પણ ન જોઇ શક્તા નથી એ દોષને ખોટો પાડવા આપી શકાય તેમ છે; અને હાલ સ્વદેશી હિલચાલ

સામે પણ એજ સ્વાર્થબુદ્ધિ યુદ્ધ કરી રહી છે એ દૃષ્ટાન્ત પણ પૂર્વોક્ત દોષને ખોટો પાડવા માટે બસ છે

આ દોષના જેવોજ એક બીજો દોષ આપણા લોકના માથા ઉપર મુકવામા આવે છે અને તે એવો છે કે આપણા કારીગરો **બુદ્ધિહીન** છે તેથી આપણને જોઇતી ચીજો પુરી પાડી શકે તેમ નથી અને આ દોષ પણ ઉપરના જેટલોજ ભૂલભરેલો છે પશ્ચિમ દેશના લોકને જેટલી અને જેવી કેળવણી અપાય છે તેટલી અને તેવી કેળવણી અહીંના સાધારણ લોકને અપાતી નથી અને તેવા કારણને લીધે સામાન્ય રીતે તેમના જેટલી ચાલાકી ન હોય એ સ્વાભાવિક છે, પરતુ જે જે વર્ગના કારીગરોને પોતાના ધધામા જેટલી ચાલાકી અને બુદ્ધિ જોઇએ તેટલી ચાલાકી અને બુદ્ધિ તેમનામા નથી એમ કહેતા તો અનુભવી માણસે ખમચાવાની જરૂર છે પોતાના ધધામા દરેક કારીગર ઉચ્ચ પ્રકારની ચાલાકી ધરાવે છે અને તેમા પાશ્ચાત્ય પ્રજાના હરેક કારીગરની સાથે હરીફાઈમા ઉતરી શકે તેવા અહીં પણ મળી આવશે માત્ર દુર્દશા એટલીજ થઈ ગઈ છે કે જે જે કારીગરોના ધધા અનેક કારણોથી ભાગી પડયા તે તે કારીગરોને પોતાના ધધા છોડી બીજા અજાણ્યા ધધામા માથુ મારવાની જરૂર પડી અને પાશ્ચાત્ય પ્રજાની પેઠે સામાન્ય કેળવણીના અભાવે ત્યા તેનુ મન બરોબર ચોટી શક્યુ નહીં તેના કારણથી આપણને તેનુ કામ શુષ્ક અને કમઅક્કલનુ લાગવા લાગ્યુ પરતુ આપણે યાદ રાખવુ જોઇએ કે જે નવો ધધો એને કાળબળે બદલવો પડયો તેમા તેની બુદ્ધિ સ્વાભાવિકી નથી પરતુ માત્ર ઉદરપોષણાર્થેજ એવા ધધાનો તેને સ્વીકાર કરવો પડયો છે એનામા બુદ્ધિ નથી એમ નથી પરતુ નવો જે ધધો એને હાથ લેવો પડયો છે તેમા એને કેળવણી નથી એનામા બુદ્ધિ છે, એનામા ચાલાકી છે, માત્ર નવા ધધાને માટે તે કેળવાઈ નથી જુના જે ધધામા ઉછરી એ મોટો થયો હતો તે ધધાનો તો હજુએ એક રાજા જેવાજ છે તે ધધો હરેક રીતે શોભાવવાને તે શક્તિમાન છે, હજુ પણ તેમા તેની બુદ્ધિ મતેજ છે અને નવા ધધામા જો એને જોઇતી કેળવણી મળે તો તેની તે જ બુદ્ધિ ત્યા દીપી નીકળે તેમા કાંઈ સશય નથી આ સબધે મી ચેટરટનના શબ્દ જાણવા જેવા છે The natives of India have been credited with conservatism and stupidity mainly because they were wiser than their would-be instructors The reluctance of natives to use appliances imported from abroad may almost invariably be ascribed to the fact that they were unsuited to local conditions,"

આ ઉપરથી એમ ધારવાનુ નથી કે આપણા કારીગરોમા કોઈ પ્રકારનો દોષ નથી, ઉદેશ માત્ર એટલોજ છે કે જો આપણા દેશની ઉન્નતિ અર્થ આપણો એક દૃઢ નિશ્ચય થાય તો આપણાજ દેશમા જોઇતી ચીજો બનાવવાને માટે માણસો તૈયાર થઈ શકે તેમ છે, આપણુ ભવિષ્ય છેક નિરાશા ભરેલુ નથી આપણા વ્યાપારમા જોઇતી દરેક કાચી ચીજો અહીં મળી શકે તેમ છે, અને તેમનો જોઇતો સર્વ સામાન બનાવનાર કારીગરો પણ અહીં મળી શકે તો પછી હાલના જમાનામા જોઇતી ચીજો આ દેશમા બની શકે તેમ નથી એમ કહેવામા શો અર્થ ? શુ આપણે અધોગતિની એટલી સ્થિતિએ આવી ગયા છીએ કે

અત્યારે પણ આપણા દેશની ઉન્નતિ અર્થે આપણા કૃત્રિમ સંસારે ઉપજાવેલા ખર્ચાળ રીત-ભાતમાં સમયાનુસાર કાંઇપણ ફેરફાર ન કરી શકીએ ? અને જો આપણે આવી દુઃખી અવસ્થામાં એટલા જ ડહાપણવાળા થઇએ તો હાલના જમાનામાં જોઇતી આપણી ચીજમાં આપણને અનુકૂળ ફેરફાર કેમ ન કરી શકીએ ?

આપણા વ્યાપારના ઉન્નતિક્રમમાં બીજી એક મોટી અડચણ પાશ્ચાત્ય પ્રજાની હરીફાઈ છે. આ વિષય ખરેખર ગંભીરપણે વિચારવા જેવો છે. પરંતુ આપણે પ્રયત્ન કરીશું તો ભવિષ્યમાં તે આપણને છેક નિરાશ કરે તેમ નથી. આપણા ધંધા પશ્ચિમની હરીફાઇમાં ભાગતા ભાગતા પણ હજુ ટકી રહ્યા છે અને ગમે તેમ કરી તેવા કારીગરો અત્યારે પણ પોતાના જ ધંધામાં ગુજરાન કરે છે તે વાત ચારે તરફથી ચઢી આવતાં નિરાશાનાં વાદળ-માંથી આપણને સૂર્યકિરણની ઝાંખી બતાવે છે. આટલી આશા તો આપણા જૂના ધંધા-ઓમાંથી મળે છે. પરંતુ હાલમાં નવી અને પાશ્ચાત્ય પદ્ધતિએ આપણા લોકોએ ધમધોકાર કામ કરવા માંડયું છે. વણવાના એકલા જ ધંધામાં આ છલ્લાં પચીસ વર્ષમાં આપણે ઘણોજ વધારો કર્યો છે અને જો કે પરદેશથી આવતા કાપડમાં હજુ સુધી દેશની આબાદાનીના ઉપર દેખીતી અસર થાય તેટલા પ્રમાણમાં તેમની નીપજ નથી, છતાં આપણા દેશના ગરીબ વર્ગમાં વપરાતો કેટલોક પોશાક આપણી મીલો પુરો પાડી શકે છે. મુંબઈ, અમદાવાદ, નાગપુર વિગેરે સ્થળોમાં મીલનો ઉદ્યોગ ઝપાટાબંધ વધ્યા જ જાય છે અને આ સ્વદેશી હીલચાલના પછી તેમની નીપજમાં ઘણો ભારે વધારો થવાનો સંભવ છે. આ વધતા જતા મીલના ઉદ્યોગના સામે ઘણી ઘણી મુશીબતો નડે છે, છતાં તેનો વધતો જતો વ્યાપાર જોઈ ભવિષ્યને માટે સારી આશા બંધાય છે. કાપડનો વ્યાપાર ઘણે ભાગે માનચેસ્ટર અને લીવરપુલ તથા ડંડીના વ્યાપારીયોના હાથમાં હોવાથી હિન્દુસ્થાનની તળની નીપજ તેમના વ્યાપારને ધોકો પોંચાડે છે અને તેથી તેમનુ હિત આપણા મીલના વ્યાપારની વિરુદ્ધમાં છે. ઇગ્લેંડની પાર્લામેન્ટમાં વ્યાપારી લોકનુ ઘણું જોર હોવાથી આપણા લોકને હરેક રીતે તેઓ કનડી શકે તેમ છે અને આપણી રાજ્યકીય આવી વિષમ અવસ્થાને લીધે આપણા વ્યાપારને તેઓ તરફથી ભારે અડચણ નાખવામાં આવે છે. અહીંની મીલોના ઉપજતા માલ ઉપર સેંકડે પાંચ ટકા જેટલો ટેક્ષ ભરવો પડે છે અને અતિ દિલગિરીની સાથે કહેવું પડે છે કે આવી જાતનો કર અત્યાર સુધીમાં પોતાના જ દેશમાં ઉપજતા માલ ઉપર કોઈપણ કેળવાયલા સરકારે નાંખ્યો સાંભળ્યો જ નથી. કેટલીક વખત આપણા પાડોશી જાપાનનો દાખલો આપી આપણા લોકના ઉપર નિરુત્સાહતા, નિર્બળતા, અને અધમતાનો દોષ દેવામાં આવે છે. પરંતુ જાપાન અને આપણા દેશની સ્થિતિમાં ઉપરનો મહાન અગત્યનો તફાવત તદન વીસરાઈ જવામાં આવે છે.

આવી સ્થિતિમાં પણ આપણો મીલનો વ્યાપાર છેક નિષ્ફળ નીવડે તેમ નથી. આપણા વ્યાપારીઓની કરકસરની ઝીણી બુદ્ધિ ધૂળમાંથીયે પૈસો પેદા કરે તેવી છે. અને અમદાવાદની મીલોના વ્યાપારીઓએ આપણને બતાવી આપ્યું છે કે જો એશઆરામમાં નહીં પડતાં બરોબર ખંત અને કાળજીથી એ ધંધામાં મચ્યા રહીએ અને કરકસરથી વ્યવહાર ચલાવીએ તો આવા વિરુદ્ધ પ્રસંગોમાં પણ આપણા દેશની સ્થિતિ પ્રમાણે આપણો ધંધો સફળ કરી શકીશું.

પરદેશની મજુરીને મળતા લાભમા આપણે પણ કેટલોક ભાગ પડાવી શકીશુ અને જો સરકારની આપણા ઉપર રહેમ નજર રહેશે તો પરદેશીઓને આપણા બજારમા જતે દહાડે હરાવી પણ શકીશુ ઘણી વખત આપણી અહીંની સોંઘી મજુરી ઉપર જોઇએ તે કરતા વધાર ભાર મુકવામા આવે છે પરતુ મી એસ એમ જોનસનની ગણતરી પ્રમાણે અહીંની મજુરીની ખરી કીંમત ગણતા ઇગ્લેંડની મજુરીની હરીફાઇમા આપણી સોંઘી મજુરી ટકી શકે તેમ નથી એના કારણમા આપણે ઉપર જોઈ ગયા તેવી રીતે આપણા મજુરીઆટ લોકની સામાન્ય કેળવણીનો તદન અભાવ તે જ છે અને વળી જે નવા ધધામા તેઓ લાગેલા તે ધધાની ખાસ કેળવણી તેમને બીલકુલ હોતી જ નથી માટે જો કે અહીંના મજુરો થોડે પૈસે કામ કરે છે તો પણ ઇગ્લેંડના મજુરો કરતા એટલુ બધુ ઓછુ કામ કરે છે કે આખર મ વાજે તેમના કામના પ્રમાણમા ઇગ્લેંડના મજુરને મળે છે તે કરતા પણ વધારે મજુરી આપવામા આવે તો પણ તેમની મજુરી અહીંના મજુરના કરતા કિંમતમા ઘણી સસ્તી પડે છે અહીંનો મજુર દર અઠવાડિએ ૭૨ કલાક કામ કરતા ઘણામા ઘણુ ૭૦ પૌન્ડ કપડુ માળ ઉપર વણી શકે છે ત્યારે અઠવાડિઆમા માત્ર ૫૪ કલાક જ કરતા છતા ઇગ્લેન્ડના મજુર ૪૬૮ પૌન્ડ કપડુ વણી શકે છે આ રીતે જોતા સરખા કલાક કામ કરે તો ઇગ્લેન્ડનો એક મજુર લગભગ અહીંના નવ મજુર જેટલુ કામ કરી શકે છે અને અહીંનો મજુર ત્યાના મજુરના કરતા નવમા ભાગની મજુરી લે ત્યા સુધી તો કિંમતમા તે સોઘી મજુરી ગણાય નહીં આ દૃષ્ટિએ જોતા સોંઘી મજુરીનો ફાયદો તો માત્ર કહેવા પુરતો તો જ છે પરતુ આપણી મીલોના જાડા કાપડના વણાટમા આવી કેળવાયલી મજુરી નહીં મળવાથી થતા ગેરલાભની સામે પણ સફળ થવાની કેટલીક અનુકૂલતા આપણા દેશમા છે અને તેમા આપણે જોઇતુ તમામ રૂ આપણા દેશમાથી જ મળે છે તે મોટામા મોટો લાભ છે

(અપૂર્ણ)

મગનભાઈ ચતુરભાઇ પટેલ.

---

# સંસ્કૃતભાષાજ્ઞાનનું મૂલ તથા વૃદ્ધિ.

૧.

આજથી આશરે ૧૦૦ વર્ષ ઉપર સર વિલિયમ્ જોન્સે શકુંતલાનું અંગ્રેજી ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું ત્યારથી સંસ્કૃતભાષાજ્ઞાને યુરોપની પ્રજાનાં મન ચમકાવ્યાં હતાં. એ ભાષાંતર કલકત્તામાં ૧૭૮૯ માં છપાયું હતું. ત્યાર પછી તેનાં ફ્રેંચ, જર્મન, ઇટાલિયન, ડેનિશ, અને સ્વીડિશ ભાષાન્તરો થયાં, અને હર્ટફર્ડ ખાતે ૧૮૫૬ માં પ્રોફેસર વિલિયમ્સે તેનું નવીન કાવ્ય રૂપ ભાષાન્તર પણ પ્રકટ કરેલું હતું. ઉપરના સર્ વિલિયમ્ જોન્સના પ્રથમ ભાષાંતર ઉપરથી યુરોપના વિદ્વાનોમાં ભારે ખળભળાટ ઉત્પન્ન કર્યો હતો અને સંસ્કૃત ભાષાના અભ્યાસમાં પ્રીતિ ઉત્પન્ન કરી હતી. શકુંતલાના આ ભાષાંતરથી જેમનાં ચિત્ત બહુ જ પ્રસન્ન થઈ ગયાં હતાં તેમનામાં જર્મન કવિ ગેટે મુખ્ય હતો. તેણે લખેલ છે કે:—

" Willt tou die Blu he des fruhen,
Die Fruchte des spateren gahres,
Willt tou was reizt und entzuckt,
Willt tou was sattizt und nahrt,
Willt tou den Himmel, die Erde—
Mit einem Namen begreifen,
Nenn ich, Sacontala, toich,
Und so ist Alles gesagt."

( ભાષાંતર. )

" મોડાં ફળેલ કુસુમાકરનાં ફલોને—
પુષ્પો બને જ કદિ મોદ ખુશી તમોને,
આધાર ને બલ જ છે તમને કશાનું,
પહોંચી શકો કદિ તમે પૃથિવી અને શું,
એ કે જ શબ્દ થકી જો કદિ હું તમોને—
જવાબ આપું જ ' શકુંતલા ' એ ! "

ઇતિહાસકારો, ભાષાશાસ્ત્રીઓ, અને તત્ત્વજ્ઞાનીઓના મનમાં એવો વિચાર જાગ્રત થયો કે ભરતખંડમાં સંપૂર્ણ વિદ્યા સચવાઇ રહેલી છે અને તેમાંથી માનવ જાતિના પ્રાચીન ઇતિહાસનાં નવાં પૃષ્ઠો ખુલવાનો સંભવ છે, અને તેથી તેના અભ્યાસની જરૂર દેખાઈ. એક શકુંતલા ઉપરથી આટલી અસર ફેલાઈ તે ઉપરથી ભાષાશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, અને ભરતખંડની પ્રાચીન તવારીખની શોધો શરૂ થઈ ગઈ. ઇંગ્લંડ, ફ્રાંસ, જર્મની, ઇટલી, ડેન્માર્ક, સ્વીડન, રશિયા, અને ગ્રીસ, એ સર્વ દેશોમાં સંસ્કૃત અભ્યાસ શરૂ થઈ ગયો. ઇંગ્લંડમાં સર વિલિયમ્ જોન્સ, કોલબ્રુક. વિલ્સન—ફ્રાંસમાં બર્નુફ—જર્મનીમાં બે શ્લેજેલો, હંબોલ્ટ, બોપ, અને

ખ્યાલ આપણને આ એક શકુંતલાથી મળી શકે છે એટલો તેમના ઉપનેક્તો (ઉપનિષદો) અને બગવેદમ્ (ભાગવતમ્) ઉપરથી મળતો નથી." (Herder's Schriften, vol. IX. p. 226, zur schonen literatur und Kunst. Tubingen, 1807.) હર્ડરનો આવો અભિપ્રાય થવાનું કારણ માત્ર ભાગવતને બદલે બગવેદમ્ જેવાં દુષ્ટ ભાષાન્તરો હતાં. વેદો અતિ પ્રાચીન છે અને ભાષાંતરમાં યજુર્વેદને યજુરવેદમ્ લખેલ છે અને તે ભરતખંડના મિશનરી પ્રખ્યાત જેસ્યુટ રોબર્ટો ડી નોબિલિબસે એક પોતાના દેશી નોકર પાસેથી લખેલ છે, આના સંબંધમાં વેદોની આધુનિક પ્રતિની શોધની હકીકત તથા એલિસના ઉત્તમ ગ્રંથો ઉપરની ટીકાઓ જોવી. (એશિયાટીક રીસર્ચીસ, ૧૪, પૃ. ૧-૫૯; કલકત્તા, ૧૮૨૨).

વળી એથી પણ પહેલાં નીબર (Niebuhr) જેવા ઇતિહાસકારે તો પોતાના પ્રાચીન ઇતિહાસનાં ભાષણોમાં તો ખરું જ્ઞાન મળી ન રહે ત્યાં સુધી ભરતખંડ માટેની જગો ખાલી રાખેલી છે. તો પણ નીબરે જે કામ બાકી મૂકેલું છે તે કામ બીજા ઇતિહાસકારો કરી શકત; અને કાલિદાસનાં કેટલાંક કાવ્યો, હિતોપદેશની કેટલીક વાતો, આનન્દલહરીના કેટલાક શ્લોકો, અથવા તો ભગવદ્ગીતાના રહસ્યમય કાવ્યનું અવલોકન કરીને મીગેસ્થેનીસ તથા ટયાનાના એપોલોનિયસની સહાયતાથી તેમણે હિંદી પ્રજાનો ઐતિહાસિક વૃત્તાન્ત આપેલ છે, પરન્તુ તેમાં તેઓએ જે ગ્રંથકારો ઉપર આધાર રાખેલો તે ગ્રંથકારો ડેટી અને વર્જિલ જેટલા દૂર સમયના હતા, એ વાત તેઓ ભૂલી ગયા છે. ભરતખંડની પ્રજાનું વર્ણન કરવામાં જે ગેર ઇનસાફ એ પ્રજા ઉપર થયેલો છે એટલો બીજી કોઈ પ્રજા ઉપર થયો નથી. તે ઉપર માત્ર સામાન્ય અવલોકનો આપવાના કરતાં ઘણા બારીક અને ઉંડા અભ્યાસની તેમાં જરૂર છે. પોતાના વિષ્ણુપુરાણના ભાષાન્તરની પ્રસ્તાવનામાં પ્રોફેસર વિલ્સન લખે છે કે—"સંભાળથી કરવામાં આવેલ અવલોકન અને સત્ય વાતોના સંગ્રહ ઉપરથી રચિત હોવાને લીધે અંતર્નીત જ્ઞાન (inductive philosophy) ઉત્કૃષ્ટ ગણાય છે, અને જ્ઞાનની સર્વ પ્રકારની શોધમાં જરૂરનું છે કે તત્સંબંધી તર્કો (speculations) બાંધતાં પૂર્વે તેનાં સત્યો નક્કી કરવાં જોઇએ. હિંદુ લોકોની કથાઓ તથા પુરાણોની શોધના કામમાં આ પદ્ધતિ રાખવામાં આવેલી નથી, સામાન્ય સ્વરૂપવર્ણન માટે સાધનો બહુ ઉતાવળથી મેળવાયાં છે તેથી બહુ ભૂલ ભરેલ વિચારો આપવામાં આવેલા છે, કારણ કે એ લેખકોના સમજાવનારા ઓભિપ્રાયો અજ્ઞાન અને અપૂર્ણ જ્ઞાનવાળા હતા."

સંસ્કૃત ભાષાજ્ઞાનના શોધની વૃદ્ધિ અટકાવનાર એક બીજી બાબત પણ છે; અને તે એ કે એ વિદ્વત્તાની શાખા ઉપરની પ્રીતિ એ ગ્રીક અને લેટિન વિદ્વત્તાને પણ નુકસાન કરેલું છે. બેશક હજી આપણે શીખવાનું ઘણું છે, અને સંસ્કૃત અભ્યાસ કરનારને માટે તો બેંટલી અને હર્માનના મતો પસાર કરવાની જેટલી જરૂર છે એટલી બીજા કશાની નથી. પરંતુ ગ્રીક અને લેટીન અભ્યાસમાં તો ઉપયોગી અને નિરુપયોગી જ્ઞાન વચ્ચેનો અંતર છેક અદૃશ્ય થઈ ગયેલો છે, અને એ પ્રાચીન ભાષાઓના અભ્યાસના ખરા હેતુઓ જ ભૂલાઈ ગયેલા છે. ગ્રંથકારોમાંના લગભગ અરધો અરધ કરતાં પણ વધારે તો પ્રાચીનોના ઉત્તમોત્તમ નમુનાઓની વૃદ્ધિ કરવા તરફ જ વળેલા જણાય છે, અને વ્યક્તિને લાભકારક નીવડે તેવા જેટલા

થયા છે એટલા સાર્વજનિક ઉપયોગના થયા નથી આવી જ રીતે સંસ્કૃત ભાષાજ્ઞાનની અવસ્થા પણ થઈ છે એવા સંસ્કૃત ગ્રંથો પ્રસિદ્ધ થયા છે કે જેના ઉપર વ્યવહારી મનુષ્યે કાલક્ષેપ કરવો નિરર્થક છે, જે વિષયોમા ડાહ્યા થવા જવું એ મૂર્ખાઈ ગણાય એવા વિષયો લખાયા છે આ લખવુ કંઇ બધા જ વિદ્વાનોના લેખોને માટે લાગૂ નથી કેટલાક ઉત્તમ નમુનાઓ પણ થયા છે, પણ એવા થોડા છે અને તે સામાન્ય નથી જે જ્ઞાન કે વિદ્યા સામાન્ય ઉપયોગી ન હોય તે માત્ર વિદ્વત્તાના પ્રદર્શન રૂપ ગણાય છે તેઓ અત્યંતશ્રમસાધ્ય હોય છે છતા લોકોને ઉપયોગી હોતા નથી

ભાષાશાસ્ત્રના અભ્યાસનો મુખ્ય હેતુ એ છે કે માણસ જેવો છે તેવો જ તેને સમજીને માણસ શું છે તે જાણવું ધ્રુવના તારાની શોધ કરનારે તે પોતે શું છે તે જાણવાની પ્રથમ જરૂર છે આપણે શું છિયે એ વાતની શોધ પણ ઘણા પ્રાચીન કાળથી શોધાતી આવેલી છે, તો પણ તેને માટે અનાદિ કાલથી અથાગ શ્રમ લેવાયા છતા અદ્યાપિ સંતોષકારક પરિણામે પ્હોચી શકાયું નથી પ્રાચીન કાલના ખંડેરો અને મહાત્માઓના વૃત્તાંતો ઉપર હજી આપણે અટકળો ચલાવિયે છિયે તેમ છતા આપણે નાઉમેદ કે લજ્જિત થવાની કંઈ જરૂર નથી કેમકે સત્યની શોધના પરિણામમા નાહિંમત જ આવે છે

ત્યારે જો માનવજાતિના ઇતિહાસની અત્યંત અગત્યની અને પ્રાચીનતમા શૃંખલા પ્રાપ્ત કરવાનો હેતુ સંસ્કૃત ભાષાશાસ્ત્રના અભ્યાસમાનો છે, તો આપણે અવલોકવાના ગ્રંથોમા પણ આપણે ઐતિહાસિક ક્રમે જ જવું જોઈયે, એટલે કે છેક પ્રારંભથી અવલોકન શરૂ કરવું જોઇયે, તથા ભારતીઓના વિચારની વૃદ્ધિનો ક્રમ ધીરે ધીરે તપાસવો જોઇયે. તત્ત્વજ્ઞાનનો અભ્યાસ જેમ પ્રારંભથી જ થાય છે તેમ ઇતિહાસને માટે પણ સમજવાનું છે ભરતખંડની સર્વ વિદ્યાઓનું મૂળ એક જ હોવાને લીધે તમા તો પ્રારંભથી જ શીખવાની વિશેષ જરૂર છે એમા તો તત્ત્વજ્ઞાન બ્રહ્મજ્ઞાન કાવ્યો કાયદાઓ, ખગોલવિદ્યા, વ્યાકરણ શાસ્ત્ર, શબ્દમાધ, ઇત્યાદિ સમગ્ર વિદ્યાઓનો સમૂહ વેદ નામમા છે માટે પ્રારંભ વેદથી જ થવો જોઇયે

**ચમનરાય શિવશંકર વૈષ્ણવ. જુનાગઢ.**

---

# પ્રવાસી પંખીડાં.

( જીવનનું વીતી ગયલું એક વર્ષ. )

પ્રવાસી પંખીડાં, શ્રમવિકલ વ્હાલાં ઘડી ઠરો.
અહીં આવો બેસો; અતિથિ અમ મોંઘાં પરમ છો,
સુવાસી પુષ્પો ને ફલથી જગવૃક્ષે નચવતું-
જુઓ વીતી ચાલ્યું વરસ અણમોલું જીવનનું.

ઘડી ઠેરો વ્હાલાં, જગતતરુશાખા પર અહીં;
વીતેલી વાતોને સ્મરણતટ લાવો સ્થિર બની.
વિલાસો વેર્યાં કંઈ જીવનગતસંવત્સર મહીં ?
ડુબ્યાં કે અશ્રુને ઉદધિતલ ખારાં જલ મહીં ?

શુણાવો પ્યારાં ઓ, વિતકકથની કંઈ પ્રણયીને;
અમારી વાંચી લો હૃદયતલસ્પર્શી થઈ અને,
અમે રાચ્યાં સંગે પ્રણયીજન યાત્રાસુપથમાં;
ઘડી રોયાં સંગે ભૂલી જઈ ભટકતાં વિપથમાં.

વિલાસ્યાં પુષ્પોનાં વિકચદલસૌરભવન જઈ;
ઝીલાવ્યાં ઝીલ્યાં હા પ્રણયી જન પ્રીતિ સર લઇ,
શુણ્યાં દૈવી ગાનો શિખરસ્થિત વ્હાલાં પ્રણયીનાં;
શુણી રાચ્યાં નાચ્યાં વિકસિત કલાપે પ્રણયીમાં.

મધુરા આલાપે ઉડી અવર ડાળે જઈ ચ્હડયાં;
વિકારો વૃત્તિના પ્રણયીજનમાં ત્યાં અનુભવ્યા.
અહંતાનાં ઘેરાં પડળ દૃય નેત્રે ચ્હડી જતાં-
લડયાં માંહો માંહે દુઃખદ કંઈ ચંચુક્ષત કર્યાં.

વહ્યાં ઇંદ્રિયોની દુરિત કૃતિયોને નિભવતાં;
ચખાડયાં ને ચાખ્યાં કલુષ પરિણામો વિપવતાં;
ચીંટાયાં વંટોળે પ્રગતિપથ માંહે કદી કદી;
ભમાવ્યાં વ્હાલાંને ભમીં વિપથચારી બની બની.

નિહાળ્યાં વ્હાલાંને અસીમ તમ કોટરતલ જતાં;
નિહાળ્યાં પંખેરું ગભરુ ક્રૂર અંતક વશ થતાં.
સહ્યા વ્હાલાં સાથે પ્રણયવનણુ ઊંડા રડી રડી;
ચૂમ્યાં ઝીલ્યાં અશ્રુ પુનિત પ્રણયીનાં ઢવી ઢવી.

ન જોયા શુ ખીલ્યા સુમન ઘડીમાહે ખરી જતા ?
ન જોયા શુ ઊડયા પ્રણયી ઘડી માટે પડી જતા ?
ન જોયા શુ ભર્ગો પરમ સવિતાના ચળકતા ?
ન જોયા શુ ધારા જલદ થકી અંતર્હિત થતા ?

રહ્યા કાઇ ઊચે જગત વિટપે કઈ ગબડીયા
ન ઝીલ્યા ઝીલ્યા કઈ પ્રભુવિભુસત્યો હૃદયમા
જવા ટોચે કીધુ મથન ઘણુ તોયે નવ ચ્હડયા
પિતાના મંદિરો અતીવ દૂર વ્હાલા હજુ હા

છતા આશાભંગી પ્રતિહતગતિના નવ થવુ
ઘવાતા ખેંચાતા ભગીરથપ્રયત્ને ચ્હડી જવુ
ફરી દૃષ્ટિ નીચે બહુ જ પથ કાપ્યો રસીકડા
પમારા પાંખો આ પ્રણયી સહ ઊડો ગગનમા

રૂપાજ્યોતિ પેલુ પરમ સવિતાનુ ચળકતુ-
નિરાળો ત્યા વ્હાલા ગગનપર ભેદી નિકળતુ
ઉજાગી માયાના તમસમૂહ તેજે પ્રસરતુ
પિતાની પ્રીતિનો પુનિત પથ પ્રેમે પ્રગટતુ

ઝના ખચી ઝળી શિખ સ્થિત નત્ત રસઝગ
નિમગ્ને એ ધામે રીપપુર કમારવ વડ
ઊડો ઊચે ઊચે અમઝરણ ઝીલી મભયા
રહો રંગે મગે મનુ જીવનયાત્રાવહનમા

હજો પંથે ત્રપિ સુખદ પ્રભુપ્રીતિઝરણુની
ગસીના મ્હારાના દુખદ પથકટક દૂર થજો
રસીના મ્હારાઓ રસ મનસમા રસરૂપ થજો

જી. અ. પટેલ.

## અકબરના નિંદકો.

"To myself the object of history is to discover and make visible illustrious characters, and pay them ungrudging honour.

"The History of mankind, says Carlyle, is the History of its great men To find out these, clear the dirt from them, and place them on their proper pedestals, is the function of the historian. He cannot have a nobler one."
—Fronde's Inaugural Lecture as Professor of History at Oxford in 1892.

બાદશાહ અકબરને, હેના જીવનકાળમાં તેમ જ હજી સુધી હિંદુઓ दिल्लीश्वरो वा जगदीश्वरो वा કહેતા ને કહે છે. તેઓ હેને ઇશ્વરના જેટલું સન્માન આપે છે. ભગવદ્ગીતામાં લખ્યું છે કે:—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

જે સમયે મહાત્મા અકબરે જન્મ ગ્રહણ કર્યો, તે સમયે ભારત અંધકારમાં ડુબ્યું હતું, સર્વત્ર અરાજકતા પ્રસરી રહી હતી. કુસંસ્કાર અને ધર્મભાવના લોપને લીધે હિંદુઓનો નાશ થવા બેઠો હતો. એવે સમયે મહાત્મા અકબર ભારતના સિંહાસન પર ન આવ્યો હત, તો હિંદુઓની ઉન્નતિની કશી પણ આશા ન્હોતી. ભારતના આ ઘોર સમયે હેણે હિંદુઓમાં નવો જીવનસંચાર દાખલ કર્યો, એ ઉપકારમાં હિંદુઓ હેને જગદીશ્વર ન કહે તો તેઓ ખરેખર કૃતઘ્ની જ કહેવાય.

હેની કીર્તિની અદેખાઇથી બળી જનારા હેની નિન્દા કરે એમાં આશ્ચર્ય નથી.* ઓગણીસમી સદીના આરમ્ભથી હેની નિન્દા કરનારાનો એક બીજો વર્ગ ઉભો થયો છે. ને તે અંગ્રેજ ઐતિહાસકો છે. રાજનૈતિક કારણથી તેઓ હેના શત્રુ છે ને તેથી જ હેની નિન્દા કરે છે. લેકી (Lecky) નામે એક વિખ્યાત અંગ્રેજ ઐતિહાસક લખે છે કે:—

"The promotion of industrial veracity is probably the single form in which the growth of manufactures exercises a favourable influence upon morals. It is possible, however, for this virtue to exist in great perfection without any corresponding growth of political veracity or in other words of that spirit of impartiality which in matter of controversy, desires that all opinions, arguments and facts should be fully and fairly stated."

* આ સિવાય હેની નિન્દા કરનારાનો એક બીજો વર્ગ છે. અકબર ધર્માન્ધ મુસલમાન ન્હોતો એ કારણે ધર્માન્ધ મુસલમાન લેખકો એને "કાફિર" શબ્દથી સંબોધે છે. હેની રાજનીતિ ને શાસનપ્રણાલી પર કોઈ જાતની ટીકા ન કરતાં, હિન્દુ મુસલમાનને સમાન ગણવા માટે જ હેની નિન્દા કરે છે. આ તરફ આપણે લક્ષ આપવાનું નથી.

એ જ લેખક બીજે સ્થળે લખે છે કે—

"A disinterested love of truth can hardly exist with a strong political spirit The object of the politician is expediency &c"

એ જ કથા કવિવર ભર્તૃહરિએ આ શબ્દોમા કહી છે—

सत्यानृता च परुषा प्रियवादिनी च।
वेश्याङ्गनेव नृपनीतिरनेकरूपा ॥

આ કારણથી અગ્રેજોના લખેલા વિપક્ષ ને વિજાતિઓના ઇતિહાસ હમેશા સત્ય અને વિશ્વાસજનક હોય છે એ માનવુ તે ભૂલભરેલુ છે અગ્રેજ ઐતિહાસિકો અકબરની નિન્દા શા માટે કરે છે તે પ્રથમ તપાસીશુ

જે અગ્રેજ ઐતિહાસિક અકબરની નિન્દા કરવાની પહેલ કહાડી ત્હેનુ નામ કર્નલ ટૉડ છે ટૉડનો રાજસ્થાન ગ્રથ આપણા દેશમા પ્રખ્યાત છે

જો કે એ ગ્રથ ભારતવાસીઓમા પ્રસિદ્ધ છે તથાપિ કર્નલ્ ટાડે કયા કેવા કારણોથી દેશમા પ્રવાસ કર્યો તે કારણોથી તેઓમાના ઘણા અજ્ઞાત છે ટાડ્ સ્કૉટલૅણ્ડમા ઇ સ ૧૭૮૨ મા જન્મ્યો હતો જ્યારે તે ૧૭–૧૮ વર્ષનો થયો ત્યારે ભારતના સૈનિક વિભાગમા નિમાયો આ દેશમા ૨૨–૨૩ વર્ષ નોકરી કરી ઇ સ ૧૮૨૩ મા પાછો વિલાયત ગયો ૧૮૩૫ ના નવેમ્બર માસની ૧૭ મી તારીખે મરણ પામ્યો

ઇ સ ૧૮૦૬ થી ૧૮૨૩ સુધી ત્હેણે રાજપુતાનામા નોકરી કરી એ વખતમા ત્હેણે રાજપુતાનાનો ઇતિહાસ લખ્યો પ્રથમ જ્યારે તે રાજપુતાનામા નિમાયો ત્યારે તે દેશની સારી રીતે જરીફ કરવાની સરકારે ત્હેને સોપણી કરી હતી એ કામ સોપવાનો સરકારનો એક વિશેષ ઉદ્દેશ હતો રાજપુતાનાનુ માનચિત્ર તે વખતે સરકારને અવિદિત હતુ કાઇ વખત એ રાજ્યો સાથે સરકારને વિગ્રહ થાય તે પ્રસગે ત્હેનુ માનચિત્ર (Topography) ઉપયોગી થઈ પડે એ હેતુથી સરકારે કર્નલ્ ટૉડને મોકલ્યો હતો. ત્હેણે એ કાર્ય સારી રીતે પાર પાડ્યુ તે ત્હેના મરણ પછી ત્હેના જીવનચરિતલેખક લખેલા Annual Biography & obituary for 1835 ના ગ્રથથી સિદ્ધ થાય છે ત્હેમા લખ્યુ છે કે—

Almost immediately upon his arrival in that country he began its survey, the details of which he has stated in the memoir, and its result is given in the magnificent map which graces the Annals In the maps prior to this survey Rajpootana was almost a total blank nearly all the western and central states are wanting the rivers were supposed to have a southerly course into the Nerbudda, and the position of the two capitals (the ancient and the modern) of Mewar was precisely reversed, Cheetor being placed in the best maps S E of Oodepore instead of E N E The map of Colonel Tod was completed in 1815, and presented to the Marquis of Hastings it is worth remarking that the author first bestowed the name of Central India upon

the country, which it has since retained. *The map was of vast utility to the Government, being made one of the foundations of Lord Hastings' plan of operation in the year 1817.*

His surveys were continued without interruption, except by his indefatigable researches into the History and antiquities of the Rajpoot States, till 1817, when he was appointed political Agent of Government having the sole control over the five principal states of Rajasthana: Mewar, Marwar, Jessalmer, Kotah and Boondi.

હેનું માનચિત્ર યુદ્ધ સંબંધે એટલું ઉપયોગી થઇ પડ્યું કે તે વખતના ગવર્નર જનરલ હેસ્ટિંગ્સે હેને રાજપુતાનામાં પોલિટિકલ એજન્ટ નીમ્યો. ટૉડ સાહેબ નાની ઉમરનો હતો ને એ જગા મળવાનો હેનો હક ન્હોતો. હેનાથી જુના ને વધારે હકદાર અનેક અમલદારો હતા તે સર્વેને અન્યાય આપી હેને એ જગા આપી એવા એ લૉર્ડ હેસ્ટિંગ્સને પ્રિય થઈ પડ્યો હતો. ટૉડ સાહેબ રાજપુતાનાના રાજાઓ પાસે લાંચો લે છે એવું અનેક અધિકારીઓ લૉર્ડ હેસ્ટિંગ્સને કહેતા, પણ લૉર્ડ સાહેબ તે બધું બ્હેરે કાને સાંભળ્યા કરતા. ટૉડ સાહેબ પર આટલી બધી પ્રીતિનું કારણ શું? નકશો ચિતરી આપ્યો તે? ના, તે સિવાય બીજું પણ એક હતું. હેસ્ટિંગ્સે જે રાજનીતિ અવલમ્બન કરી હતી હેમાં ટૉડ સાહેબ સહાયતા આપ્યા જતો. હેસ્ટિંગ્સ્ સાહેબે ભારતમાં આવી વિગ્રહો આરંભ્યા. હવે તે સમયે રજપુતો, મુસલમાનો ને મરાઠાઓ સાથે મળી જાય તો અંગ્રેજોને જય મળવો મુશ્કેલ થઈ પડે. ટૉડ સાહેબે રાજપુતોને છળથી ને કુશળતાથી પેલાઓથી દૂર રાખ્યા રજપુતોને મુસલમાન ને મરાઠા સામે તિરસ્કાર ઉપજાવવા અનેક યુક્તિઓ કરતો તે હેના લખેલા ગ્રંથમાં પણ જણાય છે. અકબરના ચરિત્રમાં પણ તે અનેક દોષ આરોપણ કરે છે. લખે છે કેઃ—

"અદૃષ્ટતરંગના પ્રચંડ ચક્રથી પતિત થયેલા જે રજપુતોએ એને ત્યાં સ્વતંત્રતા વેચી દીધી, તે રજપુતોની પ્રાણસ્વરૂપિણી રમણીઓના જીવનનું સારતત્ત્વ સતીત્વ, હેણે, રાજધર્મને માથે લાત મારી નિકૃષ્ટ તિરસ્કાર હીનજનની પેઠે કામવિમૂઢ થઈ, લુંટ્યું. આ વસ્તુ સ્મરણમાં રાખીએ તો હેને ભારતનો અદ્વિતીય અધિપતિ, મોગલકુળનો ગૌરવકેતન, 'જગદ્ગુરૂ અકબર' કહી શકાય નહિ. હેને કપટતા, સ્વાર્થપરતા ને વિશ્વાસઘાતકતાનો મૂર્તિમાન પિશાચ કહી તિરસ્કાર કરવાનું મન થાય છે."

રાજા માનસિંહના સંબંધે ટૉડ સાહેબ લખે છે કેઃ—

"જે અકબરે અનન્ત બળ અને ક્ષમતાના પ્રભાવથી તે વખતના નૃપતિકુલને શીર્ષસ્થાને આસન પ્રાપ્ત કર્યું હતું,...એ જ અકબરે दील्हीश्वरो वा जगदीश्वरो वा કહેવાતા અકબરે વિષપ્રયોગથી માનસિંહની હત્યા કરી અને તેથી પરિણામે પોતાનું જીવન વિષમય બનાવી દીધું. બુન્દીના ભટ્ટકવિગણે એ વિષય અતિસ્પષ્ટરૂપે પોતાના કાવ્યગ્રંથમાં વર્ણવ્યો છે."

ઉપરની હકીકત સત્ય છે તે સંબંધે ટૉડ સાહેબે કોઈ પ્રમાણ આપ્યું નથી. માત્ર

ભટ્ટ કવિ પર વિશ્વાસ રાખી લખ્યુ છે. પણ કવિઓ તે ઐતિહાસકો નથી, ને તથા એમનું સાક્ષ્ય વિશ્વસનીય ગણી શકાય નહિ. અકબરે રજપુતોને જીતી લીધા એ બળતરામા પણ પણ રાજપુતાનાનો એ કવિ એમ લખે તો બહુ આશ્ચર્ય નથી રજપુત રમણીઓ પોતાનું સતીત્વ જોખમમા આવી પડયુ હોય તો અગ્નિદેવ વિના બીજા કોઇને શરણે જતી જ નથી એ વાર્તા પ્રસિદ્ધ છે. એવી રમણીઓનું સતીત્વ અકલેશે અને અનાયાસે ભ્રષ્ટ થાય એ વાત ન માનવા જેવી છે. ખરી હકીકત તો એ છે કે અકબરે પોતાના સૌજન્યથી રજપુતોને એવા મોહિત કરી નાખ્યા હતા કે ત્હેને તો નહિ પણ ત્હેના વશજોને પણ ખુશીથી કન્યા દેતા. આમા ઓછી રાજકુશલતા નથી.

માનસિહને વિષ દીધાનુ પ્રમાણ કયા છે? રાજપુતાનાના રજપુતો સાથે ત્હેણે યુદ્ધ કર્યું તેટલા કારણથી ટૉડ સાહેબે અકબરને ગાળો દીધી. મૉલેસન ( Malleson ) પોતાના અકબર-ચરિતમા લખે છે કે —

"*Unable, apparently, to comprehend the principle which underlay the* whole policy of Akbar, and of conquering that he might produce union, and regarding him as he rightly regarded his Afghan and Pathan predecessors, Colonel Tod attacks him for his conquests. I need not add that if to render happiness to millions is one of the first objects of Kingship, and if to obtain that end union has to be cemented by conquest the means sanction the end Akbar did not conquer in Rajputana to rule in Rajputana. He conquered that all the Rajput Princes, each in his own dominions, might glory that peace and prosperity which his predominance, never felt aggressively, secured for the whole empire'

ટૉડ સાહેબનો ઇતિહાસ વિશ્વાસયોગ્ય નથી એવો સ્વીકાર તો હવે અનેક ઐતિહાસકો કરે છે. ત્હેણે મરાઠાઓને જે ગાળો દીધી છે ત્હેના વિષયમા માનનીય સ્વર્ગીય મહાદેવ ગોવિંદ રાનાડે મહાશય આ પ્રમાણે લખે છે કે —

"He (Tod) has one measure of justice for the Rajputs, and another for their Mahomedan and Maratha conquerors He will speak with praise of a miserable and provoked raid by a Rajput Chief but has nothing but hard words *to use when he has to describe perhaps a more excusable act of power on the* part of other nationalities This partiality to his pet race leads the historian to render less than justice to the other nationalities, and none more so than to the Marathas"

ટૉડ સાહેબ રજપુતોની અયથા પ્રશસા કરી ગયો છે. ગવર્નર જનરલ ડલ્હૌઝીના સમયમા સર્ હેન્રિ લૉરેન્સને પંજાબમાથી ઉપાડી રાજપુતાનામા મુકયો. ત્હેણે ટૉડ સાહેબે કરેલી રાજપુતોની પ્રશંસા સબધે જે લખ્યુ છે તે યાદ રાખવા જેવુ છે.

In a letter to Sir J Kaye, dated Mount Aboo, June 19th 1854, Lawrence wrote,—

"You are right in thinking that the Rajputs are a dissatisfied, opium-eating race. Tod's picture, however it may have applied to the past, was a caricature on the present. There is little, if any, truth or honesty in them and no much more manliness. Every principality is more or less in trouble."

(Life of Sir H. Lawrence by Sir H. Edwardes and H. Merivale. Vol. II. p. 256.)

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ રીતે કહી શકાય કે ટૉડ સાહેબ સત્યનિર્ધારણક્ષમ (critical) અને વિશ્વસનીય ઐતિહાસિક ન્હોતો. આમ હોવાથી ત્હેણે અકબરની જે નિન્દા કરી છે તે ન્યાયસંગત નથી.

વ્હીલર્ (Wheeler) સાહેબ ભારત વર્ષનો પ્રસિદ્ધ ઐતિહાસિક છે, પણ ત્હેની પ્રસિદ્ધિ ટૉડ સાહેબના જેટલી નથી. ત્રીસ વર્ષ પર ત્હેના ઇતિહાસો જેટલા આદરથી વંચાતા, તેટલા હાલ વંચાતા નથી. તે પણ અકબરનો નિન્દક છે. પોતાના College History of India નામના ગ્રંથમાં અકબરના સંબંધમાં એ લખે છે કેઃ—

Akbar was never properly educated. He was a semi-barbarian, who could neither read nor write. He learned *to read in his later years* and his *spelling book was preserved until lately, as a curiosity. All his* knowledge was obtained from Abul Fazal and other learned men of different nations and creeds, who gratified his curiosity by relating histories and flattering him into the belief that he was something more than human.

વ્હીલર્ સાહેબ અકબરને અસભ્ય અથવા અર્ધસભ્ય લખી માર્યો છે. અકબરનો દોષ એટલો જ હતો કે ત્હેને લખતાં વાંચતાં આવડતું ન્હોતું. અક્ષરજ્ઞાનથી જ સભ્યતા પ્રાપ્ત થતી હોય તો જગતમાં ધાર્મિક ઉથલપાથલોના કરનારા ઘણા ખરા અસભ્ય જ ગણાય. વ્હીલર્ સાહેબ ક્રાઇસ્ટભક્ત હતો. જે ક્રાઇસ્ટને ઇશ્વર માની તે પૂજા કરતો તે ક્રાઇસ્ટ કયી યુનિવર્સીટીનો ગ્રૅજ્યુએટ્ હતો તે સાથે સાથે તુલનાસ્વરૂપ બતાવ્યું હત તો વ્હીલર્ સાહેબનો ઉપકાર થાત, અક્ષરજ્ઞાનથી જ સભ્ય થવાતું હોય તો ક્રાઇસ્ટ્ કરતાં ત્હેનો ભક્ત વ્હીલર્ ઘણા ઉચ્ચ પદને યોગ્ય હતો એમ કહ્યા વિના આપણને છુટકો જ નથી! વ્હીલર્ સાહેબને મતે તો ક્રાઇસ્ટ્, મહમદ, મહાપુરુષ શિવાજી, સેનાનાયક હૈદર અલી—તે હૈદર અલી, નેપાલનો રાજમંત્રી જંગબહાદુર જેના પ્રતાપે ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજોને અયોધ્યા પ્રાન્ત પાછો મળ્યો તે જંગબહાદુર, ને અકબર તો છે જ, એ બધા અસભ્ય જંગલી ગણાય. શી ઉત્તમ સભ્યતાની વ્યાખ્યા ને તે જાણવાની તૃષા! કેવળ એશિયામાં જ નહિ, પણ યુરોપમાં એ એવા ઉત્તમ મનુષ્યો થઈ ગયા છે કે તેઓ બહુ ભણ્યા નહતા છતાં મસ્તક નમાવવા યોગ્ય હતા. આ વિચારો દેખાડીને વ્હીલર્ સાહેબે પોતાની જ સભ્યતાનું માત્ર દર્શન કરાવ્યું છે!

ભારત વર્ષનાં વિશ્વવિદ્યાલયોનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે શરૂઆતમાં અંગ્રેજો

દેશીઓને ઇતિહાસ શિખવવાને બહુ ઉત્સુક હતા. ભારતવાસીઓ તે વખતે ઇતિહાસ લખી શકતા ન્હોતા, ઇતિહાસ ચર્ચા કરી શકતા ન્હોતા, તેથી તેઓ ઐતિહાસિક ભ્રમશૂન્યતા ( historical accuracy ) કોને કહે છે ત્હેનુ ત્હેમને ભાન ન્હોતું. આ બધાં કારણોથી ભારતમાં ઇતિહાસચર્ચા થાય તે માટે તેઓ બહુ પ્રયત્ન કરતા. જ્યારે ભારતવાસીઓ ઇતિહાસ શીખવા લાગ્યા એટલુ જ નહિ પણ લખવા એ લાગ્યા, ત્યારે અંગ્રેજ લેખકોએ સુર બદલ્યો. આ દેશની શાળાઓમા ભારતવાસીઓએ લખેલા ઇતિહાસો શિખવવા લાગ્યા એટલે અંગ્રેજ લેખકોને અર્થહાનિ થઇ, ત્હેમની ઐતિહાસિક ભુલો પકડાવા લાગી, એટલે માનહાનિ થઇ. આથી એમણે સુર કહાડ્યો કે ભારતવાસીઓએ લખેલા ઇતિહાસો શાળામા ચલાવવા જેવા નથી, કારણ કે એ પુસ્તકો રાજભક્તિનુ શિક્ષણ આપતા નથી, એટલુ જ નહિ પણ રાજદ્વેષ વધારે છે.

ઇ સ ૧૮૯૭ મા મી તિલક વિરુદ્ધ રાજદ્રોહિતાનો ભયંકર કેસ ચાલતો હતો, ત્યારે કલકત્તા વિશ્વવિદ્યાલયની એન્ટ્રન્સ પરીક્ષામા શ્રીયુત રમેશચન્દ્ર દત્તનો ભારતનો ઇતિહાસ ચાલતો હતો તે વખતે સર્ વુઇલિયમ્ હન્ટર્ જીવતો હતો ત્હેનું History of the Indian People પુસ્તક વિશ્વવિદ્યાલયના પાઠ્ય પુસ્તકોના લિસ્ટમાથી ઉડી ગયુ હતું, ને તેથી કર્તાને વિશેષ હાનિ થઈ હતી વિલાયતના ટાઇમ્સ્ ( Times ) પત્રમા ભારત સંબંધે તે લેખ લખ્યા કરતો. તિલકના કેસ વખતે ટાઇમ્સ્ પત્રદ્વારા એવો સુર કહાડ્યો કે ભારતવાસીઓને હાથે લખાયેલા ભારતના ઇતિહાસો ભારતની શાળામા ભણાવવામા આવે છે તેથી જ ભારતવાસીઓમા રાજદ્રોહ જન્મે છે. ત્હેના એ સુરમાં અનેક અગ્રેજોએ તાલ દેવા માડેલા સર્ ફ્રેડ્રિક્ લિલી એમા મુખ્ય હતા. તેઓ આ પ્રાન્તમા કમીશનર હતા ત્હેમણે એ વખતે 'History as taught in Indian schools' નામે એક ન્હાનુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું એ પુસ્તકમા ત્હેમણે એવુ જણાવવાનો યત્ન કર્યો કે ભારતવાસી રચિત ઇતિહાસો જ ભારતના રાજદ્રોહનુ મૂળ છે. ભારતવાસી ઐતિહાસકો અકબરની પ્રશસા કરે છે તે અન્યાય છે ને એમ અકબરની સ્તુતિથી જ રાજભક્તિનો નાશ થાય છે. આથી ત્હેમણે અકબરની પેટભરીને નિન્દા કરી છે. ત્હેણે અકબરના સમ્બન્ધમા જે લખ્યુ છે ત્હેમાથી થોડુ નીચે આપીએ છીએ —

"Judged by one test of greatness-the durability of his work-he failed all round"

"Akbar's elephants alone ate up more of the public money than the whole of the Bombay Civil Service at this day."

"No doubt he reduced oppression, but the discriminating historian will remember that even European travellers of that time, still less native panegyrists, had seen little of well ordered Government with which to make comparison If he has any practical experience, he will reflect how incredible it is that the mere fiat of an individual working with such instruments as Akbar had, could keep effectively in hand a huge army of officials in a country reaching from Kandahar to the Hooghly, and for hundreds of miles of

hill and forest on the far side of Narbadda. He had, it must be remembered none of the modern means of communication by which to keep touch with distant masses."

†લિલી સાહેબે દુરભિપ્રાય (prejudice) અને રાજનૈતિક કારણો (political expediency) ને લીધે અકબરની નિન્દા કરી છે ને તેથી હેનો ઉત્તર આપવો યોગ્ય નથી અકબરના હાથીઓ બાર મહિને ૨૮ લાખ રૂપિયા ખાઇ જતા તે લિલી સાહેબથી સહન થતું નથી. એ ખર્ચનો હિસાબ કઢાવવાનો વખત મળ્યો. અંગ્રેજ સરકારના રાજ્યમાં પરચુરણ ખર્ચમાં જ કેટલા લાખો ઉડી જાય છે હેનો હિસાબ કઢાવવાનું તો મનમાં એ ન આવ્યું એ ઓછી નવાઇની વાત છે?

આજકાલ માર્સડેન સાહેબે રચેલો ભારતનો ઇતિહાસ વિદ્યાર્થીઓમાં વંચાય છે, હેણે અકબરના સબંધમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ-

"Were the people of India happier under him than they are now? Oh no! neither you nor I would like to be under a Government better off than any one who lived under any Mogul king. The Government under which we live is as much better than Akbar's Government as Akbar's Government was better than that of the cruel Pathan kings."

માર્સડેન સાહેબનું માનવું ભુલ ભરેલું છે. આઇને અકબરી પરથી સ્પષ્ટ રીતે સમજાય છે કે અકબરના સમયમાં માસિક છ આનાના ખર્ચથી દરેક મનુષ્યનું ગુજરાન થઈ શકતું. જ્યારે આટલા થોડા ખર્ચે મનુષ્યનું ભરણ પોષણ થઈ શકે ત્યારે પ્રજાજનો દુઃખી ન જ થાય એ સ્પષ્ટ છે. પ્રજા જનોનું ભરણપોષણ જેમ બને તેમ ઓછા ખર્ચે થાય તે રાજશાસનનો મુખ્ય ઉદ્દેશ છે અને તે ઉદ્દેશ આજના સમય કરતાં અકબરના સમયમાં સારી રીતે સિદ્ધ થઈ શકતો એ જ બતાવે છે કે આજના કરતાં અકબરના સમયમાં પ્રજા ઓછી નહિ પણ વધારે સુખી હતી. તેથી જ લોકો હેના રાજ્યને રામચન્દ્ર સાથે સરખાવતા ને હેને दिल्लीश्वरो वा जगदीश्वरो वा ની ઉપમા આપતા.

આ ઉપરથી મારૂં કહેવું એમ નથી કે અકબરનું રાજ્ય દોષરહિત હતું. એવું કશું નથી કે જે અપૂર્ણ ન હોય–સર્વેમાં કોઇને કોઈ દોષ તો હોય જ ને તેથી પ્રજાને કોઇને, કોઈ કાળ તો અનુભવવું પડે જ. જે રાજ્યનો પાયો 'અધિકાંશ જનોનું અધિકતમ મંગળ (greatest good of the greatest number) એ મંત્ર ઉપર રચાયો હોય તે જ રાજ્ય ઉત્તમ; ને તે પ્રમાણે તો પ્રજાના મ્હોટા ભાગને પેટ પુરતું ખાવાનું મળે તેજ રાજ્ય ઉત્તમ.* કોણ કહે છે કે અકબરનું રાજ્ય હાલના રાજ્ય કરતાં કનિષ્ટ હતું?

અકબરને હિન્દુઓ दिल्लीश्वरो वा जगदीश्वरो वा કહે છે. ઇશ્વર છે કે નહિ ને

† નિષ્પક્ષપાત રીતે વિચાર કરોઃ રાજ્યની ઉત્તમતાની આટલી જ કસોટી સંપૂર્ણ લાગે છે!
તન્ત્રી.

* પૂર્વોક્ત ઉતારાવાળું પુસ્તક મિ. લિલિએ લખ્યું છે! એ ક્યાં મળી શકશે!—તન્ત્રી.

હોય તો મનુષ્ય ઇશ્વર થઇ શકે કે નહિ એ વિવાદગ્રસ્ત વાત છે, તો પણ એક ફારસી સુફી કવિ કહે છે કેઃ—

મરદે ખુદા, ખુદા ન બાશદ,
લેકિન અઝ ખુદા, જુદા ન બાશદ.

અર્થાત્ ઇશ્વરભક્ત વ્યક્તિ ઇશ્વર તો ન બની શકે, પણ એ ઇશ્વરથી ભિન્ન નથી. મહાત્મા અકબર એવો એક ઇશ્વરભક્ત હતો. જેને આજકાલ 'ધર્મોનો તૌલનિક અભ્યાસ' ( comparative study of religions ) કહે છે ત્હેનો પ્રથમ માર્ગદર્શક તે એ જ હતો.

એ સારી રીતે સમજી શક્યો હતો કે હિન્દુ મુસલમાન વચ્ચે સદ્ભાવ નહિ જાગે ત્યાં સુધી ભારતની ઉન્નતિ થવાની નથી ને કોઈ રાજ્ય ટકી શકવાનું નથી. એ સદ્ભાવનાં બીજ રોપવા હરહમેશ યત્ન કર્યા કરતો. એ ઉદ્દેશ સિદ્ધ કરવાને ત્હેણે રજપુત કન્યા સાથે લગ્ન કર્યું ને ત્હેની એક રજપુત સ્ત્રીથી જહાંગીરનો જન્મ થયો. જહાંગીર પણ અકબરના માર્ગ પર ચાલ્યો ને રજપુત કન્યાઓને પોતાના ઝનાનામાં લીધી. ત્હેને પુત્ર શાહજહાન પણ રજપુત કન્યાને જ પેટે અવતર્યો હતો. આમ જહાંગીર ને શાહજહાન અર્ધા હિંદુ હતા. ને તેથી અકબરનો ધારેલો ઉદ્દેશ કેટલેક અંશે ફલીભૂત થયો. આથી જ અકબરના રાજત્વકાળમા મોગલ રાજ્યની અવનતિનાં ચિહ્નો રોપાવા પામ્યાં ન્હોતાં.

જગતમાં અકબરના જેવા કેટલા રાજાઓ થઈ ગયા છે? ત્હેના જેવો ધર્મજિજ્ઞાસાનો ભાવ, પ્રજાવાત્સલ્ય, પક્ષપાતશૂન્યતા અને રાજ્યનીતિમાં દૂરદર્શિતા કેટલા દેખાડી ગયા છે? ત્હેના નિન્દકો આ સદ્ગુણો તરફ નજર નથી કરી શક્યા, માત્ર મફતની નિન્દા કરી ગયા છે.

નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ.

---

## THE CALL OF DUTY

Weave, brother, weave! Toil is ours,
But toil is the lot of man
One gathers the fruit, one gathers the flowers
One soweth the seed again!
There is not a creature, from England's king
To the peasant that delves the soil,
That knows half the pleasures the seasons bring,
If he have not his share of toil

We have not wings we cannot soar,
But we have feet to scale and climb
By slow degrees, by more and more
The cloudy summits of our time
Those mighty pyramids of stone,
Which, wedge like, cleave the desert airs,
When nearer seen and better known,
Are but gigantic flights of stairs
The heights by great men reached and kept,
Were not attained by sudden flight,
But they while their companions slept
Were toiling upward in the night

(Duty)Our breath of breath, our life of life
The flowing river of our inward peace,
The noble confidence that bids man look
His fellow man in the face, and be the thing—
Fearless and upward-eyed—that God has made him

—*Miscellaneous*

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

Reg. No.B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्या [illegible]म् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्र[illegible] स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૧૧. [ માસિક. ] માર્ગશિર, સંવત ૧૯૬૩.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ; એલ્‌એલ્ બી.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ ખર્ચના આના ચાર મોકલવા કૃપા કરવી. બીજા વર્ષના, રૂા ૦-૮-૦

"વસન્ત" પત્રનું કદ વધારવામાં આવશે તો પોસ્ટેજ ખર્ચના આના ચાર વિશેષ લેવામા આવશે

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના - રૂ. ૦-૪-૦ ,,

મળવાનુ ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

---

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" એટલે વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ—એ લેખ "વસન્ત"મા દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય—પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમ બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

## કાવ્ય માધુર્ય.

આધુનિક લેખકોનાં ઉત્તમ કાવ્યોનો સંગ્રહ, સંગ્રહ કરનાર.

### હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ એમ. એ.

સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ.

કિંમત કાચુ પુઠું. એક રૂપીઓ ⎫ ટપાલ ખર્ચ

,, પાકુ ,, દેઢ રૂપીઓ ⎭ જુદુ

મુંબાઇ, હરિબાગ, ફરગ્યુસનરોડ એ સરનામે સંગ્રહ કરનાર પાસેથી અગર એન. એમ ત્રિપાઠીની કંપનીમાંથી તથા દેશાવરના પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળી શકશે.

---

## આવતો છેલ્લો અંક વી. પી.

વર્ષ પૂરૂં થવા આવ્યુ છે તેથી જે ગૃહસ્થોએ હજી સુધી લવાજમ ન ભર્યું હોય તેમણે આવતો અંક બહાર પડયા અગાઉ તે મોકલી દેવાની કૃપા કરવી. એ અંક પ્રસિદ્ધ થતા પહેલાં જેઓનું લવાજમ નહિ આવ્યું હોય તેઓ વી. પી. થી લવાજમ ભરવા ખુશ છે એમ સમજી એ અંક થોડા દિવસમા વી. પી કરીને તેઓને મોકલવામાં આવશે

વ્યવસ્થાપક.

Reg. No.B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૧૧. [ માસિક. ] માર્ગશિર, સંવત્ ૧૯૬૩.

## ગ્રન્થાવલોકન.

### "અભિજ્ઞાનશકુંતલા નાટક."

( ગુજરાતી ભાષાન્તર ) †

"રસિક વર્ગને પ્રસાદ, વિદ્વાન વર્ગને શબ્દાર્થશુદ્ધિ, અને સામાન્ય વર્ગને સરલતાની બાબતમાં સંતોષવાનું કામ કઠિન છે. તેમ એ ત્રણે ગુણ સર્વત્ર એક સરખા આણવા અશક્ય છે; વળી સંસ્કૃતનું મનોજ્ઞત્વ સંસ્કૃતમાં જ છે, કવિતાના દેહ અને આત્મા એટલા બધા સંલગ્ન હોય છે કે તેને એક ભાષામાંથી બીજીમાં ઉતારવાનું કામ દુષ્કર છે, અને કાલિદાસ તો કાલિદાસ જ છે. એટલે કે. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, દલપતરામ-પ્રાણજીવન ખખ્ખર, અને કવિ નર્મદાશંકરના રચેલા તરજુમા હોવા છતાં પણ શકુંતલા નાટક ઉપરના પ્રેમને લીધે આ નવો તરજુમો લખવાનું સાહસ કર્યું છે. મ્હારા કામમાં ઘણીયે ન્યૂનતા મ્હને પોતાને પણ જણાય છે. પરંતુ કાલિદાસના સર્વોત્તમ નાટકની સર્વગુણસંપન્ન ખુબી ગુજરાતીમાં કોઈ કાલે થવા પામશે તો તે ત્રણ કે ચાર નહીં પણ ઘણા પ્રયત્નો અને નાના પ્રકારની શક્તિવાળા લેખકોથી ઉત્તરોત્તર વધતી જતી સફલતા દ્વારા જ થશે."

આ પ્રમાણે ભાષાન્તરની પરિપૂર્ણ ભાવના, તે સિદ્ધ કરવાની મુશ્કેલી, અને છતાં પ્રયત્ન કરવાની જરૂર—આ સર્વની આવી ઉત્તમ સમજણવાળા વિદ્વાનને એમના ભાષાન્તર સંબન્ધી ઘણું કહેવાનું રહેતું નથી. માત્ર સામાન્ય વાચક વર્ગને રા. બળવંતરાયના ભાષાન્તરનાં વિશિષ્ટ લક્ષણો બતાવીએ તો બસ થશે.

† કર્તા—રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. ઠે. રાજકુમાર કૉલેજ, રાજકોટ. મૂલ્ય રૂ. ૦-૮-૦.

રા. બલવંતરાયે પ્રૌઢ અને સંક્ષિપ્ત વાણીમાં મૂળનો અર્થ ભરવાનો યત્ન કર્યો છે, તથાપિ સંસ્કૃત શબ્દો માત્ર ગુજરાતી લિપિમાં છાપી એને ભાષાન્તરનું નામ આપ્યું છે એમ નથી. અને આથી, રા. બલવંતરાયે આ કાર્યમાં કેટલો બધો શ્રમ લીધેલો હોવો જોઇએ, અને અત્યારે આપણે જે શબ્દો એમના ભાષાન્તરમાં વાંચીએ છીએ તે સ્થાપાતા પહેલાં કેટલા બધા શબ્દો ઉથાપાયા હશે, એનુ સહજ અનુમાન થઈ આવે છે. રા. બલવંતરાયમાં શબ્દની યથાર્થતા તપાસવાની શક્તિ હમેશાં સારી છે, અને એ શક્તિનું આ પુસ્તકમાં પણ દર્શન થાય છે. આ કારણથી, મૂળ સમજવા ઇચ્છનારને જૂનાં ભાષાન્તરો કરતાં આ ભાષાન્તર વધારે ઉપયોગી થશે એ નિઃસંશય છે.

જૂના ભાષાન્તરકારોને સંસ્કૃત ઉપર પ્રેમ પુષ્કળ હતો; મનુસ્મૃતિ, અભિજ્ઞાનશાકુંતલ, ભર્તૃહરિશતક એવા ગ્રન્થો પ્રથમ પ્રકટ થયા, અને એમાં આપણા પ્રાચીન કાળનો બુદ્ધિવૈભવ, રસિકતા, અને સદાગ્રહ જોઇ તેઓનાં મન હરખાયાં, અને સંસ્કૃત ભાષાની એ પ્રસાદી ગુજરાતી વાચક વર્ગને ચખાડવા તેઓ ઉત્સાહથી ધસ્યા. પરિણામે તેઓએ જે ભાષાન્તરો આપણને આપ્યાં છે તેમાં વિદ્વત્તા અને ચોકસાઈ કરતાં હરખ અને ઉત્સાહનાં ચિહ્ન અધિક છે.

*તેઓએ કાલિદાસની અર્થગંભીર વાણીનો ગુજરાતી અનુવાદ કરવાનું રહેવા દઈ, એ વાણીની પાર રહેલા રસને પોતાના શબ્દમાં ગમે તેમ ઉતારવા ઉપર અધિક લક્ષ આપ્યું છે, અને તેથી તેઓ કાલિદાસનો આનન્દ—ખરૂ જોતાં, એ આનન્દનુ ઊપલું પડ—રા. બલવંતરાય કરતાં વધારે સ્ફુટ અને સરળ રીતે વાચકને ચખાવી શક્યા છે. અને આ રીતે કાલિદાસની કવિતાનો મુખ્ય ગુણ જે 'પ્રસાદ' તે રા. બળવંતરાયના કરતાં તેઓમાં અધિક જણાય છે. વળી સમશ્લોકી ભાષાન્તરનાં બન્ધન પણ તેઓએ માન્ય કર્યા નથી, એટલે તેઓનું હૃદય કોઈ પણ પ્રકારનું દબાણ અનુભવતું નથી—અને તેથી તેઓના ભાષાન્તરમાં કૃત્રિમતાનું ભાન ભાગ્યે જ થાય છે. તેઓની કલમ—ખાસ કરીને રા. ખખ્ખરની—કેવી સ્વૈરવિહારિણી બને છે એનુ એક દૃષ્ટાન્ત અત્રે આપીશુ. તૃતીય અંકને અન્તે, રાજાને લતાગૃહ છોડવું ગમતુ નથી તે પ્રસંગ કવિએ બહુ રસિક પીંછીથી આલેખ્યો છે.

" तस्याः पुष्पमयी शरीरलुलिता शय्या शिलायामियं
क्लान्तो मन्मथलेख एष नलिनीपत्रे नखैरर्पितः ।
हस्ताद्भ्रष्टमिदं बिसाभरणमित्यासज्यमाने क्षणो
निर्गन्तुं सहसा न वेतसगृहाच्छक्नोमि शून्यादपि ॥ "

* શાકુન્તલનાં જૂનાં ગુજરાતી ભાષાન્તરકારો—રા. ખખ્ખર, ન. ઝવેરીલાલ, અને કવિ નર્મદાશંકર. એમાંના પહેલા બેનેજ રા. બલવંતરાય સાથે સરખામણી માટે લીધા છે. કવિ નર્મદાશંકરનું ભાષાન્તર રસિક અને પ્રસાદવાળુ છે, પણ તે આખા ગ્રન્થનું ભાષાન્તર ન હોતા રંગભૂમિ માટે કરેલો સંક્ષિપ્ત સાર છે. એ જુદી ઢબ ઉપર થએલા યત્નને અત્રે સરખામણીમાં લેવો વાજબી નથી. તેથી એનો આ અવલોકનમાં ઉલ્લેખ કર્યો નથી.

"આ શય્યા ફુલની શિલા પર પડી અસ્વસ્થ અંગે વીંખી,
આ એના નખથી લખેલ નલિનીનું પત્ર કરમાયલું,
આ હાથેથી સરી પડ્યું બિસ-કડું, જોઈ રહું એમ હું,
ને સતા પણ મંડપેથી સહસા ચાલ્યો જઈ ના શકું."

રાજાનું મન આમ દ્વૈધીભાવમાં પડ્યું છે એટલામાં—

( आकाशे )

"राजन्,

सायंतने सवनकर्मणि संप्रवृत्ते
वेदिं हुताशनवतीं परितः प्रयस्ताः ।
छायाश्चरन्ति बहुधा भयमादधानाः
संध्यापयोदकपिशाः पिशिताशनानाम् ॥"

"રાજન્,

સંધ્યા તણા હવનયાગ શરૂ થયા ત્યાં
વેરાય અગ્નિમય વેદિની ચાર પાગે
છાયા ભયાનક, પ્રદોષપયોદ જેવી,
નારંગરંગી, ઉડતી, બહુ, રાક્ષસોની."

આમ રાજાને સાયંકાળના રાક્ષસો નિવારવા આમન્ત્રણ થાય છે. આ બે શ્લોકની વચ્ચે રા. ખખ્ખરે—

" સખી આવીઓ કાર્તક માસ, કે કંથ સિધાવીઆ "—

એ રાહની નીચેની લાંબી ગરબી દાખલ કરી દીધી છે.—

" હવે કેમ કરૂં ક્યાંહાં જાઉં, કહૂં દુઃખ કોણને;
અહીં બેસી રહૂં કે કેમ, સૂઝે નહીં મુજને. હવે—ટેક.
પ્રિયા એકલડી છોડિ આંહિ, ગઈ તે ક્યાંહાં અરે !
હવે શોધૂં તેને કઈ મેર, કરમ મુજ હીનરે હવે૦
ક્યારે આવશે જીવન મુજ, તે તે જાણું ક્યમ કરી;
તેની વાટ ક્યાહાં સુધી જોઉં, હૈડે આશ તે ધરી. હવે૦

હાથે ચઢિયૂં રતન તે સ્હેજ, ખોવાઈ ગયૂં માહરૂં:
દુર દૈવે ઝુંટાવી લીધ, આવે ક્યમ પાધરૂં. હવે૦

પ્હેલાં કરતાં લાગે મને દુઃખ, આ સમયે અપારરે;
કેટલું ને ક્યાંહાં સુધી આમ, સ્હેવું તેહ માહરે. હવે૦

મને ચેન પડે નહીં લેશ, પ્રિયા વણ આ સમે;
તેને શોધવા કારણ આજ, જાઉં હું કેની ગમે. હવે૦

આ પ્રમાણે જૂના ભાષાન્તરકારોના ભાષાન્તર, મૂળ ઉપરથી, રસની લહેરમા અગર તો છૂટી કલમે લખવાનું ગમવાથી ખસી ગએલા છે, અને તેથી જેમ કેટલેક ઠેકાણે પાણીનો પ્રવાહ ના બનવત ૧૫ના કરતા વધારે સરળતાથી વહે છે તેમ બીજે ઠેકાણે—અ કે ઘણે ઠેકાણે—વ્યગ્યાર્થનો વાચ્યાર્થ થઈ જઈ, મૂળની અર્થઘનતા કપાઈ ગઈ છે

વળી કેટલીક વખત તો તેઓ મૂળ પણ સમજ્યા નથી એમ કહેવામા પણ અન્યાય નથી પરશુરામ ગોડબોલેના મરાઠી ઉપરથી ગુજરાતીમા થએલુ ભાષાન્તર મૂળ સસ્કૃતને કેટલુ મળતુ આવે એ સહજ કલ્પી શકાય એમ છે

ગર્ભવતી શકુન્તલાને રાજા સમીપ લઈ ગયાના પ્રસગમા "तदिदानीमापन्नसत्त्वा प्रतिगृह्यतां सहधर्मचरणाय' આવુ સાદુ વાક્ય સમજવામા ના ઝવેરીલાલ અને ૮ ખખ્ખર બન્નેએ અદ્ભુત ભૂલ કરી છે ૮ ઝ૦ ' એ ગર્ભિણી છે માટે તમારે બન્નેએ સાથે રહીને ગર્ભવિધાનનો સસ્કાર કરવો જોઇએ , ૮ ખ૦ એ ગર્ભિણી છે તેને જોડે બેસાડીને ગર્ભવિધાનનો સસ્કાર કરો.' । છઠ્ઠા અકના પ્રવેશકમા સાનુમતીના વાક્યમા, અપ્સ તીર્થમા સાધુજનો ન્હાય છે તે દરમિયાન અપ્સરાઓએ ત્યા હાજર રહેવાના નિયમને લખ છે ત્યા यावत्साधुजनस्याभिषेककाल એનો અર્થ કરવાને બદલે રા ઝવેરીલાલે 'આ બીજી અપ્સરાઓ કુડમા સ્નાન કરી લે તેટલામા ' એવુ વાક્ય દાખલ કરી દીધુ છે રા ખખ્ખરે આ 'यावत् साधु નો અર્થ 'पर्यायनिर्वर्तित ' આદિ રૂપના વાક્યના અર્થમા ભેળી દીધો છે, અને બીજી અપ્સરાઓ કુડમા સ્નાન કરે" એ કપોલકલ્પિત વાક્ય તો ઉમેર્યું છે જ । અત્યારે અમારી પાસે શાકુન્તલનુ મૂલ નથી પણ અમારા સ્મરણમા ભૂલ ન થતી હોય તો અમને લાગે છે કે ઉપરના ભાષાન્તરને કશો આધાર નથી કદાચ साहुजणस्स ( સાધુજન ) ન્હાયને બદલે सहीजणस्स = ( સખીજન ) ન્હાય એ મતલબનો પાઠ એમની સમક્ષ હોય તો પણ એટલુ તો સ્પષ્ટ જ છે કે ટિપ્પણ-દીપની મદદથી એ ખોટો પાઠ સુધારી લેવા જેટલી વિદ્વત્તા તેઓએ દેખાડી નથી

પણ જૂના ભાષાન્તરકારોની આ ભૂલો બતાવવામા અમારુ તાત્પર્ય એમ સૂચવવાનુ નથી કે ૨ બનવત ૧૫નુ ભાષાન્તર સર્વથા શુદ્ધ છે ભૂલો એમણે પણ કરી છે—

જેમકે किमिदमुपन्यस्तम्"—ત્યા उपन्यस्तम्"ને 'आपतितम्' (' આવી પડ્યુ )ના અર્થનુ માન્યુ છે અને ' स्मराऽपि चकित ' ત્યા 'चकित'–શબ્દનો અર્થ 'બ્હીનો' કર્યો છે વળી 'मौढ्याविलक्ष' મા 'વિલક્ષ' નો અર્થ 'શૂન્યચિત્ત ' કરવો ઠીક નથી તથા 'सख्या आदरो मया मानयितव्य ' ત્યા ' સખીના મનનું પૂરેપૂરું સમાધાન કરવુ જોઇએ ' એમ ભાષાન્તર કરવાથી आदर શબ્દનો અર્થ ખોટો સમજ્યા હોય એમ લાગે છે પણ ઘણે ભાગે એમની જ્યા જ્યા ભૂલો થઈ છે ત્યા શબ્દનો અર્થ ન સમજ્યાથી નથી થઈ પણ કા તો આખા વાક્યનુ કાલિદાસનુ તાત્પર્ય સમજવામા ન્યૂનતા રહી છે અથવા તો સમશ્લોકી ભાષાન્તરના બન્ધનને લીધે મૂળની ખૂબી એમને અવગણવી પડી છે 'पृष्टा जनेन समदुःखसुखेन बाला' ત્યા સખીજને સુખ કરતા પણ દુ ખમા ભાગ પડે તો લેવાનો છે એ મર્મથી કાલિદાસે જે 'દુ ખ ' પદ પહેલુ મૂક્યુ છે તે ઉપર લક્ષ દેવાનુ કદાચ ભાષાન્તરકારને ન બની આવે પણ જે ભાષાન્તરમા કવિના મુખ્ય તાત્પર્યને જ હાનિ થઈ જતી હોય ત્યા તો ભાષાન્તરકારની જવાબદારી મોટી છે બે ત્રણ ઉદાહરણ લઇએ—

"स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशङ्कया"નું ભાષાન્તર રા. બલવંતરાયે

"શિર ધરી ઊરાડે માલાને ગણી અહિ આંધળો."

આ પ્રમાણે કર્યું છે. અત્રે "ધરી" શબ્દ અર્થને તદ્દન બગાડી નાંખે છે. 'ધરી'માં ઇચ્છાપૂર્વક ધારણ કરવાની ક્રિયા સમાય છે; અને અત્રે તો क्षिप्तां-ફેંકેલી, કોઈકે ફેંકેલી-સ્વયં આવી ચઢેલી, એવો અર્થ ઉદ્દિષ્ટ છે.

"શિર પર કદિ ફેંક્યો હાર જો આંધળાને,
તદપિ સરપ જાણી નાંખશે બીંય તેને."

રા. ઝવેરીલાલના આ ભાષાન્તરમાં 'क्षिप्तां' નો મુદ્દો સચવાયો છે, પણ 'નાંખશે બીંય તેને' એમાં 'બીંય' પદના ઉમેરણથી ખૂબી અડધી થઈ ગઈ છેઃ સર્પ જાણીને જે માણસ, મસ્તકે આવતી માળા ફેંકી કાઢે છે, તે એને બીંય નાંખતો નથીઃ હાથ પાછો મારતાં એ જ્યાં જાય ત્યાં ખરી, એમ ગભરાટમાં હસ્તચેષ્ટા કરે છે. તેટલે દરજ્જે રા. ખખ્ખરનું-

"મિત્ર કદી નાંખે ગળે, ઉત્તમ ફુલની માળ,
જેમ અંધ અહિ જાણીને, ફેંકી દે તત્કાળ"

એ ભાષાન્તર વધારે સારૂં છે.

"मुखमंसविवर्ति पक्ष्मलाक्ष्याः कथमप्युन्नमितं न चुम्बितं तु"—નું ભાષાન્તર રા. બલવંતરાયે નીચે પ્રમાણે કર્યું છેઃ

"વાંકુંચૂકું વાળ્યું તે વક્ત્ર મીઠું
પેરે પેરે ઊંચક્યું, રે ન ચુંબ્યું."

"अंसविवर्ति"—એટલે ખભા તરફ પાછું ફરી જતું—જે ઉપરથી શકુન્તલાની લજ્જા સૂચવાય છે—તેને બદલે 'વાંકું ચૂકું વાળ્યું' એમ કહેવાથી જાણે રાજા મુખને પોતે જ યથેચ્છ વાંકું ચૂકું ફેરવી શકતો હોય—એક જડ ચાકની પેરે!—એમ અર્થ નીકળે છે। વળી 'कथमपि'માં 'જ્યાં ત્યાં કરીને'નો અર્થ છે, તે અર્થ 'પેરે પેરે'માં તદ્દન બદલાઈ જાય છે. જ્યાં આવો લજ્જાનો સંકોચ છે ત્યાં મુખ 'પેરે પેરે' ઊંચકાવાનો સંભવ નથી. શકુન્તલાના હૃદયમાં એની લજ્જા અને ચુમ્બન પામવાની ગુપ્ત ઇચ્છા એ બે વચ્ચે યુદ્ધ થતું હતું,—એક ક્ષણે એક વૃત્તિનો અને બીજે ક્ષણે બીજીનો જય થતો હતો; તેમાં જે ક્ષણે ચુમ્બન પામવાની ઇચ્છા વધારે બળવાળી થઈ હતી, તે જ ક્ષણે રાજાનો હાથ અડક્યો! અત્યાર સુધી રાજાએ મુખ પોતાના તરફ લઈ ઊંચું કરી ચુમ્બવાના પ્રયત્નો તો ઘણા કર્યા હતા, પણ એના પોતાના હૃદયની, તેમ જ શકુંતલાની, કોમળતાએ એને જોર વાપરતાં અટકાવ્યો હતો—એટલામાં આ 'ધન્ય' ક્ષણ પ્રાપ્ત થઈ: શકુન્તલાનો આગ્રહ કાંઈક શિથિલ થયો અને તે જ ક્ષણે રાજાએ મુખ ઊંચું કરવા જતું!—આ પ્રમાણે રાજાએ મુખ ઊંચક્યું! ચુમ્બન કરવું રહી ગયું! આ અલૌકિક કમનીયતાભરી કાલાતીત ક્ષણને 'પેરે પેરે'થી અચિત રીતે દીર્ઘ કાલમાં વિસ્તારી મૂકવી એમાં મૂળની ખૂબી લુપ્ત થાય છે. વળી 'कथमप्युन्नमितं'-

એમા લોટી દોરેલા સયુક્તાક્ષરોનો ઉચ્ચાર કરતી વખતે, ઉન્નમનક્રિયાનો સૂચક જે ઊંર્ધ્વ jerk અનુભવાય છે તે તો બેશક ગુજરાતીમા ઉતારવો દુર્ઘટ છે, પણ "પક્ષ્મલાક્ષ્યા"ને અપુષ્ટાર્થ વિશેષણ ગણીને મૂકી દેવામા રા બલવતરાયે ઠીક કર્યું નથી જે ક્ષણે દુષ્યન્તે શકુન્તલાનુ મુખ ઊંચુ કર્યું, તે ક્ષણે શકુન્તલાની આખો લજ્જાથી મીંચાતા, એની પક્ષ્મલ શોભા રાજાની દૃટિ નીચે પથરાઈ—આમ તાત્પર્ય છે

આવા જૂજ વૈષમ્ય બાદ કરતા, રા બલવતરાયનુ ભાષાન્તર જૂના ભાષાન્તરો કરતા, પૂર્વ કહ્યુ તેમ, મૂલાનુસારી વિશેષ છે એમણે કેટલી સાવધાનતાથી અને યુક્તિથી મૂળનો અર્થ ઊંચી ભાષામા ઉતાર્યો છે એના દૃષ્ટાન્ત દાખલ—પુસ્તક ઊઘાડતા વિનાશ્રમે જે હાથ આવ્યા તે—બે ત્રણ શ્લોક લઇએ છીએ.

## (૧) મૂળ.

यास्यत्यद्य शकुन्तलेति हृदय मत्पृष्टमुत्कण्ठया
कण्ठ स्तम्भितबाष्पवृत्तिकलुषश्चिन्ताजड दर्शनम् ।
वैक्लव्य ममतावदीदृशमिद स्नेहादरण्यौकस
पीड्यन्ते गृहिण कथ न तनयाविश्लेषदुखैर्नवै ॥

### ભાષાન્તરો.

| ન ઝવેરીલાલ | રા ખખ્ખર | ન બલવન્તરાય. |
|---|---|---|
| ( શાર્દૂલવિક્રીડિત વૃત્ત ) | ( મનહર છંદ. ) | |
| પીધેલુ નથી જ્યા લગી જલ | તમને ઝરણ તણુ | પીના જન જે ના મરે પ્રથમ જે |
| નમે તે કાલ-પર્યન્ત એ | નીર શૂભ સીંચ્યા વણ, | પીધુ તહમે હોય ના, |
| પોતાના મનને વિશે કદિ કરે | જેહની જ હોઠ કા દિ | વ્હાલા મડન તોય પલ્લવ ન લે |
| ઇચ્છા ન પીવા ખરે | જગે ના ભિજાવતી | વ્હાલા તહમે એટલા, |
| અંગે પલ્લવ શોભતા | સ્નેહે અબોડા માહિ | મ્હોટો ઉત્સવ જેહને મને તહમે |
| તમ તણા તોયે તમાન ભણી | ઘાલવાને કાજ કરી, | જ્યારે પ્રસૂતો ધરો, |
| ભારે સ્નેહ થકી ખરે કદિ | હસ્ત પણ પણ પત્ર ફુળા | તે આ જાય શકુતલા પતિગૃહે— |
| ન એ ચુટે જરા પાખડી ૧ | તોડવા લગાવતી | મર્ને " સુખે જા " મ્હો |
| જ્યારે પુષ્પ તણી પ્રસૂતિ તમને | નવી ફૂલેલ ફૂલ કેરો | |
| આવે વસન્તે ભતે | બ્હાર જોઈ કરી, | |
| તે કાને નવ કોઈ બિછાનને | અધીક આનદે જેહ | |
| સન્તોષ એવો વળે, | મનમાહી ફુલતી, | |
| આનન્દે મકલાય એ અતિ ઘણી | તે સખી તમારી પતિ- | |
| એવી સખી સાસરે | સદને જાય છે તમે, | |
| ને આ જાય શકુન્તલા, સહુ કરો | સર્વ આજ્ઞા આપો | |
| એને અનુજ્ઞા, અરે. ૨ | એવી છે વીનતી | |

(૨) મૂળ.

" आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥ "

ભાષાન્તરો.

| રા. ઝવેરીલાલ. | રા. ખખ્ખર. | રા. બલવંતરાય. |
|---|---|---|
| ( આર્યાગીતિ વૃત્ત. ) | ગીતિ. | |
| વિદ્વજ્જનની તૃપ્તિ નવ થાયે<br>જ્યાં લગી ખરે પૂરી,<br>હું ત્યાં સુધી ન માનું<br>એહતણી તુજવિશે પચાતૂરી;<br>સર્વ પ્રકારે શિક્ષા લીધી<br>જેણે કરી બહુ પ્રયાસ,<br>તેઓના પણ મનમાં આત્મ-<br>કુશલતા વિશે ન વિશ્વાસ. | પંડિત સંતોષ્યા વિણ,<br>પ્રયોગ વિદ્યા પૂરણ નવ માનું<br>પૂરણ હોય ભણેલા,<br>શંકાશિલ મન તો પણ રે તેનું | રીઝે નહિ આ સુજ્ઞો,<br>ત્યાં—લગ પાકીન શકું કલા માની<br>શીખ્યા હોય પૂરૂં પણ<br>હોય નહિ પતીજ પોતાની |

(૩) મૂળ.

"एष त्वामभिनवकण्ठशोणितार्थी
शार्दूलः पशुमिव हन्ति चेष्टमानम् ।
आर्तानां भयमपनेतुमात्तधन्वा
दुष्यन्तस्तव शरणं भवत्विदानीम् ॥

ભાષાન્તરો.

| રા. ઝવેરીલાલ. | રા. ખખ્ખર. | રા. બલવંતરાય. |
|---|---|---|
| ( દોહરા. ) | ( ભુજંગી છંદ. ) | |
| કંઠ તણા તુજ શોધીને,<br>તાજું પીવા આજ;<br>તલપું છું આ દમ હું,<br>અવર ન કરવા કાજ.<br>ચેષ્ટા કરતા ઢોરપર<br>ઉડી પડે છે વાઘ,<br>તે પરમાણે તુજ કરું<br>ચૂરેચૂરા ભાગ. | પીવા રક્ત તાજું કરું હાર તુને,<br>કરે વાઘ ચીરી જ જેવો પશુને;<br>હશે શક્તિ દુષ્યંતમાં જ્યદા તો,<br>ભલે છોડવે તુજને મદમાતો. | મારી તને રુધિર કંઠનું તાજું પીતો,<br>શાર્દૂલ જેમ જ શિકાર પ્રુજતા કેરું;<br>બેચાર જે જૈંયમ રક્ષીશકે છપેલો;<br>દુષ્યંત, દુખ્ખીતદિતાર્થે ધનુર્ ધરંતો. |

રા. બલવંતરાયના ભાષાન્તરમાં એક બાબત સર્વેનું ધ્યાન ખેંચે એવી છે—અને તે પ્રાચીન વૃત્તગણના બંધારણ અને માપની એમણે કરેલી અવગણના. જેઓને પ્રાચીન 'ઝાંઝર' ન્હાનાં પડતાં લાગે છે, તેઓ સુન્દર ઘાટદાર નવાં 'ઝાંઝર' ( પણ તે પણ 'ઝાંઝર,' આધુર્યનિયમનાં બન્ધનો, તો ખરાં જ ), એ જ્યાંસુધી ન રચે ત્યાં સુધી જૂનાં 'ઝાંઝરો' તો રહેવાનાં જ. નવા સુવર્ણકારો અંકોડાને ટીપીને કે એક બીજા ઉપર ચઢાવી દઇને કે એક બીજા સાથે સજ્જડ જકડીને મેળ મેળવવા માગશે, તો તેઓના ઘડેલા ઘાટ કોઈ રસિક મનોવૃત્તિને તો ભાગ્યે જ ગમશે.

" એ જે દિનરાત રચતી..........."
" બીજે પાય લગાડવા ઝવી રહેતો લાક્ષરસ શોભતો; "
" સૌન્દર્યે ન રીઝે અભાગજનને દર્શન ન પ્હેલાં યથા "
" વળી પ્રસવીં, પ્રાર્ચી જેમ રવિ, સદ્ય સુત પાવન"
" સુતા, મુજ વિયોગશોક તુજ સહ્ય ગણશે મન. "
" થાજો ત્હારા ગમન નદિયાળાં વળી ક્ષેમકારી "
" પાટો રત્નની આસનો જ વ્રત પાળે અપ્સરાઓ છતાં "

આવા રા. બલવતરાયના ભાષાન્તરમા યતિભગના અને અક્ષરમેળને માત્રામેળ ગણી કાઢયાના થોકબંધ ઉદાહરણો છે. અને યદ્યપિ **एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः'** એ ન્યાયે આ એક દોષ એ ભાષાન્તરના બીજા ગુણોમાં ડૂબી જવો જોઇએ, તથાપિ જેઓ કવિતા કાનને કર્કશ લાગે તો તે તદ્દન નકામી એમ આગ્રહ ધરે છે, તેઓ **'स्याद्वपु·सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम्** ( મ્હો ગમે તેવું રૂપાળું તો પણ કોઢ વાળુ) એ ન્યાયનો ઉપયોગ કરી આ એક દોષમા બીજા બધા ગુણોને ગરક થતા માને તો તેઓને એકદમ અટકાવી શકાય એમ નથી.

---

# સ્ત્રીઓએ શું વાંચવું અને કેવી રીતે વાંચવું.*

"What a world of wit is here packed together! I know not whether this sight doth more dismay me or comfort me; it dismays me to think, that there is so much that I cannot know; it comforts me to think that this variety yields so good helps to know what I should. + + + + God has given to man a busy soul, the agitation whereof cannot but through time and experience work out many hidden truths; to suppress these would be injurious to mankind, whose minds, like unto so many candles, should be kindled by each other. + + + I may here call up any of the ancient worthies of learning, whether human or divine, and confer with them of all my doubts."

(*Thoughts in a Great Library*, *Bishop Hall.*)

બિશપ હૉલ નામે એક અંગ્રેજી લેખકને એક મોટી લાયબ્રેરી અથવા પુસ્તકાલય જોઇને ત્યાં ઉત્પન્ન થએલા વિચાર મધ્યેથી ઉપર કેટલાકનો ઉતારો કર્યો છે. તેનો અર્થ એવો છે કે "અહા આ જગાએ ડહાપણનો મહાન્ સાગર જાણે એકત્ર થયો છે! આ દેખાવથી મને ખેદ થાય છે કે સુખ તેની સમજણ પડતી નથી. જગતમાં એટલું બધું જ્ઞાન છે કે તે બધું હું પ્રાપ્ત કરી શકું તેમ નથી એ જોઇ ખેદની વૃત્તિ થાય છે; તેમ જ વળી આ ભિન્ન ભિન્ન પ્રકારનાં પુસ્તકોથી મારે શું જાણવું અગત્યનું છે તે સંબંધી સહાયતા મળે છે એ જોઇ સુખની લાગણી થાય છે. × × × × ઇશ્વરે મનુષ્યનો આત્મા જડ નહિં પણ ચૈતન્યમય-ઉદ્યોગી બનાવ્યો છે. તે આત્માના ક્ષોભથી કાળે કરીને અનુભવ પ્રાપ્ત થતાં ઘણાં ગૂઢ સત્યો પ્રકાશ પામે છે. આ સત્યોને દાબી દેવાં તે મનુષ્યજાતિને હાનિકર્તા છે. મનુષ્યજાતિનાં મન એક બીજામાંથી પ્રગટતા દીવા સરખાં છે. × × × × આ સ્થળે હું પ્રાચીન સમયના વ્યાવહારિક કે પારમાર્થિક મહાન્ જ્ઞાની પુરુષોમાંથી ગમે તેને મારી સમક્ષ બોલાવી શકું તેમ છે અને મારી શંકાઓ સંબંધે તેમની સાથે વાત કરી શકું એમ છે."

જગત ઉત્પન્ન થયું અથવા મનુષ્યજાતિની ઉત્પત્તિ થઈ ત્યારથી તે આજ સુધી મહાન મનુષ્યોએ પ્રાપ્ત કરેલા જ્ઞાનનો ભંડાર એવો મોટો છે-તેમાંથી પુસ્તકરૂપે કાયમ સ્થિતિ પામેલા જ્ઞાનનો સાગર એવો અગાધ છે કે તે જોઈ ઉપર કહી તેવી વૃત્તિ સહજ થાય તેમ છે. એ જ્ઞાનસાગરનો લાભ શી રીતે લેવો એ બાબત કાંઇક સૂચનાઓ કરવાનો આજ વિચાર છે.

જ્ઞાન મેળવવાનું મુખ્ય સાધન પુસ્તકો છે. કોઇની પાસે કાંઇ શીખવાનું હોય તેમાં તથા પોતાની મેળે જ્ઞાન પ્રાપ્ત કરવામાં પુસ્તકોનું વાંચન એ જ માર્ગ છે. મનુષ્યના મનનો એ

* મુંબાઇમાં સ્ત્રીમંડળોની સભા સમક્ષ સૌ. વિદ્યા બી. એ. એઓએ તા. ૨૨ અકટોબર ૧૯૦૬ ના રોજ કરેલું ભાષણ.

કુદરતી સ્વભાવ છે કે તેને નવુ નવુ જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. જેટલુ જાણતો હોય તેનાથી પ્રત્યેક ક્ષણે કાંઈ વિશેષ જાણવાની જિજ્ઞાસાવાળા સ્વભાવથી જ મનુષ્ય મ-હાન્ કાયા કરી શકવા સમર્થ થાય છે એ જિજ્ઞાસા એવી તીન છે, એવી સબલ છે કે તે ક્ષણે ક્ષણે બહાર પડતી જોવામા આવે છે કાઇક અવાજ થયો કે આપણે તરત તે તરફ નજર કરીએ છીએ કે શુ છે, રસ્તામા કાંઈ સહેજ પણ જોવા લાયક હશે તો હજારો લોક ભેગા થઈ જશે કાંઈ લડાઈ થતી હોય અથવા કોઇ ઉપદેશના વચનો કહેતું હોય અ-થવા તમાશો થતો હોય ગમે તે હોય, તો તે સર્વમાથી કાઇ પણ જાણી લેવા મનુષ્ય કેટલો બધો ઉત્સુક હોય છે। એ ઉત્સુકતા, એ જિજ્ઞાસા તૃપ્ત કરવાના સારા સાધન ન હોય તો જે મળે તે સાધન વડે મનુષ્ય તે તૃપ્ત કરે છે બુદ્ધિશાળી મનુષ્યોએ અખડ શ્રમ અને વિ ચારપૂર્વક યોજેલા પુસ્તકો તે એ જિજ્ઞાસા તૃપ્ત કરવાનુ શ્રેષ્ઠ સાધન છે જેઓ તેનો લાભ લઇ શકતા નથી અજ્ઞાન છે, અથવા વાચીનથી જાણતા છતા જેને પુસ્તકો વાચવાની ટેવ નથી તેઓ એક બીજા સાથે માત્ર વાતચીત કરી ગપાટા મારી, ખરી ખોટી વાતો કરી ગમે તે પ્રકારે એ જિજ્ઞાસા તૃપ્ત કરે છે પરતુ એથી મેળવેલુ કિંચિત્ જ્ઞાન અપૂર્ણ અયથાર્થ અને અ પ હોય છે તેમા જ માન માઢેનો કાળ વ્યર્થ છે

ત્યારે પ્રથમ જરૂરનુ એ છે કે સારા પુસ્તકો મહાન્ બુદ્ધિમાન મનુષ્યોના લખાણ વાચીને તે સમજી શકાય તેટલુ પ્રાથમિક જ્ઞાન મેળવવુ જોઇએ કક્કો અને બારાખડી આવડે તે બસ નથી અક્ષર ઉકેલી જાણીએ તે ઉપરાત કાઇક વિશેષ જાણવાની જરૂર છે પ્રથમ ભાષાજ્ઞાન પરિપકવ હોવુ જોઇએ તે પછી કાઇક ઇતિહાસ, ભૂગોલ, પદાર્થવિજ્ઞાનના મૂળ તત્ત્વોનુ જ્ઞાન મેળવ્યા વગર કોઇ પણ વિષય પરના શિષ્ટ પુસ્તકો પૂર્ણ રીતે સમજી શકાય તેમ નથી અમુક પરીક્ષા પાસ કરવી જરૂરની નથી તથાપિ જગતના મહાન્ લેખકના જ્ઞાનનો અંશ પ્રાપ્ત કરવા તેમના જેટલી સ્થિતિએ પહોચવુ તો શક્ય નથી પણ તેમનો આશય સારી રીતે સમજીએ એ કટિમા આવવુ તો જરૂરનુ છે જ સમજ્યા વગર કોઈ પણ પુસ્તક વાચવુ તે નિરર્થક છે મારા જોવામા ઘણા એવા આવેલા છે કે જેઓ એક પુસ્તક એક છેડેથી બીજે છેડે સુધી વાચી જાય પરતુ તેમાથી અરધુ પણ સમજ્યા ન હોય સમજ્યા વગર કઈ વૃત્તિથી તેઓ વાચી શકતા હશે તે અગમ્ય છે, તથાપિ તેમ કરનાર હોય છે ખરા પણ એવા વાચવાનુ કાઇ જ પ્રયોજન નથી એ સર્વે કોઇ કબૂલ કરશે

મનુષ્ય જાતિને દુર્ભાગ્યે ગમે તે કારણથી ભાષાઓની ભિન્નતા આસ્તત્વમા આવી છે જગતમા એટલી બધી ભાષાઓ છે કે તે સર્વે તો કોઇથી જાણી શકાય એવો સભવ નથી સારા સાહિત્યવાળી શિષ્ટ લેખકોના પુસ્તકોવાળી પણ એટલી છે કે તેનો અભ્યાસ પણ એક મનુષ્ય કરી શકે તેમ નથી તો પછી કરવાનુ એટલુ જ રહે છે કે સ્વભાષા ઉપરાત વિશેષ સાહિત્યસામગ્રીવાળી બને તેટલી ભાષાનો અભ્યાસ કરવો ઘણી ભાષાઓ માત્ર જાણીએ છીએ એટલો ઉપરક સતોષ પામવા માટે નહિ, પરતુ ઉત્તમ પુસ્તકો તે તે ભાષાના વાચી શકાય તે માટે તે સર્વે ભાષાઓ માત્ર સાધન તરીકે જાણવાની છે જો એક જ ભાષાના પુસ્તક વાચી શકવા જેટલી બુદ્ધિશક્તિ અથવા અવકાશ કે વૃત્તિ ન હોય તો વ ધારે ભાષાઓ શીખવાનો પ્રયત્ન કરવો નિષ્પ્રયોજન છે

આપણી ભાષા ગુજરાતી છે તો તે ભાષાનો પ્રથમ પરિપૂર્ણ અભ્યાસ કરવો. તેમ જ તે સંસ્કૃતમાંથી ઉત્પન્ન થએલી હોવાથી સુશિક્ષિત લખાણો સમજવા માટે સંસ્કૃત જાણવાની જરૂર ગુજરાતી વાંચનારને રહે છે. તે ઉપરાંત સંસ્કૃત ભાષામાં ઉત્કૃષ્ટ સાહિત્ય, વ્યાવહારિક તેમ જ પારમાર્થિક જ્ઞાનનો અખૂટ ભંડાર ભરેલો છે; આપણા દેશનું ધર્મસાહિત્ય એ ભાષામાં હોવાથી એ ભાષાનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. વળી એકલું સંસ્કૃત જાણ્યાથી બસ થતું નથી. આજ કાલ વિદ્યા, કળા, સાહિત્ય, અને નવીન વધારા પામતી ભાષા અંગ્રેજી છે માટે તે જાણવાની પણ ઘણી જ આવશ્યકતા છે. અંગ્રેજી ભાષામાં વિશાળ અને વિધવિધ પ્રકારનું સાહિત્ય છે. એનો સાહિત્યભંડાર હજી પૂર્ણ થએલો નથી. પ્રત્યેક દિવસે, બલ્કે પ્રત્યેક કલાકે કહીએ તો અતિશયોક્તિ નથી—તેમાં નવો ઉમેરો થતો જાય છે. માટે તે ભાષાનાં સારાં પુસ્તકો વાંચી સમજી શકાય તેટલું તે ભાષાનું જ્ઞાન મેળવવું આવશ્યક છે. કેટલાકનું માનવું એવું છે કે સ્ત્રીઓને માત્ર સ્વભાષા અને સંસ્કૃત શીખવવું. તેમને અંગ્રેજી ભાષા જાણવાની ખાસ જરૂર નથી. આવો મત ધારનાર કાંતો અંગ્રેજી ભાષાના લાભ પોતે પરિપૂર્ણ સમજી શક્યા નથી એવા હોવા જોઇએ અથવા પોતે જ્ઞાન પામી સ્ત્રીઓને અજ્ઞાનના અંધકારમાં રાખવા ઇચ્છનાર હોવા જોઇએ. યુનીવર્સીટીનું જ્ઞાન પામેલામાંથી કેટલાક સ્ત્રીઓને અંગ્રેજી ભાષા શીખવવી નહિં એવું કહેનાર હોય છે, તેમને અંગ્રેજી ભાષા ન સમજી શક્યા હોય એ વર્ગમાં તો મૂકી શકાય જ નહિં. તેમને પોતાને અંગ્રેજીનું જ્ઞાન ન મળ્યું હોત, અંગ્રેજી પુસ્તકોનું અધ્યયન તેમણે ન કર્યું હોત તો કેવી સ્થિતિમાં તેઓ હોત તે વિચાર કરવાની મારી વિનંતિ છે. શા કારણસર ઇંગ્રેજી ન શીખવવું એ જાણવામાં નથી. કોઇ એમ માને છે કે અંગ્રેજી ભણવાથી સ્ત્રીઓમાં ઉદ્ધતાઇ આવે છે, છુછ્લાપણું આવે છે અને સ્ત્રીઓને યોગ્ય મર્યાદા, ગાંભીર્ય અને વિનીતતા નષ્ટ થાય છે. આવું પરિણામ પુરુષોમાં નથી આવતું તો સ્ત્રીઓમાં શા સારૂ આવે? અને કોઇકોઇ દૃષ્ટાંત તેવાં માલમ પડતાં હોય તો પુરુષોમાં પણ કેમ નહિ હોય? તેમ હોય તો દોષ અંગ્રેજી અભ્યાસનો નહિં પણ અમુક વ્યક્તિના મનના બંધારણનો છે. અંગ્રેજીનું નામ પણ ન જાણનાર એવાં ઉદ્ધત અને છુછ્લાં સ્ત્રીપુરુષોની ક્યાં ખોટ છે કે તે દુર્ગુણો માટે અંગ્રેજી ભણતરનું કારણ શોધવાની જરૂર હોય? માટે અંગ્રેજી સાહિત્યની વિશાળતા, મનોહરતા અને અર્વાચીનતા લક્ષમાં રાખી સારાં પુસ્તકો વાંચવા વંચાવવાની ઇચ્છા રાખનારે એ ભાષાનો અનાદર કરવો ઘટતો નથી. સંસ્કૃત ભાષા પ્રાચીન છે, તેનું સાહિત્ય ઓછામાં ઓછું હજાર વર્ષ જૂનું છે, માટે તે બસ નથી; આવશ્યક છે પણ પર્યાપ્ત નથી. પુરુષોને તો સર્વત્ર અંગ્રેજી કેળવણી મળે છે પણ સ્ત્રીઓને માટે જુદી કેળવણી, સ્ત્રીઓને અંગ્રેજીની અનાવશ્યકતા માનનારને આટલું કહેવું જરૂરનું લાગ્યું છે.

હવે ઉપર જણાવ્યાં તે સાધન, ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભૂગોલ અને પદાર્થવિજ્ઞાન (જેમાં બુદ્ધિને કસનાર સામાન્ય ગણિતશાસ્ત્રનો સમાવેશ થાય છે) મેળવ્યા પછી શું વાંચવું અને કેવી રીતે વાંચવું એ મુખ્ય પ્રશ્નો વિશે વિચાર કરીએ.

આપણામાં કહેવત છે કે 'કપાળે કપાળે જુદી મતિ' તે એવી અક્ષરશઃ સત્ય છે કે જેમ કોઇપણ બે મનુષ્યની મુખાકૃતિ સરખી નથી હોતી તેમ કોઈ બે મનુષ્યનાં મન બધી

રીતે સરખા નથી હોતા. भिन्नरुचिर्हि लोकः। પ્રત્યેક વ્યક્તિના મનનું વલણ કાંઇક વિશેષતા વાળુ હોય છે. તેમ ન હોય તો જગતમાં અનેક ભિન્ન વ્યવસાય, ભિન્ન ભિન્ન કૃતિઓ નજરે પડે છે તે બને પણ નહિ. આવી સ્થિતિ છે તો પ્રત્યેકના મનના વલણને અનુકૂલ પડે તેવો માર્ગ વાચનમા દર્શાવવો મુશ્કેલ છે. તથાપિ એ પણ ખરૂં છે કે પ્રત્યેક મનુષ્યના વિશેષ વલણ ઉપરાત મનુષ્ય જાતિને સામાન્ય એવા મનના વલણ પણ કેટલાક છે અને તેવા વલણમાથી સારા હોય તે પુષ્ટ થઈ મનુષ્ય સારી સ્થિતિ પ્રાપ્ત કરે એવો માર્ગ દર્શાવી શકાય.

બુદ્ધિનો વિકાસ થાય, નીતિની ભાવના ઉચ્ચ થાય તથા ધાર્મિક વૃત્તિ પુષ્ટિ પામે; મનનુ સાકડાપણુ દૂર થાય અને ઉદાર મનોવૃત્તિ થાય, આત્માનો ઉત્કર્ષ થઇ સદ્‌વર્તન રખાય, અને શુદ્ધ, નિર્દોષ, સ્વાર્થરહિત, શ્રેષ્ઠ આનદ પ્રાપ્ત કરાય એ વાચનનો હેતુ છે. આપણા પોતાનાથી અનેક રીતે વધારે યોગ્ય એવા અભ્યાસકો પ્રત્યેક વિષયમા શું કહે છે એ જાણવાથી ઉપર કહ્યો તે હેતુ સિદ્ધ થાય છે. અને એ હેતુથી જ જે વાચવુ તે વાચવાનું છે. બીજાનામા શી ખામી છે તે જાણવાનો હેતુ રાખવો જોઇએ નહિ, તેમ જ એમ કહેવાય કે ફલાણા ફલાણા પુસ્તકો વાચી ગયા છીએ એવા ડોળ ખાતર વાચવાનુ નથી ફલાણુ જાણીતું પુસ્તક તમે નથી વાચ્યુ એમ કોઈ પૂછશે તો ના કહેવાથી આપણી ગણના હલકી થઈ જશે એમ ધારીને પણ વાચવાનુ નથી તેમ જ સામાન્ય જનો કરતા મારૂં વાચન બહોળુ છે એવી મગજમા ખુમારી રાખવા ખાતર પણ વાચવાનું નથી. ખરૂ જોતા તો જેમ માણસ વધારે વાચે છે, જેમ તે અભ્યાસ વધારે છે તેમ તેને સમજાય છે કે તેનુ પોતાનુ જ્ઞાન કેટલું અલ્પ છે અને જાણવાનુ કેટલુ બધુ છે સહેજસાજ જ્ઞાન મેળવેલા મનુષ્ય ગમે તેવા પુસ્તકો લખે છે અને છપાવે છે અને પરિપક્વ જ્ઞાનવાળા તેમ કરતા નથી. તેનુ કારણ એક એ જ છે કે અલ્પ શિક્ષણ વાળાને પોતાનુ અજ્ઞાન કેટલુ છે તે બરોબર રીતે સમજાતું નથી અભ્યાસના વધા। સાથે આપણી અલ્પ શક્તિ અને અપૂર્ણતાનુ ખરૂં ભાન થતા ગમે તેવુ લખી છપાવવાની ધૃષ્ટતા જતી રહે છે ભર્તૃહરિએ કહ્યુ છે કે—

> यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्ध: समभवम् ।
> तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मन ।
> यदा किंचित् किंचिद्बुधजनसकाशादधिगतम्
> तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगत: ॥

સુપ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વવેત્તા બેકન કહે છે કે "અભ્યાસ આનદ, શોભા અને જ્ઞાન માટે છે. એકલા હોઇએ ત્યારે તેથી આનદ મળે છે, અન્ય મનુષ્યો સાથે વાતચિતમા તેથી શોભા મળે છે, અને તેથી મળેલુ જ્ઞાન વ્યવહારમા નિર્ણય કરવાના કામમા આવે છે." આ ત્રણ ઉપયોગ ધટતી રીતે કરવા અને માત્ર એકદેશી ઉપયોગ ન થવા દેવો એવી એ મહાન પુરુષની સલાહ છે.

મનુષ્યના આત્મામાં જુદી જુદી જાતની શક્તિઓ રહેલી છે. અંગ્રેજીમાં એને faculties કહે છે. બુદ્ધિની શક્તિ, નીતિની શક્તિ, ધર્મની ભાવનાની શક્તિ વગેરે ભિન્ન ભિન્ન શક્તિઓ માણસ ધરાવે છે. એ શક્તિઓનો સમૂહ તે આત્મા એમ કહેવાનો અત્રે આશય નથી તેમ એ તકરારી વિષયમાં ઉતરવાની પણ જરૂર નથી. તથાપિ એટલું સત્ય છે કે મનુષ્ય કાર્ય કરે છે તે ભિન્ન વિષયોને અંગે હોય છે અને એ દૃષ્ટિબિન્દુથી જોતાં મનુષ્યઆત્માની શક્તિઓના વિભાગ કલ્પી શકાય છે. અને તે દરેક શક્તિનો વિષય અને ક્ષેત્ર જૂદાં હોય છે. ત્યારે વાંચવામાં એ સર્વ શક્તિઓ ખીલે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. જેમ અંગકસરત કરવામાં શરીરના સર્વ અવયવોને કસરત મળી સર્વ ખીલવવાની જરૂર છે, તેમ આત્માની ખીલવણીમાં પણ બુદ્ધિ, નીતિ, ધર્મ, લાગણીઓ એ સર્વ શક્તિઓ સપ્રમાણ ઉત્કર્ષ પામે એ ધ્યાનમાં રાખવું. આપણામાં જે શક્તિ અથવા વલણ આગળ પડતું હોય તેને ખે-ડવા ઉપરાંત બીજી શક્તિઓ પણ ખીલવવા પ્રયાસ કરવો. આ કહેવાની મતલબ એવી છે કે માત્ર એક જ વિષયનાં પુસ્તકો વાંચ્યા ન કરવાં. આપણાં બૈરાંમાં સાધારણ રીતે બે જ જાતના વાંચનનો શોખ દીઠામાં આવે છે. એક વર્ગ એવો છે કે માત્ર નવલકથાઓ અને એવું light (ઓછા ગાંભીર્યવાળું) વાંચન જ હમેશ રાખે છે. બીજો વર્ગ એવો છે કે તે ધર્મગ્રન્થો, વેદાન્તના ગ્રન્થો અને ઊંડા પારલૈકિક વિચારના ગ્રન્થો જ રાતદિવસ વાંચે છે. આ બંને છેડા છે. માટે છેડે ન જતાં મધ્યબિન્દુએ રહેવું અને એકદેશી વાંચન ન રાખવું જરૂરનું છે.

વિષયો પ્રમાણે વિભાગ પાડતાં ઇતિહાસ, જીવન ચરિત્ર, મુસાફરી, કાવ્ય, નાટકો, નવલ કથાઓ ધર્મગ્રન્થો, તત્ત્વચિંતનનાં અને શાસ્ત્રીય (scientific) પુસ્તકો એમ પુસ્તકોના ભાગ થઇ શકે. આ સામાન્ય દૃષ્ટિબિન્દુથી વિભાગ પાડ્યા છે એટલે શાસ્ત્રીય કે *logical* નથી. કેટલાંક જીવનચરિત્રનાં પુસ્તકો કાવ્યરૂપે હોય છે, કેટલીક કથાઓ કાવ્યમાં હોય છે. એ સર્વ જાતનાં પુસ્તકો વાંચવાથી આત્માની બધી શક્તિઓને પોષણ મળે છે. કેટ-લાંકને અભિપ્રાયે, નાટક, કે નવલકથા કે શૃંગારનાં કાવ્ય વાંચવાં તે જાણે મહા પાપનું કામ છે. આવી ધારણા ભૂલ ભરેલી છે. મનુષ્ય આત્મામાં કુદરતી રીતે જ એવા ભાવ અને લાગણીઓ રહેલી છે કે કાવ્ય નાટકાદિ વાંચવાથી તેને પોષણ મળી મનુષ્યનું ચિત્ત પ્રસન્ન થાય છે. પરંતુ એ વાંચવામાં વિવેક રાખવાની જરૂર છે. અશ્લીલ અને અનીતિપોષક કાવ્ય નાટકો ન જ વાંચવાં અને સારાં નીતિદર્શક કાવ્ય નાટક વાંચવાં. *વળી ઉછરતાં બાળકોની* લાગણીઓ અકાળે ઉશ્કેરાય તેવાં પુસ્તકો પણ તેમના હાથમાં મૂકવાં ન જોઇએ. ઇતિહાસ, જીવનચરિત્ર, મુસાફરીનાં વર્ણન, શાસ્ત્રીય ગ્રન્થો અને ધર્મગ્રન્થો સર્વ ઉમરે વાંચવા યોગ્ય છે અને તે ન વાંચવા એવું કોઈ કહી શકે તેમ નથી. એવાં પુસ્તક ન વાંચનાર પણ તેની ઉત્તમતા સ્વીકારે છે. પોતે નથી વાંચતાં તે તેનો શોખ તેમણે પાડ્યો નથી, મનને તે ત-રફ વાળ્યું નથી તે કારણને લીધે છે એ જાણીતી વાત છે. એકંદરે જોતાં એ વર્ગનાં પુ-સ્તકોનાં વાંચનાર ઓછાં નીકળે છે. જો કે એની શ્રેષ્ઠતા કબૂલ કરવામાં આવે છે પણ તેને અનુસરી તે વાંચવા તરફ મનુષ્યોનાં મોટા ભાગની વૃત્તિ ઓછી જોવામાં આવે છે. આનું મુખ્ય કારણ એ છે કે ઇતિહાસ આદિ વર્ગનાં પુસ્તકો વાંચવામાં કાંઇક વિશેષ પ્રયાસ, વિ-

શેષ બુદ્ધિનો વ્યાપાર અને ગાભીર્ય જોઇએ છે. અને નવલકથા જેવા પુસ્તકો બહુ સરલતાથી લગભગ વિના પ્રયાસે વચાય છે. વાચવાનુ ધાર્યા પછી પણ મનનુ આલસ્ય માણસને સહેલાઇથી વચાય તેવા વિષયો તરફ દોરે છે. વળી નવલકથા જેવાં પુસ્તકોથી મળતો આનદ નહિ જેવા પરિશ્રમથી મળતો હોવાથી તે આનદ મેળવવા માણસ લલચાય છે. અને ઘણા જ થોડા શિક્ષણ વાળા પણ તેનો લાભ લઈ શકે છે. તેથી જ તમામ પુસ્તકોમા નવલકથાઓ વધારે વચાય છે અને તે જ પ્રમાણમાં વધારે લખાય છે. લાઇબ્રેરીઓમા પણ નવલકથાઓની ચોપડીઓ જેટલી વાચવા જાય છે તેટલી બીજી કોઇ નથી જતી. પૈસા ખરચીને પણ નવલકથાઓ વાચવા માટે લેવાય છે તેટલા બીજા પુસ્તકો નથી ખરીદાતાં. નવલકથાઓ ન વાચવી એમ મારૂ કહેવુ નથી તે ઉપર જણાવ્યુ છે. પણ તેમા હદ કે મર્યાદા રાખવી જરૂરની છે. તેમ જ તેમા રહેલો બોધ ગ્રહણ કરી નીતિની વૃત્તિને પોષણ મળે અને ઉચ્ચ લાગણીઓ કેળવાય તે લક્ષમા રાખવુ. તેમ જ બીજા વિષયોના પુસ્તકોનો યથાશક્તિ અભ્યાસ વધારવો તાત્કાલિક આનદ પણ અનુભવવો તેમ સ્થાયી આનદ પ્રાપ્ત કરવાનો પણ પ્રયાસ કરવો જેમ જમવામા વિધવિધ પ્રકારની વાનીઓની જરૂર પડે છે, સ્વાદિષ્ટ તાત્કાલિક સુખકર ખોરાક સાથે પુષ્ટિ આપનાર સત્વમય ખોરાક પણ ખાવો જોઇએ. એકલી જીભને પ્રસન્ન રાખવા સ્વાદિષ્ટ વાનીઓ જ ખાઇએ તો શરીર નબળુ થઈ જાય છે. તે જ પ્રમાણે એકલુ light ( ઓછા ગાભીર્ય વાળુ ) વાચન માત્ર તેથી ઉપજતા ક્ષણિક આનદ ખાતર જ અને વધારે ગભીર હેતુથી ન વાચીએ તો આત્માને તેથી પોષણ મળતુ નથી અને સ્વાદિષ્ટ ખાવાના પેઠે એવા વાચનનુ વ્યસન પડી જાય છે વાચવાનુ વ્યસન એ ધિક્કારવા જેવી બાબત નથી બલ્કે વખાણવા લાયક છે. વાચનનો શોખ હોય એ બહુ ઉત્તમ ટેવ છે, તથાપિ કેટલાક નવલકથાના વાચનાર તો માત્ર વાચવુ તે વાચવુ એમ ગમે તેવી વાર્તા વાચે છે. એક વાચી બીજી વાચી ત્રીજી વાચી એમ એક પછી એક ગાડાઈ આણી વાચે છે. વાચેલા પુસ્તકમાથી એકેનો ( moral ) નીતિનો આદર્શ, એકેનો વસ્તુ (plot) તથા સુરુચતા તેમને યાદ રહેતા નથી કાઇ પણ મનન કર્યા વગર વાર્તાનો ભાગ તેઓ વાચી જાય છે જરા ગભીર વર્ણન કે વિવેચન આવે તે મૂકી દે છે. આવુ નવલકથા વાચવાનુ વ્યસન ઇષ્ટ નથી એથી મન બીજા ઉપયોગી કામમા ન રોકાતા નિરર્થક રોકાય છે. કદાચ નઠારા વિચાર કે કાર્યથી દૂર રહે છે એટલો એનો લાભ ગણી શકાય. બાકી વાચનનો હેતુ એનાથી સિદ્ધ થતો નથી. માણસનું આયુષ્ય અલ્પ છે, અને વાચવાનું ઘણુ છે.

अनंतपारं किल शब्दशास्त्रं स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः ।
सारं ततो ग्राह्यमपास्य फल्गु हंसैर्यथा क्षीरमिवाम्बुमध्यात् ॥

"એ પણ સત્ય છે. માટે જ વધારે સાવચેતી રાખી નિરુપયોગી વાચનમા વ્યર્થ કાળ ન ગુમાવાય એ જોવાનુ છે. કેટલાકને જેટલી વાચવાની ઇચ્છા હોય છે તેટલી નવરાશ નથી હોતી, કેટલાક એવા છે કે કાઇ કરવાનુ ન હોવાથી વખત કહાડવા ગમે તેમ કરી કાળક્ષેપ કરવા વાચવાનું સાધન શોધે છે આમાના પહેલા વર્ગના માણસો ખરી ખતથી વાચનારા હોય છે. પોતાને થોડો અવકાશ છે માટે ઉત્તમ ઉત્તમ ગ્રન્થો તારવી કહાડી જેટલો અવ-

કાશનો કાળ મળે તે વાંચવામાં કહાડે છે. બીજા વર્ગનાં મનુષ્યો જે હાથમાં આવ્યું તે વગર વિચાર્યે કાંઇપણ હેતુ વગર વાંચે છે. તેમનું વધારે વાંચન અને પ્રથમ કહ્યાં તેવાંનું થોડું વાંચન એ બંનેની સરખામણીમાં થોડું પણ હેતુ સાથે ગંભીરતાથી વાંચનારનું વાંચન વધારે સુફળ પ્રાપ્ત કરે છે. આયુષ્ય ટુંકું છે અને જ્ઞાન અપાર છે એ ખરી વાત છે; પણ એમ ધારીને, અપાર જ્ઞાનમાંથી આપણે શું પ્રાપ્ત કરી શકવાનાં છીએ એવો વિચાર કરીને બેસી રહેવાનું નથી. અલ્પ આયુષ્ય છતાં સર્વ કાર્ય લાંબો કાળ જીવીને કરવાની આશાએ જ મનુષ્ય કરે છે અને તે જ પ્રમાણે વાંચનમાં પણ નિરાશ ન થતાં અનુકૂલતા પ્રમાણે ફુરસદનો સદુપયોગ કરવો.

(અપૂર્ણ.)

સૌ. વિદ્યા.

---

## ચર્ચાપત્ર.

વસન્તના તન્ત્રી—

સાહેબ,

વિ. વિ. કાર્તિક સં. ૧૯૬૩ ના વસન્તમાં 'તન્ત્રીદ્વારા' રા. રા. મનઃસુખરામ સૂર્યરામ તરફથી ખુલાસો આવ્યો છે તે ઉપરથી જણાય છે કે 'માનદ' શબ્દમાં માન=પૂજા (આદર, respect) એમ એઓનો આશય હતો. આ ચતુરાઈ ભરેલા બચાવ માટે શાબાશી આપવા જતાં સંકોચ માત્ર એટલો જ રૂહે છે કે Honorary Secretary એ વચનમાં honorary નો જે અર્થ થાય છે તે આ નવીન અર્થ (પૂજા આપનાર એ અર્થ) માં હજી પણ આવી સકતો નથી, એટલું જ નહિં પણ બંને અર્થ કેવળ ભિન્ન પડે છે. અને Honorary Secretary ને બદલે જ 'માનદ મન્ત્રી' એમ નામ મૂકયું હતું તે બાબત તો કોઇથી પણ ના કહી સકાય એમ નથી. માટે મ્હારી શંકાનું પ્રધાન તત્ત્વ તો અસ્પૃષ્ટ જ રૂહે છે.

રત્નાગિરિ.
તા. ૧૫ મી ઑકટોબર

નરસિંહરાવ ભોળાનાથ.

'વસન્ત'ના તન્ત્રી.

સાહેબ,

વિ. વિ. રા. ગોવર્ધનભાઈ આપને કહે છેઃ—સ્નેહમુદ્રા પ્રથમ છપાઈ ત્યારે રા. નરસિંહરાવે ઘણું કરીને કર્તાનું ધ્યાન ('ચારણી' શબ્દની અશુદ્ધિ તરફ) ખેંચ્યું હતું અને તે ઉપરથી સ્નેહમુદ્રાની બીજી આવૃત્તિમાં એ ભૂલ્ય સુધારી 'ચાળણી' એમ લખ્યું છે.

આ વિશે મ્હને પણ ખાતરીથી સ્મરણ નથી. વખતે મ્હેં તે ભૂલ્ય ખાનગી રીતે બતાવી હશે. પરતુ સ્નેહમુદ્રાની બીજી આવૃત્તિ આજ સુધી મ્હારા જોવામાં આવી ન્હોતી તેથી એ સુધારો થયાથી હું અજાણ હતો. અને મ્હેં જે 'ચારણી' શબ્દની અશુદ્ધિ વિશે લખ્યું હતું તે વખત તો ઈ. સ. ૧૮૯૭ ના સમાલોચકમાં 'લેખનપદ્ધતિ' વિશેના એમના લખાણમાં એ શબ્દ વાપર્યો હતો તે જ મ્હારા ધ્યાનમાં હતો; સ્નેહમુદ્રાની પ્રથમ આવૃત્તિમાંના અશુદ્ધ પ્રયોગનુ સ્મરણ પણ ન્હોતું. અર્થાત્, કાલક્રમની સ્થિતિ આ પ્રમાણે છેઃ—

સ્નેહમુદ્રા આવૃત્તિ ૧ લીમાં 'ચારણી'—ઇ. સ. ૧૮૮૯.

સમાલોચકમાં 'ચારણી'–ઇ. સ. ૧૮૯૭ ઑકટોબર.

સ્નેહમુદ્રા આવૃત્તિ ૨ જી માં 'ચાળણી'—ઇ. સ. ૧૯૦૦.

આ ઉપરથી જણાશે કે પ્રથમ આવૃત્તિ વખત મ્હેં બતાવેલી ભૂલ્ય ન સુધરતાં આઠ વરસ પછી પણ કાયમ જ રહી; પરતુ આખરે અગિયારે વરશે સુધરી તે સંતોષકારક છે.

પણ મ્હેં જે લખાણમાં રા. ન્હાનાલાલ દ. કવિને સંબન્ધે લખ્યું હતું કે રા. ગોવર્ધનભાઇ જેવાને હાથે હાવું સ્ખલન થયું છે તો રા. ન્હાનાલાલને ક્ષમા અપાય—તે કોઇ કાળે પણ થયેલા (અને, આજ જણાય છે તેમ, આઠે વરશ પણ કાયમ રહેલા) સ્ખલનના અસ્તિત્વને ઉદ્દેશીને હતુ, અને તે વાતને, સુધારો કર્યાથી, બાધ આવતો નથી. બાકી સુધારો થયો છે તે તો સંતોષની જ વાત છે.

રત્નાગિરિ.
તા. ૨૨ મી ઑકટોબર
૧૯૦૬.

**નરસિંહરાવ ભોળાનાથ.**

# મહાત્મા બુદ્ધ અને ઇતિહાસકાર હંટર.

## —એ ઉપરથી ઐતિહાસિક પર્યેષણા પરત્વે ઉપજતા વિચાર.—

પોતાના આશય સાથે અન્યના આશયને અજાણતાં પણ સેળભેળ કરવાથી અર્થનો અનર્થ થાય છે, આ અનુભવસિદ્ધ વાત છે. પોતાનો આશય, પોતાનો મત, પોતાની માન્યતા ભલે સાચાં હોય, પણ અન્ય પુરુષના આશયને જાણ્યે-અજાણ્યે ઉલટાવી પોતાના મતમાં મિશ્ર કરી દેવાં, એ વાચક વર્ગને, શ્રોતા વર્ગને ઉલટે રસ્તે દોરવા જેવું, અને તે અન્ય પુરુષને અન્યાય આપવા જેવું થાય છે. આ મને પ્રિય છે, આ મને સત્ય લાગે છે, માટે સત્ય છે, એવું પ્રવર્તન સત્યશોધકોને ઘટે નહિ. આ મને રુચે છે, આમાં મારો મત પડે છે ( ભલે પછી તે મત ખોટો હોય,) માટે આ તો આમ જ હોવું જોઇએ, એવી કલ્પના, એવો વિચાર, એવી રીતિ સત્યશોધકોને છાજે નહિં. આ સત્ય છે માટે જ સત્ય છે, નહિ કે મને પ્રિય છે કે મને સંમત છે, માટે સત્ય છે. આવી પ્રવૃત્તિ, આવી વિચારણા સત્યશોધકોને ઘટે? સત્યની ખાતર જ સત્યનું શોધન તેઓને ઘટે. પોતાના સત્ય કે અસત્ય મંતવ્યમાં અન્યના મંતવ્યને તાણવું-ખેંચવું-મિશ્ર કરવું ન ઘટે. મહર્ષિઓ પ્રકાશી ગયા છે કે:—

" आग्रही बत निनीषति युक्तिं
तत्र यत्र मतिरस्य निविष्टा ।
पक्षपातरहितस्य तु युक्तिर्यत्र
तत्र मतिरेति निवेशम् ॥ "

—શ્રી યોગબિંદુ—

પોતાના મતઆગ્રહવાળો જીવ યુક્તિને પોતાની મતિના અભિનિવેશ ભણી ખેંચે છે; નિષ્પક્ષપાતી જીવની મતિ તો જ્યાં યુક્તિ હોય ત્યાં નિવેશ પામે છે.

મહર્ષિઓનાં માધ્યસ્થ્યબોધક અને સત્યપ્રાપ્તિની અમોઘ ચાવી રૂપ આ પરમરાહસ્યિક વચનો અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે. એ વિના સત્યને, અને સત્યના જિજ્ઞાસુઓને મહદ્ હાનિનો પ્રસંગ આવે છે. એ વચનોનો લક્ષ નહિં હોવાથી જગત્માં ભિન્ન ભિન્ન મતો, મત-મતાંતરો પડી ગયાં છે. સુવિચક્ષણ વિદ્વાનો પણ અજાણતાં આવો ભુલાવો ખાઈ જાય છે, ખાઈ ગયા છે, તો પછી સામાન્ય જનોનું શું કહેવું?

આર્યાવર્ત્તના પ્રસિદ્ધ ઇતિહાસકાર સર ડબલ્યુ-ડબલ્યુ હંટરે મહાત્મા બુદ્ધદેવનું ચરિત્ર સમજવામાં ભુલાવો ખાધો છે. બુદ્ધના એક આશયને યથાર્થ સમજ્યા વિના, પોતાના આશય સાથે અજાણ્યમાં મિશ્ર કરી દીધો છે; અને તે વર્ણસંકર આશયને પ્રસિદ્ધિ આપી હીંદના ઇતિહાસના અભ્યાસકોને એ તરફ ખેંચ્યા છે. ડૉ. હંટર લખે છે, કે બુદ્ધે સંસારથી વૈરાગ્ય

પામી પ્રથમ તો વનમાં જઈ તપશ્ચર્યાદિ વડે દેહને દમવા, કસવા માંડયો; પણ પછી જ્યારે તેને માલમ પડયું કે દેહને કષ્ટ આપવું નકામુ છે, તપશ્ચર્યાથી કે વૈરાગ્યથી મોક્ષ નથી, મોક્ષ તો આત્મજ્ઞાનમાં છે, જીવોને ઉપદેશ આપવામાં છે, ત્યારે તેઓએ કાયકલેશ, તપશ્ચર્યા, વનવાસાદિ ત્યજી ગ્રામાનુગ્રામ વિહાર કરી જીવોને ઉપદેશ દેવા માંડયો. ડૉ. હંટરનાં વચનોનો આ સાર છે. પણ એમાં બહુ ગેરસમજ રહેલી છે, જે હિંદના ઇતિહાસના અભ્યાસકોને બુદ્ધદેવના ચરિત્રવિચાર, તથા તેમના તપશ્ચર્યાદિવિચાર સંબંધમાં આડે રસ્તે દોરવનારી, તથા તેમને અન્યાય આપનારી છે.

આ તો નિર્વિવાદ વાત છે, કે પશ્ચિમ ભણીના લોકો કેવળ દેહાત્મબુદ્ધિવાળા જડવાદિયો છે; તેઓ દેહને પોષવામાં જ જીવનનું સાર્થક્ય સમજે છે; કાયકલેશ, દેહેંદ્રિયદમન, કે તપશ્ચર્યાનો લેશ માત્ર લક્ષ તેઓને નથી; એટલુ જ નહિં બલ્કે દેહદમન આદિ તપશ્ચર્યા, વૈરાગ્ય, એકાંત નિર્જનવાસ, વનવાસ ( Pure asceticism ) આદિથી કાંઈ ફળ નથી, તે કેવળ નકામાં છે, આવી એઓની માન્યતા થઈ ગયેલી છે. ડૉ. હંટરે, પોતે પશ્ચિમ ભણીના હોઈ, એ પશ્ચિમ ભણીની માન્યતાનો બુદ્ધદેવના ચરિત્રમાં અજાણે ઉપયોગ કરી દીધો લાગે છે. એથી બુદ્ધને અન્યાય મળે છે, જેનું પ્રાયશ્ચિત ડૉ. હંટરે તેનો આશય સમજી ઇતિહાસમાં સુધારો કરવા રૂપે કરવું ઘટતું હતું.

સર હટરની ખીજી અંગત માન્યતાની આપણને ખબર નથી. પણ તપશ્ચર્યઆદિ સંબંધમા એનો મત આ ઇતિહાસમાં પ્રગટ છે. એણે ઇતિહાસ રચવામાં લીધેલ શ્રમ ખરેખર પ્રશંસનીય છે; આર્યાવર્ત્તનો ઇતિહાસ લખાવો એ વિકટ કામ છે; અને તે પણ એક વિદેશીના હાથે એ તો અત્યત વિકટ છે; છતાં ડૉ. હંટરે એ ઇતિહાસ લખવામાં જે ખંત, શોધ અને કૌશલ્ય બતાવ્યા છે, તે માટે તેને ધન્યવાદ છે, તે માટે આપણને તેના પ્રતિ માન ઉપજે છે. પણ તપ-વનવાસાદિનુ અમહાત્મ્ય, નિરર્થકપણું ગણી બુદ્ધદેવે એ ત્યજી દીધાં, એમ કહેવું કેવળ ભુલ ભરેલુ છે; પરમ આર્ય પુરુષોનાં આચાર, વિચાર, ડહાપણને ઝાંખપ લગાડનારૂં છે. બુદ્ધને કિંચિત્ પણ આત્મજ્ઞાન થયુ એ તપનો પ્રભાવ; દેહેંદ્રિયના દમનનો પ્રભાવ; વાનપ્રસ્થ્યનો પ્રભાવ. જ્યારે એઓને આત્મબોધ થયો, ત્યારે જ તેઓએ વનવાસ ત્યજી, ગ્રામાનુગ્રામ વિહાર કરી જીવોને ઉપદેશ આપવાનુ શરૂ કર્યું. તેઓનું તપશ્ચરણ, વનોપવનસેવન, દેહેંદ્રિયદમન આત્મજ્ઞાનપ્રાપ્તિ અર્થે હતું. આત્મ-જ્ઞાન અર્થે જ એઓએ યુવાવસ્થાનાં રાજવૈભવ, નવયૌવના સ્ત્રી, નવીન જન્મેલ પુત્રમુખદર્શન ત્યજી અરણ્યાશ્રમ આદર્યા હતા. કોઇને દારિદ્રયનું, કોઇને રોગનું, કોઇને ભર યૌવનાવસ્થામાં મૃત્યુનું, કોઇને જરાનું ઇત્યાદિ વિધવિધ દુઃખ સંસારમાં જોઈ એઓ સંસારથી નિર્વેદ પામ્યા હતા; ઉદ્વિગ્ન થયા હતા; વૈરાગ્ય પામ્યા હતા. સુખ કઈ વાટે મળે, એ જાણવા દેહેંદ્રિયાદિ દમી, તેનો તપશ્ચર્યાદિ વડે કસ કાઢવા એઓ પ્રવર્ત્યા હતા. દેહ, ધન, કુટુંબ, યૌવન આદિમાં કે તે વડે સુખ નથી, દુઃખ જ છે એવો અનુભવજનિત નિશ્ચય, સંસારના અલ્પ પરિચયથી, યૌવનવયમાં જ, પૂર્વના સંસ્કારી જીવ હોવાથી તેઓને થઈ ગયો હતો; અને તેથી જ સંસારથી પરાઙ્મુખ થઈ તેનો તેમણે શૂરવીરપણે ત્યાગ કર્યો હતો. સુખનો માર્ગ કોઈ બીજો હોવો જોઇએ, એ એઓના મનમાં ઘસી ગયું હતું, અને એ રસ્તો શોધી, પામવા અર્થે તપશ્ચર્યા, વનવાસાદિનું તેમનું

પ્રયોજન હતું. તપ રૂપી તાપવડે તેઓના કર્મમળ ભસ્મીભૂત થતાં, તેઓને આત્મજ્ઞાન થયું હતું; અને સુપનો રસ્તો એઓએ જાણ્યો હતો. આત્મ-બોધ પામ્યા પછી એઓ તપશ્ચરણ, વનવાસાદિ સહ્ગ્રામાનુગ્રામ વિહરી લોકોને બોધ દેવા પ્રવર્ત્યા હતા. એટલેથી ન અટકતાં વિશેષ વિશેષ ઉજ્જ્વળતા પામવા આત્મ-બોધની ભાવનાપૂર્વક હજી વિશેષ વખત તપશ્ચર્યાદિ એઓએ આચરવા જોઇતાં હતાં.

એ ગમે તેમ હો, પણ તપશ્ચર્યાદિ લેશ માત્ર નકામાં નહતાં. તે આચરવામાં તો તેઓએ આર્યદેશસ્થ ચેતનવાદી મહાત્માઓનો આચાર જ સાચવ્યો હતો. તપોનુષ્ઠાનાદિરૂપ કષ્ટ ક્રિયાવડે કાયાની કસર કાઢી કર્મરજ ન ટાળી હત, તો તેઓને આત્મ-બોધ સુલભ ન થાત. આત્મબોધરૂપ કાર્ય સિદ્ધ થતાં, તેનાં કારણ રૂપ તપશ્ચર્યાની અપેક્ષા ન રહી, એટલે એને અનાવશ્યક ગણી તેનો બુદ્ધદેવે ત્યાગ કર્યો. વસ્તુતઃ વાત આમ છે, તેને આશયફેરે ગ્રહી, " તપશ્ચર્યાદિ દેહદમન નકામાં છે, એથી મોક્ષ નથી. "—ઇત્યાદિ કહી, કર્મ આવરણને ટળવામાં અને આત્મજ્ઞાન મળવામાં પરમ સાધનભૂત વૈરાગ્ય, દેહેંદ્રિયદમન, વનવાસ, તપશ્ચર્યાદિને નકામાં ગણવા, નિષેધવાં, ઇતિહાસના ચરિત્રનાં વાંચનારાં સાંભળનારાંનાં મનમાં જાણ્યે અજાણ્યે એ સાધનોનું નિષ્ફળપણું વસાવી દેવું, એ આવશ્યક સાધનોથી તેમને વિમુખ કરવાં, તેમ તે એ સાધનોનો અંતરાય પાડવો,—એ કેવળ ભુલ ભરેલું અને અન્યાયયુક્ત છે.

ડૉ. હંટરે આ જાણી જોઇને કર્યું છે, એમ જરાએ નથી. તેને તો આ મર્મનો લક્ષ પક્ષ નહિં હોય. જે દેશમાં ચેતનવાદનું નામ નથી, અને જડવાદનું જ્યાં સામ્રાજ્ય વર્ત્તે છે, ત્યાં જન્મ પામેલ હોવાથી તેના સંસ્કાર દેહદમનાદિની વિરુદ્ધ હોય તો તે સ્વાભાવિક જ છે; અને એ વિરુદ્ધ સંસ્કારને લઈ એમણે વૈરાગ્ય તપશ્ચર્યાનું નિરર્થકપણું ગણ્યું-ગણાવ્યું લાગે છે.

વળી એના મનમાં એમ પણ વસી-ઠસી ગયું હોય, કે મેં તપશ્ચર્યાદિ કાંઈ સેવ્યાં નથી, છતાં આ ઇતિહાસ લખવા જેટલું સામર્થ્ય મને મળ્યું છે, જ્ઞાન થયું છે, તેમ બુદ્ધને પણ જ્ઞાન થવા માટે તપશ્ચર્યાની જરૂર શી? માટે જ એમણે તપશ્ચર્યાદિ છોડી દઈ જ્ઞાનનો પ્રયાસ કર્યો લાગે છે. આવું જો ડૉ. હંટરના મનમાં વસ્યું હોય, તો તેમણે ધ્યાનમાં રાખવું જોઇતું હતું, કે બુદ્ધને જડવસ્તુનું જ્ઞાન નહોતું જોઇતું; એમને ચેતનનું જ્ઞાન જોઇતું હતું; દેહાદિની પુષ્ટિરૂપ જડની સેવાથી ચેતનનું જ્ઞાન થતું નથી. જડની સેવાથી તો જડનું જ્ઞાન થાય છે. દેહાદિ દમવાથી, અર્થાત્ જડ વસ્તુ પ્રતિ વૈરાગ્ય આણવાથી ચૈતન્યનું જ્ઞાન થાય છે. બુદ્ધદેવે આર્યોનો આ સનાતન આચાર આદર્યો હતો. તે આચારમાં તેઓ સંપૂર્ણપણે પ્રવર્ત્યા હત, તો તેઓનું વિશેષ નિર્મળ જ્ઞાન થાત; सत्यं ज्ञानमनंतं ब्रह्म, તેઓ પામત.

પૂર્વના આર્યોના જુદા જુદા પંથ-મત ઉપર દૃષ્ટિપાત કરિયે, તો માલમ પડશે, કે તે બધા ઉપર થોડે ઝાઝે અંશે ચૈતન્યવાદનો અમલ ચાલતો હતો. તે તે મત-પંથો પ્રત્યેક આત્માના અસ્તિત્વને માનનારા સ્વીકારનારા હતા. આત્માનું અસ્તિત્વ નહિં માનનારા કેવળ નાસ્તિક તો ચાર્વાક જ હતા. આસ્તિકો પોતાની મતિ-બુદ્ધિ-દૃષ્ટિની નિર્મળતાના પ્રમાણમાં, પોતાના પુરુષાર્થના પ્રમાણમાં, દયા, શાંતિ, ક્ષમા, પવિત્રતા, તપ, સંયમ, વૈરાગ્ય આદિ

આત્મજ્ઞાન વિકસાવનાર ગુણોના પ્રમાણમા, ન્યૂનાધિક ઓછુ વધારે નિર્મળ આત્મજ્ઞાન પામતા હતા જેઓની દષ્ટિ જ્યા સુધી પહોચી, ત્યા સુધીનો બોધ તેઓ પામ્યા હતા જેઓ અટક્યા વિના પ્રબળ પુરુષાર્થ વડે આત્મજ્ઞાન પામવા મથ્યા હતા, તેઓ સપૂર્ણ કૈવલ્યપદ પામ્યા હતા આમ આર્યમાત્રોનુ આચરણ કેવળ આત્મબોધ અર્થે હતુ

હાલ છિન્નપ્રાય વર્તતા પૂર્વના ચાર આશ્રમ તરફ દષ્ટિ કરિયે તો જણાશે, કે ગૃહસ્થ ગૃહસ્થાશ્રમ ત્યજી વાનપ્રસ્થ્ય અગીકાર કરી, તપશ્ચર્યાદિ વડે જ્ઞાન પામી, સન્યાસનો અધિકારી થઈ, સન્યાસ લીધા પછી અન્ય જીવોને ઉપદેશ દેવા માટે અધિકારી થતો, પોતે આત્મ-બોધ પામ્યા પૂર્વે કોઇને ઉપદેશ ન કરતો વર્ણાશ્રમ ધર્મે બ્રાહ્મ આશ્રમ ભણી જોઇએ, તો જણાશે કે જ્ઞાનબોધ આપવાનો તેને અધિકાર હતો, અને દેહેન્દ્રિયદમન, વૈરાગ્ય, તપ આદિ એને સેવવા પડતા સાખ્ય અને વેદાત ભણી દષ્ટિ કરિયે, તોયે જણાશે કે કોઈ જીવને અધિકાર પ્રાપ્ત થયા વિના જ્ઞાન થતુ—મળતુ નહિ, અને એ અધિકાર માટે તેઓને વૈરાગ્ય તપ ઇન્દ્રિયદમનની જરૂર હતી જ્ઞાન પામ્યા પૂર્વ તેઓ બીજાને ઉપદેશ પણ ક્યાથી કરી શકે? જૈનોના સનાતન માર્ગ ભણી જોતા જણાશે, કે જૈન તીર્થના પ્રવર્ત્તાવનારા તીર્થકરો પણ કેવળ જ્ઞાન પામવા પૂર્વ ભસારથી વૈરાગ્ય પામી વિધ વિધ તપશ્ચર્યા વડે કર્મ સમૂહને બાળી નાખતા, અને એ સપૂર્ણ કેવળ જ્ઞાન પામ્યા પછી જીવોને સદુપદેશ આપતા. આમ આર્યાવર્ત્તના ચેતનના અસ્તિત્વને માનનારા જુદા જુદા દર્શન—પથ ઉપર દષ્ટિપાત કરિયે તો જણાશે કે તે તે મતવાળા, દેહદમન તપશ્ચરણ આદિ આત્મજ્ઞાન પામવાના સાધન છે, એથી જ્ઞાન માટે અધિકારી થવાય છે, એમ પોતપોતાની મતિ–દષ્ટિ–બોધના પ્રમાણમા ઓછો—વધારે ભાર દઈ કહેતા આર્યાવર્ત્તમા હાલ આત્મજ્ઞાન અને તેનો લક્ષ વિચિત્રપ્રાય થયા છે તેનુ કારણ આર્યક્ષેત્રવાસિઓના મનમાથી તે જ્ઞાન પામવા માટે અધિકારમાપક, સાધનભૂત દેહદ્રિયદમનનો, મનોનિગ્રહનો, વૈરાગ્યનો તપશ્ચર્યાના વિચારનો લોપ થયો છે, એ છે જ્યા સુધી આવી સ્થિતિ રહેશે ઉલટશે નહિ, સુધરશે નહિ, ત્યા સુધી આત્મજ્ઞાનનો, કે તે જ્ઞાનના લક્ષનો લેશ માત્ર અવકાશ સભવતો નથી

જડના સેવનથી જડનુ જ્ઞાન થાય, દેહના સેવનથી દેહનુ જ્ઞાન થાય, ચેતનના સેવનથી, અર્થાત્ જડના ત્યાગથી, જડ પર વૈરાગ્યથી, ચેતનનું જ્ઞાન થાય આ દિગ્દર્શનનું તાત્પર્ય એ છે કે મહાત્મા બુદ્ધે પણ આત્મજ્ઞાન પામવા માટે જ વૈરાગ્ય લઈ, વનવાસ સેવ્યો હતો, તપશ્ચર્યાદિ આદર્યા હતા એ સાધનો જો નકામા હત, તો એ તેને સેવત નહિ, તેમ તેણે એ સાધનો ત્યજ્યા એ એને નકામા ગણીને નહિ, પણ એમ માનીને કે હવે અમારે તપોનુષ્ઠાન વનવાસાદિની જરૂર નથી કાર્ય સિદ્ધ થયુ ગણી તે કાર્યસાધક સાધનનો ત્યાગ તેણે કર્યો હતો બુદ્ધચરિત્રના ઇતિહાસ સબધમા આ બાબત ધ્યાનમા રાખવાની છે

આશયાતરનો આ પ્રસગ અલ્પ છે, પણ એ અલ્પથી પણ અનલ્પ અનર્થ સભવે છે અગ્નિનો કણ, અલ્પ ચીણગારી, પણ દશ્ય સૃષ્ટિને બાળી નાખે આથી પ્રસગ આણી વિસ્તારપૂર્વક કહેવુ અવશ્યનુ જણાયુ છે આત્મવાદપ્રમુખ આર્યતત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુ ઉપાસક હાલના કેળવાયલા શિષ્ટજનોએ આર્યાવર્ત્તના ઇતિહાસની આર્યશૈલીએ નિષ્પક્ષપાત નૂતન

ઘટના કરવી ઘટે છે. ઇતિહાસનું મહત્ત્વ સમજનારા હાલના કેળવાયલા ગ્રૅજ્યુએટોએ. ઇતિહાસનું કેવું સ્વરૂપ હોવું જોઇએ, ઇતિહાસ કેવી રીતે લખાય તો તેનું મહત્ત્વ, તેનો ઉચ્ચ ઉદ્દેશ જળવાય, અને એ કેવી રીતે લોકોને વિધવિધ બોધનાં કારણરૂપ થાય, એ લક્ષમાં રાખી પ્રાચીન આર્યાવર્ત્તનો ઇતિહાસ યોજવો ઘટે છે. " Dutt's Civilization of Ancient India " થી કંઇક સહજ ખ્યાલ આવી શકશે. આવા ઇતિહાસ લખાવા માટે સાધનોની ખોટ નથી. સાહિત્યનો ભંડાર ભરપુર છે; મિતિ શોધવી મુશ્કેલ પડશે; પણ એની પુરુષાર્થ આગળ ચિંતા રાખવા જેવી નથી; Bright, Seeley આદિ ઇંગ્રેજી ઇતિહાસ લેખકો જેવા લેખકો, વિવેચકો, પર્યેષકો બહાર આવવા જોઇએ છે. હિંદમાં ઇતિહાસલેખનને રાજા પ્રજા તરફથી જરાએ ઉત્તેજન નથી. છતાં ઇતિહાસની જ ખાતર, આર્યાવર્ત્ત. તેનાં તત્ત્વજ્ઞાન, તેના વીર પુરુષોનાં ચરિત્ર-ઇતિહાસની ખાતર, તે બધાંપર જન્મસમાજના હિત અર્થે પ્રકાશ પાડવા ખાતર, ગ્રૅજ્યુએટ મહાશયોએ પોતાને પ્રાપ્ત થયેલ વિદ્યાધન સદુપયોગ વડે વાવવા, અને વિસ્તારી ફળિત કરવા સુક્ષેત્ર છે

ઇંગ્લંડનો ઇતિહાસ જુદા જુદા લેખકોએ જુદી જુદી રીતિએ હમણાં હમણાં જ એક સૈકામાં લખેલ છે; અને તે એક વિષયનાં જુદાં જુદાં એટલાં બધાં પુસ્તકો છે, કે કબાટનાં કબાટ ભરાય. ત્યારે હિંદમાં કેળવાયલા આટલા બધા ગ્રૅજ્યુએટો છતાં તેઓના દેશ આ આર્યાવર્ત્તનો, પ્રાચીન કે અર્વાચીનનો, તેઓના હાથે લખાયેલ અસલ (Original) ઐતિહાસિક લેખ એકે નથી. Dutt's Civilization of Ancient India અને Ranade's History of the Maharattas એ આદિ અપવાદ રૂપ છે; એ અનુકરણીય ઉત્તમ ઐતિહાસિક લેખો છે. પણ ઇંગ્લાંડના ઇતિહાસનાં પુસ્તકોના જથાની અપેક્ષાએ જોઇએ, તો હીંદમાં અસલ ( Original ) ઇતિહાસની પ્રથા જ નથી એમ કહેવું યોગ્ય છે; હજારમાં એક હોય, તે નથી, એમ કહેવા યોગ્ય છે. આ માટે આર્યાવર્ત્તની નિષ્પક્ષપાત ઐતિહાસિક પર્યેષણાની બહુ જ જરૂર છે. હાલનો કેળવાયલો સાક્ષર વર્ગ ધારે તો આ કાર્ય માથે લઈ પાર ઉતારી શકે એમ છે. " સરસ્વતીચંદ્ર "ના કર્ત્તા શ્રીયુત ગોવર્ધનરામ ત્રિપાઠી અથવા એવા બીજા શ્રીમાન સાક્ષર પુરુષ પ્રાચીન તથા અર્વાચીન આર્યાવર્તના ઇતિહાસનું નિષ્પક્ષપાત પર્યેષક રૂપે દર્શન આપશે, એવી આપણે આશા રાખીશું.

પ્રસંગવશાત્ એક વિશેષ બાબત કહેવી આવશ્યક લાગે છે, કે પ્રાચીન આર્યાવર્ત્તનાં ઐતિહાસિક લેખો, સાહિત્ય, તત્ત્વજ્ઞાન આદિની શોધ માટે પશ્ચિમ મુલકના પંડિતો પ્રતિ આપણને માન ઉપજે છે; એ પશ્ચિમ ભુમિના પંડિતોએ પરિશ્રમ પૂર્વક શોધખોળ કરી આર્યાવર્ત્તનાં ઇતિહાસ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન સંબંધમાં અજવાળું પાડ્યું છે, એ તેઓનો આર્યજનો ઉપર ઉપકાર થયો છે. તથાપિ એટલું તો કહ્યા વિના ચાલશે નહિં, કે એ સાહિત્યાદિના અભ્યાસ, તેનાં તાત્ત્વિક સ્વરૂપ, તેમાં રહેલાં પરમાર્થ સત્ય સંબંધમાં તે વિદેશી પંડિતો પ્રમાણભૂત આપ્ત પુરૂષ ( Faithful authority ) ગણાઈ શકશે નહિં. એ સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાનના સ્વરૂપાનુલેખનમાં, તેના પરમાર્થશોધનમાં, તેના સત્યનિરૂપણમાં આર્યદેશસ્થ આત્મજ્ઞાનમુખ આર્યકુલોત્પન્ન શિષ્ટ પુરુષો જ પ્રમાણભૂત, આપ્ત ગણી શકાશે. એ પાશ્ચાત્ય

પંડિતોએ પ્રાચીન ભારતનાં સાહિત્યાદિ અંગે શોધ-ખોળ કરી તે તે પર પોતાની મતિ અનુસાર, યથાશક્તિ ઉલ્લેખો કર્યા; પોતાને જેવું જેટલું સમજાયું, તેવું તેટલું તેઓએ પ્રગટ કર્યું; તે ઉપર પ્રકાશ પાડી ઉંઘમાં પડેલા આર્યજનોને જગાડી તેઓના ઘરનો ખજાનો બતાવ્યો. આટલો એ વિદેશી પંડિતોનો મહદ્ ઉપકાર થયો, પણ તેથી તેઓએ જે જે લખ્યુ, તેના પ્રામાણ્ય માટે, તેના આપ્તપણા માટે, તેની પ્રમાણભૂતતા માટે તો તેઓ લેશ માત્ર અધિકારી ગણી શકાશે નહિં. પ્રાચીન આર્ય સાહિત્યાદિને તેઓએ વ્યવહાર રૂપે શાહી કાગળ વડે પ્રસિદ્ધિ આપી; પણ તે તત્ત્વજ્ઞાનાદિનું પરમાર્થ હાર્દ તો આર્યોના હૃદયમાં જ રહેલું છે. પરમાર્થ તો આર્ય હૃદય વિના બીજાથી પ્રાપ્ત થાય એમ નથી જ. ક્યાં આત્મવાદમુખ આ આર્ય ભૂમિ ? અને ક્યાં જડવાદના શિખરે પહોંચેલી એ પશ્ચિમ ભૂમિ ? આત્મજ્ઞાનમુખ તત્ત્વશાસ્ત્રોમાં કોણ પ્રમાણ ગણાય ? જે દેશમાં, જે કુળમાં, જે ધર્મમાં, અને જેના કાર્ય-વ્યવહારમાં પણ આત્મા સંબંધી તત્ત્વજ્ઞાન પયઃપાનમાં અપાતું હોય, તે દેશ-કુળ-ધર્મ-વ્યવહાર વાળા ? કે, જે દેશ-કુળ-ધર્મમાં આત્મા જેવી વસ્તુનું લેશ ભાન પણ નથી, જ્યાં જડવાદ ઠેરઠેર પ્રસરેલો છે, અને જ્યા દેહ એ જ આત્મા એવું ભાન પય.પાનથી જ મળે છે, તે દેશ-કુળ-ધર્મના જનો ? સુજ્ઞજનો તરત સંમત થશે, કે એ તત્ત્વજ્ઞાનાદિ માટે આર્ય જનો જ પ્રમાણભૂત ગણી શકાશે.

મરહુમ Prof. Max Muller ( મૅક્ષમુલ્લર ) એમણે આર્યધર્મ, તત્ત્વજ્ઞાન, વ્યવહાર આદિ સંબંધી શોધ-ખોળ કરી જુદા જુદા નિબંધો લખાવી, ગ્રંથમાળાઓ છપાવી સારૂં અજવાળુ પાડ્યુ છે છતા આર્યશાસ્ત્રનો પરમાર્થને સમજી-ગ્રહી ન શક્યા; પરમાર્થ તો આર્યોના હૃદયમા રહ્યો. એને પરમાર્થ સમજ થઇ હત, તો એની કેટલીક વિરૂદ્ધ માન્યતા ટળત; તેને આત્મલક્ષ થાત. કદાચ કોઈ એમ કહે, કે એને તો પોતાના જન્મથી જ સંસ્કાર પામેલી ખ્રીસ્તી ધર્મ સંબધી માન્યતા સત્ય લાગતી હતી, આ આર્ય તત્ત્વસંબધી, માન્યતા ખોટી લાગતી હતી, તો એમ પણ નહતું. આર્ય તત્ત્વજ્ઞાનને તેઓએ પરમ પ્રમોદભાવે વખાણી નાખ્યુ છે. એટલે એ તત્ત્વજ્ઞાન ભણી એને રુચિ તો હતી; પણ એનુ પરમાર્થ હાર્દ તેને સમજાયુ નહતું. જો કોઈ આર્ય સત્પુરુષના ચરણ એણે સેવ્યા હત, તો એ પરમાર્થ તેને સહજ સુલભ થાત.

Dr. Weber, Dr. Bühler આદિ બીજા અનેક પાશ્ચાત્ય વિદ્વાનો થઈ ગયા છે. તે બધાએ આર્યધર્મ, તત્ત્વ, સાહિત્ય, ઇતિહાસ સબધી સારો પ્રકાશ પાડ્યો છે, તથાપિ તેમાના કોઈ પણ પર હૃદય ભીંજાયા જેટલો કોઈ પણ સાહિત્યનો સ્પર્શ થયો નથી, પોતાની માન્યતામા ફરક પડવા જેટલી લેશ માત્ર અસર થઈ નથી, ચેતનવાદનાં શાસ્ત્રો જોયા છતાં જડવાદને છોડી ચેતન ભણી વળવાનો તેઓમાંના કોઈને લેશ માત્ર લક્ષ થયો નથી. કદાચ કોઈ દલીલ કરશે, કે આર્ય તત્ત્વશાસ્ત્રો સત્ય નહતાં, માટે તેઓએ એ અંગીકાર ન કર્યાં, તેમના પર તેની અસર ન થઈ. આ દલીલ લાવી લેશ પણ ભુલાવો ખાવો યોગ્ય નથી, કેમકે સત્ય તે ક્યાંથી મળે ? 'જેના હૃદયમા સત્ય રહેલું હોય, તેવા જનના સમાગમ-સેવનથી મળે, પુસ્તકોમાં શબ્દ રહેલા છે, અર્થ કે પરમાર્થ નથી રહેલો. પ્રાચીન આર્ય

તત્ત્વવિજ્ઞાની પુસ્તકો-શાસ્ત્રો એ તત્ત્વભંડારની ચાવી છે. તત્ત્વભંડાર ખોલી તેમાંથી તત્ત્વ પામવા માટે ચાવી કેમ ફેરવવી, કેમ વાપરવી, એ તો જેને ચાવી લગાડતાં આવડતું હોય તેની પાસેથી શીખવાનું છે. આર્ય તત્ત્વજ્ઞાનભંડારની ચાવી આર્ય દેશમાંથી આર્ય સંતજનો પાસેથી મળે કે બીજે ક્યાંયથી ? પશ્ચિમના પંડિતો પર આર્ય શાસ્ત્રોની, તત્ત્વજ્ઞાનની અસર આમ જોતાં ક્યાંથી થાય ? માટે આર્ય તત્ત્વ અસત્ય છે, એવી તો લેશ માત્ર ભ્રાંતિ પણ આણવી ન ઘટે. જેના મનમાં હજી શંકા વસતી હોય, તેણે ફરી ફરી આ વિચારવું ઘટે છે. વળી એ વિદેશી પંડિતોએ પ્રાચીન આર્યોના ઇતિહાસ-ચરિત્ર સાંભળ્યાં વાંચ્યાં અભ્યાસ્યાં છે; છતાં તેઓમાંથી કોઇને કેમ લેશ પણ વિરાગ કે ત્યાગવૃત્તિ ન ઉદ્ભવી ? પ્રાચીન આર્ય સાહિત્યાદિ સંબંધી ઉલ્લેખો કરતાં તેઓ સ્થળે સ્થળે, જો કે પ્રાયઃ નિષ્પક્ષપાતપણે પણ પોતાની મતિને આગળ કરી, નિરૂપણ કરતા ગયા છે; તેમાં તેઓના મતની, તેઓની માન્યતાની વાસના રહે, એ સ્વાભાવિક છે.

હિંદી યુનિવર્સીટીમાં B. A., M. A. ની ઉંચી ડીગ્રી મેળવી ગ્રેજ્યુએટ થયેલામાંથી ઘણાઓને પ્રાચીન આર્ય સાહિત્ય તત્ત્વાદિ માટે આ વિદ્વાનોનો આશ્રય લેવો પડયો છે; અને ઘણાઓને હજી લેવો પડે છે. આમ એ ગ્રંથો એઓને ઉપકારનાં કારણ છે; એ વિદ્વાનોનો આ મહદ્ ઉપકાર છે. તથાપિ એ ગ્રંથોવડે જ્યારે આર્ય તત્ત્વજ્ઞાનનું એ ગ્રેજ્યુએટોને તથા ભાવી ( would-be ) ગ્રેજ્યુએટોને ભાન થયું છે, થાય છે, તો તેઓએ હવે વિવેક પૂર્વક તત્ત્વજ્ઞાનની ખાણમાં ઉંડા ઉંડા ઉતરવું ઘટે છે; અટકવું જોઇતું નથી. તત્ત્વમહોદધિ પાસે આ પ્રચલિત ગ્રંથો, અને Prescribed text-books બિંદુ માત્ર છે. આર્ય ગ્રેજ્યુએટોમાં ક્ષેત્ર કુલ જાતિ ધર્મને લઈ આર્ય સંસ્કાર જન્મથી જ હોવા ઘટે છે; તેથી તેમ જ ઉદાર કેળવણી ( Liberal education ) એઓ પામેલા હોવાથી તેઓની મનોભૂમિ ઉત્તમ પ્રકારે ખેડાઈ સુસંસ્કારી ( Well-cultured ) થઈ હોય છે; તેથી આર્ય તત્ત્વ તેમાં યથાર્થ પરિણમવા યોગ્ય છે; વળી તેઓના આશય ઉદાર થયેલ હોવાથી, તેઓની મનોવૃત્તિ કેળવાઈ વિકસિત થયેલ હોવાથી, તેમાં ઉચ્ચ ભાવ સહેજે પ્રવેશ પામી શકે એમ છે; ગંભીર થયેલ હોવાથી તત્ત્વજ્ઞાનનાં ઉંડા જલમાં પણ છલકાયા વિના પ્રવેશી શકે એમ છે; આમ વિચારી વર્તમાન તથા ભાવિ ગ્રેજ્યુએટો લક્ષ પર લે તો, તેઓ આર્ય જ્ઞાન, તત્ત્વ, સાહિત્ય, ઇતિહાસાદિ માટે વિદેશી પંડિતોના આશ્રય વિના હવે ઘણું કરી શકે એમ છે. ફક્ત તેઓએ સમ્યક્ આલોચના કરી, આ વાત ધ્યાનમાં લઈ, સત્ય પુરુષાર્થમાં પ્રવૃત્ત થવું જરૂરનું છે.

જૈનો વળી Dr. Hermann Jacobi આદિ તરફ દષ્ટિ ફેંકવા લાગ્યા છે. એ વિદ્વાને જૈન શાસ્ત્રો સંબંધી ઠીક શોધ કરી અજવાળું નાંખ્યું છે. છતાં જૈનોએ તે તે શાસ્ત્રોનાં પ્રામાણિકપણા માટે એવા વિદ્વાનોનો લેશ પણ આશ્રય લેવો યોગ્ય નથી. જૈનોએ પણ ઉચ્ચ કેળવણીનો લાભ લઈ જૈન તત્ત્વવિજ્ઞાની શાસ્ત્રોમાં વિવેકપૂર્વક પુરુષાર્થ કરવો ઘટે છે. જૈન ગ્રેજ્યુએટો પણ ધારે, તો ઉંડા ઉતરી જૈન તત્ત્વજ્ઞાનને પ્રકાશમાં લાવી શકશે. વિવેકપુરઃસર સત્ય પુરુષાર્થની જરૂર છે. જૈન શાસ્ત્રોનું પરમાર્થ હાર્દ જૈન સંતોનાં હૃદયમાં જ હોવું ઘટે છે; એ પરમાર્થ સ્વરૂપ એઓને વિદેશી પંડિતો પાસેથી કદી પણ મળવાનું

નથી. માટે Dr. Jacobi આદિને પરમાર્થ સત્ય માટે પ્રમાણભૂત ગણવા યોગ્ય નથી. આર્ય માત્રના અંગે આ પોતાના ખજાનાની વાત છે; પોતાની તેજુરીની ચાવી બીજા પાસેથી કેમ મળે ?

આમ આર્ય તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ આદિના પ્રકાશને ઉદ્દેશી પ્રસંગવશાત્ કહેવાનું, કે પ્રાચીન આર્ય શાસ્ત્ર સંબંધી, ઇતિહાસ સંબંધી, તત્ત્વજ્ઞાન સંબંધી, સાહિત્ય સંબંધી સ્વતંત્ર પર્યાલોચના ( an independent review ) કરી, દેશકાળને અનુસરીને, વર્તમાન યુગની શૈલીમાં, આર્યોનાં અંતરનો પરમાર્થ લક્ષમાં રાખીને, અસલ તત્ત્વ પર્યેષક ઉલ્લેખો, (original philosophical treatises ) આ ભારતવર્ષના આર્ય ગ્રૅજ્યુએટાએ અવશ્ય કર્ત્તવ્ય છે.

ડૉ. હંટરના એક આશયાંતરના પ્રસંગ પરથી આટલી પર્યેષણા થઈ. તેણે જ વળી ચરમ જિનદેવ મહાવીરના મુખ્ય શિષ્ય ગૌતમને ગૌતમબુદ્ધ ગણી, ઇત્યાદિ બૌદ્ધ અને જૈનોના બહારથી સરખા દેખાતા અલ્પ સંજોગો પરથી, અંદર ઉંડા ઉતર્યા વિના, પુરતાં આનુમાનિક સાધનોનો અભાવ છતાં અનુમાન કરી, ઐતિહાસિક સત્યરૂપે પ્રગટ કર્યું, કે જૈન એ બૌદ્ધનો ફાંટો છે. બીજા વિદ્વાનોએ થોડી ઝાઝી આડી અવળી (at random) શોધ કરી આ અનુમાનને ખોટું ઠરાવી આપ્યું છે. આવા અનેક પ્રસંગો હશે. એટલે આ બધાના સમુચ્ચયસાર (summary) ઉપરથી આપણને એટલું આવશ્યક લાગશે, કે પ્રાચીન આર્યાવર્ત્ત સંબંધી સ્વતંત્ર ઐતિહાસિક લેખો આર્યાવર્ત્તવાસી વિદ્વાન ગ્રૅજ્યુએટાએ લખવાનો સમય આવી ચુકયો છે. ૐ શાંતિઃ

મુબાઈ.
તા. ૨૯-૯-૧૯૦૬.

મનઃસુખ. વિ. કીરતચંદ મહેતા.

---

## માજીનું સ્તોત્ર.

સ્વર્ગગા સેંથો મા ત્હારો,
માનસસર શિરમણિ રૂપાળો,
ભાલત્રિવલિ વિમલ હિમ-હારો,
જય જય મા મ્હારી ! ૧.

ઝુલે જાહ્નવી સિંધૂ કાને,
રેવા મહાનદી કટિસ્થાને,
કાવેરી તોડાઠેકાણે,
જય જય મા મ્હારી ! ૨.

રામેશ્વર એડીએ ચળકે,
પુરી, દ્વારિકા, કાશી ઝળકે
મા ત્હારી વાણીની હળકે,
જય જય મા મ્હારી! ૩.

સપ્તશૂલ પંજાબ એક કર,
પરશૂ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રિ કટિ પર,
જય જય મા મ્હારી! ૪.

રામ સૌમ્ય તુજ દગપલકારો,
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો,
ગુરુ ગોવિંદ પ્રકોપપુંજારો,
જય જય મા મ્હારી! ૫.

ભક્તિગાનધુનિ માને વ્હાલી,
એ સ્વરબ્રહ્મ વિષે સે તાળી
અગણિત માની સંતપ્રણાળી,
જય જય મા મ્હારી! ૬.

દિવ્યચક્ષુ જ્યારે મા ખોલે
જ્ઞાનસમાધિપ્રકાશ જ ઢોળે,
વ્યાસ, પતંજલિ, શંકર બોલે,
જય જય મા મ્હારી! ૭.

શું શું મા તુજ સ્તવું વખાણી!
યુગ યુગ રાજરતનની ખાણી,
—અશોક, અકબર, વિજયારાણી!
જય જય મા મ્હારી! ૮.

બલવંતરાય ક. ઠાકોર.

# હિન્દુઓનો ગૃહસ્થાશ્રમ.

*આજે બેસતા વરસનો માગલિક દિવસ છે હું આશા રાખુ છુ કે આ પત્રના ઘીંદુ વાચનારા, અત્યારે નાહી ધોઈ, દેવદર્શન અને ગુરુજનોના દર્શન અર્ચન કરી મગલ વસ્ત્રા ભૂષણ ધારણ કરી, આજના દિવસને માટે ખાસ સુશોભિત કરેલા દીવાનખાનામા, પોતાના સગાવ્હાલા મિત્રો અને સબધી જનોના મગલ દર્શનની રાહ જોતા બેઠા હશે તે સમયે હુ પણ તેમને નવી સાલ મુબારક ઇચ્છુ છુ અને નવુ વરસ સર્વ રીતે આનદી થાય એવુ પરમેશ્વર પાસે માગુ છુ

આપણે ગૃહસ્થાશ્રમી છીએ આ આશ્રમ સસારના આધાર રૂપ છે મનુ ભગવાન લખે છે કે જેમ વાયુનો આશ્રય કરીને સર્વ જીવજતુઓ જીવી શકે છે, તેમ ગૃહસ્થાશ્રમનો આશ્રય લઇને બીજા સર્વ આશ્રમો રહે છે ગૃહસ્થનો આશ્રમ એ સર્વ આશ્રમોમા શ્રેષ્ઠ આશ્રમ છે કારણ કે બાકીના ત્રણેનો તે જ નિર્વાહ કરે છે જેમ નાની મોટી નદીઓ સમુદ્રમા જઇને વિશ્રાતિ લે છે તેમ બીજા સર્વ આશ્રમોની સસ્થિતિ ગૃહસ્થાશ્રમથી જ થાય છે આ પ્રમાણે આપણો ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમનો આધાર છે, તો તે આશ્રમમા આપણા શા કર્તવ્યો છે તેનો જરા વિચાર કરીશુ તો તે આજના માગલિક પ્રસગે અયોગ્ય નહીં લેખાય

વેદ ભણાવીને ગૃહસ્થાશ્રમના આગણામા ઉભેલા બ્રહ્મચારીને આચાર્ય ઉપદેશ કરે છે કે —

' સત્ય બોલજે, ધર્મનુ આચરણ કરજે, સ્વાધ્યાયમા પ્રમાદ કરતો નહીં, આચાર્યને પ્રિયધન આપીને પ્રજાતતુ તુટી ન જાય તે પ્રમાણે આચરજે ( અર્થાત્ ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરજે ), સત્યમા પ્રમાદ કરતો નહીં ધર્મમા પ્રમાદ કરતો નહીં, કુશળમા પ્રમાદ કરતો નહીં, વૈભવ અર્થે પ્રમાદ કરતો નહીં, સ્વાધ્યાય-પ્રવચનમા પ્રમાદ કરતો નહીં '

વળી,

' દેવ અને પિતાના કાર્યોમા પ્રમાદ કરવો નહીં, માતાને દેવ જેવી માનજે, પિતાને દેવ જેવો માનજે, આચાર્યને દેવ જેવા માનજે, અતિથિને દેવ જેવા માનજે, જે નિર્દોષ કર્મો હોય તેનુ સેવન કરજે, અમારા સુચરિત હોય તેની જ ઉપાસના કરજે, બીજાની નહીં "

## ગૃહસ્થાશ્રમના ધર્મો.

ઉપરના ઉપદેશમા ગૃહસ્થાશ્રમના સર્વ ધર્મનો સમાવેશ થાય છે જેમ ગૃહસ્થાશ્રમનો અધિકાર મોટો છે, તેમ તેના ધર્મો પણ ભારે છે આખા જગતનો આખો ભાર ગૃહસ્થાશ્રમે જ ઝીલવાનો છે, સત્યાદિકમા પ્રમાદ કર્યા વિના કુશલ અને વૈભવ સિદ્ધ કરવા એ

* આ લેખ બેસતા વર્ષ નિમિત્તે ' અખબારેસોદાગર 'પત્ર માટે લખ્યો હતો

આ આશ્રમનું અસિધારાવ્રત છે. સર્વ આશ્રમોનો નિર્વાહ આ આશ્રમ ઉપર રહે છે માટે ધન-સંગ્રહમાં ઉપેક્ષા ન કરવી અને ઉદાસીનતા ન રાખવી એ આ આશ્રમનો ધર્મ છે. તેમ જ બીજા આશ્રમો તરફ જે ધર્મો બજાવવાના છે તે ધર્મો યથાપ્રસંગ બજાવે જવા એ આ આશ્રમ ઉપર જવાબદારી છે. કહ્યું છે કેઃ—

यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ ।

યતિ અને બ્રહ્મચારી એ ગૃહસ્થના ઘરમાં રાંધેલા અન્નના સ્વામી છે. યતિ એટલે સંન્યાસી, બ્રહ્મચારી એટલે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા વિનાનો વિદ્યાર્થી, આ બંનેનું યથાશક્તિ પોષણ કર્યા પછી ગૃહસ્થાશ્રમીને પોતાના ધનનો ઉપયોગ કરવાનો હક પ્રાપ્ત થાય છે એ આ સૂત્રનો ભાવાર્થ અત્યંત ગંભીર અને ધ્યાનમાં લેવા જેવો છે.

ગૃહસ્થાશ્રમ જેમ આપણા સર્વ આશ્રમોનો આધાર છે તેમ સર્વ ઉપભોગોનો પણ એ જ આશ્રમ છે. એ આશ્રમના ઉપભોગો ધર્મપુરઃસર લેવાથી મનુષ્ય અભ્યુદય અને નિઃશ્રેયસ સાધવા શક્તિવાન થાય છે. એક સુભાષિત કહે છે કેઃ—

सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता प्रियालापिनी
सन्मित्रं सधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे
साधोः संग उपासनं च सततं धन्यो गृहस्थाश्रमः ॥

તે ગૃહસ્થાશ્રમ ધન્ય છે કે જ્યાં આનંદમય ઘર હોય, સદ્બુદ્ધિમાન પુત્રો હોય, સ્ત્રી પ્રિય સંભાષણ કરનારી હોય, સધન અને સારો મિત્ર હોય, પોતાની પત્નીમાં રતિ હોય, સેવકો આજ્ઞાંકિત હોય, હમેશાં અતિથિસત્કાર થતો હોય, શિવનું પૂજન થતું હોય અને મિષ્ટ અન્ન અને પાન મળતાં હોય, તથા સાધુનો સંગ અને ઉપાસના થતાં હોય.

ખરેખર જો ગૃહસ્થાશ્રમીને આટલું પ્રાપ્ત હોય તો અભ્યુદયની સિદ્ધિની તો એ ખરેખરી નિશાની અને નિઃશ્રેયસનું અચુક સાધન છે. ત્યારે વાંચનાર, માતાઓ, બ્હેનો, ભાઇઓ, વડીલો, હું તમોને આવો ધન્ય ગૃહસ્થાશ્રમ ઇચ્છું છું અને તેવો ગૃહસ્થાશ્રમ કરો એમ વિનંતી કરૂં છું.

ગૃહસ્થાશ્રમને ભોગવવામાં ધનની પહેલી જરૂર છે. એ ધન તો તમે થોડું ઘણું પણ મેળવો છો. તે મેળવવાની જરૂર ઉપર મુંબઇમાં કંઈ કહેવું પડે તેમ નથી. મુંબઈ તો અર્થનું જ તીર્થ છે. અર્થ–ધન–એ મુંબઇનું પરમ પ્રાધાન્ય છે, તેમાં કહેવા જેવું જો કાંઈ છે તો એટલું જ કે સત્યાદિકમાં પ્રમાદ ન કરવો એ ઉપદેશ ખાસ ધ્યાનમાં રાખજો. પરંતુ તે ધન છતાં પણ ગૃહસ્થાશ્રમને ધન્ય કરવામાં શું શું જોઇયે તેનો વિચાર કરીએ.

## હાલનો હીંદુ સંસાર.

પહેલું તો આનંદવાળુ ઘર જોઇયે હું એમ પુછુ છુ કે આપણા ઘરોમા આનંદ છે ? સાંજરે આખા દિવસના કામથી થાકીને ઘેર આવીને કયા ગૃહસ્થને કોઈ નહીં ને કોઈ ઘરનો વ્યાધિ ભેટ્યો નહી હોય ? તે સીવાય પણ સાસુ, વહુ, નણંદ, ભોજાઈ, દેરાણી, જેઠાણી વીગેરેના સબંધો કોના અજાણ્યા છે ? બધુ સારૂં હોય, પરમેશ્વરે પૈસો આપ્યો હોય, શરીર તંદુરસ્ત આપ્યુ હોય, પણ આ બાબતમા આપણો સંસાર એવો થઇ ગયો છે કે કોઈ ઘર એવુ ભાગ્યે જ હશે કે જેમાના સ્ત્રીવર્ગને સાસરા અથવા પીયર તરફથી કોઈ પ્રકારનું મનદુખ નહીં હોય મનદુખ શબ્દ તો હુ આજના માંગલિક દિવસે તમને દુખ ન થાય તેટલા સારૂ વાપરૂ છુ, પણ કેટલેક ઠેકાણે તો આવા માંગલિક દિવસોમા પણ એવા પ્રસંગો ઉત્પન્ન થતા હશે અથવા ઉભા કરવામાં આવતા હશે કે જેમા કોઈ નહી તો કોઇના હૃદય જરૂર ચીરાય આ બાબતમા હું સ્ત્રી પુરુષ સર્વનુ ધ્યાન ખેંચવાની રજા લઉં છુ. મહેરબાની કરીને ખાસ ધ્યાનમા રાખો કે ઉછરતા સ્ત્રી પુરષોના દેહના અને આત્માના વિકાસને માટે આનંદની અવશ્ય જરૂર છે તમે તમારી વહુ દીકરીઓને આજના જેવા માંગલિક પ્રસંગમા સારા વસ્ત્ર આભૂષણ લઈ આપશો, પણ તેમને એમના સાસુ, નણંદ, વિગેરેના ત્રાસથી બચાવવાની તમારામા શક્તિ નથી તમારી સંભાવનાથી તેમનુ જેટલુ લોહી ચડયુ હશે તેનાથી બમણુ સાસુ, નણંદ વીગેરેનો એક શબ્દ સુકાવવા સમર્થ છે. વિવાહ જેવા ખાસ માંગલિક પ્રસંગોમા પણ આપણા હીંદુ સંસારમા એવુ કોઈ ઘર ભાગ્યે જ હશે કે જ્યા બાલ સ્ત્રીવર્ગના મન એક અથવા બીજા કારણથી દુભાયા વગર રહેતા હોય

ગૃહસ્થાશ્રમ તરફ આ આપણો પહેલો અપરાધ સત્વર દૂર કરવાની જરૂર છે. તે દૂર કર્યા પછી પણ આનંદના પ્રસંગો જેમ બને તેમ વધારવાની મારી વિનતી છે. આપણા વ્રત ઉત્સવ વીગેરે આવા ઉંચા પ્રકારના આનંદના પ્રસંગો વધારવા સારૂ નીમાયલા છે તે બધાનો સાત્વિક ઉપભોગ લેવો, ઉત્સવના દિવસોમા સર્વ તરેહના પ્રતિકૂળ પ્રસંગોને બાજુ ઉપર મુકવા, અને પરમાત્માના સ્મરણ અર્ચન વીગેરે દ્વારા ખરો આનંદ અનુભવવો અને સગાવહાલાંને અનુભવાવવો એ ગૃહસ્થાશ્રમની ધન્યતાનું પ્રથમ લક્ષણ છે. હું સર્વને વિનતી કરૂં છુ કે ઉપર બતાવેલી દિશામા જે કાંઈ વિઘ્નો હોય તેને દૂર કરી આ પ્રથમ લક્ષણ સિદ્ધ કરીશુ તો આપણા શ્રેયમા એક મોટુ પગલું ભરાયુ ગણાશે

## છોકરાંઓને નીતિ તથા ધર્મની કેળવણી આપવાની જરૂર.

ધન્ય ગૃહસ્થાશ્રમનું બીજુ લક્ષણ સદ્બુદ્ધિવાળા પુત્રો છે સંતાન હોવા ન હોવા એ ઇશ્વરની મરજીને આધીન છે, પણ હોય તો સદ્બુદ્ધિવાળા હોવામા ગૃહસ્થાશ્રમની ધન્યતા છે. જેટલા અંશમા આપણા સંતાનોને સદ્બુદ્ધિવાળા બનાવવાનું આપણા પોતાના ઉપર આધાર રહે છે, તેટલા અંશમા આ વાક્ય આપણો ધર્મ બતાવે છે. વધતી જતી હરીફાઇના આ કાળમા બુદ્ધિની ભવ્યતા ગૃહસ્થાઇની પ્રતિષ્ઠા સારૂ જરૂરની છે. ધર્મ અને નીતિ પગથીયુ હોવુ એ પણ સદ્બુદ્ધિની નિશાની છે. ત્યારે છોકરાઓને વ્યાવહારિક કેળવણી આપવાની સાથે

ધર્મ અને નીતિની કેળવણી આપવાની આપણું માથે ફરજ છે. ઘરની ગૃહસ્થાઈ નભાવી શકે, તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરી શકે, દુઃખમાં દીન ન થાય, સુખમાં ફુલાઈ ન જાય, અને સર્વ દશામાં પરમેશ્વરનું વિસ્મરણ ન કરતાં મનુષ્યદેહ અને ગૃહસ્થાશ્રમને સાર્થક કરવામાં પ્રમાદ ન કરે, એવી પોતાનાં છોકરાંઓને સદ્બુદ્ધિ આપવાની પ્રત્યેક માબાપની ફરજ છે. આ ફરજ અદા કરવામાં અને તેનું ફળ ભોગવવા ભાગ્યશાળી થવામાં ગૃહસ્થાશ્રમની ધન્યતા છે.

## ગૃહસ્થાશ્રમનાં વધુ લક્ષણો.

ધન્ય ગૃહસ્થાશ્રમનું ત્રીજું ચિહ્ન પ્રિયસંભાષણ કરનારી કાન્તા છે. પ્રિય લાગે તેવું બોલવું એ સ્ત્રીવર્ગનો અધિકાર છે, તેમનું તે ભૂષણ છે. હું ધારૂં છું કે આપણા સંસારમાં આની સામે ઘણો અપરાધ થાય છે. આપણા સંસારનાં ઘણાં દુઃખો કડવી જીભથી ઉત્પન્ન થાય છે. કહેવત છે કે હથીયારનો ઘા રૂઝાય છે પણ વચનનો ઘા રૂઝાતો નથી. આ બાબત ઉપર સ્ત્રી પુરુષ બંનેનું ખાસ ધ્યાન ખેંચાવાની જરૂર છે. જ્યાં જ્યાં કેળવણીની ખામી છે ત્યાં ત્યાં મનનો સંકોચ હોય છે, અને મનના સંકોચને લીધે કડવાં વચનો કહેવાનો અવકાશ છે. કેળવણી આપીને આપણાં સ્ત્રીપુરુષોનાં મન વિશાળ કરો, તો પછી તેમને કડવાં વચનોનો ઉપયોગ કરવાનું મન નહીં થાય; અને કર્તવ્યની બીજી દિશાઓ સમજાવાથી કડવાં વચનો કહેવાના અવસરો પણ ઘટી જશે.

સારો–સાધુ–એક મિત્ર અને તે પણ ધનવાન હોય એ પણ ધન્ય ગૃહસ્થાશ્રમનું લક્ષણ છે. તે પછી તેવા ગૃહસ્થાશ્રમના લક્ષણમાં પોતાની સ્ત્રીમાં રતિ, એ ગણાવ્યું છે. આ વાત, બંધુઓ, ખુબ ધ્યાનમાં રાખજો. આ પદનું સૂચન માત્ર બસ છે. તે પછી સેવકો હોય અને તે આજ્ઞાપરાયણ હોય એ પણ ધન્ય ગૃહસ્થાશ્રમનુ લક્ષણ છે.

## પરોણાઓનો સત્કાર.

'આતિથ્ય'—અતિથિ, મેમાનોની સરભરા, એની પણ આમાં જ ગણત્રી છે. મુંબઈમાં આના ઉપર ખાસ ભાર મૂકવાની જરૂર છે. આતિથ્યધર્મ મુંબઈમાંથી નાસી ગયો છે એવો ઘણાનો અનુભવ છે. આતિથ્ય એ હીંદુ જનસમાજનું મોટામાં મોટું જગત્‌વિખ્યાત ભૂષણ છે. એનો અનાદર થાય છે. એ સર્વ રીતે હાનિકારક છે. શ્રુતિ પણ અતિથિને દેવ જેવા માનવાની આજ્ઞા કરે છે. અતિથિની સરભરા કરવામાં આપણે દેવનીજ પૂજા કરીયે છીયે એવો ભાવ છે. આ ધર્મથી તમારો ગૃહસ્થાશ્રમ ધન્ય થાઓ, એવી મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

## ઇશ્વરભક્તિ.

'શિવપૂજન' એ પણ ગૃહસ્થાશ્રમનું લક્ષણ છે. દેવ વિનાનું ઘર અત્યંત અમાંગલિક લેખાય છે. બીજું પણ આમાં એટલું સમજવાનું છે કે પરમાત્માને 'શિવ' તરીકે 'કલ્યાણ'ના ભંડાર તરીકે માનવા પૂજવા એ આ પદનો ભાવાર્થ છે. આપણે ગમે તે દેવ દેવીનું આરાધન કરતા હોઇએ પણ તેમાં ભાવના આ રાખવી. यो यच्छ्रद्धः स एव सः એ શ્રી કૃષ્ણ પરમાત્માનું વચન છે. પરમાત્માને 'શિવ' 'શુભ' 'કલ્યાણ' રૂપે માનવા પૂજવાથી આપણું જીવન પણ શુભ અને મંગળમય થશે એમાં કાંઈ શક નથી. આના ઉપર ઘણા વિવેચનનો અવકાશ છે પણ અહીંયાં તે અસ્થાને હોવાથી આટલેથી જ વિરમીશું.

## મિષ્ટાન્ન અને સત્સંગ.

તે પછીનું લક્ષણ બહુ અગત્યનું છે. મિષ્ટાન્નપાન સર્વને પ્રિય છે પણ પારકાના ઘરનું. આ પદનો ભાવાર્થ એવો છે કે તમારા પોતાના ઘરમાં હમેશાં મિષ્ટ અન્ન અને મિષ્ટ પાન મળે એવો તમારો વૈભવ થાઓ, અને એવો તમને રસ હો, એવી તમારા દીલની ઉદારતા હો, તે પ્રમાણે તમને સર્વને પ્રાપ્ત હો, એવી અંતઃકરણપૂર્વક પરમેશ્વર પ્રતિ મારી પ્રાર્થના છે.

છેલ્લું, પણ સહુથી વધારે અગત્યનું પદ સત્સંગ અને સાધુપુરૂષની ઉપાસના કરવી એ છે. સજ્જનનો સંગ મનની તન્દુરસ્તી માટે જરૂરનો છે. જેમ શરીરની તન્દુરસ્તી માટે વૈદ ડાકટરોનું શરણ લઇએ છીએ તેમ જ મનની તન્દુરસ્તી માટે સાધુ પુરુષનું સેવન જરૂરનું છે. 'क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका'. એક ક્ષણની પણ સજ્જનની સંગતિ ભવસાગર તરવાની નૌકારૂપ છે આ વાક્ય અક્ષરશઃ ખરૂં છે. આપણા જમાનામાં જે વર્ગને સાધુ શબ્દથી આપણે સાધારણ રીતે ઓળખીએ છીએ તે વર્ગમાં સજ્જનતા જુજ જોવામાં આવે છે તે પણ ધ્યાનમાં રાખવાનું છે. પરંતુ તેને સ્થાને બીજા પ્રકારનો સાધુ વર્ગ ઉત્પન્ન થતો જાય છે. પોતાના સુખનો પરિત્યાગ કરી લોકહિતને માટે પોતાનું જ જીવન અર્પણ કરવું એ સાધુ પુરુષનું મુખ્ય લક્ષણ છે. આ જમાનામાં આ લક્ષણ જેમનામાં હોય તેમનો સત્સંગ અતિશય શ્રેયસ્કર છે અને તેની સતત ઉપાસના કરવી જોઇએ. આ ગૃહસ્થાશ્રમનો મોટામાં મોટો ધર્મ છે. કામ ક્રોધાદિક આસુરી સંપત્તિનો ઉપાય સત્સંગ જ છે. સારા વિદ્વાન અને પથ્ય લેખો લખનારા ગ્રંથકારોના ગ્રંથોના શ્રવણ મનન રૂપ સજ્જનસંગતિનો એક બીજો પ્રકાર આ યુગમાં મળી શકે તેમ છે. આ દિશામાં આપનું ધ્યાન ખેંચવાની રજા લઉં? હાલનો ગ્રંથકાર વર્ગ આપણાથી બહુ અસંતુષ્ટ છે. ગુજરાતી ભાષામાં સારામાં સારી ચોપડીઓ પણ સારી રીતે ખપતી નથી એવી સાધારણ ફર્યાદ છે. બેસતા વરસને દિવસે શુકન તરીકે સોનું રૂપું ઝવેરાત તમે લો છો, તો થોડી ચોપડીઓ પણ લેતા હો તો કેવું સારૂં? સોનું રૂપું ઝવેરાત હજારો રૂપૈયાનું તો ચોપડીઓ સો પચાસની જ! મહેરબાની કરીને એમના વરસના મંગલમય ખરીદીમાં અમારા ગ્રંથકારોને ભુલતા નહીં!

આવી રીતે મંગળમય ઉપભોગો અને પથ્ય સેવનમાં તન મન ધનનો સદુપયોગ કરવો એમાં ગૃહસ્થાશ્રમની ધન્યતા છે. તે તે તમને સર્વને પ્રાપ્ત થાઓ, એવું સર્વ શક્તિમાન પરમ કલ્યાણકારી શિવમય પ્રભુ પાસે હું અંતઃકરણથી તમારે માટે માગું છું; અને તમે સર્વને માટે માંગશો એવી આશા છે. છેવટે આટલું યાદ આપું છું કે 'मंगलायतनं हरिः' સર્વ મંગલનું ધામ 'હરિ' પોતે જ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કેઃ—

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

તે પરમકરુણાવાન ભગવાન આપણી ભુલોની દરગુજર કરીને આપણને યોગક્ષેમ આપો એવી નમ્ર પ્રાર્થના છે.

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

# વેદ તથા વૈદિક આર્યો.

૨.

ભરતખંડના ભાષાશાસ્ત્રના અભ્યાસનો આરંભ વેદથીજ કરવો જોઇએ, એમ આપણે જોયું છે, અને સ્વાભાવિક રીતે ઐતિહાસિક ક્રમ પણ એ જ છે. સર્વ ગ્રંથોનું મૂલ વેદ જ છે અને ભરતખંડના ઇતિહાસના ઉત્તરોત્તર કાલક્રમ ઉપર વૈદિક કાલની અસર એટલી બધી છે, અને વૈદિક કથાઓની સાથે ભાષાશાસ્ત્રની પ્રત્યેક શાખાનો સંબંધ એટલો બધો છે, અને ભારતવાસીઓના હૃદયમાં એ આદિકાલના ધાર્મિક અને નીતિ સંબંધી વિચારોનાં મૂળો એટલાં બધાં ઊંડાં ગયેલાં છે, તેમજ ભારતવાસીઓના જીવનનાં પ્રસિદ્ધ અને ખાનગી પ્રત્યેક કર્મો આ પ્રાચીનતમા કથાના આદેશો ઉપર એવાં તો રચિત છે, કે—વૈદિકકાલના જ્ઞાન વિના ભારતીઓના ધર્મ અને નીતિનુ અવલોકન કરવા માટે ખરૂં બિંદુ મળી શકવું અશક્ય છે. આ સર્વ જ્ઞાનને અર્થે સંસ્કૃત અભ્યાસનો આરંભ વેદથી કરવો જોઇતો હતો એમ કોઇ પણ કહી શકે એમ નથી. વેદાભ્યાસમાં જે શ્રમ રહેલો છે તે જોતાં એમ બનવું પણ અશક્ય હતું. પરંતુ હાલમાં વ્યાકરણની પરિભાષા તથા હસ્તલિખિત ગ્રંથોની ઉપલબ્ધિ અતિ સાધ્ય થયેલી હોવાથી હવે વેદાભ્યાસ બહુ શ્રમસાધ્ય રહેલો નથી.

વિષયોના વૈવિધ્યને લીધે પ્રારંભગ્રંથ હોવા છતાં વેદ એટલે કંઈ એક નહિ, પણ તેમાં અનેક ગ્રંથોનો સંગ્રહ આવે છે, અને એટલા માટે વૈદિક કાલના અનેક વિષયોના સંગ્રહનું સમૂહવાચક નામ વેદ છે. તેમાં સમગ્ર ભારતી સૃષ્ટિનું મૂલ છે. એ સમયના ઘણા ગ્રંથો તો હાલ અનુપલબ્ધ થઇ ગયા છે, તેમ છતાં તેઓ હતા એમ માનવામાં લેશ પણ શંકા રાખવા જેવું નથી. એમ છતાં હાલ અસંખ્ય ગ્રંથો રહેલા છે, અને ભાષ્યો સહિત એ સર્વને પ્રસિદ્ધ કરવામાં આવે તોપણ ઘણાં વર્ષો લાગે એમ છે;* તોપણ તેમ થયા પહેલાં વૈદિકકાલનો સમગ્ર વિચાર કે અવલોકન કરી શકાય તેવું નથી. અત્યારે તો જે કંઇ બની શકે તેમ છે તે એટલુંજ છે કે વૈદિક કાલના ઇતિહાસનો માત્ર ઉપોદ્ઘાત આપી શકાય છે, અને તેનો માત્ર સામાન્ય ખ્યાલ આપી શકાય તેમ છે, અને સમગ્ર સભાષ્ય ગ્રંથો છપાઇ ગયા પછી તેમના ઉપર ખરા વિચારો તો આપી શકાય તેમ છે. અત્યારે તો વૈદિક કાળની પ્રાચીનતા ઉપર કંઇક કહી શકાશે.

દુનિયાંના ઇતિહાસમાં ભરતખંડનું જે સ્થાન છે તે જાણનારાઓ—ભરતખંડમાં બૌદ્ધ મતનો આરંભ થયો તેની પૂર્વની બીજી પ્રજાઓના અને બ્રાહ્મણોના ઇતિહાસો વચ્ચે ઘણો તફાવત જોઇ શકે છે, અને તેમ છતાં ભરતખંડના બ્રાહ્મણો પણ એકજ કુટુંબના છે, અને એ કુટુંબ તે આર્ય કે ઇંડોયુરોપીય છે. આ કુટુંબની મુખ્ય બે શાખાઓ ઘણા કાળ ઉપરથી જૂદી પડી ગઈ છે. એક મુખ્ય ભાગ વાયવ્ય કોણ તરફ ગયો હતો, અને એ રીતે શા માટે તેઓ ગયા તેનું કારણ તો કોઈ પણ ઇતિહાસકાર કહી શકે તેમ નથી; તોપણ અત્યંત પ્રાચીન કાળમાં ગયા હતા. તે પહેલાં યુરોપની ભૂમિ ઉપર કેલ્ટ, જર્મન,

* મૅક્સમૂલરે આ લેખ લખ્યો ત્યાર પછી આજ સુધીમાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

સ્લેવોનિયન, રોમન, કે ગ્રીક કોઈ પણ નહોતા. લગભગ બધાજ ગયા હતા ત્યારે બહુ થોડાજ મૂલ સ્થાનમાં રહ્યા હતા. જેઓ દક્ષિણ તરફ ગયા તેઓમાં ભરતખંડના બ્રાહ્મણો અને ઈરાનના જરથુસ્તો હતા.

પુરાણ કાળના આરંભમાં આ લોકો હિમાલયની દક્ષિણે સાત નદીઓ (સિંધુ, પંજાબની પાંચ નદીઓ, અને સરસ્વતી)ના પ્રદેશમાં વસતા હતા અને તેને જ ભરતખંડ કહેતા હતા. આની પ્હેલાં એ લોકો ગ્રીક, ઈટાલિયન, સ્લેવોનિયન, જર્મન, અને કેલ્ટના પૂર્વજોની સાથે ઉત્તર પ્રદેશમાં એકઠા વસતા હતા, કે જે રીતે સ્કેંડિનેવિયાના ઉત્તરના લોકોને વિજયી વિલિયમના નોર્મનો પણ હતા તેમ. ભાષા ઉપરથી આ સર્વ માલમ પડી શકે છે. જે દેવતાઓને ગ્રીક લોકોના પૂર્વજો પૂજતા હતા તેજ દેવતાઓને પૌરવ (પોરસ) રાજા પૂજતો હતો, અને જે રક્ત અગ્રેજ સિપાઇની નસોમાં વહે છે તેજ રક્ત કૃષ્ણવર્ણના બગાલીઓની નસોમાં પણ વહે છે, એ વાત સિદ્ધ છે. એ રીતે હિંદુ, ગ્રીક, અને ટયૂટનો એકજ કુટુંબના છે, એ વાત નક્કી છે. અગ્રેજી ભાષામાં ઘણા શબ્દો છે કે જે એમ ખતાવે છે અને તે પુરાવો અચળ છે. ગ્રીક, જર્મન, હિંદુ, એમના ઘણા શબ્દો મળતા આવે છે અને એમની એકતા બતાવે છે. બેશક, ઇતિહાસકાર એમાં ડોકી ધૃણાવશે, શારીરશાસ્ત્રી શકિત થશે, અને કવિ માનશે નહિ, તો પણ ભાષાશાસ્ત્ર સજ્જડ પ્રમાણથી એ વાત સિદ્ધ કરે છે. અને એવો એક કાળ હતો કે જ્યારે એકજ સ્થાને કેલ્ટ, જર્મન, સ્લેવોનિયન, ગ્રીક, ઇટાલિયન, ઇરાની, અને હિંદુઓ વસતા હતા, અને માત્ર સેમિટિક અને તુરાનીઓ જ જૂદા હતા

મૂલસ્થાન છોડીને જનારાઓમા હિંદુ છેલ્લા હતા એ કહેવુ મુશ્કેલ છે, પરતુ પોતાના સર્વ ભાઇઓને સૂર્યાસ્તની દિશા તરફ જતા રહેલા જોઇને તેમણે દક્ષિણ અને પૂર્વ દિશામાં પ્રયાણ કરવાનુ વિચાર્યું જણાય છે. એમ છતાં પોતાની મૂલ ભાષાનુ રક્ષણ તેમણે વિશેષે કરેલુ જણાય છે, કેમકે ગ્રીક અને જર્મન ભાષાના શબ્દો જેટલા મળતા આવે છે તેના કરતાં પણ તેમની ભાષાના શબ્દો ગ્રીક અને જર્મન સાથે વધારે મળતા આવે છે; અને દુનિયાંની સર્વ ભાષાઓ કરતાં એ ભાષા મૂળ, વ્યાકરણ, શબ્દ, કથા, ઇત્યાદિમાં પ્રાચીનતા વિશેષ ધરાવે છે, અને એ ઉપરથીજ મૂલસ્થાન છેલ્લુ છોડનાર હિંદુ હોય, એમ કહી શકાય છે.

વાયવ્ય કોણ તરફ ગયેલા આર્યોની પ્રજાઓ તે હાલની એશિયા અને યુરોપની મુખ્ય વાયવ્ય પ્રજાઓ છે. ઇતિહાસના નાટકના તખતા ઉપર તેઓ મુખ્ય ભજવનારાઓ છે. અને એમનું જીવનવૃત્ત સર્વ પ્રકારે પ્રવૃત્તિથી ભરપૂર છે. તેમનામાં જનમંડલતા અને નીતિ સ્થાપિત છે તથા એમના ભાષાજ્ઞાન અને હુન્નરના ગ્રંથો ઉપરથી આપણને વિદ્યાનાં મૂળતત્ત્વો, કલાવિધાનો, અને તત્ત્વવિચારોના હેતુઓ મળી શકે છે. સેમિટિક અને તુરાની લોકો સાથેના નિરંતરના વિગ્રહને લીધે એ આર્ય પ્રજાઓ ઇતિહાસમાં મુખ્ય બની છે અને જાણે કે તે દુનિયાંના સર્વ ભાગમાં, વ્યાપાર, સુધારો અને ધર્મનો પ્રસાર કરવા માટે જ બની હોય, એવી છે.

આ આર્યો જેવામા એ રીતે કલાપ્રાવીણ્ય પ્રાપ્ત કરી વધારતા હતા એવામાં મૂળ સ્થાનથી દક્ષિણમા ગયેલા આર્યો ધીરે ધીરે ભરતખંડની ઉત્તરે આવેલા પર્વતોની તળેટીઓમાં વસવા લાગ્યા

હતા. હિંદુકુશ કે હિમાલયના સાંકડા માર્ગો પસાર કરીને હિમાલયની પારના મૂલ વતનીઓને તેમણે દૂર કરવા માંડ્યા હતા. પોતાના માર્ગચિહ્ન તરીકે તેમણે ઉત્તર ભરતખંડની નદીઓને રાખી હતી, અને એ નદીઓની સંનિધિએ ચાલીને તેઓ પોતાના સુંદર ગૃહો તથા ફલદ્રુપ ખીણોની શોધ કરી હતી. જાણે કે ઉત્તરના ઊંચા પર્વતો બહારના અન્ય લોકોથી તેમના રક્ષણાર્થે હતા અને દક્ષિણ તરફથી હિંદી મહાસાગરનાં મોજાંઓ રૂપી રક્ષણ હતું, એવું ઘર તેણે શોધ્યું હતું. સેસોસ્ટ્રીસ, સેમિરામિસ, નેબુકડનેઝર, અને સાયરસ જેવા પ્રાચીન યોદ્ધાઓએ એશિયા, આફ્રિકા, અને યુરોપ સમગ્રમાં લાંબા કાળ સુધી મહા યુદ્ધો ચલાવેલાં હતાં, અને જેઓ ઇતિહાસમાં મુખ્ય રક્તપો કહેવાય છે, તેઓ પણ આ આર્યોના શાંતિભવનો ઉપર જઈ શક્યા નથી. તોપણ દેશની અંદરમાં છેક શાંતિ રહેલી જણાતી નથી. ઘણાં ઘણાં રાજ્યોની મહા ઉથલપાથલો થઇ છે અને જૂનાં નાશ પામી નવાં સ્થપાયાં છે, તોપણ હિંદુઓની મૂલ જીવનપદ્ધતિમાં ફેરફાર પડેલો નથી. વરસાદ ઉપર પડ્યા પછીના કમલપુષ્પ જેવું એમનું મન છે તેથી તેની વર્તણુકો શાંત, એકાગ્ર, નિવૃત્ત, અને પૂર્ણ શ્રદ્ધાળુ રહેલી છે.

ભરતખંડમાં જો કંઇ અશાંતિ હતી તો તેનાં મુખ્ય ત્રણજ કારણો હતાં. એક તો પ્રત્યેક જનમંડલ વચ્ચે મહત્ત્વનો વાંધો, બીજું વિશેષે કરીને દક્ષિણ દેશના-પણ અજ્ઞાન લોકોને વશ કરવાનો પ્રયત્ન, અને ત્રીજું મૂળ વતનીઓ ઉપર નવા આવનારાઓનું દબાણ, એ હતાં. ભારતવાસી આર્યોની પ્રવૃત્તિમાં માત્ર આ ત્રણ કારણો હતાં, અને એ ત્રણે કારણોની અંદર—જે મૂળતત્ત્વો ઉપરથી ગ્રીક લોકોનાં વર્તનો પૂર્ણતા પામેલાં છે તે જ મૂલતત્ત્વો—રહેલાં હતાં. પરંતુ ભારતવાસીઓના મનમાં તેનાં પરિણામો કેવાં પડેલાં છે! ગ્રીક લોકોમાં જનમંડલની ઉત્તમતાના કલહના પરિણામે ક્રૂરતા નષ્ટ થઇને સ્વતંત્ર પ્રજાસત્તાની સ્થાપના થઈ છે, ત્યારે ભરતખંડમાં એથી ઉલટી રીતે યોધજાતિના ક્ષત્રિયોનું બલ ઘટાડીને પરશુરામે બ્રાહ્મણોનું બલ વધાર્યું હતું. વિષ્ણુપુરાણમાં લખેલું છે કે—" પરશુરામે ત્રિસપ્ત ( એકવીસ ) વાર ક્ષત્રિયરહિત પૃથ્વી કરી હતી અને એમના રક્તથી સમંતપંચકનાં પાંચ મહા સરોવરો ભર્યાં હતાં, એમાંથી તેણે ભૃગુકુલને બલિદાન આપ્યાં હતાં. દૈત્યોના રાજાને મહાબલિ અર્પતાં પરશુરામે પૃથ્વી બ્રાહ્મણોને અર્પણ કરી હતી. મહા બલવાન પરાક્રમી કશ્યપને પૃથ્વી આપીને તે મહેન્દ્ર પર્વતમાં ગયા અને ત્યાં તે અદ્યાપિ વસે છે; એ રીતે તેને ક્ષત્રિયો સાથે વૈર થયું હતું અને તેથી સમગ્ર પૃથ્વી પરશુરામે જીતી લીધી હતી. " મહાભારતમાં પણ એ જ વાત છે.

બીજી તકરારનું કારણ દક્ષિણના મૂર્ખ જંગલી લોકોને જીતવાનું હતું. તેનું વર્ણન દક્ષિણના રાક્ષસ કહેવાતા જંગલીઓ સાથે રામના યુદ્ધ વિષેનું છે, અને તેને રામાયણ કહે છે. ભરતખંડમાં જેમ આ રામાયણનું યુદ્ધ થયું છે તેવું જ ગ્રીસ અને ઇરાનનું યુદ્ધ પણ હતું અને તેમાં પણ જંગલીઓ ઉપરનો સ્વદેશાભિમાનીઓનો જય આવે છે. હીરોડોટસનું મ્યૂઝીસ ( Muses ) છે તે એ જ ગ્રીક લોકોનું રામાયણ છે.

ત્રીજું કારણ પણ વિચિત્ર રીતે મળતું આવે છે. ગ્રીસ દેશનાં જુદાં જુદાં રાજ્યોની

કહે છે કે—“ હે મુને! દયાળુ મનુષ્ય સ્વર્ગમાંના મહાનથી પણ મહાન છે; હે અગ્નિ! નિરંતર અમે તમારૂં યજન કરિયે!” તો પણ પાછળના સમયમાં તત્ત્વવિચાર અને વાદવિવાદોના પ્રસંગોમાં મરણોત્તર જીવન વિષે આવે છે. આર્ય તત્ત્વજ્ઞાનમાં પ્રેત્યભાવ શબ્દ બહુ આવ્યા કરે છે, એનો અર્થ સામાન્ય રીતે ‘ મરણોત્તર જીવનસ્થિતિ ’ કરવામાં આવે છે, પણ એનો ખરો અર્થ તો ‘ આ લોકમાંના જીવનની સ્થિતિ ’ થાય છે. આપણી હાલની આ લોકમાંની જીવનસ્થિતિને ભાવ કહે છે અને તેનો અર્થ ‘ઉત્પત્તિ તથા વૃદ્ધિ’ છે, અને પ્રેત્યનો અર્થ ‘પૂર્વમરણોત્તર’ થાય છે. હિંદુઓનો ધર્મ અને ભાષાજ્ઞાન જ નહિ પણ તેમની ભાષા પણ નિરંતર તેમને સત્યાસત્યનું ભાન આપ્યા કરે છે.

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

# હિન્દુસ્થાનના વેપાર ઉદ્યોગ

( અનુસન્ધાન પૃ૦ ૩૮૬થી. )

મી. જોનસનના કહેવા પ્રમાણે આપણી મીલોને હાલની સ્થિતિ પ્રમાણે ઝીણું કાપડ કાઢવું પરવડી શકશે નહીં કારણ કે તેને માટે ઇજીપ્શીયન અને અમેરીકન રૂ લાવવું પડશે અને હરીફાઇમાં પરદેશની સામે ટકવામાં આપણા દેશના જ રૂના વાપરનો જે આપણને મોટો લાભ જાડા કાપડમાં મળે છે તે આમાં મળવાનો સંભવ નથી. આ દલીલ વિચારવા જેવી છે પણ તેમાં છેક નિરાશ થવા જેવું નથી. જેમ જેમ આપણો મીલ સંબંધી અનુભવ વધતો જશે તેમ તેમ આપણા મજુરો કેળવાતા જશે અને જે અંતર અત્યારના આપણા અને ઇગ્લેન્ડના મજુરોની શક્તિ વચ્ચે છે તે દિવસે દિવસે અનુભવ અને ખાસ કેળવણીથી ભાગતું જશે. વળી આપણા જ દેશમાં ઇજીપ્શીયન અને અમેરીકન રૂનો પાક હવે શરૂ થઇ ગયો છે અને તે જેમ જેમ વધતો જશે તેમ તેમ જાડા કાપડને માટે જે લાભ છે તે ઝીણા કાપડમાં પણ આવતો જશે અને મજુરીમાં પણ આપણો ફાયદો ચોક્કસ રીતે વધતો જશે. આ આશા સ્વદેશીની હીલચાલ પછીના પ્રયોગોમાં કેટલેક અંશે ખરી પડવા લાગી છે. હવે અહીંની મીલોમાં ઝીણું કાપડ પણ વણાવા લાગ્યું છે અને જો કે પરદેશી માલથી થોડું ઘણું મોંઘું પડતું હશે પરંતુ જ્યાં સુધી એને સંભાળવાની જરૂર છે ત્યાં સુધી આપણા સ્વદેશભક્ત બંધુઓ તરફથી અવશ્ય એક પુણ્ય અને ધાર્મિક કાર્ય તરીકે તેને આશ્રય મળશે અને સ્વદેશી વ્યાપારનું એક પવિત્ર કામદુધા ગાયની પેઠે રક્ષણ

થશે અને જ્યારે બીજી સ્થિતિ પણ તેને અનુકૂળ થશે ત્યારે તો તે પોતાના જ બળે હરિફાઇમા પરદેશ સામે ટકી શકશે

આપણા દેશમા એકદર ૩૩૫ કરોડ યાર્ડ જેટલું કાપડ આપણે વાપરીએ છીએ તેમા ૨૦૫ કરોડ યાર્ડ જેટલુ પરદેશથી લાવવામા આવે છે અને ૧૩૦ કરોડ આપણા દેશની પેદાશનુ આપણા વાપરમા છે અને તે ૧૩૦ કરોડમાનુ માત્ર ૪૧ કરોડ યાર્ડ જેટલું જ કાપડ આપણી મીલોમા બને છે આટલા ઉપરથી સ્પષ્ટ સમજાશે કે મીલના ઉદ્યમમા આટલો બધો વધારો છતા હજુ ઘણો જ વધારો થવો જરૂરનો છે અને જો આપણે એ ધંધામા સાવચેતીથી મડયા રહીએ અને સરકાર આપણને પ્રસગાનુસાર મદદ આપતા રહે તો હાલનો આપણે અહીં માત્ર ૨૦૦ જ મીલ છે પરંતુ એથી પાચ ગણી મીલો કરીએ ત્યા સુધી આપણા દેશમા બનાવેલો તમામ માલ આપણા દેશમા જ વપરાઈ જાય તેટલો સવડ છે અને તે તમામ મીલોનો ધધો ધમધોકાર ચાલી શકે તેમ છે વળી ઇશ્વરકૃપાએ અહીં રૂની પેદાશ પણ ઠીક છે અને અને આ ધંધો આગે તો તેની પેદાશ દિનપ્રતિદિન વધતી જશે તો પછી ઉપર બતાવ્યા પ્રમાણે મીલોનો ધધો સફળ થવામા બીજી એવી અનિવાર્ય અડચણ આવવાનો સભવ નથી

આ અટકળ જો કે ઘણી ખુશી થવા જેવી છે પરતુ આપણા જેવા ગરીબ દેશમા આવા કારખાનાને ઉત્તજન મળતા ઘણો કાળ લાગશે આવી યુરોપીય પદ્ધતિ ઉપર કામ કરવાની રીતભાત ઘણી ખર્ચાળ હોય છે અને તેને ઘણા દ્રવ્યના ભડોળની જરૂર પડે છે વળી આવા કામ ઘણા માણસો એકઠા મળીને જ કરી શકે છે અને એકલે હાથે તેને સાધ્ય કરવુ કઠિન બને છે આ ઉભય વાત આપણી હાલની સ્થિતિને બહુ સરળ નથી આપણો પૂર્વેનો વ્યાપાર તદ્દન જૂદી જ પદ્ધતિ ઉપર ચાલતો હોવાથી આવી રીતની કાર્યપદ્ધતિ તદ્દન નવી જ જેવી છે અને પ્રથમના કેટલાક પ્રયાસોમા ઘણાના ઘાણ વળી ગયા માટે આપણા લોક એવા ધધામા માથુ મારતા એકદમ અટકે છે પરતુ લોકની ધીમે ધીમે ખાતરી થતી જાય છે કે આ પદ્ધતિએ જ કામ કામ કરવાથી આધુનિક કાળમા આપણે ફાવી શકીએ તેમ છે અને આવા અનેક પ્રસગો ધારે અણધારે પણ આપણા સસારમા આવતા જાય છે તેથી એ નવી પદ્ધતિના ઉપર જૂની જેવી દ્રષ્ટિથી જોવાની જરૂર પડે છે આપણે એ પદ્ધતિએ ટેવાઈ જવા લાગ્યા છીએ એમા કાંઈ પણ શક નથી અને થોડાક કાળમા હાલ જે મહાભારત કાર્ય જણાય છે તે સરળ થઈ પડશે અન્યોન્યમા વિશ્વાસ પેદા થશે અને ગરીબાઇના દુર્ગુણ નાશ પામી તેના સદ્ગુણ માત્રથી આપણી પ્રજા શોભી રહેશે તેમ તેમ આપણો ઉત્ક્રમ વધારે ને વધારે સતેજ થતો ચાલ્યો જશે હાલમા ગમે તેવી અસ્પષ્ટ ઝાખી જણાય પરતુ એ તમામ ડામડોળ વાદળની પાછળ પ્રચડ સૂર્ય ઉગે છે એ એક નિશ્ચિત વાત છે આપણા કરતા રાજકીય અને પૈસાની વધારે સપૂર્ણ સત્તાની છાયામા બળ પામી આપણાથી ૫૦-૧૦૦ વર્ષના વધારે અનુભવવાળા પરદેશી વ્યાપારીયો સામે આપણી કદી લડાઈ ચલાવતા આટલો વિલબ થાય તે સૃષ્ટિના અનત તોફાનના કલહકાળમા નિમિષ માત્ર છે દુઃખને સહન કરતા વિચારી વિચારી પણ ચોક્કસ પગલા ભરતા જે ભવ્ય વિભવને શિખરથી આપણે સરી પડયા છીએ તે શિખર ઉપર ચઢવાને ફરી કદિ વખત આવશે જ

મીલના વ્યાપારની વૃદ્ધિથી પણ આપણા જેવડા મોટા દેશના લાખો ભૂખે મરતા પ્રાણિના બચાવનો પ્રશ્ન તો ઉભોજ રહે છે અને જે થોડો ઘણો બચાવ આ ઉદ્યોગથી થવાનો સંભવ છે તે દુઃખના વિસ્તારમાં નજીવો છે. સંચા કામમાં એક માણસ અનેક માણસના જેટલું કામ કરી શકે છે અને પૈસાવાળા માણસોજ તે ધંધો હાથ કરી લે છે એટલે ગામડાઓના ગરીબ લોકો માત્ર ખેતીની મજુરી ઉપરજ આધાર રાખી પડી રહે છે. આવા ગરીબ વર્ગના દુઃખમાં ઉમેરો કરવામાં હાલના કાળમાં સંચાકામ એ એક પ્રબળ સાધન થઇ પડ્યું છે, છતાં તે અનિવાર્ય છે. આ સ્થિતિનો વિચાર કરતાં એમ સમજાય છે કે હાલ તો એમની સ્થિતિ સારી કરવાનો ઉપાય એજ છે કે જે પ્રથમના **હાથ કારીગરીના** ધંધાઓ ધીમે ધીમે લોપ થઇ જતા જણાય છે તેમને સુધારી વધારી ઉત્તેજન આપવાની જરૂર છે. અને આવા સંચાકામની હરીફાઇના કાળમાં પણ ભૂખે મરતા કારીગરોને પેટ પુરતું ખાવાનું આપવાને તે ઉપયોગી નીવડશે. આપણા દેશમાં હાથથી વણનાર કારીગરોની મોટી સંખ્યા પૂર્વે સારી સ્થિતિમાં હતી અને તેમનાં જૂનાં ઓજારો અને જૂની લાંબા વખતની ચાલતી આવતી પદ્ધતિએ પણ હજુસુધી તેઓ ટકી રહેલા જણાય છે. જો કે ધીમે ધીમે ત્યાંથી પણ નાસભાગ થઇ રહી છે, છતાં હજુ પણ, આવા કાળમાંય—આવા હરીફાઇના કાળમાં પણ—ઘણી મોટી સંખ્યા હાથની સાળ ઉપર પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ કરે છે તે એટલું તો બતાવી આપે છે કે હજુય તે ધંધાને જો ઉત્તેજન આપવામાં આવે તો આપણા ગરીબ ગામડાના કારીગરો પોતાના ધંધાને ખીલવી શકે અને સંચાકામ સામે પણ ટકીને ઉભા રહેવાને શક્તિમાન છે. સને ૧૯૦૧ ના સેન્સસના રીપોર્ટ ઉપરથી જણાય છે કે હજુય ૨૦ લાખ હાથની સાળો વપરાશમાં છે અને તેમાં સુતરાઉ કાપડ વણાય છે અને તેટલાં કુટુમ્બનું તેમાંથી પોષણ થાય છે. વળી હાલમાં આપણા દેશમાં સઘળું મળીને ૩૩૫ કરોડ યાર્ડ કપડું વપરાય છે તેમાં ૧૩૦ ક્રરોડ યાર્ડ આપણા દેશની નીપજ છે અને એ કુલ નીપજમાં ૯૦ કરોડ યાર્ડ કપડું હજુય હાથની સાળોમાંથી વણાયલું વપરાશમાં છે, અને માત્ર ૪૧ કરોડ જ આપણી મીલોમાં વણાય છે. એટલે કે સરેરાશ આપણા વપરાશના કપડાનો ⅓ ભાગ આપણા દેશમાં આપણે બનાવીએ છીએ અને તેમાં ૨૨૫ ટકા જેટલો માલ હાથની સાળોની બનાવટનો છે. આપણા દેશમાં વપરાતા સુતરની ગણતરી ઉપરથી પણ આ જ પ્રમાણ જડી આવે છે અને આ પ્રમાણ ચોખ્ખી રીતે સાબીત કરે છે કે હજુ પણ હાથની સાળનો ધંધો ધમધોકાર ચાલી શકે તેમ છે અને જો તે ધંધાને સંપૂર્ણ ઉત્તેજન આપવામાં આવે તો આપણી ગરીબાઇના પ્રશ્નનો ઘણો ભાર ઓછો થઇ જાય તેમ છે. જે લોકો એમ બ્હીક રાખે છે કે હાથની સાળો સંચા કામ આગળ ટકી શકશે નહીં, તેમને માત્ર હાથની સાળના બનાવટના માલનો આ મોટો ઉપાડ બતાવવોજ બસ થશે અને તે એવે વખતે કે જ્યારે સર્વત્ર સંચાની બનાવટનો માલ વાપરવાનો પવન પૂર જોસમાં વાઈ રહ્યો છે.

ગામડાની ગરીબ પ્રજાને હાથની સાળનો ધંધો ઘણો ફાયદાકારક હોવાથી આપણા દેશના કેટલાક અનુભવી અને વિદ્વાન લોકોએ એ સંબંધમાં શ્રમ લઈ કેટલાક પ્રયત્ન કરી જોયા છે. હાલનાં વપરાતાં ઓજારોમાં શો શો ફેરફાર કરવાથી ઓછી મેહેનતે વધારે કપડું વણી શકાય તેના ઉપર ઘણા ઘણા વિચાર દર્શાવવામાં આવ્યા છે અને હાલમાં દાખલ થ-

મથી નવી 'ફ્લાઇશટલ' ની સાળો તથા જાપાનીઝ સાળો વિગેરેમા ક્યા ક્યા મુશ્કેલીઓ નડે છે તેનુ વિશેષ સ્પષ્ટીકરણ કરવામા આવ્યુ છે આપણો મુખ્ય ઉદ્દેશ ગામડાના ગરીબ લોકોની રોજી ઉઘાડવાનો હોવાથી તે યત્રો ઘણા સરળ અને સસ્તા કેમ બનાવી શકાય તે ઉપર આપણે સર્વથી વધારે લક્ષ આપવાનુ છે હાલમા વપરાતી આપણી ખાડાની સાળો ઉપરથી જ સચામા વપરાતી શાળોની શોધ કરવામા આવી છે, અને તેના મૂળ તત્ત્વમા કોઈપણ ફેર નાખવામા આવ્યો નથી માત્ર તેને સ્વત ગતિમાન (automatic) કરી તેને વણાટનુ અ સ્ખલિત જોર આપવામા આવ્યુ છે જેથી તેમા ઘણુજ વધારે કામ નીકળી શકે છે શા ળના મમમા જે જોર (force) અથવા શક્તિ વાપરવી પડે છે તેમા વધારો ઘટાડો થતો નથી કારણ કે જે શક્તિ ખાડાની શાળમા કાઠલો નાખવાને જોઇએ છીએ તેટલીજ શક્તિ સચાની શાળમા પણ જોઇએ છીએ એથી ઓછી શક્તિથી કાઠલો ચાલી શકે નહીં અને વધારે જો શક્તિ વાપરવામા આવે તો તે નમાવી જાય અને ઉનની મહલાને અને શાળને નુકસાનકારક નીવડે છે માટે જ્યા શક્તિનો પ્રશ્ન આવે છે ત્યા તો ખાડાની શાળમા અને સચાની શાળમા કાંઈ જ ફેર રહેતો નથી. ખાડાની શાળમા તે શક્તિની ગતિમા જ ફેર રહે છે સચાની શાળમા જ્યારે શક્તિનો પ્રયોગ બારેય કલાક સરખી રીતે ચાલુ રહે છે ત્યારે ખાડાની શાળમા તેમ બનવુ મુશ્કેલ છે મનુષ્યના કામ કરતા હાથને થાક લાગે છે અને વખતો વખત થાકને લીધે ત્વરિત-મદ એમ અનિયમિતપણે શક્તિની વપરાશ થાય છે વળી વારા ફરતી તેના તેજ હાથવતી ફણી ચલાવવી પડે છે અને અનુક્રમે પગના ઠમકારાથી તાચો બદલવા પડે છે તેથી માળ વધારે જાય છે, જેથી ખાડાની શાળમા સચાની શાળ જેટલુ કામ થઇ શકતુ નથી મનુષ્યની શક્તિ પ્રતિબંધવાળી છે ત્યારે સચાની શક્તિ જેવી અને જેટલી જોઇએ તેટલી પૂરી પડી શકે છે, અને તેટના પુરતો બન્ને શાળોમા ફેર છે

કાઠલો નાખવામા વારા ફરતી હાથ વાપરતા જે કાળનો ક્ષય થાય છે તેને કેટલેક અંશે બચાવવાની યુક્તિ ફ્લાઇશટલમા પૂરી પાડવામા આવી છે અને ફણીને ધકેલવામા જે હાથ રોકવો પડતો હતો તેટલી શક્તિ અને કાળનો બચાવ કરવા દક્ષિણ અહમદનગરની હાથની શાળમા યુક્તિ ઉમેરવામા આવી છે જેથી ફણી ધકેલવાની સાથે કાઠલો એની મેળે જ ઉડીને ચાલ્યો જાય છે છતા હાથ અને પગ બન્નેને વારા ફરતી કામ કરવાની જરૂર પડે છે પણ વખતમા ઘણો બચાવ થવાથી કામના પ્રમાણમા ઘણો ફેર પડ્યો છે અને આ ચર્ચાનની 'અહમદનગર'-શાળ ખાડાની શાળના કરતા ઘણજ વધારે કપડુ કાઢી શકે છે જાપાનીઝ શાળમા એથી વધારે સુધારો થયેલો જણાય છે અને તે સાળો દરજીના સચાની પેઠે માત્ર પગથી જ કામ કરી શકે છે એટલે હાથથી ધકેલવામા જે વખત જતો હતો તેમા પણ આ શાળમા બચાવ થાય છે અને ઓછામા ઓછી શક્તિની વપરાશે સારૂ કામ નીકળી શકે છે એની કારીગરી એક વખત સમજ્યા પછી એટલી બધી સરળ છે જે સાધારણ માણસને તેમા ગુચવણ પડે તેમ નથી અને એક મીનીટમા ૧૦૦-૧૨૫ ઠોક મારી શકે છે આ બધીય શાળોના કરતા વધારે ઉતાવળથી કામ કરનાર એક હેટર્સ્લે ઓટોમેટીક' શાળ જાણવામા આવી છે અને તે વખતે ૨૦૦-૨૫૦ ઠોક પણ મારે છે આવી રીતે શક્તિ અને કાળનો બન્ને તરેહની રીતે બચાવ કરી શકાય તેવી હાથની શાળો તૈયાર કરવામા આવે છે. પરતુ જેટના પ્રમાણમા તે શાળો બચાવ કરનારી હોય છે તેટલા પ્રમાણમા તે કિંમતમા ભારે,

અને તેની બનાવટમાં વધારે ગુંચવણી ભરેલી હોય છે. કિંમત અને કામનો વિચાર કરતાં મી. રાવજીભાઈના અભિપ્રાય પ્રમાણે તેમણે શોધી કાઢેલી 'શયાજીકોટેજ શાળ' બધાય કરતાં વધારે સારી છે અને અહીંના ગામડાના કારીગરોને તે ઘણી ઉપયોગી છે. પરંતુ સાધારણ સારી સ્થિતિના માણસોને નાનો ધંધો ચલાવવો હોય તો જાપાની શાળો સર્વોત્તમ નીવડશે એમાં કાંઈ શક નથી.

જેમ જેમ શાળની ઝડપ વધતી જાય છે તેમ તેની સાથે બીજી મુશીબતો ઉભી થતી જાય છે અને તેમાંની મોટામાં મોટી મુશ્કિલ તાણો પૂરો પાડવાની છે. ખાડાની શાળો ૩૦–૪૦ વારના તાણાથી કામ કરે છે અને સાત આઠ કે વખતે દસ દિવસમાં તે તાણો પૂરો કરે છે. પરંતુ જ્યારે શાળ પૂર જોસમાં કામ કરતી હોય છે ત્યારે તેનો તાણો ઘણોજ જલદીથી ખપી જાય છે અને હાલની લાકડાની ખીલીયો ચોઢી તાણો તૈયાર કરવાની પદ્ધતિ ભાગ્યેજ સંતોષકારક નીવડશે. તાણો બનાવવાને માટે નવી યુક્તિ શોધી કાઢવાની જરૂર છે અને જ્યાં સુધી તે યુક્તિ જડે નહીં ત્યાં સુધી ગમે તેટલી ઉતાવળ કરી આગળ ધસી પાછા પડવા જેવું થવાનું થાય છે. તાણાના કેટલાક સંચા લોકોએ શોધવા માંડ્યા છે અને કેટલાક એવા ઘણે અંશે સફળ નિવડ્યા છે.

દેશી હાથની શાળ ઉપર વણેલું કપડું સંચામાં વણેલા કપડાના કરતાં વધારે મજબુત અને ટકાઉ થાય છે અને તેનું મુખ્ય કારણ તેની કાંજી દેવાની પદ્ધતિ ઉપર છે. તાણાને કાંજી દેવાની અનેક રીત તપાસતાં કુચડાવડે કાંજી ચઢાવવાની રીત ઘણે મતે સારી ગણવામાં આવે છે, અને એવી કાળજી પૂર્વક દીધેલી કાંજી તાણાને કઠણ બનાવે છે જેથી તે વણાતાં તૂટતો નથી. આપણા વણકરોને હવાની મોટી મુશ્કેલી નડે છે. ગરમીની હવામાં કાંજી સુકાઈ જવાથી તાર બરડ થઈ તુટી જાય છે માટે શાળોની નીચે ભીનાશ રાખવાનું વધારે ઉપયોગી કહેવામાં આવે છે. ખાડામાં જે શાળો કામ કરે છે ત્યાં કેટલીક વખત પાણી છાંટી રાખવામાં આવે છે જેથી તેમાંથી નીકળતી ઠંડી હવા વણાતા તાણાને નરમ રાખે છે અને કૂણીના ઘસારામાં તે તાર જલદી તુટતા નથી. આ ઠંડક રાખવાની ઘણી યુક્તિયો બતાવવામાં આવી છે. મીલોમાં વરાળને છોડી તેમાંથી થતા પાણીની ઝીણી છાંટથી તારને નરમ રાખવામાં આવે છે. કેટલાક પાણીના હોજ ભરી રાખી તેમાંથી નીકળતી ઠંડકનો ઉપયોગ કરવો પણ દુરસ્ત ધારે છે. આવી ખર્ચાળ પદ્ધતિ ગરીબ કારીગરોને અનુકૂળ નથી પરંતુ અનુભવ વડે શાળવાળી ઓરડીમાં ઠંડક રાખવાની યુક્તિ શોધી કાઢવામાં આપણા કારીગરોને બહુ મુશ્કેલી નડશે નહી એવી સર્વત્ર આશા રાખવામાં આવે છે.

જાપાનીઝ શાળો ઉપર નિર્ભયપણે ધમધોકાર કામ કરવાને માટે હજુ પણ કેટલાક સુધારાની અપેક્ષા છે અને તે થઇ શકે તેમ છે અને જેમ જેમ અનુભવમાં તેની ખામીઓ જણાતી જશે તેમ તેમ તેમાં ઉમેરો થતો જશે. જ્યારે આપણી ખાડાની શાળોની જગ્યાએ આવી નવી પદ્ધતિની શાળો દાખલ થઇ જશે ત્યારે અવશ્ય વણકરના ધંધામાં મોટો ફારફેર થઇ જશે અને જેવી રીતે દરજીઓને ઘેર ઘેર સંચા થઈ ગયા છે તેમ જો એ સાળ ઉપર કામ કરવું લોકોને લાભકારક અને સરળ જણાશે તો અવશ્ય તેનો બહોળો પ્રચાર જલ-

દીધી થઈ જશે. આપણાં વપરાતાં કપડાંમાં કેટલાક એવા છે જે હાલ સંચાની સાળોમાં બીલકુલ વણી શકાતાં નથી, અને તેનાં રેશમી અને સુતરાઉ કપડાં વણવામાં આવી સાળો કામે લગાડવાથી આપણા કારીગરોને ભારે લાભ થવાનો સંભવ છે. અને સ્વદેશી હીલચાલનો અને સ્વદેશભક્તિનો રસ ચારે તરફ પ્રસરાયા પછી આ સભવ એટલો તો સરળ થઈ પડયો છે કે નાના મોટા સર્વે લોક લોકોપવાદના નીચા વિચાર છોડી દઈ એકજ દૃષ્ટિએ સ્વદેશના વ્યાપારને કેવી રીતે ઉભો કરવો તેજ તરફ પ્રયત્નશીલ થઈ રહ્યા છે.

આ સિવાય પણ બીજા ધંધાઓ હિન્દુસ્થાનમાં ઘણે થોડે અંશે હજુ હયાત છે અને હાલમાં કાંગ્રેસની સાથે સ્વદેશી કારીગરીનાં ભરાતાં પ્રદર્શનોમાંથી આપણે જાણી શકીએ છીએ કે લગભગ ઘણીખરી ચીજો આપણે તૈયાર કરી શકીએ એવી સ્થિતિમાં છીએ. વખતે તે કામ પરદેશી માલ જેવું સફાઇબંધ થતું નહીં હોય તો તેનું કારણ માત્ર એટલું જ છે કે તે બનાવવામા આવેલા માલને અત્યારે ઉત્તેજન મળતું નથી અને તેવા માલનો બરોબર ઉપાડ નહી થવાથી અજ્ઞાયશ ખાતર જ તે લોકો અમુક અમુક વસ્તુઓ બનાવી લાવે છે અને તે ઘણી મોંઘી તથા સંપૂર્ણ સાધન વિના બનાવેલી હોવાથી સારી થઇ શકતી નથી. તોપણ એટલું તો ખરૂં જ કે જો આપણે સ્વદેશભક્ત બની થોડોક વખત સારી નરસી વસ્તુથી ચલાવી લઈ તેવી વસ્તુને ઉત્તેજન આપીએ તો એવી ચીજો વધારે જથાબંધ બનાવવાને લોક પ્રયત્ન કરશે અને અંતે તેને સફાઇદાર કરવા તરફ લોકની પરસ્પર હરીફાઈ ઘણીજ મદદગાર નિવડશે. અત્યારની આ સંબંધી આપણી સ્થિતિનો ખ્યાલ કરવામાં આપણે અવળે રસ્તે દોરવાઇ ફુલાઇ જવા જેવું નથી, કારણ કે આપણે જાણવું જોઇએ કે જે કેટલોક સામાન આપણે પ્રદર્શનોમાં જોઇએ છીએ તે બજારમાં વેચાવા માટે તૈયાર કરેલો હોતો નથી પણ માત્ર પ્રદર્શનમાં મુકવા ખાતરજ કરવામાં આવેલો હોય છે અને તે પણ ખાસ શોધક બુદ્ધિનુ કે વ્યાપાર કરવાની દૃઢેચ્છાનુ પરિણામ નથી હોતુ, પરંતુ કેટલીકવાર તો માત્ર ક્ષુદ્ર અનુકરણની બુદ્ધિનુ જ એ પરિણામ હોય છે. આવી રીતનો પ્રયાસ જ્યાં માત્ર ઉપરછલ્લો અને નાના છોકરાની રમત કરવા જેવા ક્ષુદ્ર અનુકરણનો જ હોય ત્યાં વ્યાપાર ઉદ્યોગને પુષ્ટિ મળતી નથી, અને તેને માટે આપણા સામાન્ય કારીગર વર્ગની બુદ્ધિની કેળવણીના ઉપરજ આપણા વિદ્વાન સ્વદેશીઓ વારંવાર જોર મૂકી મૂકી કેળવણીનોજ પ્રચાર વધારવા રાત્રિદિવસ બૂમ પાડે છે.

(અપૂર્ણ)

મગનભાઇ ચતુરભાઇ પટેલ.

---

# વસન્તના સુધારા વધારા.

નવા વર્ષથી કરવામાં આવનાર સુધારા-વધારા વૈશાખ માગશર માસના અંકમા સૂચવવામાં આવશે.

તન્ત્રી.

# THE CAUSES OF INDIA'S POVERTY.

"The principal cause of India's poverty ..is to be found in the manner in which her industry is organized India is still in what Bagehot some what unscientifically described as the un economic stage of society, that is to say, India has not yet reached the era of capitalism, she has still to undergo her indu trial revolution.

As we look back over the economic hi tory of England in the last 150 years we can see that the essence of our industrial revolution consisted in taking the direction of industry out of the hands of labourer and placing it in the hands of business experts The industrial army, which had hitherto been a mob, was brought under the control of officers, and though the lot of the industrial private was often made harder, the efficiency of the whole force was greatly heightened by the change, and the total output of wealth in England enormously increased When industry passed under the control of masters whose attention was instantly directed towards improving the processes of manufacture the use of expensive machinery, an elaborate division of labour, and the substitution of the factory for the domestic system all became possible But none of these improvements can be introduced into India while her industrial battalions remain an undisciplined mob

In the Indian organization of industry an elaborate division of labour is not possible The reason of this is not far to seek. The great majority of the people of India are supported by agriculture, as is probably the case in all countries which have not gone through the modern industrial revolution These agriculturists live in villages dotted among fields of rice or corn, and each village is constituted as a self sufficing industrial unit .. ..

*The self sufficiency of the Indian village, which prevents a division of* labour, was probably due to the imperfect on of communications in the past, India is very poorly supplied with natural waterways, the rivers, though large, are not suited for inland navigation, because the water in them is usually either in defect or in turbulent excess Metalled roads did not exist before the establishment of the British Government, and the systematic construction of such roads was not undertaken until the time of Lord Dalhousie (1848 56) Even now the majority of villages must be approached by sandy tracks which are roads only by courtesy. Railway communications are still in sufficient, in spite of the considerable expenditure of the last quarter of a century, Indian politicians who exclaim against this expenditure should bear in mind that the development of manufacturing industries, which they so much desire, is impossible without efficient means of transport "—*The (London) Times*

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

Reg. No B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૧૨. [ માસિક. ] પોષ, સંવત ૧૯૬૩.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ; એલ્એલ્ બી.

# વસન્તના સુધારા વધારા.

૧. જો દરેક વાચક ગ્રાહક થવા કૃપા કરે, અને દરેક ગ્રાહક એક ગ્રાહક ઉમેરી આપવા તસ્દી લે, તો આ પત્રમાં ઘણા સુધારા વધારા થઈ શકે. વસન્તનું લવાજમ કેટલું થોડું છે; અને ગમે તેટલા સુધારા-વધારા થશે તો પણ તે કદી વધારવાનું નથી જ; વળી આપના બહોળા મિત્રમંડળમાં શું એક પણ ગૃહસ્થ એવો નહિ હોય કે જેને આપ ગ્રાહક થવાનું કહી ન શકો !

એમ ભરોસો છે. — વ્યવસ્થાપક.

# લવાજમ મનિઑર્ડરથી મોકલો

૧. જે ગૃહસ્થોએ ગયા વર્ષનું લવાજમ ન ભર્યું હોય અને છતાં આ અંક વી. પી. ન મળે-તો તેઓએ **મનિઑર્ડરથી** લવાજમ મોકલી દેવા કૃપા કરવી.

૨. આવતા વર્ષનું લવાજમ **અગાઉથી** ભરીએ તો વસન્તના આર્થિક વહીવટમાં ઘણી સરળતા થાય. — વ્યવસ્થાપક.

## શુદ્ધાશુદ્ધ.

ગયા અંકમા પૃષ્ઠ ૩૯૨ મે છાપવી રહી ગએલી નીચેની છેલ્લી લીટી ઉમેરવીઃ—
'હજો પંથે વ્હાલાં, શીતલમય લ્હેરો અનિલની;'

ગયા અંકમાં ગ્રન્થાવલોકનમાં **"पातु प्रथमं'** વાળા સંસ્કૃત શ્લોકને બદલે **"यास्यत्यद्य"** વાળો સંસ્કૃત શ્લોક ભૂલમાં છપાઇ ગયો છે એ ભૂલ વાચકોએ પોતાની મેળે સુધારી લેવા કૃપા કરી હશેજ.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) **માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે** વર્ષ એકના **રૂ. ૨-૦-૦** (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) લાઇબ્રેરીઓને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફિકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ ૦ ૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષના, રૂ ૦-૧૨-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦

સળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ.

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.
૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" એટલે વ્યવસ્થાપક જવાબદાર છે.
૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.
૪ કોઇ પણ લેખનું અસ્વીકૃત લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.
૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી. — વ્યવસ્થાપક.

Reg. No.B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૫, અંક ૧૨. [ માસિક. ] પૌષ, સં. ૧૯૬૩.

## શ્રી મહાભારતનું ઉપદેશરહસ્ય.

શ્રી મહાભારત અસંખ્ય ન્હાનાં મ્હોટાં આખ્યાનોથી ભરેલું છે. કેટલાક વાચકોને એ આખ્યાનો રૂપી વૃક્ષોથી ભરેલું એક જંગલ દીસે છે; કેટલાકને એ આખ્યાનોમાં કિંમતી ઉપદેશો નજરે પડે છે, અને તેથી તેઓની દૃષ્ટિ પ્રમાણે આ પુસ્તક અમૂલ્ય ઉપદેશરત્નોની ખાણ જેવું, અને એ આખ્યાનો પાછળથી સંગ્રહવામાં આવ્યાં છે એમ માનીએ તો ઉપદેશ-રત્નોના સંગ્રહસ્થાન જેવું, છે. આ ત્રણે ઉપમાઓમાં કાંઇને કાંઇ સત્ય તો સમાએલું છે જ. મહાભારતનાં આખ્યાનોમાં ભમતાં બેશક એક ભવ્ય અને સ્વયંભૂ જંગલનું ભાન થાય છે—એમાં જંગલ જેવી જ વિવિધતા, વિષમતા, અકૃત્રિમતા, અને નિરન્તતા પ્રતીત થાય છે; એટલું જ નહિ, પણું એમાં મનુજહૃદયની વૃત્તિઓ રૂપી વિવિધ પશુપંખીઓનો કોલાહલ, તથા પરમાત્મા રૂપી અદૃશ્ય વાયુનું ક્વચિત્ મધુર ગાન, ક્વચિત્ ઘોર સુસવાટ, અને કવચિત્ તરુવરોને મૂળમાંથી ઉખેડી નાંખતો પ્રચંડ વેગ—એ જંગલની ઉપમાને યોગ્ય બનાવે છે. ખાણની ઉપમા પણ એ મહાન ગ્રન્થમાં કેવાં ઊંડાં કિંમતી સત્યો રહેલાં છે એ સૂચવે છે: જેમ જેમ એ ગ્રન્થના મનનમાં ઊંડા ઉતરતા જઇએ છીએ તેમ તેમ એમાં સત્યનાં ઊંડાં ને ઊંડાં પડો માલમ પડતાં જાય છે, અને એનાં અખૂટ રત્નો કદી પણ પૂરેપૂરાં બહાર આવશે કે કેમ એની શંકા રહે છે. વળી, હાલનું મહાભારત તે અનેક શતકોમાં બનેલા વાર્તાસંગ્રહનું વ્યાસજીએ રચેલું સંગ્રહસ્થાન છે એમ કહેવામાં પણ કેટલુંક સત્ય છે: કારણ, યદ્યપિ જૂની વાર્તાઓ એકઠી કરીને પ્રસિદ્ધ કરવા પૂરતો જ વ્યાસજીનો ઉપકાર નથી, પણ વ્યાસજીની

પોતાની પ્રતિભા છે, તથા જૂની વાર્તાઓની અત્રે કરેલી રચનામા પણ ઘણી બુદ્ધિમત્તા પ્રતીત થાય છે—તથાપિ એટલુ તો ખરૂ જ કે મહાભારતમા એવી ઘણી વાર્તાઓ આવે છે કે જે રૂપે રીતે વ્યાસના પહેલાની હોઇ વ્યાસે આ ગ્રન્થમા સગ્રહેલી છે. આમ યદ્યપિ પૂર્વોક્ત ત્રણે ઉપમાઓમા કાઇક કાઇક તો સત્ય છે જ, તથાપિ એમા એક અગત્યની બાબત સ્રય વવી રહી જાય છે શુ મહાભારત તે જગલ ખાણુ કે સગ્રહસ્થાન જેવો માત્ર અસખ્ય ઉપદેશોનો સમુદાય જ છે? તે તે પ્રસગોમાથી તે તે ઉપદેશો તારવ્યા પછી, નાઈ એવો ઉપદેશ રહેતો નથી કે જેમા સમસ્ત ગ્રન્થ—સૂત્રમા મણિગણુની માફક—પરોવાઈ રહેલો હોય? આ પ્રશ્ન ઉપર મનન કરતા, એક પરમ ગભીર ઉપદેશ પ્રતીત થાય છે એ ઉપદેશ તે મહાભારતનુ રહસ્યભૂત સૂત્ર છે—એ સૂત્ર બે તન્તુઓનુ વણાએલું છે, અને એ બે તન્તુઓનો સ્વરૂપનિર્દેશ કરવાનો આજનો યત્ન છે

૧. મહાભારતની વાર્તામાથી નીકળતો એક સામાન્ય ઉપદેશ શો?—એમ પ્રશ્ન થતાની સાથે જ એક ઉત્તર તો મહાભારતકારના પોતાના જ શબ્દોમા આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે, અને તે એ કે—

" यतः कृष्णस्ततो धर्मः यतो धर्मस्ततो जयः "

—**જ્યાં કૃષ્ણ ત્યાં ધર્મ, જ્યાં ધર્મ ત્યાં જય:** સસારમા પરમાત્માનો અવતાર છે એમ સમજી, પરમાત્માને ઓળખી એની સહાયતા પામવી, અને એના સાન્નિધ્યપણાથી ચાલતા આ જીવનરૂપી રથમા આરૂઢ થઈ આસુરી સપત સ્હામે લડવુ, એ ધર્મ—અને જ્યા આ પ્રકારનો ધર્મ ત્યા જ જય પરમાત્મા આ સસારમા દેખાય છે તેટલો જ નથી સસારમા તો એનુ માત્ર એક પગલુ જ પડેલુ છે, બ કે આ સસાર એ જ એનુ એક પગલુ, યાને ચરણારવિન્દ છે—અને અભિન્ન અનન્ત પુરુષ તો એ કરતા ઘણો અધિક છે આમ છતા જેઓ એને સસારની પેલી પાર રહેલો સમજે છે, અને એ રીતે સસારથી આરત થતો માને છે, અને એમ શકા ઉઠાવે છે કે 'પરમાત્માનો વળી અવતાર કેવો?'—તેઓ પરમાત્માની અનન્તતા વીસરી જાય છે, અને સમજતા નથી કે પરમાત્માનો અવતાર તો આ વિશ્વમા નિત્ય નિરન્તર બન્યો જ રહે છે પરમાત્માનો 'અવતાર' એટલે પરમાત્મા પોતે આકાશમાથી નીચે પૃથ્વી ઉપર ઊતરી આવે છે કે પોતે આકાશમા બેઠા રહી અહીં એક બીજુ સ્વરૂપ ધારણ કરી માણસ બને છે એમ સમજવાનું નથી, પણ પરમાત્માનો 'અવતાર' તે પરમાત્માનુ પોતાનુ જ જગતના અનુગ્રહાર્થ થતુ પ્રાકટ્ય છે અને તેથી પરમાત્માને જગતની પાર શોધવા જવુ પડે એમ નથી તથા એ આપણી બહાર—મ્હારી સ્હામે તમે ઊભા હો એમ—એક બીજો પુરુષ છે એમ પણ નથી જગતમા એ પ્રકટ થાય છે અને આપણુ સર્વની અન્તરમા નિકટ રહેલો છે, અને તેથી જ—

'મીરા ભક્તિ કરત હૈ પ્રકટકી, નાથ જાનત હૈ સબ ઘટકી.'

એ પ્રાકટ્ય 'અસત'માથી 'સત'મા જવા 'તમસ્' માથી 'જ્યોતિર્' માં જવા

જીવાત્માને તેમ જ જગત્‌ને આવશ્યક છે. યદ્યપિ એ પ્રાકટ્ય નિત્ય નિરંતર થયાં જ કરે છે, તથાપિ જેમ અન્ધકારમાં દીપ સવિશેષ ભાસે છે તેમ ધર્મગ્લાનિના સમયમાં એ ખાસ દૃષ્ટિગોચર થાય છે. એવે સમયે, અમુક પુણ્યશાળી આત્માઓને એનું ઓળખાણ પડે છે, અને એ ઓળખાણ પડતાંની સાથે, અધર્મનો સંહાર કરવામાં તેઓ સાધન બને છે. પ્રકૃતિના જે ખંડમાં પરમાત્માનું પ્રાકટ્ય તેઓ નિહાળે છે અને જ્યાંથી તેઓ ધાર્મિક ઉત્સાહ પામે છે, જેનાં નેત્રથી તેઓ જગત્ જુવે છે અને જેની આસપાસ તેઓ એકતા પ્રાપ્ત કરે છે,—એ સુભગ પ્રકૃતિખંડ તે ભગવાનના અવતારનું શરીર છે. જેમ કોઈ પણ આત્મવાદી દેહને આત્મા માનતો નથી તેમ કોઇ પણ ખરો કૃષ્ણભક્ત કૃષ્ણના શરીરને જ કૃષ્ણ માનતો નથી. એ શરીરમાં જે પરમાત્માનું પ્રાકટ્ય હતું તેના અમે ભક્તો છીએ: અપ્રકટના નથી, કારણ કે અપ્રકટની ભક્તિ જ સંભવતી નથી; તેમ શરીરના પણ નથી, કેમકે એ શરીર પ્રભાસકાંઠે ક્યારનું એ વિલય પામી ગયું છે એ અમે સારી રીતે જાણીએ છીએ. તથાપિ જેમ પ્રિયા ઉપરનો પ્રેમ એના નિત્ય આત્માને અવલંબે છે, એના નશ્વર શરીરનો લોપ થયા પછી પણ એવો જ જાજવલ્યમાન રહે છે, અને છતાં એની કલ્પના તો શરીરવિશિષ્ટરૂપે જ થાય છે—તેમ કૃષ્ણપરમાત્માના ભક્તો પણ એના પરમાત્મતત્ત્વના ભક્તો હોવા છતાં, એની મનુજઆકૃતિ વિલય પામ્યા પછી પણ, એ જ અલૌકિક છબિનું ધ્યાન ધરે છે. આવું અવતારભક્તિનું રહસ્ય છે. માટે મહાભારતકારે માત્ર પરમાત્માનો નિર્દેશ ન કરતાં, " यतः कृष्णः " એમ થી કૃષ્ણનો નિર્દેશ કર્યો છે તે યોગ્ય જ છે.

વળી જ્યાં કૃષ્ણ છે ત્યાં જ ધર્મ—અર્થાત્ આચારવિચારની સઘળી સદ્ભાવના જેમ એક પાસ જીવ થકી કે જગત્ થકી નિર્મિત નથી, તેમ બીજી પાસ જીવ અને જગત્ બંનેની બહાર વસતા પરમાત્માની પણ કરેલી નથી. આ સર્વ વાત વર્તમાન સમયમાં આપણા દેશના લોકે ખૂબ મનનપૂર્વક ધ્યાનમાં લેવાની છે. જીવને ધર્મનું નિદાન માનવું—અર્થાત્ પોતપોતાને ફાવે તે નીતિ એ સમજણ, જનસમાજને છિન્નભિન્ન કરી નાંખે છે; આટલી ચેતવણી કેટલીકવાર 'અન્તર્દીપ'ને નામે મિથ્યાભિમાન અને દુરાગ્રહને પૂજનારા કેટલાક સુધારાવાળાઓએ લક્ષ્યમાં રાખવા જેવી છે. જગત્ ઉપર નીતિને સ્થાપવી—અર્થાત્ દુનીઆદારીના ડહાપણને અને લોકલાજને વળગીને ચાલવું એ નિયમ—જનસમાજને જડ નિર્જીવ પત્થર જેવો કરી મૂકે છે; આ બાબત 'સ્વદેશાભિમાન'ને નામે વર્તમાન દોષોનો બચાવ કરનાર 'પ્રાચીનો'એ લક્ષ્યમાં લેવાની છે. જગત્ અને જીવ ઉભયથી ભિન્ન એવા ઈશ્વરે જે આજ્ઞા કરી મૂકી એ નીતિ, એ સમજણ પણ ખોટી છે; કારણ કે જે આજ્ઞાની યથાર્થતા જગતના વ્યાપારમાં અત્યારે પ્રતીત ન થાય, અને જેની યથાર્થતામાં આપણું મન સાક્ષી ન પૂરે એ માનવાથી ઈશ્વરને આપણે દૂર રાખીએ છીએ. આટલા માટે પરમાત્માની આજ્ઞાને વર્તમાન હિન્દુસ્તાનમાં જાગતી અનુભવવી—દેશકાલાનુસાર પ્રાચીન વાક્યોને વર્તમાન યુગને અનુકૂલ કરવાં, તથા એ વાક્યોનું રહસ્ય સમજવું, એ આપણું કામ છે. પાંડવો સ્વચ્છન્દાચારી થયા ન હતા; લોકમતરૂપી આંધળાની લાકડીનો પણ આશ્રય લીધો ન હતો; કે કર્તવ્યના નિર્ણય અર્થે કાલાતીત પુસ્તકોનું પણ શરણ લેતા ન હતા: તેઓ કૃષ્ણ પરમાત્માને અધીન થયા હતા, એનાં નેત્રે જોતા હતા, અને એણે ઉપદેશેલા સમયધર્મનું પરિપાલન કરતા હતા. જ્યાં આવો જીવંત ધર્મ છે ત્યાં જ જય છે—અને જય છે એ પણ નક્કી જ છે, આટલું સત્ય જો આપણે હૃદયમાં સારી રીતે

સ્થાપી રાખીએ તો આપણી સ્વદેશહિતાર્થે થતી પ્રવૃત્તિમાં ઘણા વિપાદો, ઘણી નિરાશાઓ, ઘણા મિથ્યા પ્રયત્નો થતા અટકે,—અને અડગ ધૈર્યં તથા ઉત્સાહ પ્રાપ્ત થવાની સાથે ઉન્નતિનો ખરો—સુનિશ્ચિત અને સીધો—માર્ગ હાથ લાગે.

૨. પૂર્વોક્ત ઉપદેશ સાથે વણાએલો બીજો ઉપદેશ તે ધૃતરાષ્ટ્રના પાત્રદ્વારા મહાભારતકારે સૂચવેલો બોધ છે. ધૃતરાષ્ટ્ર અન્તરમાંથી દુષ્ટ નથી—પાડવો ઉપર એને ઘણો સ્નેહ છે, તેઓ પ્રતિ વડીલ તરીકે પોતાનુ શુ કર્તવ્ય છે એ પણ પોતે સમજે છે, પણ કર્તવ્ય કરવાની એનામા હિમત અને દૃઢતા નથી. દુર્યોધને જ્યારે યુધિષ્ઠિરને ફસાવવા માટે દ્યૂત રમવાની યોજના કરી ત્યારે ધૃતરાષ્ટ્રે એને ઘણી સારી શીખામણ દીધી, પણ જે દૃઢતાથી એને એ દુષ્ટ કૃત્ય કરતો અટકાવવો જોઇએ તે ન દાખવતા, એણે આત્મવચન(મનફોસલામણી)ના વચલા માર્ગ કાઢવા માડયા પણ કર્તવ્યનો માર્ગ તો ડુગરની કરાડે આવેલી સાકડી પગથી જેવો છે એના ઉપરથી ખસ્યા પછી અરધે ડુગરે પડીને અટકાતુ નથી, ત્યાથી ખસેલાનો અધ પાત તો છેવટે ઊડી ખીણમા જ થાય છે ધૃતરાષ્ટ્ર દુર્યોધનને દ્યૂત રમવાની ના પાડી શક્યો નહિ ત્યારે તેણે પોતાના આત્માને છેતરીને એમ ઠરાવ્યુ કે ભીષ્મની દેખરેખ નીચે દ્યૂત રમાડો તો હરકત નથી! આ વચલો માર્ગ કેવો મિથ્યા નીવડયો એ આપણે સારી રીતે જાણીએ છીએ. કાર્યાકાર્યના વિવેકવાળી અને ધર્મ (નીતિ) ઉપર અચલ નિષ્ઠાવાળી ક્ષત્રિયમાતા ગાન્ધારી, પોતાના છોકરાની દુર્બુદ્ધિ કેટલે દૂર પહોચી છે એ સારી રીતે સમજીને, માતાના સ્નેહ જેવો સ્નેહપાશ પણ ધર્મ ખાતર તોડીને, જે વારે ધૃતરાષ્ટ્રને સલાહ આપે છે કે દુર્યોધન જેવો પુત્ર ઉપદેશથી માને એમ નથી ( "न शास्त्रं शास्ति दुर्बुद्धिं" ) માટે કુળના કલ્યાણ ખાતર ભલે એ ન હોય—તે વારે ધૃતરાષ્ટ્ર કહે છે —

"अन्तं कामं कुलस्यास्तु न शक्नोमि निवारितुम्"

( =ભલે કુલનો નાશ થાઓ, હુ એને અટકાવી શકતો નથી. )

કેટલી નિર્બળતા! પણ આ નિર્બળતા માટે ધૃતરાષ્ટ્ર ખેદ કરતો હોત તો પણ કાઇક ઠીક હતુ કારણ કે, તેથી હૃદયમા બળ લાવી, આવી કાર્પણ્યની સ્થિતિમાથી ઉદ્ધરવાનો એને કોઇક દિવસ પણ માર્ગ સૂઝત. પણ તેમ ન કરતા, એ પગલે પગલે નસીબ ભણી આગળી કરે છે!

"दिष्टमेव परं मन्ये पौरुषं चाप्यनर्थकम्"—

(= નસીબ એ જ મ્હોટી વાત છે, પુરુષાર્થ નકામો છે.)

—આ શબ્દો, અને એ જ તાત્પર્યના થોડાક ફેરફારવાળા શબ્દો, ધૃતરાષ્ટ્ર વખતોવખત ઉચ્ચારે છે, અને પોતાની નિર્બળતાનો બચાવ કરે છે જેમ જેમ એના કુળ ઉપર વિનાશ ધસતો આવે છે તેમ તેમ એમાથી શીખામણ લેવાને બદલે એ સઘળી ભાવિની રમત સમજે છે, અને આ સમજણને પરિણામે એ ક્રમે ક્રમે વધારે ને વધારે નિર્બળતામા ડૂબતો જાય છે. જ્યારે મહાભારતનુ યુદ્ધ પૂર્ણ વેગથી ચાલી રહ્યુ છે અને હજારો ક્ષત્રિયોનો—ધૃતરાષ્ટ્રના પોતાના સન્તાનો સુદ્ધાતનો—સહાર થવા માડયો છે, તે વારે ધૃતરાષ્ટ્ર સજયને પૂછે છે કે

મ્હારા પુત્રો મરે છે અને પાંડવો મરતા નથી એ શું ? આખરે એનો હંમેશનો નિર્બળતાભર્યો અસત્‌સિદ્ધાન્ત અવલંબી દિલાસો પામે છે કે—

"अथवा भाव्यमेवं हि संजयैतेन सर्वथा ।
पुरा धात्रा यथा सृष्टं तत्तथा नैतदन्यथा ॥"

( = "અથવા સંજય ! ગમે તે રીતે પણ એ થવાનું જ હશે; વિધાતાએ જેવું પ્રથમથી નિર્માણ કરી મૂક્યું હોય છે તેમ જ થયાં કરે છે; એમાં બીજું કાંઇ જ થઇ શકતું નથી.")

પાંડવના જયમાં ધર્મનું માહાત્મ્ય સમજવાને બદલે આમ નસીબને દોષ દેનાર અન્ધ ધૃતરાષ્ટ્રનું વચન સાંભળી સંજયથી ગાજી ઉઠ્યા વિના રહેવાતું નથી કે—

"शृणु राजन्नवहितः श्रुत्वा चैवावधारय ।
नैव मन्त्रकृतं किंचिन्नैव मायां तथाविधाम् ॥
न वै विभीषिकां कांचिद्राजन् कुर्वन्ति पाण्डवाः ।
युध्यन्ति ते यथान्यायं शक्तिमन्तश्च संयुगे ॥
आत्मदोषात् त्वया राजन् प्राप्तं व्यसनमीदृशम् ।
... ... ... ... ...

आत्मनैव कृतं कर्म आत्मनैवोपभुज्यते ।
इह च प्रेत्य वा राजंस्त्वया प्राप्तं यथातथम्॥ "

"હે રાજન્ ! લક્ષ દઈ સાંભળ; અને સાંભળીને મનમાં આટલી વાત ઉતાર—કે પાંડવો કોઈ પણ પ્રકારના મન્ત્રના બળથી, કે છળથી, કે ડરામણી બતાવીને લડતા નથી: ન્યાયપુરઃસર લડે છે, અને યુદ્ધમાં શક્તિવાળા છે."

"હે રાજા ! તું તારા પોતાના જ દોષથી આ દુઃખ પામ્યો છે...પોતે કરેલું પોતે જ જીવીને અને મરીને અર્થાત્ આ લોકમાં અને પરલોકમાં ભોગવવું પડે છે. તને જે પ્રાપ્ત થયું છે તે બરોબર જ છે."

સંજયનું આ વાક્ય એ મહાભારતનો બીજો મુખ્ય સિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્તમાંથી વર્તમાન કાળે આપણી પ્રજાએ બહુ બોધ લેવાનો છે. આપણી વર્તમાન દુર્દશા માટે, વિશુદ્ધ પુરુષાર્થને અવગણી, ભાગ્યનો દોષ કાઢવો એ અન્ધ ધૃતરાષ્ટ્રની રીતિ છે; પ્રતિપક્ષીમાં છળ આદિ દોષની મિથ્યા સંભાવના ન કરતાં, તથા ભાગ્યનો દોષ ન કાઢતાં, મનુષ્યે પોતાની જવાબદારી સ્વીકારવી અને 'यतो धर्मस्ततो जयः' એ સમજણથી પ્રજાના અસ્તોદય જોવા એ દિવ્ય નેત્ર પામેલા સંજયની દૃષ્ટિ છે.

---

# ગ્રન્થાવલોકન.

## (૧) નવી ગુજરાતી વાંચનમાળા—ત્રીજી ચોપડી.

જૂની ચોથી ચોપડીને ઠેકાણે ચાલવાની આ ત્રીજી ચોપડીના ત્રણ ભાગ છે (૧) સામાન્ય વિષયનો ભાગ પાઠ ૩૭ (૨) ભૂગોળ વિદ્યાનો પાઠ ૧૦, અને (૩) સૃષ્ટિજ્ઞાન વગેરેનો પાઠ ૨૫

આ ચોપડીનુ અવલોકન લખતા પહેલા, આવી ચોપડીઓ શીખવવાની રીત સમ્બન્ધે કેટલેક અશે શિક્ષક વર્ગ અને ઘણે અશે ડેપ્યુટિ સાહેબોને તથા કેળવણી ખાતાના મુખ્ય અમલદારોને અમે એક આવશ્યક સૂચના કરવા માગીએ છીએ અને તે તે સજ્જનો એ વિચારમા લેશે એમ અમે આશા રાખીએ છીએ છોકરાઓને ગણિત–આક–કોઠક–વ્યાકરણ વગેરે જે ઔક બાબતો શીખવવાની છે તેની સાથે આવા વિવિધ વિષયના પાઠોના ૧૭૨ પાના રચાવના એ આ ઉમ્મરના બાળક ઉપર ક્રૂરતા છે આ ચોપડી આખી શીખવવી નહિ એમ અમારૂ કહેવુ નથી—બ ક ગણિત વ્યાકરણ વગેરેનો કેટલોક બોજો ઘટાડીને વાચનમાળાના વિષયને અધિક મહત્ત્વ આપવુ ઇષ્ટ છે—પરતુ અત્રે કહેવાનુ એ છે કે " સૃષ્ટિવિજ્ઞાન ના પાઠો શીખવવાનો અર્થ એ પાઠોનુ કડકડાટ વાચન કરાવવુ જ એમ થવો ન જોઇએ મહેતાજીએ તે તે પદાર્થોના ધર્મો પ્રયોગદ્વારા શીખવવા તથા જ્યા વર્ણન કરવાનુ હોય ત્યા તે રસિક રીતે પોતે મ્હોએથી કરવુ તથા છોકરાઓ પાસે કરાવવુ પાઠ વચાવવાની જરૂર નહિ આમ થવાથી, છોકરાનો " સૃષ્ટિવિજ્ઞાન ના વિષયમા રસ જળવાશે—( નહિ તો તે વાચનના ભારથી નષ્ટ થઈ જાય—કારણ કે બાલકોનુ અક્ષરજ્ઞાન ભલે પાકુ થયુ હોય તથાપિ એમની ઉમ્મરનો વિચાર કરતા, વાચનમા એમને કેટલોક શ્રમ લાગ્યા વિના રહેવાનો નહિ)—અને નવી વાચનમાળા કઠણ છે એવો અજ્ઞાનભર્યો વાંધો દૂર થશે

હવે પાઠો લઇએ પૂર્વના વિવેચનોમા તદ્દન સામાન્ય અવલોકનથી સતોષ ન પામતા વિશેષ વિગતમા ઉતરવુ અમે ઇષ્ટ ગણ્યુ હતુ તે એટલા માટે કે આ નવી વાચનમાળા રચાઈ છે તો તે શીખવવાની નવી રીત ઉપર શિક્ષક વર્ગનુ યોગ્ય ધ્યાન ખેચાવુ જોઇએ આ સમ્બન્ધી કેટલાક સામાન્ય સૂત્રો અમે આગલા અવલોકનમા દર્શાવી ગયા છીએ, એટલે હવે બહુ ન કહેતા ડેપ્યુટિ ઇન્સ્પેટર સાહેબોને તથા તેમના આસિસ્ટટોને એટલી વિનતિ કરીએ છીએ કે કેટલાક વખત સુધી તેઓએ, નિશાળતપાસણી કરીને બસી ન રહેતા, વખતોવખત મહેતાજીઓને શિક્ષણપદ્ધતિ સમ્બન્ધે એક સ્વદેશહિતનુ કર્તવ્ય સમજી યોગ્ય સૂચના આપતા રહેવુ જોઇએ. આ સૂચના તેઓને ટ્રેનિગ કૉલેજમા એવા વિદ્વાન ઉદ્યોગી અને કર્તવ્યપરાયણ પ્રિન્સિપાલની દેખરેખ નીચે મળે છે, અને મળશે, પણ ટ્રેનિગ કૉલેજમાથી નીકળી નિશાળોમા પેઠા પછી મહેતાજીઓનું જે નવુ જીવન શરૂ થાય છે તેમા તેઓ ટ્રેનિગ કૉલેજનુ શિક્ષણ વિસારે ન મૂકે એ જોતા રહેવાની તથા તે તે પાઠો નવીન શિક્ષણપદ્ધતિથી કેવી વિવિધ રીતે શીખવી શકાય એ તેઓને વખતોવખત બતાવવાની પૂર્વોક્ત ઇન્સ્પેકટર સાહેબોની સ્વદેશના સેવક તરીકે ફરજ છે

ઇન્સ્પેક્ટરોની સલાહ કેટલી જરૂરની છે એનું એક ઉદાહરણ અમને આ ચોપડીના પહેલા જ પાઠમાં મળે છે. ત્રીજી ચોપડીમાં કેવા કેવા મજાના અને ઉપયોગી પાઠો આવશે તે વિષે છોકરાંની જિજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે આ પાઠ છે. એ વંચાવવામાં બે દિવસ કાઢી, છોકરાની જિજ્ઞાસા વિશેષ ઉત્તેજવાને બદલે, 'પ્રથમગ્રાસે' કંટાળો ઉત્પન્ન કરવો એ આ પાઠનો હેતુ હોવો ન જોઇએ. છતાં, અમને ભય રહે છે કે ઘણા શિક્ષકો આ ભૂલ કરશે જ. આ પાઠમાં ખરૂં કર્તવ્ય એટલું છે કે મહેતાજીએ ત્રીજી ચોપડીની થોડીક રસીલી વાર્તાઓ છોકરાંને સંભળાવવી, તથા એમાં કેવી અગત્યની બાબતો વિષે શીખવાનું આવશે એ બતાવવું, તથા થોડાંક ચિત્રો ઉપર તેઓની નજર નંખાવીને એ ચિત્રોવાળા પાઠમાં કેવું મજાનું વાંચવાનું આવશે એ—છોકરાંની જિજ્ઞાસા તીક્ષ્ણ કરે તેવી રીતે—કહી જવું. બીજા પાઠ સંબન્ધી એક ખુલાસો કરવા જેવો છેઃ ગુજરાતી મૂળાક્ષર, લખતાં શીખવાની સુગમતા ખાતર, અને એટલા જ પૂરતા, સામાન્ય ક્રમ બદલીને શીખવવામાં આવ્યા હતા. તેમ બાળબોધ લિપિ માટે કર્યું નથી. એનો હેતુ એ છે કે બાળબોધ લિપિ ગુજરાતી ઉપરથી શીખવવાની છે, અને તે તે ગુજરાતી અક્ષર સાથે બાળબોધ અક્ષર કેવો મળે છે યા જુદો પડે છે તે બતાવવાનું છે. પાઠ (૩) માં, હોપવાંચનમાળાની નવી આવૃત્તિમાં ડોસાનો 'ટટ્ટુ' બદલાઈ 'બળદ' થયો હતો, તે પાછો આ નવી વાંચનમાળામાં 'ટટ્ટુ' થયો છે એ જોઈ અમે આનન્દ પામીએ છીએઃ હજી ફરિયાદનું કારણ એક છે અને તે એ કે નવા ચિત્રમાં કાંઈ પણ રમુજી અંશ આવ્યો નથીઃ લાકડીએ ચારે પગ બાંધી આડા લટકાવેલા ટટ્ટુનું ચિત્ર (જુની વાંચનમાળાનું) ઠીક ગમ્મત આપતું હતુંઃ રમુજી દલપતરામ જેવાની ખોટ અમને અહીં જણાય છે. ત્યાર પછી નીતિના પાઠો શરૂ થાય છે. અમે આશા રાખીએ છીએ કે મહેતાજીઓ રોજ એક એક નવો સદ્‌ગુણ શીખવી બાલકના નૈતિક અન્તર્દીપની વાટ સંકોરી સંકોરીને આખી બાળી નાંખવાને બદલે, એ દીપને કાંઇક વગરછેડયે પ્રકાશવા દેશે; અને તે માટે વચ્ચે વચ્ચે ફેરફાર દાખલ કેટલોક વખત સૃષ્ટિવિજ્ઞાનના પાઠો શીખવવાની અમારી સલાહ છે. નીતિના પાઠોમાં 'પરગજુ છોકરો', 'સિંહને ઊંદર', 'વાવે તેવું લણે', 'શિયાળને બગલો', 'ડાહ્યો ન્યાયાધીશ,' આખલો મચ્છર ને કરોળીઓ' વગેરે જૂની વાંચનમાળામાંથી થોડાક ફેરફાર સાથે કામમાં લીધા છે. 'વાવે તેવું લણે' નો પાઠ 'ખોદે તે પડે' એ મથાળા નીચે પૂર્વે હતો તેમાં એ ચોરોએ બીજા બેને તરવારથી મારી નાંખ્યા, અને પોતે જે મીઠાઈ ખાધી તેમાં બીજા બેએ ઝેર નાંખેલું હતું તેથી તેઓ પણ મરી ગયા એમ વર્ણન હતું તેમાં તરવારથી માર્યાને બદલે તળાવમાં નાંખી દીધા એટલો ફેરફાર થયો છે. નવી વાંચનમાળા રચાતી વખતે, આવા ઘોર વિષયના પાઠો સ્હામે અમે વાંધો ઉઠાવ્યો હતો, અને હજી પણ અમે માનીએ છીએ કે નિર્દોષ પંખીડાંની માફક કલ્લોલ કરવાના સમયમાં બાલકની પ્રતિભામાં આવાં ભયાનક ચિત્રો ભરવાં એ તો અસલની 'મંકોડાની કોઠી' જ પાછી આવી! બગલા સાથે કોઇક સીમનું જ પ્રાણી જોઇએ એમ ધારી બિલાડીને બદલે શિયાળ દાખલ કર્યું હશે—પણ અમને લાગે છે કે ખીર તો બિલાડીની જ શોભતી હતી. 'યુધિષ્ઠિરની ક્ષમા' 'અદલ ઇન્સાફ' 'પ્રમાણિક વેપારી' વગેરે કેટલાક નવા પાઠ છે. યુધિષ્ઠિરની ક્ષમાનો પ્રસંગ સારો લીધો છે. અદલ ઇન્સાફનું ગણિત અમારાથી સમજાતું નથી. નામોની બાબતમાં નવી વાંચનમાળા ઠીક નીવડી નથી, અને તદનુસાર 'મહાલશા' જેવું બાલકોની મ્હોટી સંખ્યાને અપરિચિત નામ જોઈ અમને નવાઈ લાગતી નથી. 'પરમેશ્વર સઘળું જુએ છે જ' એમાં લેખકની

પ્રતિભા લખોટાની ચોરી કરતા વધારે સુન્દર પ્રદેશમા પ્રવેશી શકી નથી પ્રત્યેક કડીને અન્તે 'દીનાનાથ તુ એક આધાર મારો' એ પક્તિવાળી ઇશ્વરસ્તુતિ સારી છે પહેલી અને બીજી ચોપડીની 'ઇશ્વરનુ ભજન' અને 'ઇશ્વરનો મહિમા' એ મથાળાની ઇશ્વરસ્તુતિથી આનો ભેદ એ છે કે પહેલી બેમા સૃષ્ટિ-સૌન્દર્યદ્વારા ઇશ્વિર બતાવવાનો પ્રયત્ન હતો આમા મનુષ્ય સાથે પ માત્માનો સાક્ષાત્ સબન્ધ લીધો છે ક્રમ બ બર છે 'આસપાસ આકાશમા અતરમા આભાસ' વાળી કવિ દલપતરામની કડીઓ કાયમ રાખી છે અત્રે પ્રસગવશાત્ જુની વાચનમાળાના અનન્ય ભક્તોનુ એટલુ વીનવીશુ કે અતરમા આભાસ' જેવા ગૂઢ ભાવ પૂવ સહન કરતા હતા તેવા હજી પણ કરશો તો નવી વાચનમાળા ખોટી નહિ લાગે 'ગરીર છોકરો અને ધનવાન ગૃહસ્થ'મા તદુરસ્તીની કિમત બતાવી છેવા પરોપકારમા વિષયાન્તર ન કર્યું હોત તો ઠીક હતુ પાઠ ૧૭ મો 'મુસાફર લોકોને તેમના ઘર' સમન્ધી છે એમા આપેલા તબુ અને તેની પાછળની ભૂમિના ચિત્ર જોવા આ પુસ્તકમા એક કરતા વધારે ચિત્ર નથી એ દિલગીરીની વાત છે પાઠ ૧૮ મો શરીર સ્વચ્છ રાખવા વિષે છે એમા પોતાના છોકરાને સ્વરૂપવાન દેખાડવા માટે એમાની આખે રીતે ગુદર ચોપડી સોનાના વ ખ ચોટાડનાર મા કેવી હશે એ અમારી કલ્પનામા આવી શકતુ નથી તાબૂતના વાવની તો આ વાત નહિ હોય? પાઠ ૧૯ મો મુજનો છે ઉપદેશનો એ સમજવુ કઠણ છે 'બે પ્રમાણિક ખેડૂતો એક બીજાને ધન આપવા લઢે છે એનો નીવેડો એક 'રાજા અને વિદ્વાન' રાજા એક બીજાના છોકરાછોકરીના લગ્ન કરાવીને લાવી દે છે! છોકરા-છોકરીના લગ્ન આ પણા દેશમા અનેક મુશીબતો ટાળવાનુ સહેલુ સાધન થઈ પડયુ છે, પણ એનો ઉપયોગ કરનાર રાજાને આ જમાનામા અને તે પણ વાચનમાળામા, રાજા અને વિદ્વાન' એવુ વિશેષણ મળશે એમ અમારા ધારવામા નહતુ ઇનામનો અર્ધો ભાગ' એ અકબર અને બિરબલની એક વાતાનો રમુજી પાઠ છે સુલતાન મહમુદને અયાઝ'ના પાઠનો ઉપદેશ પણ અતિ ઉત્તમ છ હિન્દુ મુસલમાન આદિ વિવિધ ધર્મોની વાર્તાઓને આમ એકત્ર સ્થાન આપ્યુ છે એ આ નવી વાચનમાળાનુ સન્તોષજનક લક્ષણ છે મિ દાદી એદલજી કૃત પશુઓના પચમા વાદ વિવાદ એ પાઠ એના વિષયથી તેમ જ રાગથી છોકરાઓને ઠીક ગમ્મત આપશે આગળ જતા પરબ'નો પાઠ આવે છે આ વિષય ઉપરનો પાઠ અમે અણધાર્યો જોઇએ છીએ પણ એ જોઇને અમને ખુશી થાય છ ન્હાની ન્હાની પરોપકારની આપણી પ્રાચીન સસ્થાઓ ઘણી મમતી છે અને તે લુપ્ત ન થાય તે માટેની વાચનમાળા કમિટિની કાળજી જોઈ અમે રાજી થઇએ છીએ જૂનો શેખચલ્લી' રહ્યા છે એ જાણી ઘણાને સતોષ થશે પણ તર્કપ્રસાદ દાખલ કરીને આ પાઠની સાદી અને સરળ મજાને બગાડી ન હોત તો વધારે સારૂ હતુ પખીઓનો આનદ" એ ઉપરની મિ દેલવા ડકરની કવિતા રસિક છે, અને બાળકને લાયક છે માત્ર પ્રીતનો પડદો ખોલે' એ ભાવ-'પડદો ખોલવાનો ભાવ-એમને સમજાવવો દુષ્કર છે વળી એ જ પાઠમા 'ઉદ્યમ વિષે' તદ્દન જુદી જ ઢબની કડીઓ દાખલ કરીને ઔચિત્યભગ કર્યો છે અગ્રેજી ઉપરથી રચેલો 'જાઓ ને ચાલો'નો નવો પાઠ પણ ઠીક છે—એનો ઉપદેશ 'લાવરી અને તેના બચ્ચા' વાળા પાઠથી કાઇક જુદો છે 'ઘરની ચોકખાઇ'—આવા પાઠ જુની વાચનમાળામા પણ હતા—મહેતાજીઓને વિનતિ એટલી જ કરવાની કે આવા પાઠ શ્રદ્ધાથી શીખવજો અને સ્વદેશ

બન્ધુઓની તંદુરસ્તી સુધારવાના આ મહાન કાર્યમાં ઉત્સાહથી ભાગ લેજો. રામાયણના વિવિધ પ્રસંગો આ વાંચનમાળામાં દાખલ કર્યા છે—તેમાંનો એક "કૈકેયી અને મંથરા" નો અત્રે છે. છેલ્લા ત્રણ પાઠ—'રમતા નટ', 'ગ્રીષ્મ ઋતુનો મેળો', અને 'બોલતો લાકડાનો કકડો' વખાણવા જોગ છે. તથા 'ગ્રીષ્મ ઋતુનો મેળો' એ નાટ્યકવિતામાં આંબો કોયલ અને મોગરો ભાગ લે છે, અને બહુ મધુર રીતે શ્રોતાઓને આનન્દ ઉપજાવે છે. આમાંનો 'દોધક છંદ' સારંગ રાગમાં અત્રે ટ્રેનિંગ કૉલેજના સંગીતશાસ્ત્રી લક્ષ્મીદાસજી—જેઓ પ્રસિદ્ધ કૈ૦ સંગીતાચાર્ય આદિત્યરામજીના ચિરંજીવી છે—તેઓએ અમને ગાઈ સંભળાવ્યો હતો,* અને શિક્ષક વર્ગને *સંગીત શીખવવાના હાલ કરતાં વધારે પ્રસંગ સંગીતશાસ્ત્રીને આપવામાં આવે તો ગુજ*રાતમાંથી નષ્ટ થઈ ગએલો સંગીતરસ પુનઃ ઉદય પામે. પણ કૉલેજમાં એટલા બધા વિષયો શીખવવાના હોય છે કે સંગીત માટે વધારે કલાક કાઢવામાં આવે એમ આશા રાખી શકાતી નથી.

ભૂગોળવિદ્યાના ૧૦ પાઠ છે, તેમાં વિષયની યોજના ઠીક છે. તેમાંના પહેલા 'ટુંકી મુસાફરી અને તેમાં જોએલી જગાનો માટીનો નમુનો કરવા વિષે' ના પાઠ (૩૮) સંબન્ધે શિક્ષકને આટલી સૂચના આપવી જરૂરની છે કે એ પાઠમાં જે વિવિધ દેખાવોનું વર્ણન છે તે તો છોકરાંઓને માટીના નમુનામાં દર્શાવતાં શીખવવું જ; પણ તે સાથે તેઓને ટુંકી મુસાફરી કરાવી તેઓના પ્રત્યક્ષ અનુભવને નમુનામાં ઉતારવા કહેવું, અને બનતાં સુધી છોકરાંઓ પોતપોતાની કલ્પનાથી આ કામ કેવી રીતે કરે છે એ જોવું. પછીના 'ડુંગર અને મેદાન', 'નદી અને સરોવર', 'દરીઓ અને મહાસાગર', અને 'દરીઆ કિનારો'—એ વિષયો રસિક છે, અને બહુ રસિક રીતે શીખવવા જોઇએ. 'નદી અને સરોવર'નો પાઠ વીજળી અને પાણીનાં ટીપાંના સંભાષણરૂપે કલ્પનોદ્બોધક અને મનોરંજક નવી શિક્ષણપદ્ધતિ પ્રમાણે લખાયો છે. "અન્તે એટલું કહી તે ટીપાં બોલતાં બંધ થયાં. પેલી વીજળી તેમની હકીકત સાંભળી રાજી થઇ, ને ચમકારા કરતી કરતી ચાલી ગઈ.

છપ્પો.

સુંદર સરિતા જુઓ, ભરેલી નિર્મળ નીરે,
નાનાં મોટાં તરૂ, ઉગેલાં તેને તીરે,
રંગીત ચિત્રવિચિત્ર, માછલાં ગમ્મત કરતાં,
લીલું લીલું ઘાસ, પશુ કિનારે ચરતાં,
સુંદર શોભા સૌ નગરની, નદીથી નિશ્ચય જાણીએ,
નાવણ ધોવણ જળપાનનું, મોટું સુખ પિછાણીએ."

—એ ઉપસંહાર પણ સારો છે.

'દરીઓ અને મહાસાગર' (પાઠ ૪૧) નું ચિત્ર સારૂં છે; પણ પાઠમાં વિગત ઘણી છે. 'દરીઆ કિનારા'ના પાઠનું ચિત્ર ઘણું ખરાબ છે; અને તે સાથે ફક્ત 'જીવણ ટંડેલ'ને

* શિક્ષક વર્ગને સંગીત કેવી રીતે શીખવાય છે એ જોવાની ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ રા. રા. સાક્ષરવર્ય કમળાશંકર તથા સંગીતશાસ્ત્રી લક્ષ્મીદાસ એઓએ અમને જે અનુકૂલતા કરી આપી તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

મુખે અખાત, સામુદ્રધુની, દ્વીપકલ્પ, ભૂશિર આદિની વ્યાખ્યાઓ અપાવી છે આ કરતા વધારે રસિક રીતે શિક્ષકો આ વિષયો શીખવે એમ અમે ઇચ્છીએ છીએ. 'ગામડાના કારીગરો'—નો ઉદ્દેશ સારો છે વિવિધ કારીગરીના ધન્ધાઓનો બાલકોને પ્રત્યક્ષ પરિચય કરાવવો, અને આરભમા આ કરતા વધારે વિગત બાલકના મગજ ઉપર નાખવી નહિ. આ પછી ઉત્તરોત્તર વાચનમાળાની ચોપડીઓમા, શહેરના ધંધાઓ—રેલવે, સૂતર-રેશમ-વગેરેની મિલો, દિવાસળી સાબુ વગેરેની બનાવટના કારખાનાઓ, તથા રેલવે વર્કશૉપ વગેરેનો અન્દરનો દેખાવ, એની વિવિધ વ્યવસ્થાનુ જ્ઞાન ઇત્યાદિ બાબતો લેવામા આવશે એમ અમે આશા રાખીએ છીએ. 'ગામ અને શહેર' નો પાઠ શીખવતી વખતે—ગામડાના લોકને શહેરના લોક ઉપર અને શહેરનાને ગામડાના લોક ઉપર ભાવ ઉપજે, અને બનેના જીવનની પરસ્પર વધારે માહિતી, વધારે અસર, અને વધારે ગુથણી થાય, એ સ્વદેશહિતના ઉદ્દેશ ઉપર પણ શિક્ષકે લક્ષ રાખવુ 'તાલુકાના અમલદાર અને તેમના નોકરો' ઇત્યાદિ ત્રણ પાઠમા આપેલી રાજ્યવહીવટની માહિતી આ ઉમ્મરના બાલકોને માટે નકામી છે તેમ એમા એટલી બધી અને એવી જાતની વિગત છે કે એમા તેઓને રસ આવી શકે એવુ થોડુ જ છે આ વિષયનુ બહુ જ અલ્પ જ્ઞાન, એકાદ 'ઇનામનો મેળાવડો' અગર તો એવો જ કોઈ બાલકને આનન્દ આવે એવો પ્રસગ લઇને, આપવા યત્ન કર્યો હોત તો વધારે સારૂ હતુ

ત્રીજા ભાગમા સૃષ્ટિજ્ઞાનના પાઠો છે. અમે પૂર્વે કહ્યુ તેમ, આ પાઠોનો ખરો ઉપયોગ પ્રયોગ અને અવલોકનદ્વારા છોકરાઓને તે તે વસ્તુનુ પ્રત્યક્ષ દર્શન કરાવવુ, અને એ રીતે તેઓમા 'સાયન્સ્' ની દૃષ્ટિ ઉઘાડવી એ જ છે પાણી અને દેવતા, એ બે મહાભૂતોની, અને તે પછી મીઠુ ગધક પોલાદ એ પાર્થિવ દ્રવ્યોની માહિતી જેટલી અને જેવી જોઇએ તે જ પ્રમાણે છે. ત્યાર પછી વનસ્પતિશાસ્ત્રને અગે ઝાડની ઇન્દ્રિયો તથા તેના કામ, ઝાડનો રસ, ઘઉં, પાદડા—એ વિષયો લીધા છે. 'જીવજતુ' નો એક રસિક પાઠ આપી, 'સમડી અને ગીધ' થી માડી બાલકને પરિચિત વિવિધ પશુપખીઓનુ વર્ણન ચાલે છે આવા પાઠોમા તે તે પશુપખીઓ વિષે કેટલીક માહિતી મેળવવા ઉપરાત, તે વિષે તેઓમા હમેશ માટે જિજ્ઞાસા અને પ્યાર ઉત્પન્ન કરવા, એ ઉદ્દેશ શિક્ષકે નજર આગળથી ખસવા દેવાનો નથી. ત્યાર પછી શરીરશાસ્ત્રને અગે ચામડીનુ કાર્ય બતાવી 'ચામડુ' અને 'ઉન' એ ઉપર બે પાઠ છે. 'ઘર' (૬૮) ના પાઠને અતે, ફરતા ફરતા છેવટે અગાશી અને ઝરૂખો આવે છે ત્યા "વાહ, શી ઝરૂખાની શોભા! બેશક તારૂ ઘર ઘણી સવડવાળુ છે" એમ નિર્માલ્ય રીતે સમાપ્ત ન કરતા, અગાશી ઉપરથી દેખાતો દેખાવ બે ચાર કવિતાની કડીમા વર્ણવી આ વિષયને ભૂગોલવિદ્યાના અવતરણ તરીકે મૂક્યો હોત તો રસ અને સગતિ ઉભય સિદ્ધ થાત વખત જાણવાની રેતીની શીશી, ઘડિઆળ, અને છેવટે ત્રાજવાથી આ ચોપડી સમાપ્ત થાય છે.

અમને ખાતરી છે કે નવી વાચનમાળામા ન્હાના ન્હાના સેકડો દોષો ભલે હો, પણ એમા ખરી કેળવણીની ભરપૂર સામગ્રી છે, અને એ સામગ્રીનો યોગ્ય ઉપયોગ કરી દેશોન્નતિના પરમ પવિત્ર કાર્યમા ભાગ લેવાનુ એક ઉત્તમ સાધન શિક્ષકો અને ઇન્સ્પેક્ટર સાહેબોના હાથમા મૂકવામા આવ્યુ છે. અલ્પ દોષને પર્વત જેવા કરી ગુણભાગનો લાભ લેવામા પ્રમાદ ન કરવો એમ અમારી એ બને વર્ગને પુન પુન વિનતિ છે.

## (૨) "भारत महिला परिषद्के वार्षिक अधिवेशनका कार्यविवरण"

ગયે વર્ષે કૉન્ગ્રેસની સાથે બનારસમાં મળેલી 'ભારત મહિલા પરિષદ્'ની બેઠકનો રિપોર્ટ છપાયો છે. 'हिन्दुस्तान' (='संयुक्त प्रान्त')ના લોક નવીન ધોરણે સાંસારિક સુધારા કરવામાં, તેમાં ખાસ કરીને સ્ત્રીઓને લગતા સુધારામાં, પછાત છે એ જોતાં, એ પ્રાન્તમાં થએલું આ તરેહનું સઘળું કાર્ય ધન્યવાદ અને સન્તોષથી વધાવી લેવું જોઇએ. પ્રમુખસ્થાને પ્રતાપગઢનાં મહારાણી બેઠાં હતાં, તેઓ મહારાજા સાહેબની સાથે શહેનશાહ એડવર્ડના રાજ્યાભિષેકને પ્રસંગે ઇંગ્લંડ ગયાં હતાં, અને તેઓએ યૂરોપનો પ્રવાસ પણ કરેલો છે, તથા પોતાના રાજ્યમાં સ્ત્રીઓને માટે હૉસ્પિતાલ કન્યાશાળા વગેરે પણ સ્થાપ્યાં છે. એમના ભાષણમાં પ્રાચીન અને નવીન વિચારપ્રવાહનો સંગમ હોઈ, પ્રમુખસ્થાનને ઘટતાં મર્યાદા અને ગંભીરતા જણાઈ આવે છે, છતાં અનિશ્ચયની નિર્બળતા નથી: ભાષણના ઉપસંહારમાં તેઓ કહે છે:

"हम लोग विश्वास रखते हैं कि घोरपातकी भी काशीमें पश्चात्ताप करनेपर मोक्ष पाता है। परिवर्त्तन—रूपी बीजको जीवनप्रदगंगा के तटपर बो कर हमलोग उसी विश्वासमें परिश्रम करें, चाहे हम लोगोंका दोष कैसाभी भारी हो, परन्तु ऐक्यसे काम करते हुए जीवनके परम दृढ नियमोंके साथ हम उसकी रक्षाकी चेष्टा करेंगे। प्यारी बहिनों! इस महावाक्यको कभी मत भूलो "ईश्वर उन्हींकी सहायता करता है जो अपनी सहायता करते हैं" इस महद्वाक्यको स्मरण रखकर हमलोग अपने कार्यका प्रारम्भ करें".

મહારાણી સાહેબાના આ નમ્રતાભર્યા નિશ્ચયને વિજય હો!

બીજાં ભાષણોમાં, અમેરિકાની અને જાપાનની વીરાંગનાઓનાં દૃષ્ટાન્તથી માંડી ગર્ભાધાનાદિ સંસ્કાર અને હવનના લાભ સુધીની વિચારની કક્ષાઓ નજરે પડે છે; અને સર્વનો સત્કાર થયો છે, એ વ્યવસ્થાપક મંડળની ઉદારતા બતાવે છે. કેટલીક સ્ત્રીઓ પોતે સ્ત્રીસુધારાની સંસ્થાઓ ચલાવનારી છે. અને સઘળી ઉત્સાહી છે એ સ્પષ્ટ જણાઇ આવે છે.

શ્રીમતી કલાદેવીના વ્યાખ્યાનમાં—

ये वर्द्धिताः करिकपोलमदेन भृंगाः
प्रोत्फुल्लपंकजरजःसुरभीकृताङ्गाः।
ते साम्प्रतं प्रतिदिनं क्षपयन्ति कालं
निम्बेषु चार्ककुसुमेषु च दैवयोगात्॥
ये वर्द्धिता कनकपंकजरेणुमध्ये
मन्दाकिनीविमलवारितरङ्गभङ्गे।
ते साम्प्रतं विधिवशात् खलु राजहंसाः
शैवालजालजटिलं जलमाश्रयन्ति॥

આ સુભાષિતોનો અત્રે થએલો પ્રયોગ પ્રાચીન અને અર્વાચીન હિન્દુ સ્ત્રીના જીવન વચ્ચે પડી ગએલા અંતરનું બહુ તીવ્ર ભાન સૂચવે છે, અને અમને લાગે છે કે પ્રાચીન હિન્દમાં સ્ત્રીઓની ઉચ્ચ સ્થિતિ અને વર્તમાન હિન્દમાં થએલી તેઓની અવનતિ—આ કરતાં વધારે અસરકારક રીતે ભાગ્યે દર્શાવી શકશે.

સ્ત્રીઓ—

" द्विधा कृत्वात्मनो देहमर्द्धेन पुरुषोऽभवत् ।
अर्द्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभु ॥ "
" यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफला क्रिया ॥ "

—આદિ મનુભગવાનના વચનો ટાંકે, ટાંકે અને તદનુસાર પોતાની પ્રતિષ્ઠા સમજે એ ઘણુ જ ઇષ્ટ છે, પણ વિશેષમા એટલુ લક્ષમા રહેવુ જોઇએ કે પ્રતિષ્ઠાને શોભતા સદ્ગુણો પ્રાપ્ત થાય ત્યારે જ એ ઉંચી ગાદીએ બેઠા આપણે શોભીએ પતિને મુખે સ્ત્રીઓનુ ગૌરવ થાય એ શોભે છે, પણ સ્ત્રીઓ તો પતિ કરતા સદ્ગુણમા ચઢીઆતી થઈ, પોતાના સદ્ગુણથી જ પતિઓને લજવે—ત્યારે જ સારૂ. આ બાબતની યોગ્ય સમજણ પૂર્વક—આ વર્ષે કલકત્તામા ભરાનારી મહિલાપરિષદ્‌ની વ્યાખ્યાનમાળા ઘડાઇ હોય એમ લાગે છે.

(૩) " **ब्राह्मण** "—શ્રીયુત શાસ્ત્રીજી હાથીભાઈ હરિશંકરની સહાયતાથી લખાતુ આ નામનુ એક લઘુ માસિક પત્ર દર હિન્દુ માસની પૂર્ણિમાએ જામનગરમા " અદ્વૈત સમાજ વેદશાળા " તરફથી પ્રકટ કરવામા આવે છે ગુજરાતમા વિવિધ જ્ઞાતિઓ તરફથી હાલમા પોતપોતાની જ્ઞાતિના સુધારા અને કલ્યાણ અર્થ ઘણા પત્રો નીકળે છે, પણ અમુક વર્ણને માટે નીકળતુ માસિક આ પહેલ વહેલુ જ છે. બ્રાહ્મણો જાપાન જઈ દીવાસળી બનાવતા શીખી આવે કે આફ્રિકામા હબસી લોકો જોડે હાથીદાંતનો વેપાર કરે કે ફ્રાન્સ જઈ જીવે નાતનો ધન્ધો માંડે કે ઇંગ્લંડ જઈ બારિસ્ટર થઈ આવે—એ પ્રકારનો આ માસિકમા ઉપદેશ નથી બ્રાહ્મણની પ્રાચીન ભાવનાનુસાર તપ આદિનો બોધ કરવામા આવ્યો છે આ વર્ણના પ્રાચીનયશોગાનથી કૃતકૃત્યતા ન માનતા અર્વાચીન દૂષણો પણ બતાવવામા આવે છે, પણ તે આ વર્ણને હલકા પાડીને નહિ પરન્તુ આત્મપ્રતિષ્ઠાનુ ભાન રખાવીને. બોધ પણ ઘણીવાર રમુજ જોડે ભેળવીને અપાય છે એટલે વાચકને કંટાળો આવવાનો સંભવ નથી. આપણા જનસમાજમા બ્રાહ્મણોની એવી કેટલીક સખ્યા છે કે જે હજી વૈશ્યવૃત્તિમા પડયો નથી, તેઓની ભાવના પ્રાચીન છે, જો કે એ ભાવનાનુ પરિપાલન અજ્ઞાન અને દરિદ્રતાના યોગને લીધે, તેઓ કરી શકતા નથી એવા વર્ગને આવુ માસિકપત્ર ઘણુ ઉપયોગી થશે ઉદાર ગૃહસ્થોની સહાયતાથી આના પત્રો બ્રાહ્મણ વર્ણમા વિના મૂલ્યે વ્હેચવામા આવે તો તેથી ઘણું શ્રેય થાય

(૪) **संस्कृत पाठमाला**—" બ્રાહ્મણ " પત્રના પ્રવર્તક પ્રસિદ્ધ પૂર્વોક્ત શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર વિરચિત " સંસ્કૃત પાઠમાળા " નો બીજો અંક અમારી પાસે અવલોકન માટે આવેલો પડયો છે એમા બહુ જ સરલ અને સુન્દર સસ્કૃત ભાષાથી લખાએલા ૩૩ પાઠ છે. વિદ્યાર્થીને ઉપયોગી નીતિના વિષય લીધા છે, અને એના મથાળા પણ ઘણે ભાગે " **सत्यं वद** ", " **धर्मं चर** "—ઇત્યાદિ શ્રુતિના વાક્યો વડે કરેલા હોવાથી ગભીરતા સારી આવી છે ઉપદેશનુ સ્મરણ દૃઢ રહે એવા હેતુથી વચ્ચે અગર અન્ત સહેલા શ્લોકમા સાર સમજાવવામા આવે છે. કોઇ કોઇ સ્થળે " ઇશ્વર અને મધુમક્ષિકા " જેવા રમુજી પાઠ વડે પણ બોધ અપાયો છે ઉપદેશ સર્વત્ર શુદ્ધ અને ઉદાત્ત છે. અંગ્રેજી શાળાના પાચમા વાચનના વિદ્યાર્થીઓને આ પુસ્તક વાપરવાની અમારી ભલામણ છે.

# 'હિન્દના દાદા'નું સ્વદેશાગમન.

[ તા. ૧૪ મી ડીસેમ્બર ૧૯૦૬. ]

( મિશ્ર હરિગીત. )

૧

આ દિવ્ય ગાન ગવાય ક્યાં ?
આ પુષ્પવૃષ્ટિ થાય ક્યાં ?
ધમધમ થતા,
ધુનમાં જતા,
જનપદ અહો રેલાય ક્યાં ?
આ સ્મિતગૂંથ્યા સોહંત સ્નેહસુહાગ ક્યાં ?
હેમંતમાંહિં વસંતના આ રાગ ક્યાં ?
શિદ ઉરજગવતી આ પ્રભા ? રમરંગ આ શા કારણે ?
રે આજ ભારતનો પનોતો પુત્ર આવે બારણે !

૨

ઓ, સ્નેહથાળી લાવજો !
મહિં પુણ્યકંકુ ધોંપાવજો !
સુખ મીઠડું,
શોભિત રુડું,
અમૃતશ્રીફળ મોહાવજો !
મહિં અમરકીર્તિકુસુમ વળી પમરાવજો !
મોંઘાં અલૌકિક મોતિડાં ય જમાવજો !
રે ધન્ય ભારતમાત આજે જાય પુત્ર વધાવવા !
આવો મધુર ગાતાં સહ તમ વીર ધન્ય સજાવવા !

૩

વીરા ! પધારો બારણે !
ઉભાં સહુ તમ કારણેઃ
હસતે મુખે,
અમ સુખદુઃખે,
ધાઓ સદા અમ તારણે !
નથી કંઈ કીધું તમ અમૃતપદ સરખું કદીઃ
નથી કંઈ કીધું તમ દિવ્ય અંતરશું કદીઃ
પણ 'વીર દાદા છે અમારા' એમ કહીં ઉર ફૂલિયે !
વીરા ! પધારો બારણે ! તમ દર્શને દુઃખ ભૂલિયે !

૪

પ્રિય દેશ કાજ ઝઝૂમીને
પરદેશમાં નિત ઘૂમીને,

સેવા કરી
કીધી ખરી
આભારી ભારત ભૂમિને !
નથી સુખ બીજું જાણ્યું તમે વીર અરે !
નિત્ય દેશયજ્ઞે જીવનહોમ દીધો ખરે !
હા, એ મહાવ્રત તમ તપો નિશદિન અખંડ પ્રકાશમાં !
ઋષિરાજ ! એ તમ આત્મવ્રત ગૂંથો અમારા શ્વાસમાં !

૫

નહિ ભય કદી ધાર્યો ઉરે,
વીરા ! વહ્યા ભક્તિપૂરે,
અરિદળ વિશે
રે દશ દિશે
કીધો વિજય એકલશૂરે !
એ અભયવિભૂતિ લગાડજો અમને વીર !
એ ભક્તિગીતા શિખવજો અમને ધીર !
તમ મહાભાનતણી પ્રભા અમ હૃદયમાં કંઈ મૂકજો,
અમ પ્રાણમાં ઋષિવીર ! એ તમ મહામંત્ર જ ફૂંકજો !

૬

વીરા ! હસંતા આવજો !
સંદેશ મીઠા લાવજો !
શુચિ સાધુતા
મધુ બંધુતા
અમ અંતરે પ્રકટાવજો !—
ઘેરી ઘટામાં ઘટ ઘણાં ગુંગળાય છે
અમ યજ્ઞવેદી ઊંડા ભયે ઘેરાય છે
ઓ વીર ! વ્હારે આવીને તમ પાંખમાં લ્યો પ્રેમથી,
અમ હૃદયમાં તમ બંધુભાવ પ્રેરી દ્યો વર નેમથી !

૭

વીરા ! પધારો બારણે !
ઊભા સહુ તમ કારણે !
ફુલ વેરતી
હર્ષે અતિ
આ જાય ભારત વારણે !
અધુરાં નમન અમ આત્મનાં સ્વીકારજો !
તમ ભાવ પૂર્ણ સુછત્ર અમપર ધારજો !
ઓ નાથ ! અંગીકારજો અમ પ્રાર્થના દિનરાતની
જુગ જુગ જીવે દાદા અહો ! જય જય શ્રીભારતમાતની

અરદેશર ફ. ખબરદાર.

# ચર્ચાપત્ર.

શુ. રા. રા.વસન્તના અધિપતિ સાહેબ,

મુ. અમદાવાદ.

વિ. નીચેના ' ચર્ચાપત્ર 'ને કૃપા કરી આપના સુવિખ્યાત માસિકમાં અવકાશ આપશોજી.

ચાલુ વર્ષના 'સમાલોચક' ના ત્રીજા અંકમાં ' કવિતા અને સાહિત્ય ' ના ગ્રન્થાવલોકનમાં રા. રા. નરસિંહરાવ કૃત ' કુસુમમાળા ' માંથી ' મેઘવૃષ્ટિ' વાળી સાંજના વર્ણનની કવિતાનું દષ્ટાન્તરૂપે અવતરણ કરેલું છે.

વિલક્ષણ નૂતન પદ્ધતિ અનુસાર લખાતાં કાવ્યોમાં " રા. રા. રમણભાઈ જેને પ્રથમ પદ આપે છે " એવી કવિતામાં દોષ સંભવે જ નહિ. તેથી દગ્ગોચર થતા દોષ દોષાભાસ હશે એમ અનુમાની સાહિત્ય તથા વ્યાકરણનો દેખાતો નિયમભંગ શંકારૂપે સમાધાનાર્થે આપ તેમ જ અન્ય સાહિત્ય-ચર્ચા કરનાર સમક્ષ મૂકું છું,

ગગન ઘેરી ઘનરાય ચોગમે લીધું હાવે,
સૂર્યરાયનું અહિ લગીરે નવ કંઇ ફાવે;
ઘટાટોપ કરી ભવ્ય વિશાળો મંડપ રચીયો
મલિનવર્ણન નિજ છત્ર ભરી જ્યોતેજે મચીયો.

પ્રથમ શંકા:—પ્રથમ પંક્તિમાં ' ઘનરાય ' નો પ્રયોગ તૃતીયાર્થ ' ઘનરાયે 'ને બદલે થયેલો છે. ભૂતકાળનું સકર્મક ક્રિયાપદ હોય ત્યારે તૃતીયાને બદલે પ્રથમા વિભક્તિમાં કર્તા વપરાય કે કેમ ? અગર તૃતીયાનો પ્રત્યય અધ્યાહાર રહી શકે કે કેમ ? પ્રયોગોમાં કાવ્ય વિષયક નિરંકુશતા ( Poetic License ) નો ઉપયોગ થઇ શકે ખરો ?

દ્વિતીય શંકા:—' હાવે,' ' હવે 'ને બદલે વપરાયલું છે. કવિવર સામળ આદિ પ્રાચીન કવિઓમાં શબ્દોના આવા પ્રયોગ વખોડી કઢાય, તથા મારી મચરડી પ્રાસ મેળવવા ખાતરજ લખાયલા છે એવા દોષ મૂકાય ત્યારે તેવા જ દોષોનું આરોપણ આમાં થઇ શકે ખરૂં ?

તૃતીય શંકા:—દ્વિતીય પંક્તિમાં ' લગીરે ' તથા ' કંઇ ' એ બે શબ્દો એકજ અર્થસૂચક છે, તેથી પુનરુક્તિનો દોષ છે કે નહિ? કવિતા ગેય કરવાની ખાતરજ તથા લાલિત્ય લાવવાની ખાતરજ વપરાયલો છે. કદાપિ તેનો પ્રયોગ ભારદર્શક હોય તો સ્પષ્ટ રીતે ' કંઇ ' ને બદલે ' પણ ' વાપરવાથી તે પ્રયોજન સારી શકાત, ને ' લગીર ' માં ' કંઇ ' ની છાયા આવે છે તે આવત નહિ. તથા ' કંઇ ' રાખવાથી જે એક માત્રા વધારે છે તેથી છંદભંગ થાય છે તે થાય નહીં. ' સૂર્યરાયનું અહિ લગીરે નવ ફાવે ' એ વધારે સારી રીતે ભાર દર્શાવી શકે છે તેમજ તે ગેય પણ છે.

ચતુર્થ શંકા—તૃતીય પંક્તિમાં ' વિશાળો ' ' વિશાળ 'ને બદલે છે. આ પ્રયોગ ક્ષમ્ય છે કે કેમ ? તથા કર્ણને મધુર લાગે કે નહિ ? ' ભવ્યતા 'માં ' વિશાલતા 'નો સમાવેશ થાય છે, તો એક જ અર્થના બે શબ્દો વાપરવાનું પ્રયોજન શું ?

પંચમ શંકા—તે જ પંક્તિમાં ' રચીયો ' એ શબ્દ પ્રયોગે શુદ્ધ શબ્દ 'રચ્યો'નું અપભ્રષ્ટ રૂપ છે પ્રાચીન કવિઓ ઉપર નૂતન કવિઓ જે દોષ મૂકે છે તે જ દોષને પાત્ર આ પ્રયોગ પણ છે. વળી દ્વિતીય પંક્તિને અંતે અર્ધવિરામનું ચિહ્ન છે તેથી પ્રથમ પંક્તિમાં આવેલો કર્તા અત્રે લગાડી શકાય કે કેમ ? દલીલ ખાતર સ્વીકારીયે કે અર્ધવિરામનું ચિહ્ન મુદ્રણદોષથી આવી ગયું છે તો પણ કર્તા કાં તો અધ્યાહાર ગણવો પડશે. કદાચિત્ પ્રથમ પંક્તિનો પ્રથમાન્ત ' ધનનાય ' કર્તા તરીકે લઈયે તો વાક્યરચનાનો ગંભીર દોષ, દ્વિતીય પંક્તિ વચ્ચે આવી જવાથી, મૂકી શકાય કે કેમ ? જો અધ્યાહાર તો તેનું કંઇ પ્રમાણ હોવું જોઇયે

ષષ્ઠ શંકા—ચતુર્થ પંક્તિનો વાચ્યાર્થ સ્પષ્ટ તેમ જ સુગમ નથી તાત્પર્યાર્થ બેસાડવાની ખાતર જ બેસાડી શકાય એમ છે 'મલિનવર્ણું' શબ્દને ' છત્ર 'ના વિશેષણ રૂપે લઇયે છીયે તો નાયકરૂપે દેખાતા ધનરાય'ના અલંકારને 'મલિનવર્ણું' કહેવાથી શી સુંદરતા આવે છે? તેના પ્રકારનું છત્ર નાયકને શોભા આપતું નથી 'મચીયો' શબ્દ પણ 'રચીયો' ઉપર કરાયલી ટીકાને પાત્ર બને છે. વળી કર્તા પણ અત્રે અધ્યાહાર છે. તૃતીય પંક્તિમાં ' મંડપ ' શબ્દથી માંગલિક પ્રસંગનું સૂચન થાય છે ત્યારે ચતુર્થ પંક્તિમાં તેમ જ વૈરી ' નવ શવે ' 'ઘટાટોપ' શબ્દોથી યુદ્ધનું સૂચન થતું જણાય છે તેથી વર્ણનમાં ખીચડો કર્યો હોય એમ ભાસે છે. યુદ્ધમાં જળતેજથી ભરેલું મલિનવર્ણું છત્ર શસ્ત્ર કે અસ્ત્ર શાની ગરજ સારે છે? તે સમજી શકાતું નથી. તથા છત્રનો એવી રીતે યુદ્ધમાં પ્રયોગ થઈ શકે કે કેમ ? મલિનવર્ણું છત્રનો અર્થ સ્પષ્ટ નથી છત્રમાં જળતેજ ભરવું તે શું તે સમજાતું નથી. તેથી ક્લિષ્ટાર્થ થાય છે.

અંતમાં રા૦ રા૦ રમણભાઈ આવી દોષપૂર્ણ કવિતાને શા આધારે પ્રથમ પદ આપે છે તે જિજ્ઞાસા દર્શાવી અત્રે જ વિરમાય છે આશા છે કે આટલી શંકા બસ છે એમ ધારી અન્ય કોઈ સાહિત્યવિલાસી સજ્જન અથવા આપ સાહેબ પોતે ઉપર્યુક્ત શંકાઓનું સ્પષ્ટ રીતે સવિસ્તર નિવારણ કરી રા૦ ગ૦ નરસિંહરાવની કવિતામાં રહેલા સૌંદર્ય વિગેરેનો સાર જોવાને લાભ આપવા કૃપા કરશો. એ જ વિનંતિ

લિ. ' ઉત્સુક. '

*** જે શંકાઓ અત્યારે એમના હૃદયને મથે છે તે થોડો કાલ સહન કરી લેવા રા૦ રા૦ ' ઉત્સુક 'ને અમારી વિનતિ છે. જે સમાધાન અમારા શબ્દો નહિ કરી શકે તે કાળ એની મેળે જ કરશે એમ અમારી ખાતરી છે. આટલો અમારો ઉત્તર

બીજા 'સાહિત્યવિલાસી સજ્જનો 'ને અન્ય રીતે ઉત્તર આપવાની ઇચ્છા હશે તો તે વસન્તમાં પ્રકટ કરવા અમને બાધ નથી

તન્ત્રી.

---

# હિન્દુસ્થાનના વેપાર ઉદ્યોગ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૪૦ થી. )

દેશની ઉન્નતિ કરનારી કેળવણીની સમાપ્તિ માત્ર વાંચતાં લખતાં શિખવાડવામાં કે અમુક લેખકે શું શું લખ્યું તે માત્ર જાણવામાં જ થતી નથી. લખવું વાંચવું તો જેવો આપણો અનુભવ હોય તેવો બીજા માણસનો અનુભવ જાણવા પુરતું જ છે. પરંતુ કેળવણી તો ખરી તે જ કહેવાય છે કે જેના પરિણામમાં આપણા અનુભવને અમુક અમુક વ્યવહારમાં લગાડીને તે ઉપરથી નવી સૃષ્ટિ ઉત્પન્ન કરતાં જાણીએ. અનુભવનો સંગ્રહ માત્ર કેળવણી નથી પરંતુ તે સંગ્રહનો વ્યવહારમાં ઉપયોગ અને તે વડે નવી સૃષ્ટિની-વસ્તુની-ઉત્પત્તિ તે જ છે. ટુંકામાં મનને વિચાર કરતાં શીખવવું તથા દરેક વસ્તુને તપાસતાં શીખવવું તેનું જ નામ કેળવણી છે, અને કેળવણી વાંચ્યા લખ્યા વગર પણ આવી શકે છે. જો કે વાંચતાં લખતાં શિખવામાં ઘણો જ લાભ છે અને તેથી જે અનુભવનો પ્રયોગ આપણે કરવાનો છે તેનો વિસ્તાર ઘણો જ મોટો થાય છે, છતાં વાંચતાં લખતાં આવડ્યું એટલા ઉપરથી કેળવણીનો જે આવશ્યક ભાગ છે તે આવી જ જાય છે તેમ નથી. લખતાં વાંચતાં શિખેલા, હજારો પુસ્તકોનો અભ્યાસ કરી સ્મરણશક્તિના ઉપર નકામો બોજો નાખી લોકોના વિચાર અને અનુભવની સામગ્રીનો ભાર વહી ફરનાર વિદ્વાન કહેવાતા ઘણાક માણસો તદન કેળવણી વિનાના આપણા અનુભવમાં આવી ગયા છે, ત્યારે જેને પોતાના નામની સહી પણ કરતાં નહી આવડેલી એવા સમર્થ રાજ્યકર્તાઓ અને મંત્રિઓ આપણા જ દેશમાં મહાન કેળવાયલા લેખાઈ ગયા છે. આપણા દેશની અધમાવસ્થાના સમયે ખરેખરી કેળવણીનો જ પ્રચાર જરૂરનો છે અને આધુનિક સમયમાં લેખન વાચન તે કેળવણીનાં સરળ સાધનરૂપ ગણાયાથી તેનો મોટો પ્રચાર થવાની જરૂર છે. વાચનના કરતાં વિચારને પ્રધાનસ્થાન મળે તેવી પદ્ધતિએ કેળવણીનો પ્રચાર ફેલાવાની જરૂર છે અને જ્યાં સુધી ખરી કેળવણીના જોરપર ચઢી આપણી વિચારશક્તિ સ્ફુરતી નથી ત્યાં સુધી કાં તો જે પદ્ધતિએ કામ ચાલતું આવે છે તે જ પદ્ધતિએ ચાલતાં રાત્રિ દિવસ ગણતા રહેવાનું. કે પછી પરદેશીઓની નવી યુક્તિઓના સામું આશ્ચર્ય સાથે મોં ફાડી જોયા કરવાનું જ રહેશે. કેળવણીના ઉપર જણાવ્યા તેવા સત્ય અર્થમાં જ એમ કહેવામાં આવે છે કે '*Knowledge is Power*'-'જ્ઞાન એ જ પરમ સત્તા છે.' હાલમાં કેળવણીનો જે નીચો અર્થ થઈ ગયો છે તે અર્થ તપાસતાં તો ઉપરનું સિદ્ધાન્તવાક્ય તદન ખોટું ઠરે છે અને અનુભવમાં એમ ઠરી ચુક્યું છે કે ભણેલા જ કેવળ નિર્બળ જણાયા છે. જ્ઞાન પરમ સત્તા નથી પરંતુ તે જ આપણી નબળાઇનું કારણ થઈ પડ્યું છે અને આવા દુઃખી અનુભવથી આજકાલના ભણેલાઓમાં ભાગ્યે કોઇ જ બચી શક્યો હશે. જો જ્ઞાન આપણને નિર્બળ કરે તો તે જ્ઞાન જ નથી; તેને ગ્રહણ કરવાની જરૂર જ નથી, તે પવિત્ર નથી, પરંતુ તે જ અઘોર પાપ છે, અને આવા ધર્મસંકટના પાપમાં આપણે કેટલા બધા ફસાયલા છીએ એ કહેવાની કેટલી જરૂર છે!

હિન્દુસ્થાનની ૩૩ કરોડ માણસની ગંજાવર વસ્તીમાં લખતાં વાંચતાં પણ આવડે એવા કેટલાં માણસો છે? માત્ર ગણ્યાંગાંઠ્યાં જ! જે દેશનાં કેળવણીની સ્થિતિ આટલી બધી

રાજ્યસત્તા ચલાવવામાં સુધરેલી પ્રજાને તો માનને બદલે ઘણુ અપમાન જ સમજાવું જોઇએ. અગ્રેજ જેવી કેળવાયલી પ્રજાના હાથ નીચે અને તેની સંપૂર્ણ દયાર્દ્ર દૃષ્ટિની પુષ્ટિમાં ઉછરતી પ્રજા એવી કગાળ સ્થિતિમા રહે કે માત્ર એક વર્ષના કમી વર્ષાદથી તેના કરોડો માણસોનો ભૂખે પોપરો વળી જાય, તેથી રાજ્યકર્તા અધિકારીઓને ઓછુ શરમાવા જેવુ નથી.

સરકાર આપણી એટલી બધી સંભાળ ન લઈ શકે તો પણ આપણા દેશના થોડા થોડા પણ જે ધનવાન્ પુરુષો હોય તેઓ આવા દરિદ્ર દેશના ઋણમાથી કોઈ રીતે મુક્ત થતા નથી. સરકાર મદદ ન કરે તો અમે શુ કરીએ એવી તેમની ખોટી દલીલથી તેમને માથે બેમતું પાપ જરા પણ ઓછુ થવાનુ નથી. ધર્મની વાત તો એક કોરે મુકીએ અને સ્વાર્થ-દૃષ્ટિએ જોતા પણ મોટા શેહેરોમા કળાભવનો કાઢી વિવિધ કળાનુ શિક્ષણ આપવાથી એવા ધનાઢ્ય પુરૂષોને જ ફાયદો છે. ઈગ્લન્ડની વ્યવસ્થામા પણ એ જ સકલના જોવામા આવે છે. ઘણીક પાઠશાળાઓ તો માત્ર વ્યાપારી વર્ગથી જ ચાલતી રાખવામાં આવે છે અને અમુક અમુક કળાના ખાસ અભ્યાસ અર્થે તે જ જાતનો ધધો કરનાર વ્યાપારીઓ જ મોટી રકમોની સ્કોલરશીપો કાઢી પોતાના ધધાની કળાને હરેક રીતે ખીલવવા મચી રહ્યા છે. અમક ધધાના વ્યાપારીએ પોતાના જ ધધાની શોધ ખોળમા વિદ્યાર્થીને પ્રવીણ કરવાને ખર્ચેલા પૈસાનો પ્રથમ લાભ તે જ વ્યાપારીને મળે છે કારણ કે તેની સ્કોલરશીપ લઇને પ્રવીણતાએ પ્હોચેલા માણસને તે જ વ્યાપારી તે ધધામા સર્વોપરી હોવાથી પોતે રોકી લે છે અને તેના જ્ઞાન-માથી મળતો પ્રથમનો નફો લેવાને તે ભાગ્યશાળી થાય છે. પોતે સપૂર્ણ લાભ ભોગવ્યા પછી તે વિદ્યા જ્યારે સર્વત્ર ફેલાય છે ત્યારે તે આખા દેશનુ વિત્ત થઈ સમૃદ્ધિમાં વધારો કરે છે દરેક મોટા વ્યાપારીએ અને ધનાઢ્ય પુરૂષે આવો જ ઉચ્ચ અને વિશાળ હૃદયનો ભાવ રાખવા જોઇએ, અને સ્વાર્થ સાથે સ્વદેશહિત સાધવાને હરેક રીતે પ્રયત્ન કરવા જોઇએ આપણી મીલોના શેઠ લોક જો ધારે તો પોતાની કમાણીમાંથી અગર તો મીલની કમાણીમાથી દર વર્ષ કેટલીક રકમ આવા પુણ્ય કાર્યને માટે વેગળી મુકી તેમાથી એમના ધધાને જ ખીલવવા માટે વિદ્યાની વૃદ્ધિમા તે રોકે તો તેમનો ધધો કેવો સતેજ થાય તેનો દરેક માણસ ખ્યાલ કરી શકે તેમ છે. હજુ સુધી પણ મોટી મોટી મીલો બાધનાર શેઠીઆઓએ આવા પવિત્ર અને સ્વાર્થી ઉદ્દેશ તરફ કેવળ દુર્લક્ષ રહ્યા છે તે બહુ શોચનીય છે. જો તેઓ પોતાના બાળકો તરફની પોતાની આટલી જ પુણ્ય ફરજ બજાવે, અને તેની સાથે પોતાના ગરીબ દેશના સામી દૃષ્ટિ કરે, તો સ્થળે સ્થળે કળાભવનો, ટેકનીકલ શાળાઓ તેમજ બીજી શાળાઓ ઉભી થઈ જાય અને જ્યાં અત્યારે ગરીબાઈ, આલસ્ય, અને ગરીબાઇના દુર્ગુણો લુચ્ચાઈ, દોગાઈ, ઠગાઈ, ચોરી વિગેરે ભરાઇ રહેલા જણાય છે ત્યા દરેક માણસ ઉદ્યમી સ્વાશ્રયી હુન્નર કળામા પ્રવીણ, વિવેકી, ધનવાન, ધાર્મિક, પ્રમાણિક અને બળિષ્ઠ નજરે પડશે દેશની સ્થિતિ કેવળ પલટાઇ જશે અને એ જ ધનાઢ્ય પુરુષોના અતર પ્રેમ, દયા અને આનદથી ઉભરાઇ જતા જણાશે. જ્યારે આપણા ધની પુરૂષો પોતાનો ખરો સ્વાર્થ સમજશે, જ્યારે પોતાના દેશના કલ્યાણમા જ પોતાનુ ખરૂ કલ્યાણ જોતા થશે, જ્યારે પોતાના બાળકો તે દેશના બાળકો છે એમ ખાતરી પૂર્વક માનશે ત્યારે ઉપર જોયો તેવો આપણો સસાર એક પલવારમા સ્વર્ગીય સસારમા પલટાઇ જશે. આપણા દેશમા ટાટા જેવા ઘણા વ્યાપારીઓની ખોટ છે, મારુશોરના રાજા જેવા સ્વદેશી રાજાઓની મોટી જરૂર છે.

અંગ્રેજ સરકારને પગલે પગલે ચાલી કેળવાયલા અને રાજ્યકરતાં શીખેલા દેશી રાજાઓ અંગ્રેજ સરકારની રાજ્યબુદ્ધિને વટાળી આગળ નીકળી જાય એ અંગ્રેજ સરકારને શરમાવા જેવું છે. કેળવણીનો સ્વાદ પ્રથમ આ રાજ્યમાં ચાખી તૈયાર થએલા ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં ફરજીઆત કેળવણી દાખલ કરી એ સાંભળતાં અંગ્રેજ સરકારને નીચું ઘાલવા જેવું થયું છે. ગાયકવાડ સરકારે પોતાની રૈયતને સુખી કરવાનું ખરૂં સાધન ખોળી કાઢી તરત તેનો ઉપયોગ કરવામાં રાજાને છાજે તેવું ડાહાપણ વાપર્યું છે અને તેમનો દૃષ્ટાન્ત જોઇને પણ સરકાર હવે હિન્દુસ્થાનની પ્રજાના ભવિષ્યને ઉજળું કરવા ગાયકવાડ જેવું ધૈર્યવાળું પગલું ભરે એ જ સર્વ સ્વદેશી દીર્ઘદર્શીઓની ઇશ્વરપ્રતિ પ્રાર્થના છે. વિદ્યા આપી શયાજીરાવે પોતાની મૃત્યુપ્રાય થઇ ગએલી પ્રજાને જીવનદાન આપ્યું છે અને થોડાક વખતમાં તેનું જે આનંદકારક પરિણામ આવશે તે અવસ્ય ગાયકવાડ મહારાજાને આનંદને શિખરે બેસારવા સમર્થ થશે. ગાયકવાડ સરકારની આવી પ્રશંસનીય રાજ્યપદ્ધતિ અનેક રીતે ઇચ્છવા યોગ્ય છે.

( અપૂર્ણ. )

મગનભાઈ ચતુરભાઈ પટેલ.

---

## સ્ત્રીઓએ શું વાંચવું અને કેવી રીતે વાંચવું.

( અનુસન્ધાન પૃ૪ ૪૨૫ થી. )

ઇતિહાસના વાંચનથી મનુષ્યને ઘણું શીખવાનું મળે છે. જનસમાજની પ્રજાઓની ચઢતીપડતીનાં ચિત્ર ઇતિહાસ આપણી નજર આગળ ખડાં કરે છે. દુનીઆમાં કેવાં કેવી પ્રજાઓ થઇ ગઇ, તેમણે કયે માર્ગે ગતિ કરી અને તેથી શાં પરિણામ આવ્યાં તે ઇતિહાસદ્વારા જાણી શકાય છે. પ્રજાની ચઢતીપડતીનાં કારણ ભૂતકાળમાં કયાં થયાં છે તે જાણી તેમાંથી સારો માર્ગ ગ્રહણ કરવાની વૃત્તિ થાય છે. બુદ્ધિ એથી વિકાસ પામી મનની દૃષ્ટિમર્યાદા વધે છે અને મનનું સાંકડાપણું દૂર થાય છે. માટે જગતની તમામ મોટી પ્રજાઓનો ઇતિહાસ વાંચવાની જરૂર છે.

ઇતિહાસ પ્રજાનાં જીવનચરિત્ર છે. તે વાંચવાની જેમ આવસ્યકતા છે તેમ વ્યક્તિઓનાં જીવનચરિત્ર પણ વાંચવાં આવસ્યક છે. ચારિત્ર્ય (character) કેમ ઘડાય છે, મહાન સ્ત્રી પુરુષો કેવી રીતે મહત્તા પામ્યાં છે અને તેમના જીવનમાં કેવાં પરિવર્તન થયાં છે એ જાણ્યાથી આપણો આત્મા ઉન્નત થાય છે અને સદ્વર્તન તરફ વૃત્તિઓ દોરાય છે. માટે ખાસ કરીને મનની વૃત્તિઓનું બંધારણ પરિપક્વ ન થયું હોય તેવી ઉમરમાં એટલે બાળપણમાં અને જુવાનીમાં જીવનચરિત્રો વાંચવાથી મન પર તેની પ્રબળ છાપ પડે છે અને સુમાર્ગ ગ્રહણ કરી શકાય છે.

મુસાફરીના વર્ણનો વાચ્યાથી પણ મનની ભાવનાઓ વિસ્તાર પામે છે. દેશ દેશના લોકના વર્ણન, રીતરીવાજ તથા કુદરતી દેખાવની હકીકતો વાચવાથી બુદ્ધિ વિકાસ પામે છે અને મનને આનંદ મળે છે, સાહસિકતા શીખાય છે અને જાતે મુસાફરી કરવાની અશક્તા હોય તો તેની ખોટ કાઇક દરજ્જે પૂરી પડે છે

કાવ્ય, નાટક–સારા કાવ્યો અને નાટકો–મનુષ્યને એક અનુપમ આનંદનો આસ્વાદ કરાવે છે. આ દુનીઆની પેલી પાર લઇ જાય છે. અને તે દ્વારા ઘણા સત્યોનું, તત્ત્વજ્ઞાનનું અને જનસ્વભાવનુ આપણને દર્શન થાય છે આથી નીતિ તરફ આપણુ વલણ મજબૂત થાય છે

નવલકથાઓ વાચવાથી પણ તેમા રહેલુ નીતિતત્ત્વ આપણને લાભ કરે છે અને તેમા રચનાની કલા અને સુંદરતા મનને આનંદ આપે છે અતિશય લાગણીઓને ઉશ્કેરી મૂકે તેવા નવલકથાના પુસ્તક વાચવા યોગ્ય નથી પણ શાંત રીતે મનપૂર્વક વાચી તેમાથી કાઇ શિક્ષણ મેળવાય એવી નવલકથાઓ વાચવાથી અવશ્ય લાભ થાય છે મનુષ્યનો સ્વભાવ એવો છે કે તને સીધી રીતે કહીએ તો ઉપદેશ ધ્યાનમા ઉતરતો નથી અને આડકતી રીતે દીધેલો ઉપદેશ તેને ગળે ઉતરે છે નવલકથાઓ પાત્રોના વર્તનદ્વારા, એ વર્તનના પરિણામદ્વારા મનુષ્યને ઉપદેશ આપે છે અને એ ઉપદેશ સરલતાથી માણસના મન પર અસર કરે છે સારા પાત્રો તરફ સારી લાગણી અને નીચ પાત્રો તરફ ધિક્કાર એવી વૃત્તિ સારી નવલકથાઓ વાચતે થાય છે એવા વાચનથી નીતિ પોષાય છે અને આનંદ મળે છે માટે હદમા રહી શિષ્ટ લેખકની નવલકથાઓ વાચવી જરૂરની છે તે ઉપરાત ભારે વિષયો તરફથી મગજ નિવૃત્તિ માટે ફેરફાર તરીકે પણ નવલકથાઓ ઉપયોગી કાર્ય બજાવે છે

ધર્મગ્રન્થો વાચવા એ સર્વ કોઇ જાણે છે પણ એ વાચવામા ક્રમ અને સરકારની જરૂર છે તે સર્વ કોઇમા હોઇ શકતા નથી. આપણી સ્ત્રીઓ ધર્મગ્રન્થો તરફ સારો ભાવ રાખે છે એ ખરૂ છે પણ તેનુ રહસ્ય સમજવાની જરૂર છે ધર્મગ્રન્થોનુ મનન કરી વર્તનમા તેની છાપ રહે ત્યારે તે વાચ્યુ સાર્થક છે નહિ તો નિત્યનિયમ પ્રમાણે ગીતાનો કે શિક્ષાપત્રીનુ કે ભાગવતનો પાઠ કર્યાથી કાઇ ફલ નથી તેમ જ સંસ્કૃત જાણ્યા વગર તે પુસ્તકનો સંસ્કૃતમા માત્ર પોપટીઆ પાઠ કરવાથી તો માત્ર કાલક્ષેપ જ થાય છે અર્થ સુદ્ધા પૂરૂ સમજીને વાચવુ તેનુ નામ જ વાચન છે હાલ ઘણા સંસ્કૃત ધર્મપુસ્તકનાં ગુજરાતીમા ભાષાન્તરો થાય છે તો તેનો લાભ લેવાને સર્વને વિનતિ છે તેમ જ જગતના જૂદા જૂદા ધર્મોના ગ્રન્થોનુ અધ્યયન પણ ધાર્મિક વૃત્તિ વિશાલ કરવાને સહાયભૂત થઇ શકે તેમ છે આપણા ધર્મપુસ્તકો ઉપરાંત જગતના અન્ય મુખ્ય ધર્મોના ગ્રન્થોમા ઘણા સત્યો દીઠામા આવશે. અને તે વાચવાથી સર્વ ધર્મ પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન થશે ઇશ્વરને પામવાને જુદા જુદા સમયમા અને જુદા જુદા દેશમા કેવા પ્રયાસ, કેવા તત્ત્વચિંતન થયા છે તે જાણવાથી મનુષ્ય પોતાના પ્રયાસ ખરી દિશામા વાળી શકે છે અને જ્ઞાનનો વિસ્તાર કરી શકે છે ધર્મના પુસ્તકો તો આપણા બેનો સામાન્ય રીતે વાચે છે પણ તેમાનુ રહસ્ય સમજતા નથી માટે તે તરફ લક્ષ આપવાની જરૂર છે જેટલા પ્રાચીન ગ્રન્થો તે સર્વ ધર્મના છે તથા તેમા જે

કહ્યું હોય તે પરસ્પર વિરુદ્ધ હોય તો પણ સત્ય છે એવી અંધ શ્રદ્ધા આપણાં સ્ત્રીઓમાં વિશેષ જોવામાં આવે છે. મહાભારત, રામાયણ અને બીજાં પુરાણો એ ગ્રન્થો અને સાથે ગીતા, વેદાન્ત, ઉપનિષદ્ બધાં એક જ દૃષ્ટિબિન્દુથી વંચાય છે. તેમાંથી જે વાંચીએ તે સત્ય છે, તેમાં સત્યાસત્યના વિવેકની જરૂર નથી, બલ્કે તેનો અર્થ પણ સમજવાની જરૂર નથી, માત્ર વાંચવાથી જ શ્રેય થાય એવી માન્યતા ભૂલ ભરેલી છે. તેથી બુદ્ધિનો વિકાસ થવાને બદલે મનમાં જડતા આવે છે અને એથી થતી વૃત્તિ તે ખરી ધર્મવૃત્તિ નથી, માત્ર પરંપરાથી ચાલતી આવેલી રૂઢિને અનુસરીને વાંચવું એટલું જ રહે છે. કોઈ પણ વિષયનું અધ્યયન વિચારપૂર્વક ન થાય તો તે અધ્યયન કર્યું ને ન કર્યું બરોબર છે. ધર્મના ગ્રન્થો વાંચી તેથી મળતી ઉચ્ચ ધર્મભાવના ગ્રહણ થાય તો જ તે ગ્રન્થો વાંચવાનું પ્રયોજન છે.

તત્ત્વચિંતનનો વિષય ગહન છે તેથી ઘણાંને તેમાં રસ પડતો નથી. તેમ છતાં આ સૃષ્ટિ, મનુષ્યઆત્મા, અને તેના સંબંધનું યત્કિંચિત્ જ્ઞાન હોય તો આપણી દૃષ્ટિ સીધી રહી શકે છે. ધર્મના વિષયમાં તત્ત્વચિંતન ઘણી સહાયતા કરે છે. એ બંનેને ઘણો ગાઢો સંબંધ છે. અને ઘણા ગ્રન્થો એવા છે કે એમાં બંનેનું મિશ્રણ થએલું જોવામાં આવે છે. એ વિષય ઘણાંને શુષ્ક લાગશે પણ એનાં મૂળતત્ત્વો, તથા જગતના મુખ્ય તત્ત્વચિંતકોના સિદ્ધાંતોનું ઉંડું નહિં તો સાધારણ જ્ઞાન મેળવવું દુર્લભ નથી.

શાસ્ત્રીય અથવા પદાર્થવિજ્ઞાનનું જ્ઞાન ઘણું જરૂરનું છે. એથી વ્યવહારમાં ઉપયોગિતા થાય છે અને ઘણી બાબતો વિશે આપણું અજ્ઞાન દૂર થઈ સત્ય માલમ પડી આવે છે. આ વિષયની ઘણી શાખાઓ છે. તે પ્રત્યેકનો પૂર્ણ અભ્યાસ એક મનુષ્યથી થવો અશક્ય છે. માટે તેની શાખાઓનું સામાન્ય જ્ઞાન મળે તેવાં અને તેમાંથી વિશેષ વ્યવહારોપયોગી ભાગને લગતાં પુસ્તકો વાંચવાથી ઘણો લાભ છે. રસાયન, વૈદક, ગણિત, ખગોળ, ભૂતળ, અર્થશાસ્ત્ર, એ વગેરે વિષયો પર સાધારણ માણસોથી સમજાય તેવાં (popular treatment વાળાં) પુસ્તકો વાંચવાથી સામાન્ય જ્ઞાન વધે છે અને ઘણાક વહેમ અને અજ્ઞાનનો નાશ થાય છે.

એ રીતે પુસ્તકો શાં વાંચવાં તે કહ્યું. તેમાં કેવી રીતે વાંચવું એનો પણ ઘણો ખરો સમાવેશ થઇ ગયો છે. કેટલાક વિષયો પર ઝીણી વિગતવાળાં પુસ્તક વાંચવાની જરૂર રહે છે અને કેટલાકનાં સામાન્ય તત્ત્વો વાંચવાથી ચાલે તેમ છે. દરેક વિષયનો પરિપૂર્ણ અભ્યાસ થાય તો ઉત્તમ પણ કોઈ એક મનુષ્ય તેમ કરવા અસમર્થ છે. આખા જગતની સર્વ મોટી પ્રજાઓનો ઇતિહાસ વિગતવાર વાંચવાની અનુકૂલતા ન હોય તો તેનાં ટુંકાં સ્વરૂપનાં પુસ્તકોનું અધ્યયન કરવું. જીવનચરિત્રોમાં બનતા સુધી આખાં પુસ્તક વાંચવાની જરૂર છે. તેમ ન બને તો મોટાં જીવનચરિત્રોના સાર રૂપ લેખો વાંચવા. કાવ્ય નાટકના પણ ખંડ વાંચવાથી જોઇએ તેવો લાભ નથી થતો. તેમ જ ધર્મ અને તત્ત્વચિંતનમાં પણ સારરૂપ ગ્રન્થથી મૂળ ગ્રન્થની ખરી ખૂબી સમજાતી નથી. પદાર્થવિજ્ઞાન અને વિદ્યાના વિષયમાં ટુંકા ગ્રન્થો ચાલે. સામાન્ય વ્યવહાર માટે સાર અને મૂળતત્ત્વો વાંચી ચલાવી શકાય છે. વાર્તા નવલકથાઓ તો પૂરી જ વાંચી શકાય. બધાં પુસ્તકો પરિપૂર્ણ રીતે વાંચવાનો અવકાશ તેમ જ શક્તિ સર્વને નથી હોતી, માટે જેટલું વંચાયું, તેટલો લાભ એમ ધારી સારાં પુસ્તકો ઓછામાં ઓછાં વાંચવાં.

આપણામાં ગૃહકાર્યનો જેમને ઓછો બોજો છે તેમને તે જ સ્થિતિના પુરુષો કરતાં વધારે ફુરસદ મળે છે. ગૃહકાર્ય માટે નોકર નફરો રાખનાર કુટુંબોમાં પણ પુરુષ વર્ગને ધંધો અને સાર્વજનિક કાર્ય કરવાનાં હોય છે, તેથી પુરુષોને થોડો અવકાશ મળે છે પરંતુ તે વર્ગની સ્ત્રીઓને પુષ્કળ વખત મળે છે. માટે જેમને વખત મળે તેઓએ તે નિરર્થક ન ગુમાવતાં આત્મોન્નતિનાં પ્રયાસમાં—જ્ઞાન સંપાદન કરવામાં એટલે પુસ્તકો વાંચવામાં તે કહાડવો. જેઓને માથે ગૃહકાર્યનો ભાર છે તેઓ પણ કાંઇક તો નવરાશ મેળવે છે જ. રાત દિવસ કામ કરનાર પણ ફુરસદ મેળવી આડોશી પાડોશીને ઘેર જઈ કાંઇક નવી વાત જાણી આવે છે. તો તે સાથે કાંઇક સ્વપ્રયાસથી મનને કેળવવાની વૃત્તિ થાય તો કેવું સારૂં! સારા વાંચનના લાભ અને તેથી મળતો આનંદ એ બંને સૂચવી તેનો સાક્ષાત્કાર કરાવવો એ સ્ત્રીઓના સહવાસી સંસ્કારી પુરુષોનો ધર્મ છે. તેમ ન થાય અને સત્ય માર્ગે તેમને દોરવામાં ન આવે તો દોષ ન દોરનારનો, બેદરકારી રાખનાર પુરુષોનો લેખાશે.

પુસ્તક વાંચવામાં ધીરજથી અથથી તે ઇતિ સુધી વાંચી જવાની જરૂર છે. ઘણાંક વચ્ચે વચ્ચે વાંચી કુદાવી કુદાવી છેવટ શું છે તે જાણી પર્યાપ્તિ માને છે. પણ એ રીત પસંદ કરવા જેવી નથી. તેથી ઇષ્ટ ફળ મળતું નથી. વળી કેટલાંક એક પુસ્તક હાથમાં લીધું કે રાત દહાડો તેની પાછળ ખાવા પીવાનું છોડી પૂરૂં કરી નાંખે છે એ પણ ખરી રીત નથી. એવી રીતે વાંચેલા પુસ્તકમાંથી જે ધ્યાન રાખી સમજવાનું તે સમજાતું નથી. માટે ધીમાશથી એક ચિત્તે ફુરસદે ફુરસદે પુસ્તક વાંચવું. જે ભાગ ન સમજાય તે મૂકી દેવો એ પદ્ધતિથી વાંચનાર પણ હોય છે. પણ એ વાંચ્યાથી શું ફળ? ગ્રન્થકર્તા કાંઇ આપણને જ્ઞાન આપવા માગે તે ગ્રહણ કરવા તો આપણે તત્પર ન હોઇએ તો વાંચવું શા સારૂ? ન સમજાય તે આપણાથી અધિક સમજનારને પૂછી સમજીને જ આગળ વાંચવું. બધા વિષયોનું જ્ઞાન તાજું રહે માટે ફરતા ફરતી તમામ બાબતોનાં પુસ્તકો વાંચવાનાં ચાલુ રાખવાં. આત્માની ઉન્નતિ એ વાંચવાનો હેતુ છે એ ધ્યાનમાં રાખી જે વાંચવું તે વાંચવું. એકનું એક પુસ્તક એક જણ વાંચીને કહાડી નાંખે છે અને તે જ પુસ્તકના વાંચનથી બીજા સંસ્કારી વાંચનારને તેની અંદર રહેલાં સત્યો સમજવા ઉપરાંત અનેક નવાં સૂચન થાય છે. તો કાંઇક નવું સૂચન થાય એવી આશાથી, એવા દૃષ્ટિબિન્દુથી વાંચવું જરૂરનું છે. દરેક પુસ્તક નિશાળના પાઠ યાદ રાખવાની પદ્ધતિથી વાંચવાની જરૂર નથી તથાપિ વાંચીએ છીએ તે કાંઇ ગંભીર કામ છે એવી મનોવૃત્તિ રાખી વાંચવાની ટેવ રાખી, ઉપલક ઉપલક વાંચી જવાની ટેવ ન રાખવી. વાંચીને તેના પર મનન કરવું. અને દરેક પુસ્તકમાંથી સાર ગ્રહણ કરવો. તેમાંથી શીખવા જેવું શું છે એ યાદ રાખવું અને વારંવાર એવા મનનથી આપણા સ્વભાવ પર—આપણી વૃત્તિઓ પર—અસર થયા વિના રહેશે જ નહિં.

પરંતુ ઉપર કહ્યા તે સર્વ વિષયો પર આપણી ભાષામાં જોઇએ તેટલાં અને જોઇએ તેવાં પુસ્તકો નથી. તેથી અંગ્રેજી ભાષાના જ્ઞાન વિના ચાલે તેમ નથી. એ સાથે દેશના હિતેચ્છુઓએ આપણી સ્વભાષામાં પુસ્તકોનો સમૂહ વધારવા પ્રયાસ કરવાની જરૂર છે. જેમને ઈશ્વરે શક્તિ અને અનુકૂલતા આપી હોય તેમણે એ દિશામાં પ્રયાસ કરવાની આવશ્યકતા છે. પણ એ પ્રયાસ સફળ થવાનો આધાર વાંચનાર વર્ગ ઉપર છે. વાંચનાર જનસમાજના

ઉત્તેજનથી જ લેખકો પ્રેરાય છે અને તેમની વૃત્તિઓ અને વલણને અનુકૂળ પુસ્તકો લખાય છે. જે જે જાતનાં પુસ્તકો વધારે વંચાય છે તે જાતનાં પુસ્તકોનો સમૂહ વધતો જાય છે. તેમ જ લેખકોનો ધર્મ પણ વાંચનારને ખરે માર્ગે દોરવાનો છે. વધારે ઇષ્ટ વૃત્તિઓ અને વલણોના વિષય પર પુસ્તકો લખી વાંચનારને તે તરફ પ્રેરવાં એ લખનારાનું કર્તવ્ય છે. લખનાર અને વાંચનાર અન્યોન્યાશ્રયે રહેલાં છે. બંનેને પરસ્પરની અસર થાય છે અને બંને એક બીજા પર કાંઈક સત્તા ભોગવે છે.

પુસ્તકો ઉપરાંત ચોપાનીઆં અને વર્તમાનપત્રો એ પણ વાંચનમાં જ ગણાય. પરંતુ તેમાંના લેખો ટુંકા હોય છે અને ઘણાખરા તે કાળને ઉપયોગી જ હોય છે. તે વખતને લગતા બનાવો, તે કાળનું સાહિત્ય અને રાજ્યસંબંધે એમાંના લેખ હોય છે. એની કિંમત સ્થાયી પુસ્તકો કરતાં કાંઇક ઓછી ગણાય છે. તથાપિ વાંચનાર વર્ગને તેમની સેવા જેવી તેવી નથી. ઘણા વિષયો એવા છે કે તેને માટે આખા પુસ્તકની જરૂર હોતી નથી, તેમ જ ઘણા વિષયોને સુલભ કરવા માટે, થોડા વખતમાં વંચાવાને માટે ચોપાનીઆંના ટુંકા લેખોના રૂપમાં લખવાની જરૂર રહે છે. માટે ઘણા સામાન્ય વિષયોનું જ્ઞાન મેળવવાનાં ચોપાનીઆં સાધન છે. યથાશક્તિ તેમાંથી જે બને તે વાંચવાં. તેમ જ વર્તમાનપત્રો વાંચવાની પણ જરૂર છે. હાલના દોડતા જમાનામાં, જગતમાં હજારો નવીન વ્યવસાયો અને પ્રવૃત્તિઓના જમાનામાં વર્તમાનપત્ર ન વાંચનાર એક આંધળા મનુષ્ય સરખું લેખાય છે. દુનીઆમાં ચારે તરફ શું બની રહ્યું છે, ક્યાં ક્યાં કઇ પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે જાણીએ નહિં તો આપણે એક જમાનો પાછળ રહ્યાં છીએ એમ માનવું પડશે. ઘણી ખબરો ઘણા બનાવો અને દુનીઆને પેલે છેડે બનતી હકીકતોની માહિતી આપણે વર્તમાનપત્રો દ્વારા મેળવી શકીએ છીએ. તેમ જ આપણા પોતાના દેશમાં બનતી બીનાઓ જાણી શકીએ છીએ. દેશના જનોને પ્રજા તરીકે એકત્વમાં આણવાના સાધન રૂપે વર્તમાનપત્ર હાલના જમાનામાં બહુ મોટો દરજ્જો ભોગવે છે. વર્તમાનપત્ર—સારાં વર્તમાન પત્રના અભિપ્રાય તે પ્રજાના અભિપ્રાય મનાય છે માટે તેનું જેટલું મૂલ્ય ગણીએ તેટલું ઓછું છે. એવા એક મહાન સાધનની અવગણના ન થવી જોઇએ. જેમ પુરુષોને તેમ સ્ત્રીઓને પણ આપણી આસપાસ શું બને છે તે જાણવાની આવશ્યકતા રહે છે. વળી સ્ત્રીઉપયોગી ખાસ પુસ્તકો પ્રત્યેક સ્ત્રીએ વાંચવાં એ જરૂરનું છે. છોકરાં ઉછેરવા સંબંધી, માંદાંની માવજત અને આરોગ્યના નિયમો, ગૃહવ્યવસ્થા વગેરે બાબતોનાં માત્ર સ્ત્રી ઉપયોગી પુસ્તકો સર્વ સ્ત્રીઓ વાંચશે એવી આશા છે.

આ રીતે વાંચન સંબંધી કાંઈક સૂચનાઓ કરવાની હિંમત મેં ધરી છે. આપ સર્વને મારી વિનંતિ છે કે તેમાંની યોગ્ય લાગે તેને અનુસરી વાંચનનો શોખ જેમ બને તેમ વધારવા પ્રયત્ન કરશો. વાંચનના અનેક લાભ છે. મનુષ્યનો દેહ પ્રાપ્ત થયો છે તો તેનું સાર્થક કરવામાં સારૂં વાંચન એ એક મુખ્ય સાધન છે. પશુપક્ષીઓ જ્ઞાન વધારી શકતાં નથી. આપણ મનુષ્યો ઉત્કૃષ્ટ સૃષ્ટિ હોઇ આપણું પોતાનું જ્ઞાન વધારી તેનો લાભ બીજાને આપી શકીએ છીએ. જે મહાન પુરુષોએ પોતાના જ્ઞાન અને અભ્યાસના ફલ રૂપે પુસ્તકો લખી સર્વ મનુષ્ય પ્રજાને ઉપકૃત કરી છે તેમનો આભાર થોડો નથી. તેઓ તો પોતાનું જીવન સફલ કરી ગયા છે. આપણે તેનો લાભ ન લઇ આપણું જીવન સફલ કરવામાં ચૂકીએ તો દોષ આપણો પોતાનો જ છે. પુસ્તકો સુખમાં તેમ જ દુઃખમાં આપણા ખરા સાથી છે.

વિકટ પ્રસંગે મનુષ્ય મિત્રો આપણો ત્યાગ કરશે પણ મહાન ગ્રંથકારો આપણી સાથે સદૈવ છે. પુસ્તકોના વાંચનરૂપી ધન એવું છે કે સર્વ કોઈ તે પ્રાપ્ત કરી શકે તેમ છે. સર્વ કોઈ સ્વપ્રયાસ અને સબળ ઇચ્છાથી જ્ઞાન મેળવવા અધિકારી થઈ શકે છે. તેમાં કોઈ અડચણ કરી શકતું નથી. એ જ્ઞાન કોઈ લૂટી લેનાર નથી તેમ જ વાપરવાથી ખુટનાર નથી. માટે આવી અમૂલ્ય વસ્તુ જે જ્ઞાન તે પ્રાપ્ત કરવામાં તત્પર થવા મારી નમ્ર વિનંતિ છે. એ જ્ઞાન મેળવી આપનાર પુસ્તકો, તેનું નવરાશના વખતમાં યોગ્ય રીતિએ અધ્યયન કરવા જેવો ઉત્તમ ઉપયોગ ફુરસદનો એકે નથી. વિકટ પ્રસંગે પુસ્તકો આપણને સલાહ આપે છે. આપણે ગમે તેવા મનના ભાવ બદલીએ પણ પુસ્તક રૂપી આપણા સાચા મિત્રો સદૈવ એક જ ભાવ આપણી તરફ રાખે છે. તેવા મિત્રોનો ત્યાગ ન કરતાં હમેશ તેમની સોબત કરવાથી આપણું જીવન ઉન્નત થઇ મનુષ્યજન્મ પામ્યાનુ સાર્થક્ય કરી શકીશું એ નિઃસંશય છે.

સૌ. વિદ્યા.

---

## સ્વદેશી—અંકગણિત.*

### મનોયત્ન—૨.

'બંગભંગ' 'સ્વદેશી હિલચાલ', મિ. મોર્લએ પ્રજાપક્ષ માટે દેખાડેલું માન, રાજકુંવર સાથે અત્રે આવેલા ઇંગ્લંડના વર્તમાનપત્રકારોના પ્રતિનિધિઓએ કરેલી ચર્ચા, અને મિ. ગોખલેએ ઇંગ્લંડમાં કરેલાં સંભાષણો—આ સર્વએ મળીને ઇગ્લંડમાં હિન્દુસ્તાનના મહાપ્રશ્નો તરફ ત્યાંના લોકનું લક્ષ ખેંચ્યું છે, અને લંડન ટાઇમ્સ્ જેવાં પત્રોએ પણ પ્રજાપક્ષના વાદનું ખંડન કરવાનું આદરી 'વેરભાવે ભગવાન' ભજવાનું પુણ્ય આરંભ્યું છે. હિન્દુસ્તાન અને ઇગ્લંડ એક જ તારના બે છેડા છે, અને એક છેડે થતા ઝણકારા બીજે છેડે સંભળાય એ બ્રિટિશ સામ્રાજ્યના તથા હિન્દના હિતમાં બહુ જ ઇચ્છવા જોગ વસ્તુસ્થિતિ છે. કૉન્ગ્રેસની ફરિયાદો વગરવિચાર્યે ફેંકી ન દેતાં એ પોતાના સમર્થનમાં જે આંકડાઓ રજુ કરે છે તેનો રદીઓ સ્હામા પક્ષે આપવો પડે છે, અને તે સર્વ લંડન ટાઇમ્સ્ જેવા પત્રમાં, એ પ્રજાપક્ષના સૂર્યનો અરુણોદય છે.

---

* આ વિષય કેટલો નીરસ છે એ અમે સારી પેઠે જાણીએ છીએ; પણ તે સાથે એ પણ જાણીએ છીએ કે આ સંસારમાં ઘણા નીરસ વિષયોને સરસ કરી લેવા પડે છે—સ્વાર્થ ખાતર કરજદારના મંકોડીઆ અક્ષરવાળો હિસાબ પણ રકમે રકમ તપાસી જઇએ, અને વકીલાતનો ધન્ધો કરતા હોઇએ તો જૂજ ફી ખાતર મારવાડીના વીસ વર્ષના ગંધાતા ચોપડા પણ ઉથામીએ. તો આ સ્વદેશહિતના વિષય માટે આપણે કાંઈ જ વખત ન કાઢીએ? એક સ્વદેશબન્ધુએ ૮૨ વર્ષ સુધી દેશ ખાતર અહર્નિશ આ જ કામ કર્યા કર્યું, તો આપણા જેવા અલ્પ મનુષ્યો ઉપર વર્ષમાં બે ચાર વખત બે ચાર કલાક પણ—આ વિષય ખાતે કાઢવાની ફરજ નથી? ઘરનું સરવૈયું ગણવામાંથી થોડોક વખત કાઢી આવા વિષયોનું શાસ્ત્રીય અધ્યયન કરીને, સમજદાર અને પ્રામાણિક લોકમત પુષ્ટ કરવામાં અમારા વાચકો ભાગ લેશે એવા ઉદ્દેશથી આવા લેખ વસન્ત-ઑફિસ તરફથી લખવામાં આવે છે. તન્ત્રી.

મિ. મોર્લિએ હિન્દી બજેટ ઉપરના પોતાના ભાષણમાં આપણા દેશની આર્થિક સ્થિતિ વિષે જે વિચારો દર્શાવ્યા હતાં તે સ્હામે મિ. હિન્ડમન નામના આ દેશ સાથે દિલસોજી ધરાવનાર એક પ્રસિદ્ધ 'સોશ્યલિસ્ટ' ગૃહસ્થે "Our Dead Failure in India" 'હિન્દુસ્તાનમાં થએલી આપણી અત્યન્ત નિષ્ફળતા' એ મથાળાનો એક પત્ર લંડન 'ટાઇમ્સ્' માં લખ્યો હતો. હિન્દુસ્તાન દરિદ્ર થાય એમાં અંગ્રેજોના રાજ્યની 'નિષ્ફળતા' રહેલી છે એ વિચાર તો ઉત્તત છે જ; પણ તાબાના દેશના દારિદ્રય માટે બેદરકારી ન બતાવતાં એ દેશ દરિદ્ર થતો નથી એમ સિદ્ધ કરવા બેસવું એ પણ લજ્જાળુ—અધર્મ થકી લજ્જા પામતા—હૃદયની નિશાની છે. અને તેથી મિ. હિન્ડમન સાથે, મિ. મૉરિસન, મિ. સૅમ્યુઅલ સ્મિથ અને મિ. મૅકમિન, જેઓએ મિ. હિન્ડમનના લેખનો ઉત્તર વાળ્યો છે, તેઓનો પણ ઉપકાર માનીએ છીએ—અને ખાસ કરીને એટલા માટે કે તેઓએ ઉગ્ર મુદ્‌ગરપ્રહાર કર્યા છતાં પણ મિ. હિન્ડમનના વાદનો—એટલે કે પ્રજાપક્ષની ફરિયાદનો—કેટલોક ભાગ ચૂર્ણ થયા વિનાનો રહ્યો છે અને એ રીતે એ ભાગ વધારે દૃઢ અને સબળ બન્યો છે.

મિ. હિન્ડમન અને એના પ્રતિપક્ષીઓ વચ્ચે જે પ્રચંડ વાદવિવાદ થયો તેમાંથી, નિરૂપણની સરળતા અને ચોખવટ ખાતર, મુખ્ય મુદ્દા તારવી કાઢી, તે ઉપર પડેલો મતભેદ અત્રે વાચકને સમજાવીશું. એ મુદ્દા નીચે મુજબ હતા:—

(૧) હિન્દુસ્તાનની આયાત કરતાં નિકાસ કેટલો વધારે છે?
(૨) એથી હિન્દુસ્તાન દિનપરદિન વધારે દરિદ્ર થતું જાય છે એમ ફલિત થાય છે?
(૩) વ્યાપાર અને ઉદ્યોગ અર્થે ઇંગ્લંડમાંથી વ્યાજે ઉપાડેલી રકમ ઉપર જે વ્યાજ ભરવું પડે છે એ પૈસો દેશમાંથી તણાઈ જતો માનવો કે કેમ?

(૧) મિ. હિન્ડમન આ રકમ ત્રણ કરોડ, પાઉંડ ગણે છે. મિ. મૅકમિન એને ઘણી ઘટાડી નાંખે છે—૧૯૦૫ માં એક કરોડ, અને સરેરાશ એથી પણ ઓછી ગણે છે—અને તે આ રીતે:—

મિ. મૅકમિન કબુલ કરે છે કે મિ. મોર્લિએ ૧૯૦૪ માં આ તફાવત ૩.૬ કરોડ પાઉંડ જણાવ્યો હતો; પણ તેમાં આયાત ખાતે ૧.૫ કરોડ પાઉંડ બિનસિક્કાના સોનારૂપાના (bullion) ગણવાના રહી ગયા હતા. અને તેથી ખરૂં જોતાં આ તફાવત માત્ર—

| | |
|---|---|
| ૩.૬ કરોડ પાઉંડ | મિ. મોર્લિએ ગણેલો (૧૯૦૪ માટે). |
| — ૧.૫ " | આયાત ખાતે ગણવા રહી ગએલા તે આયાતમાં ઉમેરી લેતાં પૂર્વોક્ત તફાવતમાં ઘટાડો. |
| ૨.૧ કરોડ પાઉંડ. | |

આટલો જ થવો જોઇએ. પણ સરેરાશ ગણતરીએ તો આથી પણ ઓછો થાય છે. ૧૯૦૪ ના સારપત્રક (Statistical abstract) માં તે પહેલાંનાં ૭ વર્ષમાં સરેરાશ તફાવત ૧.૭૫ (પોણા બે) કરોડ પાઉંડ બતાવ્યો છે.

પણ વધારે સૂક્ષ્મતાથી વિચારી જોતાં આ રકમ પણ બરાબર નથી. એમાં નિકાસને અંગે, અફીણની કિંમત ન ગણતાં, ચીન મોકલવાને માટે સરકારી ઇજારાથી જે કૃત્રિમ કિંમત બને છે તે ગણવામાં આવી છે. અને એ જ પ્રમાણે ચાહ ઉપરનો સરકારનો નફો પણ નિકાસના આંકડામાં જ ગણવામાં આવ્યો છે. પણ ખરૂં જોતાં અફીણ અને ચાહ ખાતાની આ ઉપજ—જે ૩૫ લાખની અંકાઇ છે તે—અત્રે સરકારની તીજોરીમાં જ પડે છે અને તેથી એ નિકાસના આંકડામાં દાખલ થવી ન જોઇએ.

બીજું—વિલાયતથી અત્રે જે માલ આયાત થાય છે તેની કિંમત વિલાયતથી નિકાસ થતી વખતે ૪.૪ કરોડ પાઉંડ ત્યાં મંડાએલી હોઇ, તેમાં સેંકડે પંદર ટકા એટલે ૬૬ લાખ રસ્તાની ખરાજાત વગેરેના ચઢી, અત્રે આયાત વખતે તેની કિંમત—

૪.૪ કરોડ.
.૬૬ કરોડ.
———
૫ કરોડ

પાંચ કરોડ થવી જોઇએ. તેને બદલે તે ૪.૩ કરોડ અંકાઈ છે! આનું ખરૂં કારણ એ છે કે અત્રે આયાતી જકાત ઓછી ભરવી પડે તેટલા માટે વેપારી તરફથી થોડી કિંમત મંડાવવામાં આવે છે. અર્થાત્ આયાતનો ૪.૩ કરોડ પાઉંડનો દફતરી આંકડો ન લેતાં, ખરૂં જોતાં પાંચ કરોડ પાઉંડ ગણવા જોઇએ. આ પૂરતો આયાતનો આંકડો સુધારી લેવો જોઇએ.

ઉપર પ્રમાણે બે સુધારા કરતાં—

૩૫ લાખ પાઉંડ નિકાસમાં, અફીણ અને ચાહનો નફો ચઢીને વધારે ગણાઈ ગએલા.

૬૬ „ વેપારીઓએ આયાતમાં ઓછા મંડાવેલા.
———
કુલ ૧.૧ કરોડ પાઉંડ—ભૂલ.

આટલી રકમ સારપત્રકમાં આપેલી સરેરાશની રકમમાંથી કપાવી જોઇએ.

એટલે—

૧.૭૫ કરોડ પાઉંડ—૧૯૦૪ ના સારપત્રક પ્રમાણે.

— ૧.૧ „ —પૂર્વોક્ત રીતે ભૂલના બાદ.
———
**ખરેખર ૭૪ લાખ—સરેરાશ. આયાત કરતાં નિકાસનો વધારો.**

૧૯૦૫ ના મિ. મોર્લિનો આંકડો લઈ, એમાંથી ઉપલી રીતે ભૂલો સુધારતાં નીચે પ્રમાણે પરિણામ આવે છેઃ—

૩·૬ કરોડ પાઉંડ મિ. મોર્લિએ જણાવ્યા પ્રમાણે આયાત કરતાં નિકાસનો વધારો (૧૯૦૫)

— ૧·૫ „ સોનારૂપા (bullion) ની આયાત ગણવી રહી ગએલી તેના આયાત-નિકાસના તફાવતમાંથી બાદ [ ભૂલ નંબર ૧. ]

— ·૩૫ „ ( =૩૫ લાખ ) નિકાસમાં, અફીણ અને ચાહનો નફો ચડાવીને ગણેલા—તે બાદ [ ભૂલ નંબર ૨. ]

— ·૬૬ „ ( =૬૬ લાખ ) વેપારીઓએ આયાતમાં ઓછા મંડાવેલા [ ભૂલ નંબર ૩. ]

---

૧ કરોડ પાઉંડ—૧૯૦૫ નીસાલમાં આયાત કરતાં નિકાસનો ખરેખર વધારો.

ઉપર પ્રમાણે મિ. મૅકમિને જે ટીકા કરેલી, તેનો પ્રત્યુત્તર વાળતાં, મિ. હિન્ડમન અફીણ બાબતની પોતાની ભૂલ [ નં. ૨] સ્વીકારે છે; બીજી બે ભૂલો [નં. ૧ તથા ૩] નાકબુલ કરે છે. નં. ૧ વાળી ભૂલ બતાવવામાં આવી છે તે ખોટી છે એમ સિદ્ધ કરવા તેઓ છેલ્લામાં છેલ્લું મળી આવતું ૧૯૦૫ નું સરકારી સારપત્રક લઇ તેમાં આપેલા છેલ્લામાં છેલ્લાં વર્ષના એટલે ૧૯૦૩-૪ ના આંકડા ટાંકે છે. તે આ પ્રમાણે:—

| | | | |
|---|---|---|---|
| *નિકાસ—સોનારૂપા (treasure)ના* | *૧૦,૦૨૯,૨૫૪* | *પાઉંડ સુદ્ધાંત* | *—૧૧૨,૩૭૪,૦૨૭.* |
| *આયાત—„* | *૨૫,૬૮૪,૦૭૨* | *„* | *—૮૭,૪૧૨,૨૫૪.* |

નિકાસનો વધારો. ૨૪,૯૬૧,૭૭૩ પાઉંડ.
=આશરે ૨·૫ (અઢી) કરોડ પાઉંડ.

આયાતની કિંમત આંકવા સંબન્ધી મિ. મૅકમિનની દલીલને ( જુઓ ભૂલ નં. ૩ ) મિ. હિન્ડમને પૂરેપૂરો ન્યાય કર્યો નથી. મિ. હિન્ડમન કહે છે કે—નિકાસ માલ ઉપર જ રસ્તા ખરાજાત વીમા વગેરેના ૧૫ ટકા ચડવા જોઇએ, કારણ કે આયાત માલ ઉપર તો તે ચડીને જ અત્રે આંકડો મંડાય છે; અને આ રીતે ૧૯૦૩-૪ની સાલમાં ૧૦૨ કરોડ પાઉંડ માલ નિકાસ થયો તો તે ખાતે ૧·૫૩ કરોડ પાઉંડ રસ્તા ખરાજાત વગેરેના અધિક મંડાવા જોઇએ. અર્થાત્ ૧૯૦૩-૪ ની સાલમાં સરકારી દફતર પ્રમાણે આયાત કરતાં નિકાસનો વધારો જે ૨·૫ કરોડ પાઉંડનો હતો તો તેમાં આ રકમ ઉમેરાઇને ૪ કરોડ પાઉંડનો લેખાવો જોઇએ. એક તરફ મિ. હિન્ડમનની આ દલીલ નિર્બાધ છે; તેમ બીજી તરફ ઇંગ્લંડમાંથી નિકાસ થતી વખતે મંડાએલા આંકડાથી અહીં આયાત વખતનો આંકડો ઓછો શા માટે હોવો જોઇએ એ પ્રમાણેના મિ. મૅકમિનના વાંધાનો પણ ખુલાસો થતો નથી. માટે આ બંને પક્ષ વચ્ચે નિષ્પક્ષપાત રીતે વિચારતાં ફલિત એ થાય છે કે મિ. મૅકમિનના હિસાબમાં અમુક રકમ નિકાસ ઉપરના રસ્તાખર્ચ ખાતે વધારી લેવી જોઇએ; તથા હિન્ડ-

પરદેશનાં નાણાંનું વ્યાજ સરખું પણ ભરી શકાતું ન હોય અને તેથી દેવામાં વધારો થતો જતો હોવો જોઇએ, અથવા તો એ દેશના લોક પરદેશમાં ધંધે વળગેલા હોઇને પોતાની કમાણી સ્વદેશની આયાતમાં વધારા રૂપે ઘેર મોકલી આપતા હોવા જોઇએ. વળી, મિ. મૉરિસને યુનાઇટેડ્ સ્ટેટ્સ્‌નો દાખલો આપ્યો છે તેનો જવાબ મિ. દાદાભાઇએ, મિ. મૅકલીન નામના આપણા મુંબાઇના એક માજી વર્તમાનપત્રી અને પાર્લમેંટના મેમ્બરને આજથી ત્રીસ વર્ષ ઉપર જવાબ આપતી વખતે, આપી મૂક્યો છે—અને તેના પ્રત્યુત્તરમાં મિ. મૉરિસન તરફથી અત્યારે કાંઈ જ કહેવામાં આવ્યું નથી મિ. દાદાભાઇએ "Statemen's Year Book" માં કેવી ભૂલ થઈ હતી એ બતાવી આપ્યું હતું; તથા તે ઉપરાંત હિન્દુસ્તાન અને યુનાઇટેડ સ્ટેટ્સ્‌ની આંકણીની રીતમાં એક ફેરફાર બતાવ્યો હતો: હિન્દુસ્તાનમાં સઘળી કિંમતની આંકણી હિન્દુસ્તાનનાં બંદરે જ થાય છે—એટલે કે નિકાસના આંકડા ઉપર રસ્તાની ખરાજાત વીમો વગેરે ચઢતાં નથી, અને આયાતના આંકડામાં રસ્તાની ખરાજાત વીમો અને દસ ટકા નફો એટલાં વાનાં ચઢાવી લેવામાં આવે છે; યુનાઇટેડ સ્ટેટ્સ્‌માં નિકાસની આંકણી હિન્દુસ્તાનની રીતે જ થાય છે, પણ આયાતની આંકણી પરદેશી બંદરની જ લેવામાં આવે છે. અર્થાત્ બરાબર સરખામણી કરવા માટે એના આયાતના આંકડામાં ત્યાંના તિજોરી ખાતાના ઉપરિ મિ. એડવર્ડ યંગે બતાવ્યું છે તેમ રસ્તાખરાજાતના સેંકડે ૬ ટકા વધારી લેવા જોઇએ; એટલું જ નહિ પણ વીમાનો તથા આડત કમિશનનો પણ કેટલેક આંકડો ચઢાવવો જોઇએ; એ આંકડો ન ચઢાવીએ તો પણ હિન્દુસ્તાનમાં નફા ખાતે ૧૦ ટકા ચઢાવવામાં આવે છે તે પ્રમાણે ત્યાં પણ ચઢાવી લઇએ તો સેંકડે ૬+૧૦=૧૬ ટકા યુનાઇટેડ સ્ટેટસના આયાતી આંકડામાં વધારો કરીલેવો જોઇએ. એ પ્રમાણે ગણતરી કરીને મિ. દાદાભાઈ બતાવે છે કે યુનાઇટેડ્ સ્ટેટસમાં આયાત કરતાં નિકાસ વધારે નથી એટલું જ નહિ પણ ઉલટો ઓછો છે. આ વિકટ પ્રશ્નને મિ. મૉરિસને પડતો મૂક્યો છે તેથી મિ. દાદાભાઈની દલીલના વાકેફગાર વાચકોને મિ. મૉરિસનનો લેખ અસર કરી શકતો નથી.

મિ. મૉરિસનનું બીજું એક એમ કહેવું છે કે જેમ એક પાસ હિન્દુસ્થાનનો નિકાસ વધે છે તેમ બીજી પાસ એની પેદાશ પણ વધે છે; અને તેથી મિ. હિન્ડમનની ફરિયાદ તે અસંખ્ય ન્હાનાં મ્હોટાં ઝરણાંથી પોષાતા એક સરોવરમાંથી પાણી વહી જતું જોઈ—એ ઝરણાંનો તો બિલકુલ વિચાર ન કરતાં—'આ સરોવર થોડાક વખતમાં સૂકાઈ જશે' એમ બૂમ પાડનાર મનુષ્યના જેવી છે: હિન્દુસ્તાનમાં કૃષિ ઉદ્યોગ અને વ્યાપારનાં અનેક ઝરણાં વહેવા માંડ્યાં છે, ખરૂં અને તે વડે એનો નિકાસ પોષાય છે. પણ મિ. મૉરિસનના આ કહેવા સામે આપણે એમને પૂછીશું કે હુન્નરોનું આ દેશના નિકાસી માલમાં કેટલું સ્થાન છે? દેશનો ઘણો ખરો નિકાસ અનાજ, તેલનાં બીયાં, અને ચામડાંનો જ નથી? તમે કહેશો કે ખતીમાં વધારો થયો છે. પણ તેથી અનાજ સોંઘું થયું છે? અથવા તો પરદેશથી એની કિંમત ખેડૂતના હાથમાં આવીને ખેડૂત વધારે સમૃદ્ધ થયો છે? ખેડૂતની સ્થિતિ વિષે હવે બે મત છે? હવે વેપારનો વિચાર કરીએ તો સઘળો વેપાર યુરોપિઅન પેઢીઓના જ હાથમાં નથી? બ્રિટિશ રાજ્યે ઉદ્યોગ માટે જોઇતી શાન્તિ હિન્દુસ્તાનને આપી છે એમાં તો કોઇથી જ ના કહી શકાશે નહિ. પણ એ પ્રબલ દેશની સાથે હરીફાઇમાં આપણા દેશની ઔદ્યોગિક સ્થિતિ વસ્તુતઃ શી થઈ છે એ જ પ્રશ્ન છે. હિન્દુસ્તાનના જુના ઉદ્યોગો કેટલા નાશ પામ્યા

એનો ગણતરી'તો જવા દઇએ, અને માત્ર નવા છે તેટલા જ વિચારીએ, તો પણ ઉદ્યોગ રૂપી મિ. મૉરિસનના 'ઝરણાં'નું માપ જણાઇ આવશે. ત્રીસ કરોડની વસ્તીમાં—

| | માણસ કામ કરે છે. |
|---|---|
| સૂતર—કાપડ મિલ. | ૧૯૭,૦૦૦ |
| ૨ સ્પિનિંગ | ૮૫,૦૦૦ |
| શણ મિલ | ૧૩૩,૦૦૦ |
| ગળીનાં કારખાનાં | ૧૨૩,૦૦૦ |
| કોલસાની ખાણો | ૮૨,૦૦૦ |
| લોઢું અને પીતળનાં કારખાનાં | ૨૪,૦૦૦ |
| ચોખા મિલ | ૧૮,૦૦૦ |
| છાપખાનાં | ૧૪,૦૦૦ |
| નળીઆનાં કારખાના | ૧૪,૦૦૦ |
| ગોદીઓ | ૧૦,૦૦૦ |
| ઊન મિલ | ૩,૫૦૦ |
| કાગળ મિલ | ૪,૨૫૦ |

આવી સ્થિતિ છે!

(૩.) મિ. હિન્ડમને ઉપસ્થિત કરેલા વાદવિવાદમાં ત્રીજો વિચારવાનો પ્રશ્ન એ છે કે હિન્દુસ્તાનનો નિકાસ આયાત કરતાં અધિક હોવાનું એક કારણ જે—પરદેશી મુડીનું વ્યાજ ભરવું પડે છે તેથી હિન્દુસ્તાનને લાભ છે કે નુકશાન? આ પ્રશ્ન ઉપર ઉપરથી વિચારતાં તો એક જ ઉત્તર ઠીક લાગે છે કે—લાભ. અને સૅમ્યુઅલ સ્મિથ જેવા હિન્દુસ્તાનના હિતચિન્તકે પણ મિ. હિન્ડમનના લેખ ઉપર ટીકા કરતાં આ જ મત બાંધ્યો છે. પણ ખરૂં જોતાં પરદેશી મૂડી લાભકારક નીવડવા માટે એ મૂડીનો ઉપયોગ દેશીઓને હાથે થવાની જરૂર છે. તેમ ન થવાથી બે નુકશાન થાય છે—એક તો તેઓ પરદેશી વ્યાપારીના કેવળ મજૂર જેવા થઈ પોતાનું માનસિક તેજ અને કાર્યશક્તિ ગુમાવી બેસે છે, અને બીજું મજુરી શિવાયનો સઘળો લાભ પરદેશીઓના હાથમાં જાય છે, અને ખનિજ પદાર્થોની બાબતમાં તો એ નુકશાન તદન અમલ જ છે—કારણ કે એ પદાર્થો એક વખત આ ભૂમિમાંથી ગયા એટલા હજારો વર્ષ સુધી એ ફરી બંધાવાના જ નહિ. પણ નફા ઉપર કબજો દેશીઓનો રહેનો હોય અને વહીવટ તેઓને હાથે થતો હોય તો પરદેશી મુડી વ્યાજે લેવામાં બાધ નથી એટલું જ નહિ પણ એ અતી ઇષ્ટ છે એમ આપણા પ્રસિદ્ધ દેશહિતચિન્તક અને આ વિષયના અદ્વિતીય વિદ્વાન રા. બ. જોશીનો મત છે, અને એ જ પ્રમાણે જાપાને પણ નિર્ણય કર્યો છે.

આ પ્રમાણે મિ. હિન્ડમને ઉપાડેલા વાદવિવાદની બંને બાજુઓ શુદ્ધ દૃષ્ટિએ અમને જેવી જણાઈ તેવી અત્રે દર્શાવી છે.

[ વસન્ત-ઑફિસ. ]

---

# દિગ્દર્શન.

**ભારત મહિલા પરિષદ્.** આ ડિસેમ્બર આખરે કલકત્તામાં ભરાવાના મેળાવડા પૈકી એક "ભારત મહિલાઓ"નો મેળાવડો પણ ભરાશે. તેમાં કરવાની ચર્ચા માટે નીચેની વિષયમાળા નક્કી થઈ છે:—

(૧) ગૃહસંબન્ધી વિષયો—

(ક) ઘર શી રીતે ચલાવવું તથા એની સંવ્યવસ્થા ( organization ) શી રીતે કરવી?
(ખ) ઉત્તમ ગૃહની આપણી સારામાં સારી કલ્પના શી?
(ગ) આપણા પતિ–પત્નીના સંબન્ધની ભાવના.
(ઘ) શૈશવથી લગ્ન પર્યન્ત બાલકોને ઉછેરવાની ઉત્તમ રીતિ.
(ઙ) એક કુટુમ્બમાં ચાર બાલકો છે; ૧૦૦ રૂ. ની આવદાની છે; અને મહિને પાંચ રૂપીઆ બચાવવા છે–તો એ ઘર શી રીતે ચલાવવું?
(ચ) નવી રહેતી થએલી વહુ તરફ સાસુની ફરજો.
(છ) વહુની પોતાના પિયર તરફની અને સાસરા તરફની ફરજો.
(જ) સુતિકાગૃહ સંબન્ધી આપણા વિચારો—ઘરમાં સુવાવડ હોય ત્યારે સુવાવડનો ઓરડો કેવો રાખવો?
(ઝ) આપણાં છોકરા–છોકરીઓનાં લગ્ન સંબન્ધી વિચાર.

(૨) સમાજને લગતા વિષયો—

(ક) વ્યક્તિની સમાજ પ્રત્યે અને પાડોશી પ્રત્યે ફરજો –આપણું વર્તન પાડોશી પ્રતિ કેવી રીતે નિયમાવું અને બદલાવું જોઇએ?
(ખ) દરેક કુટુમ્બે રાખવાની ઉત્તમોત્તમ સામાજિક ભાવના.
(ગ) પરસ્પર વાતચિત અને રીતભાતની ઊંચામાં ઊંચી ભાવના.
(ઘ) જ્ઞાતિભેદ સંબન્ધી તમારા વિચારો–એમાં કાંઈ ફેરફાર કરવા જેવા છે? કે જેમ છે તેમ જ બરાબર છે? કે એનો તદન ત્યાગ જ ઇષ્ટ છે? કોઇ પણ તરેહનો જ્ઞાતિભેદ તમે પસંદ કરતા ન હો, તો સામાજિક વિભાગ કેવી રીતનો તમે માગો છો?
(ઙ) 'જનાના'ના રિવાજ સંબન્ધી તમારા વિચારો.

(૩) કેળવણી સંબન્ધી—

(ક) સ્રીને કેવી રીતનું શિક્ષણ આપવું?

સ્રીઓને લગતા સુધારા સંબન્ધી અમે ઘણાં લખાણો જોવાં છે, પણ એક જ સ્થલે આવી વિષયમાળા ગોઠવાએલી આ પહેલી જ નજરે પડે છે. ઉપરના વિષયોમાં માત્ર બે જ ઉમેરા કરવા જેવા છેઃ એક તો જેમ ૧૦૦ રૂ.ની આવકથી ઘર કેમ ચલાવવું, તેમ રૂ. ૨૦–૨૫ ની આવકથી પણ શી રીતે ચલાવવું? બીજું, જેમ નવી રહેતી થએલી વહુ તરફ સાસુની શી ફરજો છે તેમ પીઢ વહુ તરફ પણ શી ફરજો છે?—આ બે વિષયો ઉમેરી લેવાય એટલે બસ. કલકત્તામાં અવકાશાનુસારે અને તે પ્રાન્તની જરૂરિયાતો પ્રમાણે ભલે તે ચર્ચા થાઓ–પણ અમે ગુજરાતની કેળવાએલી અને અનુભવી મહિલાઓને, તેમજ સ્રીઓની સંસ્કૃતિ અને ઉન્નતિ સંબન્ધી જે ગૃહસ્થોએ પુખ્ત વિચાર કર્યો હોય તેવા ગૃહસ્થોને પણ એટલા

વિનતિ કરીએ છીએ કે આ સર્વ વિષય ઉપર તમારા સવિસ્તર વિચાર દર્શાવો, અને સંસાર-સુધારાના આ મહાપ્રશ્નમા આજ સુધી જે સામાન્ય અને ઉપલક ચર્ચા ચાલ્યા કરે છે તે કરતાં આગળ વધી એનુ સવિશેષ અને ઊંડુ નિરીક્ષણ કરો. દરેક વિષય ઉપર એક કરતા વધારે લેખ ઇચ્છીએ છીએ, કારણ કે આમા વિવિધ ચર્ચાની જરૂર છે. આ લેખો અમારી પાસે સામટા આવી પહોચશે તો **વસન્ત** ના વધારા રૂપે એ પ્રસિદ્ધ કરીશુ; નહિ તો, ક્રમે ક્રમે આ પત્રમા એને સ્થાન આપતા જઇશુ.

* * * * *

**મિ. વાછાના કેળવણી સંબન્ધી વિચારો.**

હાલમા "ગ્રેડ્યુએટસ્ એસોસિએશન" તરફથી એક ભાષણમાળા યોજવામા આવી હતી તેને અગે થએલા કેટલાક ઉત્તમ ભાષણો રૂપે આપણા વિદ્વાનોએ પોતાના પરિપક્વ જ્ઞાનનો અને વિચારોનો દેશને લાભ આપ્યો છે. તેમાનુ એક ભાષણ મિ. વાછાનુ "Some reflections on Education in India" એ નામે હતુ. એમાં કેટલાક મુદ્દા વિચારવા જેવા છે. હાલના શિક્ષણમા મિ વાછા નીચેની ખામીઓ બતાવે છે —

(૧) મિ વાછા કહે છે કે બુદ્ધિનુ સ્વાતન્ત્ર્ય એ આ યુગનુ મુખ્ય લક્ષણ છે, અને તદનુસાર કેળવણીમા કૃત્રિમ અને જુલમી પદ્ધતિને સ્થાને બાલકના સ્વાભાવિક વિકાસક્રમને અનુસરતી અને દરેક વ્યક્તિના વૈશેષ્ય ( Individuality ) ને પોષનારી એવી શિક્ષણપદ્ધતિ પશ્ચિમના દેશોમા હવે વિસ્તરતી જાય છે. "પચાસ વર્ષ ઉપર માનસિક કેળવણી જ મહત્ત્વની ગણાતી તેને બદલે હવે શારીરિક કેળવણી એની સાથે જોડવાની જરૂર સ્વીકારાય છે એનુ શુ કારણ? અગાઉ પરીક્ષામા અમુક સખ્યા માર્ક મેળવવા માટે ગોખણનો પ્રચાર પુષ્કળ હતો તે હવે નિન્દાય છે તેનુ શુ કારણ? વ્યાકરણ અને ભૂમિતિને એની પ્રાચીન પ્રતિષ્ઠાએથી ઉતારી પાડવામા આવ્યા છે, ક્વાઈ નહિ તો એનુ શિક્ષણ સ્થૂલ પદાર્થોનુ કેટલુક જ્ઞાન મેળવ્યા પછી જ હાથ ધરવામા આવે છે, તેનુ શુ કારણ? સ્ત્રીઓને પાઠશાળામા દાખલ કરવામા આવે છે તેનુ શુ કારણ?"—સર્વ પ્રશ્નોનો મિ. વાછાના કહેવા પ્રમાણે એક જ જવાબ છે કે યુરોપના મધ્ય યુગમા પાદરીઓએ દાખલ કરેલી કેળવણી અર્વાચીન સમયના બુદ્ધિસ્વાતન્ત્ર્યના યુગમા ખોટી ઠરી છે, અને છતા, દિલગીરીની વાત એ છે કે હિન્દુસ્તાનમા આપણા રાજ્યકર્તાઓ પચાસ વર્ષ ઉપર દાખલ કરેલી યુરોપના જુના યુગની પદ્ધતિ હાલ પણ કાયમ રાખી રહ્યા છે!

(૨) ૧૮૮૨ મા "નાઇન્ટીન્થ સેંચરિ"—પત્રમા માર્ટિન નામે એક ફ્રેંચ વિદ્વાને ફ્રાન્સની કળવણીની કેટલીક ખામીઓ બતાવી હતી, તેમા મુખ્ય એ હતી કે ફ્રાન્સમા કેળવણી રાજ્યે પોતાના જ હાથમા રાખી છે, અને ખરૂ જોતા રાજ્યનુ કામ તો પ્રજાના પ્રયત્નોની ખામી પૂરવાનુ છે, એ પ્રયત્નોને બધ કરીને એની જગ્યા રોકી બેસવાનુ નથી. આ વિચારને અનુસરતી રીતે તે વખતના આપણા "એજ્યુકેશન કમિશને" સરકારને ભલામણો કરી હતી. પણ ૧૯૦૩ ના લૉર્ડ કર્ઝનના કાયદાએ એ ભલામણોને ઊંધી વાળી છે.

(૩) રાજ્યસત્તાથી નિયન્ત્રિત કેળવણીની મ્હોટી ખામી એ છે કે સર્વને માટે તે એકાકાર જ હોય છે. ગામડાંનાં અને મ્હોટા શહેરોના તેમજ પ્રજાના વિવિધ વર્ગોના છોકરાંની જરૂરિયાતો એક જ સરખી હોતી નથી—અને તેથી આવી એકાકાર પદ્ધતિ નકામી બલ્કે નુકશાનકારક નીવડે છે.

(૪) માર્ટિન બતાવે છે તેમ, રાજ્યના દાબથી છોકરાઓમા આત્મપ્રતિષ્ઠાનુ ભાન થતુ

અટકી જાય છે. મિ. હર્બર્ટ સ્પેન્સર લખે છે કે અસલના રાજકીય જુલમનું પ્રતિબિમ્બ તે વખતની કેળવણીની પદ્ધતિમાં પણ પડે છે, અને તે પ્રમાણે અસલ સોટી અને અંધારી કોટડીનો ઉપયોગ થતો. ખરૂં જોતાં, બાલકોનું નિયમન કરવાની આ રીત નથી. માટે 'Discipline'ને નામે બ્હારના દબાણથી છોકરાંઓના નૈતિક બળને હાનિ કરવી એ અત્યન્ત અનિષ્ટ છે.

(૫) પ્રાથમિક શિક્ષણ સૌથી વધારે મહત્ત્વનું છે અને તેમાં, મિ. આર્નોલ્ડે કહ્યું છે તેમ–શિક્ષણ સાદું કરવું જોઇએ, બાલકો સમજી શકે તે જ શીખવવું જોઇએ, અને ન સમજી શકે તે એમના મગજમાં પરાણે ખોસવું ન જોઇએ.

(૬) ગ્રેટબ્રિટન અને આયર્લેંડ, ફ્રાન્સ, જર્મની, અને યુનાઇટેડ સ્ટેટ્સ–એ ચાર "કેળવણીની માતા" છે. અને એની શિક્ષણપદ્ધતિઓ સરખાવતી વખતે મિ. હ્યૂઝ નામના વિદ્વાને મુદ્દાના પ્રશ્ન બે ગણ્યા છે તે એ કે-કયી શિક્ષણપદ્ધતિ ઉત્તમ છે એમ ન પૂછવું, પણ પૂછવું એમ કે–કયી સૌથી વધારે અનુકૂલ છે? તથા કયી સારામાં સારા પ્રજાજન (citizens) ઉપજાવી શકે એવી છે? વિવિધ પ્રજાઓની ભાવના વિવિધ હોય છે, અને તેથી એક પ્રજાની પદ્ધતિ બીજીને અનુકૂલ જ આવે એમ બનતું નથી.

ઉપર બતાવેલી સઘળી ખામી હિન્દુસ્તાનની કેળવણીમાં છે પણ તેમાં બે ભૂષણો છે–એક તો એમાં સઘળા દરજ્જાના માણસોને પ્રવેશ કરવાની અનુકૂળતા છે, અને બીજું એમાં વિવિધ ધર્મના વાડાઓ બંધાએલા નથી–આટલું કહી છેવટે, મિ. વાછા અત્રેની કેળવણીના ઉત્કર્ષમાં નડતી બાહ્ય અને આન્તર મુશીબતો ગણાવે છેઃ—

(૧) સરકાર ૧૨૦ કરોડ રૂ. ની ઉપજનું અભિમાન ધરાવે છે, પણ ઉચ્ચ મધ્ય અને કનિષ્ઠ સર્વ ભૂમિકાની કેળવણી માટે રાજ્ય તરફથી માત્ર ૧·૧૦ કરોડ રૂપીઆ જ ખર્ચાય છે! મિ. વાછા બહુ અસરકારક રીતે કહે છે કે સરકારની દારૂની ઉપજ વધીને છા કરોડની થઈ છે એના પ્રાયશ્ચિત્ત રૂપે એટલી જ રકમ કેળવણીમાં ખર્ચે તો તે કેવું સારૂં!

(૨) જાતિબન્ધન–જેથી સુતારનો છોકરો સુતાર અને મોચીનો મોચી જ થાય છે–એ પ્રજાએ જાને સુધારવાની એક મ્હોટી અડચણ છે. અને સ્ત્રીકેળવણીનો અભાવ એ એવી જ બીજી મ્હોટી અડચણ છે.

મિ. વાછાના વિચારો ખરેખર મનન કરવા યોગ્ય છે. સર્વ ઉપર ઇંગ્લંડના પ્રૌઢ Liberalism સ્વાતન્ત્ર્યપક્ષ–ની પૂર્ણ છાપ છે. બુદ્ધિસ્વાતન્ત્ર્ય (Rationalism) અને વ્યક્તિસ્વાતન્ત્ર્ય (Individualism) એ મિ. મિલથી અધિષ્ઠિત ૧૮૭૫ પહેલાંના જમાનાના મુખ્ય સિદ્ધાન્તો હતા. મનુષ્યની બુદ્ધિને સ્વતન્ત્ર વિહરવા દેવી, એની કાર્યશક્તિને પરાક્રમ કરવાની સંપૂર્ણ છૂટ આપવી અને પ્રજાના લાભની સર્વ સંસ્થાઓ પ્રજાને પોતાને જ ચલાવવા દઈ રાજ્યે તો માત્ર પ્રજામાં બન્દોબસ્ત રાખીને જ બેસવું (laissez faire) એવો આ સ્વાતન્ત્ર્યપક્ષનો આગ્રહ હતો. અને તદનુસાર, મિ. વાછા પણ દેશની કેળવણી પ્રજાહસ્તગત કરાવવા ઇચ્છે છે. અમે પણ કેળવણી જેવો સ્વહિતનો પ્રશ્ન પ્રજાના પોતાના હાથમાં હોય એ ઇષ્ટ ગણીએ છીએ; પરન્તુ એમાં થોડીક મર્યાદા રાખવી આવશ્યક જણાય છે. પરસ્પર સ્પર્ધાથી ઉત્તમ ગુણો વિકસી નીકળે છે, અને તે જ પ્રમાણે સ્વતન્ત્ર ચાલતી સંસ્થાઓમાંથી પણ પરિણામે સારી સંસ્થાઓ જ રહેશે અને ખોટી એની મેળે નાશ પામશે–પણ તેમ થવા માટે જે વસ્તુસ્થિતિ જરૂરની છે તે એ છે કે માબાપોએ કેળવણીના વિષયમાં પોતાનાં બાલકોનું

હિતાહિત સમજવુ જોઇએ, પણ હજી આપણા દેશમા માબાપોમા એ સમજણ આવી નથી, અને ત્યા સુધી આવી સંસ્થાઓમા તદ્દન નિરંકુશ હરીફાઈ ચાલવા દેવી એ લાભકારક નથી. આટલી મર્યાદા સાથે મિ વાછાની સૂચના અમે યોગ્ય ગણીએ છીએ.

(૨) હાલની કેળવણીમા જોઇએ તેટલી વિવિધતા નહોવાથી, બાળકોના વિશિષ્ટ ગુણો વિકસી આવતા નથી—એ મિ વાછાની ફરિયાદ વાજબી છે. પરન્તુ કેળવણીની ખામી ઉપરાંત મોટી ખામી તો આપણા જનસમાજના સ્વરૂપની છે આપણા જનસમાજના વ્યવહારમા એટલી થોડી વિવિધતા છે કે વિવિધ તરેહની આપણી શક્તિઓને ફલીભૂત થવાનો પ્રસંગ જ આવતો નથી પણ આ વિવિધતા કાઇ સહસા સંપાદન કરી શકાય એમ નથી એ તો ક્રમક્રમે બીજી ઓજસ્વી પ્રજાની સાથે સબન્ધમા આવવાથી જ પ્રાપ્ત થશે. પરન્તુ દરમિયાન, હાલના સમયમા જે નવી જરૂરિયાતો ઊગવા માડી છે એનો નિર્વાહ કરે એટલી પણ વિવિધતાવાળી કેળવણી આપવાની યોજના થાય તો ઘણુ છે ખેતી, અલ્પ કારીગરી, અને સામાન્ય વિદ્યા—એ ત્રણ આપણા જનસમાજની અત્યારે વૃત્તિઓ છે, અને તે માટે ત્રણ જુદી જુદી તરેહની કેળવણીની જરૂર છે ખેતી માટે તૈયાર કરેલી નવી વાચનમાળા ચાલતા, કાઇક વિષયવિભાગ થશે પણ હાલ તો પ્રાથમિક (Primary) શિક્ષણમા ત્રણે વૃત્તિઓના સન્તોષાર્થ ખીચડો કરીને બાળકના મગજ ઉપર ઘણો નકામો ભાર નાખવામા આવે છે અને દ્વિતીય (Secondary) ભૂમિકાને કેવળ સામાન્ય વિદ્યાની રાખી ખેતી અને કારીગરી માટે કાઈ જ યોજના કરવામા આવી નથી

(૩) સર્વત્ર મહાપ્રશ્ન ખર્ચનો છે એ માટે મિ વાછાએ બહુ અસરકારક રીતે માગણી કરી છે અને હાલમા પ્રાથમિક શિક્ષણ માટે ફી કાઢી નાખવાનો સરકાર વિચાર ચલાવે છે તે અમલમા મૂકાશે એટલે એ કેળવણીખાતામા ખર્ચ કર્યા સમાન ગણાવુ જોઇએ એમ સરકાર તરફથી કહેવામા આવશે પણ ખરુ જોતા જેમ પોલીસકમીશનની ભલામણો કે લોર્ડ કિચનરનો લશ્કરી સુધારો પ્રથમથી નક્કી કરી પછી એ માટે ગમે તે રીતે દ્રવ્યની યોજના કરવામા આવી છે તે જ રીતે કેળવણી માટે કમિશન નીમી એને પૂર્ણ છૂટથી સુધારા સૂચવવાનુ સોપી, એની ભલામણોને અમલમા મૂકવા માટે ગમે તે રીતે દ્રવ્ય પૂરુ પાડવાનો સરકાર નિશ્ચય કરે તો જ કેળવણીમા ખરો સુધારો થાય લાર્ડ કર્ઝનના યુનિવર્સિટિકમિશને કેળવણીના આન્તર સુધારા ઉપર લક્ષ આપવાને બદલે વસ્તુત માત્ર એના બાહ્ય નિયમનના ધારાનો જ વિચાર કર્યો હતો, અને તેઓનો રિપોર્ટ વાચતા સ્પષ્ટ જણાઈ આવે છે કે શુદ્ધ કેળવણીના વિષયમા ઊંડા ઉતરવાને બદલે તેઓ રાજકીય દૃષ્ટિએ ચઢી ગયા હતા વળી, એ જ પ્રકારની ભૂલ પ્રજાપક્ષ તરફથી થાય એ પણ ઇષ્ટ નથી જેમ હિન્દુસ્તાનના રાજ્યવહીવટની ખામીઓ ઉપર સરકારનુ સામાન્ય રૂપે લક્ષ ખેંચવાનુ કામ કોન્ગ્રેસે હાથ ધર્યુ છે, તેમ કેળવણીના પ્રશ્નને હિન્દી રાજ્યવહીવટના એક વિશેષ પ્રશ્ન રૂપે અન્ય પ્રશ્નોથી જુદો પાડી એ સબન્ધી ખાસ જ્ઞાન અનુભવ અને નિર્મળ દૃષ્ટિ ધરાવનાર જનોએ એ બાબત સરકારના લક્ષ ઉપર ખૂબ જોરથી લાવવી જોઇએ

---

# વસન્તમાં સુધારા-વધારા.

આ પત્ર આજ પાંચ વર્ષ સમાપ્ત કરી આવતા અંકથી એના જીવનની દ્વિતીય ભૂમિકામાં પ્રવેશ કરશે. "To be or not to be"—"જીવવું કે ન જીવવું?" આ પરમ ગંભીર પ્રશ્ન, જે હૅમ્લેટને નિરાશા અને નિર્વેદની તામસી વૃત્તિથી ઉપજ્યો હતો, તે જ આ પત્રને આત્માવલોકનપૂર્વક સ્વજીવનની ઉપયોગિતા-નિરુપયોગિતા વિષે સાત્ત્વિક મનન કરતાં કેટલીક વાર સ્ફુરી આવતો હતો. ઈશ્વરકૃપાએ, આજ એ પ્રશ્નનું નિરાકરણ આત્મઘાતરૂપે ન થતાં, પ્રબલતર જીવનરૂપે થાય છે, એ જોઈ વસન્તના સ્નેહમંડળને આનન્દ થશે.

પાંચ વર્ષના અલ્પ સમયમાં આ પત્રને વિઘ્નો અને સંકટો થોડાં નથી આવ્યાં. પણ પ્રભુકૃપાથી એ સર્વમાંથી પસાર થઈ, પવિત્ર અને દૃઢ બની, આજ વધારે વિશાળ અને વધારે જવાબદારીભર્યું જીવન પામવાની એ ઉત્સુકતા ધરાવે છે. એ ઉત્સુકતા સફલ કરવા એક પાસ વાચકને વિનંતિ છે; બીજી પાસ તન્ત્રી તરફથી નીચેની યોજના કરવામાં આવે છે:—

**વસન્તપત્ર વર્ષમાં ચાર વખત.**—દર ત્રણ મહિને એટલે કે માઘ વૈશાખ શ્રાવણ અને કાર્તિક માસમાં—આઠ ફૉર્મના વિશાળ કદમાં બહાર પડશે. આમ, લગભગ 'ડબલ નંબર' પ્રસિદ્ધ કરવામાં વર્ષના ચાર પાદનું ઔચિત્ય તો છે જ, પણ તે ઉપરાંત વસન્તપંચમી, અક્ષયતૃતીયા, કૃષ્ણજન્માષ્ટમી, અને વિક્રમવર્ષારંભની પ્રતિપદ્—એ ચાર ઉત્સવદિનોનું નિમિત્ત પણ મળે છે. બાકીના માસમાં એનું સામાન્ય પાંચ ફૉર્મનું કદ તો કાયમ રહેશેજ.

**[ લવાજમમાં વધારો કરવાનો નથી. ]**

આ પત્રનો પ્રધાન ઉદ્દેશ તન્ત્રીના તે તે વિષયના વિચાર વાચકજન પાસે સ્વીકારાવવાનો નથી, પણ વાચકજન '**પરમાત્મા અને ભારતભૂમિ**'—જેના જયસંકીર્તનથી વસન્તનું મંગળાચરણ કરવામાં આવ્યું હતું—એ પવિત્ર સૂત્ર લક્ષમાં રાખી સ્વતન્ત્ર રીતે વિચાર કરવા લાગે એટલી જ પ્રેરણા કરવાનો છે. અને અમુક વિચાર સિદ્ધરૂપે સર્વત્ર ગ્રહણ કરાવવા કરતાં, આ પ્રકારની વિચારજાગૃતિ ઉત્પન્ન કરવી એ જ દેશને ખરેખર લાભકારક થાય છે એમ તન્ત્રીનું માનવું છે. તથાપિ, '**પરમાત્મા અને ભારતભૂમિ**' એ મહાન સૂત્રનું ભાષ્ય વધારે વિપુલતાથી લખાય તો ઠીક એમ ધારી, વસન્તના કદમાં પૂર્વોક્ત રીતે વધારો કરવામાં આવ્યો છે, અને કેટલાક મહત્ત્વના વિષયો ઉપર લેખમાળા શરૂ કરવામાં આવશે. આ સાથે **ગ્રન્થાવલોકન** અને **સાહિત્યચર્ચા**—એ સંબન્ધી આજ સુધી કેટલાંક કારણોને લઈ જે પ્રમાદ થયો છે તે દૂર કરી ભવિષ્યમાં એ વિષય ઉત્સાહથી ઉપાડી લેવામાં આવશે. **ધર્મ** અને **તત્ત્વજ્ઞાનના** લેખો થોડા આવે છે એમ કોઇને અસન્તોષ રહેતો હશે તો તે પણ દૂર કરવા યત્ન થશે. અને વિશેષમાં, **સૃષ્ટિનો** વિષય પણ ઉમેરાશે; તથા જગતના **વાઙ્મયનો** પણ વખતોવખત ગુજરાતી વાચકને લાભ આપવામાં આવશે.

આજ પર્યન્ત દોષો તો અનેક થયા છે: કેટલીક વાર અનિશ્ચિત પગલાં ભરાયાં છે, કેટલીક વાર ધારેલે માર્ગે જવાયું જ નથી, અને કેટલીક વાર પગ ઉપાડતાંની સાથે જ સ્તબ્ધ થઈ ગયો છે. પણ જો એકે પગલું આજ સુધીમાં કુમાર્ગે ભર્યું નથી અને યથાશક્તિ સન્માર્ગે ચાલવા યત્ન કર્યો છે, તો આશા રહી શકે છે કે જે પરમાત્મા 'પઙ્ગુને ડુંગર ઓળંગાવે છે' તે આ પત્રને પૂર્વોક્ત કાર્યમાં જોઇતું બળ આપશે જ.

આટલું જણાવી, આ નવીન ઉપક્રમમાં અમારા સુજ્ઞ વાચકજનનું અને સતીર્થ્ય લેખકમંડળનું અનુમોદન અને સાહાય્ય ઇચ્છી, આ પત્રને અમે આવતા અંકથી એના જીવનની દ્વિતીય ભૂમિકામાં પ્રવેશ કરાવીશું. પરમાત્મા એના જીવનનું રક્ષણ અને પોષણ કરો!—તન્ત્રી.

---

# અનુક્રમણિકા.

## વર્ષ ૫ મું

### સંવત્ ૧૯૬૨-૧૯૬૩.

---